# અનુક્રમણિકા

# સંપાદકીય

ગીતાબંધુ ગ્રંથાવલિના આ નવા ગ્રંથનું સંપાદન કરતાં આનંદ અનુભવીએ છીએ.

બ્રહ્મસૂત્ર અથવા વેદાન્તદર્શન, એ ભારતીય તત્ત્વજ્ઞાનની હિમગિરિમાળાનું ચરમ શિખર છે. ભારતીય તત્ત્વજ્ઞાનનાં છ આસ્તિક દર્શનો સૂત્ર શૈલીમાં લખાએલાં છે. સૂત્ર એ સંસ્કૃત સાહિત્યનો એક ખાસ પ્રકાર છે. સાહિત્યના અમર્યાદ વિકાસને પરિણામે તેના ક્ષેમ માટે આ સૂત્ર સાહિત્યનો ઉદ્ભવ થયો છે. ટૂંકામાં ટૂંકી રીતે, વિષયનું સંપૂર્ણ સ્પષ્ટ નિરૂપણ કરતું અને વિષયનો સાર આપતું, બીજાંકુર ન્યાયે વિચારોને વિકસિત કરતું, હોઇને આ સૂત્રસાહિત્ય સૂતર જેમ મણકાને તેમ વિચારોને કડીબદ્ધ રીતે વ્યવસ્થિત કરવામાં ખૂબ અનુકૂળતા કરી આપે છે. બ્રહ્મસૂત્ર એટલે બ્રહ્મને લગતાં સૂત્ર. બ્રહ્મ શબ્દના અનેક અર્થો છે. એનો એક અર્થ છે વેદ. બ્રહ્મ શબ્દ બૃંહ્‌વૃદ્ધૌ ધાતુ ઉપરથી પણ નીપજે છે. ત્યારે એનો અર્થ થાય છે પરમતત્ત્વ; વિશ્વનું મૂળ તત્ત્વ, જે પ્રતિપળ વૃદ્ધિંગત થતું જોવામાં આવે છે. એટલે બ્રહ્મસૂત્રનો અર્થ બ્રહ્મને લગતું વેદનું કથન એવો કરી શકાય. બ્રહ્મસૂત્રને વેદાન્તદર્શન પણ કહે છે, કારણ કે એમાં વેદાન્ત=વેદને અંતે આવેલા ઉપનિષદોના અર્થનું વિવેચન કરવામાં આવ્યું છે. વેદનો જ્ઞાન એવો અર્થ લઇએ, તો આ દર્શનશાસ્ત્ર જ્ઞાનનો અંત–જાણવા જેવાનું સંપૂર્ણ જ્ઞાન એવો વેદાન્તદર્શનનો અર્થ થાય. આથી તો આ દર્શન તત્ત્વજ્ઞાનની શાખાઓમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે.

આ બ્રહ્મસૂત્રો મહર્ષિ બાદરાયણનાં રચેલાં છે. આશ્મરથ્ય, ઔડુલોમિ, જૈમિનિ વગેરે બીજા અનેકના અભિપ્રાયોનો પણ એમાં ઉલ્લેખ કરવામાં આવેલો હોઇને બાદરાયણ ઉપરાંત બીજા ઋષિઓએ પણ આ વિષયને લગતાં સૂત્રો કે વિવરણો લખ્યાં હશે એમ લાગે છે. અને એ હકીકત ભારતના ભૂતકાળની જ્ઞાન સાધનાની આપણને ઝાંખી કરાવે છે.

સૂત્રો અતિ ટૂંકા બનાવવામાં આવતા હોઇને, વખત જતાં, તેને સમજવા માટે વળી ભાષ્યોની જરૂર ઉભી થઈ. પ્રશ્ન અથવા શંકા ઉત્પન્ન કરનાર પૂર્વપક્ષ અને સમાધાન આપી સિદ્ધાન્તનું પ્રસ્થાપન કરનાર ઉત્તર પક્ષ એ બેની વચ્ચે ચર્ચાના રૂપમાં બ્રહ્મસૂત્રના ભાષ્યો મોટે ભાગે લખાએલાં છે.

સામાન્ય રીતે પ્રસ્થાનત્રયી એટલે કે ગીતા, ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર. એ ત્રણ ઉપર ભાષ્ય લખનારને આચાર્ય કહેવામાં આવે છે. પરંતુ એકલાં બ્રહ્મસૂત્ર પર મૌલિક ભાષ્ય લખનારને આચાર્ય કહી શકાય એટલી આ દર્શનની પ્રતિષ્ઠા છે અને આથી તો રામાનુજાચાર્ય વગેરે બધા આચાર્યોએ ત્રણે પર ભાષ્ય લખ્યાં જણાતાં નથી. શ્રીમદ્ શંકરાચાર્યનું શારીરક મીમાંસા ભાષ્ય, રામાનુજાચાર્યનું શ્રીભાષ્ય, વલ્લભાચાર્યનું અણુભાષ્ય તેમજ મધ્વાચાર્ય તથા નિમ્બાર્કાચાર્યનાં ભાષ્યો વગેરે વેદાન્ત દર્શનના અનેક ભાષ્યો સંસ્કૃતમાં લખાયાં છે એટલું જ નહીં, અનેક વૃત્તિઓ, ટીકાઓ અને ઉપટીકાઓથી આ સાહિત્ય સમૃદ્ધ બન્યું છે. શાંકરભાષ્ય ઉપર ભામતી, કલ્પદ્રુમ, રત્નપ્રભા વગેરે ગ્રંથો સુપ્રસિદ્ધ છે. વળી. એ. ભાષ્યોનાં અનેક ભાષાઓમાં અનુવાદ થયા છે અને એ રીતે એમની કીર્તિ દિગંતમાં ફેલાઈ છે. પરંતુ અમને ખબર છે ત્યાં સુધી ગુજરાતીમાં મૌલિક ભાષ્ય આ પહેલું જ લખાય છે.

ગુજરાતના ગૌરવ સમા આ ભાષ્યના ભાષ્યકાર શ્રી નલિનભાઈ ભટ્ટે આ પહેલાં શ્રીમદ્ ભગવદ્ ગીતા અને શિષ્ટમાન્ય અગિયાર ઉપનિષદો ઉપર સરળ-હૃદયંગમ-મૌલિક ભાષ્ય રચ્યાં છે, જે ગીતાબંધુ ગ્રંથાવલિ દ્વારા પ્રકટ થયાં છે. આ ભાષ્ય રચીને એમણે પ્રસ્થાનત્રયી-ભાષ્યનું એક અતિ ભવ્ય કાર્ય ઇશકૃપાએ પૂરું કર્યું છે. પ્રાચીન પ્રણાલિકા અનુસાર એઓશ્રીએ આચાર્યત્વ પ્રાપ્ત કર્યું છે. ગુજરાત અને સમસ્ત ભારતના આર્ષ સાહિત્ય માટે આ દિવસ ધન્ય છે. ઋષિ સાહિત્યના પુનરુદ્ધારના ભગીરથ કાર્યમાં આચાર્યથી નલિનભાઈ ભટ્ટે મહત્વનો ફાળો નોંધાવ્યો છે. એક જ હાથે એમનાં લગભગ ૭૫ ગ્રંથો એમના નિરંતર ઉદ્યોગ, સ્પષ્ટ વ્યવસ્થિત વિચારણા, ધગશ, શ્રદ્ધા અને આર્ષ સાહિત્ય માટેના પ્રેમની પ્રતીતિ આપે છે. જે વિદ્વત્તા અને મર્મગ્રાહિતા આ ભાષ્યોમાં જોવા મળે છે તે સુહૃદો મુગ્ધા આચાર્યાઃ કથયન્તિ નો અનુભવ કરાવે છે. ભગવાનની વિભૂતિરૂપ આ અધ્યાત્મ વિદ્યાને જનતાસુલભ કરવા માટે ગુજરાત એમનું સદા ઋણી રહેશે. આનુવંશિક પુણ્ય, માતાપિતાની યોગમય જીવનસરણિ દ્વારા સીંચાએલા સંસ્કાર, ગુરુદેવનો અનુગ્રહ, ગહન ઉદ્યોગ, ગુરુગમ વિદ્યાનું નિરંતર યોગમય ચિંતન, મનન, નિદિધ્યાસન, ઇશકૃપા વગેરે વિના આ મહાકાર્ય થઇ શક્યું ન હોત, એમ આ કાર્ય દરમ્યાન આવેલાં વિઘ્નો અને પ્રતિકૂળતા જોતાં કહી શકાય.

ઉપનિષદો અને ગીતા ઉપરના ભાષ્યોની માફક અહીં પણ મૂળ ગ્રંથના પ્રત્યેક શબ્દના અર્થ, વાકયાર્થ અને ત્યારબાદ ભાષ્યની પદ્ધતિ સ્વીકારી છે. પ્રમાણોદ્ધારની બાબતમાં પણ આ ગ્રંથની આગવી વિશિષ્ટતા છે. વેદ, ઉપનિષદો, ગીતા, મનુસ્મૃતિ અને મહાભારતમાંથી ભારોભાર પ્રમાણ આપવામાં આવ્યા છે. સિદ્ધાન્તને દૃઢ કરતાં એ શ્રુતપ્રમાણોનો સંચય ભાષ્યના ભૂષણરૂપ છે.

અધિકારની ચર્ચામાં શુદ્રને પણ પ્રમાણ પુરઃસર આ વિદ્યાનો અધિકારી દર્શાવી એમના ગુરુદેવની પેરે, ભાષ્યકર્તાએ જે ઉદાર દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે તે આજના યુગમાં ખાસ ધ્યાન ખેંચે છે.

મૂળ ગ્રંથ ઉપરાંત પ્રસ્તાવનારૂપે સર્વદર્શનના સારનું નિરૂપણ કરવામાં આવ્યું છે; કારણ કે છ આસ્તિક દર્શનો અને ચાર્વાક, જૈન, બૌદ્ધ–એ નાસ્તિક દર્શનનાં મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોનો સ્પષ્ટ ખ્યાલ આ ગ્રંથના અભ્યાસ માટે અનિવાર્ય છે. વેદાન્ત દર્શનનું નિરૂપણ કરતાં શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્યના મતનું ટૂંક નિરુપણ કર્યું છે જે જિજ્ઞાસુ માટે અતિ ઉપયોગી છે. તત્ત્વજ્ઞાનના વિકાસનો એ ઇતિહાસ રજૂ કરે છે.

આ ગ્રંથના ચાર અધ્યાયો છે અને તે પ્રત્યેકના ચાર પાદ છે. એનું વિભાજન વિષય પ્રમાણે અધિકરણમાં સામાન્ય રીતે કરવામાં આવે છે. અહીં તેમ કર્યું નથી, પરંતુ અભ્યાસની સરળતા માટે બ્રહ્મસૂત્રના સીમાસ્તંભોનું પ્રકરણ ઉમેર્યું છે. વિષયની અનુક્રમણિકાની ગરજ એ સારશે.

વેદાન્ત તત્ત્વજ્ઞાનના મુખ્ય વિષયો છે. જગત્, જીવ અને જગદીશ્વર. શાંકર વેદાન્ત અધ્યારોપ અને અપવાદની પ્રક્રિયા દ્વારા તત્ત્વનો નિર્ણય કરે છે. દુઃખનાં મૂળરૂપી અજ્ઞાનને દૂર કરવાનો માર્ગ ચીંધવા માટે એની પ્રવૃત્તિ છે. આથી જગતનુ સ્વરૂપ, તેનું નિમિત્ત અને ઉપાદાન કારણ, જીવનું સ્વરૂપ, પરિમાણ, અવસ્થાઓ, જીવાત્માના ત્રણ દેહો, તેનું સંસરણ, પંચકોશ વગેરે ઉપાધિઓ, ઈશ્વરનું સ્વરૂપ એ ત્રણેના પરસ્પર સંબંધ, વગેરેનું વિવેચન કરવામાં તે ક્ષીણવીર્ય બને છે. આ તત્ત્વજ્ઞાન પર જીવનનાં મંડાણ કરવાનાં હોઈને તેમાંથી ફળતું કર્મનું તત્ત્વજ્ઞાન અને જ્ઞાન–કર્મ–ઉપાસના રૂપી માર્ગો એ ચીંધે છે. એ દ્વારા આત્માને મૂળ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત કરવા માટે સાધકની સાધન સંપત્તિનો નિર્દેશ કરે છે.

પરિણામે આત્મા અને બ્રહ્મની એકતા દર્શાવી, જીવન્મુક્તિ અને વિદેહ-મુક્તિની લોભનીય અવસ્થા વર્ણવે છે. આમ જો કે જ્ઞાન શાસ્ત્રમાં રહેતું નથી, પરંતુ શાસ્ત્ર પ્રમાણ અને તેને અનુરૂપ તર્ક દ્વારા શક્ય એટલી શંકાઓને નીવારવાનો એક ભવ્ય પ્રયત્ન આ શાસ્ત્રમાં કરવામાં આવ્યો છે. આથી પ્રત્યક્ષ અને અનુમાનથી પર એવા અગમ્ય પ્રદેશને લગતી માનવમનને અસ્વસ્થ કરતી શંકાઓની નિવૃત્તિ માટે આ ગ્રંથોનો અભ્યાસ અનિવાર્ય હશે.

આવો બહુમૂલ્ય ગ્રંથ મનોરમ શૈલીમાં રચી જનતાસુલભ કરવામાં નિમિત્ત બની આચાર્યશ્રીએ ગુજરાતને ગૌરવવંતું કર્યું છે, ઋષિતર્પણ કર્યું છે, અધ્યાત્મવિદ્યાને પ્રફુલ્લિત કરી છે. આ ગ્રંથની પ્રેસ કોપી કરી આપીને શ્રી ઈન્દુબેન શાહે કામને ઘણું સરળ બનાવ્યું એ માટે એમના આભારી છીએ. શ્રી રમણિકલાલ પુ. શાહે ગ્રંથ માટે જરૂરી કાગળોનો ખર્ચ ઉઠાવીને કાર્યને વેગ આપ્યો એ માટે એઓશ્રીને ધન્યવાદ. બીજા દાનદાતાઓ, જેમની સહાય વિના આ ગ્રંથ પ્રકટ ન કરી શકાયો હોત, તેમનો પણ અહીં આભાર માનીએ છીએ. દાતાઓની શુભ નામાવલિ અન્યત્ર આપવામાં આવી છે. મુદ્રણકાર્યને સુંદર રીતે કરી આપવા બદલ શ્રી લલ્લુભાઈ બલસારાનો પણ અહીં ઋણ સ્વીકાર કરીએ છીએ.

મુંબઈ.
તા. ૧૫-૭-૬૩

માલતી શ્રોફ
શાન્તા દેસાઈ



ॐ कार बिन्दुसयुक्त नित्यध्यायन्ति योगिन ।
कामद मोक्षद चैव ॐ काराय नमो नम ॥

# પ્રકાશકનું નિવેદન

બ્રહ્મસૂત્ર એટલે સમસ્ત શાસ્ત્રોનો કળશ. જેમ કથાકાર કહે છેઃ— "आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम्। सर्व देव नमस्कारः केशवं प्रति गच्छति" (આકાશમાંથી પડેલું પાણી જેમ સાગરગામી થાય છે. સર્વ દેવને કરેલા નમસ્કાર અંતે કેશવ પ્રતિ જાય છે) એમ બધા શાસ્ત્રોને જે કંઈ કહેવાનું છે તે બ્રહ્મસૂત્રમાં આવીને સમન્વિત થાય છે. બ્રહ્મસૂત્ર સમજવા જો અન્ય ગ્રંથોનો થોડો પણ અભ્યાસ કર્યો હોય તો વધુ સરળતાથી હૃદયમાં ઉતરી શકે. જો કે પ્રા. શ્રી નલિનભાઈએ ગ્રંથને સૌ લોકો હૃદ્‌ગત કરી શકે એ માટે પોતાની સમગ્ર પ્રતિભાનો સારો એવો ઉપયોગ કર્યો છે. આજ સુધીમાં જોઈશું તો ગીતા–ભાગવત રામાયણ તથા મહાભારત એટલા ગ્રંથો જ ઠીક ઠીક પ્રચલિત હતા. ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્ર એ નામે તો સૌ ભડકતા. સૌને એમ હતું કે એ તે કંઇ આપણને આવડે! એમાં તો વિદ્વાનો અને પંડિતોનું જ કામ! પરંતુ હવે ઉપનિષદો તરફ આમજનતાએ દૃષ્ટિપાત કરવો શરૂ કર્યો છે. હજી બ્રહ્મસૂત્ર તરફ એટલું ધ્યાન ગયું નથી. જો કે આ ગ્રંથ જરા વિચારીએ તો એવો લાગે वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि" (વજ્ર કરતાં પણ કઠણ અને પુષ્પથી પણ વધુ કોમળ) એ માત્ર નામે અઘરો લાગે. પણ જ્યાં એને શરણે જઈ ઉઘાડો ત્યાં એ નવનીતથી પણ વધુ કોમળ એવો આ ગ્રંથ અંદરથી આપણને પંપાળતા પંપાળતા જાણે ખેંચીને બાંધી લે છે. માતાની માફક વાત્સલ્ય પ્રદર્શિત કરે છે.

આ પહેલાં નલિનભાઈએ લગભગ ૭૫ ગ્રંથો લખીને જનતાને ચરણે ધર્યા છે. જેમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી ગીતાને અવલોકીને લગભગ પંદર ગ્રંથો ગીતા પર લખ્યા, છ ગ્રંથો ભાગવત પર લખ્યા અને અગિયાર મુખ્ય ઉપનિષદો લખ્યા. જેમાંથી જનતાના હાથમાં દસ ઉપનિષદો અત્યાર સુધીમાં આવી ગયા છે. બૃહદારણ્ય લખેલું તૈયાર પડયું છે, એ ઉપનિષદ્ ઈશેચ્છા હશે અને સૌનો જ્યારે શિવતમ સંકલ્પ થશે ત્યારે પ્રકટ થશે. આ સિવાય મનન કરવા યોગ્ય અન્ય ઘણાં ગ્રંથો બહાર પડી ચૂકયા છે. ઘણાં વિદ્વાનો-પૂજ્ય શ્રી રવિશંકર મહારાજ જેવા અન્ય સંતોનો પણ એવો અભિપ્રાય છે કે જો આ અને આવા ગ્રંથોનો બરાબર અભ્યાસ થાય તો માનવ જીવન, છે એથી ઘણું ઊંચે જઈ શકે. અરે! જીવનની કૃતાર્થતા સાધી શકે.

આ ગ્રંથ છપાતા સમય ઘણો થયો છે, કારણ વચ્ચે વચ્ચે ઘણાં વિઘ્નો ઉપસ્થિત થયા, છતાં ઈશ્વર કૃપાએ અને અનેકના સહકારે એ જનતા સમક્ષ પ્રકાશિત થાય છે.

આ ગ્રંથમાં નલિનભાઈએ એક વસ્તુ ખૂબ જ સરસ કરી છે. સમગ્ર ગ્રંથનો પહેલાં સંક્ષિપ્તમાં ખ્યાલ આપ્યો અને તે પણ મૂળને જરા પણ અન્યાય ન થાય એ રીતે. જાણે સાગરને ગાગરમાં હાલવ્યો. દરેક પાદમાં શું શું છે તેનો ખ્યાલ આપી પછી ભાષ્ય સહિત મૂળની શરૂઆત કરી.

બ્રહ્મસૂત્રમાં મૂળ ચાર જ અધ્યાય છે, અને દરેક અધ્યાયના ચાર ચાર પાદ છે, એ ચારે અધ્યાયના સોળ પાદ આ રીતે છેઃ—

### અધ્યાય ૧

શા માટે બ્રહ્મ જિજ્ઞાસ્ય છે, એનું નિરૂપણ આવ્યું. એની સાધન સામગ્રી દર્શાવી, જે આ સાધન સામગ્રીથી સંપન્ન હોય તેને જ સાચી જિજ્ઞાસા સંભવે. બ્રહ્મ, સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ છે, એવું સાબીત કર્યું. અનેક આશ્ચર્યોનું જો કોઈ એક આશ્ચર્ય હોય તો તે એજ છે કે પરમાત્મા પોતે જ જગદ્રૂપે પોતાની અનવગાહ્ય શક્તિઓ વર્તી રહેલો છે. નરસિંહ મહેતા તો પ્રભાતિયામાં ગાય છે જઃ— "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જૂજવે રૂપ અનંત ભાસે." એટલું જ નહીં નરસિંહ મહેતાએ તો એને પકડી પાડયો અને એનાથી બોલાઈ ગયું કેઃ— "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે." આ વિચારના પ્રકાશે જ સમસ્ત કોયડાઓ ઉકલી જાય છે. બીજી અગત્યની એ શોધ છે કે સ્થાવર, જંગમ, સ્થૂલ, સૂક્ષ્મ દશ્યાદશ્ય પ્રત્યેક વસ્તુ માત્રમાં એ પરમાત્માનું જ સ્વરૂપ છે. આ પરમાત્મા સચ્ચિદાનંદ–સર્વજ્ઞ–સર્વશક્તિ–સર્વવ્યાપી અને અનંત છે એટલું સૂચિત કર્યું.

આગળ ચાલતાં બતાવ્યું કે વ્યક્તિ વ્યક્તિનો કે રાષ્ટ્રનો ઉપાસ્ય દેવ ભલે ભિન્ન ભિન્ન હોય પરંતુ એ સૌમાં પણ આ એક જ સત્, ચિત્, અને આનંદ સ્વરૂપ વિરાજતો પરમાત્મા વર્તી રહેલો છે, નરસિંહ મહેતાની ભાષામાં કહીએ તો એક જ અર્થ થાય :—

"ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં
અંતે તો હેમનું હેમ હોયે"—

ઈશ્વર એક જ છે, પરંતુ સૌને સૌની રુચિ અનુસાર એ અલગ અલગ ભાસે છે.

પરમાત્મા સૌના અંતરમાં વસતો હોવા છતાં એ નથી કર્તા નથી ભોક્તા. એ જ એના ઐશ્વર્યની અતિશયતા બતાવે છે. એ જ પરમાત્માના સર્જન

અને લય શક્તિ એકી સાથે વસે છે. પરમાત્મા અંતરમાં વસતો હોવાથી એને પકડવા અંતરમાં ઉતરવું પડે, પણ એ સોપાન ઉતરવા માટે ગુરુગમ્ય વિદ્યાની ચાવી જોઈએ. જો ચાવી બરાબર લાગે તો તાળું ખુલી જતાં વાર ન લાગે.

ભારતનો લાડીલો કૃષ્ણ, કે યુરોપમાં (God–ગૉડ) નામે ઓળખાતો પરમાત્મા. ભલે કોઈપણ દેશમાં કોઈપણ નામે ઓળખાતો હોય પણ એ ભિન્ન નથી. જેમ એક જ માણસ કોઈનો કાકો, કોઈનો પિતા, કોઈનો મામો, કોઈનો માસો, કોઈનો દિકરો, કોઈનો પતિ, ગમે તે હોય પણ વાસ્તવિક એ માણસ એક જ છે, એમ વિધવિધ નામે ઓળખાતો પરમાત્મા જુદો નથી એ એક જ છે એવો ન ભૂલાય એવો ધ્વનિ છે.

ગીતાજીમાં વિભૂતિયોગમાં સ્વયં શ્રીકૃષ્ણ ભગવાને ગાયું છેઃ— "ભૂતાનામસ્મિ ચેતના" (તમામ ભૂતોમાં હું ચેતન છું) અહીં ભૂત=જીવમાત્ર, ઘાસના તણખલાથી માંડીને બ્રહ્માંડ સુધી સમગ્રનું ચેતન તે હું છું. આનો સ્વીકાર કરીશું તો વિશ્વશાસનનો બીનશરતી સ્વીકાર આપણે કરવો જ રહ્યો. અને આથી શરણાગતિના સ્વીકારમાં જ સૌનું શ્રેય સમાયેલું છે. આ વિશ્વ એ જ પ્રભુના અવયવો છે. શ્રીમદ્ ભાગવતમાં બીજા સ્કંધમાં આ વર્ણન મહર્ષિ વ્યાસ ભગવાને ખૂબ જ સુંદર રીતે વર્ણવેલું છે. આથી અખંડ પરમાત્માનો જ સ્વીકાર હિતાવહ છે.

સ્થાવર જંગમનો આધાર પરમાત્મા છે. એક કવિએ તો હૃદય ખોલીને ગાયું છેઃ-"નિર્બલકે ભગવાન, નિર્ધન કે ભગવાન" બીજા પણ એક કવિએ સૌના આધારસ્થંભરૂપ પરમાત્મા માટે ગાયુંઃ- "નોધારાનો આધાર એ જગમાં" પરમાત્મા નિરાધારોનો આધાર છે, નિરાશ્રિતોનો આશ્રય છે વળી એ અક્ષર છે એમ સિદ્ધ કરી એનું નિત્યત્વ અને વ્યાપિત્વ સૂચવે છે. ઉપરાંત પરમાત્મા સૌનો નિયતા છે, આથી સ્થાવર જંગમમાં સૌ વ્યવસ્થિતપણે વર્તે છે. ઉપનિષદોમાં તો ઋષિઓએ ગાયું છેઃ-ભયાત તપતિ સૂર્યઃ" સૂર્ય, ચંદ્ર, તારા સાગરના ભરતી ઓટ, અરે યમદેવ પણ-એના ભયથી જ આ જગતમાં બધું પ્રવર્તિ રહ્યું છે. કોઈની તાકાત નથી કે એની સામે હુંકારો કરી શકે.

દહર પ્રકરણ ઉત્તર મીમાંસાનું એક ચમકીલું રત્ન છે. પરમાત્મા દેશ-કાળ-વસ્તુના પરિચ્છેદથી અપરિચ્છિન્ન હોઈને સર્વથા અનંત છે. અંગુષ્ઠમાત્રે હૃદયમાં વસતો પુરુષ તે પરમાત્મા જ છે. કેમકે 'હૃદય એનું આયતન છે. જે કોઈ હૃદયમાં ઉતરે તેને એકી વખતે વામન અને વિરાટની અનુભૂતિ થશે.

વળી એવું પ્રતિપાદન કરે છે કે બ્રહ્મજ્ઞાનમાં માનવમાત્રનો અધિકાર છે. બ્રાહ્મણાદિ શબ્દો ગુણવાચક છે, જાતિવાચક નથી. બ્રહ્મજ્ઞાન માટે એક જ અગત્યની આવશ્યક વસ્તુ છે ને તે છે સાધન સામગ્રી. આ વહેતું માનસ અહીં જોવા મળે છે.

પ્રથમાધ્યાયના ચોથા પાદમાં મુખ્ય વાત એ કરે છે કે પ્રકૃતિ જડ હોવાથી સ્વતંત્રપણે એ જગતનું કારણ થઈ શકતી નથી. એ તો પરમાત્માની શક્તિ છે, આથી જગતનું નિર્માણ કરે છે, એમ બતાવી પરમાત્મા જ જગતનું મૂળ કારણ છે એમ સિદ્ધ કરે છે.

## અધ્યાય ૨ જો

આ અધ્યાયની શરૂઆતમાં એ બતાવે છે કે વેદાન્ત અને અન્ય શાસ્ત્રો વચ્ચે અવિરોધ છે. વેદાન્તને પહોંચવા અન્ય સોપાન છે. વળી કાર્ય કારણની અનન્યતાનું સ્થાપન કરી પરમાત્મા જ જગતરૂપે વિલસી રહ્યો છે, એ શ્રુતિઓ દ્વારા સાબીત કર્યું. પરમાત્માની જગદ્રચના બાહ્ય સાધન નિરપેક્ષ છે. અર્થાત્ પરમાત્મા પૂર્ણ શક્તિ છે એ સિદ્ધ કર્યું. આ અધ્યાયના ત્રીજા પાદની કિંમત આત્માના સ્વરૂપનું નિર્ધારણ કરી, તથા સ્વકીય વિચાર શ્રેણીમાં રહેલા દોષોના માર્જન દ્વારા ખુબ વધારી.

જીવાત્મા કદી જન્મતો નથી ને મરતો નથી. ગીતાજીમાં ભગવાને સ્વમુખે ગાયું છેઃ–

"नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः" ॥

(આત્માને શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ તેને બાળતો નથી, પાણી તેને પલાળતું નથી, અને વાયુ તેને સુકવતો નથી) આત્મા અજ છે ને અમર છે. એ જ્ઞાનસ્વરૂપ છે. બધા પરિમાણથી પર છે, એ અણુ પણ નથી ને મહત્ પણ નથી. જ્યારે જીવભાવનો અધ્યાસ સ્વીકારીએ એટલે એમાંથી ફલિત થતું આત્માનું કર્તૃત્વ સ્વીકારવું પડે, પણ કર્તૃત્વ અનિત્ય છે, એમ સમર્થિત કરી જીવભાવની નિવૃત્તિ સાથે એ અધ્યસ્ત એટલે આરોપેલી કર્તૃત્વની પણ નિવૃત્તિ જ થાય છે. જીવમાત્ર પ્રભુનો આભાસ માત્ર છે, પણ એ પ્રભુથી ભિન્ન નથી. પરિણામે એક જ વ્યાપક આત્મા સિદ્ધ થાય છે, અને તે બ્રહ્મ, આથી "जीवो ब्रह्मैव नापरम्" એ એક જ વાત સિદ્ધ થાય છે.

આ અધ્યાયને અંતે પ્રાણ ઇન્દ્રિયો વગેરેની ઉત્પત્તિની ચર્ચા આવી. ઇન્દ્રિયો ઇતર પદાર્થો માફક જન્મે છે. ભૂતોની સૃષ્ટિ પહેલાં ઇન્દ્રિયોની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. આકાશાદિ પાંચ સૂક્ષ્મ ભૂતો પણ બ્રહ્મમાંથી જન્મે છે, આ જ રીતે મુખ્ય પ્રાણ. મુખ્ય પ્રાણ જીવાત્માનું ઉપકરણ જ છે. આ પ્રાણ પાંચ વૃત્તિઓવાળો છે.

સૂક્ષ્મ દેહ પણ બ્રહ્મમાંથી જ જન્મે છે, ને મોક્ષ પર્યંત ટકે છે. પ્રાણ ઇન્દ્રિયો વગેરેના અધિષ્ઠાતા દેવો છે. પ્રાણ વગેરેનો સંબંધ જીવાત્મા સાથે છે. આ ચરાચર સૃષ્ટિ પરમેશ્વરીય કર્મ છે. અને શરીર પંચમહાભૂતોમાંથી જન્મે છે.

## અધ્યાય ૩ જો

આ અધ્યાયની શરૂઆતમાં માનવને એક ખાસ ચીમકી આપી છે કે ઓ માનવ! કોઈની સિદ્ધિ સામે દૃષ્ટિ ન કર. સિદ્ધિ જોઇ વલખાં ન માર. જરા એની સાધના જો. સાધના વિના સિદ્ધિ નથી. જેટલી સાધના તીવ્ર એટલી સિદ્ધિ તીવ્ર. આ પ્રકરણમા વૈરાગ્યાદિની સાધનાની વિચારસરણી બતાવી છે. તદુપરાંત આ અધ્યાયમાં સૌને માટે અતિ રમણીય એવી જીવના આવાગમનની વાત આવી. કઇ રીતે જીવ જાય છે ને કઈ રીતે આવે છે એ અતિ સુંદર રીતે વાત મૂકી. જાણે સૌની જ કથની આવી.

અને પછી તો જીવની ત્રણ અવસ્થા જાગૃત, સુષુપ્ત અને સ્વપ્નાવસ્થા તથા પરમાત્મા આ બધાથી પર છે એ બતાવ્યું. જીવની શિવતાનું રહસ્ય કથન અને પરમાત્મા પ્રત્યે ભક્તિભાવનું કારણ નિરૂપણ કર્યું. ભગવાન કોટિ મન્મથ લાવણ્ય હોવા છતાં અરૂપ છે, હજારો નામવાળો હોવા છતાં અનામ છે, એ સિદ્ધાન્તનું સમર્થન આવ્યું. પરમાત્મા સર્વસત્તાધીશ છે. એ કર્મફલનો પ્રદાતા છે. ઉપનિષદે ખૂબ સુંદર કલ્પના મૂકી છે:–એક વૃક્ષ છે ને એના પર બે પક્ષીઓ છે, એક નાનું ને એક મોટું. મોટું પક્ષી તે પરમાત્મા ને નાનું પક્ષી તે જીવ. પરમાત્મા જીવરૂપી નાના પંખીને કર્મના ફળ યથા નિમિત્ત દેશ કાળ રૂપે પ્રકાશિત કરે છે.

ઉપાસના સાક્ષાત્કારમાં પરંપરાએ ઉપકારક છે. ઉપાસનાનો અર્ક કાઢીએ તો એક જ નીકળે કે પરમાત્મા ગુણરાશિ છે. સમસ્ત ઉપાસનામાં ગુણનો ઉપસંહાર થવો ઘટે. બીજો એક નિર્ણય એમાં એ આવ્યો કે ઉપાસના દ્વારા સાક્ષાત્કાર પમાય છે. સાક્ષાત્કાર પામેલા જીવો ઇશ્વરીય

કર્મ કરવાને જ અવતરે છે. પણ એ કર્મોથી લેપાતા નથી. ઉપાસનાની પૂર્ણતા જાણવા એકજ માપદંડ બતાવ્યો કે જીવની શિવરૂપે સ્વાભાવિક અભિન્ન પ્રતીતિ થાય. અને એ જ છે ઉપાસનાનું ફળ.

ઉપાસના જ્ઞાનના પ્રતિબંધને તોડી નાંખે છે. આથી નિતરું નિર્મળ જ્ઞાન વારિપ્રવાહવત્ વહેવા માંડે છે. આ અધ્યાયના છેલ્લા પાદમાં કર્મકાંડ અને જ્ઞાનકાંડ વચ્ચે ખૂબ જ હૃદયંગમ ચર્ચા ચાલે છે. ચિત્તશુદ્ધિ એ કર્મનું ફળ છે, ને જ્ઞાન માટે એ અતિ આવશ્યક છે. નિતરા વિશુદ્ધ ચિત્તરૂપી પાત્રમાં જ જ્ઞાનપય ટકે છે. જેમ "સિંહણ કેરું દૂધ કનક પાત્રે ઠરે." એમ જ્ઞાનરૂપી દૂધને વિશુદ્ધ ચિત્તરૂપી કનકપાત્ર જોઇએ. જ્ઞાન માટે અંતરંગ સાધન ખૂબ આવશ્યક છે. જ્ઞાનના સાધનો બતાવ્યા. શ્રવણ–મનન–નિદિધ્યાસન. સાધના પૂર્ણ થાય તે જ ક્ષણે મુક્તિનો સૂર્યોદય થાય છે, સાધનાની અપૂર્ણતાએ જ મુક્તિમાં વિલંબ થાય.

## અધ્યાય ચોથો

આ તો ફળશ્રુતિનો અધ્યાય છે. ધ્યાન પણ ખૂબ જ જરૂરી છે, કારણ એની આવશ્યકતા સાક્ષાત્કાર સુધી છે.

માનીએ કે ધ્યાન થયું, ને સાક્ષાત્કાર પણ થયો, તો સાક્ષાત્કારનું પણ ફળ શું? તો એનું ઘણું મોટું ફળ બતાવ્યું છેઃ–સંચિત અને ક્રિયમાણ કર્મો, તથા પાપ અને પુણ્ય બધાનો છેદ ઊડી જાય છે. ઉપરાંત પ્રારબ્ધ ભોગવવાની કળા આવડે. પ્રારબ્ધ ફીટાવવાનો એક જ ઉપાય કે આત્મજ્ઞાન બાદ આજીવન નિષ્કામ કર્મયોગ કરતાં કરતાં તે પ્રસન્નતાથી પ્રારબ્ધને ભોગવતો જાય ને એમ કરતાં કરતાં પ્રારબ્ધ કર્મ પણ નિઃશેષ થઈ જાય છે.

આ અધ્યાયની મધ્યમાં મરનારની પ્રતિલોમ ગતિ બતાવી. પંચ–મહાભૂતોમાંથી આપણે જન્મીએ છીએ, અને જ્યારે જીવ જાય છે ત્યારે એ કઈ કઈ રીતે પીછેહઠ કરે છે એનું સુંદર નિરુપણ બતાવ્યું.

છેલ્લા પાદમાં બે જાતની મુક્તિ બતાવી. (૧) વિદેહ મુક્તિ (૨) જીવન મુક્તિ. જીવન મુક્તનું ઐશ્વર્ય અપ્રતિહત હોય છે અને તે સ્વરાટ્ થાય છે. તેને શરીરાભિમાન નથી. તે સર્વજ્ઞ બને છે. જીવન મુક્તના ઐશ્વર્યને મર્યાદા હોય છે. મુક્તાત્મા, પરમાત્મા સ્વરૂપ થતો હોઇને તેની પુનરાવૃત્તિ નથી. એ સિદ્ધાન્તનું નિરૂપણ કરી આ ગ્રંથની ઇતિ કરે છે.

આવા કૂટ અને નીરસ લાગતા ગ્રંથમાંના જ્ઞાનરૂપી અમૃતફળને રસપ્રદ કરી વિશ્વાત્માને ચરણે ધરવા જ કેમ જાણે નલિનભાઇનો જન્મ ન હોય એમ લાગે છે! ઈશ્વર જ એમની પાસે મહાન કાર્યો કરાવી રહ્યો લાગે છે. એ પુણ્યાત્માને ઈશ્વરે જે અતિ કિંમતી શક્તિ પોતે પ્રસન્ન થઈ આપી છે એક તો ચિંતનની અને બીજી વકતૃત્વ અને લેખનની વાણી અને વિનાયકની પૂરી કૃપા સંપાદન કરેલા એ જીવનું જગત્ ઋણી છે એમની આ અપૂર્વ સેવાના બદલામા આપણે સૌ શુ કરીશુ ? જેવો પદાર્થ તેવી જ કિંમત આપવી ઘટે આ ગ્રથને સૌ કોઈ અપનાવે, અને સર્વે અન્યોન્યના પ્રેરક બની આ જ્ઞાનગગાનો સદુપયોગ કરી ખોવાયેલી પોતાની જાત શોધવા પ્રયત્ન કરે નલિનભાઈ તો ખેડૂત માફક જ્યા જ્યા ભૂમિ દેખાય ત્યાં ત્યાં વાવણી કરે છે એ બીજ અકુરિત થાઓ, અને અકુરાવસ્થામાથી વટવૃક્ષ માફક છવાઈને ફલિત થાઓ.

પ્રાચીન પરપરા અનુસાર એવુ ચાલ્યુ આવે છે કે જે કોઈ વિદ્વાન ગીતા–ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રરૂપી પ્રસ્થાનત્રયી પર સ્વતત્રનયા ભાષ્યો લખે એઓ આચાર્યની કોટિમા આવે એ ન્યાયે નલિનભાઈ ઈશકૃપા, ગુરુકૃપા, ગ્રથકૃપા, આત્મકૃપા, અને વશકૃપાએ આજે જગતમા એ બધા ગ્રથો સ્વભાષ્યો સહિત વહેતા મૂકનારા પ્રથમ ગુજરાતી છે એટલે આચાર્યની પદવી એમને એ દૃષ્ટિએ મળી જ ચૂકી છે

હજી કામ કરવાની ઉત્કટ ધગશ, અદમ્ય ઉત્સાહ એમની નસેનસમા વહી રહ્યા છે આપણે સૌ ઈશ્વરને પ્રાર્થીએ કે એમનામા અખૂટ શક્તિનો સચાર સદા વહતો રહો

હરિ ૐ તત્સત્

# अस्मदीयम्

પ્રિયાત્મન્! આખી દુનિયા જ આશ્ચર્યરૂપ લાગે છે! હુ એ આશ્ચર્ય–તુ એ આશ્ચર્ય–આજુબાજુનુ, અદરનુ અને બ્હારનુ–બધુ વિશ્વ જ આશ્ચર્ય છે અને તેમા પણ આ જીવ જ્યારે 'બ્રહ્મસૂત્ર સાધન ભાષ્ય' લખવાનુ દુસાહસ કરે, ધૃષ્ટતા કરે ત્યારે તો वेद न चैव कश्चित् છતા आश्चर्यवत् वदति तथैव चान्य आश्चर्यवच्चैनमन्य शृणोति ના કરતા પણ આશ્ચર્યની અવધિ લેખાય! પણ જ્યારે અતર્યામી વ્હાલો હાથ પકડે, બાય ઝાલે, ઊચકી લઈ ચલાવે ત્યારે કયુ આશ્ચર્ય અસભવિત? એના અનુગ્રહ સિવાય, ગુરુદેવની નિર્વ્યાજ કરુણા સિવાય, સતાત્માઓની શુભાશિષો સિવાય એમા બીજુ કશુ જ નથી! સાધનાના વીત્યા વર્ષો તરફ નજર જાય છે ત્યારે એકાએક એ વર્ષોનો તનમનનો પ્રયત્ન, વચ્ચે આવેલી અનેક અકથ્ય બાધાઓ, વિઘ્નો, મુશ્કેલીઓ, સતાપો, નિરાશાઓ, ઉદ્વેગો–આ બધુય છતા, કેવી રીતે આ થયુ હશે–એક વિસ્મયજનક ઈશ્વરાનુગ્રહની કથા જ છે! હરિ લાજ રાખે છે એવુ માનવાને પૂરુ કારણ છે!

આ બ્રહ્મસૂત્ર સાધન ભાષ્ય કોણ વાચનાનુ છે એ ખબર નથી! એનો કોણ ઉપભોગ અને ઉપયોગ કરશે એ અગે સ્હેજે માહિતી નથી–એ જરૂરી હતુ કે નહીં તેની પણ ખબર નથી!—અદર એક ચળ હતી અને તે પૂરી કર્યે જ ચેન હતુ એટલે આ થયુ છે એ થઈ રહ્યા બાદ લાગ્યુ છે કે એ આ જીવની સ્વતત્ર ઈચ્છા ન હતી કોઈક અગમ્ય શક્તિ એ કરવામા રસ ધરાવતી હતી તેણે નિમિત્ત કર્યો અને પડતા આખડતા પણ આ તેની ઇચ્છાને તોષવા કરાવ્યુ છે તો જેણે સ્વય આ કરાવ્યુ છે તે આનાથી પ્રસન્ન હો

અને આ ભાષ્ય લખાય એવી આ જીવની શક્તિ જ ન હતી આતર ઇચ્છા જરૂર હતી. વર્ષો સુધી જગતના સર્વોચ્ચ ચિન્તકોના સસર્ગમા રહી તેમણે આ પૂર્ણ વ્યવસ્થા વિષે શુ કહેવાનુ હતુ એ જાણવાના કોડ હતા. પણ લખવાની સ્વતત્ર શક્તિ તો ખુટતી જ હતી! પણ પેલા કવીશ્વર કાલિદાસની ઉક્તિ સ્મરણમા આવે છે કે—

अथवा कृतवाग् द्वारे वंशेऽस्मिन् पूर्वसूरिभिः ।
मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गति ॥

અને આથી પૂર્વસૂરિઓને ફાળે જ મુખ્ય યશ જાય તો જરાએ અજુગતું નથી. ખાસ કરીને ભગવાન ભાષ્યકાર અને હૃદયનિષ્ઠ ગુરુદેવના ગ્રંથોની જો સહાય ન હોય તો આ બ્રહ્મસૂત્ર–સાગરમા આ મછવો ડૂબી જ જાય એમા આશ્ચર્ય નથી! અનેક પૂર્વ વિચારકોના ખેડેલા આ ધર્મક્ષેત્રમા યાત્રા કરવાનુ સામર્થ્ય તે ગીતાગાતાએ ગુરુદેવની પ્રેરણાથી આપ્યુ અને આ अखिलं रथ्योदकं-गागप्रवाहमा મળીને પવિત્ર થયુ!

અને પ્રિયાત્મન્! તુ કોણ છે એ જાણવાનુ સામર્થ્ય નથી તુ છે આત્મન્ છે પ્રિય છે તે ઉપરાત તુ કોણ છે એ તો તુ પણ જાણે છે કે કેમ તે અગે ખબર નથી! મારી આ શોધ હતી તુ મળે ત્યા સુધી તારે વિષે જાણવાની ઇચ્છા રહે. તુ મળે પછી તું અને હુ એવા પ્રતિયોગીઓ જ ઓગળી જતા હોઇને ભેદજ્ઞાન જ ઓગળી જાય છે–એ સમાધિ તૂટે ત્યારે અતિપ્રાચીનતમ સસ્કારમાથી સ્મૃતિની એક અર્તિ આછી ઝલક જણાય છે એ સમાધિભગની અવસ્થામા તુ મારુ પ્રતિબિબ જ છે એટલુ યાદ આવે છે–આટલી ખબર છે તેથી ભિન્ન કશુ જ યાદ આવતુ નથી! હુ–તુ–તે–જ ઓગળી જાય છે! તો પછી તારો કોઈ પરિચય જ નથી! પરિચય જૂઠ છે અપરિચય જ સાચ છે તો સાચ જ જીવો એ જ તારો પરિચય છે

---

બ્રહ્મસૂત્ર સાધન ભાષ્ય સાથે પ્રસ્થાનત્રયીની સાધના પરમાત્મકૃપાએ પૂરી થાય છે એમા વ્હાલા નન્દનન્દનની અસીમ દયા સિવાય શુ જોઉ? ગુરુદેવના અમોઘ આશિષો વિના શુ વાચુ! જેનો અનુગ્રહ તે જ એનાથી પ્રસન્ન થઈ સર્વસ્વરૂપ જાતને પ્રસન્ન કરો એટલી અભ્યર્થના

છેવટે એક જ પ્રાર્થના—

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहित मुखम् ।
तत्त्व पूषन् ! अपावृणु सत्यधर्माय दृष्टये ॥

હરિ ॐ તત્સત્

—નલિન મ. ભટ્ટ

# સામાન્ય વક્તવ્ય

બ્રહ્મસૂત્ર વેદાન્તશાસ્ત્રનો સર્વશ્રેષ્ઠ પ્રામાણિક ગ્રંથ છે. એ સૂત્રોના અભ્યાસ સિવાય, એના અર્થના સાક્ષાત્કાર સિવાય, બ્રહ્મમીમાંસા અધૂરી છે. બ્રહ્મસૂત્ર સિવાયનું બ્રહ્મજ્ઞાન અવ્યવસ્થિત છે. યદ્યપિ શાસ્ત્રમાં સાક્ષાત્કાર લખ્યો હોતો નથી, શાસ્ત્રમાં પરમાત્માનુભવ વસતો નથી, સાક્ષાત્કાર અને અનુભવ તો પરમાત્મામાં જ વસ્યો છે, વસ્તુમાં રહે છે છતાં એવા અનુભવની તીવ્ર ઈચ્છાસંપન્ન જીવને માટે એ યથાર્થ માહિતી અને નકશો તો પૂરો પાડે જ છે! "પ્રવાસીના ભોમીઆની" ગરજ તો બ્રહ્મસૂત્ર સારે જ છે. અને આથી પરદેશના પરિચિતને સ્વદેશમાં જવાની ઈચ્છા થાય તો આ પથભોમીઓ જ એકમાત્ર અમર અને સ્વાધીન સાધન છે એ હકીકત છે. અને આથી બ્રહ્મસૂત્ર અનન્તના યાત્રીને માટે અનિવાર્ય છે.

આ બ્રહ્મસૂત્રો ભગવાન બાદરાયણ વ્યાસજીએ રચેલાં છે. એમની સૂક્ષ્મ અને સારગાહી દૃષ્ટિ, એમની સમાધિમયતાનો પરિચય કરાવે છે. વ્યાસજીનો તત્વપરામર્શ હજારોને તત્ત્વાનુભવ માટે પ્રેરક બને છે. હજારોના અનુભવનો તાળો મેળવી આપે છે, વિચાર અને અનુશીલન માટે અનન્ત પ્રદેશનાં ઉદ્ઘાટન કરાવી આપે છે–અનેક જીવનો સુધી ન ખૂટે એવી વિચારોની રસમયી અને નિત્ય તાજી સામગ્રી આપે છે. આ અગાધ, અજ્ઞેય, પરિપૂર્ણ વિશ્વ વ્યવસ્થાને સમજવાનું એક સફળ નિષ્ફળ, દિવ્ય અદિવ્ય, ભવ્યાભવ્ય સાહસ છે. એ સાહસ માટે જોઈતી હિંમત અચરત ઉપજાવે છે. ભાવયાથાત્મ્યનાં અથાહ ગાંભીર્ય માપવાનો આ એક આશ્ચર્યજનક અને લગભગ ફળદ્રુપ પ્રયત્ન છે. આ સૂત્રો દ્વારા જેવડું અને જેટલું બ્રહ્મ પકડાય છે તેવડું અને તેટલું જીવનને કૃતકૃત્ય કરવા પૂરતું છે!

એવાં આ અદ્ભુત–ધન્યાતિધન્ય શાસ્ત્રના રચયિતાના અંગત જીવન વિષે સંભવિત નિગમનોની અપ્રતિષ્ઠિત પરંપરા નીપજાવવી–ડુંગરો ખોદીને ઊંદર પણ ન આપવાનો વન્ધ્ય પ્રયોગ કરવામાં સમય, શક્તિનો વ્યર્થ વ્યય કરવાનું ઉચિત લાગતું નથી. આથી એવો યત્ન કરવો અહીં ધર્મ્ય માન્યો નથી.

બ્રહ્મસૂત્રો ઉપનિષદ્ વાક્યોની મીમાંસા કરતાં હોઈને બ્રહ્મસૂત્રોના અભ્યાસ માટે ઉપનિષદોનો તલસ્પર્શી અભ્યાસ કેવળ અનિવાર્ય છે. ઉપરાંત ઈતર બધાંય શાસ્ત્રો, દૃષ્ટિનો ઉત્કર્ષ સાધતાં હોઈને, ઈતર સમસ્ત શાસ્ત્રોનું ઓછામાં ઓછું સામાન્ય તટસ્થ જ્ઞાન વેદાન્ત સૂત્રભાષ્યને સમજવા માટે

આવશ્યક છે! અને આથી બ્રહ્મસૂત્રના પૂર્ણ અવગાહન માટે ઋગ્વેદથી માંડીને તે યુગ સુધીના સમસ્ત વાઙ્મયનો પરિચય, વિનોદી રીતે રજૂ કરીએ તો, જરૂરી છે! અને આથી આ ગ્રંથને સમજવા માટે સાધક સૂક્ષ્મ, વ્યવસ્થિત શાસ્ત્રીય વિચારપદ્ધતિનો મર્મજ્ઞ હોવો જરૂરી છે આથી જ બ્રહ્મસૂત્રો અભ્યાસી માટે અંતિમ શિખર છે આથી જ આ શાસ્ત્ર વાંચી જવાનો ગ્રંથ નથી! પાના ફેરવી જવા યોગ્ય ગ્રંથ નથી! આ તો દીર્ઘકાળ-નિરન્તર-સત્કારપૂર્વક અભ્યાસ કરવા યોગ્ય ગ્રંથ છે છતાં પ્રારંભિક અભ્યાસવાંછુને પણ એ પ્રેરક નીવડશે એવી શ્રદ્ધા છે પણ એના મૌલિક રસાસ્વાદ માટે સાધનામય જીવન હોવું જોઈશે સંસ્કૃત ભાષાનો અભ્યાસ પણ હિતકર હશે જ સંસ્કૃત પ્રત્યે ઉદાસીનતા દાખવી દેશે શું ગુમાવ્યું છે. અને ગુમાવતો જાય છે એ ભાવિ બતાવશે જે યુગમાં પૈસો અને પૈસો જ જીવનના સૌ પ્રશ્નોનો પ્રશ્ન છે તે યુગમાં સંસ્કૃત ભાષા અનાદરણીય બને તો તે માટે યુગનું માનસ જ જવાબદાર છે દીયેત કસ્ય દૂષણમ્? ઉપગત જીવનના જેટલાં હોઈ શકે તેટલાં ધ્રુવ-ઉચ્ચતમ અને અવિચળ મૂલ્યો આપવાનો આ ગ્રંથ પ્રયત્ન કરે છે એવાં મૂલ્યો જીવનની સનાતન જરૂર હોય છે જે જગતમાં મોત હોય તે જગતમાં આવાં મૂલ્યો જ એકમાત્ર મૂલ્યો હોઈ શકે છે આથી સ્થિત પ્રજ્ઞ થવા મથતા જીવો આ ગ્રંથનો પૂરો રસાસ્વાદ માણવે અધિકારી હશે અથાતો બ્રહ્મજિજ્ઞાસા—મા ગ્રંથ બહુ જરૂરી છે એ હશે તો અનાવૃત્તિ શબ્દાત્ સુધીનું આ શાસ્ત્ર હૃદયસ્થ થવું સરળ હશે

બ્રહ્મસૂત્ર સાધન ભાષ્યને જનતા સમક્ષ છે તેવા રૂપરંગમાં મૂકવાનું સમગ્ર પ્રયત્ન શ્રેય સૌ ઈન્દુબેન રમણિકલાલ શાહ, વ્યવસ્થાપક, ગીતાબંધુને ફાળે જાય છે આ ગ્રંથની આખી પ્રેસ કોપી કરવાનું કંટાળાજનક-શ્રમદાયક કાર્ય પણ એમને ફાળે જાય છે ભાઈશ્રી રમણિકલાલ શાહ અને ઈન્દુબેન શાહના સંયુક્ત પ્રયત્ને આ ગ્રંથના મુદ્રણકાર્યનું અસ્તિત્વ આવ્યું, આ ભવ્ય પ્રયત્ન માટે એ ધન્ય દંપતી સુયોગ્ય ગૌરવ લઈ શકે ગૂજરાતનું સારસ્વત જીવન એમનું એ અર્થમાં ઋણી છે એમના સિવાય આ સમસ્ત વ્યવસ્થાભાર કોણે કર્યો હોત તે અમને સમજાતું નથી

સંપાદનનું જવાબદારીભર્યું કામ સ્વનામધન્ય શ્રી માલતીબેન શ્રોફ તથા સૌ શાન્તાબેન દેસાઈએ આત્મીય કર્તવ્યના હુલસાએ કર્યું છે એ બન્ને વિદુષી બેનોએ ગૂજરાતના નામને અને ગુર્જરી સરસ્વતીને ઉજ્જવળ કરનારું માનો મન આરંભેલું છે ગીતાબંધુના એ સહ-તંત્રીઓને

તે માટે ધન્યવાદ ઘટે છે. અમારા મિત્ર ભાઈશ્રી લલ્લુભાઈ બલસારાએ મુદ્રણ કાર્યને સુંદર રીતે કરીને કાર્યને ઉજાળ્યું છે. ગીતાબંધુના એઓ ત્રીજા વ્યવસ્થાપક છે. આમ ગીતાબંધુના સમસ્ત સહકાર્યકરોને ફાળે આ ગ્રંથના પ્રાકટ્યનો સમસ્ત ફાળો જાય છે. અમને તો એ વ્યવસ્થાપક અને સહતંત્રીઓના પંચકે ઉજળા કર્યા છે. અમને શ્રદ્ધા છે કે આ કાર્યકરપંચક ભાવિમાં પણ ગૂજરાતના આર્ષ સારસ્વત જીવનને પ્રોજ્જ્વલ કરવા વ્રતબદ્ધ રહેશે જ. એ સૌનું પ્રભુ ભલું કરો.

છેવટે જેમણે જેમણે સાક્ષાત્ કે પરોક્ષ રીતે આ પ્રભુકાર્યમાં કોઈપણ રીતે સ્હેજ પણ સહાનુભૂતિ પણ દર્શાવી છે તે સૌનો ઋણ સ્વીકાર કરતાં વિનમ્ર થવાય છે.

હરિઃ ૐ તત્ સત્

૨૦૧૯
ગુરુપૂર્ણિમા
મુંબઈ.

નલિન મ. ભટ્ટ

ॐ

॥ त्वदीयं दीयते तुभ्यम् ॥

જેના કૃપા-જળવતી થઈ શુદ્ધ બુદ્ધિ
જેની સદૈવ કરુણામય વ્હાલ-દૃષ્ટિ;
જેના અનુગ્રહ વડે થઈ આત્મસિદ્ધિ
સો સો હજો ગુરુતણા ચરણે પ્રણામ

• • • આત્મનિષ્ઠ

પૂજ્યચરણ ગુરુદેવ

શ્રી હરિપ્રસાદ વૈદિક મુનિજી

ની

પાવની સ્મૃતિને—

કૃષ્ણ જયન્તી
૧૨-૮-૧૯૬૩

નલિન મ. ભટ્ટ

॥ श्रीमन्निखिलशास्त्रनिष्णातपण्डितस्वामिहरिप्रसादवैदिकमुनयः
श्रीमद्भगवद्गीतोपनिषद्वैदिकभाष्यप्रणेतारः



यो दर्शनेषु सर्वेषु वेदान्तादिषु विस्तराम् ।
अकरोद् वैदिकीं वृत्तिं मूर्तिपूजामयापराम् ॥ १ ॥
सन्ध्यायाः वैदिक भाष्यमथो स्वाध्यायसंहिताम् ।
आतनोद् वेदसर्वस्व श्रीलां च जपसंहिताम् ॥ २ ॥
गीतोपनिषदो भाष्य वैदिक पदशोऽकरोत् ।
निखिलशास्त्रनिष्णात उदासीनशिरोमणिः ।
सोऽयं वेदविदां श्रेष्ठः पण्डितो वैदिको मुनिः ॥ ३ ॥

# સર્વદર્શન સાર નિરૂપણ

## (૧)

માનવ વિવેકી પ્રાણી છે. વિવેક એને બીજાં પ્રાણીઓથી જુદો પાડે છે. એનામાં જેમ ઈતર જીવો સાથે સામ્ય છે તેમ તેમનાથી વૈષમ્ય પણ છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન વગેરેની દૃષ્ટિએ જો એ બીજા જીવો સાથે સમાન ભૂમિકા ઉપર હશે તો વિવેક વિચાર વગેરેની દૃષ્ટિએ વિષમ ભૂમિકા ઉપર પણ છે. અને આહાર વગેરે ક્રિયાઓમાં પણ એ ઈતર પ્રાણીઓથી વિશેષ રીતે તરી આવે છે. સર્જનની પળે માનવ અને ઘોડા-બન્નેને સૃષ્ટિના કર્તાએ ખાવા માટે ચણા આપ્યા હતા અને ઘોડો હજી, સૃષ્ટિ જન્મ્યાને યુગોનાં યુગો વીતી ગયા છતાં, એનો આદિ પૂર્વજ જે રીતે ચણા ચાવતો હતો તે રીતે જ ચાવે છે. અને માનવ? બ્રહ્માજીએ પણ કદાચ ન જ કલ્પી હોય એટલી ચણાની સંસ્કૃતિ-વિકૃતિઓ એણે સર્જી છે. આમ ઈતર જીવો સાથે સમાનતા ધરાવતું છતાં માનવ નામનું પ્રાણી, સૌથી અનેક રીતે જુદું પડે છે.

એની આ વિશિષ્ટતા જ એને તત્ત્વજ્ઞાન તરફ દોરે છે. એ બુદ્ધિશાળી અને વિવેકી છે. આથી એને કેવળ જીવવું, શ્વાસોચ્છ્વાસ લેવું પસંદ નથી. એણે જીવવું છે પણ જાણીને, કરવું છે પણ સમજીને, ભજવું છે પણ ભાનથી. એની અદમ્ય જિજ્ઞાસા એને આજુબાજુનાં જગતનાં તત્ત્વોને જાણવા પ્રેરે છે. જાત અને જગત તથા તેમની પેલે પાર પણ જો જગદીશ્વર નામનું તત્ત્વ હોય તો તેને પણ આત્મસાત્ કરવાની તેની અદમ્ય ઇચ્છા છે. ઉપરાંત જ્યાં સુધી સાચું જણાય નહીં ત્યાં સુધી એને કળ વળતી નથી, ચેન પડતું નથી. અને આથી માનવને માટે તત્ત્વજિજ્ઞાસા કેવળ કુદરતી છે. જેણે જેણે સાચું જાણ્યું છે તેણે તેણે જગદ્‌ગુરુની પદવી મેળવી છે, જીવતાંજીવત પૂર્ણ સમાધાન પ્રાપ્ત કર્યું છે; નિરુપાધિક નિત્ય અને નિરતિશય આનન્દ, સુખ, શાન્તિ, સમૃદ્ધિ સંપાદિત કરી છે. આમ તત્ત્વજિજ્ઞાસા, માનવની મતિમત્તાને લઈને સ્વાભાવિક છે. સાંખ્યતત્ત્વ કૌમુદીમાં ભામતીકાર આચાર્ય શ્રી વાચસ્પતિ મિશ્રે ઠીક લખ્યું છે કે "तत्त्वपक्षपातो हि धियां स्वभावः"–તત્ત્વ પ્રત્યે પક્ષપાત તો બુદ્ધિનો સ્વભાવ છે.

અને માનવની મતિ સતી જેવી છે. પતિના વિયોગમાં ઝૂરતી સતી પ્રોષિત ભર્તૃકા સતી, પતિનાં મિલને, દર્શને, સહવાસે અને અનુભૂતિએ

નિગલિત વેદાન્તર અને રસમય થાય છે મતિની પણ એવી જ ચર્ચા છે. તત્ત્વનિષ્ઠા પામે નહી ને મતિને ચેન પડે નહીં આથી તત્ત્વજ્ઞાનનુ બીજ પ્રાણીમાત્રમા જ હોય છે, માનવમા તો ફક્ત એ વિકસિત અને ઉદ્ભૂત અવસ્થામા હોય છે

તાત્ત્વિક જ્ઞાન વિના જીવનના સાચા અર્થ લાધતા નથી એના સાચા પ્રયોજન સૂઝતા નથી અરે, ભૂગ અર્થમા જીવન જ જડતુ નથી સાચી સૂઝ વિનાનુ જીવન સુરભિ વિનાના સુમન જેવુ, લોચનસૂના મુખમડળ જેવુ. એકડા વિનાના મીંડા જેવુ છે સાચી સમજ ન હશે તો જાણેલુ વ્યર્થ હશે, કહેલુ નિરર્થક હશે, જીવેલુ અપાર્થ હશે આથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માનવ માટે ફરજિયાત લેખાવી જોઇએ મોત જો જીવનનુ પ્રતિપળ અનુગામી હોય તો જીવનમા તત્ત્વજ્ઞાન કેવળ અનિવાર્ય છે

(૨)

તત્ત્વજ્ઞાનની સ્વાભાવિક આવશ્યકતા સ્વીકારાયા બાદ, 'તત્ત્વજ્ઞાન' એટલે શુ—એ કુદરતી રીતે જ પૂછવાનુ મન થાય અગ્રેજીમા એને "Philosophy" કહેવામા આવે છે એ શબ્દનો, 'જ્ઞાનની પ્રીતિ,' એવો વ્યુત્પત્તિલભ્ય અર્થ થાય છે ભારતીય પરિભાષામા, 'તત્ત્વજ્ઞાન' એટલે "તે પણુ"નુ જ્ઞાન, એવો અર્થ થાય છે અહી તે એટલે પરમાત્મા આથી પરમાત્માને લગતા નિ શક અને વાસ્તવિક જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહેવામા આવે છે હસ્તિપદ ન્યાયે પરમાત્માના જ્ઞાનમા, પ્રકૃતિ અને પુરુષનુ જ્ઞાન સમાઈ જાય છે કેમકે જીવ અને જગતનુ તત્ત્વજ્ઞાન ન હોય તો જગદીશ્વરનુ પૂર્ણભાન કદી થતુ નથી આથી તત્ત્વજ્ઞાનમા એ ત્રણે પદાર્થોના જ્ઞાનનો સમાવેશ થાય છે આપણા પૂર્વજો તત્ત્વજ્ઞાન માટે 'દર્શન' શબ્દનો પ્રયોગ કરતા આવ્યા છે દર્શન એટલે સાક્ષાત્કાર નજરોનજર આ તત્ત્વોને જોવા એટલે દર્શન આ તત્ત્વના સાક્ષાત્કાર પર્યન્તની સમસ્ત ચર્ચા, વિચાર, સાધના વગેરેનો જેમા આર્ષ ઉલ્લેખ અને વ્યવસ્થિત રજૂઆત હોય તેવી વિચારસરણીને "દર્શન શાસ્રો," કહેવામા આવે છે આમ તત્ત્વજ્ઞાન એટલે દાર્શનિક શાસ્રો દ્વારા મળતુ તાત્ત્વિક સાક્ષાત્કારાત્મક જ્ઞાન

આ વિશાળ અર્થ સ્વીકારતા તત્ત્વજ્ઞાનનુ ક્ષેત્ર સર્વગ્રાહી જ થાય દુનિયાનો એક પણ પદાર્થ, ભાવ, અનુભવ કે વિચાર નથી જે તત્ત્વજ્ઞાનનો વિષય ન બની શકે—જીવન અને મરણ, સુખ અને દુ ખ, ધર્મ અને અધર્મ સસ્કાર અને સ્વર્ગ, બધન અને મુક્તિ, કાર્ય અને કારણ-વગેરે સમસ્ત, પિંડ અને બ્રહ્માડને સ્પર્શતા પ્રશ્નોની એમા ચર્ચા અને ઉકેલ આપવાનો

પ્રામાણિક પ્રયત્ન હોય છે. ટૂંકમાં કહીએ, તો જગત–જીવ અને જગદીશની યથાર્થ ચર્ચા અને નિર્ણયોને એમાં અવકાશ હોય છે. અર્થાત્ જ સમગ્ર જીવનને સમગ્રતાથી છણવાનો એમાં કુલાન્ત પ્રયત્ન હોય છે–અવકાશ હોય છે. આથી દર્શનશાસ્ત્રોનું ક્ષેત્ર દિશાઓ જેટલું અમાપ છે; એના વિસ્તાર આકાશ પેરે અસીમ છે. એનાં ઊંડાણ ભૂતકાળ જેટલાં અતલ છે. સત્યનાં સૌ પાસાંઓની એમાં વિચારણા આવતી હોઈને એ પણ સત્ય જેટલું જ તાજું, અદ્ભુત અને અનન્ત છે.

(૩)

અને આ ઠેકાણે ભારતીય તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોની એક વિશિષ્ટતા સમજી લેવા જેવી છે. ભારતીય માનસને માટે તત્ત્વજ્ઞાન એક શોખનો, કે કલ્પનાવિહારનો કે અવકાશના સમયના સદુપયોગ માત્રનો કે ગપ્પાં મારવાનો વિષય નથી. આ દેશમાં તો એટલું જાણવું. માનવું એટલે બનવું, એવો અર્થ થાય છે. તત્ત્વજ્ઞાનનો જીવનમા વિનિયોગ અહીં અગત્યનો છે. કોટ–પેન્ટ–ટાઈમા સુસજ્જ વેદાન્તવિત્ સંન્યાસી ભારતની કલ્પનાને પણ અસહ્ય છે. અહીં તો જ્ઞાની એટલે કૌપીનધારી જ હોય! આમ તત્ત્વજ્ઞાન મન રહુલાવવાનો કે શોખનો વિષય ન હોઈ ને, તત્ત્વજ્ઞાનને જીવી બતાવવા માટેની એક વિશિષ્ટ જીવનપદ્ધતિ એટલે કે સાધના. મરણી સ્વીકારાઈ છે. પરમાત્મા નામનું દ્રષ્ટવ્ય–અને પ્રાપ્તવ્ય તત્ત્વ એક-વેળા સિદ્ધ થાય એટલે એનું દર્શન અને પ્રાપ્તિ કરવાની જ. અને તે માટે જો પ્રાણાન્ત ન્યોછાવરી કરવી પડતી હોય તો ક્ષણના વિલંબ વિના પણ તે કરવાની જ. મધ્યે સમાધાન ભારતીય તત્ત્વજ્ઞાન સ્વીકારતું નથી. આથી તીર્થભૂમિ ભારતમાં યુગાદિથી વહેતી તત્ત્વજ્ઞાનની સેંકડો નદીઓ, પોતાના સ્નાન ઇચ્છતા સૌ પાસે તત્ત્વજ્ઞાન જીરવવા માટેની સતત સાધનાની અપેક્ષા રાખે છે. અર્થાત્ જ પરમાર્થને અહીં તો વ્યવહારમાં છતો કરી બતાવવો પડે છે–આવો સમસ્ત તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોનો અવિસ્મરણીય ધ્વનિ છે. સર્વોત્તમ જ્ઞાન, સર્વોત્તમ જીવનનું સર્જક હોવું જ ઘટે.

(૪)

ઉપલાં કારણે સહિષ્ણુતા અને વિચારૌદાર્યના પાયા ઉપર વિકસેલી તત્ત્વજ્ઞાનની સૃષ્ટિમાં એક પ્રકારની સર્વગ્રાહી દૃષ્ટિ જોવામાં આવે છે. ભારતવર્ષનું એ સૌભાગ્ય છે. જીવનમાં જ જો મૂળમાં ખંડવૃત્તિ ન હોય તો જીવન નિયામક અને પ્રેરક જીવનદર્શનમાં ખંડવૃત્તિ ક્યાથી

હોય ? આથી મોટે ભાગે કોઈપણ ભારતીય દર્શનશાસ્ત્ર ખોલીએ તો તેમાં, પોતાના દર્શનની સ્પષ્ટતાને સિદ્ધ કરવા, બધાંય દર્શનશાસ્ત્રોના વિષયોની ચર્ચા હોય જ છે. સાંખ્યશાસ્ત્ર ખોલો કે બાકીનાં બીજાં બધાંય શાસ્ત્રોના મતની સમીક્ષા તેમાં જોવાની મળે જ. આમ કોઈ એકાદ દર્શનના અભ્યાસીને પણ ઈતર દાર્શનિક વિચારોનો સ્પર્શ સહજ રીતે જ થાય છે.

વળી ભારતીય દર્શનો એટલે હિન્દુઓનાં દર્શનો એવો પણ અર્થ થતો નથી. ભારતીય દર્શન એટલે ભારતવર્ષમાં જન્મેલું, ઊછરેલું, સ્વીકારાયેલું કે તરછોડાયેલું દર્શન એવો અર્થ થાય છે. આથી કોઈપણ જાતિ કે સમ્પ્રદાયમાં પ્રવર્તેલું દર્શનશાસ્ત્ર ભારતીય કહેવાય છે. આ જ્યારે નથી સમજાતું ત્યારે મફતના અસન્જન સંઘર્ષો ઊભા થાય છે. અલબત્ત એ બધાં દર્શનોમાંથી ઘણાં દર્શનોનાં દ્રષ્ટૃત્વનું સૌભાગ્ય હિન્દુ જાતિના તત્ત્વચિન્તકોને ફાળે જાય છે.

## (૫)

ભારતીય તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, સત્યની શોધ માટેની અભંગ અને વ્યાપક શૌર્યગાથા છે. ભારતને, યુગો પૂર્વે, ભૌતિક વિજયની વ્યર્થતા દેખાઈ છે, અને આથી એના આત્માનો પુરુષાર્થ કેવળ ભૌતિક વિજયની ગાથા ગાવામાં કેન્દ્રિત થયો નથી. પ્રાદેશિક વિજય અને વિસ્તારની પ્રબલ આકાંક્ષાથી પીડાતા દેશો જેમ યુદ્ધમાં પોતાના કસાયેલા સૈનિકોનાં દળને હોમી દે છે, તેમ સત્યના અનન્ત પ્રદેશની લિપ્સાથી ભારતવર્ષે, અધ્યાત્મ-યુદ્ધમાં-(સાધનામાં) કસાયેલા પોતાના નરવીરોની અભંગ હારમાળા આંતરયુદ્ધમાં હોમી દીધી છે. પરિણામે "स्वभावविजयः शौर्य"ની અન્તિમ વ્યાખ્યા ઉપર તેઓ આવ્યા છે. ભારતવર્ષે યુગોના યુગો સતત સાધના કરી છે અને એ સાધનાના પરિણામરૂપે દાર્શનિક શાસ્ત્રો અસ્તિત્વમાં આવ્યાં છે. પરિણામે માનવજીવનનાં કર્તવ્યઅંશમાં ભારતની પ્રતિભાએ નિરપવાદ નિષ્ઠા નિર્મી છે પણ મન્તવ્યાંશમાં જે ઔદાર્ય, નિષ્પક્ષતા, સત્યપ્રેમ, મતનિષ્ઠા વગેરે બતાવ્યાં છે તેવાં બીજા કોઈપણ દેશે પોતાના સાંસ્કારિક ઈતિહાસમાં દર્શાવ્યાં હશે કે કેમ એ શંકા છે. ભારતીય તત્ત્વજ્ઞાનનું કોઈપણ શાસ્ત્ર ખોલીએ એટલે એ તત્ત્વચિન્તકોની ઉદાર મનોદશા, મતિવૈભવ, સહિષ્ણુતા, પ્રતિપક્ષીને પણ પૂરો ન્યાય આપવાની કુલીન તત્પરતા, તે તે મતોનો યથાર્થ ઉપન્યાસ, અને કેળવાયેલી શિષ્ટતા જોવા મળે છે. દાર્શનિક વિચારોનાં નિરૂપણની એક મનોજ્ઞ શૈલી ભારતમાં વિકસિત થઈ છે. પોતાના પક્ષની યથાર્થતા સાધવા પૂર્વપક્ષી સમર્થ રીતે પોતાની

દલીલો રજૂ કરતો દેખાય છે. પોતાના પક્ષનું સ્થાપન અને સિદ્ધાન્ત પક્ષનું ઉત્થાપન કે ખંડન કરતી દલીલોની વ્યવસ્થિત રજૂઆત હોય છે. પૂર્વપક્ષ બોલે ત્યાં સુધી સામાન્ય રીતે સિદ્ધાન્તી કે ઉત્તરપક્ષી આદર્શ ઠાવકાપણું અને શાન્તિ, ધીરજ અને સહિષ્ણુતા જાળવતો હોય છે. ત્યાર બાદ જ સિદ્ધાન્તી પોતાના પક્ષનો બચાવ સ્વસ્થતાથી અને પૂર્ણ શ્રદ્ધાથી કરતો જોવામાં આવે છે. પૂર્વપક્ષની તમામ દલીલોના ખંડનપૂર્વક પોતાનાં પક્ષનું સમર્થન કરી, અકાટ્ય સિદ્ધાન્તનું સ્થાપન કરે છે. આ પરિસંવાદ પદ્ધતિનું સર્વોત્કૃષ્ટ બિન્દુ ભગવાન ભાષ્યકારની શૈલીમાં પૂર્ણપણે જોવા મળે છે. એમાં દલીલ ઉપર દલીલોની સમર્થ રજૂઆત એક પછી એક પ્રમાણોનાં સમર્પણ, વગેરે દ્વારા શ્રવણ સાથે સાથે મનનની પણ જોગવાઈ થતી જોવામાં આવે છે. છેવટે સિદ્ધાન્તનું સંકલન શિષ્યને નિદિધ્યાસન અને સાક્ષાત્કારને માટે પણ પૂર્વભૂમિકા ઉપજાવી આપે છે. સિદ્ધાન્ત પ્રતિપાદનની રળિયામણી શૈલી દાર્શનિક સાહિત્યની એક આગવી સિદ્ધિ છે. પ્રત્યેક દર્શનમાં તેની પોતાની ગણાય એવી એક પૂર્ણતા જણાય છે. દરેક પોતાની રીતે પોતે સત્ય છે એવી છાપ જન્માવે છે. બીજાંકુર ન્યાયે ફલપર્યન્ત વિકસતી એ નિરૂપણ શૈલી શિષ્યને એક વિશિષ્ટ જીવનદર્શન દે છે.

(૬)

ભારતવર્ષની તાત્ત્વિક વિચારધારા બે વિશાળ માર્ગે વહે છે. તત્ત્વ વિચાર માટે 'દર્શન' શબ્દ સ્વીકારાયો છે. આથી એ વિચારધારા "આસ્તિક" અને "નાસ્તિક" દર્શનો—આવા બે વિભાગોમાં વહેંચાયેલી છે. વેદના પ્રામાણ્યને સ્વીકારનારી વિચારધારાને સામાન્ય રીતે આસ્તિક દર્શનો કહે છે. વેદનું પ્રામાણ્ય ન સ્વીકારનારી વિચારધારાને નાસ્તિક દર્શનો કહે છે. વેદના પ્રામાણ્યના સ્વીકાર કે અસ્વીકાર ઉપર જ આ ભેદ પડ્યા છે. આથી આસ્તિક દર્શનોમાં પણ ઈશ્વરના અસ્તિત્વમાં માનવું જ જોઈએ એવો આગ્રહ સેવવામાં આવ્યો નથી. પરિણામે આસ્તિક દર્શનો પૈકી સાંખ્ય અને પૂર્વ મીમાંસા ઈશ્વરનો સ્વીકાર કરતાં નથી એવો એક ભ્રમ ઉત્પન્ન થયો છે.

અમને લાગે છે કે આ વાત ઠીક નથી. ઈશ્વરીય અસ્તિત્વ જ દર્શનોની આસ્તિક્તાનું મૂળ છે. વેદના પ્રામાણ્યમાં તો માને પણ ઈશ્વરની અસ્તિ ન સ્વીકારે—આ વાત વદતોવ્યાઘાત છે. કેમકે જો વેદ ઈશ્વરની જ વાણી છે—તેનું જ નિઃશ્વસિત છે, તો પછી નિઃશ્વસિતમાં તો માને, પણ જેનો એ નિઃશ્વાસ છે તેમાં તો ન માને—આવું માનવું મનાવવું સુસંગત

નથી પરસ્પર વિરોધી છે ઉપરાંત સાંખ્ય અને મીમાંસા ઈશ્વરનો સ્વીકાર નથી કરતા એ વાત હજી વધુ વિચારણા માગે છે સૂત્રાર્થના લાપન કરવામાં ગૂંચવાઈ ગયેલી પ્રતિભા જ સાંખ્ય અને મીમાંસાને અંગે આવું વિધાન કરી શકે બાકી અમારી સમજ અનુસાર તો સાંખ્ય અને મીમાંસા પણ ઈશ્વરનો સ્વીકાર કરે જ છે તે તે પ્રસંગે બ્રહ્મસૂત્રના સાધનભાષ્યમાં આ સમર્થિત કરવાનો અમોએ વિનમ્ર પ્રયત્ન કર્યો જ છે

ઉપરાંત સાંખ્ય અને મીમાંસા જે ભૂમિકા ઉપર જીવને પ્રસ્થાપિત કરે છે, તે ભૂમિકાએ એક ઈશ્વર જ બાકી રહે છે, એમ તાત્પર્ય મીમાંસા કહે છે આમ છતાં ઈશ્વરના વિષયમાં આ શાસ્ત્રો મૌન જ પાળે છે એવો આગ્રહ સેવવામાં આવે તો એ મૌનનો એક જ અર્થ છે કે ઈશ્વર કેવળ ચર્ચાનો નહીં, પણ મુખ્યત્વે અનુભવનો વિષય છે–આથી આસ્તિક દર્શન તે છે જે મૂળમાં જ ઈશ્વરને માનતુ હોઈને ઈશ્વરના નિ:શ્વાસરૂપ વેદ અને તેને અનુસરનારી સ્મૃતિમાં અવિચળ અને પ્રામાણિક વિશ્વાસ મૂકે છે આવાં આસ્તિક દર્શનો ઘણાં છે, પણ મુખ્ય અને પ્રસિદ્ધ એવાં છ જ દર્શનો છે ન્યાય અને વૈશેષિક, સાંખ્ય અને યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા (વેદાન્ત) આવાં એ છ દર્શનોનાં નામ છે આ ઉપરાંત બીજાં આસ્તિક દર્શનો પણ છે પણ તેઓની સહકારી ઉપયોગિતા જ જણાય છે આથી પ્રધાનપણે આ છ દર્શનો જ પ્રતિષ્ઠિત લેખાય છે

નાસ્તિક દર્શનોમાં, ચાર્વાક, જૈન અને બૌદ્ધ દર્શનોનો સમાવેશ થાય છે

(૭)

આમ વેદના પ્રામાણ્યના સ્વીકાર કે અસ્વીકારના પાયા ઉપર દર્શનની આસ્તિકતા નાસ્તિકતાનો આધાર છે, તો વેદોનું ભારતીય જીવનમાં કયું સ્થાન છે એ પણ જાણી લેવું ઘટે ભારતની દૃષ્ટિએ વેદ ઈશ્વરની વાણી છે આથી એ વેદવાણી સમાધિભાષા છે આથી વેદ પરમ આપ્ત છે પરમાત્માની વાણીમાં અનાપ્તતા હોઈ શકે નહીં માનવની મતિ ગતિને અનેક મર્યાદાઓ છે માનવમતિ અનેક પ્રકારની અશક્તિથી વીંધાયેલી હોય છે અને તત્ત્વજ્ઞાન તો સમાધિનિષ્ઠાગાથી જન્મે છે માનવની વિક્ષિપ્ત મતિ તત્ત્વને આત્મસાત્ કરવામાં નિષ્ફળ નીવડે છે આથી અતિ ગદ્ધાન માનવની મતિ પણ છેવટે માનવની જ હોઈને, એને પોતાના કરતાં વધુ નિરપેક્ષ પ્રમાણના આધારની જરૂર રહે છે માનવમતિને માટે "નિકષોપલ=કસોટીના પથ્થર"ની જરૂર છે એવા કસોટીના પથ્થર ઉપર

કુન્દન અને કથીરનો પૂરો વિવેક થાય. દર્શનશાસ્ત્રો માટે વેદવાણી એ નિકષોપલ છે. બુદ્ધિદશાએ અજોડ ગણાય એવા ભગવાન શંકરાચાર્ય જેવા પણ, વેદ સમક્ષ પોતાની મતિને માનો વેચી દે છે. ત્યારે વેદના પ્રામાણ્ય અંગે શંકા ન જ રહેવી ઘટે. આ માન્યતામાં કોઈ બુદ્ધિની ગુલામી ન વાંચે.—પણ અપરપ્રત્યક્ષ કરતાં પરપ્રત્યક્ષ વધારે સમર્થ છે એવી કબૂલાત વાંચે. ભારતને મન શ્રુતિ પરપ્રત્યક્ષ છે. અને આથી એ ઋતંભરા વાણી સમક્ષ, તર્કને ગુંગળાવ્યા કે અવરોધ્યા સિવાય ભારતવર્ષે શરણાગતિ સ્વીકારી છે. એ શરણાગતિ લઈને ભારતે કશું ગુમાવ્યું નથી, ઊલટું ઘણું ઘણું મેળવ્યું છે. ભારતની હાર્દિક, સાંકલ્પિક, ભાવનાત્મક અને સાંસ્કારિક એકતાના મૂળમાં વેદની આપ્તતાનો સ્વીકાર છે. એમાં-એ સ્વીકારમાં–સમાધિમાં થતા સાક્ષાત્કારનાં બહુમાન વાંચવાનાં છે. એમાં વ્યક્તિ કે સમષ્ટિની પ્રતિભાનાં વેચાણ કે ગુલામખત નથી. વેદનાં સર્વોચ્ચ પ્રામાણ્યને જે સમજે નહીં તે કદાચ આ દેશને જ નહીં સમજી શકશે. વેદના અર્થોનું તાત્ત્વિક સૌન્દર્ય સમજવા માણવા માટે આ દેશમાં જ જન્મ લેવો પડે છે. પરદેશી વિદ્વાનોએ યદ્યપિ વેદના અર્થોને સર્વસુલભ કરવા માટે પ્રામાણિક પ્રયત્નો કર્યા છે છતાં સંકોચપૂર્વક પણ દૃઢતાથી કહેવું જ રહે છે કે તેઓએ વેદોને ન્યાય કરતાં વધુ અન્યાય જ કર્યો છે–ઈરાદાપૂર્વક નહીં—પણ ભારતવર્ષની આધ્યાત્મિક સાધનામાં જ કાંઈક એવું છે જે અહીં જન્મ લઈએ, અહીં ઊછરીએ, અહીંના સંસ્કાર, વાતાવરણ અને પ્રણાલિમાં શ્વાસ લઈએ તો જ પૂરું સમજાય છે. કદાચ બધા જ દેશો માટે આ સાચું હશે. આથી વેદ સમાધિજન્ય સાક્ષાત્કારના ઉલ્લાસોને ઝીલતો હોઈને, અને જીવજાતના કલ્યાણ અર્થે એ પરમાત્માની જ પરમ આર્ષ વાણી હોઈને, એ ઋતંભરા વાણીને તમામ આસ્તિક દર્શનો આપ્ત તરીકે સ્વીકારે છે. એ વેદને અનુસરનારી સ્મૃતિઓ પણ પ્રમાણરૂપ છે. એની વિરુદ્ધ જનારી શ્રુતિઓ કે સ્મૃતિઓ પ્રામાણિક નથી.

આ કારણે બધાય આસ્તિક દર્શનો, પોતે વેદમૂલક છે એ સિદ્ધ કરવામાં સ્હેજે ઉદાસીન રહેતાં નથી. પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા તો વેદવાક્યોમાં જ વિહરે છે. બાકીનાં ન્યાયાદિ ચાર દર્શનો પણ વેદનાં પીઠબળવાળાં છે.

પણ આનો કોઈ એવો અર્થ નથી કે ભારતવર્ષને એક શબ્દ પ્રમાણ જ મંજૂર છે. માનવની સુમતિનો પૂરો આદર કરવો એ તો એનું સૂત્ર જ છે. છતાં અતિ પ્રશ્નોના ઉકેલે કેવળ અનાર્દ્ર તર્કને સ્થાન નથી. એવું.આમાં સૂચન છે. બુદ્ધિનો મહાવૈભવ હોય છતાં કેટલાક પ્રશ્નો જ

એવા અટપટા હોય છે કે જે કેવળ બુદ્ધિ કે તર્કથી નહીં જ ઉકેલાય! અને બુદ્ધિની આ લાચારીની વેળાએ, ભગવાન જેમ ભક્તને તેમ, શ્રુતિ એને ઉગારીને પેલે પાર લઈ જાય છે. આથી શ્રુતિ અહીં પ્રમાણોની સામ્રાજ્ઞી છે. એનું શાસન અનુલ્લંઘ્ય છે. એની વિરુદ્ધ જાય તેને નાસ્તિકનું બિરુદ મળે છે. ચાર્વાક, જૈન અને બૌદ્ધો આ અર્થમાં નાસ્તિક છે. પણ બીજી એક દૃષ્ટિએ જોતાં, વેદબાહ્ય છતાં ય એ મતો તીર્થંકરાદિ અને સુગતાદિના બોલને તો માને જ છે! છતાં પ્રાચીન મર્યાદાઓને સ્વીકારીને અહીં વિચાર થતો હોઈને મર્યાદામાં નાસ્તિક દર્શનો અધીત જ છે.

(૮)

વેદવિદ્યામાં બીજ સ્વરૂપે બીજી સમસ્ત વિદ્યાઓ છુપાયેલી જોવામાં આવે છે. પરા અને અપરા વિદ્યાનો ભેદ, વેદમાં પણ પર અને અપર બન્ને દર્શનો છે એનો સૂચક છે. પરાવિદ્યામાંથી દાર્શનિક શાસ્ત્રોનો જન્મ થયો છે.

ઉપરાંત બધાંય ભારતીય દર્શનોનો ભિન્નકાલિક નહીં પણ એક-કાલિક વિકાસ થયો લાગે છે. આ હકીકત એક સરસ વાત સૂચવી જાય છે. સત્યનાં અનેક પાસાંઓ હોઈ શકે છે, દૃષ્ટિબિન્દુની પણ વિવિધતા હોઈ શકે છે અને આગ્રહી સ્વપક્ષનો પક્ષપાત જોવામાં આવતો છતાં અહીં પરપક્ષનો વિકાસ રુંધાયો નથી. ભારતીય માનસની વિચાર-ઉદારતા અપૂર્વ છે. એ સૌને જીવવા દઈને, સૌમાં શ્રેષ્ઠ કોણ છે એનો નિર્ણય કરવા દે છે. પરિણામે તત્ત્વદર્શન, જીવન સાથે જકડાયેલું હોઈને, દર્શનશાસ્ત્રોના જંગલમાં એક પ્રકારની આહ્લાદક, કુંજ્યપટાની શીતળતા જોવા મળે છે. પ્રત્યેક મત બીજાને ઉપકારક અને સહાયક થઈ રહે છે. જુદી જુદી દિશાઓમાંથી જુદી જુદી ભૂમિમાં વહેતી છતાં નદીઓ જેમ છેવટે સાગરમાં જ ધાય છે તેમ આ દાર્શનિક વિચારપ્રવાહો, જુદી જુદી દિશાઓમાંથી નીકળી, જુદી જુદી વહેતી દેખાતી છતાં છેવટે અદ્વિતીયતાનના મહાસાગરમાં મળી જતી જોવામાં આવે છે. દરેક મત, પૂર્વપક્ષાદિ રીતીના સ્વીકારને લઈને, પોતે જ પોતાનો પૂરો વિવેચક બને છે.

ઉપરાંત ભારતીય દાર્શનિક પ્રતિભાની અનન્ય સ્વરૂપ એવી સિદ્ધિ તો વળી એ [illegible] જ છે કે દર્શનશાસ્ત્રના વિકાસની એ એક અનોખી રીત [illegible] એ સિદ્ધિ તે સૂત્ર [illegible] સૂત્રપદ્ધતિ, ભાષ્યાદિ [illegible] રચના, [illegible] ટીકાઓ [illegible] [illegible] [illegible] અને [illegible]

ઉપકારક થતું હોઈને, વિચારવૈભવને વીણેલા, પસંદ કરેલા ચોક્કસ શબ્દો અને પરિભાષામાં સમાવતું હોઈને, ભાષાની કરકસરને પોષતું હોઈને, વિચારોની કડીઓને સાંધી આપતું હોઇને, વિદ્યાને પુસ્તકાધીન જ ન રાખતું હોઈને, અને સત્યની પરમોપાસના કરતું હોઈને ભારતીયભાષા વિકાસનું એક વિશિષ્ટ અને સોહામણું અંગ થઈ રહ્યું છે. દર્શનશાસ્ત્રો સૂત્રમાં લખાયેલાં હોય છે. આ રીતે ઢળેલાં સાહિત્યની થોડી મૂંઝવણ હોવા છતાં એ એક અનોખી સિદ્ધિ છે એમાં શક નથી. આ સૂત્રો ઉપર ભાષ્યો, ભાષ્યો ઉપર ટીકાઓ અને ઉપટીકાઓ–વૃત્તિઓ વગેરેનું એક વિસ્તૃત અને મનોરમ ઉપવન ઊભું થયેલું છે. પ્રતિભાશાળી જીવોના બુદ્ધિવિહાર માટે એ એક તપોવન કે નન્દનવન છે. સૂત્ર સાહિત્ય, ભાષ્યકારની બુદ્ધિને કસે છે, પ્રતિભાના વિહાર માટે અવકાશ દે છે, તાર્કિકતાને આવાહન દે છે, કલ્પનાના ઉડ્ડયન શક્ય બનાવે છે, અને 'સ્વ' ને સીંચવા માટે પણ અવકાશદાન કરે છે. અને આ રીતે દાર્શનિક સાહિત્ય રાષ્ટ્રિય પ્રતિભાનું ક્રીડાંગણ થયું છે. એ બધાંયમાં એક પ્રકારનો ઈષ્ટસમન્વય, ભૂમિકાક્રમ અધિકારભેદનો સ્વીકાર, અને સાંસ્કારિક એકતાનાં સર્જન તરફ ઢોળાવ જોવામાં આવે છે.

( ૯ )

ભારતભૂમિમાં જન્મેલાં અને વિકસિત થયેલાં, બધાંય દર્શનશાસ્ત્રો, પછી તે આસ્તિક હોય કે નાસ્તિક–એક વિશાળ, સર્વસાધારણ આન્તરિક એકતાનાં અને સમન્વયનાં દર્શક છે. દૃષ્ટિ તેવી સૃષ્ટિ હોય છે. અને આથી સૃષ્ટિ, એની પાછળ કામ કરતી દૃષ્ટિની સૂચક છે. દૃષ્ટિ જો ભવ્ય હોય, સત્ય હોય, તો સૃષ્ટિ ભવ્ય અને દિવ્ય થયા વિના ન રહે. આપણાં દર્શન-શાસ્ત્રોમાં આપણી સંસ્કૃતિ અને સભ્યતાની અમિટ છાપ જોવામાં આવે છે. બીજી રીતે કહીએ તો આપણી સંસ્કૃતિ અને સભ્યતામાં દર્શનગ્રંથોની પ્રભાવમુદ્રા દૃષ્ટિગોચર થાય છે. એક પ્રકારની નૈતિક અને આધ્યાત્મિક છાયા સૌ દર્શનોની સર્વસાધારણ–વિશિષ્ટ એકતા છે. એમાં જીવનને સાચી રીતે સમજવા માટે મંથન છે. જીવનનો જો કોઈ ઉદાત્ત હેતુ હોય અને એ હેતુ જો સિદ્ધ થઈ શકતો હોય તો તેની સિદ્ધિ માટે અહીં દાર્શનિક શાસ્ત્રોનો આદર છે. તત્ત્વજ્ઞાન સ્વર્ગમાં તો ખપમાં આવતું હશે પણ અહીં –આ ભૂમિ ઉપર જ્યારે આપણે જીવી રહ્યા છે ત્યારે તેનો વધારે ખપ છે. તત્ત્વજ્ઞાનના વિરહમાં સાચું જીવાય જ નહીં તેથી તત્ત્વજ્ઞાનનો વિકાસ થયો છે. આથી તો પ્રત્યેક શાસ્ત્રમાં પુરુષાર્થની વિચારણા જોવામાં આવે છે. જ્ઞાન દ્વારા જો જીવન ઉજ્જવલ, સમૃદ્ધ અને આનન્દમય થતું હોય તો એની કિંમત છે. આથી તત્ત્વજ્ઞાન ઠંડાભરણુ નથી–અન્ન જળ વાયુ છે.

માનવ આત્માને ઐહિક સમસ્ત સુખ મળે તો પણ તેને તૃપ્તિ મળતી નથી. આપણી કલ્પના પણ હચમચી ઊઠે એટલું પ્રાકૃતિક સુખ અને ઐશ્વર્ય ભારતે ભોગવ્યું હતું. બ્રહ્માજીનું આયુષ્ય અને ભોગની કલ્પના કરનાર પ્રજાની ભોગ ભોગવવાની કેવી ગજબનાકની લાલસા હશે એ સ્હેજે સમજી શકાય એમ છે. પણ એ ભોગમાં આત્માને છેવટનું, શાશ્વત, ચિરંતન, સદા ટકનારું-એકરૂપ અને એકરસ સુખ ન સાંપડ્યું અને સૌના અનુભવને ઉપનિષદ્‌ના ઋષિએ વાચા આપી એક જબરદસ્ત આંચકો આપ્યો કે-न वित्तेन तर्पणीयो मनुष्यः-પ્રાકૃતિક સુખોપભોગનાં સાધને આ આત્મા તર્પણીય નથી!! આ આંચકાએ, પ્રકૃતિને પેલે પાર કાંઈ છે કે નહીં-કોઈ અક્ષય્ય સુખરાશિ છે કે નહીં, એની શોધમાં ભારતીય આત્મા એકાગ્ર થયો. ગંગાવતરણની પેરે એ શોધ માટે પેઢી દર પેઢી અભંગ સાધના શરૂ થઈ. સેંકડો અને હજારો આધ્યાત્મવીરો એ શોધમાં હુતાત્મા થયા. પણ ભારતનો આત્મા હિંમત ન હાર્યો. છેવટે જેમ ભગીરથની તેમ ઋષિઓની એક પેઢીએ પ્રકૃતિની પેલે પાર વર્તનારાં તત્ત્વની શોધ કરી અને હિમાલયની માનો ટોચે ચડીને પોકાર્યું કે-"वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्थाः विद्यतेऽयनाय-અને આ શોધનો જે પદ્ધતિસરનો ઈતિહાસ તે જ દર્શનશાસ્ત્રો છે.

અને આથી દુઃખત્રયના અસહ્ય આઘાતે બ્હાવરા બનેલા ભારતીય સત્યશોધકો કેવળ દુઃખના જ રોદણાં કરતા નથી. અલબત્ત, દુઃખના આઘાતે જ સત્ય માટેની જિજ્ઞાસા ઉત્તેજિત થઈ છે. આને લઈને ભારતીય તત્ત્વજ્ઞાન નિરાશાના સૂર કાઢે છે એવી એક અપ્રામાણિક માન્યતા પ્રસરેલી છે. આ માન્યતા વિચારણીય છે. ઊલટું પ્રારંભે નિરાશાથી શરૂ કરતો ભારતીય તત્ત્વશોધક, અંતે જે શોધ લઈને આવે છે તે જોતાં તો એક ભારતીય તત્ત્વજ્ઞાન જ અમર આશાવાદી છે એવું સિદ્ધ થાય છે. આપણો ભૃગુ ઋષિ મરજીવાની પેરે જીવનમાં તલસ્પર્શી ડૂબકી મારી, જીવનસાગરના મંથનનું કૌસ્તુભ રત્ન લઈ આવીને જગત સમક્ષ તાર સ્વરે પોકારે છે કે आनन्दाद् एव खलु इमानि भूतानि जायन्ते વગેરે! બીજો ઋષિ તો સામો સવાલ કરતાં પૂછે કે-को हि एव अन्यात् कः प्राण्यात् यदेषः आकाशः आनन्दो न स्यात्? આથી વિષાદમાંથી પ્રસાદમાં સંચાર કરાવતી દાર્શનિક વિચારધારા આનન્દ પર્યવસાયિની જ છે. આમ અનન્ત આશામયતા અને મહાનન્દની પ્રાપ્તિની શ્રદ્ધા ભારતીય તત્ત્વજ્ઞાનનું આધારભૂ લક્ષણ છે. આપણે ત્યાં દુઃખ પર્યવસાયી નાટકો લખવાનો નિષેધ છે તે પણ આ બાબતમાં એક સમર્થ પૂરાવો છે. મૂળમાં જીવન આનન્દનું ધામ છે એ આપણો રાષ્ટ્રીય અંતિમ નિર્ણય છે.

આ ઉપરાંત પણ ભારતીય દર્શનશાસ્ત્રોનું એક બીજું પણ સર્વ સાધારણ લક્ષણ જોવામાં આવે છે. આ લક્ષણ તે વિશ્વની શાશ્વત-શાણી ઋત આંતરન્યાય્ય વ્યવસ્થામાં અવિચલ વિશ્વાસ. આ વિશ્વાસ વ્યક્ત કરવાની પરિભાષા જુદી હશે–કોઈક એને ઋત કહેતું હશે–તો કોઇ એને અદૃષ્ટ કહેતું હશે, કોઈક અપૂર્વ તો વળી બીજો કોઈ તેને બીજા નામે પોકારતો હશે, પણ એ વિવિધ નામે સૌનો સ્વીકાર છે કે આ વિશ્વની નીચે, અંદર કોઈ અજ્ઞેય, શાણું, વિશ્વસ્ય મંગળ તંત્ર કામ કરે છે. એક ચાર્વાકને છોડીને આ પ્રતીતિ સૌ દર્શનગ્રંથોમા જોવા મળે છે. કર્મ અને કર્મના ફળની ઋત વ્યવસ્થા તરીકે પણ આને આપણે સ્વીકારી શકીએ. नाभुक्तं क्षीयते कर्म—એ તો અહીં સર્વસ્વીકૃત સિદ્ધાંત છે.

વળી કર્મના નિરપવાદ કાયદાનો અહીં સર્વકૃત સ્વીકાર છે. કર્મની બન્ધક અને વિમોચક શક્તિમાં સૌનો એકધારો વિશ્વાસ છે. કર્મમાંથી કોઈ છટકી શકતું નથી. કર્મનો નિરપવાદ કાયદો વર્તે છે. તોજ વિશ્વ વ્યવસ્થા સમજાવી શકાય છે. એવું જો ન હોય તો વિશ્વ એક અનન્ત અન્ધાધૂંધીનો જ ઇતિહાસ હોત. પણ એવું જોવામાં આવતું નથી. વિશ્વની બધીય ઘટનાઓ વ્યવસ્થિતપણે વર્તતી દેખાય છે. સૌને કર્માનુસાર જ પ્રાપ્તિ થાય છે એવી શોધ છે. આ કર્મ જ આત્માનાં અમરત્વને પણ સિદ્ધ કરે છે. એ કર્મ જ આત્માનાં સ્વરૂપબોધ કરાવવે દ્વારરૂપ થાય છે. સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એવી ત્રણ અવસ્થાઓમાં કર્મ વિભક્ત છે. જન્મ જન્માન્તરમાં એકઠાં થયેલા અને ભાવિમાં ફલોન્મુખ થનારાં કર્મો તે સંચિત; ચાલુ દેહે પ્રતિક્ષણ કરાતાં કર્મો તે ક્રિયમાણ; વર્તમાન જીવનમાં ફલદાને પ્રવૃત્ત કર્મો તે પ્રારબ્ધ, સૌ આટલું માને છે. પણ આ માન્યતા અહીંજ અટકતી નથી કર્મના નિરપવાદ કાયદાના બંધનમાંથી માનવ ધારે તો મુક્તાત્મા થઈ શકે છે–આ વાતનો સ્વીકાર અહીં કરાયો છે. અને આ નાનીસૂની વાત નથી. આત્મજ્ઞાને સંચિત કર્મો ભસ્મ થઈ શકે છે, ક્રિયમાણનો લેપ લાગતો નથી અને પ્રારબ્ધને ભોગવવાની એક તટસ્થ શક્તિ મળી શકે છે. આ રીતે જોતાં સૌ જાતે જ જાતના ઉદ્ધાર કે અવપાત માટે જવાબદાર છે એ જોઇ શકાય છે. કૃત કર્મના માનવ સ્વામી નથી; પણ અકૃત-હજી જે કરવાનો આરંભ નથી થયો તે બાબતનો એ સ્વામી છે. આમ એનાં સ્વાતંત્ર્યનો પણ સ્વીકાર છે, ઉપરાંત કશું કરાય જ નહીં એ મનોદશા તોષાય એવી પ્રાકૃતિક પરિસ્થિતિ જ નથી. આથી કરવું તો પડશે જ. આથી પ્રત્યેક નવીન કર્મ કરે છે તેના ઉપર કર્મની બંધકતા કે મોચકતાનો આધાર છે. આ પરિસ્થિતિને લઇને કર્મ કરવા

છતાં તેનો લેપ ન જ લાગે એ રીતે કર્મ કરવાની કળાની શોધ થઈ. એ શોધના મૂળમાં આત્મજ્ઞાન-સમ્યક્ જ્ઞાનજ રહેલું છે. ગીતાજીએ અનાસક્તિયોગ જગત સમક્ષ રજૂ કરી આ પ્રશ્નનો સુખ અંત સાધ્યો.

આત્મા કર્મબન્ધનમાંથી છૂટી શકે છે, સૌ પોતાને ઇષ્ટ એવું ભાવિ નિર્માણ કરી શકે છે-આ શું ઓછા સમાધાનની વાત છે? "માનવ ધારે તો મુક્ત થઈ શકે છે-આત્માના પ્રબોધે"-આ અમર સંદેશ, કર્મનું સર્વસ્વીકૃત તત્ત્વજ્ઞાન આપે છે.

કર્મફળના દાતા તરીકે સૌ શાસ્ત્રો ઈશ્વરને કદાચ નહીં સ્વીકારતાં જણાય-પણ કર્મ ફળે છે-એ હકીકત જ ખૂબ અગત્યની છે. કર્મફલદાને કોણ અધિકૃત છે એ તો સૌ શાસ્ત્રો પોતપોતાની પ્રતિભા પ્રમાણે નિર્ણીત કરે છે. અહીં તો કર્મનું ફળ છે એમ સૌ શાસ્ત્રોનો સ્વીકાર છે એ બતાવવા જ પ્રવૃત્તિ છે.

વળી બંધન અને મોક્ષના કારણ અંગે પણ સૌ શાસ્ત્રોનો એક જ મત છે. અજ્ઞાન બંધનનું અને જ્ઞાન મોક્ષનું કારણ છે. અજ્ઞાન ક્યાંથી આવ્યું-એનું સ્વરૂપ શું છે, કેવી રીતે એ વર્તે છે, કેવી રીતે બાંધે છે-આ પ્રશ્નો જુદા છે. તે જ પ્રમાણે જ્ઞાન, તેનો આકાર, સ્વરૂપ, શક્તિ, પ્રભાવ વગેરેને લગતા પ્રશ્નો પણ નોખા છે.

ઉપરાંત જ્ઞાન સાક્ષાત્કારાત્મક-અનુભવાત્મક હોવું જોઈએ એ વાતમાં પણ સૌનો અવિવાદ છે. જાહૂઈ આંબાની કેરીનો રસ નહીં મળે, રત્નના પ્રભાએ ઘાસ નહીં બળે. અનુભવશૂનાં, પોપટિયાં જ્ઞાને, અજ્ઞાન અને તેની સંતતિના શ્રાદ્ધનો સમય નજીક પણ નહીં આવે.

આ કારણે તાત્ત્વિક અનુભૂતિ માટે પ્રત્યેક દર્શનશાસ્ત્ર સાધનાનો નિર્દેશ કરે છે. સૌ સાધનામાં સંયમ સર્વસાધારણ તત્ત્વ છે. ઉપરાંત તત્ત્વસાક્ષાત્કાર માટે યોગની અનિવાર્યતા સ્વીકારી છે. વિરાગ અને અભ્યાસ પણ સર્વ સાધારણ જોવામાં આવે છે. આ રીતે જોતાં સમજાશે કે ચાર્વાકથી માંડીને તે વેદાન્ત પર્યન્તનાં તમામ આસ્તિક નાસ્તિક દર્શનશાસ્ત્રો, અનુભવમાં પરિણમનારાં તત્ત્વજ્ઞાનની આરાધનામાં દત્તાંજલિ છે. ખરેખર દર્શનો મોક્ષાનુગામિની એક અભંગ સોપાન શ્રેણી છે. ચાર્વાક જો તેનું પ્રથમ પગથિયું હોય તો વેદાન્ત તેનું ચરમ પગથિયું છે.

(૧૦)

આ ઉપરાંત, દેશ અને કાળનાં આનન્ત્યથી ભારતીય દર્શનકારો પ્રભાવિત થયેલા દેખાય છે. તેજોવત્સરથી પણ ન મપાય એવું છે આ

બ્રહ્માડ બ્રહ્મના એક પાદનુ વર્ણન કરતા છાદોગ્ય ઉપનિષદનો એક ઋષિ કિલ્લોલ કરી ઊઠે છે કે-अनन्तवान् नाम ! ! વળી કાળના આનન્ત્યનો સુસ્પષ્ટ ખ્યાલ આપવા બ્રહ્માનો દિવસ, લાખો માનવીય વર્ષોનો બનાવ્યો છે અને વળી દેશ અને કાળનુ ભાસતુ આ આનન્ત્ય, વિશ્વના પડદા પાછળ વર્તતા તે મહાતત્ત્વના તો રોમ કૂપને પણ ભરી શકતુ નથી! મન અને મતિને લકવામય કરી મૂકે એવી આ વિશાળ કલ્પના ભારતીય માનસમા સદાય વર્તમાન છે આના પરિણામે ભૌતિક પદાર્થો કે જીવનની લગભગ શૂન્ય કિંમત ચૂકવવામા સૌ તત્ત્વજ્ઞાનીઓ એકમત છે મહાજીવનનો આસ્વાદ લેવા માટે, ભૂમાવિહારી થવા માટે, અલ્પમાથી ઉઠમણા-વિરાગ થવો જ જોઈએ દૃષ્ટનષ્ટમા રુધાઈ ન જ રહેવુ ઘટે, એવો સૌ દર્શન ગ્રથોનો એકસૂરે પોકાર સભળાય છે કદાચ આ આનન્ત્યનો ખ્યાલ જ શાશ્વતની શોધ માટે પ્રેરક બન્યો હશે જે હોય તે, પણ અનન્તની પરિભાષામા વિચારવાની હિંમત કરતુ માનવ જેવુ એક બધી રીતે સાન્ત અને પાંગળુ જન્તુ, અભિનન્દનને પાત્ર છે दन्तभगो हि नागाना श्लाघ्यो गिरिविदारणे-એવુ એને કહેવુ જ પડે ખરે! અમાપને માપવાનો, અનન્તને સાન્તની બાથમા લેવાનો, ભૂમાને અલ્પથી પકડવાનો, અમર્ત્યને મર્ત્ય દ્વારા ગૃહીત કરવાનો, સતને અસતથી આત્મસાત કરવાનો હુસલા પૂર્વક પ્રયત્ન કરતો તત્ત્વજ્ઞાની વીર, વિશ્વના શાશ્વત અભિનન્દને પાત્ર છે

(૧૧)

આમ સૌ દાર્શનિક શાસ્ત્રોના અવિરોધી સામાન્ય લક્ષણોને સક્ષેપમા રજૂ કર્યા બાદ એ બધાયની અતિટૂક વિશેષ છણાવટ કરવી યોગ્ય છે વેદાન્તીને માટે બાકીના બધાય દર્શનો પૂર્વપક્ષી છે આથી પૂર્વપક્ષને અન્યાય ન થાય તે માટે પણ તમામ માન્ય દર્શનશાસ્ત્રોનુ મૂળ સ્વરૂપ, વિકાસ, વિચારસરણિ અને સિદ્ધાન્તો જાણવા રહે છે આ બધાયનુ વિસ્તૃત વિવેચન યદ્યપિ યોગ્ય છે, પણ ગ્રથ વિસ્તારભયે, સ કોચ કર્યે જ છૂટકો છે

(૧૨)

આસ્તિક દર્શનો ઉપર આવીએ તે પહેલા નાસ્તિક દર્શનોનો ટૂક પરિચય કરી લઈએ એક અગત્યના દૃષ્ટિબિન્દુનુ પુનરાવર્તન કરતા સંકોચ નથી થતો શકરનુ અદ્વૈત જો તત્ત્વજ્ઞાનના મહામદિરનુ ચમકીલુ શિખર છે તો ચાર્વાકનો મત તેનુ પહેલુ પગથિયુ છે શકર જો આત્મા છે, તો ચાર્વાક દેહ છે દેહ વિનાનો આત્મા કે આત્મા વિનાનો દેહ વ્યર્થ છે આથી તટસ્થપણે વિચાર કરનારને સમજાશે કે બધાય વાદો સાક્ષાત્કારની

અંતિમ સર્વોચ્ચ ભૂમિકાએ પહોંચાડનારાં સોપાનોની અભંગ પરંપરા માત્ર છે. પૂર્ણસત્યને પારખવાનો, બધાંય પાસાંઓથી પામવાનો, માનવ-મતિનો એ ધન્યતમ અને નિષ્ફળતમ પ્રયોગમાત્ર છે. આ પ્રયોગનો કદી અંત નહીં આવે. આ પ્રયોગ કદી અટકનાર નથી. જ્યાં સુધી છે તેવી જ જગદ્વ્યવસ્થા રહેશે—અને એ બદલાય એવાં કોઈ ચિન્હ પણ નથી—ત્યાં સુધી તત્ત્વજ્ઞાન માટેની અદમ્ય અને ધર્મ્ય જિજ્ઞાસા, પ્રાચીન અર્વાચીન તમામ વાદોના અનુયાયીઓને પેદા કરશે જ. આથી કોઈ વાદ નિન્દ્ય નથી. સ્વીકાર્ય છે કે નહીં તે બીજી વાત છે. બાકી ધન્યવાદાર્હ તો બધા જ છે.

## (૧૩)

## ચાર્વાક દર્શન

તત્ત્વજ્ઞાનની નીસરણીનું ચાર્વાક દર્શન પહેલું પગથિયું છે. ચાર્વાકને લોકાયતિક પણ કહેવામાં આવે છે. વાણીમાં અતિ ચારુ પણ વિચારની પ્રૌઢ ભૂમિકાએ અતિ બિહામણો હોવાને લઈને એને "ચાર્વાક" નામ મળ્યું છે. લોકોને એ રોજિંદા ખોરાકની પેરે કુદરતી રીતે જ ભાવતો હોઈને એ લોકાયતિક કહેવાય છે. ચાર્વાકવાદ શીખવો પડતો નથી. માનવમાં રહેલાં "પ્રાણીને" લઈને એ કેવળ સ્વાભાવિક છે. આ વાદની દૃષ્ટિ ખૂબ જ કુદરતી છે. અવિકસિત દૃષ્ટિને પ્રત્યક્ષ તેટલું જ સાચું લાગતું હોય તો તેમાં તેનો શો વાંક? અને માનવજાતિના મોટા ભાગની દૃષ્ટિ આજે પણ, યુગોના થર ઉપર થર વીત્યા છતાં પણ, અવિકસિત જ રહી છે. ઉપરાંત જગતની રચના જ એટલી અદ્‌ભુત અને વિચિત્ર છે, કે ચાર્વાકથી માંડીને અજાતિ-વાદ સુધીના તમામ વાદોને સમર્થિત કરવાનાં નિમિત્તો અને કારણો એ પૂરાં પાડે છે. આથી ચાર્વાકની નજરમાં એકમાત્ર પ્રત્યક્ષ પ્રમાણ જ વિશ્વસ્ય છે. પ્રત્યક્ષ હોય તેજ સહજ રીતે મનાય. અપ્રત્યક્ષમાં માનવાની કે શ્રદ્ધા મૂકવાની કોઈ જરૂર નથી એમ એને લાગે છે. ચાર્વાકના મતે પ્રત્યક્ષ સિવાયનાં અનુમાન કે શબ્દપ્રમાણ છલના અને અનાપ્તતાનાં જનક છે. એની દૃઢ સામાન્ય મતિ તો પ્રત્યક્ષ સિવાયનાં બીજાં પ્રમાણોને માની શકે નહીં!

અને પ્રત્યક્ષ પ્રમાણથી આપણી સામે વર્તી રહેલું સ્થૂલ વિશ્વ દેખાય છે. આ દેખાય છે એ જ અને એટલું જ સત્ય છે. અને આથી પૃથ્વી, પાણી, પ્રકાશ અને પવન—આ ચાર ભૂતો જ જગતનાં સર્જન માટે જવાબદાર છે. આ ચાર ભૂતોનો સરવાળો, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર જ આ સમસ્ત સૃષ્ટિ છે.

આ ભૂતો ઉપરાતનુ માનવમા કોઈ આત્મા નામનુ તત્ત્વ છે એ વાત પણ ચાર્વાકને માન્ય નથી દેહ જ આત્મા છે દેહથી ભિન્ન કોઈ આત્મા નથી "હુ જાડો, હુ પાતળો" વગેરે અનુભવો પણ દેહથી વ્યતિરિક્ત કોઈ આત્મા નામની વસ્તુ નથી એમ જ સિદ્ધ કરે છે પ્રાણીઓમા ચેતન દેખાય છે પણ એ ચેતન તો ચાર ભૂતોના મિશ્રણનો જ એક ધર્મમાત્ર છે–કાર્યમાત્ર છે–આવિષ્કાર માત્ર છે ઉપગત જડમાથી ચેતનનુ સર્જન પણ દૃષ્ટાન્ત દ્વારા સમજાવી શકાય છે કારણમા અનુપસ્થિત ધર્મો પણ કેટલાક સયોગોમા, કાર્યમા ઉપસ્થિત થતા દેખાય છે પૃથ્વી વગેરે ચારે ભૂતોમા સ્વરૂપે કોઈ ચેતન નથી પણ તેમનો સયોગ થાય છે ત્યારે મૂળમા નથી એવો ચેતનરૂપ ધર્મ, એમના વિશિષ્ટ મિશ્રણમાથી ઊપજે છે પાન-કાથો અને ચૂનો જ્યારે મળે ત્યારે તેમના ઘટક અવયવોમા મૂળમા જ જે લાલાશ નથી, તે ઊપજતી દેખાય છે શેરડીના ઊકળતા રસમાથી આસવ જન્મી શકે છે અને તે દ્વારા જે માદકતા મૂળમા શેરડીના રસમા નથી જ તે જન્મતી જોવામા આવે છે જડ પદાર્થોમાથી ચેતનની ઉત્પત્તિ આ દૃષ્ટાન્તો નીરાતે સમજાવે છે ઉત્પન્ન થયેલુ ચેતન શરીર વિસર્જને ઊડી જાય છે આ વાત પણ એમ જ સિદ્ધ કરે છે કે ચેતન નામનો કોઈ સ્વતન્ત્ર પદાર્થ નથી શરીરના ભાવાભાવે ચેતનનો ભાવાભાવ જોવામા આવે છે આથી મોતની સાથે બધોય હિસાબ પતી જાય છે મૃત્યુ બાદ એવુ કોઈ શેષ તત્ત્વ નથી જે કૃતકર્મનુ ભોગવનાર હોય આથી આત્મા નામની વસ્તુ છે, તે મૃત્યુ બાદ પણ રહે છે, અને તે કૃતભોક્તા છે–આ બધીય વાતો વાહિયાત છે ઈશ્વર નામનુ તત્ત્વ પણ કલ્પનાભીતનુ ધતીંગમાત્ર છે સૃષ્ટિનો કોઈ ઈશ્વર નામનો સર્જક નથી ચાર ભૂતોના યાદૃચ્છિક સ્વયમેવ થતા સસર્ગે જગતની ઉત્પત્તિ વગેરે થયા કરે છે અને આથી મૂર્ખ અને ભોળા લોકો જ નીતિ વગેરેની વાતો કરે છે, યાગાદિ ધર્મ વગેરેની ક્રિયામા તત્પર થાય છે, મર્યા બાદની સ્વર્ગ, મોક્ષ કે એવી બીજી કોઈપણ કલ્પના, ભ્રમિત મનના વિકલ્પનો માત્ર છે વેદો ધૂર્ત લોકોએ ઉદરપોષણ માટે જ રચ્યા છે ભોળાઓ જ એ વેદોમા વિશ્વાસ મૂકે! આથી જીવનનુ જો કોઈ સર્વોત્તમ ધ્યેય હોય તો ખાના-પીના ખેલના-મજા કરવી એ જ છે ઇન્દ્રિયોના ભોગોને જતા કરવા એ અવ્વલ મૂર્ખતા છે પશુઓ આવી જશે માટે વાવવુ જ નહીં એવો ભય અક્કલના ઓથમીરોજ રાખે આથી નીગતે આતૃપ્તિ ભોગ ભોગવવા–ऋण कृत्वा अपि घृत तो पिबेत्–આ આ મતનુ જીવનદર્શન છે બીજુ શુ હોઈ શકે અને આ વાદની હાંસી ઉડાવવા જેવુયે નથી મહાવેદાન્તી પણ પ્રચ્છન્ન ચાર્વાક હોવાનો સભવ છે

(૧૪)

## જૈન દર્શન

જૈન મતદર્શન પ્રાગૈતિહાસિક જોવામાં આવે છે. પ્રાચીન ગુરુ પરંપરાએ આજ સુધી એ મત અભંગપણે ચાલી આવે છે. એમાં ચોવીસ તીર્થંકરો એટલે કે મુક્તાત્માઓનો સ્વીકાર છે. તીર્થંકરો દ્વારા આ મત વિસ્તર્યો છે. તે પૈકીના છેલ્લા તીર્થંકર તે ભગવાન મહાવીર છે. એમનું જ બીજું નામ વર્ધમાન છે. ભગવાન બુદ્ધના એઓ લગભગ સમકાલીન હતા.

જૈન મત ત્રણ પ્રમાણોનો સ્વીકાર કરે છે. આ ત્રણ તે પ્રત્યક્ષ, અનુમાન અને આગમ. પ્રત્યક્ષ ઉપરાંત અનુમાન અને આપ્ત પ્રમાણરૂપ આગમ, સમ્યક્ દર્શનનાં સાધન તરીકે માન્ય છે. આગમ તરીકે તેઓ વેદવાણીને સ્વીકારતા નથી. તીર્થંકરની વાણીને તેઓ પ્રામાણિક માને છે. તીર્થંકરો, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન તરીકે સ્વીકારાયેલા હોઈને, તાત્ત્વિક વિષયમાં તેમનો બોલ છેવટના પ્રમાણ તરીકે મનાય તો તે સમજી શકાય છે.

આ પ્રમાણોના આધારે તેમણે તત્ત્વમીમાંસા આદરી છે. ચાર મહાભૂતો ઉપરાંત આકાશનું અસ્તિત્વ પણ સ્વીકારાયું છે. તે ઉપરાંત કાળ અને ગતિ અને સ્થિતિના કારણરૂપ ધર્મ અને અધર્મનો પણ સ્વીકાર કરવામાં આવ્યો છે.

જૈનોનો મતિવૈભવ આથી પણ ઘણો આગળ ચાલે છે. ભૂત ભૌતિક પદાર્થો ઉપરાંત સજીવ પ્રાણીમાત્રમાં આત્મા છે એવી તેમની માન્યતા છે. આ આત્મા પ્રત્યક્ષ અને અનુમાનની પકડમાં આવી શકે છે. વળી ચેતન, અચેતનનું કાર્ય નથી. પણ ચેતન એક ભિન્ન પદાર્થ જ છે. ચેતન વિના જડ વર્તી ન શકે એમ પણ સ્વીકારાયું છે.

ઉપરાંત જૈનમત અનેકાત્મવાદી છે. જેટલાં શરીર તેટલા આત્માઓ છે. વૃક્ષાદિમાં તો આત્મા છે જ પણ ધૂળના કણમાં આત્મા હોય છે. વળી બધા આત્માઓનું ચેતન એકસરખું વિકસિત હોતું નથી. પ્રત્યેક આત્મા અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જ છે. પરંતુ આ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ આત્મામાં સર્વજ્ઞ અને સર્વશક્તિ થવાની અનન્ત શકયતા છુપાયેલી છે.

આત્માના વિકાસ કે રૂંધન માટે કર્મો જવાબદાર છે. કર્માધીન આત્માને અનાત્માનું બંધન વળગે છે. કર્મ મુક્ત આત્મા, અનાત્મામાંથી છૂટી સ્વરૂપમાં વિરાજે છે. તીર્થંકરો જીવન્મુક્તિની પ્રતીતિ કરાવે છે. સમ્યક્ જ્ઞાન, સમ્યક્

દર્શન અને સમ્યક્ ચારિત્ર્ય–આ મુક્તિના ઉપાયો છે ઉપરાંત અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–આ પાંચના વર્તનમાં અવતાર માટે પૂર્ણ આગ્રહ રાખવામાં આવે છે, જૈનો ઈશ્વરમાં માનતા નથી, પણ ઈશ્વરીય ગુણોની તીર્થંકરોમાં જ પ્રતીતિ પામેલા હોઇને, તેમને જ જીવનના અનુકરણીય આદર્શો લેખે છે ઈશ્વરને સ્થાને આ મતમાં તીર્થંકરોનો અભિષેક છે પ્રાણીમાત્ર પ્રત્યે દયા અને મહાનુભૂતિનો એમાં મુખ્ય ધ્વનિ છે

સ્યાદ્વાદ જૈન દર્શનનું એક આગવું મૂલ્યવાન વિચારરત્ન છે સ્યાદ્વાદ વિશ્વના વિચારનિધિમાં જૈન દર્શનોનો મહાન ફાળો છે સૃષ્ટિની વિચિત્રતા અને તત્ત્વની અદ્ભુતતા જોતા સ્યાદ્વાદ ભારે નિરાગ્રહી અને સત્યદર્શનના સમસ્ત પાસાઓને મન મૂકીને સ્વીકારનારો લાગે છે નિરીશ્વરવાદી હોવા છતા તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે જૈન દર્શનનો અમૂલ્ય ફાળો છે.

## (૧૫)
## બૌદ્ધ દર્શન

બૌદ્ધ દર્શનના મૂળમા ભગવાન બુદ્ધના ઉપદેશો છે એ ઉપદેશો બીજરૂપ છે જન્મ–મૃત્યુ–જરા–વ્યાધિ વગેરેના સાર્વત્રિક દર્શને આઘાત પામેલું રાજકુમાર સિદ્ધાર્થનુ કુલીન હૃદય, મહાભિનિષ્ક્રમણ કરી, વિશ્વના દુ ખના નિવારણના ઉપાયની શોધમા પ્રવૃત્ત થયુ હતુ ઉગ્ર અને દીર્ઘ તપશ્ચર્યાને અતે એઓ પ્રબુદ્ધ થયા એમનો પ્રબોધ વિશ્વનો આધ્યાત્મિક વારસો બન્યો ભગવાન બુદ્ધ, બુદ્ધ થયા પછી, જગત સમક્ષ ચાર આર્ય સત્યો ઉચ્ચાર્યા ,દુનિયામા દુ ખ છે, દુ ખનુ કારણ છે, એનુ નિવારણ શક્ય છે, એ નિવારણનો ઉપાય છે –આ છે એ ચાર આર્ય સત્યોનો આકાર

આ પકી "દુ ખત્રયાભિઘાત" સૌ દર્શનોને માન્ય જ છે અનુભવનો અપલાપ શક્ય નથી કાર્યકારણનો નિરપવાદ નિયમ, દુ ખનુ કારણ છે, એ વાતને સિદ્ધ કરે છે 'અકસ્માત્ ભ્રમ માત્ર છે' અને સૌની ઉત્પત્તિ અને અસ્તિ જો કારણવશાત્ જ છે, તો દુ ખ તેમા અપવાદ કેમ હોઈ શકે? નિર્નિમિત્ત–સ્વયભૂ વસ્તુ કપોલકલ્પિત હોય, હકીકતમા ન હોઈ શકે અને આથી દુ ખનુ પણ કારણ છે જ અને તે કારણ તે જન્મ. અજન્મ્યાને દુ ખ નથી જન્મેલાને સુખ નથી જન્મમાં કારણભૂત છે તૃષ્ણા. તૃષ્ણાની જન્મભૂમિ છે અજ્ઞાન. આ અજ્ઞાનનો જો નાશ થાય તો 'छिन्ने मूले नव पत्र न शाखा,' ન્યાયે સમસ્ત દુ ખોનો અભાવ થાય કારણના અભાવે કાર્યનો સ્વયમેવ અભાવ થાય જ આમ દુ ખ છે, તેનુ

નિવારણ પણ શક્ય છે ચોથુ આર્ય સત્ય તે દુ ખ નિવારણના ઉપાય અગે છે આ ઉપાય તે બુદ્ધ દર્શનનો પ્રસિદ્ધ, અષ્ટ માર્ગ સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ વાક્, સમ્યક્ કર્માન્ત, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, સમ્યક્ સમાધિ, આ ઉપાયોના આચરણે અજ્ઞાનની નિવૃત્તિ થતા તજ્જન્ય સમસ્ત દુ ખોની નિવૃત્તિ થયા વિના ન રહે પૂર્ણતાની એ સ્થિતિનુ નામ છે નિર્વાણ

ભગવાન બુદ્ધનુ જીવનકાર્ય જોતા એક વાત સ્પષ્ટ તરી આવે છે એમને દાર્શનિક સિદ્ધાન્તોની સૂક્ષ્મ ચર્ચામા ઓછો રસ દેખાય છે એમના જીવનનો પ્રધાન સૂર, માનવજાતિના અજ્ઞાનજન્ય દુ ખો કેવી રીતે દૂર થાય, એમા કેન્દ્રિત હતો આથી ભગવાન તથાગત સ્વય કોઈ દાર્શનિક ગ્રથ રચવાની ખટપટમા પડ્યા નથી છતા એમના જેવા સિદ્ધાર્થ જગદ્‌ગુરુના ઉપદેશમાથી દાર્શનિક સાહિત્યની રચના માટેની સામગ્રી વિપુલ પ્રમાણમા મળી રહે છે એમના ઉપદેશનુ મનન કરતા બે પાચ વાતો તરી આવે છે દા ત, વસ્તુમાત્ર કાર્યકારણ ભાવે સુબદ્ધ છે આથી કોઈ સ્વયભૂ તત્ત્વ હોઈ શકતુ નથી, સમસ્ત વસ્તુઓ ક્ષણપરિણામી છે, આથી કોઈ શાશ્વત સ્થિર તત્ત્વના અસ્તિત્વને અવકાશ નથી આ કારણે આત્મા કે ઈશ્વર જેવા કોઈ સ્થિર તત્ત્વની ભાજઘડમા ઊતરવાનો અર્થ નથી આમ છતા જીવનની સતતતા હોય છે ચાલુ જીવન ગત જન્મના બીજનુ પરિણામ છે, તો ભાવિ જીવન વર્તમાન જીવનના કર્મમાથી અકુરિત થયા વિના રહેતુ નથી કર્મનો નિયમ નિરપવાદ છે છતા સમ્યક્ દર્શન દ્વારા એ કાયદો ઓળગી શકાય છે આ વિચારધારામાથી એમના અનુયાયીઓને દાર્શનિક શાસ્ત્રો રચવાની સામગ્રી મળી રહી છે આથી એમના નિર્વાણ બાદ, દેશ પરદેશોમા એમના શિષ્યોએ, એમના ઉપદેશના પાયા ઉપર, મતમતાન્તરોથી ભરપૂર દાર્શનિક વિચારસરણી વિકસિત કરી છે તે પૈકી ચાર વિચારધારા ભારતીય તત્ત્વજ્ઞાનમા વધારે જાણીતી થઈ છે એ ચારનુ અતિ સક્ષિપ્ત સ્વરૂપ નીચે મુજબનુ છે –

(૧) માધ્યમિક અગર તો શૂન્યવાદ

આ મત પ્રમાણે જગત શૂન્ય-મિથ્યા છે ચિત્ત અને ચૈત્ય=બાહ્યાભ્યન્તર પદાર્થો ભ્રમનો જ કેવળ વિલાસ છે सर्वं शून्य, सर्वं शून्य, सर्वं शून्य જ છે सर्वं क्षणिक, सर्वं क्षणिक, सर्वं क्षणिकं જ છે આથી જ એને શૂન્યવાદ કહેવામા આવે છે

## (૨) યોગાચાર:અગર તો વિજ્ઞાનવાદ

આ મતાનુસાર બાહ્ય પદાર્થો અસત્ છે બાહ્ય જગત મનનુ જ વૃદ્ધ ચિત્ર માત્ર–છે વિચારનુ વિસ્તરીકરણ માત્ર છે એ ચિત્તનો જ અદ્ભુત વિલાસ છે ચિત્ત તેટલુ સત્ય છે ચિત્ત વ્યતિરિક્ત ચૈત્ય પદાર્થોની કોઈ હસ્તી નથી

## (૩) સૌત્રાન્તિક વાદ

આ મત ચિત્ત અને ચૈત્ય બન્ને પદાર્થોને સત્ માને છે જો બાહ્ય= ચૈત્ય પદાર્થો ન હોત તો કોઈ પણ પદાર્થનુ દર્શન નિર્નિમિત્ત જ થવુ ઘટે પણ આપણુ ચિત્ત ગમે ત્યા વાઘને જોઈ શકતુ નથી આથી વાઘ મનમા નથી ઊલટુ વાઘના દર્શને વાઘનો વિચાર સ્ફુરે છે, તેનુ નિમિત્ત વાઘ નામનો કોઈ બાહ્ય પદાર્થ છે એ જ છે ચિત્તમા વાઘના વિચારનુ નિમિત્ત, બાહ્ય હકીકતના વાઘનુ અનુમાન જ હોય છે આથી ચિત્ત બાહ્ય ચૈત્ય પદાર્થોનુ અનુમિત અસ્તિત્વ સિદ્ધ થાય છે આથી ચિત્ત અને ચૈત્ય બાહ્ય–આભ્યન્તર પદાર્થો સત્ છે આ કારણે આ વાદને બાહ્યાનુમેયવાદ પણ કહે છે

## (૪) વૈભાષિક વાદ

સૌત્રાન્તિક મતની પેરે આ મતમા પણ બાહ્ય–આભ્યન્તર પદાર્થોની સત્તા સ્વીકારવામા આવે છે પણ બાહ્ય પદાર્થોના જ્ઞાનના નિમિત્ત અગે એમા તફાવત માન્યો છે બાહ્ય પદાર્થોનુ અસ્તિત્વ વિચારાનુમેય નથી પણ પ્રત્યક્ષ જ છે કેમકે જો વિચારાનુરૂપ બાહ્ય પદાર્થ પ્રત્યક્ષ ન હોત તો તેનુ વિચારમાત્રથી અનુમાન અશકય હોત

આમ બૌદ્ધ દર્શનનુ અતિ સક્ષેપમા નિરૂપણ થયુ ઉપરાત ધર્મની દૃષ્ટિએ બૌદ્ધ મત બે વિભાગમા વહેચાયેલ છે એ બે પ્રકારો તે નિષ્ઠા અગર તો માર્ગદર્શન છે તેમાના એકનુ નામ છે હીનયાન, બીજાનુ નામ છે મહાયાન પહેલા બે વાદોનો સમાવેશ મહાયાનમા થાય છે છેલ્લા બેનો હીનયાનમા સમાવેશ થાય છે નિર્વાણના પ્રયોજન અગે જ આ બે ભેદો છે હીનયાન, વ્યક્તિગત દુ ખની નિવૃત્તિને જ નિર્વાણનુ લક્ષ્ય માને છે મહાયાન સમષ્ટિની દુ ખ નિવૃત્તિ જ નિર્વાણનુ સાધ્ય છે એમ માને છે

## (૧૬)

## ન્યાય દર્શન

ન્યાયશાસ્ત્રના પ્રણેતા છે મહર્ષિ ગૌતમ, આ વિચારસરણિ તર્કાનુપ્રાણિત છે ન્યાયદર્શન સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ માટે ચાર પ્રમાણોને

સ્વીકાર કરે છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ. અર્થ અને ઇન્દ્રિયોના સંન્નિકર્ષે જન્મતું સમ્યક્ જ્ઞાન તે પ્રત્યક્ષ; પ્રત્યક્ષને આધારે થતું અપ્રત્યક્ષનું વ્યાપ્તિજન્ય સમ્યક્ જ્ઞાન તે અનુમાન. સાદૃશ્ય દ્વારા જન્મતું સમ્યક્ જ્ઞાન તે ઉપમાન. આપ્તવાક્યજન્ય સમ્યક્ જ્ઞાન તે શબ્દપ્રમાણ. આ ચાર પૈકી પ્રત્યક્ષ તો સર્વવિદિત જ છે. અનુમાન પ્રત્યક્ષના આધારે અપ્રત્યક્ષનું જ્ઞાન દે છે. આથી અનુમાનની પ્રક્રિયામાં પક્ષ–સાધ્ય–વ્યાપ્તિજ્ઞાન વગેરે અનિવાર્ય છે. દૃષ્ટાન્ત તો પ્રસિદ્ધ જ છે. "**अयं पर्वतः वह्निमान् धूमवत्त्ववात्, यत्र यत्र धूमस्तत्र तत्र वह्निः, यथा महानसे अयं तथा तस्मात् तथा**" પર્વત ઉપર અગ્નિ છે. આ વિધાનમાં પક્ષ છે પર્વત, સાધ્ય છે અગ્નિ; જ્યાં જ્યાં ધૂમાડો ત્યાં ત્યાં અગ્નિ જોવામાં આવે જ છે–આ છે વ્યાપ્તિ જ્ઞાન. સમર્થક દૃષ્ટાન્ત છે રસશાળા (રસોડું) તેમાં ધુમાડો જોવામાં આવે છે, આથી પેલાં સાહચર્યના નિયમે ત્યાં અગ્નિ હોવો જ જોઈએ. અહીં દૂરના પર્વત ઉપર વર્તતો અગ્નિ પ્રત્યક્ષ નથી. અપ્રત્યક્ષ છે. છતાં ધુમાડો અને અગ્નિ વચ્ચેના સાહચર્યનો નિયમ હોઈને, એ વ્યાપ્તિ જ્ઞાનના બળે પર્વત ઉપર ધુમાડો જોઇને નિરાંતે કહી શકીએ કે ત્યાં અગ્નિ હોવો જ જોઈએ. અનુમાનની ખૂબી એ છે કે એના દ્વારા મળેલું જ્ઞાન પ્રત્યક્ષની કસોટીએ ચડે ત્યારે ખોટું ન પડવું જોઈએ. અને અનુમાન જો યોગ્ય હોય તો એ ખોટું નથી જ નીવડતું. અનુમાન પ્રમાણ ઉપર આપણાં જીવનના મોટા ભાગનો મુખ્ય વ્યવહાર હોય છે. પ્રત્યક્ષ કરતાં પણ માનવને અનુમાનમાં વધારે વિચરવું પડે છે. આપણી ઈન્દ્રિયોનું અસ્તિત્વ પણ અનુમિત જ છે. ઈન્દ્રિયાતીત પદાર્થોની માપણીમાં તો અનુમાન અનિવાર્ય જ છે.

ઉપમાનમાં સાદૃશ્યજન્ય જ્ઞાન હોય છે. ગાય જેવો **ગવય** નામનો પ્રાણી છે એમ કહીએ એટલે ગાયના જેવો જ બીજો કોઈ પદાર્થ જોતાં તેમાં ગવયનું આપણને ભાન થાય છે. ગાય અને ગવય વચ્ચેનું સાદૃશ્ય–આ ભાન માટે જવાબદાર હોય છે.

આપ્તોક્તિજન્ય યથાર્થ જ્ઞાનને શબ્દપ્રમાણ કહેવામાં આવે છે. ન્યાયશાસ્ત્ર વેદને આપ્તપ્રમાણ તરીકે સ્વીકારે છે. આથી એ આસ્તિક શાસ્ત્ર છે.

ન્યાયશાસ્ત્ર જ્ઞેય–પદાર્થોમાં આત્મા, શરીર, ઇન્દ્રિયો, તેમના વિષયો, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, મનોદોષો પુનર્જન્મ, સુખદુઃખની વેદના, દુઃખ અને અપવર્ગનો સમાવેશ કરે છે. શરીરાદિના બંધનોમાંથી મુક્તિને જ આ

શાસ્ત્ર પણ ચરમ ધ્યેય તરીકે સ્વીકારે છે. એ જ પરમપુરુષાર્થ છે એમ માને છે. આ શાસ્ત્ર પ્રમાણે આત્મા શરીરાદિથી ભિન્ન છે. શરીર ભૌતિક પદાર્થોનો મેળો છે. મન સૂક્ષ્મ પરિમાણવાળું–અવિભાજ્ય અને શાશ્વત છે. આત્માને માટે બાહ્ય પદાર્થોની અનુભૂતિ માટે એ પરોક્ષ અને સાક્ષાત્ બન્ને રીતે સાધન છે. આથી એને અંતઃકરણ પણ કહેવામાં આવે છે. ઇન્દ્રિયોની પ્રણાલિકા દ્વારા બાહ્ય પદાર્થો આત્મા કને પહોંચે છે અને આમ થાય ત્યારે તે પદાર્થોના જ્ઞાનનો ગુણ તે ધારણ કરે છે. આવું જ્ઞાન એ નૈમિત્તિક ગુણ હોઈને આત્યન્તિક મોક્ષની અવસ્થામાં એ જ્ઞાન ગુણ આત્મામાં હોતો નથી. આત્મા વિભુ પરિમાણયુક્ત છે. સર્વવ્યાપી છે. અવિનાશી અને શાશ્વત તત્ત્વ છે. એ કર્તા અને ભોક્તા છે. મિથ્યાજ્ઞાન, રાગ, દ્વેષ, વગેરે આત્માને સદસત્ કર્મમાં પ્રેરે છે. ધર્માધર્મનો સંચય કરાવે છે. જન્મમૃત્યુ વગેરે અપાવે છે. આ શાસ્ત્ર પ્રમાણે મોક્ષ ત્રિવિધદુઃખની નિવૃત્તિમાત્ર છે. દુઃખ નિવૃત્તિ જ મોક્ષ છે, સુખપ્રાપ્તિ નહીં. કારણ કે સુખ શબ્દ દુઃખ સાપેક્ષ જ છે.

અનુમાનથી આ શાસ્ત્ર ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારે છે અને સિદ્ધ કરે છે. જગતની ઉત્પત્તિ વગેરેનું એ નિમિત્ત કારણ છે એમ એ માને છે. શાશ્વત પરમાણુઓ, દેશ, કાળ, આકાશ, મન અને આત્માઓ દ્વારા પરમાત્મા સૃષ્ટિ સરજે છે. આ સૃષ્ટિસર્જન જીવના શુભાશુભના ભોગ અર્થે કર્માનુસાર થાય છે. જીવાત્મા અલ્પજ્ઞ અને અલ્પશક્તિ હોઈને સૃષ્ટિ સર્જને અશક્ત છે. આથી કોઈ સર્વજ્ઞ–સર્વશક્તિ, કર્તુમકર્તુમન્યથાકર્તું સમર્થ ઈશ્વર હોવો જ જોઇએ.

ઉપરાંત સૃષ્ટિનું સર્જન ઈશ્વરના કોઇ સ્વાર્થે નહીં પણ પરમાર્થે જ છે. જીવ જાતના હિતાર્થે ઈશ્વરની આ નિઃસ્વાર્થ પ્રવૃત્તિ છે. ઉપરાંત સૃષ્ટિ કર્મસાપેક્ષ હોઈને એમાં એકલું સુખ જ નહીં દુઃખ પણ હોય છે. અને આથી ઈશ્વર નિર્દોષ છે. જીવહિતૈષી પરમાત્માના કારુણ્યે આજે અગર તો કલ્પના અંતે પણ પ્રત્યેક જીવ મુક્તાત્માના થશે જ, આમ આ શાસ્ત્રની મંગલ માન્યતા છે.

## (૧૭)
## વૈશેષિક દર્શન

વૈશેષિક દર્શનના પ્રણેતા છે મહર્ષિ કણાદ. 'ઉલૂક' એમનું બીજું નામ છે. ન્યાય સાથે એનું ઘણું સામ્ય છે. એનો પણ ચરમ પુરુષાર્થ મુક્તિ જ છે.

આ દર્શન સાત પદાર્થોનો સ્વીકાર કરે છે. દ્રવ્ય; ગુણ; કર્મ; સામાન્ય; વિશેષ; સમવાય અને અભાવ—આવાં એ પદાર્થોનાં નામ છે.

તે પૈકી દ્રવ્ય, ગુણ અને કર્મનો આધાર છે છતાં તે બન્નેથી ભિન્ન છે. દ્રવ્યમાં નવ પદાર્થોનો સ્વીકાર છે. પાંચ મહાભૂતો, દેશ, કાળ, મન અને આત્મા—આટલાં દ્રવ્યો છે.

પૃથ્વી, પાણી, પ્રકાશ, પવન, અને પરમાકાશ—આ પાંચ ભૂતોના અનુક્રમે, ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ ગુણ છે. આકાશ સિવાયનાં ચાર ભૂતો પોતપોતાના પરમાણુઓમાંથી ઉત્પન્ન થાય છે. પરમાણુ એટલે દ્રવ્યનું સૂક્ષ્મતમ, અદૃશ્ય, નિત્ય, અવિભાજ્ય એકમ. આ પરમાણુઓ સ્વયંભૂ અને નિત્ય સિદ્ધ માનવામાં આવે છે. આકાશ, દિશા અને કાળ આ ત્રણ દ્રવ્યો અપ્રત્યક્ષ છે. આ બધાય, એક અનન્ત અને સર્વવ્યાપ્ત છે. મન નિત્ય પદાર્થ છે. એ અણુ પરિમાણ છે. મન આત્મા માટે સમસ્ત અનુભૂતિઓનું સાધન છે. પરિમાણ અણુ હોઈને મનને એકી વખતે અનેક અનુભવ થઈ શકતા નથી. પણ કોઈ પણ પળે કેવળ એક જ અનુભવ થઈ શકે છે. આત્મા નિત્ય અને વિભુ છે. અનુભૂતિમાત્રનું એ એકાયતન છે. હું સુખી—દુઃખી વગેરે અનુભૂતિઓ મન દ્વારા આત્માને થતી હોઈને પ્રત્યાગાત્માની આભ્યંતર પ્રતીતિ થાય છે. આત્મા સાથે જ પરમાત્માનો પણ વિચાર કરી લેવાયો છે. પરમાત્મા અગર તો ઈશ્વરનું અસ્તિત્વ કાર્યજગત ઉપરથી અનુમિત થાય છે. નિત્ય પરમાણુઓ દ્વારા પરમાત્મા જગત્ સર્જે છે. પરમાણુઓના સંયોગ વિયોગ દ્વારા જગતની ઉત્પત્તિ લય વગેરે સમજી શકાય છે. સ્વતન્ત્રપણે પરમાણુઓની પ્રવૃત્તિ નિવૃત્તિ ન થઈ શકતી હોઈને, તેમની પ્રવૃત્તિ નિવૃત્તિનું મૂળ ઈશ્વરેચ્છામાં શોધવું રહે છે. વર્તમાન પ્રાણીઓનાં કર્માનુસાર પરમાત્મા, પરમાણુઓનું નિયમન સંચાલન વગેરે કરે છે. જીવતતના અદૃષ્ટ ભોગને અનુકૂલ થાય એ રીતે પરમાત્મા પરમાણુઓ દ્વારા જગદ્રચના કરે છે. અને આ રીતે ઈશ્વર વ્યવસ્થાઓ સમજાવી શકાય છે.

ગુણ સદા દ્રવ્યાધારે હોય છે. એટલે કે તે દ્રવ્યવૃત્તિ છે. દ્રવ્ય સ્વવૃત્તિ છે, એટલે કે સ્વાધાર હોય છે. ગુણોનો ગુણ કે કર્મ હોતાં નથી. આવા ચોવીસ ગુણોની વૈશેષિકશાસ્ત્ર ગણના કરે છે.

કર્મ શબ્દ ગતિવાચક છે. ગુણની પેઠે કર્મ પણ દ્રવ્ય વૃત્તિ છે. એવાં કર્મનાં પાંચ પ્રકાર છે, ઉત્ક્ષેપણ; અવક્ષેપણ; આકુંચન; પ્રસારણ અને ગતિ.

સામાન્ય એટલે જાતિ; ગોત્વ એટલે સામાન્ય જાતિ; ગો એટલે વ્યક્તિ; જે એક અને સૌ વ્યક્તિમાં રહે, અને વ્યક્તિના ભાવાભાવથી પર રહે તે જાતિ; વ્યક્તિના ભાવાભાવે, ભાવાભાવ ન પામતી હોઇને જાતિ નિત્ય છે. એટલે કે ગોત્વરૂપી સામાન્ય નિત્ય છે.

વિશેષ એટલે બે બધી રીતે સરખી લાગતી વસ્તુઓ વચ્ચેનો આત્યન્તિક ભેદ બતાવનારું નિમિત્ત. બે સમાન વસ્તુઓ વચ્ચેનો ભેદ સામાન્ય રીતે આપણે અવયવો ગુણો વગેરે દ્વારા સમજી શકીએ છીએ. પણ પૃથ્વીનાં બે પરમાણુઓ વચ્ચે જ ભેદ કરવાનો આવે ત્યારે એ કેવી રીતે કરવો એ કોયડો થઈ રહે છે. બે પરમાણુઓ "બે" છે એ જ બતાવે છે કે તેમનામાં કોઈક વસ્તુગત તફાવત હોવો જ જોઈએ. જો એમ ન હોય તો તેમનાં દ્વિત્વને સમજાવી ન શકાય. વિશેષ તે વસ્તુ છે જેના દ્વારા શાશ્વત દ્રવ્યોની વસ્તુગત વિશેષતા કે વ્યક્તિત્વ પકડાય છે. આ "વિશેષ" નામના પદાર્થના સ્વીકારને લઈને જ આ શાસ્ત્રને વૈશેષિક એવું નામ મળે છે.

સમવાય એટલે નિત્ય સંબંધ. સમગ્રતાની દૃષ્ટિએ જોતાં વસ્ત્ર તન્તુઓમાં હોય છે જ. આ તંતુઓ અને વસ્ત્ર વચ્ચેનો જે નિત્ય સંબંધ તે જ સમવાય સંબંધ છે. જાતિ અને વ્યક્તિ, સાવયવ અને નિરવયવ, ગુણકર્મ અને દ્રવ્યમાં વર્તનારો આ નિત્ય સંબંધ તે જ સમવાય.

અભાવ એટલે વસ્તુનો પ્રતિષેધ. "અહીં સાપ નથી," "પેલું પુષ્પ રાતું નથી," ચોખ્ખા પાણીમાં ગન્ધ નથી"–આવાં વિધાનોમાં, સાપ, રતાશ અને ગંધની અસ્તિનો નિષેધ હોય છે. આને અભાવ કહેવામાં આવે છે. આ અભાવના વળી ચાર ભેદો છે. પ્રાગભાવ; પ્રધ્વંસાભાવ; અત્યન્તાભાવ; અન્યોન્યાભાવ. ઉત્પત્તિ પહેલાં માટીમાં ઘડો હોતો નથી. ઘડાનું માટીમાં ન હોવાપણું એટલે પ્રાક્અભાવ. ઉત્પન્ન ઘડો નષ્ટ થતાં ઘડાનો જે અભાવ વર્તાય છે તે પ્રધ્વંસાભાવ. અનન્ત ભાવિમાં પણ ગયેલો ઘડો પાછો ન ફરતો હોઇને એને અત્યંતાભાવ કહેવામાં આવે છે. એક વસ્તુનો બીજી વસ્તુમાં સદાનો અભાવ હોય છે–વાયુમાં રૂપનો સદાય અભાવ હોય છે–આવા અભાવને અત્યંતાભાવ કહેવામાં આવે છે. ઉપરાંત બે વસ્તુઓનો પરસ્પરમાં અભાવ એટલે અન્યોન્યાભાવ. ઘટમાં પટ નથી હોતો, પટમાં ઘટ નથી હોતો. આમ પરસ્પરમાં પરસ્પરનો અભાવ એટલે અન્યોન્યાભાવ.

મોક્ષ-ઈશ્વર-વગેરેને અંગે નૈયાયિકોના જેવીજ વૈશેષિકોની માન્યતા છે.

## (૧૮)

## સાંખ્ય દર્શન

સાંખ્ય શાસ્ત્રના મૂળ દ્રષ્ટા અને પ્રવર્તક છે ભગવાન કપિલ મુનિ. આ દર્શન મૂળમાં બે પદાર્થોને સ્વીકારે છે. એ બે તે પ્રકૃતિ અને પુરુષ. સવિકાર પ્રકૃતિ અને પુરુષના જ્ઞાન માટે પ્રત્યક્ષ, અનુમાન અને આપ્ત આ ત્રણ પ્રમાણો છે. તે પૈકી પ્રકૃતિ વિશ્વ-સમસ્ત કાર્યનું મૂળ છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય પ્રકૃતિનું પરાક્રમ છે. આ પ્રકૃતિ અનાદિ અને અનન્ત છે. પુરુષના ભોગ અને અપવર્ગ=મોક્ષ માટે તેની પ્રવૃત્તિ છે. અનાદિ અવિદ્યાને લઈને પ્રકૃતિ અને પુરુષનો સંયોગ થાય છે. એ આવિધક સંયોગને લઈને, પુરુષના ભોગાપવર્ગાર્થે પ્રવર્તતી પ્રકૃતિ, મહત્-અહંકાર-પંચતન્માત્રા અગિયાર ઈન્દ્રિયો અને પંચમહાભૂતરૂપે પરિણામ પામે છે. જે પુરુષનાં ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનો સિદ્ધ થઈ જાય છે તેને માટે પ્રકૃતિની પરિણામ પરંપરા અટકી જાય છે. બાકીના પુરુષો માટે તો તેની પ્રવૃત્તિ સતત ચાલુ જ હોય છે. આ પ્રકૃતિનાં તેવીસ પરિણામો જ સૃષ્ટિ છે. પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે. સત્વ, રજસ અને તમસ્ એવાં એનાં-ગુણોનાં નામ છે. સર્જનોન્મુખ ગુણોને પ્રકૃતિ અને વિસર્જનોન્મુખ ગુણોને પ્રધાન કહેવામાં આવે છે. પ્રકૃતિ ગુણોની વિષમાવસ્થા તો પ્રધાન તેમની સામ્યાવસ્થા છે. આથી મૂળ પ્રકૃતિ જ બધો કારભાર કરે છે.

પુરુષ સ્વરૂપે ચેતન છે. આથી સાક્ષી, ઉદાસીન-અકર્તા-અભોક્તા જ છે. આવા છતા અવિદ્યાને લઈને બુદ્ધિ સાથે જાણે તદ્રૂપ થઈને પ્રાકૃતિક તાંડવનું પોતાનામાં આરોપણ કરીને વર્તે છે. આથી એને જન્મમરણ જરાનો ત્રાસ આવે છે. એની દુર્દશાનો પાર રહેતો નથી. વિવેકખ્યાતિ-જ્ઞાન દ્વારા જ્યારે એ સપરિવાર અવિદ્યાની ચૂડમાંથી છૂટે છે ત્યારે પોતાના મૌલિક સ્વરૂપમાં અવસ્થિત થાય છે. આ સ્વરૂપાવસ્થાન જ મોક્ષ છે. કૈવલ્ય છે. ઉપરાંત શરીરે શરીરે આત્મા જુદો છે. અર્થાત્ પુરુષ બહુત્વનો સ્વીકાર છે. પ્રત્યેક પુરુષનું મૌલિક સ્વરૂપ એકરૂપ જ છે. પ્રકૃતિના છંદમાંથી છૂટવાને માટે વિવેકજ્ઞાન ઉપાય છે.

ગુણના તારતમ્યે સાંખ્યશાસ્ત્ર બુદ્ધિના આઠ પ્રકારો સ્વીકારે છે. ધર્મ, જ્ઞાન, વિરાગ, ઐશ્વર્ય એ સાત્વિક બુદ્ધિનાં સ્વરૂપો છે. અધર્મ, અજ્ઞાન રાગ અને અનૈશ્વર્ય-એ તામસ બુદ્ધિનાં સ્વરૂપો છે. આ આઠ ભાવો પણ

કાર્યકારણ ભાવે સંકળાયેલા છે. ધર્મ ઐશ્વર્યનું અને વૈરાગ્ય જ્ઞાનનું મૂળ છે. આમ છેવટે ધર્મ અને જ્ઞાન જ રહે છે. આ બેમાં પણ ધર્મ, પૂર્ણ વિવેકજ્ઞાનને જન્માવી સાર્થક થાય છે. આ જ્ઞાનરૂપે પરિણત પ્રકૃતિ પોતે જ પોતાને ધર્માદિ સાત ભાવબંધનમાંથી મુક્ત કરે છે. અંતિમ ભૂમિકાએ પરવૈરાગ્ય દ્વારા જ્ઞાનમાં પણ અલંબુદ્ધિ જન્માવીને પુરુષને પોતાના સ્વરૂપ સૌભાગ્યમાં પ્રતિષ્ઠિત કરે છે. આમ સાંખ્યદર્શન અનુસાર પુરુષ મૂળમાં જ નિત્ય મુક્ત ચૈતન્યસ્વરૂપ છે. વચલા ગાળામાં અવિદ્યાને લઈને દેહેન્દ્રિયાદિના બંધનમાં જાણે ફસાય છે. ભોગાપવર્ગ દાતા પ્રકૃતિ, પોતે જ પુરુષને એ બન્નેનો સ્વાદ ચખાડી.સ્વયં નિવૃત્તિ પામે છે. આમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ– બન્ને પ્રકૃતિની જ છે. પુરુષ તો સંનિધિમાત્રે સજા પામે છે.

સાંખ્ય નિરીશ્વરવાદી છે એમ ઘણા વિચારકો માને છે. ઈશ્વરની સિદ્ધિ અસિદ્ધિમાં સાચે જ એ પડતું દેખાતું નથી. પણ પુરુષને એ, જે અવસ્થામાં સ્થાપે છે ત્યાં પુરુષનો પરમાત્મભાવ જ પ્રકટેલો હોય છે. અનુભવ ભૂમિકાએ સ્વયમેવ ઇશ્વરદર્શન થતું હોઇને, ઈશ્વર અંગેનું આ શાસ્ત્રનું મૌન એના ઈન્કારના અર્થમાં લેવાયું લાગે છે.

(૧૯)

## —: યોગદર્શન :—

ભગવાન્ પતંજલિ મુનિ યોગશાસ્ત્રના પ્રણેતા અગર તો સંસ્કર્તા છે. આ દર્શન એના પ્રસાદ ગુણ, વિષયની અતિ વ્યવસ્થિત અને બીજાંકુર ન્યાયે વિકસતી ફ્લાન્ત વિચારસરણી માટે પ્રસિદ્ધ છે. યોગદર્શન સાંખ્યગોત્રી છે. સાંખ્યની સમસ્ત પરિભાષા એ સ્વીકારે છે. એક જ વાતમાં એ સાંખ્યથી જૂદું પડતું દેખાય છે અને તે ઇશ્વરતત્ત્વના સ્વીકાર અંગે. આથી એને સેશ્વર સાંખ્ય પણ કહેવામાં આવે છે.

વિચારને આચારની ભૂમિકા ઉપર ઉતારવાની સાધના નિરૂપણમાં યોગદર્શનની મહત્તા છે. પ્રકૃતિ, પુરુષ અને પરમાત્મા આ ત્રણે ય તત્ત્વોનો સાક્ષાત્કાર કરી, હેયોપાદેયનો નિર્ણય દર્શાવી, પ્રકૃતિના ખોળામાંથી

પુરુષને ઊંચકી, પરમાત્માના ઉછરંગમાં એને રમતો કેવી રીતે કરવો એનું સરસ નિરૂપણ આ શાસ્ત્ર કરે છે. દૃષ્ટાનું સ્વરૂપમાં અવસ્થાન યોગને અધીન છે. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપી ચિત્તની પાંચ વૃત્તિઓનો વૈરાગ્ય અને અભ્યાસ દ્વારા નિરોધ એટલે યોગ છે. અપર અને પર નામના બે વૈરાગ્યો પૂર્વક, યમનિયમાદિના દીર્ઘકાળ, નિરંતર, સત્કાર પૂર્વકના અભ્યાસના સેવને, સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત યોગ જન્મે છે. સમ્પ્રજ્ઞાત સમાધિ પ્રકૃતિ અને પ્રત્યગાત્માના સાક્ષાત્કારનો ઉપાય છે. અસમ્પ્રજ્ઞાત સમાધિ ઈશ્વર દર્શનનો ઉપાય છે.

તત્ત્વદર્શન માટે યોગ જો ઉપાય છે તો એ 'યોગ' પણ અષ્ટાંગ છે. યોગનાં આઠ અંગો તે યમ–નિયમ–આસન–પ્રાણાયામ–પ્રત્યાહાર–ધારણા, ધ્યાન અને સમાધિ. તે પૈકી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–આ પાંચ યમો છે. શૌચ, સન્તોષ, તપ સ્વાધ્યાય–અને ઈશ્વર પ્રણિધાન આ નિયમો છે. જીવનના આ દશ મહાકાયદાઓ છે. તે બધામાં પણ અહિંસા સૌ કાયદાઓનો એક કાયદો છે. યમનિયમના આચરણ સિવાય યોગની સિદ્ધિ થતી નથી. આસન અને પ્રાણાયામ દ્વારા ઇન્દ્રિયોના વિજયની પરમ ઉચ્ચ ભૂમિકા મળે છે. તેને પ્રત્યાહાર કહે છે. ધારણા–ધ્યાન અને સમાધિ યોગનાં અંતરંગ છે. ચિત્તનો દેશ–બન્ધ એટલે ધારણા ધારણાના વિષયમાં સાત્વિક ચિત્તની સરૂપ વૃત્તિઓનો અવિચ્છિન્ન પ્રવાહ એટલે ધ્યાન. ચિત્તમાં ધ્યેયના આવેશે, કેવળ ધ્યેયનું જ ભાન રહે–ચિત્તની એવી પરમસાત્વિક અવસ્થા તે સમાધિ. આ સમાધિના વેધક પ્રકાશ સમક્ષ ત્રણમાંથી એકે તત્ત્વ દિગંબર થયા વિના રહી શકતું નથી. સ્વરૂપમાં શાશ્વત વિહાર યોગનું ધ્યેય છે. એ દ્વારા જ જીવન્મુક્તિ અને તેના દ્વારા વિદેહ મુક્તિ પ્રકટે છે. યોગદૃષ્ટિએ, સ્વરૂપાવસ્થિતિ જ મોક્ષ છે.

મહાત્મા પતંજલિએ ઇશ્વરને પુરુષ વિશેષ તરીકે સ્વીકાર્યો છે. ક્લેશ–કર્મ–વિપાક અને આશયથી ત્રણે કાળમાં એ પુરુષ વિશેષ અસ્પૃષ્ટ છે. એ સર્વજ્ઞ અને સર્વશક્તિ છે. કાળથી ન ખોટાતો હોઇને બ્રહ્મા વગેરેનો પણ એ ગુરુ–જ્ઞાન દાતા છે. આ પરમેશ્વરનું પ્રણવ–ૐ–નામ છે. આ નામનો

જાપ અને નામીનાં સ્વરૂપ-શક્તિ-ગુણ વગેરેનું સહૃદય ચિન્તન, સહભૂ સહિત વ્યાધિ વગેરે અન્તરાયોને ઓગાળે છે અને પ્રત્યગાત્માનો સાક્ષાત કરાવી યોગીને કૃતાર્થ કરે છે.

અપર અને પરના ભેદે વૈરાગ્યના બે પ્રકાર છે. અપર વૈરાગ્યમાં મૈત્રી વગેરે ચાર મહાભાવનાઓનું ક્લાન્ત ચિન્તન, પરિપક્વ દોષોથી અપરિપક્વ દોષોનું પૃથક્કરણ, સંસ્કારરૂપે મનમાં રહેતા દોષોનું પ્રક્ષાલન અને પરિણામે દિવ્ય કે અદિવ્ય વિષયોની ઉપસ્થિતિમાં ચિત્તની હેયોપાદેયશૂન્ય સ્થિતિ-તટસ્થતાનો સમાવેશ થાય છે. આ પ્રક્રિયાને જ યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર સંજ્ઞા કહે છે. પરવૈરાગ્ય જ્ઞાનની અતિ પ્રસન્ન અવસ્થા છે. એ વૈરાગ્યમાં આત્મ દર્શનને લીધે, પ્રકૃતિ ઉપર થતી વિતૃષ્ણાનો સમાવેશ થાય છે. આને લઈને આત્મા પરમાત્માના દર્શન માટે યોગ્ય બને છે. પ્રકૃતિ સ્પર્શે મેલાં થયેલાં ચેતનને ચોખ્ખું કરવાની પ્રક્રિયા જ યોગ છે. ચોખ્ખું થયેલું ચેતન જ સ્વરૂપ છે.

(૨૦)

## —: પૂર્વ મીમાંસા-દર્શન :—

વેદ ત્રણ કાણ્ડોમાં વિભક્ત છે. કર્મકાંડ, ઉપાસના કાંડ અને જ્ઞાન કાંડ. તે પૈકી વૈદિક કર્મકાંડના કખીરવડની ઘટાને વ્યવસ્થિત કરવા, તેની ઉપયોગિતાને સ્પષ્ટ કરવા, કર્મકાંડની કલ્યાણિતાનું શાસ્ત્રીય સ્થાપન કરવાના મૂળ ઉદ્દેશે પૂર્વમીમાંસા અસ્તિત્વમાં આવી છે. મહાત્મા જૈમિનિ, એ દર્શનના પ્રણેતા છે. વૈદિક કર્મકાંડનું તથ્ય લોકભોગ્ય કરવા માટે એ દર્શનને પણ પોતાની ગણાય એવી તત્ત્વશોધ અને ચર્ચા કરવાં જ રહ્યાં. કર્મમીમાંસાને પણ યથાર્થ દૃષ્ટિનું પીઠબળ તો જોઈએ જ !

કર્મકાંડનું પ્રામાણ્ય વેદનિર્ભર છે, આથી વેદો જ એમનું-મીમાંસકોનું જીવાતુ છે. આ મત અનુસાર વેદો અપૌરુષેય છે. આથી પરમ આપ્ત છે. પુરુષની વાણી દૂષિત હોવાનો સંભવ. અપૌરુષેય વાણી એ ભયથી મુક્ત. આથી જ વેદો નિત્ય છે. અને સ્વતઃ પ્રમાણ છે. यथा धाता पूर्वमकल्पयत् -એમનું ધ્રુવપદ છે. વેદોની પરમ આપ્તતા સિદ્ધ કરવા મીમાંસકો ભવ્ય

ચર્ચા કરે છે. જ્ઞાન માત્રની આપ્તતા સ્વતઃ પ્રમાણ છે. યોગ્ય પરિસ્થિતિમાં સાચું જ્ઞાન થયા વિના રહેતું નથી. જો ઇન્દ્રિયો સ્વસ્થ હોય, તેમના વિષયો ઉપસ્થિત હોય, બીજી સહાયક પરિસ્થિતિમાં જો ઊણપ ન હોય તો પ્રત્યક્ષ જ્ઞાન થાય જ. તેવી રીતે અનુમાન તેની ઉત્પત્તિ માટેની પૂર્વભૂમિકા પૂર્ણ હોય તો ઉદ્‌ભવે જ. આપ્ત પુરુષે લખેલી ભૂગોળ વાંચીએ તો ન જોયેલી દુનિયા અંગે આપણને પ્રતીતિ થવાની જ. આમ આ ત્રણે દ્વારા થતું જ્ઞાન પ્રતીતિજનક અને નિઃશંક હશે જ. છતાં જો જ્ઞાન ન થાય તો જ્ઞાનોત્પાદની શરતો ક્યાંક દુભાય છે એમ જ જાણવું રહ્યું. જ્ઞાનનો કોઈ વાંક નથી. તેજ પ્રમાણે વેદોના પઠને તજ્જન્ય પ્રતીતિજનક નિઃશંક જ્ઞાન થાય જ. આથી ઇતર જ્ઞાનની પેરે વૈદિક જ્ઞાન પણ સપ્રમાણ હોઇને આપ્ત જ છે. આથી વેદોનું પ્રામાણ્ય પ્રશ્નથી પર છે.

વેદવિહિત કર્મ એટલે ધર્મ. વેદનિષિદ્ધ કર્મ એટલે અધર્મ. વિધિમાં પ્રવર્તન અને નિષેધમાં નિવર્તન હોય. તેજ કર્તવ્ય. કર્તવ્ય કર્તવ્યને ખાતર જ કરવું ઘટે, ફલને ખાતર નહીં. આમ અનાસક્ત રીતે વેદવિહિત કર્તવ્યોનાં યથાવિધિ આચરણથી જીવાત્મા કર્મબંધનમાંથી છૂટે છે. કર્મ દ્વારા થતી શુદ્ધિ પરિપૂર્ણ થતાં આત્માને મુક્તિ મળે છે.

મુક્તિની કલ્પનામાં મીમાંસકોના બે પક્ષ જોવામાં આવે છે. પૂર્વાચાર્યો ભાવાત્મક મુક્તિમાં માને છે. એ મુક્તિ એટલે વિશુદ્ધ આનન્દ–સ્વર્ગપ્રાપ્તિ. પાછળના આચાર્યો અભાવાત્મક મુક્તિ કલ્પનામાં રાચે છે. જન્મમરણના ચક્રમાંથી મુક્તિ મળતી હોઈને ત્રિવિધ દુઃખની નિવૃત્તિ જ મુક્તિ છે.

મીમાંસકો આત્માના અમરત્વમાં માને છે. મરણોત્તર આત્મા ન રહેતો હોય તો કૃતકર્મનો ભાવિમાં ફલભોક્તા કોણ હોય? આથી મીમાંસકો શરીરથી ભિન્ન નિત્ય આત્માની સિદ્ધિ કરે છે. પણ એમના આત્મામાં એઓ આંતર ભાન માનતા નથી. શરીરાદિ અને તે ઉપરાંત ઇન્દ્રિયાદિના અર્થાદિની સાથેના સંયોગે જ આત્મામાં બાહ્યભાન જન્મે છે. આથી તેમની કલ્પના અનુસાર વિદેહમુક્તાત્માઓને કોઈ બાહ્યાભ્યન્તર ભાન–જગતનું ભાન હોતું નથી અને છતાં એવાં ભાનની ભાવિ શકયતાને તેઓ સ્વીકારે છે.

પ્રમાણોની સંખ્યા અંગે મીમાંસકોમાં બે મત પ્રવર્તે છે. એક પ્રભાકર મિશ્રનો અને બીજો કુમારિલ ભટ્ટનો. પ્રભાકર મિશ્ર પાંચ પ્રમાણો સ્વીકારે છે-પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ અને અર્થાપત્તિ. નૈયાયિકોના ઉપમાનમાં અને મીમાંસકોના ઉપમાન પ્રમાણમાં પ્રક્રિયા અંગે મતભેદ છે. અર્થાપત્તિ, પ્રમાણ યથાર્થ નામ છે. અર્થ અંગે કોઈ આપત્તિ ઉભી થાય એટલે કે એક વસ્તુ કે વિગત અંગે આપાત વિરોધ ઉભો થાય ત્યારે એ પ્રમાણ જ્ઞાન-નિર્ણય દે છે. જાડો દેવદત્ત દિવસે ખાતો ન હોય અને છતાં જાડો જ દેખાતો હોય તો પછી ફરજીયાતપણે માનવું પડે કે તે રાત્રે ખાતો હોવો જ જોઈએ. આમ ન હોય તો દેવદત્તનું જાડાપણું કોયડો જ રહે. . . .

કુમારિલ ભટ્ટ આ પાંચ ઉપરાંત "અનુપલબ્ધિ" ને પણ પ્રમાણ માને છે. અનુપલબ્ધિ એટલે અપ્રતીતિ "આ ઓરડામાં વીજળીનો પંખો નથી" આવું જો ઓરડામાં પ્રવેશીને, ચારે બાજુ જોઈને કોઈ વિધાન કરે તો તેનું પંખાના અભાવનું જ્ઞાન પ્રત્યક્ષજન્ય નથી. અર્થ અને ઈન્દ્રિયોના સંન્નિકર્ષે પ્રત્યક્ષ જ્ઞાન થાય. અને અભાવ-અહીં પંખાનો અભાવ-કોઈ ભાવ પદાર્થ નથી કે તેનો ઈન્દ્રિયો સાથે સન્નિકર્ષ થાય. આથી અનુપલબ્ધિનું જ્ઞાન અપ્રતીતિથી જન્મે છે. બીજા પદાર્થોની પ્રત્યક્ષતાને લઈને પંખાની અનુપલબ્ધિ નથી પણ પંખો ત્યાં પ્રત્યક્ષ નથી માટે જ તે ઉપલબ્ધ થતો નથી.

જગત અને આત્માને સત્ માનતા મીમાંસકોને ઈશ્વરનો સ્વીકાર કરવાની જરૂર જણાઈ નથી એવું લાગે છે. એની માન્યતા પ્રમાણે જગત અનન્તકાળથી છે જ. અને હશે જ. આથી એની ઉત્પત્તિ કે લય સ્વીકારવાની જરૂર નથી. આ જગત અનાદિ અને અનન્ત છે. આત્માના કર્મો અનુસાર જગત્સૃષ્ટિ થયા કરે છે. કર્મ જ સર્વેશ્વર છે. કર્મજન્ય અપૂર્વમાં મીમાંસકો માને છે. આ અપૂર્વ કર્મફળની સમસ્ત ત્રૈકાલિક વ્યવસ્થા કરે છે. આથી કર્મફળ ભોગની વ્યવસ્થા થઈ રહે છે.

## (૨૧)

## —: વેદાન્ત દર્શન :—

વેદનો અંતિમ ભાગ એટલે વેદાન્ત. વેદોને અંતે આવે છે ઉપનિષદો. આથી વેદાન્ત એટલે ઉપનિષદો. ઉપનિષદોના પાયા ઉપર પાછળથી રચાયેલું જે દર્શન તે વેદાન્ત દર્શન. ઉપનિષદોના વાક્યોની સમીચીન વિચારણા કરનારું એ શાસ્ત્ર છે. ભગવાન બાદરાયણે, માનવ જાતના કલ્યાણ અર્થે, ઉપનિષદ્ રૂપી મહોદધિનું દીર્ઘમન્થન કરીને, તેમાંથી બ્રહ્મસૂત્રોરૂપી નવનીત નીતાર્યું છે.

ઉપનિષદોની એક રમણીય શૈલી છે. તત્ત્વજ્ઞાનને લગતું એ આદ્યન્ત વિધાન કરશે પણ વચલાં સોપાનોનું એ નિરુપણ નહીં કરે. આદિ અને અન્તને જોડનારી વચલી વિચાર કડીઓ એ ગવેષકની ગવેષણા માટે રહેવા દેશે. એ તો ब्रह्मविदाप्नोति परं કહીને અટકી જશે. પણ બ્રહ્મ કયો પદાર્થ છે, તેનો વેત્તા કોણ–વગેરે નહીં કહે–"બ્રહ્મનો જાણકાર" આટલું વિધાન કરી એ તરત ફલશ્રુતિ ઉપર કૂદશે કે "आप्नोति परम्" પરિણામે મનીષીઓની મનીષા અને બુદ્ધિમાનોની બુદ્ધિમત્તા માટે વચ્ચેનું એક સરસ અણખેડાયેલું ક્ષેત્ર મળી રહે છે.

ભગવાન બાદરાયણનાં બ્રહ્મસૂત્રો ઉપર, સર્વદા સ્મરણીય શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય જેવા મહા મહાન આચાર્યોનાં ભાષ્યો છે. એ સત્યશોધક વીરોએ, પોતપોતાની સમાધિમયતાના તારતમ્ય અનુસાર, બ્રહ્મસૂત્રોનો અર્થ તારવ્યો છે. કોઈક ને દ્વૈતાદ્વૈત સાંપડયું છે, તો કોઈને શુદ્ધાદ્વૈત મળ્યું છે, કોઈકને વિશિષ્ટાદ્વૈત પ્રાપ્ત થયું છે તો વળી કોઈકને કેવલાદ્વૈત લાધ્યું છે. સૌને કોઈ એક પ્રકારનાં પણ અદ્વૈતની ઝાંખી તો થઈ જ છે.

વૈવિધ્યથી ઉભરાતાં આ જગત–દૃશ્યમાં કોઈક પારમાર્થિક એકતા છુપાઈ છે એવું ઉપનિષદોનું સમાધિનિષ્ઠા જન્ય ભાન છે. કોઈક અદ્‌ભુત, વાઙ્ મનથી અગોચર, અગ્રાહ્ય, અગમ્ય તત્ત્વનો તર્કાતીત છતાં તર્કક્ષમ,

મગલમય વિહાર, આબ્રહ્મસ્તમ્બ પર્યન્તમા પળ પળ થતો રહ્યો છે એવુ સુસ્પષ્ટ દર્શન ઉપનિષદો સમર્પે છે આ તત્ત્વને પરબ્રહ્મ પરમાત્માને દર્શન ઉપનિષદો સમર્પે છે આ તત્ત્વને પરબ્રહ્મ પરમાત્મા તરીકે વેદાન્તે પોકાર્યું છે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનુ એ પરમાત્મા જ કારણ છે એવુ પણ બધા જ ઉપનિષદો એકમતે સ્વીકારે છે ફક્ત જગત, જીવ અને જગદીશ વચ્ચે સબધ શો છે, પરમાત્મા સ્વય કેવો છે, આ બધુ કેવી રીતે કરે છે—એની પાછળ પ્રયોજન શુ છે?—વગેરેનો યથાર્થ નિર્ણય બાકી રહે છે આ બધા અગે જૂદા જૂદા આચાર્યોની જૂદી જૂદી પ્રતિભા દોડ છે આથી મતમતાન્તરોનો વિપુલ પાક ઉતર્યો છે **यतो वा इमानि भूतानि जायन्ते, सर्वं खल्विद ब्रह्म, सत्य ज्ञान अनन्त ब्रह्म, अयमात्मा ब्रह्म, तत्त्वमसि** વગેરે ગભીર વાકયો સૌ આચાર્યોની સામે આવ્યા છે પોતપોતાના આતર દર્શન અને પ્રતીતિ અનુસાર, આ બધાય કોયડાઓને ઉકેલવા તેઓએ મહદય અને પ્રામાણિક મગલમય પ્રયત્નો કર્યા છે

ભગવાન શકરાચાર્યની, શ્રુતિ, સ્મૃતિ, તર્ક અને અનુભવથી પ્રમાણિત વિચાર સરણી વેદાન્ત વાકયોમાથી કેવલાદ્વૈતને નીતારે છે બ્રહ્મ જો સત્ય છે તો સત્ય એકજ હોતુ હોઈને જીવ અને જગત્ અસત્=મિથ્યા જ હોઇ શકે શ્રુતિના બોલો તાત્પર્ય દશાએ આવુ કહે છે નિર્દય તર્ક પણ એ જ અનુમાન ઉપર આવી શકે ત્રણે—જીવ, જગત અને જગદીશ્વર ત્રણે જો સત્ય હોય તો સત્યનુ નિત્વ આવે અને એકત્વ કદર્થિત થાય અને એવુ થાય તો શ્રુતિ--એકત્વની શ્રુતિ અપ્રામાણિક ઠરે અને શ્રુતિ બોલ જો અપ્રામાણિક થાય તો વેદાન્તને તો આપઘાત કર્યે જ છૂટકો થાય. વેદાન્તના નિર્ણયે શ્રુતિ જ આત્યન્તિક અને સર્વસમર્થ પ્રમાણ છે આથી સત્ય એક જ હોઈ શકે સત્યની ઉતરડ ન હોઈ શકે એની ચડતી ઉતરતી ભાજણી ન હોઈ શકે અને આથી બીજુ બધુ ય-છોને બીજા બધાય પ્રમાણોથી છતુ દેખાતુ હોય-તો એ ભ્રમ માત્ર જ હોઇ શકે માયાવીનુ માયા પ્રદર્શન જ હોઈ શકે આથી નિષ્પ્રપચ આત્મામા પ્રપચ-દર્શન કેવળ મિથ્યા જ છે અધિષ્ઠાન સત્તાના અજ્ઞાને આરોપિતનુ ભાન

જન્મે છે. શુક્તિનું જ્ઞાન ન હોવાને લઈને તેમાં અસત્ રજતનું ભાન થાય છે. રજ્જુ સત્તાનાં અજ્ઞાનને લઈ ને જ તેમાં અસત્ સર્પસત્તાનું ભાન થાય છે. બ્રહ્મરૂપી અધિષ્ઠાન સત્તાનાં અજ્ઞાનને લઈ ને જ તેમાં અસત્ પ્રપંચનું આધ્યાસિક ભાન થાય છે. માયાવીને માટે જે માયા છે તે આપણે માટે અવિદ્યા છે. આથી માયાવીનો પૂરો સાક્ષાત્કાર થતાં તેની માયાનો આપણે માટે કશો જ અર્થ રહેતો નથી. આથી બ્રહ્મસત્તામાં, જગત અને જીવ માત્ર ભાસે જ છે. એમની બ્રહ્મથી ભિન્ન કોઈ પારમાર્થિક સત્તા નથી.

તો પછી પ્રશ્ન એ થાય કે પરમાત્મા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે કે નહીં? જવાબ સીધો સાદો છે. જ્યાં સુધી અજ્ઞાનની પકડમાં રહીને વિચારાય ત્યાં સુધી ઉત્પત્તિ વગેરેનો જરૂર સ્વીકાર થાય જ. પણ જે પળે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તે પળે જગત જગત જ ન રહેતું હોઈને ઉત્પત્તિ વગેરેનો પ્રશ્ન જ નિરવકાશ અને નિરવલંબ થાય છે, અને આથી જ દયાનિધિ ભગવાન શંકરાચાર્ય, વ્યાવહારિક, પ્રાતિભાસિક અને પારમાર્થિક એવી ત્રણ સત્તાઓનો વ્યવહાર સિદ્ધિ માટે સ્વીકાર કરે છે. तुष्यतु दुर्जनःનો તેટલો જ એમાં ન્યાય છે. બાકી પારમાર્થિક સત્તા જ સત્તા છે. બીજી બધી સત્તાઓ પારમાર્થિક સત્તાની મીઠી મરજી ઉપર જ જીવી શકે છે. આમ જો જગત મિથ્યા જ ઠરે તો જીવભાવ પણ તેવો જ હોઈ શકે. પરિણામે જીવશિવનો મૌલિક અભેદ જ બાકી રહે. जीवो ब्रह्मैव नापरः–સીધું આવીને ઊભું રહે.

આ પારમાર્થિક સત્તાને જ સત્–ચિદાનન્દ કહે છે. એ સચ્ચિદાનન્દના અનુભવ માટે વિવેક વૈરાગ્યાદિ સાધન સંપત્તિની જરૂર છે. સાધન સંપન્ને ગુરુચરણનું શરણું લેવું રહે છે. ગુરુમુખે વેદાન્તનું શ્રવણ પૂર્ણ કરી, મનન કરી, તેના સારરૂપ ભાગનું ધ્યાન કરવું ઘટે છે. ધ્યાન સિદ્ધ થતાં, तत्त्वमसि વગેરે વાક્યોના લક્ષ્યાર્થના સાક્ષાત્કાર માટે સમાધિમય ભૂમિકામાં પ્રવેશવું રહે છે. સાક્ષાત્કાર થતાં હૃદયની અવિદ્યાદિ ગ્રંથીઓનું ભેદન, સંશયજાળનું છેદન, કર્માશયનું કૃન્તન થાય છે. પરિણામે જીવન્મુક્તિ અને છેવટ વિદેહ મુક્તિ પમાય છે. મુક્તિ એટલે સ્વરૂપભૂત સચ્ચિદાનન્દરૂપે અવસ્થિતિ. આ ભૂમિકાએ જન્મમરણનું ભેરવીચક્ર સ્થગિત થાય છે.

# શુદ્ધાદ્વૈતમતદર્શન

## શુદ્ધાદ્વૈત શબ્દનો અર્થ

શુદ્ધાદ્વૈત માર્તંડ નામના ગ્રંથમાં શુદ્ધાદ્વૈત શબ્દનો આવો અર્થ આપ્યો છે —

> शुद्धाद्वैतपदे ज्ञेय समास. कर्मधारय
> अद्वैत शुद्धयो प्राहु षष्ठीतत्पुरुष बुधै ॥ २७ ॥
> मायासबधरहित शुद्धमित्युच्यते बुधै.
> कार्यकारणरूप हि शुद्ध ब्रह्म न मायिकम् ॥ २८ ॥

અર્થાત્ શ્રીમદ્વલ્લભાચાર્ય પ્રવર્તિત શુદ્ધાદ્વૈત વેદાન્ત મતમા શુદ્ધાદ્વૈત શબ્દમા કર્મધારય અગર તો ષષ્ઠીતત્પુરુષ સમાસ જાણવો એમ માનતા શુદ્ધ એવુ જે અદ્વૈત એવો અગર તો શુદ્ધ એવા બ્રહ્મ અને જગતનુ અદ્વૈત–એવો અર્થ થાય છે શુદ્ધ એટલે માયાના સબધથી રહિત કાર્ય અને કારણરૂપ બ્રહ્મ શુદ્ધ છે, માયિક નથી આ મતને સમજવા માટે તત્ત્વજ્ઞાનના ત્રણે પદાર્થો અગે પ્રકૃત મતને શુ કહેવાનુ છે તે જાણવુ રહે છે

### બ્રહ્મ

આ મતાનુસાર બ્રહ્મ સર્વધર્મવિશિષ્ટ છે સર્વ શ્રુતિઓ એમા પ્રમાણરૂપ છે ઉપરાત सर्वधर्मोपपत्तेश्च (ब सू २-१-३७) એવુ સૂત્ર પણ પ્રમાણરૂપ છે ઉપરાત सर्वोपेता च तद्दर्शनात् (ब्र सू २-१-३०) એવુ બીજુ સૂત્ર પણ છે આ મત અનુસાર, રામાનુજ મતની પેરે પરબ્રહ્મમા હેયગુણનો અભાવ અને શુદ્ધ ધર્મનો સદ્ભાવ માનવામા આવતો નથી કેમકે તેવુ માનતા ઈયત્તાનો સ્વીકાર કરવો પડે અને એમ કરતા દેશ–કાળ–વસ્તુના પરિચ્છેદશૂન્ય બ્રહ્મ છે એવુ કહેનારી શ્રુતિઓ કુપિત થાય તે જ મુજબ શાકરમત અનુસાર જો બ્રહ્મને નિર્ધર્મક માનવામા આવે તો નિર્ધર્મક વસ્તુનુ જ્ઞાન ન થતુ હોઈને બ્રહ્મના જ્ઞાનનો જ અભાવ થાય અને તેમ થતા તેનુ જ્ઞાન આપવામા પ્રવૃત્ત થયેલા વેદાદિ શાસ્ત્રો પણ વ્યર્થ જ થાય ! અને આથી શ્રીમદ્ ભાગવત, ગીતા અને વ્યાસ સૂત્રોને જ અવલબી તેમની એકવાક્યતાપૂર્વક વૈદિક યુક્તિઓનો આશ્રય લઈને વિચારતા સમસ્ત શ્રુતિઓ દ્વારા અવગત એવુ બ્રહ્મનુ સર્વધર્મવત્ત્વ જ સ્વીકારવુ ઘટે એવો વલ્લભાચાર્યનો મત છે

## બ્રહ્મમાં વિરૂદ્ધ ધર્મોનો સમન્વય

આ મત પ્રમાણે બ્રહ્મમાં વિરૂદ્ધ ધર્મત્વનો સ્વીકાર કરવામાં આવે છે. બ્રહ્મમાં વિરૂદ્ધ ધર્મોનો સ્વીકાર છે કેમકે બ્રહ્મનું માહાત્મ્ય અનવગાહ્ય છે અને કેવળ શ્રુતિપ્રતિપાદ્ય છે. એને માનવતર્કે માપી શકાતા નથી. ઉપરાંત તે બધાય ધર્મો સ્વાભાવિક જ છે. માયાથી ભાસિત થતા નથી અર્થાત્ બ્રહ્મ અણુ છતાં મહાન, અદૃશ્ય છતાં બુદ્ધિગ્રાહ્ય, અનેકરૂપ છતાં ઘનીભૂત સિંધવ જેવું સદા એકરૂપ અને શુદ્ધ, બહિઃસ્થ છતાં અંતઃસ્થ સ્વતન્ત્ર છતાં ભક્તાધીન, સમસ્ત કાર્યમાં ઓતપ્રોત છતાં તેના સ્પર્શથી રહિત, સર્વ રૂપોનું ધારક છતાં સ્વરૂપાભિન્ન, પ્રમાણ છતાં પ્રમેયરૂપ, સાધનરૂપ છતાં ફળભૂત–સામ્યાતિશય છતાં સમોગશકેન હોઈને સમ–બામ આ અને આવા વિરૂદ્ધ ધર્મોનું એકાયતન હોઈને એને માયાની અપેક્ષા નથી! આ યુગપત્ વિરુદ્ધધર્મિતા ભૂષણરૂપ છે એમ આ મતનું મંતવ્ય છે.

ઉપરાંત આ મત પ્રમાણે સર્વકર્તૃત્વ બ્રહ્મગત જ છે. અને આમ છતાં પણ વૈષમ્ય અને નૈઘૃણ્યરૂપી દોષો બ્રહ્મમાં સંભવતા નથી. બ્રહ્મનું આ કર્તૃત્વ સ્વાભાવિક છે. શાંકરમત પ્રમાણે માયિક નથી! બ્રહ્મ સ્વયં જગદ્રૂપે આવિર્ભાવ પામી લીલા કરે છે. જાતે અપરિણત–અવિકૃત રહેતું હોઈને જ પરિણમે છે. આ અવિકૃત રહ્યા છતાં પરિણમતાં બ્રહ્મને સમજાવવા માટે કામધેનુ, કલ્પવૃક્ષ ચિન્તામણિ વગેરેનાં દૃષ્ટાન્ત આપવામાં આવે છે. **प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात्** (ब्र. सू. १-४-२६) આ સૂત્રાનુસાર બ્રહ્મ જ જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે. બ્રહ્મનું વાસ્તવિક કર્તૃત્વ આ મત સ્વીકારે છે. જગતના સર્વથા કારણ તરીકે બ્રહ્મનો સ્વીકાર હોવા છતાં બ્રહ્મમાં વિષમતા કે નિર્ઘૃણતા નથી. આ અંગે ત્રણ સમાધાનો પુરસ્કૃત કરવામાં આવ્યાં છે. બ્રહ્મની પ્રવૃત્તિ કર્મસાપેક્ષ છે એમ સૂત્રકાર કહે છે. ભાષ્યકાર, બ્રહ્મ સ્વમાહાત્મ્યના પ્રદર્શન માટેજ સૃષ્ટિ નિર્માણ કરે છે–અને પોતાનામાંથી જ જન્માવે છે આથી પૂર્વોક્ત દોષ નથી એમ કહે છે. ઉપરાંત ત્રીજું સમાધન એ છે કે લીલા માટે જ સર્વ સૃષ્ટિનું નિર્માણ હોઈને, અને વિષમ સર્જન સિવાય લીલા થઈ ન શકતી હોઇને, કોઈ દોષ નથી એવું સમાધાન ધરે છે.

## બ્રહ્મ અને જગતનો અભેદ

**तदनन्यत्वमारंभणशब्दादिभ्यः** (ब्र० सू० २-१-१४) આ સૂત્રના પ્રામાણ્યે જગત અને બ્રહ્મનો અભેદ છે. જગત માયામય નથી પણ બ્રહ્મનું આધિભૌતિક સ્વરૂપ [illegible] તેનો અભેદ છે આધિભૌતિક

આધિદૈવિક અને આધ્યાત્મિક ભેદે બ્રહ્મના ત્રણુ સ્વરૂપ છે તે પૈકી બ્રહ્મનુ આધિદૈવિક સ્વરૂપ તે પરબ્રહ્મ, આધ્યાત્મિક સ્વરૂપ તે અક્ષર બ્રહ્મ, અને આધિભૌતિક સ્વરૂપ તે જગત આમ તેનુ ત્રિવિધ સ્વરૂપ અનન્ય જ છે, સવેષ્ટિત અને પ્રસારિત પટ આકારભેદે પણ જેમ ભિન્ન નથી તેમ આવિર્ભાવ તિરોભાવ ન્યાયે જગત અને બ્રહ્મની અભિન્નતા જ છે બ્રહ્મ ક્રીડા માટે ભોક્તા અને ભોગ્ય સ્વરૂપે જાતને જ વિવિધ રૂપે પરિણત કરી તેમા ભોકતૃત્વ અને ભોગ્યત્વનો નિર્વાહ કરતુ હોઇને એકરૂપ જ છે અને આમ છતા ભોક્તા અને ભોગ્યનો સ કર થતો નથી—સુવર્ણના જ બે અલ કારોમા સુવર્ણ જ છેવટે હોવા છતા જેમ સેળભેળ થઈ જતી નથી તેમ આ બાબતમા પણ જાણવુ ઘટે છે આપ્તકામ છતા બ્રહ્મ જગદ્રૂપે પરિણમી તેનાથી અભિન્ન હોઇને વિવિધ લીલા કરે છે આ એનુ અચિન્ત્ય માહાત્મ્ય જ છે આમ આ મતમા કાર્ય અને કારણનુ શુદ્ધ અદ્વૈત જ છે

## અક્ષર બ્રહ્મ.

બ્રહ્મના ત્રણ રૂપનો ઉલ્લેખ કર્યો છે તે પૈકી આધિદૈવિક રૂપ તે પર બ્રહ્મ છે, તે કેવળ ભક્તિથી જ મળે છે જ્ઞાનાદિથી તે પ્રાપ્ત થતુ નથી બ્રહ્મનુ જે આધ્યાત્મિક રૂપ તે અક્ષરબ્રહ્મ જ્ઞાનીઓને જ્ઞાન દ્વારા આ સ્વરૂપ મળે છે અક્ષરબ્રહ્મથી પરબ્રહ્મ—પુરુષોત્તમ—પૂર્ણ પ્રકટ સચ્ચિદાનન્દ ઉત્તમ છે કેમકે પૂર્ણાનન્દ જ તેમાં સદા પ્રકટ હોય છે અક્ષરબ્રહ્મમાં માપેલો આનન્દ હોઇને સ્હેજ પણ આન દાશનુ તિરોભવન હોય છે જ જ્ઞાન દ્વારા જ્ઞાનીઓને મોક્ષ આપવા ભગવાન જ્યારે ઇચ્છે છે ત્યારે પોતાના આધારભાગરૂપ—ચરણસ્થાનીય એવા આ અક્ષરબ્રહ્મને અક્ષર—કાલ—કર્મ—સ્વભાવ નામના ચાર રૂપો પ્રાપ્ત કરાવે છે અને પુરુષોત્તમ અને અક્ષરબ્રહ્મ વચ્ચે આ વૈલક્ષણ્ય છે જ્યારે હુ જ આવિર્ભાવ પામી રસુ—"એવી ઇચ્છામાત્રે અ ત કરણમા સત્વનુ ઉત્થાન કરે છે અને પોતાના આનન્દાશને તિરોહિત કરે છે ત્યારે તે જ પુરુષોત્તમ કેવળ ઇચ્છા માત્રે અક્ષરબ્રહ્મરૂપે પરિણમે છે પુરુષોત્તમ તો લીલામાત્રે ઇચ્છા કરે છે અને આથી એનો આનન્દ અતિરોહિત જ હોય છે આથી તે શ્રેષ્ઠ છે આન દઅ શના તિરોભાવનુ જીવ અને અક્ષરબ્રહ્મમા સામ્ય હોવા છતા, જીવ કરતા અક્ષરબ્રહ્મ વિલક્ષણ અને ઉત્કૃષ્ટ છે કેમકે ઇચ્છાના પ્રાદુર્ભાવે જ આનન્દાશનુ તિરોહિતપણુ હોય છે વસ્તુગત્યા તો તે આનન્દરૂપ જ છે આથી તેનામાથી પુરુષનો અવતાર થાય છે પુરુષોત્તમની ઘનીભૂત પ્રથમ ઇચ્છા તે જ પ્રકૃતિ થાય છે આથી પ્રકૃતિથી અક્ષરબ્રહ્મ વિલક્ષણ છે ઉપરાત પ્રકૃતિ અને જીવ કરતા અક્ષરબ્રહ્મ ઉત્કૃષ્ટ છે આ અક્ષર

બ્રહ્મને જ કૂટસ્થ–નિર્વિકાર–અવ્યક્ત–અક્ષરબ્રહ્મ વગેરે શબ્દો દ્વારા કહેવામાં આવે છે. અક્ષરબ્રહ્મ પુરુષોત્તમનું ચરણ સ્થાનીય છે. ब्रह्मपुच्छं प्रतिष्ठा એ શ્રુતિ એમાં પ્રમાણ છે. યદ્યપિ પુરુષોત્તમ અનેક ભાવને પામે છે છતાં જ્ઞાનમાર્ગે તે અક્ષરબ્રહ્મ સ્વરૂપે જ સેવ્ય છે, તેનાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે.

## જીવ

બ્રહ્મ એકોऽहं बहुस्यां प्रजायेय આ ઈચ્છાનુસાર પોતાના પૂર્ણાનન્દને તિરોહિત કરી સ્વયં જીવરૂપ ધારે છે. આમ બ્રહ્મની બહુ ભવનની ઈચ્છાએ બ્રહ્મમાંથી સૂક્ષ્મ–પરિચ્છિન્ન–ચિત્પ્રધાન–અસંખ્ય અંશો, ઊંચનીચ ભાવનાને લઈને, ઉચ્ચ નીચ રૂપે અગ્નિમાંથી તણખાઓની પેરે પ્રકટે છે. અર્થાત્ સ્વરૂપભૂત જીવના ભોગોને સાધવા જ્યારે બ્રહ્મ ઈચ્છ્યું ત્યારે તેની કૃપાથી આનન્દાંશ અને ઐશ્વર્ય વગેરે ધર્મો તિરોહિત થયા. આમ ઐશ્વર્યના તિરોભાવે જીવોમાં દીનતા, અને પરાધીનતા, વીર્યતિરોભાવે સર્વદુઃખ તિતિક્ષા, યશના તિરોભાવે સર્વહીનતા, શ્રી તિરોભાવે જન્માદિ આપત્તિની પ્રાપ્તિ, જ્ઞાનના તિરોભાવે દેહાદિમાં અહંબુદ્ધિ–વિપરીતજ્ઞાન અને વૈરાગ્ય તિરોભાવે વિષયાસક્તિ આવી! ઇન્દ્રિયો દ્વારા જીવ પકડાતો નથી; પણ યોગદ્વારા, ભગવાનના દર્શન સંપાદિત કરનાર દૃષ્ટિ દ્વારા અને જ્ઞાનદૃષ્ટિ દ્વારા એનુ ગ્રહણ શક્ય છે. અને આ જીવ નિત્ય છે. એનાં જન્મમરણ વગેરે બધું લાક્ષણિક છે.

## જીવનું જ્ઞાતૃત્વ

ज्ञोत एव ( ब्र. सू. ૨–૩–૧૮ ) આ સૂત્રના પ્રામાણ્યે જીવ જ્ઞાતા છે. જ્ઞાનધર્મી છે. જ્ઞાન તેનો ધર્મ છે તેથી તેજોમય જ્યોતિઃ સ્વરૂપ જીવ વિજ્ઞાનમય હોઈને પ્રકાશે છે. સૂર્ય અને તેના પ્રકાશની પેરે જ્ઞાતાજ્ઞાનનો અભેદ છે.

## જીવનું પરિમાણ

બ્રહ્મસૂત્રમાં જીવની ઉત્ક્રાન્તિ–ગતિ–આગતિનું વર્ણન હોઈને જીવ સ્વરૂપે અણુ છે. અણુ સ્વરૂપ જીવ–આનન્દાંશના પ્રાકટ્યે, પુનઃ વિભુ થાય છે એ જુદી જ વાત છે. અણુ હોવા છતાં, તેની મણિ પ્રભાની પેરે, સર્વ શરીરવ્યાપી ચેતનતા સંભવી શકે છે શ્રુતિઓમાં જ્યાં જ્યા જીવને વ્યાપક તરીકે વર્ણવ્યો છે ત્યાં ત્યાં ભગવદાવેશે આનન્દાંશે તિરોહિત જીવ અણુ છે. આનન્દાંશની પ્રકટતાની અવસ્થામાં તે વ્યાપક છે!

## જીવનું અંશત્વ

"ममैवांशो जीवलोके जीवभूतः सनातनः આ ગીતાવાક્ય અને अंशो नानाव्यपदेशात् (ब्र. सू. २-३-४३) આ સૂત્ર પ્રામાણ્યે જીવ બ્રહ્મનો અંશ છે. જીવને અંશ તરીકે સ્વીકારતાં બ્રહ્મની સાવયવતા આવે જ અને તેમ થતાં બ્રહ્મની નિરવયવતા જણાવતી શ્રુતિ કુપિત થાય! તો એ અંગે બ્રહ્મનું સાવયવત્વ કે નિરવયત્વના સિદ્ધાન્તમાં શ્રુતિનું જ પ્રામાણ્ય છે. આથી તો શ્રીમદ્ વલ્લભાચાર્યના મતમાં કહેવામાં આવ્યું છે કેઃ–

अलौकिको हि वेदार्थो न युक्त्या प्रतिपद्यते ॥
तपसा वेदयुक्त्या च प्रसादात्परमात्मनः ॥

આમ વૈદિક શબ્દનો આશ્રય લેતાં, અગ્નિમાંથી વિસ્ફુલિંગની પેરે, નિરિન્દ્રિય, અને સર્વતઃ આંખ–માથું–મુખવાળાં બ્રહ્મમાંથી જીવ અને જડનું નિર્ગમન થાય છે. અર્થાત્ સ્વતંત્ર બ્રહ્મની મૂળ ઈચ્છાથી અવિકૃત સદંશમાંથી જડનું નિર્ગમનઃ અવિકૃત ચિદંશમાથી જીવનું ઉચ્ચરણ થાય છે. જડના નિર્ગમ વખતે ચિદ્ અને આનન્દ બન્ને અંશોનો તિરોભાવ, જીવના ઉત્થાન સમયે કેવળ એક આનન્દાંશનો જ તિરોભાવ થાય છે! આમ જડ ચેતન બન્ને બ્રહ્મરૂપ અને બ્રહ્મથી અભિન્ન છે. આ રીતે એકના વિજ્ઞાને સર્વ વિજ્ઞાનનો સંભવ છે. આ વ્યવસ્થાએ જીવ અંશ છતાં બ્રહ્મ અંશી કે અવયવી થતું નથી! વિરુદ્ધ ધર્માશ્રય આ વાદનાં ભૂષણ તરીકે સ્વીકાર્યો છે. આજ રીતે અંશના દુઃખે અંશીને લેપ થતો નથી સૂર્યપ્રકાશમાં રહેલા ઘટાદિના દોષે જેમ સૂર્યનો વેધ થતો નથી તેમ અહીં સમજવું. न लिप्यते लोकदुःखेन बाह्यः વગેરે શ્રુતિઓના બળે પરમાત્માનું નિર્લેપપણું છે.

## જીવની ત્રણ અવસ્થાઓ

જીવની ત્રણ અવસ્થાઓ આ મતમાં માની છે. શુદ્ધ–સંસારી અને મુક્ત. પરમાત્મામાથી વિસ્ફુલિંગની માફક નિઃસરણ થયા બાદ, આનન્દાંશનું તિરોધાન થતાં, અવિદ્યાનો સંબંધ થાય તે પહેલાંની અવસ્થાના જીવ શુદ્ધ જીવ કહેવાય છે. અવિદ્યાસંબંધશૂન્યત્વ એટલે જ શુદ્ધત્વ. ત્યાર બાદ આ ભગવાનના અંશરૂપ જીવમાં પરમાત્માના ઐશ્વર્ય વગેરે છ ગુણોના અંશરૂપ ઐશ્વર્યાદિનો ભગવદિચ્છાથી તિરોભાવ થાય છે. ત્યારે તે પૈકીના કેટલાક જીવોમાં, પોતાની રમણેચ્છાથી સંકલ્પિત બહુભવનની સિદ્ધિ માટે, ઉચ્ચભવની ઈચ્છાના વિષયરૂપ, મુક્તિના અધિકારરૂપ સૂક્ષ્મસદ્વાસનાથી વિશિષ્ટ દેવત્વ, સંપાદિત કરે છે. दैवीसंपद् विमोक्षाय

એવું ભગવદ્વચન છે. ત્યારબાદ અવિદ્યાના સંબંધે એને બંધ થાય છે. આ બંધની અનાદિતા કાર્યાન્તરની અપેક્ષાએ છે. ત્યારબાદ, દેહ–ઇન્દ્રિય–અંતઃકરણ–પ્રાણના અધ્યાસો અને સ્વરૂપની વિસ્મૃતિ આવા અવિદ્યાનાં પાંચ પર્વો તેને મળે છે. તે બધાંથી બંધાયેલો તે દુઃખી એમ કહેવાય છે–પણ થતો નથી–કેમકે છેવટે એ તો અભિમાન માત્ર સ્વરૂપ છે. આને જ જીવ સંસાર કહે છે. ત્યારબાદ–સ્થૂલ–સૂક્ષ્મદેહને સંબંધે, જન્મમરણાદિ સંસારીના ધર્મોને અનુભવતો તેવો જીવ, ભગવાનની કૃપાથી સત્સંગ વગેરે પામી, પંચપર્વા વિદ્યા પ્રાપ્ત કરી પરમાનન્દ લક્ષણ મુક્તિને પામે છે. વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને પ્રભુભક્તિ–આ પાંચ વિદ્યા પર્વો છે. આ પાંચ ન મળે ત્યાં સુધી જીવ સંસારી કહેવાય છે. મળે એટલે મુક્ત કહેવાય છે–આવો છે શાસ્ત્રીય વ્યવહાર. મુક્ત જીવો પણ બે પ્રકારના છે. જીવન્મુક્ત અને મુક્ત. સનકાદિ અવિદ્યારહિત જીવન્મુક્ત તે સિવાયના વ્યાપક વૈકુંઠ લોકથી ઇતર લોકમાં વસનારાઓ મુક્ત કહેવાય છે. આ સિવાયના બાકીના જીવો બે પ્રકારના છે. દૈવી અને આસુરી. તે પૈકી દૈવી જીવો પણ બે પ્રકારના છે–મર્યાદા–માર્ગીય અને પુષ્ટિમાર્ગીય.

### જીવનું કર્તૃત્વ અને ભોક્તૃત્વ

જો સર્વધર્મ વિશિષ્ટ બ્રહ્મ કર્તૃ અને ભોક્તૃ હોય તો તેના અંશભૂત જીવો પણ કર્તા અને ભોક્તા હોય જ. જડ હોઈને બુદ્ધયાદિ પદાર્થો સાધન રૂપ જ છે, કર્તારૂપ નથી. ફક્ત એ સાધનોનો સંબંધ થતાં જીવમાં છૂપાયેલું કર્તૃત્વ પ્રકટ તેટલું થાય છે. કર્તા હોઈને પોતાનું હિત જ એ કરતો હોવો જોઈએ–પણ જીવ તો અહિત પણ કરે છે આથી એનું કર્તૃત્વ નથી–તો એ વાત પણ ઠીક નથી. કેમકે એના ઐશ્વર્યનો તિરોભાવ થયેલ છે. પ્રભુએ કહેલી રીતે કર્મ કરતાં લેપનો અભાવ થતાં મોક્ષની પ્રાપ્તિ સંભવે. આથી પરાધીનતાને લઈને એનો મોક્ષ જ નહીં થાય એ શંકા અસ્વસ્થ છે. ઉપરાંત કેવલ કર્તૃત્વ દુઃખરૂપ નથી. કેમકે તે બ્રહ્મરૂપ છે. જેમ સુથાર જાતે ગાડી, બનાવી તેના ઉપર આરૂઢ થઈને વિહરે તેમ જીવનું ભોક્તૃત્વ જાણવું. આ કર્તૃત્વ અને ભોક્તૃત્વ બન્ને મુખ્ય છે, ઔપાધિક નથી !

### જીવ બ્રહ્મનો અભેદ

બ્રહ્મ પૂર્ણ પ્ર[illegible] એવો ભેદ પૂર્વે કહ્યો જ છે. જ્યારે [illegible] ારે જીવ બ્રહ્મનું સામ્યને લઈને ઐક[illegible] ્વ બ્રહ્મનો અભેદ શ્રુતિ બોધે છે. આ મતમાં જેમ સુવર્ણના અંશો સુવર્ણરૂપ જ છે તેમ બ્રહ્મના સદંશરૂપ જગત્ અને સચ્ચિદંશરૂપ જીવ પણ બ્રહ્મ જ છે !

## જગતનું સત્યત્વ

આ મનમાં सदेव सोम्येदमग्र आसीत् यदिदं किञ्च तत्सत्यम् વગેરે શ્રુતિ પ્રમાણે જગતનું સત્યત્વ જ છે. જે સત્ હોય તેની જ ઉપલબ્ધિ પણ થાય-એવી યુક્તિ પણ આ જ વાત સિદ્ધ કરે છે. મૃત્તિકાના પ્રકારરૂપ છે, ઘટ તે જ રીતે બ્રહ્મના એક પ્રકારરૂપ છે જગત, આથી તે સત્ય છે. બ્રહ્મ અને જગતની વચ્ચે કારણકાર્યનો સંબંધ છે. અને તે સમવાયરૂપ છે. સંબંધ સદાની બેની વચ્ચે જ સંભવતો હોઈને અને એ બન્ને નિત્ય હોઈને બન્નેનું-જગત્ અને બ્રહ્મ બન્નેનું સત્યત્વ સ્વીકારવું જ જોઈએ.

આમ ઉપલબ્ધિ દ્વારા જો જગતનું સત્યત્વ સ્વીકારવામાં આવે તો પછી સ્વાપ્ન પદાર્થોનું પણ સત્યત્વ સ્વીકારવું ઘટે. કેમકે તેઓ પણ ઉપલબ્ધ થાય છે. તો આ શંકા બરાબર નથી. સ્વાપ્ન પદાર્થોનો સ્વપ્નને અંતે વિપરીત ભાવ જોવામાં આવે છે. જગતની બાબતમાં તેવું જોવામાં આવતું નથી. આથી આ દલીલમાં વજૂદ નથી. ઉપરાંત જગતનું સત્યત્વ સ્વીકારતાં મોક્ષમાં પણ કશો અંતરાય આવતો નથી. કેમકે જગત વિના વાસના સંભવતી નથી પણ વાસના વિના પણ જગત તો હોય છે. આમ અન્વય અને વ્યતિરેકે જગતનું સત્યત્વ છે. આવિર્ભાવ તિરોભાવ બધી વ્યવસ્થાઓના અહીં સાધક છે. જગત બ્રહ્મના સદંશનો માત્ર પ્રાદુર્ભાવ છે. આથી જગત અસત્ય હોઈ શકે નહીં. આમ કેવળ નિર્ગુણ અવિકૃત બ્રહ્મ જ જગદ્રૂપે પરિણમે છે. માનો ઈશ્વર જ જગત રૂપે પ્રતીત થાય છે. જગતરૂપે પરિણમતું છતાં બ્રહ્મ અવિકારી જ છે.

## જગત્ સંસારનો ભેદ

આ મત પ્રમાણે જગત અને સંસાર બન્ને ભિન્ન છે. ઈશ્વરે જગત રચ્યું છે. જીવે સંસાર રચ્યો છે. જગત ઈશ્વરના સદંશનો આવિર્ભાવ માત્ર છે. સંસાર જીવની અવિદ્યાનો વિસ્તાર છે. જગતનો નાશ નથી. સંસારની સ્થાયિતા નથી. જ્ઞાને તે નષ્ટ થાય. અજ્ઞાનથી જીવ બંધાય છે, પરમાત્મા નહીં! સંસારનો નાશ થતાં જગતનો નાશ નથી. કાંઈ જગતમાં ઊધું-ચત્તું પણ થઈ જતું નથી! જ્ઞાન ઉપજે ત્યાં સુધી સંસાર રહે. જગત તો ઈશ્વરની ઈચ્છા હોય ત્યાં સુધી ટકે! આમ એક મહત્વનો વિચાર આ મત તત્ત્વજ્ઞાનમાં નોંધાવ્યો છે.

## અવિકૃત પરિણામવાદ

જાતે વિકૃત થયા સિવાય જ, નિર્ગુણ સચ્ચિદાનન્દ સ્વરૂપી બ્રહ્મ જગદ્રૂપે

સિદ્ધાન્તના સમર્થક દૃષ્ટાન્તો છે. જેમ સોનું ઘરેણાંદિરૂપે વિપરિણામ પામતું છતાં સુવર્ણ મટી જતું નથી, વિકૃત થતું નથી તેમ જગતરૂપે પરિણમતું બ્રહ્મ અવિકૃત જ રહે છે. આ અવિકૃત પરિણામવાદને સમર્થ કરવા પ્રમાણ ચતુષ્ટયીનાં કેટલાંક વાક્યો ટાંકવામાં આવે છે.

## આવિર્ભાવ અને તિરોભાવવાદ

૧૯ જગતનો આવિર્ભાવ એટલે અનુભવનો વિષય થવાની યોગ્યતા. અનુભવનો વિષય ન થવાની યોગ્યતા એટલે તિરોભાવ. આ આવિર્ભાવ તિરોભાવ બ્રહ્મની બે શક્તિઓ છે. અને આમ નિર્ગુણ, અવિકૃત, અને નિત્યશક્તિમત, બ્રહ્મ, આવિર્ભાવ અને તિરોભાવ દ્વારા, અક્ષર-જીવ-જગત્રૂપે, સ્વેચ્છાએ રમે છે અને આથી જગત નિત્ય છે.

અને આમ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના મતની અતિ ટુંકી રૂપરેખા અહીં આપી છે. ભક્તિપુષ્ટિ–મર્યાદા વગેરેનાં વિવેચનનો ભાર આ વિહંગાવલોકન સહી શકે એમ નથી.*

* શુદ્ધાદ્વૈતની આ રૂપરેખા, શાસ્ત્રીજી શ્રી પંડિત શ્રીધર ત્ર્યંબક પાઠકની, બાલબોધિની નામની અણુભાષ્યની સંસ્કૃત ટીકાના ઉપોદ્ઘાતને આધારે આપી છે.

# વિશિષ્ટાદ્વૈત

આ મતના પ્રવર્તક છે આચાર્યશ્રી રામાનુજ. વિશિષ્ટાદ્વૈત શબ્દનો અર્થ થાય છે–ચિત્ અને અચિત્‌થી વિશિષ્ટ પરમાત્માનું અદ્વૈત અગર તો સૂક્ષ્મ શરીર. વિશિષ્ટ કારણરૂપ પરમાત્માનું, સ્થૂલ શરીર વિશિષ્ટ કાર્યરૂપ પરમાત્માનું, અદ્વૈત–અચિત્–ચિત્ અને ઈશ્વર–આ ત્રણ છે પદાર્થો. તે પૈકી પ્રકૃતિ, કાળ, અને શુદ્ધ સત્ત્વ–આ ત્રણ ભેદે અચિત્ પદાર્થ ત્રણ પ્રકારનો છે. તે પૈકી પણ પ્રકૃતિ સૂક્ષ્મ–સૂક્ષ્મતર–સૂક્ષ્મતમ–આમ ભેદે ત્રિવિધા છે. ક્રમે તે અવ્યક્ત–અક્ષર અને તમ નામે ઓળખાય છે. ઈશ્વર–પરમાત્મા બ્રહ્મ એકાર્થવાચક છે. જીવ અને–જડ પદાર્થ સ્વરૂપ છે ઈશ્વરનું શરીર. આ શરીર પણ સ્થૂલ–સૂક્ષ્મભેદે બે પ્રકારનું છે. સૂક્ષ્મ શરીરયુક્ત પરમાત્મા સ્થૂલ જગતનું ઉપાદાન કારણ છે. પરમાત્મામાં અપ્રાકૃત શબ્દ–સ્પર્શ–રૂપ–રસ–ગંધ અને શક્તિ–જ્ઞાન–આનન્દ વગેરે ગુણો હોય છે. તે સૌનો આશ્રય, વ્યાપક છે અને તેનું જ્ઞાન અને શરીર પણ વ્યાપક છે. પર–વ્યૂહ–વિભવ–અન્તર્યામી–અર્ચ્યર્ચા અને અવતાર–એ પરમાત્માના પાંચ પ્રકારો છે. એ પરમાત્મા જ સૂક્ષ્મ, ચિદ્ અને અચિદ્ પદાર્થયુક્ત હોઈને જગતનું ઉપાદાન અને વિશેષ સંકલ્પયુક્ત હોઈને નિમિત્ત કારણ છે. તેમ જ કાલાદિનો અંતર્યામી હોઈને સહકારી–કારણ પણ થાય છે. આ પરમાત્મા જડચેતનનો પ્રેરક છે. કર્માનુરૂપ ફલદાતા છતાં ઉદાસીન છે. સમસ્ત જીવો અને જડનો નિયન્તા છે. અનન્ત કલ્યાણગુણ સંપન્ન છે. હેયગુણો રહિત છે. સર્વાન્તર્યામી છે. અચિન્ત્ય શકિત–બળ–ઐશ્વર્ય–વીર્ય–તેજ સંપન્ન અને ભકિતલભ્ય છે.

જીવ અને જડ બન્ને પરમાત્માનાં શરીરો છે. આ બેથી વિશિષ્ટ જે પરમાત્મા, તેનાથી અતિરિકત કોઈ પદાર્થ જગતમાં હોતો નથી. યદ્યપિ જીવ અને જડ, વિશિષ્ટ પરમાત્માથી અતિરિકત નથી. છતાં કેવલ પરમાત્માથી તે બન્ને ભિન્ન અને નિત્ય છે. ચિત્ એટલે જીવ. તે અણુ છે, વ્યાપક નથી. તે જીવ ચેતન, ઈશ્વરાધીન કર્તૃત્વવાળો, સ્વપ્રકાશ, સુખી, નિત્ય અને શરીરે શરીરે ભિન્ન છે. બદ્ધ, મુકત અને નિત્યના ભેદે જીવના ત્રણ પ્રકારો છે. બ્રહ્માથી માંડીને કીટ સુધીનાં બધા સંસારી જીવો બદ્ધ છે, સંસારમાંથી વિમુકત, પ્રાકૃત, સૂક્ષ્મ શરીર રહિત, વૈકુંઠમાં ભગવાનની નિકટ રહેનારા, આઠ ગુણો જેનામાં પ્રકટયા છે એવા જીવો મુકત જીવ છે. મૂળે જ સંસાર બંધ વિનાના, પરમાત્માની ઈચ્છાનું અનુવર્તન કરનારા, અસંકુચિત જ્ઞાનવાળા–અનન્ત–ગરુડ જેવા જીવો તે બધા નિત્ય જીવો છે.

અનન્ત છે જીવાત્માઓ જગતનો પ્રવાહ પણ અનાદિ છે નિત્ય જીવો સ્વેચ્છાએ લીલા વિભૂતિઓમા અવતાર ધારણ કરે છે આ નિત્ય જીવોમા અધિકાર અનુસાર તારતમ્ય હોય છે મુક્ત જીવોમા તારતમ્ય હોતુ નથી તેવા મુક્ત જીવોનો ક્યારે અધિકાર કે અવતાર ધારણ હોતા નથી મુક્તિની અવસ્થામા જીવો પરમાત્માનુ સાદૃશ્ય પ્રાપ્ત કરે છે-ઐક્ય નહીં-જીવ જ્ઞાતા સ્વરૂપ, આનન્દસ્વરૂપ, તથા કર્તા અને ભોક્તા છે તેનુ શરીર પ્રકૃતિ જન્ય અને પાચભૌતિક છે એ જીવાત્મા સ્વય પરમાત્માનુ શરીરરૂપ હોઈને, લિંગદેહરૂપી ઉપાધિને લઈને સસરણ પામે છે આ લિંગદેહ પ્રાકૃત અને અનાદિ છે ઉપાધિરૂપ લિંગદેહના ત્યાગે જીવને મોક્ષ મળે છે મોક્ષાવસ્થામા પણ જીવનુ જ્ઞાતૃત્વ અદૃશ્ય થતુ નથી! મોક્ષ માટે જીવે બ્રહ્મનો વિચાર કરવો ઘટે બ્રહ્મજ્ઞાનમા, પૂર્વે કરેલુ કર્મ અગરૂપ છે સાધન સપત્તિનુ આનન્તર્ય અપેક્ષિત નથી

જ્યા ઈશ્વર, નિત્ય જીવો અને મુક્ત જીવો વિહરે છે અને જ્યા કર્મરૂપ અવિદ્યા નથી તે દેશને "શુદ્ધસત્ત્વ" કહે છે, આ સત્ત્વ પ્રકૃતિના સત્ત્વગુણથી વિશિષ્ટ છે તે જ્ઞાન સ્વપ્રકાશ-ચેતન-વ્યાપક-છે-તેનો બીજો પર્યાય બુદ્ધિ છે જીવ અને ઈશ્વર તેના આધારરૂપ છે તેમનો ધર્મ અને જ્ઞાન તે સ્વત પ્રમાણ છે તે જ્ઞાન બદ્ધદશામા કર્મથી ઢકાયેલુ અને સકુચિત થાય છે મોક્ષાવસ્થામા તે વિકસિત થાય છે

પ્રકૃતિરૂપ પદાર્થ જડ અને નિત્ય છે એનાથી પરમાત્માનુ સ્વરૂપ આચ્છાદિત છે એમ કર્મવશ બદ્ધ જીવો માને છે પ્રકૃતિ સત્વ, રજસ અને તમસ રૂપી ત્રણ ગુણોવાળી છે ચોવીસ તત્ત્વોવાળી છે પ્રકૃતિ-મહત્તત્વ, અહકાર મન-પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, પાચ તન્માત્રાઓ અને પાચ ભૂતો-એ ચોવીસ તત્ત્વો છે. પ્રકૃતિ સમસ્ત જડ પદાર્થોનુ મૂળ કારણ છે એ અતિસૂક્ષ્મ છે સૃષ્ટિના આરભમા, પરમાત્માની ઈચ્છાથી પ્રકૃતિ જેમ જેમ પરિણમતી જાય છે તેમ તેમ તેની સૂક્ષ્મતા ઘટતી જાય છે અને અવસ્થાન્તર થતુ જાય છે તેના પ્રથમાવસ્થાને તમ, બીજી અવસ્થાને અક્ષર અને ત્રીજીને અવ્યક્ત કહે છે, આ ત્રીજી-અવ્યક્ત અવસ્થા તે કાર્યોન્મુખી અવસ્થા છે અવ્યક્ત પછી પ્રગટતા બધા પરિણામો વ્યક્ત છે તેનુ પહેલુ પરિણામ તે મહત્તત્વ એમા ગુણત્રયનુ સામ્ય હોતુ નથી ત્રણમાથી ગમે તે એક ગુણ પ્રબળ હોય છે આ મહત્તત્વ બ્રહ્મનુ શરીર છે એમાથી અતકરણ વૃત્તિ-નિશ્ચયરૂપા-બુદ્ધિ ઉપજે છે મહત્તત્વના સત્ત્વગુણમાથી વૈકારિક નામનો સાત્વિક અહકાર જન્મે છે એમાથી અગીઆર ઈન્દ્રિયો પેદા થાય છે તે

પૈકી મન સ્મૃતિ વગેરેનું સાધન, સૌ ઈન્દ્રિયોનું પ્રેરક અને સાંસારિક બંધનનું કારણ છે. જેમ અચિદ્ વસ્તુઓનું મહત્તત્ત્વાદિરૂપે પરિણામ થાય છે એ જ રીતે જીવાત્માની જ્ઞાન અને ધર્મની સંકોચ વિકાસ વગેરે અવસ્થાઓ થાય છે, તે જ પ્રમાણે આત્માની પણ સૃષ્ટ્યાદિના સંકલ્પ વગેરેની અવસ્થા હોય છે, જડનો વ્યાપાર સદા પરાધીન છે, પરમાત્માનો સકળ વ્યવહાર સ્વતંત્ર બુદ્ધિએ થાય છે. જીવના કેટલાક વ્યવહારો જ ઈશ્વિરાશ્રય તો કેટલાક પોતાની અને પરમાત્માની એમ બન્નેની બુદ્ધિના અવલંબને થાય છે, કેવળ સ્વબુદ્ધિના અવલંબે જ જીવના વ્યવહારો શકય નથી.

જડ પદાર્થો સદા બીજાનું શરીર જ થાય છે, તેમનું આત્મપણું નથી. તે જ મુજબ ઈશ્વર સદા આત્મા જ હોય છે તે કોઈનું શરીર થઈ શકતો નથી! પણ જીવ સ્થૂળ દેહનો આત્મા છે અને ઈશ્વરનુ શરીર છે—આમ બન્ને હોય છે. અંતઃનિયામકતા આત્મ શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત છે. આથી જીવ અને પરમાત્મા બન્નેને માટે આત્મ શબ્દ વપરાય છે. અંતર્યામિત્વની પરાકાષ્ટા છે પરમાત્મામાં.

ઉપરાંત જ્ઞાન બે પ્રકારનું છે.—સ્વરૂપભુત અને ધર્મભૂત. તે પૈકી જે સ્વરૂપભુત જ્ઞાન છે. તે જીવથી અભિન્ન છે. ધર્મભૂત તેનાથી ભિન્ન છે. અને આમ સ્વરૂપભૂત જે જ્ઞાન તે જ્ઞાન દૃષ્ટિએ જ્ઞાન સ્વરૂપ જીવ છે. તેજ "અહ" એ જાતની પ્રતીતિથી ભાસતો હોઈને જ્ઞેય પણ છે. તે જ રીતે તેજ જાતનુ જ્ઞાનવત્વ હોઈને જ્ઞાતારૂપ પણ તેજ છે. પંચીકૃત પંચ મહાભૂતો, મહત્તત્વ, અહંકાર આ સાત તત્ત્વો અને આઠમી પ્રકૃતિ—આમ આઠમાથી શરીરની ઉત્પત્તિ થાય છે. અગિયાર ઇન્દ્રિયો એ શરીરને ભૂષિત કરે છે. ભક્તિ અને પ્રપત્તિ મોક્ષનાં સાધન છે. ભજન એટલે એટલે ભક્તિ અને અનન્યભાવે પરમેશ્વરની શરણાગતિ એટલે પ્રપત્તિ! *

---

* અણુભાષ્યની શ્રી. શ્રીધરશાસ્ત્રી પાઠકની બાલબોધિની ટીકાના ઉપોદ્ઘાતને આધારે.

# સંક્ષિપ્ત શાંકર વેદાન્તસિદ્ધાંત નિરૂપણ

## (૧)

### મોક્ષ

ચાર પુરુષાર્થોમાં મોક્ષ જ પરમ પુરુષાર્થ છે કારણ કે તે નિત્ય છે. શ્રુતિનો પણ બોલ છે કે: "न स पुनरावर्तते, न स पुनरावर्तते इति." બાકીના ત્રણ-ધર્મ, અર્થ અને કામ-અનિત્ય હોઈને ઉપાદેય નથી. વિવેકી બુદ્ધિનો આજ નિર્ણય હોઈ શકે.

### મોક્ષનો ઉપાય

બ્રહ્મજ્ઞાનથી જ મોક્ષ સિદ્ધ થાય છે. "तमेव विदित्वा अति मृत्युमेति नान्यः पन्थाः विद्यते अयनाय"-વગેરે શાસ્ત્રવચન આજ અર્થનાં દ્યોતક છે. આથી પરમાત્માનું જ્ઞાન જ મોક્ષનો એકમાત્ર ઉપાય છે.

### બ્રહ્મજ્ઞાનનો ઉપાય

"अध्यारोपापवादाभ्यां ज्ञातव्यः तत्त्वनिर्णयः"-અધ્યારોપ અને અપવાદ દ્વારા તત્ત્વનો નિર્ણય કરવો યોગ્ય છે. અધ્યારોપ અને અપવાદથી બ્રહ્મજ્ઞાન થાય છે. આથી મુમુક્ષુ માટે આ બેનું જ્ઞાન મેળવવું અનિવાર્ય છે.

### અધ્યારોપનું સ્વરૂપ

નિષ્પ્રપંચ આત્મતત્ત્વમાં પ્રપંચનું આરોપણ કરવું તે અધ્યારોપ. તત્ત્વના અજ્ઞાનને લીધે જ અધ્યારોપ થાય છે. શુક્તિમાં રજતનું, રજ્જુમાં સર્પનું, અને સ્થાણુમાં પુરુષનું જેમ અધ્યારોપણ અને ભ્રાંતિ થાય છે, તે જ પ્રમાણે પ્રપંચશૂન્ય આત્મામાં પ્રપંચનું આરોપણ અને ભ્રાંતિ થાય છે. બસ. આ ભ્રાન્તિજ્ઞાન તે જ અધ્યારોપ છે, તેને જ અજ્ઞાન, અવિદ્યા, તમ, મૂળપ્રકૃતિ, પ્રધાન, ગુણસામ્ય, માયા, વગેરે નામે આપણે ઓળખીએ છીએ. આ અજ્ઞાન જ માયા, અવિદ્યા, વગેરે ભેદ દ્વારા ઈશ્વર, જીવ, વગેરેને નિર્મિત કરે છે. અને કારણ, સૂક્ષ્મ, સ્થૂલ પ્રપંચની સૃષ્ટિનો આત્મામાં અવભાસ કરાવે છે.

### વિક્ષેપશક્તિ

માયાની ઉપાધિથી ઉપહિત ચૈતન્ય તે ઈશ્વર અને અવિદ્યાની ઉપાધિથી ઉપાધિયુક્ત ચૈતન્ય તે જીવ છે. ઈશ્વરના ઇક્ષણથી તમોગુણરૂપ પ્રકૃતિ બે રૂપમાં પરિણામ પામે છે. વિક્ષેપશક્તિના રૂપમાં અને આવરણશક્તિના રૂપમાં. વિક્ષેપશક્તિમાંથી સ્થૂલ પ્રપંચની ઉત્પત્તિ થાય છે. એનું જ નામ અધ્યારોપ.

### આવરણશક્તિ

આવરણશક્તિના બે પ્રકાર છેઃ અસત્ત્વાવરણ અને અભાનાવરણ. આ બંને આવરણ ઈશ્વર અને આત્મજ્ઞાનીને આવૃત કરી શકતાં નથી. બીજા તમામ જીવોનાં આત્મજ્ઞાનને તે આવૃત કરે છે. "તત્ત્વ નથી"–એવી બુદ્ધિ–એવો વ્યવહાર–તે અસત્ત્વાવરણ. નાસ્તિકતા તેનું પ્રસિદ્ધરૂપ છે "વસ્તુ સમજાતી નથી", એવી બુદ્ધિ–એવા વ્યવહાર–તે અભાનાવરણ. બસ. આવરણશક્તિનું કાર્ય તે જ સંસારરૂપી વૃક્ષ.

### આવરણનાશનો ઉપાય

તત્ત્વનું જ્ઞાન આવરણનો નાશ કરનારું છે. તત્ત્વજ્ઞાનના પણ બે પ્રકાર છેઃ પરોક્ષ જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન.

### પરોક્ષ જ્ઞાન

પરોક્ષ જ્ઞાનમાં શ્રવણ, મનન, અને નિદિધ્યાસનનો સમાવેશ થાય છે. શ્રવણથી સંશય, મનનથી અસંભાવના અને નિદિધ્યાસથી વિપરીત ભાવના નષ્ટ થાય છે. અર્થાત્ શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી અસત્ત્વાવરણ નાશ પામે છે.

### અપરોક્ષ જ્ઞાન

વસ્તુના સાક્ષાત્કાર સ્વરૂપ સમાધિથી થતું જ્ઞાન તે અપરોક્ષ જ્ઞાન. તત્ત્વના સાક્ષાત્–પ્રત્યક્ષ–જ્ઞાનથી અભાનાવરણ નાશ પામે છે. આવરણોના નાશથી જ અનર્થની નિવૃત્તિ અને આત્માનંદની પ્રાપ્તિ થાય છે.

### અપવાદ

કારણથી ભિન્ન કાર્ય ન હોઈ શકે. બ્રહ્મ કારણ છે. જગત કાર્ય છે. બ્રહ્મથી વ્યતિરિક્ત જગતરૂપી કાર્ય છે જ નહીં. બ્રહ્મ જ બ્રહ્મ છે. આમ કારણમાં કાર્યનો નિષેધ–બ્રહ્મમાં પ્રપંચનો–સાર્વકાલિક નિષેધ તે અપવાદ. **या मा सा माया**–જે છે જ નહીં તેનું નામ છે માયા. શુક્તિમાં રજત હતું જ નહીં; રજ્જુમાં સર્પ હતો જ નહીં; કેવળ કલ્પનાનો જ એ ખેલ! આ પ્રમાણે બ્રહ્મ સિવાય, બ્રહ્મથી ભિન્ન બીજી કોઈ વસ્તુ જ નથી એવું જે બ્રહ્માનુભૂતિથી જાણે છે તે જીવનમુક્ત છે. એ વેદાંતનો સિદ્ધાંત છે.

(૨)

### અનુબંધ

વિષય, પ્રયોજન, સંબંધ અને અધિકારી, એ ચારના નિર્ણયને અનુબંધ કહે છે.

१. વિષયઃ—બ્રહ્મ જ વેદાન્ત શાસ્ત્રનો વિષય છે.
२. પ્રયોજનઃ—મોક્ષ તેનું પ્રયોજન છે.
३. સંબંધઃ—પ્રતિપાદ્ય અને પ્રતિપાદક ભાવ જ સંબંધ છે.
४. અધિકારીઃ—ચાર પ્રકારની સાધનસંપત્તિથી સંપન્ન જીવ અધિકારી છે.

(૩)

**સાધનચતુષ્ટય**

१. १. નિત્યાનિત્ય વસ્તુવિવેક
२. વૈરાગ્ય.
३. શમદમાદિ ષટ્ સંપત્તિ
४. મુમુક્ષત્વ

### १. વિવેક

બ્રહ્મ સત્ય છે, જગત્ અનિત્ય છે. શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, વગેરે દ્વારા એ જાણવું તે વિવેક.

### २. વિરાગ

આ લોક અને પરલોકના બધા પદાર્થો અનિત્ય અને પરિણામી છે. એથી તેમનામાં નીરસતાનો નિશ્ચય કરવો તે વિરાગ. વિરાગ એટલે જ્ઞાનપૂર્વકની વિતૃષ્ણતા.

### ३. શમદમાદિ ષટ્ સંપત્તિ

અંતઃકરણના રાગદ્વેષાદિ દોષોની નિવૃત્તિ એટલે **શમ.** બાહ્ય ઇન્દ્રિયોનો સંયમ એટલે **દમ.** સંન્યસ્ત અથવા નિષ્કામ કર્મનું અનુષ્ઠાન, અથવા વ્યવહારમાંથી નિવૃત્તિ એટલે **ઉપરતિ.** બધું સહન કરવાની અતૂટ શક્તિ એટલે **તિતિક્ષા.** ગુરુ અથવા વેદાંત વાક્યમાં અટલ વિશ્વાસ એટલે **શ્રદ્ધા.** ધ્યેયનિષ્ઠ સાત્ત્વિક એકાગ્રતા એટલે **સમાધાન.**

### ४. મુમુક્ષા

એષણાશૂન્ય જીવની, તાપનિવૃત્તિ માટે તીવ્ર મુક્તિ-ઇચ્છા, તે મુમુક્ષા.

### ગુરૂપસત્તિ

આવી સાધનસંપત્તિથી સંપન્ન જીવે, શિષ્યભાવે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના શરણમાં જવું જોઇએ. જગત, જીવ અને જગદીશ્વર-વિષે તત્ત્વજિજ્ઞાસા

વ્યક્ત કરવી. સાક્ષાત્કાર માટે અખંડ ઉત્સાહ રાખવો જોઇએ. આત્માને શરણે ગયેલો આવો અધિકારી શિષ્ય ગુરુ દ્વારા, સાક્ષાત્કાર પામીને કૃતકૃત્ય થાય છે. ગુરુને ઈશ્વર માનવો ઘટે. કારણ જ્ઞાનદાન સર્વશ્રેષ્ઠ છે.

( ૪ )

**પ્રપંચસ્વરૂપ**

આત્મા અને અનાત્મા—એ બે પ્રપંચનાં રૂપ છે. આત્મા વિના, પ્રપંચનો જ અભાવ થતો હોવાથી, આત્માનો પણ પ્રપંચમાં જ સમાવેશ કરવામાં આવે છે.

આત્મા ચેતન છે. અનાત્મા જડ છે. બન્ને પોતાનાં સ્વ–રૂપે એક જ છે. છતાં કાર્યરૂપે અનાત્મા અનેક છે. અને અનાત્માની ઉપાધિને લીધે એક જ આત્મા જાણે બહુરૂપી લાગે છે.

**અવચ્છિન્ન પક્ષ**

આત્મા મૂળમાં એક જ છે. ભિન્ન ભિન્ન શરીરોની ઉપાધિને લીધે દેવ, દાનવ, માનવ, પશુ, પક્ષી, કીટ, પતંગ, વગેરે રૂપે ચમકી રહ્યો છે. આ થયું અવચ્છિન્ન પક્ષનું દષ્ટાંત.

**પ્રતિબિંબ પક્ષ**

પાણી સ્વ–રૂપે એક જ છે, છતાં સમુદ્ર, નદી, તળાવ, કૂવો, ઘટ, વગેરેમાં તે, તે તે રૂપે વિભક્ત થયેલુ દેખાય છે. તે જ પ્રમાણે અનાત્મા સ્વ–રૂપે એક જ છે પણ ઘણા પ્રકારે વિભકત થયેલો જણાય છે.

સમુદ્ર વગેરેમાં એક જ સૂર્ય પ્રતિબિંબિત થાય છે છતાં અનેક જેવો દેખાય છે. તે જ પ્રમાણે અંતઃકરણ સહિત તમામ શરીરોમાં પ્રતિબિંબિત થતો એક જ આત્મા અનેક જેવો લાગે છે. શૈત્ય, વગેરે પાણીના ધર્મ જેમ બિંબરૂપ સૂર્યને સ્પર્શી શકતા નથી, તેમ અંતઃકરણના કર્તૃત્વ, ભોકતૃત્વ વગેરે વિકારો પણ અંતઃકરણનિષ્ઠ ચિદાભાસમાં જ પ્રતીત થાય છે–બિમ્બભૂત આત્માને કદી સ્પર્શી શકતા નથી. તેથી જીવાત્મા અને પરમાત્માની અભિન્નતા સિદ્ધ થાય છે.

**જીવાત્મા**

જીવાત્મભાવ કપોલકલ્પિત છે, તેથી અસત્ય છે. જીવાત્માની ત્રિવિધ સત્તા માનવામાં આવે છે. પારમાર્થિક, વ્યાવહારિક, અને પ્રાતિભાસિકા ત્રણે

અનુક્રમે સુષુપ્તિ, જાગ્રત અને સ્વપ્નની અભિમાની છે. જેમ જળમાં તરંગ અને તરંગમાં ફીણ કલ્પિત છે, તે જ પ્રમાણે પારમાર્થિકમાં વ્યાવહારિક અને વ્યાવહારિકમાં પ્રાતિભાસિક સત્તા કલ્પિત છે. મધુરતા, દ્રવત્વ, શીતલતા વગેરે ધર્મ પારમાર્થિક જળમાં હોવાથી તરંગમાં પ્રતીત થાય છે અને તરંગ દ્વારા ફીણમાં દેખાય છે, તે જ પ્રમાણે, કૂટસ્થ સચ્ચિદાનંદ, કૂટસ્થ પારમાર્થિકમાં હોઈને વ્યાવહારિકમાં અને તે દ્વારા પ્રાતિભાસિકમાં દેખાય છે. જેમ તરંગ વિના ફીણ અને જલ વિના તરંગ શક્ય નથી, જલ જ પરમાર્થ છે; તે જ પ્રમાણે વ્યવહારિક વિના પ્રાતિભાસિક અને પારમાર્થિક વિના વ્યાહારિક કદી હોઈ ન શકે–કૂટસ્થ જ પારમાર્થિક છે. તેથી કૂટસ્થ પારમાર્થિક જ પરમાત્મા છે–આ અચલ સિદ્ધાન્ત છે.

આથી "નેતિ નેતિ" વાક્ય દ્વારા દેહાદિ પંચકોશમાંથી પારમાર્થિક કૂટસ્થને અલગ કરીને, તેની સાથે પોતાના વાસ્તવિક અભેદનો સાક્ષાત્કાર કરવો એ વેદાંતનું તાત્પર્ય છે: સમસ્ત વેદાંત આજ તાત્પર્યની ઘોષણા કરે છે.

(૫)

## જીવના દુઃખ વગેરેનો વિચાર

દુઃખ સ્વાભાવિક નથી, આગન્તુક છે. દુઃખને સ્વાભાવિક માનવાથી અનેક દોષોની આપત્તિ આવી પડે દુઃખ જો જીવનો સ્વભાવ હોય તો તો તેનો કદી નાશ ન થાય; કોઈને કદી સહેજે સુખનો અનુભવ ન થાય. દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિનો પ્રયત્ન મૂર્ખતા જ ગણાય. યોગ. ધ્યાન, ધારણા, સત્કર્મ, વગેરેનું કોઈ પ્રયોજન ન રહે. સમસ્ત શાસ્ત્રચર્ચા પણ વિડંબના જ બની રહે; કારણ કે સ્વાભાવિકનો કદી નાશ થતો નથી. જો નાશ થાય તો વસ્તુ જ નષ્ટ થાય. કારણ કે સ્વભાવના વિરહમાં ભાવ કદી હોઇ ન શકે. અને જીવાત્મા તો અવિનાશી વા અરે અયમાત્મા વગેરે શ્રુતિબળે અવિનાશી ઠરે છે. એનો નાશ માનવાથી શ્રુતિવાક્ય પીડિત થાય અને વળી મોક્ષનો અનુભવનાર કોણ ?–આથી જીવાત્માનું દુઃખ સ્વાભાવિક નથી, પરંતુ આગન્તુક જ છે.

### દુઃખનું મૂળ

શરીરનો સ્વીકાર જ દુ.ખનું કારણ છે. જ્યાં જ્યાં શરીરનો પરિગ્રહ ત્યાં ત્યાં દુઃખ હોય જ છે. વિવેકીઓ અને દેવોને પણ શરીરગ્રહણ કરવાથી જ દુઃખ પ્રાપ્ત થાય છે. આથી આનંદધામ આત્માને શરીરના ગ્રહણથી દુઃખનો અનુભવ થાય છે.

## શરીરનું મૂળ

શરીરનું કારણ છે કર્મ. પૂર્વકૃત કર્મ સહિત, પંચીકૃત પંચમહાભૂતોમાંથી શરીરની ઉત્પત્તિ થાય છે. શરીરોત્પત્તિમાં મુખ્ય કારણ જીવનાં કર્મ જ છે. કર્મના અભાવમાં તો શરીરનો જ અભાવ થાય; જેમકે નિદ્રા અવસ્થામાં. તેથી આત્મજ્ઞાનથી કર્મનો નાશ થતાં જ્ઞાનીને ભાવિમાં શરીરગ્રહણ કરવું પડતું નથી.

## કર્મ વિચાર

કર્મના ત્રણ પ્રકાર છે. પાપ, પુણ્ય અને મિશ્ર. આ ત્રણેનો બરાબર વિચાર કરવો જરૂરી છે. એ વિચારનાં બે ફળ છે. એક મુખ્ય, બીજું ગૌણ. આ ત્રણ પ્રકારનાં કર્મો; ત્રણ પ્રકારનાં કરણોથી જ કરવામાં આવે છે. આત્મા કોઈપણ કર્મનો કર્તા નથી. તેથી ભોક્તા પણ નથી. તે તો આકાશની માફક અસંગ, નિરંશ, પરિપૂર્ણ ચૈતન્ય સ્વરૂપ જ છે. આથી ચિદાકાશ સ્વરૂપ આત્માને=મને, કોઈપણ કર્મનો સ્પર્શ થતો નથી–એવું નિઃસંશયપણે જાણીને જીવનમાં દૃઢતાથી રહેવું એ વિચારનું મુખ્ય ફળ છે. અને આત્મજ્ઞાની હોવા છતાં હંમેશાં સદાચારમાં જ રતિશીલ રહેવું ઉચિત છે–એ અવાંતર ફલ છે. બ્રહ્મજ્ઞાની કદી સ્વચ્છંદી ન બને.

## ત્રિવિધ કરણના પ્રેરક

ત્રિવિધ કર્મોને કરનારાં ત્રિવિધ કરણ છે. અને કરણના પ્રેરક છે રાગદ્વેષ વગેરે દોષો. કારણ કે રાગદ્વેષાદિના સદ્ભાવમાં જ કરણોની પ્રવૃત્તિ થાય છે અને એના અભાવમાં કરણોની નિવૃત્તિ થાય છે. આથી રાગદ્વેષ જ કરણ દ્વારા કરાતાં કર્મોના પ્રેરક છે. આત્મા નથી તો પ્રેરક, નથી તો કારક. રાગદ્વેષાદિનું કારકત્વ અને પ્રેરકત્વ આત્મામાં આરોપિત થવાથી આત્મા કારક અને પ્રેરક હોય એવી ભ્રાંતિ થાય છે. આત્માના યથાર્થ સ્વરૂપજ્ઞાનથી આ આરોપિત કર્તૃત્વનું અને પ્રેરકત્વનું નિવર્તન તે જ જીવનમુક્તિનું લક્ષણ છે. અર્થાત્ કર્મોમાં કારણ છે રાગદ્વેષાદિ દૂષિત વૃત્તિ.

## રાગદ્વેષનું કારણ

રાગદ્વેષનું કારણ અભિમાન છે. અભિમાનના ભાવાભાવમાં જ રાગદ્વેષનો ભાવાભાવ થાય છે. "હું સ્ત્રી છું" એવું જ્યાં સુધી અભિમાન હોય ત્યાં સુધી સ્વામી–કુટુંબ, વગેરેની સેવામાં સ્ત્રીની પ્રવૃત્તિ રહે. ગાઢ નિદ્રામાં અભિમાન ન હોવાથી રાગદ્વેષનો પણ અભાવ છે અને પ્રવૃત્તિનો પણ અભાવ થાય છે. આમ અભિમાન જ રાગદ્વેષનું મૂળ છે.

## અભિમાનનું મૂળ

અને અભિમાનનો ઉદ્‌ગમ કયાંથી થાય છે? અવિવેકમાંથી. સિવાય કે અવિવેક, અભિમાન કદી થઈ શકતું નથી. શરીર વગેરે, અભિમાનનો આધાર નથી. આથી અવિવેક સિવાય અભિમાનનું કોઈ મૂળ નથી.

## અવિવેકનું મૂળ

અને અવિવેકનો ઉદ્‌ભવ અજ્ઞાનમાંથી થાય. અનાદિ આવરક અજ્ઞાન જ અવિવેકનું જનક છે. આત્માને જાણતા છતાં કોઈ જાણતું નથી. આત્માનું નિજરૂપ તો સ્વસંવેદ્ય જ છે. આત્માને બધા કર્તા, ભોક્તા, પરિચ્છિન્ન, ચલ, સુખદુઃખ યુક્ત, જાણે છે; પરંતુ તે સ્વરૂપે જેવો છે તેવો તેને કોણ જાણે છે? આત્મા સ્વરૂપે અકર્તા, અભોક્તા, દેશંકાળ વસ્તુથી અપરિચ્છિન્ન, અચલ, સચ્ચિદાનંદ રૂપ છે. એને એવો જાણવો એ વેદાન્તનું એકમાત્ર લક્ષ્ય છે.

## અજ્ઞાનનું સ્વરૂપ અને નાશનો ઉપાય

આ અજ્ઞાન અનાદિ છે પણ સાન્ત છે. અને સ્વરૂપે અનિર્વચનીય છે. જ્ઞાનથી તે નષ્ટ થાય છે. અર્થાત્ દુઃખનું મૂળ અજ્ઞાન છે. અને સુખનું મૂળ આત્મજ્ઞાન છે. આથી સુખાર્થીએ વેદાન્તવિદ્યા હૃદ્‌ગત કરવી જોઈએ.

(૬)

## આત્માનું એકત્વ

આત્મા અને અનાત્મા ભિન્ન છે. અનાત્માના ત્યાગ અને આત્માના સ્વીકારમાં કૈવલ્ય છે. વિવેકમાં આત્મજ્ઞાન છૂપાયું છે. તો એ આત્મા કઈ ચીજ છે–તે જાણવું જોઈએ.

આત્મા ત્રણ શરીરોથી વિલક્ષણ છે. ત્રણ અવસ્થાઓનો સાક્ષી છે. પંચકોશ ભિન્ન છે. અને સ્વરૂપ દૃષ્ટિએ સત્ ચિત્ અને આનંદ છે.

કારણ શરીર, સૂક્ષ્મ શરીર, અને સ્થૂલ શરીરથી આત્મા વિલક્ષણ છે. શરીર અનૃત અને જડ છે. આત્મા સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ છે.

ત્રણે શરીરના બબ્બે ભેદ છે. વ્યષ્ટિ અને સમષ્ટિ. સમષ્ટિની ઉપાધિથી પરમાત્માનું ઇશ્વરત્વ છે. વ્યષ્ટિ શરીરની ઉપાધિથી પરમાત્માનું જીવત્વ છે. બને વાસ્તવિક નથી કારણ કે આત્મા એક જ છે.

સમષ્ટિ કારણ-ઉપાધિથી ઈશ્વરને, ઈશ્વર-અંતર્યામી-અવ્યાકૃત, વગેરે નામો મળે છે. સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિને લીધે હિરણ્યગર્ભ, સૂત્રાત્મા મહાપ્રાણ વગેરે સંજ્ઞા મળે છે. સમષ્ટિ સ્થૂળ ઉપાધિને લીધે વિરાટ-વૈશ્વાનર-વૈરાજ, વગેરે સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

એ જ પ્રમાણે વ્યષ્ટિ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ઉપાધિને લીધે જીવાત્માને અનુક્રમે પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

પરમાત્મા 'तत्' છે. જીવાત્મા 'त्वं' છે. લક્ષ્યાર્થ દૃષ્ટિથી બંનેના સ્વરૂપમાં અભેદ જ છે. ઉપાધિકૃત ભેદ ઉપાધિના નાશથી રહેતા નથી. અને ઉપાધિ સ્વરૂપ નથી. આથી જીવાત્મા અને પરમાત્મામાં સ્વરૂપ દૃષ્ટિએ સહેજે ભેદ નથી. બસ. આત્માનો બ્રહ્મસ્વરૂપે અનુભવ જ વેદાંતનું એક માત્ર તાત્પર્ય છે. .

## આત્માનું સચ્ચિદાનંદત્વ

કારણ વગેરે ત્રણ શરીરો, જાગૃત વગેરે ત્રણ અવસ્થાઓ અને અન્નમય વગેરે પાંચ કોશોથી આત્મા વિલક્ષણ અને ભિન્ન છે. આ આત્માનું સ્વરૂપ-નિજરૂપ છે સચ્ચિદાનંદ. આપણે કેવી રીતે જાણવું કે આત્મા સદ્રૂપ છે? ચિદ્રૂપ છે? આનંદરૂપ છે? શાસ્ત્ર, અનુભવ અને યુક્તિને આધારે એ નક્કી થાય છે.

## સતનું લક્ષણ

તો સતનું લક્ષણ શું? ત્રણે કાળમાં જેનો બાધ ન થાય અને જે સદા એકરૂપ હોય તે સત છે. આત્મામાં સતનું આ લક્ષણ છે. "सद् एव सौम्य! इदं अग्र आसीद्" વગેરે શ્રુતિવાક્ય આત્માના સદ્રૂપત્વના પ્રતિપાદક છે. લોકાનુભવની પણ આત્માની સત્તાની બાબતમાં સંમતિ છે. "પૂર્વજન્મમાં મેં સત્પાત્રને કાંઈ આપ્યું હશે તેથી આ જન્મમાં મને ઐશ્વર્ય મળ્યું છે, અને આ જન્મમાં કાંઈ સત્કર્મ કરીશ તો ભાવિ જન્મમાં તેનું ફળ મળશે,"-આવી લોકાનુભવની પ્રતીતિ છે. તેથી ખાતરી થાય છે કે આત્માનો નહીં-ફક્ત દેહ વગેરેનો જ નાશ થાય છે. યુક્તિથી પણ આત્માની સદ્રૂપતા સિદ્ધ થાય છે. કેવી રીતે? તો વિચારો-આપણે હમણાં છીએ કે નહીં? છીએ-એમ જ કહેવું પડશે-કારણ કે અનુભવનો અપલાપ થઈ ન શકે.

તો છીએ એવા આપણે, અત્યારે શરીરવાળા છીએ કે શરીર વિનાના? શરીરવાળા જ છીએ, કારણ કે શરીર પ્રત્યક્ષ છે.

તો છે એવું શરીર કયાંથી આવ્યું? ગમે તેટલો વિચાર કરો-છેવટે કર્મ જ શરીરનું કારણ સિદ્ધ થાય છે. અર્થાત્ શરીર કર્મથી જ મળે છે.

શરીર જો કર્મોત્પન્ન છે તો તે કર્મ આપણાં છે કે કોઇ બીજાનાં? આપણાં જ હોવાં જોઈએ—એ જ યુક્તિયુક્ત છે. કારણ કે એકના કરેલા યજ્ઞથી બીજાને સ્વર્ગ મળતું નથી. તેથી આપણાં જ કર્મનું ફળ આ શરીર છે.

તો જો કર્મના ફળરૂપ આ શરીર છે તો તે આ જન્મ પછી કરાયાં હશે કે જન્મ પહેલાં? જન્મ બાદ થનારાં કર્મોથી વર્તમાન શરીર નહીં થાય એ અસંભવિત છે. આથી તે પૂર્વ જન્મમાં જ કરાયાં છે એમ સિદ્ધ થાય છે. તો પૂર્વજન્મમાં જ્યારે કર્મ કર્યાં ત્યારે આપણે હતા કે નહીં? હોવા જ જોઈએ. કારણ કે કર્તા વિના કર્મ કેવી રીતે હોઈ શકે? અર્થાત્ તે વખતે આપણે હતા એમ સિદ્ધ થાય છે.

તો તે વખતે આપણે સશરીર હતા કે અશરીર? સશરીર જ હોવા જોઈએ કારણ કે શરીર તો કર્મનું સાધન છે, તેના અભાવમાં કર્મ શક્ય નથી. આમ વિચાર કરતાં આપણા પૂર્વજન્મની પરંપરાનો સ્વીકાર અનિચ્છાએ પણ કરવો જ પડશે. અર્થાત્ આપણે જેમ વર્તમાનમાં છીએ, તેમ ભૂતમાં હતા, અને ભાવિમાં હોઈશું જ. આપણી અસ્તિ–આત્માનું અસ્તિત્વ–મટી શકે એમ નથી. શરીરાદિ ક્ષણપરિણામી હોવાથી તેનો જન્મ અને નાશ થયા કરે છે. આત્માનો નહીં. તેથી આત્મા અજન્મા, અજર અને અમૃત જ છે. અર્થાત્ આત્મા સદ્રૂપ છે.

**ચિત્‌નું લક્ષણ**

સૂર્ય, વગેરે સાધનોની અપેક્ષા વિના જે સ્વયંપ્રકાશમાન છે અને જે પોતાનામાં આરોપિત સમસ્ત સ્થાવરજંગમ, સ્થૂલ સૂક્ષ્મ, આંતર બાહ્ય પદાર્થને પ્રકાશિત કરે છે તે ચિત્ છે. ચિત્‌નું આ લક્ષણ આત્મામાં છે. 'तमेव भान्तमनुभाति' વગેરે શાસ્ત્રવચન તેનું સમર્થક છે "ईक्षतेः नाशब्दम्" વગેરે સ્મૃતિવાક્ય તેનું પ્રમાણ છે અને જડ ભોગ્ય હોઈને જડથી ભિન્ન કોઈ ચેતન પદાર્થ છે એ યુક્તિ છે. અને ગાઢ અંધકારમાં પણ બીજાં સાધનાન્તર વિના પણ આત્મા સ્વયંપ્રકાશ છે એમ અનુભવાય છે અને પોતાનામાં આરોપિત શરીર, બાલ્ય, જાગ્રત, વગેરે અવસ્થાઓમાં તમામ વ્યાપારોને બીજા પ્રકાશની અપેક્ષા વિના જ પ્રકાશિત કરે છે. અર્થાત્ આત્મા સ્વયંપ્રકાશ, અન્યપ્રકાશક અને અનન્યપ્રકાશ્ય હોઈને ચિત્ રૂપ જ છે.

**આનન્દનું લક્ષણ**

આત્મા આનંદરૂપ છે. તો આનંદનું લક્ષણ શું? આનંદ એટલે સુખ. વિષયજન્ય સુખથી આત્માનું સુખ જુદું છે. આત્માનું સુખ નિત્ય,

નિરતિશય, નિરૂપાધિક છે. બીજાં સુખો અનિત્ય, સાતિશય અને સોપાધિક છે. આથી જે સુખ નિત્ય, નિરતિશય અને નિરૂપાધિક છે તે જ આનંદ છે. અને આનંદનું આ લક્ષણ આત્મામાં છે.

નિદ્રાવસ્થામાં કોઈ પણ ઉપાધિ ન હોવા છતાં આત્માના સુખનો અનુભવ થાય છે. તેથી ખાત્રી થાય છે કે આત્માનું સુખ સ્વરૂપે જ નિરૂપાધિક છે, શ્રુતિમાં બ્રહ્માનંદની નિરતિશયતા બતાવી છે. નિરતિશય બ્રહ્માનન્દની જ સુષુપ્તિમા આપણને અનુભૂતિ થાય છે. નિદ્રાના સુખમાં કોઈ તારતમ્ય નથી. એ આનંદમાં વૃદ્ધિ કે હ્રાસ નથી. તેથી આત્માનો આનંદ નિરતિશય છે. એકરૂપ છે. અખંડ છે. અને આત્મા સ્વરૂપે જ નિત્ય હોવાથી, તેનો સ્વરૂપભૂત આનન્દ પણ નિત્ય જ છે. અર્થાત્ આત્મા સચ્ચિદાનંદ છે.

## સચ્ચિદાનંદ પદનું અખંડાર્થત્વ.

સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામાં સત્–ચિત્–અને આનંદરૂપ જુદા જુદા ખંડ નથી. જે સત્ છે તે જ ચિત્ છે અને તે જ આનંદ છે. અર્થાત્–સત્ ચિત્–આનંદ આત્માના વિશેષણ નથી. સ્વરૂપ છે. એ ત્રણે પદનો એક અને અખંડ અર્થ જ થાય છે. અર્થાત્ આત્મા અપરિચ્છિન્ન નથી. આત્મા એક અને અખંડ જ છે.

## ઉપસંહાર

અર્થાત્ હે અમૃતના સંતાન! તું આત્મસ્વરૂપ છે. સચ્ચિદાનંદ જ, તારો એકમાત્ર સાચો પરિચય છે. તું સદ્રૂપ છે–અનૃતરૂપ નથી. તું ચિદ્રૂપ છે–જડ રૂપ નથી. તું સુખ સ્વરૂપ છે–દુઃખ સ્વરૂપ નથી. આવું અભ્રાન્ત આત્મજ્ઞાન પેદા કરવા માટે શ્રુતિમાતા આત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ બતાવે છે. આત્માનો સ્વરૂપભેદનું પ્રતિપાદન વેદાન્તનું તાત્પર્ય નથી. અર્થાત્ આત્મા અખંડ એક રસ જ–સચ્ચિદાનંદ જ સિદ્ધ થાય છે.

બસ. તો "अहं ब्रह्मास्मि" એ આકારનો સાક્ષાત્કાર કરાવી, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સચ્ચિદાનંદ રૂપ નિજરૂપમાં આપણી સ્થિતિ કરાવી વેદાન્તશાસ્ત્ર કૃતકૃત્ય થાય છે.

બસ આથી આગળ બીજું કશું શ્રોતવ્ય નથી. જ્ઞાતવ્ય નથી. જ્ઞાનાનુભવની આ પ્રાન્તભૂમિ છે.

"तरति शोकं आत्मवित्" ઈત્યાદિ શ્રુતિવાક્ય અહીં કૃતકૃત્ય થાય છે.

જીવતાંજીવત આપણને આ અવસ્થા પ્રાપ્ત થાઓ–એવી પરબ્રહ્મ પરમાત્માનાં ચરણકમળોમાં વિનમ્ર અને સહૃદય પ્રાર્થના. હરિ ૐ તત્સત

—શ્રી નલિન મ. ભટ્ટ

# બ્રહ્મસૂત્રના કોશસ્તંભો

## પ્રથમ અધ્યાય

### પ્રથમ પાદ

### (સૂત્ર સંખ્યા ૩૧)

બ્રહ્મજ્ઞાન અત્યંત ગહન અને સૂક્ષ્મ છે. ઉત્તરમીમાંસા, પૂર્ણ બ્રહ્મજ્ઞાન આપવે ક્ષીણબળ થાય છે. ઉત્તરમીમાંસાના ચાર અધ્યાયો છે. દરેક અધ્યાયના ચાર પાદો છે. વિચારોની સૂક્ષ્મતાને સમજવા માટે દરેક અધ્યાયના દરેક પાદનો ટૂંક સાર આપવો ઉચિત લાગે છે. વિચારોના કોશસ્તંભો (mile sotnes) તરીકે પણ એ ઉપયોગી લાગવાનો સંભવ છે.

(૧) બ્રહ્મસૂત્રના પ્રથમ પાદના પ્રથમ સૂત્રમાં, શા માટે બ્રહ્મ જિજ્ઞાસ્ય છે એનું નિરૂપણ કરતાં, સાધન સંપત્તિની અનિવાર્યતા દર્શાવી, સાધન સંપન્નને જ સાચી જિજ્ઞાસા સંભવે છે, એ ચિત્તશાસ્ત્રના સૂક્ષ્મ સિદ્ધાન્તનું સમર્થન કરવામાં આવ્યું છે. (બ્ર. સૂ. અ. ૧. પા. ૧ સૂ. ૧)

(૨) બ્રહ્મને જિજ્ઞાસ્ય તરીકે સ્થાપી, એ સચ્ચિદાનન્દ છે એવું શ્રુતિ સ્મૃતિ અને ન્યાયપૂર્વક પ્રતિપાદિત કરે છે. વિશ્વવાદ્‌મયનો સર્વશ્રેષ્ઠ અને ભવ્યાતિભવ્ય વિચાર–"જન્માદ્યસ્ય યતઃ" રજૂ કરી, કારણની શોધના નિમિત્તે બ્રહ્મ સત્ છે એવો નિર્ણય સૂત્ર–૨ થી ૪ સુધીમાં આપી, ૫ થી ૧૧ સૂત્રો સુધીમાં, જે બ્રહ્મ સત્ છે તે જ ચિત્ છે એ મીમાંસા કરવામાં આવી છે. ત્યાર બાદ ૧૨ થી ૧૯ સૂત્રોમાં, સચ્ચિદ્ બ્રહ્મ જ આનન્દ સ્વરૂપ છે એવો શ્રુતિ–સ્મૃતિ–ન્યાયાદિથી સંમત નિર્ણય દેવામાં આવ્યો છે. એ આનન્દ સ્વરૂપ હોઈને જ જિજ્ઞાસ્ય છે એવું સૂચન કર્યું છે. જગત્ અનાથ નથી પણ સનાથ છે–જગત્ કારણની મીમાંસામાંથી એ જ ફળે છે. આથી એ પરમાત્મા જ જગતનું અભિન્ન નિમિત્તોપાદન દિવ્ય કારણ છે એમ ફલિત થાય છે. જગત કારણ હોઈને જ પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશકિત, છે એમ અર્થાત્ જ ફળે છે. આમ આ જગતની સૌ શોધોની એક શોધ, સૌ આશ્ચર્યોનું એક આશ્ચર્ય છે તે આ–કે સચ્ચિદાનન્દ પરમાત્મા જ જગદ્રૂપે પોતાની અનવગાહ્ય શકિતએ વર્તી રહેલ છે. આ સત્યનો સ્વીકાર કરતાં જ, એ વિચારના પ્રકાશે, જગત અને જીવનના સમસ્ત કોયડાઓ ઉકેલી શકાય છે.

(૩) આમ પરમાત્મા જગત્કારણ છે એમ સિદ્ધ થતાં, તે પરમાત્મા જ સૌનું આંતર સ્વરૂપ છે એ ૨૦ થી ૨૧ સૂત્રોમાં સિદ્ધ કરે છે. અર્થાત્ જે એક પણ આંતર બાહ્ય, સ્થાવર જંગમ, સ્થૂલ સૂક્ષ્મ, દશ્યાદશ્ય પદાર્થ નથી જેનું છેવટે સ્વરૂપ પરમાત્મા ન હોય! આ અતિ મહત્ત્વની શોધ છે.

(૪) વળી એ સચ્ચિદાનન્દ, સર્વજ્ઞ, સર્વશક્તિ પરમાત્મા સર્વવ્યાપી અને અનન્ત છે એ ૨૨ મા સૂત્રમાં સૂચિત કર્યું છે. ૨૩ મા સૂત્રમાં એ એ તત્ત્વ સ્વયંજ્યોતિ છે એવું પ્રતિપાદિત કરી, સૌ જ્યોતિઓની એ એક જ્યોતિ છે એમ બતાવ્યું છે.

(૫) ૨૮ થી ૩૧ સૂત્રમાં વળી ઇતર શ્રુતિઓના આધારે આ તત્ત્વ જગજ્જીવન છે એવી નિઃશંક મીમાંસા કરી છે. આમ પહેલા અધ્યાયના પહેલા પાદમાં પરમાત્માને લગતી જિજ્ઞાસા, તેમનું સચ્ચિદાનન્દત્વ, સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્વ, આંતર સ્વરૂપત્વ, જીવનત્વ અને સ્વયંજ્યોતિષ્ટ્વ વગેરે સિદ્ધ કર્યું છે,

---

## પ્રથમાધ્યાય
## દ્વિતીય પાદ
### (સૂત્ર સંખ્યા ૩૨)

(૧) આ બીજા પાદમાં અને ત્રીજા પાદમાં અસ્પષ્ટ લિંગવાળાં ઉપનિષદ્ વાક્યોનો બ્રહ્મ પરત્વે સમન્વય દર્શાવવામાં આવ્યો છે. અને એ રીતે પરમાત્માને લાગતા અનેક મંગલમય અને સૂક્ષ્મ વિચારોનું નિરૂપણ કર્યું છે.

(૨) ૧ થી ૭ સૂત્રોમાં એક અતિ ઉપયોગી વિચારની રજૂઆત થઈ છે. વિશ્વમાં અસંખ્ય ઉપાસ્ય દૈવતો વર્તે છે એ આપણે જાણીએ છે. વ્યક્તિથી માંડીને તે રાષ્ટ્ર સુધી સૌનાં ઉપાસ્ય દૈવત જુદાં હોય છે. આ બધાં દૈવતો એક પરમાત્માના જ જુદાં જુદાં સ્વરૂપો છે. ઈશ્વર અનેક નથી, પણ સૌની રુચિ અનુસાર એકને જ અનેકરૂપે લોકોને જોવાની અનાદિકાળથી ટેવ છે. પરમાત્મા અનન્તશક્તિ અને કલ્યાણ. ગુણ સંપન્ન છે. આથી ઉપાસ્યનો આપાતભેદ હોવા છતાં હકીકતમાં તો **एकं सद् विप्राः बहुधा वदन्ति** જ છે! સર્વધર્મસમભાવનું સૌંદર્ય માણવા માટે આનાથી વધુ ઊંચો વિચાર કયો હોઈ શકે?

(૩) ૮ થી ૧૦ સૂત્રોમાં પરમાત્મા જીવમાત્રના હૃદયમાં રહેતા છતાં ભોક્તા નથી એ વાત સૂચિત કરી એના જ્ઞાનૈશ્વર્યની અતિશયતા બતાવે છે! ઉપરાંત સર્જનની જેમ પરમાત્મામાં વિસર્જનની–ઉપસંહારની પણ નિરતિશય તાકાત હોવાં છતાં તે કર્તા–ભોક્તા–નથી–કશાંથી લેપાતો નથી એવું ઈર્ષ્યાજનક જ્ઞાનૈશ્વર્યનું પ્રતિપાદન કર્યું છે.

(૪) ૧૧ થી ૧૨ સૂત્રોમાં પરમાત્માને હૃદયાયતન બતાવી એક ગુહ્ય વાતનો સૂત્રકારે ઉલ્લેખ કર્યો છે. જેણે પરમાત્માની કને જવું હોય તેણે પોતાના હૃદયની સંકટભરેલી ગુહામાં ઉતરવાની ગુરુગમ્ય કળા સાધી લેવી જોઈએ. સાથે સાથે પરમાત્માના અમૃતત્ત્વ વગેરે ધર્મોનો પણ ઉલ્લેખ કરી લે છે.

(૫) સ્થાનભેદે પણ ઉપાસ્યભેદ નથી એમ અક્ષિપુરુષનું પરમાત્મપણું દર્શાવતાં સૂત્રકાર સાધે છે. આધ્યાત્મિક કે આદિદૈવિક કે આધિભૌતિક સ્થાનના ભેદે સર્વવ્યાપી પરમાત્મા બદલાઈ જતો નથી! અને આથી ભારતનો કે યુરોપનો પરમાત્મા એક જ છે એવો ન ભૂલાય એવો ધ્વનિ આ ૧૩ થી ૧૭ મા સૂત્રોમાં છે.

(૬) ૧૮ અને ૨૦ મા સૂત્રોમાં પરમાત્મા સ્થાવર જંગમનો અંતર્યામી છે એ સિદ્ધ કરી જગદ્વ્યવસ્થામાં ક્યાંયે ભૂલથી પણ, ભ્રાન્તિમાં પણ, સ્વપ્ને પણ ત્રુટિ નથી એ બતાવે છે. સૌનો અંતર્યામી પરમાત્મા હોઈને તેની સાથે આપણો હિસાબ ચોક્ખો હોય તો ક્યાંયે વિવાદ રહેતો નથી–આથી અંતર્યામીનાં વિશ્વશાસનનો બીનશરતી સ્વીકાર–શરણાગતિ–સ્વીકારવામાં કલ્યાણ છે એવું સૂચન છે.

(૭) પરમાત્મા અદૃશ્યત્વાદિ ધર્મોથી યુક્ત હોઈને એની અનન્ત વિચિત્ર શક્તિઓનો સર્વદા ખ્યાલ આપે છે. મૂળમાં નિરાકાર છતાં સર્વ આકારનો એ શિલ્પી હોઈને સર્વાકારરૂપે એ ભાસે છે. આથી મૂર્તામૂર્તનો ઝઘડો ન હો. (૨૧–૨૩) મા સૂત્રોમાં આ વિષયની રહસ્યમયી ચર્ચા છે.

(૮) ૨૪ થી ૨૮ સુધીના સૂત્રોમાં વૈશ્વાનરોપાસનાના નિમિત્તે ભગવાન સૂત્રકારે પરમાત્મામાં ખંડવૃત્તિ અસહ્ય છે એમ બતાવી આખું વિશ્વ જ પ્રભુના અવયવો હોઈને, સમગ્ર ઈશ્વરનો–અખંડ પરમાત્માનો સ્વીકાર જ હિતાવહ છે એમ દર્શાવી, પરમાત્મા એક અને અવિભાજ્ય તત્ત્વ છે એવું સિદ્ધ કર્યું છે. આ ભવ્ય વિચારમાં વિશ્વશાન્તિનાં બીજ છે.

(૯) પરમાત્માની અખંડતા સાધી ત્યારબાદ ૨૮ થી ૩૨ માં સૂત્રો સુધીમાં ભગવાન સૂત્રકાર, હૃદયાદિ પ્રદેશનો=પરમાત્માના રહેઠાણુ માટે પરિચ્છિન્ન પ્રદેશનો, કયા આશયે ઉલ્લેખ છે, એ બતાવવા જુદા જુદા આચાર્યોનો મત ટાંકી છેવટે પોતાનો મત આપે છે. કોઇક કહે છે પ્રભુની અભિવ્યક્તિ માટે હૃદયરૂપી પ્રદેશનો ઉલ્લેખ છે. કોઇકનો મત છે કે પ્રભુના અનુચિંતન માટે હૃદયપ્રદેશનો નિર્દેશ છે. કોઇક તેની સંપત્તિ માટે તેના ઉલ્લેખ છે એમ માને છે. તે જાતના અવયવો ઉપરથી પરમાત્માની જ અવયવી તરીકે પ્રતીતિ થાય છે. આથી દ્યુલોક વગેરે પ્રદેશ વિશેષને લઈને પ્રાદેશ માત્રનું કથન છે એવો સૂત્રકારનો મત છે. આ ઠેકાણે બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયનો બીજો પાદ પૂરો થાય છે.

इति प्रथमाध्याये द्वितीयः पादः

---

## પ્રથમ અધ્યાય

## તૃતીય પાદ

(સૂ. સંખ્યા ૪૩)

(૧) આ પાદમાં પણુ અસ્પષ્ટ બ્રહ્મલિંગનો બ્રહ્મ પરત્વે સમન્વય આપવામાં આવ્યો છે. ઉપનિષદ્ વાક્યોની વિચારણા નિમિત્તે પરમાત્માનાં સ્વરૂપ, ગુણ, ધર્મો વગેરેનો નિર્ણય કરવો એવી સૂત્રકારની શૈલી છે.

(૨) તે પૈકી ૧ થી ૭ સૂત્રોમાં પરમાત્મા સ્થાવર જંગમ વિશ્વનો આધાર છે એ વિસ્તારથી વર્ણવવામાં આવ્યું છે. સૌનો આધાર પોતાના આધારે જ રહે છે-પોતાના મહિમામાં જ રાજે અને રાચે છે અને આ આશ્ચર્યકારક શોધ સૌના હૃદયને આશ્વાસન દેનારી નીવડે છે. નિરાધારનો આધાર નિર્બળનું બળ રામ છે એવો એનો ધ્વનિ છે. (સૂ. ૧ થી ૭)

(૨) ૮ થી ૯ સૂત્રોમાં પરમાત્મા 'ભૂમા' છે-એટલે કે બ્રહ્મ-નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત અને અનન્ત છે એ દર્શાવે છે. આ પ્રકરણુ વેદાન્ત વિચારનું એક મહાતેજસ્વી રત્ન છે. (સૂ. ૮ થી ૯)

(૩) એ પરમાત્મા અક્ષર છે એમ સિદ્ધ કરી તેનું નિત્યત્વ અને વ્યાપિત્વ સૂચવે છે. ઉપરાંત એ સૌનો વિધારક એટલે સંકલ્પ માત્રે સમસ્ત વસ્તુઓની આંતર બાહ્ય સમસ્ત મર્યાદાઓનો વિધારક છે અને પ્રશાસ્તા છે. એના ઋતનિયમોથી સ્થાવર જંગમ વ્યવસ્થિતપણે વર્તે છે, એવું સૂચવતાં એના અદ્ભુત પ્રભાવનો અને મહિમાનો સૂત્રકાર ખ્યાલ આપે છે. (સૂત્રો ૧૦ થી ૧૨)

(૪) આ પાદના ૧૩ મા સૂત્રમાં પરબ્રહ્મ પરમાત્માનું પુરુષપણું સિદ્ધ કરે છે. પૂરણાત્ પુરુષઃ–સૌની સૌ રીતે ઉનતાઓનો સ્વરૂપપ્રવેશે પૂરક પરમાત્મા છે. આ સૂક્ષ્મ વિચાર અદ્‌ભુત કહેવાય એવો છે. (સૂ. ૧૩)

(૫) દહર પ્રકરણ પણ ઉત્તરમીમાંસાનું એક ચમકીલું રત્ન છે. એમાં પરમાત્માનું ત્રિવિધ પરિચ્છેદ શૂન્યત્વ સમર્થ રીતે પ્રતિપાદિત કરવામાં આવ્યું છે. પરમાત્મા દેશ-કાળ-વસ્તુના પરિચ્છેદથી–પરિચ્છિન્ન ન હોઈને સર્વથા અનન્ત છે. આ સૂત્રો પણ મનનીય છે. (સૂ. ૧૪ થી ૨૩)

(૬) ત્યાર બાદ હૃદયમાં વસતો અંગુષ્ઠમાત્ર પુરુષ પરમાત્મા છે. કેમકે હૃદય તેનું આયતન છે તેવું સિદ્ધ કરી હૃદયમાં જે કોઈ ઉતરે તેને એ વામન અને વિરાટની એકી વખતે અનુભૂતિ થશે એવું અદ્‌ભુત સૂચન કરી, મનુષ્ય ઉપરાંત દેવોનો પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર છે એમ સૂત્રકારે પ્રતિપાદિત કર્યું છે. સાથે સાથે વેદોનું નિત્યત્વ પણ સિદ્ધ કર્યું છે. (સૂ. ૨૪ થી ૩૦)

(૭) ઉપરાંત એ પાદના ૩૧ થી ૩૭ સુધીનાં સૂત્રોમાં પ્રાસંગિક અધિકાર ચર્ચા કરવામાં આવી છે. બ્રહ્મજ્ઞાનમાં મનુષ્યમાત્રનો અધિકાર છે. તેમાં બ્રાહ્મણ વગેરે જાતિભેદો કે યજ્ઞોપવીત વગેરે સંસ્કારભેદો આડે આવતા નથી. બ્રાહ્મણાદિ શબ્દો ગુણવાચક છે, જાતિવાચક નથી. જાનશ્રુતિ સત્યકામ જાબાલ વગેરેનાં દૃષ્ટાન્તો દ્વારા આ વાતને શાસ્ત્રકાર સિદ્ધ કરી, વિચાર ઔદાર્યની ધન્યતા દર્શાવે છે. સાધન-સંપત્તિ બ્રહ્મજ્ઞાન માટે અનિવાર્ય છે–જાત્યાદિ નહીં–એ ધ્રુવ સિદ્ધાન્ત છે. આજના યુગમાં આ વિચારો ક્રાન્તિકારક લાગશે. પૂર્વજોની સત્યનિષ્ઠા અને વ્હેતાં માનસની અને તે ઉપરથી વિકસિત આત્માની પ્રતીતિ થાય છે. (સૂ. ૩૧ થી ૩૭)

(૮) સૂ. ૩૮ થી ૪૩ સુધીમાં, સૌને અત્યંત પ્રેમી હોઈને આપધાક લગાડનાર પરમાત્મા પ્રાણ શબ્દનો વાચ્ય છે એમ દર્શાવી, જ્યોતિ–આકાશ પતિ વગેરે શબ્દો અનુક્રમે ચેતન જ્યોતિ, અસંગતા અને અસંસારિતા–સર્વાધિપતિતા વગેરેના વ્યંજક હોઈને પરમાત્માના જ વાચક છે એમ સિદ્ધ કરે છે. આ ઠેકાણે પ્રથમાધ્યાયનો ત્રીજો પાદ પૂર્ણ થાય છે.

॥ इति प्रथमाध्याये तृतीयः पादः ॥



# પ્રથમાધ્યાય

## ચતુર્થ પાદ

(સૂત્ર સંખ્યા ૨૯)

(૧) કારણવાદ અંગે બાકીનાં વિસંવાદી જેવાં ભાસતાં શ્રુતિ વાક્યોની વિચારણા આ પાદમાં કરવામાં આવી છે.

(૨) તે પૈકી પ્રકૃતિ કારણવાદ જ પ્રધાનમલ્લ છે. પ્રકૃતિ, સ્વતન્ત્રપણે જડચેતન જગતનું કારણ થઈ શકતી નથી. પરમાત્મા પરતંત્ર અને પરમાત્માની નિહિત શક્તિ તરીકે એ ભલે સ્વીકારાતી–આવા શ્રુતિ સ્મૃતિ ન્યાયાદિને સંમત સિદ્ધાન્તનું સમર્થન કરી, પરમાત્મા જ સર્વથા જગતકારણ છે એની સ્થાપના થાય છે. (સૂ. ૧ થી ૧૪).

(૩) શ્રુતિઓમાં અસદ્‌માંથી સત્‌ની ઉત્પત્તિ બતાવનારાં વાક્યોને આધારે બ્રહ્મનાં લક્ષણ ઉપર આક્ષેપ કરવામાં આવ્યો છે. સત્ અને અસત્ શબ્દો વ્યક્ત અને અવ્યક્ત અવસ્થા માત્રના વાચક હોઈને શ્રુતિઓમાં વિસંવાદ કે લક્ષણમાં દૂષિતતા નથી એવો નિર્ણય દઈ જગત્કારણ બ્રહ્મ જ છે એનું પ્રતિપાદન કર્યું છે. (સૂ. ૧૫)

(૪) ઉપરાંત કૌષીતિક બ્રાહ્મણોપનિષદ્‌નાં શંકાસ્પદ વાક્યો પણ જગત્કારણ તરીકે પરમાત્માનો જ પુરસ્કાર કરે છે, એવું નિઃશંક બતાવી ઈતર બ્રહ્મવિદ્યાના આચાર્યો એમાં વિવિધ દૃષ્ટિએ સંમત છે એમ દર્શાવી બ્રહ્મ કારણવાદનું જ સમર્થન કર્યું છે. (સૂ. ૧૬–૨૨)

(૫) જગતનું જેમ નિમિત્ત કારણ તેમ ઉપાદાન કારણ પણ પરમાત્મા જ છે એ વાતનું ન્યાયપુરસ્સર સમર્થન કરી સિદ્ધાન્તને અચલ કરવામાં આવે છે. અહીં ૪ થા પાદની અને પહેલા અધ્યાયની ઈતિ થાય છે. (સૂ. ૨૩ થી ૨૯)

॥ इति प्रथमाध्याये चतुर्थः पादः ॥

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પાદ | સૂત્ર | સંખ્યા: | ૩૧ |
| ૨ | ,, | ,, | ,, | ૩૨ |
| ૩ | ,, | ,, | ,, | ૪૩ |
| ૪ | ,, | ,, | ,, | ૨૯ |

પ્રથમાધ્યાય સૂત્ર સંખ્યા: ૧૩૫

## દ્વિતીય અધ્યાય

### પ્રથમ પાદ

( સૂત્ર સંખ્યાઃ ૩૭)

(૧) આ પાદમાં ઈતર શાસ્ત્રોને સ્મૃતિઓને વેદાન્ત સાથે વિરોધ નથી પણ અવિરોધ છે; સમસ્ત શાસ્ત્રો સાથે વેદાન્તનો સુમેળ હોઈને તત્ત્વજ્ઞાનના સેતુબંધમાં, સૌ સોપાન છે અને વેદાન્ત સર્વોચ્ચ પગથિયું છે એ દર્શાવવાનો આશય છે.

(૨) સાંખ્ય વેદાન્તનું વિરોધી નથી એમ સૌથી પહેલાં સાધે છે, કેમકે સાંખ્યની વિચારસરણી વેદાન્ત જેવી સમર્થ અને અકાટય તેજસ્વી વિચારસરણી છે. (સૂ ૧)

(૩) તે જ પ્રમાણે ગૌતમનું ન્યાયશાસ્ત્ર અને કણાદ મુનિનું વૈશેષિક, પંતજલિનું યોગ કે જૈમિનીનું પૂર્વમીમાંસા શાસ્ત્ર વેદાન્તનું વિરોધી નથી ! આટલું સિદ્ધ કર્યું છે. (સૂ. ૨-૩)

(૪) પરમાત્મકારણવાદ અંગે સ્મૃતિ વિરોધનો પરિહાર કરી તર્ક નિમિત્ત વિરોધનું શમન કરવામાં આવ્યું છે. તર્ક નિમિત્તે જેટલા વિરોધો થઈ શકે તેટલા બધાય ઉપસ્થિત કરી, તે સૌનું શમન કરી બ્રહ્મકારણવાદને સ્વચ્છ કરવામાં આવે છે. એક પછી એક તર્કજન્ય વિરોધનું શમન કરતી વિચારસરણી વિસ્મયજનક થઈ રહે છે. (સૂ. ૪ થી ૬)

(૫) સત્કાર્યવાદને આધારે ચેતન-કારણવાદ સામેના આક્ષેપનું નિરાકરણ. (સૂ. ૭ થી ૧૦)

(૬) તર્કની મર્યાદા અને અપ્રતિષ્ઠાનાં સ્થાપનપૂર્વક પરમાત્મ કારણવાદ શ્રુતિગમ્ય જ છે, કેવળ શુષ્ક તર્કગમ્ય નથી એમ સાબીત કરી "પર પ્રત્યક્ષ"નાં સાચાં મૂલ્યો શાસ્ત્રકાર દર્શાવે છે. (સૂ. ૧૧ થી ૧૪)

(૭) કાર્યકારણની અનન્યતાનું સ્થાપન કરી તે દ્વારા પરમાત્મા જ જગદ્રૂપે પોતાની અનવગાહ્ય દિવ્ય માયાથી વિલસી રહ્યો છે, "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" એ સત્યનું સમર્થન. (સૂ. ૧૫ થી ૨૦)

(૮) ચેતન પરબ્રહ્મ જો જગત્કારણ હોય તો 'હિતાકરણ' વગેરે દોષો અનિવાર્ય છે— આ આક્ષેપનું બુદ્ધિપ્રસાદન ખંડન છે. (સૂ. ૨૧ થી ૨૩)

(૯) પરમાત્માની જગદ્રચના બાહ્ય સાધન નિરપેક્ષ છે અર્થાત્ પરમાત્મ પૂર્ણ શક્તિ છે એ સિદ્ધાન્તનું પ્રતિપાદન. (સૂ. ૨૪-૨૫)

(૧૦) સાવયવત્વ અને નિરવયત્વની દૃષ્ટિએ પરબ્રહ્મની કારણતા સામે તાર્કિક આક્ષેપનું શ્રુતિ, યુક્તિ વગેરેથી સમાધાન કરી બ્રહ્મકારણવાદની પરિશુદ્ધિ. (સૂ. ૨૬ થી ૩૧)

(૧૧) સૃષ્ટિની રચના પાછળ રચયિતાનાં પ્રયોજનની ચર્ચા કરતાં કરતાં, એ અંગેનો વેદાન્તનો ભવ્યાતિભવ્ય નિર્ણય દઈ, પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું કારણ છે એ સિદ્ધાન્તની નિર્મલતા સિદ્ધ કરે છે. (સૂ. ૩૨ થી ૩૭)

॥ इति द्वितीयाध्याये प्रथमः पादः ॥

## દ્વિતીય અધ્યાય
## દ્વિતીય પાદ
### (સૂત્ર સંખ્યા ૪૫)

(૧) આ પાદને તર્કપાદ કહેવામાં આવે છે. કેમકે આ પાદમાં તર્ક દ્વારા વેદાન્તની સામે મોરચો માંડતા તમામ શાસ્ત્રોનું તર્ક પ્રધાન ખંડન કરવામાં આવ્યું છે. જેવો યક્ષ તેવી બલિ એ ન્યાયે એને તર્કપાદનું નામ મળ્યું છે.

(૨) સ્વતન્ત્ર પ્રધાનને કારણ માનતાં જગદ્રચનાનો સંભવ અને તેની પ્રવૃત્તિનો ભાવ તર્કસુસંગત થતો નથી, ઉપરાંત પ્રધાન કારણવાદ, તાર્કિક દૃષ્ટિએ પ્રલયની વ્યવસ્થા કરવે પણ અશક્ત છે. ઉપરાંત જડને જડ હોઈને જ પ્રયોજનવત્વ હોઇ શકતું નથી. એ તો ચેતનધર્મ છે. વળી કાળ વગેરે દ્વારા પણ પ્રધાન કારણ થઈ શકતું નથી; ઉપરાંત જેમ તર્કે તેમ સ્મૃતિએ પણ નિન્દા કરેલી હોઈને પ્રધાન કારણવાદ અપ્રતિષ્ઠિત ઠરે છે. આથી નિર્દોષ કારણ તો પરમાત્મા જ છે. (સૂ ૧ થી ૧૦)

(૩) સ્વતંત્ર પ્રધાન કારણવાદના ખંડન બાદ વૈશેષિક શાસ્ત્રના પરમાણુવાદનું સમર્થ ખંડન શરૂ થાય છે. તાર્કિક દલીલોના હુમલાએ આ વાદ તદ્દન જ જર્જરિત થઇ જાય છે. (સૂ. ૧૧ થી ૧૭)

(૪) પરમાણુવાદના ખંડન બાદ બૌદ્ધોના ક્ષણિકવાદ વગેરેનું સમર્થ અને યુક્તિપૂર્વકનું ખંડન શરૂ થાય છે. આ ઠેકાણે બ્રહ્મસૂત્રના કર્તા ભગવાન વ્યાસજીની બુદ્ધિ માટે અહોભાવ ઉપજે. (સૂ. ૧૮-૩૨)

(૫) ત્યાર બાદ જૈન મત ખંડન શરુ થાય છે. જૈનોના સપ્તભંગી ન્યાયની તાર્કિક દૃષ્ટિએ અપ્રામાણિકતા સાધી, શરીરના માપનો આત્મા હોય છે એ ધારણા અપસિદ્ધાન્ત છે એમ દર્શાવી–જૈન સિદ્ધાન્ત તર્ક સમક્ષ ન ટકતો હોઈને અપ્રામાણિક ઠરે છે. (સૂ. ૩૩ થી ૩૬)

(૬) ઉપરાંત પાશુપત મત પણ તર્ક સમક્ષ રણ છોડી જતો હોઈને, અને વેદ વિરુદ્ધ તત્ત્વ કલ્પના કરતો હોઈને અને અક્કલમાં ન સમાય એવાં યુક્તિના સાધનો દર્શાવતો હોઈને, અશ્રદ્ધેય એવો એ વાદ અસ્વીકાર્ય ઠરે છે. (સૂ. ૩૭ થી ૪૧)

(૭) વેદને જ પ્રમાણ માનતા હોવા છતાં, યુકિતનાં અભાવે અસંગત લાગતા ભાગવત પાંચરાત્રાદિ મતોની આંશિક અયોગ્યતા ઠેરવતું આ પ્રકરણ છે. (૪૨ થી ૫૫)

(૮) આમ આ પાદમાં કેટલાક વિચારોમાં રહેલી રજસ્વલતા અને તમોમયતાનું ખંડન છે. વિરોધી અંશોના ત્યાગપૂર્વક સંવાદી અંશો જો સ્વીકારીએ તો બધાય વાદો વેદાન્તના પોષક નીવડે એવા છે.

॥ इति द्वितीयाध्याये द्वितीयः पादः ॥

---

## દ્વિતીય અધ્યાય
## તૃતીય પાદ
(સૂત્ર સંખ્યા ૫૩)

(૧) આ ત્રીજા પાદમાં સ્વકીય વિચારસરણીમાં પણ જો દોષ હોય તો તેનું માર્જન કરવું યોગ્ય છે એમ સ્વીકારાયું છે. ઉપરાંત આ પાદની ચર્ચાનો મુખ્ય વિષય 'આત્મા' ના સ્વરૂપનું નિર્ધારણ હોઈને આ પાદની કિંમત ખૂબ જ વધી જાય છે.

(૨) આકાશ વગેરે ભૂતોને લગતી સૃષ્ટિ શ્રુતિઓમાંના આપાત –વિરોધોનું શમન. તે દ્વારા સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમની વ્યવસ્થા. (સૂ. ૧ થી ૧૫)

(૩) જીવાત્માની ઉત્પત્તિ વગેરે હોય તો તે વિચારણીય છે. જીવાત્માના જન્મમરણ ગૌણ છે. શરીરના ભાવાભાવે જ જીવના જન્મમરણ ગણાય છે.

જીવાત્મા મહાસર્ગે કે મહાપ્રલયે પણ જન્મતો કે મરતો નથી. શ્રુતિઓ એનું નિત્યત્વ પ્રતિપાદિત કરે છે. જીવાત્મા અજ અને નિત્ય છે. જ્ઞાન સ્વરૂપ છે, ફક્ત જ્ઞાનાશ્રય નથી. (સુ. ૧૬ થી ૨૦)

(૪) આવા સચ્ચિદાત્માનું પરિમાણ શું ? એનું પરિમાણ અણુ કે મહત્ કે વિભુ ? કે છેવટે અપરિમાણ છે ? ખૂબ જ અગત્યનું પ્રકરણ છે. પહેલાં પૂર્વપક્ષરૂપે સૂ. ૨૧ થી ૨૮ સુધીમાં અનેક દલીલ દૃષ્ટાન્તો દ્વારા આત્મા અણુ છે એવો પ્રસ્તાવ કરી, આત્મા અણુપરિમાણ નથી પણ વિભુ એટલે કે અપરિમાણ જ છે એવું ૨૯ મા સૂત્રથી સિદ્ધાન્તરૂપે સમર્થિત કરે છે. આ અતિસૂક્ષ્મ વિચારનો નિર્ણય આપવે મોટા મોટા ચિન્તકો પણ હાંફી ગયા છે ! આત્માના વિભુત્વનો સ્વીકાર કરતાં જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે બધાંયનું નિરાકરણ પણ આ પ્રકરણમાં આપ્યું છે. (સૂ૦ ૨૧ થી ૩૨)

(૫) આત્મામાં જીવભાવનો અધ્યાસ સ્વીકારતાં, તેમાંથી ફલિત થાત્ આત્માનું કર્તૃત્વ સ્વીકારી, એ કર્તૃત્વ અનિત્ય છે એમ સમર્થિત કરી, જીવભાવની નિવૃત્તિ સાથે એ અધ્યસ્ત કર્તૃત્વની પણ નિવૃત્તિ થાય છે એમ સાધી મોક્ષની વ્યવસ્થાને નિર્માક્ષિક કરી છે (૩૩ થી ૪૦)

(૬) જીવાત્માનું કર્તૃત્વ મોક્ષ સુધી ઈશ્વરપ્રેરિત રહે છે—આ સિદ્ધાન્ત સાથે સંકળાયેલી બધીય વિચારસરણીની છણાવટ કરી નિર્ણયને નિર્મલ કરવામાં આવ્યો છે. (સૂ૦ ૪૧–૪૨)

(૭) પિતાપુત્રની પેરે સંસારાવસ્થામાં પરમાત્મા જીવાત્મા વચ્ચે અંશાંશી ભાવે વ્યવહારને સિદ્ધ થવા દીધો છે. (સૂ૦ ૪૩ થી ૪૫)

(૮) અંશાશી ભાવના સ્વીકારે પણ જીવના દોષે શિવ દૂષિત થતો નથી એવી ન્યાયપૂર્વકની સિદ્ધિ. (૪૭ થી ૫૦)

(૯) જીવોનું અનેકત્વ અને વ્યાપકત્વ એકી વખતે હોઇ ન શકે. આથી જીવમાત્ર પ્રભુનો આભાસમાત્ર છે. પ્રભુથી ભિન્ન નથી–પરિણામે સિદ્ધાન્તમાં તો એક જ વ્યાપક આત્મા સિદ્ધ થાય છે અને તે બ્રહ્મ છે. આથી "જીવો બ્રહ્મૈવ" આ જ એક અકાટ્ય વાત છે. (સૂ૦ ૫૧ થી ૫૩)

इति द्वितीयाध्याये तृतीयः पादः

## દ્વિતીય અધ્યાય

### ચતુર્થપાદ

(સૂત્ર સંખ્યા ૨૨)

(૧) આ ચોથા પાદમાં પ્રાણ ઇન્દ્રિયો વગેરેની ઉત્પત્તિ અંગેની ચર્ચા અને તે દ્વારા શ્રુતિઓના આપાત વિરોધનો પરિહાર કરવામાં આવ્યો છે.

(૨) ઇન્દ્રિયો પણ ઇતર પદાર્થોની પેરે જન્મે જ છે. ભૂતોની સૃષ્ટિ પહેલાં ઇન્દ્રિયોની સૃષ્ટિ થાય છે. ઇન્દ્રિયોની સંખ્યા ૧૧ છે. (સૂ. ૧ થી ૬)

(૩) આકાશાદિ ભૂતો અને ઇન્દ્રિયોની પેરે પાંચ સૂક્ષ્મ ભૂતો પણ બ્રહ્મમાંથી જ ઉપજે છે. તે જ મુજબ મુખ્ય પ્રાણ પણ આ મુખ્ય પ્રાણ વાયુનો વિકાર નથી. જીવાત્માનું એક ઉપકરણ જ છે. શરીર ઇન્દ્રિયોના ધારણ દ્વારા એ જીવનો ઉપકારક છે. આ મુખ્ય પ્રાણ પાંચ વૃત્તિઓ વાળો છે. (સૂ. ૭ થી ૧૨)

(૪) સૂક્ષ્મ દેહ પણ બ્રહ્મમાંથી જ ઉપજે છે અને મોક્ષ સુધી તે ટકે છે. (સૂ. ૧૩)

(૫) પ્રાણ ઇન્દ્રિયો વગેરેના અધિષ્ઠાતા દેવો પણ છે તેઓ અનુગ્રાહક છે. આ પ્રાણ વગેરેનો સંબંધ જીવાત્મા સાથે છે, પરમાત્મા સાથે નથી. પ્રાણ સિવાયનાં બધાં સાધનોને ઇન્દ્રિયો કહેવામાં આવે છે. (સૂ. ૧૪ થી ૧૮)

(૬) મુખ્ય પ્રાણ અને ઇન્દ્રિયો વચ્ચે ભેદ છે. (સૂ. ૧૯)

(૭) ચરાચર સૃષ્ટિ પરમેશ્વરીય કર્મ છે. શરીરો પંચમહાભૂતોમાંથી ઉપજે છે. તે તે દેહો પાંચ ભૌતિક હોવા છતાં જે ભૂતની પ્રધાનતા હોય તે ભૂતના નામે તેમને પાર્થિવ–આપીય વગેરે સંજ્ઞા પ્રાપ્ત થાય છે. (સૂ. ૨૦ થી ૨૨)

॥ इति द्वितीयाध्यायें चतुर्थ पादः ॥

| | |
|---|---|
| ૧ લો પાદ | ૩૭ સૂત્રો |
| ૨ જો ,, | ૪૫ ,, |
| ૩ જો ,, | ૫૩ ,, |
| ૪ થો ,, | ૨૨ ,, |
| | કુલ્લે ૧૫૭ સૂત્રો. |

## તૃતીય અધ્યાય

### પ્રથમ પાદ

(સૂત્ર સંખ્યાઃ ૨૭)

(૧) સાધના ઉપર સિદ્ધિનો આધાર હોઈને ત્રીજા અધ્યાયમાં મુખ્યત્વે વૈરાગ્યાદિની સાધનાની વિચારસરણી છે.

(૨) છાંદોગ્યની વૈરાગ્યપ્રેરક પંચાગ્નિ વિદ્યાની વિચારણા. પુણ્યકર્મી જીવ ચંદ્રલોક સુધી ફળ ભોગાર્થે જાય છે. જતો જીવ લિંગદેહથી વીંટળાયેલો જ જાય છે એ સિદ્ધાન્તનું સમર્થન (સૂ૦ ૧ થી ૭)

(૩) ચન્દ્રાદિ લોકમાં ગયેલાનું ત્યાંથી અવરોહણ કેવી રીતે થાય? કર્માશય સહિત કે કર્માશય રહિત? કર્માશય સહિત આવે છે એવો સિદ્ધાન્ત. પાપી જીવો પિતૃયાન કે દેવયાન માર્ગે ન જઈ શકતા હોઈને અહીં જ જન્મમરણના પ્રવાહમાં પડે છે વગેરે વિચારસરણી. (૮ થી ૨૧)

(૪) સ્વર્ગમાંથી અવરોહણનો ક્રમ. આવતો જીવ આકાશાદિ તત્ત્વો સાથે સાદૃશ્ય પામે છે. ક્રમે થોડા જ સમયમાં અવરોહણ કરી અન્નાદિની સાથે સાદૃશ્યાપત્તિ પામી અન્ન દ્વારા પુરુષના શરીરમાં વીર્યમાં પ્રવેશ કરે છે. ત્યાર બાદ સ્ત્રી શરીરમાં વીર્ય સિંચિત થતાં પ્રવેશે છે. આમ ચન્દ્રલોકથી માંડીને તે સ્ત્રી શરીરમાં પ્રવેશે ત્યાં સુધી જીવાત્મા કેવળ લિંગ શરીરથી જ વીંટળાયેલ હોય છે. (૨૧ થી ૨૭)

॥ इति तृतीयाध्याये प्रथमः पादः ॥



## તૃતીય અધ્યાય

### દ્વિતીય પાદ

(સૂત્ર સંખ્યા ૪૧)

(૧) આ પાદમાં જીવાત્માની જાગૃતાદિ અવસ્થાઓનો પ્રપંચ, પરમાત્માને તે બધીય અવસ્થાઓનો અસ્પર્શ સાધી, तत् त्वं (પરમાત્મા અને જીવ) પદાર્થોની શોધ કરવામાં આવી છે.

(૨) સ્વપ્નસૃષ્ટિને લગતા બધાય કોયડાઓનું નિરાકરણ કરી જીવની એ અવસ્થાનું મનોરમ વિશ્લેષણ કરવામાં આવ્યું છે. (સૂત્ર ૧ થી ૬)

## દ્વિતીય અધ્યાય

### ચતુર્થ પાદ

(સૂત્ર સંખ્યા ૨૨)

(૧) આ ચોથા પાદમાં પ્રાણ ઇન્દ્રિયો વગેરેની ઉત્પત્તિ અંગેની ચર્ચા અને તે દ્વારા શ્રુતિઓના આપાત વિરોધનો પરિહાર કરવામાં આવ્યો છે.

(૨) ઇન્દ્રિયો પણ ઇતર પદાર્થોની પેરે જન્મે જ છે. ભૂતોની સૃષ્ટિ પહેલાં ઇન્દ્રિયોની સૃષ્ટિ થાય છે. ઇન્દ્રિયોની સંખ્યા ૧૧ છે. (સૂ. ૧ થી ૬)

(૩) આકાશાદિ ભૂતો અને ઇન્દ્રિયોની પેરે પાંચ સૂક્ષ્મ ભૂતો પણ બ્રહ્મમાંથી જ ઉપજે છે. તે જ મુજબ મુખ્ય પ્રાણ પણ. આ મુખ્ય પ્રાણ વાયુનો વિકાર નથી. જીવાત્માનુ એક ઉપકરણ જ છે. શરીર ઇન્દ્રિયોના ધારણ દ્વારા એ જીવનો ઉપકારક છે. આ મુખ્ય પ્રાણ પાંચ વૃત્તિઓ વાળો છે. (સૂ. ૭ થી ૧૨)

(૪) સૂક્ષ્મ દેહ પણ બ્રહ્મમાંથી જ ઉપજે છે અને મોક્ષ સુધી તે ટકે છે. (સૂ. ૧૩)

(૫) પ્રાણ ઇન્દ્રિયો વગેરેના અધિષ્ઠાતા દેવો પણ છે તેઓ અનુગ્રાહક છે. આ પ્રાણ વગેરેનો સંબંધ જીવાત્મા સાથે છે, પરમાત્મા સાથે નથી. પ્રાણ સિવાયનાં બધાં સાધનોને ઇન્દ્રિયો કહેવામાં આવે છે. (સૂ. ૧૪ થી ૧૮)

(૬) મુખ્ય પ્રાણ અને ઇન્દ્રિયો વચ્ચે ભેદ છે. (સૂ. ૧૯)

(૭) ચરાચર સૃષ્ટિ પરમેશ્વરીય કર્મ છે. શરીરો પંચમહાભૂતો-માંથી ઉપજે છે. તે તે દેહો પાંચ ભૌતિક હોવા છતાં જે ભૂતની પ્રધાનતા હોય તે ભૂતના નામે તેમને પાર્થિવ–આપીય વગેરે સંજ્ઞા પ્રાપ્ત થાય છે. (સૂ. ૨૦ થી ૨૨)

॥ इति द्वितीयाध्याये चतुर्थः पादः ॥

| | |
|---|---|
| ૧ લો પાદ | ૩૭ સૂત્રો |
| ૨ જો ,, | ૪૫ ,, |
| ૩ જો ,, | ૫૩ ,, |
| ૪ થો ,, | ૨૨ ,, |
| | કુલ્લે ૧૫૭ સૂત્રો. |

## તૃતીય અધ્યાય

### પ્રથમ પાદ

(સૂત્ર સંખ્યાઃ ૨૭)

(૧) સાધના ઉપર સિદ્ધિનો આધાર હોઇને ત્રીજા અધ્યાયમાં મુખ્યત્વે વૈરાગ્યાદિની સાધનાની વિચારસરણી છે.

(૨) છાંદોગ્યની વૈરાગ્યપ્રેરક પંચાગ્નિ વિદ્યાની વિચારણા. પુણ્યકર્મી જીવ ચંદ્રલોક સુધી ફળ ભોગાર્થે જાય છે. જતો જીવ લિંગદેહથી વીંટળાયેલો જ જાય છે એ સિદ્ધાન્તનું સમર્થન (સૂ૦ ૧ થી ૭)

(૩) ચન્દ્રાદિ લોકમાં ગયેલાનું ત્યાંથી અવરોહણ કેવી રીતે થાય? કર્માશય સહિત કે કર્માશય રહિત? કર્માશય સહિત આવે છે એવો સિદ્ધાન્ત. પાપી જીવો પિતૃયાન કે દેવયાન માર્ગે ન જઈ શક્તા હોઇને અહીં જ જન્મમરણના પ્રવાહમાં પડે છે વગેરે વિચારસરણી. (૮ થી ૨૧)

(૪) સ્વર્ગમાંથી અવરોહણનો ક્રમ. આવતો જીવ આકાશાદિ તત્ત્વો સાથે સાદૃશ્ય પામે છે. ક્રમે થોડા જ સમયમાં અવરોહણ કરી અન્નાદિની સાથે સાદૃશ્યાપત્તિ પામી અન્ન દ્વારા પુરુષના શરીરમાં વીર્યમાં પ્રવેશ કરે છે. ત્યાર બાદ સ્ત્રી શરીરમાં વીર્ય સિંચિત થતાં પ્રવેશે છે. આમ ચન્દ્રલોકથી માંડીને તે સ્ત્રી શરીરમાં પ્રવેશે ત્યાં સુધી જીવાત્મા કેવળ લિંગ શરીરથી જ વીંટળાયેલ હોય છે. (૨૧ થી ૨૭)

॥ इति तृतीयाध्याये प्रथमः पादः ॥

## તૃતીય અધ્યાય

### દ્વિતીય પાદ

(સૂત્ર સંખ્યા ૪૧)

(૧) આ પાદમાં જીવાત્માની જાગૃતાદિ અવસ્થાઓનો પ્રપંચ, પરમાત્માને તે બધીય અવસ્થાઓનો અસ્પર્શ સાધી, तत् त्वं (પરમાત્મા અને જીવ) પદાર્થોની શોધ કરવામાં આવી છે.

(૨) સ્વપ્નસૃષ્ટિને લગતા બધાય કોયડાઓનું નિરાકરણ કરી જીવની એ અવસ્થાનું મનોરમ વિશ્લેષણ કરવામાં આવ્યું છે. (સૂત્ર ૧ થી ૬)

(૩) તેજ પ્રમાણે જીવાત્માની સુષુપ્તિ અવસ્થાનું વૈજ્ઞાનિક નિરૂપણ અને તેના ભવ્ય ધ્વનિનું નિરૂપણ (સૂ. ૭ થી ૯)

(૪) જાગ્રત–સ્વપ્ન–સુષુપ્તિથી ભિન્ન એવી મૂર્છા અવસ્થા અંગેનો નિર્ણય. (સૂ. ૧૦)

(૫) પરમાત્માને આમાંની એક પણ અવસ્થાનો સ્પર્શ નથી એવું નિરૂપણ. તે દ્વારા જીવની શિવતાનું રહસ્ય કથન અને પરમાત્મા પ્રત્યે ભક્તિભાવનું નિરૂપણ. ઉપરાંત પરમાત્મા મૂળમાં અરૂપ અને અનામ છે એ સિદ્ધાન્તનું સમર્થન (સૂ. ૧૧ થી ૨૧)

(૬) આગલાં વિવેચનને લઇને પરમાત્માનો અભાવ જ જાણે ઉપસ્થિત થતો હોઇને સિદ્ધાન્તી તેમના સદ્દભાવની સિદ્ધિ કરી તે પરમાત્માની કાર્ય બ્રહ્મ (જગત) થી પર સત્તા છે એવું બતાવે છે. નિરતિશય સૂક્ષ્મતાને લઇને પરમાત્મા પકડાતો નથી, નથી તેથી પકડાતો નથી એમ નથી–એમ સાધે છે (સૂ. ૨૨ થી ૨૩)

(૭) સામાન્ય રીતે અગ્રાહ્ય એવા પરમાત્માના સમાધિમાં તેની કૃપાથી દર્શન થાય છે. અસંપ્રજ્ઞાત સમાધિ, તેનું અભ્યાસ પાટવ, અને અભેદાનુભવની અપેક્ષા. આથી કાર્યબ્રહ્મથી પર એવો પરમાત્મા છે (સુ. ૨૪ થી ૨૬)

(૮) જીવની પેરે જ્ઞાન સ્વરૂપ છતાં વિષયાપેક્ષાએ પરમાત્મા જ્ઞાનાશ્રય પણ હોઈ શકે છે–પ્રકાશની પેરે. છતાં મૂળમાં તે જ્ઞાન સ્વરૂપ જ છે. આવો પરમાત્મા આનન્દ સ્વરૂપ પણ છે. (સૂ. ૨૭ થી ૩૦)

(૯) પરમાત્માથી પર એવું કોઈ તત્ત્વ નથી. એજ કાષ્ઠા છે. એ પરમાત્મા સર્વવ્યાપી છે. (સૂ. ૩૧ થી ૩૭)

(૧૦) કર્મફળનો પ્રદાતા પરમાત્મા જ છે. ધર્માદિ હોઈ શકતાં નથી આથી પરમાત્મા જ ભક્તિનું એકમાત્ર પાત્ર છે એવું સૂચન. (સૂ. ૩૮ થી ૪૫)

इति तृतीयाध्याये द्वितीयः पादः

## તૃતીય અધ્યાય

### તૃતીય પાદ
### (સૂત્ર સંખ્યા ૬૬)

(૧) ઉપાસનાઓ સાક્ષાત્કારમાં પરંપરાએ ઉપકારક છે. ઉપાસનાઓ પરમાત્માના અનન્ત કલ્યાણી ગુણોની સૂચક છે.

(૨) સમસ્ત ઉપાસનાઓ, વિધિ-ફળ-મૂળ અને નામની દૃષ્ટિએ સમાન છે. વર્ણનભેદ ઉપાસનાભેદ નથી. ઉપનિષદોમાં અભિપ્રાયની એકવાક્યતા એ એક મહા સિદ્ધિ છે. ઉપાસનાના ધર્મભેદે પણ ઉપાસના-ભેદ નથી. આમ સમસ્ત બ્રહ્મોપાસનાઓમાં ભેદ નથી. (સૂ. ૧ થી ૪)

(૩) ઉપાસનાઓના અભેદમાંથી આ ફળે છે કે પરમાત્માના અનન્ત ગુણો છે તે બધાનો બધે સરવાળો થવો જોઈએ, સર્વત્ર બ્રહ્મો-પાસનાઓમાં પરસ્પરનો ગુણોપસંહાર થવો ઘટે. નામભેદે, કે સ્થાનભેદે પણ નામી અને સ્થાનીનો ભેદ નથી. આથી એકનો બીજામાં ગુણોપસંહાર કરવો યોગ્ય છે. (સૂ. ૫ થી ૧૦).

(૪) પરમાત્માના આનન્દાદિ-અસંગત્વાદિ-અકામત્વાદિ-અપૂર્વત્વાદિ-ગુણોપસંહાર ઉપરાંત તેની ધારણા વ્યાપ્તિ વગેરે ગુણોનો સર્વત્ર ઉપસંહાર કરવો. અનુક્ત ગુણોનાં પણ યથાસંભવ અનુસંધાન જાણવા. (૧૧ થી ૬૪)

(૫) જે ગુણોનો વિવેક દૃષ્ટિએ ઉપસંહાર અયોગ્ય હોય તેનો ઉપસંહાર ન કરવો જેમકે વેધકત્વ, ભેદકત્વ વગેરે કેમકે ગુણદૃષ્ટિએ સમાન હોય તો પણ ફળદૃષ્ટિએ ભેદ પડી જાય છે! ફળભેદનો વચ્ચે વિચાર. (સૂ. ૨૫-૨૬)

(૬) બ્રહ્મજ્ઞાને પાપ અને પુણ્ય બન્ને નષ્ટ થાય છે. (સૂ. ૨૭-૨૮)

(૭) બ્રહ્મોપાસના ફળદૃષ્ટિએ બે પ્રકારની છે. ગતિમત્ અને અગતિમત્. સાક્ષાત્કાર ન થયો હોય તેની ગતિમત્ ઉપાસના હોય છે. તેવાઓ દેહ છૂટતાં દેવયાન પંથે જાય છે. સાક્ષાત્કાર પામેલાની અગતિમત ઉપાસના છે. તેમનો અહીં જ બ્રહ્મભાવ થાય છે. આથી ગતિદર્શક શ્રુતિઓની વ્યવસ્થા. બ્રહ્મલોકમાં ગયેલા બધાની જ મુક્તિ થતી નથી! કેમકે ત્યાં ગયેલાઓને પણ બ્રહ્મસાક્ષાત્કાર થાય જ એવો નિયમ નથી. ક્વચિત્ પરમાત્માના આદેશે મુક્તાત્માઓ પણ અવતરે. પણ તેમનું શરીર કર્મતંત્ર હોતું નથી એવો ભવ્ય નિર્ણય. (સૂ. ૨૯ થી ૩૨) —

(૮) પ્રાસંગિક વિચાર બાદ વળી પ્રકૃતનું અનુસંધાન. ૧૧ થી ૩૩ સુધીનાં સૂત્રોમાં જેટલા ગુણો નિરૂપ્યા તે બધાયનો ઉપાસનામાં ઉપસંહાર જાણવો. (સૂ. ૩૩–૩૪).

(૯) બ્રહ્મ દર્શન માટે અંતરમાં સતત ઉપાસનાનું વિધાન. (સૂ. ૩૫–૩૬)

(૧૦) જીવની શિવરૂપે સ્વાભાવિક અભિન્ન પ્રતીતિ થાય ત્યારે ઉપાસનાની પૂર્ણતા જાણવી. (સૂ. ૩૭)

(૧૧) આદરપૂર્વક કરેલી ઉપાસનાનું જ ઇષ્ટફળ (સૂ. ૩૮ થી ૪૦)

(૧૨) ઉપાસના જ્ઞાનના પ્રતિબંધને તેટલા જ તોડે છે. જ્ઞાન ઉપજાવતી નથી! આથી બ્રહ્મદર્શનમાં જ્ઞાનના પ્રતિબંધોને તોડવાની દૃષ્ટિએ ઉપાસના જ્ઞાનનું સાધન. જ્ઞાન, કર્મ અને ઉપાસનાનો મોક્ષ માટે વિકલ્પ નથી. જ્ઞાન જ મોક્ષનું સાધન છે. (સૂ. ૪૧ થી ૫૨)

(૧૩) પરજ્ઞાનથી મોક્ષ છે. એ જ્ઞાનની પરિશુદ્ધિ માટે, અસ્તિ નાસ્તિ અંગે મતાન્તરોનો ઉલ્લેખ અને નિરાસ. (સૂ. ૫૩–૫૪)

(૧૪) સમસ્ત ઉપાસનાઓની શુદ્ધિ માટે વિચારણા. (સૂ. ૫૫ થી ૫૭)

(૧૫) ઉપાસનાના અનુષ્ઠાનને લગતી વિચારણા. ઉપાસ્ય એક જ છે. ઉપાસનાઓ અનેક. રુચિ–સંસ્કારાદિ ભેદને લઇને ઉપાસના ભિન્ન ભિન્ન હોઈ શકે છે. કોઈપણ ઉપાસના પૂર્ણ થાય તો ફળમાં ભેદ નથી! કામ્ય અને કર્માંગ ઉપાસનાઓની વિશિષ્ટતા. એમાં ઉપાસકની મીઠી મરજી જ નિયામક છે. (સૂ. ૫૮ થી ૬૬)

॥ इति तृतीयाध्याये तृतीयः पादः ॥

## તૃતીય અધ્યાય
## ચતુર્થ પાદ

(૧) આ પાદમાં, ઉપાસનાની પેરે, જ્ઞાનનાં ઇતર સાધનોની વિચારણા અને પ્રસંગોપાત્ત કેટલીક બીજી ચર્ચાઓ આવે છે.

(૨) જ્ઞાન જ મોક્ષનું સ્વતંત્ર સાધન છે–એવું આદિ સૂત્રમાં રજૂ કરી પછી પૂર્વપક્ષની દલીલો નીરિતે આચાર્ય રજૂ થવા દે છે. (સૂ. ૧ થી ૭)

(૩) એ પછી આગળ સિદ્ધાન્તી પૂર્વપક્ષની સમસ્ત દલીલોને નિરાધાર કરી જ્ઞાન જ મોક્ષનું સાધન છે એવું અવિચળપણે સ્થાપે છે. સંન્યાસ આશ્રમ પણ શ્રુતિવિહિત જ છે. કર્મકાંડ અને જ્ઞાનકાંડ વચ્ચે અહીં ખૂબ જ હૃદયંગમ ચર્ચા ચાલે છે. વેદાન્તી છેવટે પોતાના પક્ષનું સ્થાપન કરે છે. (સૂ. ૮ થી ૨૫)

(૪) જ્ઞાનને પોતાના આવિર્ભાવ માટે વર્ણાશ્રમાદિનાં કર્મોની અપેક્ષા છે. ચિત્તશુદ્ધિ કર્મનું ફળ. જ્ઞાનોત્પત્તિ માટે તે જરૂરી. ઉપરાંત શમદમાદિની પણ પૂરી અપેક્ષા. આમ જ્ઞાનનાં બહિરંગ અને અંતરંગ સાધનોની છણાવટ થાય છે. (સૂ. ૨૬–૨૭)

(૫) આહારમીમાંસા આપત્તિકાળ સિવાય સાત્વિક ઉપાયશુદ્ધ અન્ન જ મુમુક્ષુ માટે વિહિત. આહારશુદ્ધિમા પરંપરાએ રહેલું મોક્ષદર્શન. (સૂ. ૨૮ થી ૩૧)

(૬) યજ્ઞાદિ આશ્રમકર્મો પણ આવશ્યક છતાં તે અનિવાર્ય નથી કેમકે શમદમાદિ અંતરંગ સાધન હોય તો જ્ઞાન પ્રકટે. આથી અંતરંગ સાધન અનિવાર્ય, બહિરંગ નહીં. ઉત્તરોત્તર પ્રગતિશીલ જીવોનું અધઃપતન થતું નથી. છતાં થાય જ તો તેમનો જ્ઞાનાધિકાર નષ્ટ થાય છે. (સૂ. ૩૨ થી ૪૩)

(૭) ઋત્વિજો દ્વારા થતાં કર્મોનું કર્તૃત્વ યજમાનનું જ ઠરે છે. (સૂ. ૪૪ થી ૪૬)

(૮) જ્ઞાનનાં ઇતર સાધનો–શ્રવણ–મનન–નિદિધ્યાસન સાધના પૂર્ણ થતાં ચાલુ જન્મે જ મુક્તિ. અપૂર્ણ સાધનાએ મુક્તિવિલંબ. સાધના કદી નિષ્ફળ જતી નથી. જે પળે સાચું જ્ઞાન તે જ પળે મુક્તિ મળે છે. (સૂ. ૪૭ થી ૫૨)

इति तृतीयाध्याये चतुर्थः पाद

| | | | |
|---|---|---|---|
| ૧ પાદ | સૂત્ર સંખ્યા | | ૪૧ |
| ૨ જો „ | „ | | ૨૭ |
| ૩ „ „ | „ | | ૬૬ |
| ૪ થો „ | „ | | ૫૨ |
| | કુલ્લે સૂત્રો | | ૧૮૬ |

## ચતુર્થ અધ્યાય
### પ્રથમ પાદ
(સૂત્ર સંખ્યા ૧૯)

(૧) આ અધ્યાય ફલશ્રુતિનો છે. એ માટે જ્ઞાનનાં અંતરંગનો અભ્યાસ અપેક્ષિત છે.

(૨) જ્ઞાનનું મુખ્ય સાધન છે નિદિધ્યાસન-ધ્યાન. ધ્યાનનો વિષય છે ફક્ત આત્મા. પ્રતીક દ્વારા પણ આત્માનુસંધાન જ અપેક્ષિત છે. સર્વત્ર બ્રહ્મદૃષ્ટિનો ઉત્કર્ષ વિવેકી છે. (સૂ. ૧ થી ૬)

(૩) શ્રુતિ સ્મૃતિ અનુભવના આધારે સિદ્ધ થયેલાં આસને બેસીને જ ધ્યાન કરવું ઘટે. (સૂ. ૭ થી ૧૦)

(૪) ધ્યાન માટે મનોરમ પ્રદેશની પસંદગી. સાક્ષાત્કાર થાય ત્યાં સુધી ધ્યાનાભ્યાસ વિહિત છે. (સૂ. ૧૧-૧૨)

(૫) સાક્ષાત્કારનું ફળ-સંચિત અને ક્રિયમાણ પાપપુણ્યનો ક્ષય. પ્રારબ્ધ ભોગવવાની કળાની સિદ્ધિ. (સૂ. ૧૩ થી ૧૫)

(૬) આત્મજ્ઞાન બાદ પણ આ જીવન નિષ્કામ કર્મયોગનું દર્શન. (સૂ. ૧૬ થી ૧૮)

(૭) ભોગ દ્વારા પ્રારબ્ધ ક્ષય થતાં જ્ઞાનીની બ્રહ્મપ્રાપ્તિ. (સૂ. ૧૯)

इति चतुर्थाध्याये प्रथमः पादः

## ચતુર્થ અધ્યાય
### દ્વિતીય પાદ
(સૂત્ર સંખ્યા ૨૧)

(૧) કર્મનું અંતરિક્ષ લોક અને ઉપાસનાનું સ્વતંત્ર ફળ દેવલોકની પ્રાપ્તિ છે. આથી શરીરમાંથી જીવની ઉત્ક્રાન્તિ સુધી અને પછીની ગતિનો વિચાર આ પાદમાં છે.

(૨) મરનારની પહેલાં વાણી મનમાં લીન થાય છે. ત્યારબાદ બાકીની ઇન્દ્રિયો મનમાં, મન પ્રાણમાં, પ્રાણ જીવાત્મામાં, જીવાત્મા સૂક્ષ્મ ભૂતોમાં અને તે બધાં તેજસ્ તત્ત્વમાં લીન થાય છે. કર્મીઓ અને ઉપાસકોની લોકાન્તર ગતિના આરંભ સુધી, અને બહિર્નિષ્ક્રમણ માટે મુખ્ય નાડીમાં પ્રવેશ પહેલાં વાણી વગેરેની સંપત્તિ (ઇતર તત્ત્વમાં લીનતા) એકસરખી જ હોય છે. ત્યાર પછી શરીર ત્યાગ બાદ, કર્મીઓની પિતૃલોક તરફ અને ઉપાસકોની બ્રહ્મલોક તરફ ગતિ થાય છે. આમ સૂક્ષ્મ શરીરના ઘટક અવયવો બતાવ્યા છે. (સૂ. ૧ થી ૭)

(૩) લિંગ દેહ મુક્તિ ન થાય ત્યાં સુધી ટકે છે. સૂક્ષ્મતાને લઈને એની ગતિ અપ્રતિહત હોય છે. લિંગ દેહ અંગે ઇતર ચર્ચા. ઉત્ક્રાન્તિ કાળે જીવાત્મા સહિત માત્રાદિ ભૂતસૂક્ષ્મ પર્યન્તનું લિંગશરીર હૃદયસ્થિત પરમાત્મામાં સંપન્ન થાય છે. (સૂ. ૮ થી ૧૫)

(૪) આ સંપત્તિનો બ્રહ્મ સાથે અવિભાગ એવો અર્થ થાય છે. બ્રહ્મજ્ઞાની માટે આ અવિભાગ આત્યંતિક છે. ઇતર માટે આ અવિભાગ ભેદગર્ભ અભેદાવભાસ માત્ર છે. ગતિનો આરંભ થાય ત્યાં સુધી કર્મી અને ઉપાસકોનો ઉત્ક્રાન્તિક્રમ સરખો જ હોય છે. ત્યાર બાદ ભેદ શરુ થાય છે એ વિચારની વિશદતા. સુષુમ્ણા દ્વારા નીકળતો ઉપાસક જીવ, સૂર્યરશ્મીને અનુસરે છે. રાત્રિએ ઉત્ક્રમણ થાય તો પણ સૂર્યરશ્મીને નાડી સાથે સંબંધ હોઈને સૂર્યરશ્મીને જ એ અનુસરે છે. આથી દક્ષિણાયનમાં મરનારને પણ (ઉપાસકને) બ્રહ્મલોકની જ પ્રાપ્તિ થાય છે. ઉત્તર દક્ષિણ અયનો બહુ આદરપાત્ર નથી એવું સહેતુક વિધાન (સૂ. ૧૬ થી ૨૧)

॥ इति चतुर्थाध्याये द्वितीयः पादः ॥

---

## ચતુર્થ અધ્યાય

### તૃતીય પાદ

(સૂત્ર સંખ્યા ૧૬)

(૧) આ પાદમાં ઉપાસકોની ગતિનો વિચાર કરવામાં આવ્યો છે.

(૨) સૂર્યરશ્મીને અનુસરતો ઉપાસકનો જીવ દેવયાન માર્ગે બ્રહ્મ લોકમાં જાય છે. (સૂ. ૧ થી ૩)

(૩) દેવયાન માર્ગે જે અર્ચિઃ અહઃ વગેરે નામો અને લોકો આવે છે તે બધાય તે તે નામ અને લોકના અભિમાની દેવતાઓ છે. તેઓ જડ હોય તો ઉત્ક્રાન્ત મૂર્છિત જીવને દોરી શકે નહીં! (સૂ. ૪ થી ૬)

(૪) બ્રહ્મલોક એટલે કાર્ય બ્રહ્મલોક. અકાર્ય બ્રહ્મલોક તો સ્વય પરમાત્મા જ છે. અને તે સર્વવ્યાપી હોઈને તેના તરફ ગતિ સંભવે નહીં (સૂ. ૭ થી ૯)

(૫) શ્રુતિ સ્મૃતિઓના પ્રમાણે કાર્ય બ્રહ્મલોકમાં પરવરેલા જીવો બ્રહ્મ સાક્ષાત્કાર થતાં પરમાત્મ સ્વરૂપ થાય છે. (સૂ. ૧૦ થી ૧૪)

(૬) ઉપાસકોના બે પ્રકારો–પ્રતીકોપાસક અને બ્રહ્મોપાસક; આ પૈકી બ્રહ્મોપાસકો જ કાર્યબ્રહ્મલોકને પામે છે. (સૂ. ૧૫ થી ૧૬)

॥ इति चतुर्थाध्याये तृतीयः पादः ॥

## ચતુર્થ અધ્યાય : ચતુર્થ પાદ
(સૂત્ર સંખ્યા ૨૨)

(૧) જ્ઞાનનું ફળ અહીં જ મુક્તિ છે એ આ પાદમાં દર્શાવ્યું છે.

(૨) મુક્તિના બે પ્રકારો–વિદેહ મુક્તિ અને જીવન્મુક્તિ. પ્રથમ વિદેહમુક્તિ. શરીરત્યાગ બાદ બ્રહ્મજ્ઞાની પરમાત્મ સ્વરૂપ જ થાય છે. આત્માને થતી પરમાત્મ પ્રાપ્તિ અવિભાગે જ હોય છે. (સૂ. ૧ થી ૪)

(૩) ત્યાર બાદ જીવન્મુક્તિની ચર્ચા: જૈમિની અને ઔડુલોમિ આચાર્યોના મતોનો સમન્વય કરી સૂત્રકાર પરમાત્માનાં દર્શન થતાં તેનું ઐશ્વર્ય પહેલાં આત્મામાં સંક્રાન્ત થાય છે અને પછી જ્યારે શરીરનો ત્યાગ થાય ત્યારે તે ચિતિતન્માત્ર સ્વરૂપે અભિવ્યક્ત થાય છે. આમ બન્ને મુક્તિઓનો સમન્વય થાય છે. જીવન્મુક્તનું ઐશ્વર્ય અપ્રતિહત હોય છે. તે સ્વરાટ્ થાય છે. તેને શરીરાભિમાન નથી. તે સર્વજ્ઞ બને છે. (સૂ. ૫ થી ૧૬).

(૪) જીવન્મુક્તના ઐશ્વર્યને મર્યાદા હોય છે એક જગદ્વ્યાપારની. તે પદાર્થની શક્તિને અન્યથા કરે, પણ સ્વરૂપને નહીં! (સૂ. ૧૭ થી ૨૧)

(૫) મુક્તાત્મા પરમાત્મ સ્વરૂપ જ હોઈને તેની પુનરાવૃત્તિ નથી એ સિદ્ધાન્તનું નિરૂપણ. (સૂ. ૨૨)

॥ इति चतुर्थाध्याये चतुर्थः पादः ॥

| | | | | |
|---|---|---|---|---|
| ૧ લો | પાદ | સૂત્ર | સંખ્યા | ૧૯ |
| ૨ જો | ,, | ,, | ,, | ૨૧ |
| ૩ જો | ,, | ,, | ,, | ૧૬ |
| ૪ થો | ,, | ,, | ,, | ૨૨ |

वेदान्तसूत्रसाधनभाष्यकर्तारः
प्रा. श्री. नलिन म. भट्ट-महाशयाः



'जीवी'ति जननी यस्य पिता च मणिशंकरः।
हरिप्रसादो गुरुर्यस्य ब्रह्मनिष्ठो महामुनि ॥ १ ॥
सोऽयमाचार्यवान् धीमान् भट्टो नलिननामकः।
सर्वभूतहितध्याननिरतो भानमगलः ॥ २ ॥

* — तेन — *

दृष्टं योगाप्तनेत्रेण स्वात्मशुद्धिप्रसादनम् ।
वेदान्तदर्शनं शील सभाष्यञ्च मनोरमम् ॥ ३ ॥
प्राणायि योगभाष्यञ्च साख्यभाष्यञ्च निर्मलम् ।
अनेका रचिता ग्रन्थाः शारदिप्रतिभाक्तिता. ॥ ४ ॥

* — च — *

आचार्यत्वञ्च संप्राप्त गीतोपनिषदांतथा ।
भाष्यैश्च ब्रह्मसूत्राणा साधनाख्यैमनारमैः ॥ ५ ॥
प्रवृत्त्या तुष्यता देवोऽनयाऽसौ नन्दनन्दनः ।
गुरुदेवो हरिस्तुष्टो भूयाच्च परदर्शकः ॥ ६ ॥



तत्सत् परमात्मने नमः

## ❀ ब्रह्मसूत्रसाधनभाष्य ❀

# . . પ્રથમાધ્યાય

## પ્રથમ પાદ

પ્રિયાત્મન!

આંતરાત્મા, પરમાત્માને શોધવાને માટે વર્ષોથી યત્ન કર્યા જ કરે છે ક્યાં હશે એ ઈશ્વર? કેવો હશે? શું કરતો હશે? આપણને એ દર્શન દેશે કે નહીં? એના દર્શન માટે આપણે શું કરવું ઘટે? શું કરી રહ્યા છીએ? જીવન એના રસસ્પર્શ વિના અધૂરું છે એ ઈ પ્રત્યક્ષ છે અનાવૃત છે બધે છે બધે એના સરનામા છે, છતા એ પકડાતો નથી! એને આત્મીય કરવાને શું કરીશું? વર્ષોથી વિચાર ચાલ્યા જ કરે છે! આત્મન! ચાલ એની શોધમા જઈએ તૈયાર થા! એની શોધ વિના જીવનની ઘડ ન જ બેસવાની હોય, જીવનનો આનન્દ ન જ પ્રકટવાનો હોય, કંઈ અધૂરૂં અધૂરૂં જ લાગવાનું હોય, ભર્યા ભર્યા વિશ્વમા કોઈ અવર્ણનીય એકલતા જ લાગવાની હોય, જીવનની એ કારમી યાતના દૂર દૂર જ કરવાની હોય તો તો પ્રિયાત્મન! ચાલ, આપણે એની શોધ કરીને જ જંપીએ. જેણે અણુબોંબ શોધવો હોય, જેણે સત્તાના અને વૈભવના સ્થાનો શોધવા હોય, જેમણે પાર્થિવ મોજમઝામા જીવનના નીર વહાવવા હોય, જેમણે આ અને આટલામા જ સંતોષ માનવો હોય તેઓ તેમની રીતે છો વર્તતા! પણ આપણે? આપણે તો તે દેશને શોધવો છે, તે દેશમા જવું છે, તે દેશના વસાહતી થવું છે, જ્યાંથી જીવન ઝરપતા હોય, જ્યા લગ્નના શૃંગારગીત ન હોય, મૃત્યુના કરુણ ગાન ન હોય, જ્યા કેવળ નિત્ય નિરતિશય નિરુપાધિક આનન્દ જ હોય, મોતના સ્પર્શ સિવાયનું જીવન જ હોય, દુઃખના ઓછાયા સિવાયનું સુખ જ

હોય, અંધારના ઓછાયા સિવાયનુ અજવાળુ જ હોય, વિરસતાના ભય વિનાની સરસતા જ હોય, જ્યા સાન્તના સ્પર્શ ન હોય, અલ્પતાના ઓવાર ન હોય, સીમિતતાના કડણ બધ ન હોય ! ચાલ, તને આવાહન છે—એ દિવ્ય પ્રદેશની શોધ માટે

અને એ પ્રદેશમા સચરવા માટે કોઈ વાહનની જરૂર નથી ફક્ત પ્રામાણિક વિચારની પવન-પાવડી ઉપર ચડવુ રહે છે તો ચાલ એ પવન-પાવડીના લાભ માટે આપણે ભૂતકાળમા ડૂબકી મારીએ વર્તમાનમા તો એ પવન-પાવડી ક્યાયે બની નથી જલદી જલદી બને એવા લક્ષણ પણ નથી ભૂતકાળના પરમ માન્ય ઋષિઓએ એવી પવન-પાવડી અનાગત યુગો માટે બનાવી છે અને અનન્તતાના પ્રદેશમા વિચરવાને માટે તો એના એક મહર્ષિના હિમાલય ઉપરના બદરિકાશ્રમમાં જ જવુ પડે એમ છે એ મહર્ષિ તે ભગવાન બાદરાયણ એ પેલો દેખાય ભારતવર્ષની સસ્કૃતિના સર્જકનો એ પવિત્ર આશ્રમ, નગાધિરાજની પવિત્ર ગોદમા, કલકલ ગાન કરતી સરિતાના કટિપ્રદેશે—વનશ્રીથી વિરાજતો અને સાધનાશ્રીથી છલકાતો, સિદ્ધિની સુષમાથી ઓપતો અને સતપ્તોને આવાહન દેતો ! જોજે, એ તો તપોવન છે સસારના વાઘા ઉતારીને જ ત્યા જવાય હૈયાને ગેરુએ રગીને જ ત્યા પગ મૂકાય ! મૈત્રી, કરુણા, અને મુદિતાનો ત્રિરગી ઝડો ફરકાવીને જ ત્યા પ્રવેશ થાય ! પ્રિયાત્મન્ ! લે, આ સાક્ષાત્ દેખાય છે મારા મનચક્ષુ સમક્ષ એ સમાધિરસિક મહામુનિનો આશ્રમ ! એની પાવનતાથી હૃદય સમાહિત થાય છે પેલો પ્રદેશ જાણે અહીંથી જ શરૂ થાય છે જોને કેવી જીવતી અને બોલતી અહીંની નીરવ શાતિ છે !! અરે ! આ તો એના બારણા પણ ખુલ્લા જ છે ! પ્રાણીમાત્રનુ ત્યા "सुस्वागतम् हो" એવુ અલિખિત લખાણ વચાય છે ! ચાલ, અદર જઈએ ! ઓ ! પણ આ શુ ? આશ્રમના અધિષ્ઠાતા ક્યા છે ? એમનુ આ મૃગચર્માસન ખાલી છે સામે ફક્ત બાજઠ જ છે એમના પુત્રને માટે એમનુ લખેલુ જાણે એમને માટે પણ તેટલુ જ સાચુ લાગે છે—

व्यासेति तन्मयतया तरवोऽभिनेदु
त सर्वभूतहृदय मुनिमानतोऽस्मि !—

આટલુ સબોધનદૂરે કહેવાનુ મન નથી થઈ આવતુ ! અસ્તુ મુનિનુ જીવન તો મહાજીવનમા ઓગળી ગયુ છે ! પણ આ બાજઠ ! એના ઉપર એની અક્ષરકાયા વિરાજતી દેખાય છે ! જોઈએ તો ખરી—એ શુ છે તે ?

પ્રિયા મનુ ! આ તો બ્રહ્મસૂત્ર છે મુનિના નર્ડા તો એમના બ્રહ્મસૂત્રના તો દર્શન કરીએ? वीतरागविषयं वा चित्तम् એ ન્યાયે આપણુને તો એમા મહાન લાભ જ છે ! તો આપણે હવે આ આશ્રમમા જ મનથી વસીએ અને મહર્ષિ વ્યાસદેવના દર્શન દર્શનરૂપ બ્રહ્મસૂત્રને જ વિચારીએ વિચારીને એને અક્ષરદેહ દઈએ સૂત્રનુ ભાષ્ય રચીએ અને તે દ્વારા જગદાત્માનુ તર્પણ કરીએ વદન કરીએ શરૂઆતમા તે વાગર્થપતિ પાર્વતી-પરમેશ્વરને, વદન કરીએ તે મહર્ષિ વ્યાસને, વદન કરીએ ગુરુદેવને, વદન કરીએ આજ સુધીના તમામ મહાત્માઓને એ બધાયના આશીર્વાદથી અતર્યામીનો પ્રેમ પામીએ અને સૌના ચરણમા એ ધરીએ અનુગ્રહ હો એ સૌનો

હરિ ॐ તત્સત્

એ બ્રહ્મસૂત્રનુ આ પહેલુ સૂત્ર છે –

## अथातो ब्रह्मजिज्ञासा ॥ १ ॥

અથ=હવે અતઃ=આથી બ્રહ્મજિજ્ઞાસા-બ્રહ્મને જાણવાની ઇચ્છા થાય છે ॥ ૧ ॥

સસ્કૃત ભાષામા अथ શબ્દના અનેક અર્થો થાય છે પરતુ "હવે" એ અર્થ વધારે ગ્રહે છે કેમકે બીજે કોઈ અર્થ બધ બેસતો નીવડતો નથી "હવે" શબ્દ "અમુક પછી" "ત્યારબાદ" એ અર્થનો સૂચક છે તો પ્રશ્ન થાય છે કે હવે એટલે ક્યારે? તો "હવે" શબ્દનો અર્થ સાધન-સમ્પત્તિના સચય અને સ્થિરતા બાદ એવો થશે કેમકે સાધન સમ્પત્તિ સિવાય ખરી બ્રહ્મજિજ્ઞાસા એના સાચા અર્થમા થતી નથી અને સાધનસમ્પત્તિ હોય તો એ થયા વિના રહેતી નથી આથી સાધન સમ્પત્તિના ભાવાભાવ ઉપર બ્રહ્મ-જિજ્ઞાસાનો ભાવાભાવ હોઈને अथ શબ્દનો અર્થ સાધનસમ્પત્તિ બાદ એવો થાય છે અનુભવ પણ એમ જ કહે છે ! સાધનસમ્પત્તિ સિવાય બ્રહ્મજ્ઞાન થાય-બ્રહ્મજ્ઞાન ન થાય! ઉપરાંત બ્રહ્મજ્ઞાનની ગગાધારા ઝીલવાને માટે શિવનુ સામર્થ્ય જોઈએ છે જે શિવ નથી તે ગગા-ધારાને સમર્થ થતો નથી જે સાધનસૂત્રો છે તે બ્રહ્મજ્ઞાન ઝીલવા કે ઉતરવા અભિમાન ધરાવતાનથી અને આથી બ્રહ્મજિજ્ઞાસુ જનને જ હોય છે બ્રહ્મ જાણવુ મુશ્કેલ નથી તેને જાણવા માટેની યોગ્યતા મેળવવી કઠણ છે તો વેદાન્તસૂત્રમા જે પ્રવેશ કરે તે પહેલા આ સાધન-સમ્પત્તિનુ સપાદન કરે

તો એ સાધનસમ્પત્તિ કઈ? (૧) નિત્યાનિત્ય વસ્તુ વિવેક (૨) વિરાગ (૩) શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન (૪) મુમુક્ષુતા

તે પૈકી શરીરથી માંડી પ્રકૃતિ સુધીના તમામ પદાર્થોથી આત્માનું ભેદજ્ઞાન તે વિવેક; આ-લોક અને પરલોકના તમામ દિવ્યાદિવ્ય વિષયો ઉપરથી તૃષ્ણાનું ઉઠમણું એટલે વિરાગઃ એના પરિપાકે શમ, દમ વગેરે સંપત્તિ સંચિત થાય છે. મૈત્ર્યાદિ ભાવના દ્વારા રાગદ્વેષાદિ દોષોની નિવૃત્તિ એટલે શમ; બાહ્યેન્દ્રિયોની નિવૃત્તિ એટલે દમ. નિષિદ્ધ અને અવિહિત કામ્ય કર્મોનો ત્યાગ એટલે ઉપરતિ. સહિષ્ણુતા એટલે તિતિક્ષા. અચળ અસ્તિ બુદ્ધિ એટલે શ્રદ્ધા. ચિત્તની સાત્વિક એકાગ્રતા એટલે સમાધાન. અને બધાંને પરિણામે જન્મતી મોક્ષેચ્છા એટલે મુમુક્ષા! આ સાધન સંપત્તિનો સુકાળ, સંચય, આ માર્ગે પાથેય છે. આ ભાથું જેની કને નહીં હોય તેની બ્રહ્મજિજ્ઞાસા વાંઝણી હોવાનો સંભવ છે. માટે આ માર્ગે જવા ઇચ્છનાર સાધનસંપત્તિ મેળવે.

અતઃ=આથી, આ સૂત્ર-શબ્દ, હેતુનો વાચક છે. બ્રહ્મજ્ઞાન નિઃશ્રેયસનું સાક્ષાત્ સાધન છે. એથી સાધનસંપન્નને બ્રહ્મજિજ્ઞાસા થાય! અર્થાત્ જ કર્મ ઉપાસના વગેરે સાક્ષાત્ નિઃશ્રેયસનાં સાધન નથી, એ સિદ્ધ થાય છે. સાક્ષાત્ નિઃશ્રેયસનું એકમાત્ર સાધન છે બ્રહ્મનું વિજ્ઞાન. વેદ અને ઉપનિષદો કહે છેઃ-

ये इत् तद् विदुः त अमृतत्वं आनशुः (ऋ० २-३-१८-२३) જેઓ સાચે જ તેને જાણે છે તેઓ અમૃતત્વને ભોગવે છે. तमेव विदित्वा अति मृत्युमेति नान्यः पन्थाः विद्यते अयनाय (यजु० ३१-१८) તેને જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે, પાર થવા બીજો પંથ નથી. तमेव विद्वान् न बिभाय मृत्योः (अथर्व० १०-५-४४) તેને જાણીને જ મોતથી બીતો નથી. निचाय्य तं मृत्युमुखात् प्रमुच्यते (कठो० ३-१५) તેનો સાક્ષાત્કાર કરીને મૃત્યુના મોંમાંથી છૂટે છે. ब्रह्म विदाप्नोति परं (तै० २-१) બ્રહ્મવિદ્ પરમને પ્રાપ્ત કરે છે. तरति शोकं आत्मवित् (छां० ७-१-३) આત્માનો જાણકાર શોકને તરી જાય છે. ये एतत् विदुः अमृताः ते भवन्ति (શ્વે૦ ૩-૧) જેઓ આને જાણે છે તે અમૃત થાય છે. વગેરે. બ્રહ્મજ્ઞાન જ નિઃશ્રેયસનું સાક્ષાત્ સાધન છે, એમ કહી બ્રહ્મજ્ઞાન સિવાયનાં સાધનાન્તરોની

અનિત્યતા પણ વેદ જ બતાવે છે ઉપનિષત્ કહે છે **तद् यथा इह कर्मचितो लोक. क्षीयते एव एव अमुत्र पुण्यचित लोक क्षीयते**-તે તો જેમ અહીં કર્મપ્રાપ્ત લોક ક્ષીણ થાય છે એ જ મુજબ પરલોકના પુણ્યપ્રાપ્ત લોક ક્ષીણ થાય છે (છા. ૮-૨-૬) આમ પરમ પુરુષાર્થના સાધનરૂપ હોઈને સાધનસપત્તિ પ્રાપ્ત કર્યા બાદ બ્રહ્મને લગતી જિજ્ઞાસા કરવી ઘટે

બ્રહ્મ-જિજ્ઞાસા એટલે બ્રહ્મને જાણવાની ઈચ્છા જાણવાને ઈષ્ટ બ્રહ્મનુ પરિપૂર્ણ જ્ઞાન અહીં ઉદ્દિષ્ટ છે, એટલુ સમજવુ રહ્યુ કેમકે અધૂરૂ કે અધકચરૂ કે ઉલટુ જ્ઞાન ઇષ્ટ ફળ ન જન્માવે બ્રહ્મજ્ઞાન પરમ પુરૂષાર્થ આપનારૂ હોય છે માટે બ્રહ્મજ્ઞાન પરિપૂર્ણ અર્થમાથી જ લેવુ રહ્યુ

તો એ બ્રહ્મ પ્રસિદ્ધ છે કે અપ્રસિદ્ધ? પ્રશ્ન શાને? જો એ પ્રસિદ્ધ હોય તો તેમા જાણવાપણું નથી. અને અપ્રસિદ્ધ હોય તો જાણી શકાય એવુ જ ન રહે આમ ઉભય અર્થમા બ્રહ્મ જાણવા જેવુ નથી આ પ્રશ્નોત્થાન બરાબર નથી બ્રહ્મ તો છે જ અને એ બ્રહ્મ નિત્ય, શુદ્ધ બુદ્ધ, મુક્ત, સ્વભાવ છે સર્વશક્તિમાન છે બ્રહ્મ શબ્દ बृह् वृद्धौ ધાતુ ઉપરથી નીપજે છે એ ધાતુના અર્થનુ અવગાહન કરતા બ્રહ્મ નિત્ય, શુદ્ધ વગેરે છે એ પ્રતીત થાય છે ઉપરાત સૌના આત્મારૂપ હોઈને બ્રહ્મ પ્રસિદ્ધ જ છે સૌ પોતે છે એમ જાણે છે જો એ આત્માની પ્રસિદ્ધિ ન હોત તો લોકાનુભવ જુદો હોત સૌ "હુ નથી" એમ અનુભવત પણ એવુ કોઈ અનુભવતુ નથી અને આત્મા જ બ્રહ્મ છે જો એમ હોય તો તો એ બ્રહ્મ જિજ્ઞાસ્ય નથી! કેમકે સૌ એને આત્મારૂપે જાણે જ છે! ભણેલાને ભણવાનુ શુ હોય? ના, સૌ એને જાણે છે છતા ભાગ્યે જ કોઈ એને સાચી રીતે જાણે છે! સૌ સામાન્યપણે એને પ્રીછે છે, પણ વિશેષપણે એનુ જ્ઞાન ભાગ્યે જ કોઈકને હોય છે, અને વિશેષજ્ઞાન ફળપ્રદ છે, સામાન્યજ્ઞાન નહીં અને એ બ્રહ્મસ્વરૂપ આત્માના વિશેષજ્ઞાન અગે અનેક મતો વર્તે છે ચાર્વાકથી માડીને તે અજાતિવાદ સુધીના વાદોનો રાફડો આત્માના વિશેષ સ્વરૂપ અગે જેવામા આવે છે ઘણા નળો એકી વખતે આવીને ઊભે ત્યારે દમયતી મૂઝાય! ઘણા વાદો આત્માની ઓળખ આપનાર પણ પરસ્પર વિરોધી સૂર કાઢનાર હોય ત્યારે સાધક મૂઝાય! મૂઝાયેલો જો ગમે તે વાદને વગર વિચાર્યે વરી બેસે તો તેનો જન્મ એળે જાય, માટે વિચાર વિનાની વરણી ન હોવી ઘટે! મતિ, કૃતિને અને કૃતિ ગતિને જન્માવે છે માટે મતિ યથાર્થ હોવી ઘટે એ બ્રહ્મ-સ્વરૂપી આત્માના યથાર્થ જ્ઞાન માટે આ વેદાન્ત સૂત્રોની કલ્પના છે વેદાન્તના વાકયોની મીમાસા કરી જે સત્ય હોય તેનો સ્વીકાર

કરવાની એમા જોગવાઈ છે! આથી આ શાસ્ત્ર ઉપનિષદ્ વાક્યોની મીમાંસા કરશે શાસ્ત્રનુ પ્રમાણ એમા ઠેનટનુ છે કેમકે ગાસ્ત્રોની જોવી એ સમાધિની બોવી છે એમા સ ગય કે વિપર્યયની ગ ધ પણ હોતી નથી શાસ્ત્રને અનુકૂળ એવા તર્ક એની શોભા હશે કેમકે સત્ય કેવળ તર્કગમ્ય નથી તર્ક કરતા કોઈક ઉચ્ચતર દાર્શનિક્તા હોય છે આથી તર્કની આખે જ એમા જોવાનુ નહીં હોય! અને નિઃશ્રેયસ એ મીમાંસાનુ પ્રયોજન હશે આમ બ્રહ્મનુ વિશેષજ્ઞાન શાસ્ત્રનો વિષય છે શાસ્ત્ર અને વિષય વચ્ચે પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવનો સ બધ છે મુમુક્ષુ એનો અધિકારી છે મોક્ષ એનુ પ્રયોજન છે આટલુ પ્રાસ્તાવિક જાણ્યા બાદ આગળ કૂચ શક્ય છે ॥ ૧ ॥

બ્રહ્મ જિજ્ઞાસ્ય છે જિજ્ઞાસ્ય એટલે જાણવા યોગ્ય તો જાણવા યોગ્ય વસ્તુનુ જ્ઞાન, તે વસ્તુ હોય તો થાય છે હોય તેનુ જ્ઞાન શક્ય ન હોય તેનુ અશક્ય આથી બ્રહ્મ નામની ચીજ પણ હોવી ઘટે તો બ્રહ્મ છે એમ કેવી રીતે જાણવુ ? બ્રહ્મની અસ્તિને સાધતા તેનુ લક્ષણ આપતા કહે છે –

## जन्माद्यस्य यतः ॥ २ ॥

अस्य–આના–આ જગતના जन्मादि–જન્મ વગેરે यतः–જેમાથી થાય છે તે પરમાત્મા છે

અર્થાત્ પરમાત્મા છે અને તે આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનુ એકમાત્ર કારણ છે જે આ જગતને જન્માવે–જન્માવેલાને જીવાડે–જીવાડેલાને સમય આવ્યે પોતાનામા સકેલી લે તે બ્રહ્મ નામ પરમાત્મા સત્ છે અને સત્ હોઈને તેનુ જ્ઞાન શક્ય છે अस्य શબ્દ इदम् સર્વનામનુ છઠ્ઠીનુ એકવચન છે इदम् એટલે–આ આ એટલે જેના તરફ આગળી ચીંધી શકાય તે અર્થાત્ પ્રત્યક્ષ અને અનુમાનથી માપવી અનુભૂતિમા આવતુ જગત–અનન્ત કોટિ બ્રહ્માડોથી ભરપૂર–અનન્ત કોટિ જીવોથી ખદબદતુ–જીવમાત્રની ભોગ અને કર્મભૂમિરૂપ, ભાતભાતના બુદ્ધિમાનોની વ્યક્તિગત અને સામુદાયિક બુદ્ધિને પણ પડકાર કરતુ, અચિન્ત્ય રચનાથી મોહામણુ–આ જગત આપણે માટે પ્રત્યક્ષ છે આ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ–જગતની જેને સજ્ઞા મળે છે એવા જગતને જે જન્માવે તે બ્રહ્મ–એને જન્માવે ને જીવાડે તે બ્રહ્મ–એને ઉપસહરે તે બ્રહ્મ આ ત્રણ મળીને પરમાત્માનુ લક્ષણ જણાવ્યુ આવુ જગત, કાર્યના ધર્મવાળુ જોવામા આવે છે અને કાર્યના ધર્મવાળુ હોઈને કારણવાળુ હોવુ જ ઘટે જેવુ કાર્ય તેવુ તેની

કક્ષાનુ જ નાન પણ હોય-આવા કાર્યનુ કારણ પરમાત્મા જ હોઈ શકે સર્વજ્ઞ અને સર્વ-શક્તિમાન પરબ્રહ્મ એટલે કે પરમાત્મા જ આવા અનન્ત બ્રહ્માંડને જન્માવી, ટકાવી, ઉપસંહરી શકે! અને આથી આ જગતના કારણ તરીકે એક પરમાત્માને છોડીને બીજા કોઈનો પણ સ્વીકાર થઈ શકે એમ નથી આમ જે વિશ્વકર્તા, વિશ્વભર્તા, વિશ્વહર્તા છે તે પરમાત્મા છે

આ ઠેકાણે એવી શંકા ન હો કે બીજા કારણવાદીઓ પણ આવા અનુમાનથી જ એટલે કે જગતરૂપી કાર્યના દર્શન ઉપરથી જ પ્રકૃતિ, અણુ, અભાવ, કાળ, પુરુષ, નિયતિ, વગેરેના અનુમાન કરે છે! અને આથી જે અનુમાન વેદાન્તને પરબ્રહ્મ કારણ તરીકે સમર્પે છે તેનુ તે જ અનુમાન બીજા વિચારકોને પ્રકૃતિ વગેરે કારણ તરીકે પ્રસ્થાપિત કરી આપે છે તો વેદાન્તનુ અનુમાન જ સાચુ અને બીજાનુ ખોટુ એમ કેમ મનાય? સાચુ તમે કહો છો તેમજ જો હોત તો તમારુ કથન સ્વીકાર્ય થાત પણ અહીં આ સૂત્રમા તેવુ નથી અનુમાન-કારણનો ઉપન્યાસ કરવા આ સૂત્ર નથી વેદાન્તના સૂત્રો તો ઉપનિષત્ વાક્યોની વિચારણા માટે છે સૂત્રો ઉપનિષદ્ વાક્યોનો પુરસ્કાર કરી તેની મીમાસા કરે છે કેમકે ઉપનિષત્ વાક્યોની વિચારણાને અંતે તેના ફળરૂપે બ્રહ્મજ્ઞાન થાય છે અનુમાન વગેરે પ્રમાણોની વિચારણાને માટે આ પ્રવૃત્તિ નથી

તો શુ વેદાન્ત તર્કનુ વિરોધી છે? ના, એવો કયા એનો અર્થ થાય છે? વેદાન્ત પોતાના વાક્યોના અર્થથી અવિરોધી હોય એવા તર્કનુ જરૂર સન્માન કરે છે એટલુ જ નહીં પણ તેનો સ્વીકાર પણ કરે છે શ્રુતિનો જ બોલ છે કે **श्रोतव्यो म तव्यो**-સુણવા યોગ્ય, મનન કરવા યોગ્ય (બૃ૦ ૨-૩-૧) **पण्डितो मेधावी गाधारानेव उपसम्पद्येत एवमेव इह आचार्यवान् पुरुषो वेद**-(છા૦ ૨૪ ૨) પંડિત અને મેધાવી ગધારને જ પામે છે એજ રીતે અહીં આચાર્યવાળો પુરુષ પરમાત્માને જાણે છે આથી બ્રહ્મજ્ઞાનને પુરુષબુદ્ધિની અપેક્ષા નથી, એમ કોઈ ન માને ફક્ત પુરુષબુદ્ધિને સીમા છે એટલુ જ એ સ્વીકારના કહે છે આથી બ્રહ્મજ્ઞાન બીજા પ્રમાણોથી ડરે છે એમ કોઈ ન માને સૌ પ્રમાણોને એ સ્વીકારે છે કેમકે બ્રહ્મજ્ઞાન છેવટે તો અનુભવ ઉપર રાચે છે અને તે ઉપરાત તે, વસ્તુને અધીન છે વસ્તુને અધીન જ્ઞાન વસ્તુની જ અપેક્ષા રાખે તેમા માનવબુદ્ધિ કલ્પના ન ચાલે જ્ઞાન વસ્તુતન્ત્ર છે બ્રહ્મનુ જ્ઞાન બ્રહ્મમા રહે છે આપણી બુદ્ધિની કલ્પનાએ તે ફેરવાતુ નથી! આથી વસ્તુની યથાર્થતાનુ જ્ઞાન પુરુષબુદ્ધિની અપેક્ષા રાખતુ નથી

તો અહીં આ શંકા થાય. જો વસ્તુનું જ્ઞાન વસ્તુને અધીન છે અને પરબ્રહ્મ પરમાત્મા જો વસ્તુ છે તો તેનું જ્ઞાન પણ એકલાં શાસ્ત્ર પ્રમાણથી જ થાય એવો આગ્રહ રાખવો ઉચિત નથી. કેમકે ઇતર પ્રમાણો પણ વસ્તુને તો માપી શકે! અને એમ થાય તો વેદાન્ત વાકયોની વિચારણા નિરર્થક જ નીવડે! સાચું. બીજાં પ્રમાણો પણ વસ્તુને માપી શકે. પણ અહીં જે વસ્તુનો વિચાર કરવાનો છે તે વસ્તુ અપ્રત્યક્ષ છે. અને અપ્રત્યક્ષ છે એટલું જ નહીં અનુમાનનો પણ એ વિષય થઇ શકે એમ નથી. જો પરબ્રહ્મ પરમાત્મા ઈન્દ્રિયોથી પકડાય એવો હોત તો તો આ બ્રહ્મ અને આ બ્રહ્મ સાથે સંકળાયેલું જગતરૂપી કાર્ય એમ જોવામાં આવત, પણ અહીં તો કાર્ય તેટલું જ દેખાય છે, કારણ પકડાતું નથી. તો છે એવું કારણ બ્રહ્મ છે કે બ્રહ્મ સિવાયનું કંઈ બીજું છે, એનો નિશ્ચય કરવો મુશ્કેલ છે. આથી जन्माद्यस्य यतः એ સૂત્ર અનુમાન માટે નથી. એ તો વેદાન્તના વાકયના પ્રદર્શન માટે છે. એ વેદાન્ત વાકય તે આ રહ્યું:—

भृगुः वै वारुणिः वरूणं पितरं उपससार, अधीहि भगवो ब्रह्मेति ભૃગુ વારૂણીએ, પિતા વરૂણ પાસે પહોંચી—ભગવન્! મને બ્રહ્મજ્ઞાન દો એમ કહ્યું. આમ શરૂઆત કરી કહેવામાં આવ્યું છે કે यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत् प्रयन्ति अभिसंविशन्ति तद् विजिज्ञासस्व तद् ब्रह्मेति-(તૈ૦ ૩-૧) જેમાંથી નિશ્ચય આ ભૂતો જન્મે છે, જન્મેલાં જેનાં વડે જીવે છે, અને પરવરનાં જેમાં ચોમેરથી પ્રવેશે છે— તે જાણ—તે બ્રહ્મ છે. "आनन्दो ब्रह्मेति"—આનંદ છે બ્રહ્મ એમ શ્રુતિ એનો નિર્ણય આપે છે. તો આ અને આવાં વાકયોની વિચારણા માટે આ સૂત્રની પ્રવૃત્તિ છે એમ જાણવું રહે છે. ॥ ૨ ॥

પરમાત્મા છે, જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું એકમાત્ર કારણ છે, આમ તર્કસંમત શ્રુતિવાકયથી આગલા સૂત્રમાં કહ્યું. એ પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ જ સંભવે. જે સર્વજ્ઞ અને સર્વશક્તિ ન હોય તે આવો મહાન જગદારંભ ન કરી શકે, એ અક્કલમાં આવે એવી વાત છે. એ જ વાતને દૃઢ કરતાં વળી કહે છે કેઃ-

## शास्त्रयोनित्वात् ॥ ३ ॥

शास्त्र=શાસ્ત્ર એટલે વેદ તેનું કારણ હોવાથી પણ પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિ છે એમ સમજાય છે.

વેદ લગભગ સર્વજ્ઞ છે તમામ વિદ્યાઓ એના બીજ સ્વરૂપે વેદમા જોવામા આવે છે પ્રાણીમાત્રના કલ્યાણ માટેની તમામ વિદ્યાઓની બીજસ્વરૂપ વેદવિદ્યા એ પરમાત્માના નિશ્વાસરૂપ છે અર્થાત્ શ્વાસોચ્છવાસ કેવળ કુદરતી રીતે લેવાય છે એમા ખાસ આયાસ કે યત્ન કરવો પડતો નથી તેમ સર્વજ્ઞકલ્પ વેદ–વિદ્યાનાં સ્ફુરણ માટે પરમાત્માને સહેજે આયાસ કરવો પડતો નથી સર્વજ્ઞસમા વેદને જે વિના આયાસે પ્રકટાવે તે સ્વય સર્વજ્ઞ જ હોઈ શકે. જે વ્યક્તિવિશેષ જે શાસ્ત્ર સરજે તે શાસ્ત્રમા બતાવ્યુ હોય તેના કરતા વધારે જ્ઞાન તે વ્યક્તિમા હોય જ છે! જાણેલામાથી થોડુ જ નો વ્યક્ત કરી શકે છે વેદ લગભગ સર્વજ્ઞ છે તો વેદના નિર્માતા પરમાત્મા સ્વય સર્વજ્ઞ હોવા જ ઘટે વેદનુ સ્વય વચન છે કે "अस्य महतो भूतस्य नि:श्वसितमेतत् यद् ऋग्वेद"–આ મહાન સત્યસ્વરૂપના નિશ્વાસરૂપ છે આ જે ઋગ્વેદ છે વગેરે જે મહાન સત્યસ્વરૂપ પરમાત્માને ઋગ્વેદાદિ શાસ્ત્રો કેવળ નિશ્વસિતની પેરે સહજ છે તેની સર્વજ્ઞતા સ્વયમેવ સિદ્ધ થાય છે આથી છે એવો પરમાત્મા સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે એવુ અર્થાત્ જ સિદ્ધ થાય છે

આ સૂત્રનું બીજુ વ્યાખ્યાન પણ શક્ય છે जन्माद्यस्ययत એ સૂત્રમા કદાચ સમજાવ્યા છતા પણ કોઈ અનુમાનનો જ ઉપન્યાસ છે એવો આગ્રહ રાખે તો તે આગ્રહ નિરાધાર છે એ સિદ્ધ કરવા આ शास्त्रयोनित्वात् એ સૂત્રની પ્રવૃત્તિ છે એમ સમજવુ રહે છે શાસ્ત્રરૂપી પ્રમાણથી જ સમજાય છે કે બ્રહ્મ એ જગતનુ સર્વથા કારણ છે 'एष. योनि. सर्वस्य" (મા૦ ૧–૬) વગેરે શ્રુતિ વાક્યો બ્રહ્મ જગતનુ કારણ છે એમ સ્પષ્ટ કહે છે તૈત્તિરીય શ્રુતિ તો આગળ દર્શાવી જ છે આથી જગતના કારણ તરીકે પરમાત્મા જ છે એવુ શ્રુતિ પ્રમાણથી જ સિદ્ધ થાય છે આમ બન્ને રીતે એક જ અર્થ સિદ્ધ થાય છે ॥ ૩ ॥

આમ શાસ્ત્રની રચના દ્વારા અગર તો શાસ્ત્રની ઉક્તિ દ્વારા પરબ્રહ્મ પરમાત્મા છે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે જગતરૂપી મહાન કાર્યનુ એકમાત્ર કારણ છે એવુ સમજાયુ પણ અહીં શકા થાય એવી પરિસ્થિતિ છે કારણ પણ અનેક પ્રકારના હોય છે કોઈ નિમિત્ત કારણ હોય, કોઈ ઉપાદાન કારણ હોય! કોઈ એકી વખતે બન્ને કારણ પણ હોય! જગત એ કાર્ય ઠર્યુ તો એનુ નિમિત્ત કારણ તો બ્રહ્મ હોઈ શકે છે જેમ ઘડાનુ નિમિત્ત કારણ કુભાર હોય, સોનાના આભૂષણનુ નિમિત્ત કારણ સોની હોય! તેમ ચેતન પરમાત્મા આ જગતનુ નિમિત્ત કારણ સભવે! પણ જગતનુ ઉપાદાન કારણ કયુ? જેમ ઘડો અને ઘરેણાના ઉપાદાન

કારણ અનુક્રમે માટી અને સોનું, તેમ જગતરૂપી કાર્યનું ઉપાદાન કારણ ક્યું ? ઉપાદાન કારણ બ્રહ્મ નહીં હોઈ શકે! કેમકે ઉપાદાન કારણ તરીકે તેને સ્વીકાર કરતાં અનેક દોષો આવીને ઉભા રહે છે. શુદ્ધ બ્રહ્મમાંથી અશુદ્ધ જગત કેવી રીતે નીપજે? નિર્વિકાર કારણમાંથી સવિકાર કાર્ય કેવી રીતે સંભવે? ચેતન કારણમાંથી જડ જગત કેવી રીતે ઉદ્ભવે? અને આ "કેમને" કોઈ ઠેકાણે અંત નથી! કાર્યકારણને નિયમ કંઈક આવું કહે! તો આ જગતનું બ્રહ્મ કઈ રીતે કારણ છે? નિમિત્ત કે ઉપાદાન? જવાબ વાળતાં મહર્ષિ વ્યાસ ભવ્ય નિર્ણય આપે છે કેઃ-

## तत् तु समन्वयात् ॥ ४ ॥

તુ=તથા તત્=તે પરબ્રહ્મ પરમાત્મા જેમ નિમિત્ત તેમ ઉપાદાન કારણ પણ છે એમ જાણવું. કેમ? હેતુ આપે છે કે સમન્વયાત્=સમસ્ત કાર્યમાં પરિપૂર્ણ રીતે પ્રવિષ્ટ હોઈને તે ઉપાદાન કારણ છે.

પરમાત્મા આ જગતનું ઉભયવિધ કારણ છે. તે નિમિત્તકારણ પણ છે. ઉપાદાનકારણ પણ છે. કુંભાર પણ તે જ છે અને માટી પણ તે જ છે, એટલું જ નહીં કુંભાર અને માટીની વચ્ચે કુંભ કરતાં પહેલાં જરૂરી ટીપણી ચક્ર વગેરે સાધનરૂપે પણ તે જ છે! વાત અદ્ધર લાગશે. બુદ્ધિને પણ ગૂંગળાવી મારનારી લાગશે. તર્કને પડકારનારી લાગશે. છતાં એ એમ જ છે! માનવ પોતાની રીતે અને પોતાની શક્તિ અનુસાર જ જ્યાં સુધી વિચારશે ત્યાં સુધી તેને આ અજબ જેવી લાગતી વાત, સત્ય છતાં, અંતરમાં ઠરનારી નહીં લાગે! ભગવાન જો ભગવાન જ છે-પરમાત્મા જો પરમાત્મા જ છે તો તેને માટે કશું અશક્ય નથી. એની અચિન્ત્ય શક્તિ દ્વારા એ જ નિમિત્ત બને છે, એ જ ઉપાદાન બને છે. પોતે જ પોતાને પોતાનામાં સર્જે છે-રમે છે, ઉપસંહરે છે! જાતે જાતમાં જાતને માટે અગર તો કશાં જ પ્રયોજન વિના જ એ કાર્ય-કારણ, સાધન-સાધ્ય વગેરે રૂપે પ્રકટતો દેખાય છે! અને આવું તો માનવભાષાની રંકતાને લઈને લખવું પડે છે! ભાષા એને પૂરી સમજાવવા જ અશક્ત છે! માનવને, બુદ્ધિની સીમામાં, અમુક હદ સુધી જ ઈશ્વરીય રચના સમજાય છે. આને અર્થ એમ નથી કે આ સત્ય સમજાય એવું જ નથી. પણ અનુભવ ભૂમિકાએ જ જે સમજાય તે ભાષા કે બુદ્ધિની ભૂમિકાએ સમજાય સમજાય ને પૂરું નહીં જ સમજાય! આથી પરમાત્મા આ જગતનું "અભિન્નનિમિત્તોપાદાન કારણ છે! પરમાત્મા એવા છે માટે એને એવા કહેવામાં આવે છે. એ એવા કેમ છે? માનવબુદ્ધિને આ "કેમ,"

મૂઝવી મારે છે, શાને માટે એ સૌની બુદ્ધિમાં પોતાનું આનન્ત્ય નથી ઉતરના દેતો વગેરે પ્રશ્નો નિરર્થક છે; જગત કાર્ય, અને પરમાત્મા તેનું કારણ–આ વિચારભૂમિકા તો તળેટીની વિચારભૂમિકા છે. પરમાત્મા જ છે અને એના સિવાયનું કોઇ હતું નહીં અને હશે નહીં–આવુ ઉપનિષદ્ વાક્યોનું તાત્પર્ય સમાહિતહૃદયને સમજાશે। પરમાત્મા કેવી રીતે જગતને સર્જે છે–જીવાડે છે–ઉપસંહારે છે–એનું પૂરૂ રહસ્ય તો તે જ જાણે. શાસ્ત્ર આપણને જે ઠેકાણે લાવીને મૂકે છે ત્યા આ કાર્યકારણભાવ વગેરે સાપેક્ષતાની ભૂમિ જ પૂરી થઈ જાય છે! નિરપેક્ષ દૃષ્ટિ જગતના જન્માદિના ખ્યાલોથી અભડાતી નથી. નિરપેક્ષ દૃષ્ટિએ જોતા ઇશ્વર–પરમાત્મા–પરબ્રહ્મ કે ભગવાન સિવાય ત્રણે કાળમા–અરે કાળ અને દેશ–પણ વિચાર વ્યક્ત કરવા પૂરતા જ સ્વીકારાય છે–બીજુ કશુ હોતું જ નથી, સાપેક્ષ દૃષ્ટિમા પ્રવેશીએ ત્યારે જગતના જન્મ વગેરેનો વિચાર ઉપસ્થિત થાય છે અને એ વિચાર પરમાત્માને જ અભિન્નનિમિત્તોપાદાન તરીકે સમર્પીને નિવૃત્ત થાય છે ભગવાન જો કેવળ નિમિત્ત જ હોત તો! કાર્યમા આવેલુ ચેતન ન સમજાત। કુંભાર ઘડામા સાક્ષાત્ પ્રવેશ કરી શકતો નથી। ઉપરાંત કુંભાર અને ઘડો જેમ જુદા છે તેમ જગત અને જગતનો સર્જનહાર જુદા ઠરત। જો જગત અને તેનો સર્જનહાર જુદા હોય તો તમામ વેદાન્ત–શાસ્ત્ર કદર્થિત થાત। કેમકે વેદાન્તશાસ્ત્ર તો ઈશ્વરને જગતથી અભિન્ન બતાવે છે सर्वं खल्विदं ब्रह्म–આ બધુ સાચે જ બ્રહ્મ છે ब्रह्मैवेदममृतं पुरस्तात् આ સામે બધુ અમૃત બ્રહ્મ જ છે, વગેરે વાક્યો કેવળ ઉપાસના કે બ્રહ્મદૃષ્ટિ કરવા માટે જ લખાયેલાં માનવા પડતા હોત અને તો તો એમા અર્થવાદ આવી જાય। અને શાસ્ત્રનુ ગૌરવ પણ ઘટે અલબત્ત, ઉપનિષદ્ વાક્યોમા ઠેર ઠેર ઉપાસનાના વિધાનો જોવા મળે છે, પણ ઉપર ટાંકયા તેના વાક્યો તો સાક્ષાત્ જગતને જ બ્રહ્મસ્વરૂપ વર્ણવે છે એના વાક્યોનો અર્થ કરવો મુશ્કેલ પડે, જો પરમાત્મા કેવળ નિમિત્ત કારણ જ હોય તો। ઉપરાંત પરમાત્માને કેવળ નિમિત્ત કારણ માનતા તે કોઈક સાતમા આસમાનમા, પોતાના ખાસ મહેલમા રહેનારો જ માનવો પડે। આવી અનુચિત માન્યતાએ ઠેર વર્તાવ્યો છે। ઇતિહાસ એનો સાક્ષી છે। ઉપરાંત ભગવાનને કેવળ નિમિત્ત કારણ લેખતા ઉપાદાન કારણ માટે, તેને, તે કારણ ઉપર આધાર રાખવો પડે। ઉપાદાન કારણ તેનુ ન હોય, તેની સત્તામા ન હોય–સદા તેના કબજામા ન હોય તો કવચિત્ તેને, તેને માટે રાહ પણ જોવી પડે। અને એમ થાય તો તેનુ ઐશ્વર્ય પ્રતિહત થયેલુ ગણાય। ચેતન કયારે ઉપાદાન થયેલુ જોવામા આવતુ નથી–એ

કોઈ દલીલ નથી! કેમકે અહીં જે પરમાત્માની ચર્ચા ચાલે છે તે પરમાત્મા સર્વશક્તિ હોઇને કર્તુંઅકર્તું અન્યથાકર્તું સમર્થ છે! તેની એ શક્તિનો પૂરો ખ્યાલ આપવા માટે તો આ સૂત્ર છે. જ્યાં માનવની ગતિ મતિ થંભી જાય, એની બુદ્ધિ લકવામય થઈ જાય, પોતે જ પોતાની બુદ્ધિની જાળમાં ગૂંચવાઈ જાય, "આમ કેમ થઈ શકે" એવી બુદ્ધિની આગ્રહિતામાં સંડોવાઇ જાય, ત્યાં જ તો પ્રભુની પ્રતિભાનો વિજય છે! જો પરમાત્માની અનન્ત પરસ્પર વિરોધી છતાં અવિરોધીપણે વર્તતી સંપૂર્ણ શક્તિનો સ્વીકાર નહીં કરીએ તો આપણી મતિનો કથંકાર કદી આથમતો નથી. અને કથંકાર આથમ્યા સિવાય પરમાત્મા જ અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે એવી નીતરી પ્રતીતિ થતી નથી. કથંકાર રાગદ્વેષ–ઈર્ષ્યા અસૂયાદિ દોષોનો વ્યંજક છે. ચિત્તનો વિક્ષેપક છે. વિક્ષિપ્ત ચિત્ત સ્થૂલ વસ્તુને પણ માપવા અસમર્થ થાય છે, તો સૂક્ષ્મતાની અવધિરૂપ પરમાત્માના વિષયમાં એ ગોથાં ખાઈ જાય તો તેમાં સહેજે આશ્ચર્ય નથી. કાર્યના અણુઅણુમાં કારણ વ્યાપેલું હોય છે. જગતનાં અણુઅણુમાં પરિપૂર્ણ પરમાત્મા વ્યાપેલો છે. અણુ અણુ પૂર્ણસદન છે. આથી પૂર્ણની આ પરિપૂર્ણ રમતને આપણે પૂર્ણપણે સમજીશું તો પૂર્ણના પૂર્ણત્વ વિષે પ્રશ્ન નહીં રહે.

કોઈ એમ પૂર્વપક્ષ ન કરે કે આ તો પ્રશ્નને ઉડાવવાની વાત છે! પ્રશ્નને ઉડાવવાનો અહીં કોઈ પ્રશ્ન જ નથી. આ રીતે જ આ પ્રશ્નનો જવાબ વાળી શકાય છે. માટે જ એ રીતે એનો જવાબ વાળવામાં આવ્યો છે. પરમાત્માના અનન્ત જ્ઞાનક્રિયારૂપી ઐશ્વર્યનો તો જ આપણને ખ્યાલ આવશે. અજવાળામાં અંધારું કેવી રીતે આવ્યું? બ્રહ્મમાં આ જગત કેવી રીતે પ્રકટ્યું વગેરે તમામ પ્રશ્નો પરમાત્માની અચિન્ત્ય પરસ્પર વિરોધી શક્તિઓનો પૂરો સ્વીકાર કરતાં સ્વયમેવ શાંત પડી જાય છે. **सेयं भगवतो माया यत् नयेन विरुध्यते!** માયા એટલે ભગવાનની કોઈ અચિન્ત્યવિભવા શક્તિ, જે શક્તિ ઈશ્વરકૃપાથી અનુપ્રાણિત થતાં વિશ્વરૂપે છતી થતી દેખાય. વળી જે સંકલ્પમાત્રથી વિશ્વરૂપે છતી થયેલી છતાં ઢળી જતી દેખાય અને પોતાના સ્વામીના સ્વરૂપમાં લીન થઈ જાય! બસ. સ્વેચ્છાથી સ્વયં એ બધું બનતું દેખાય. બધું ટળતું દેખાય! આગળ ઉપર પણ આ વિચારોની છણાવટ આવનારી હોઈને અહીં વિસ્તાર કર્યો નથી. પરમાત્મા છે. તે જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. સર્વજ્ઞ છે, સર્વશક્તિ છે, આટલું આ સૂત્રોમાં વક્તવ્ય છે. અર્થાત્ સચ્ચિદાનંદ પરમાત્માનો સત્યાંશ–અદંશ તેટલો આ ત્રણ સૂત્રોમાં ભગવાન વ્યાસજીએ સૂચિત અને સિદ્ધ કર્યો છે. ॥ ૪ ॥

સત્ પરમાત્મા જ ચિત્ સ્વરૂપ છે એવુ સૂચિત કરતા અને સિદ્ધ કરનાની ભૂમિકા રચતા ભગવાન સૂત્રકાર કહે છે –

## ईक्षतेः नाशब्दम् ॥ ५ ॥

ઈક્ષતે=શ્રુતિમા ઈક્ષ ધાતુના અર્થનો પ્રયોગ થયેલો હોઇને એટલે કે દૃક્ષણ પૂર્વક સૃષ્ટિની રચના બનાવેલી હોઇને અશબ્દ=બીજુ કોઇપણ અશાસ્ત્રીય કારણ હોઈ શકતુ નથી.

મનોહર અને હૃદયગમ એવા આ મગલમય જગતના કારણરૂપે પોતાને જાહેર કરવાનુ–સિદ્ધ કરવાનુ કોને મન ન થાય? એ યશ શકય હોય તો કોણ જતો કરે? જગતનુ કારણ થવુ એટલે સુદરતાની, શિવતાની, સત્યતાની, મગળમયતાની, સર્વજ્ઞતાની, સર્વશક્તિમત્તાની અને અને સર્વતત્રતાની અવધિ થવુ! પરમાત્મા સિવાયના જેટલા કારણો જગતને પોતાના કાર્ય તરીકે જાહેર કરવા આવે તે બધાય અશબ્દ છે એટલે કે અશાસ્ત્રીય છે! અશાસ્ત્રીય એટલે કે વ્યવસ્થિત અક્કલને ન પોષાય એવા છે! આથી ઈશ્વર સિવાયના તમામ કારણો નકલી છે, અસલી નથી એ બધાય કારણોના નેતા છે પ્રકૃતિકારણવાદ યદ્યપિ પ્રકૃતિ અશબ્દ નથી એટલે કે અશાસ્ત્રીય નથી–પણ પરમાત્માને પરતત્ર પ્રકૃતિ, પરમાત્માની શક્તિ છે, એ અર્થમા જો પ્રકૃતિશબ્દ હોય તો અહીં તકરાર નથી, પણ પરમાત્માથી ભિન્ન, પરમાત્માને અવગણીને વર્તી શકે એવી કોઇ સ્વતત્ર સર્વશકિતમયી પ્રકૃતિ નામની ચીજ હોય તો તેનો અહીં વિરોધ છે અને આથી આ વિચારશાસ્ત્રમા એવી સ્વતત્રપણે વર્તતી જડ પ્રકૃતિનો નિરાસ કરવો જ જોઇએ અને પ્રધાનમલ્લ પરાજિત થાય તો બીજા તો સ્વયમેવ પલાયન કરે છે આથી જગતને સ્વતત્રપણે સર્જવાનો દાવો કરતી પ્રકૃતિનો એટલે કે પ્રકૃતિકારણવાદનો અહીં પ્રતિકાર જાણવો રહે છે એ ત્રિગુણાત્મિકા, કેવળ અને સ્વતત્ર પ્રકૃતિ, સર્વત્ર અનુગત હોઇને, જો જગતના કારણ તરીકે પ્રસ્થાપિત થતી હોય તો સૂત્રકાર કહે છે કે એ બરાબર નથી, એ અશાસ્ત્રીય છે કેમકે એમ માનવામા શાસ્ત્રીય બુદ્ધિ દુભાય છે શાસ્ત્રીય બુદ્ધિ ચેતન વિના જગતનુ રચન સભવિત નથી, એમ સિદ્ધ કરે કે ચેતન હોય તે જડ પાસે કામ કરાવે જડના ઉપર ચેતનનો રોપ ચાલે છે, ચેતનના ઉપર જડનો નહીં આથી જડચેતનથી ઉભરતા જગતરૂપી કાર્યમા કારણરૂપે તો ચેતન જ હોઈ શકે ચેતનની મીઠી મુનસફી હોય તો તે જડને કાર્યમા રોકે ચેતન સ્વતત્ર છે જડ તેને પરતત્ર છે આ સિદ્ધાન્તનુ સૂચન કરતા **ईक्षते**. એવો હેતુશબ્દ ભગવાન સૂત્રકાર આગળ કરે છે સૃષ્ટિ પ્રકરણનો અહીં સબધ છે

છાંદોગ્ય ઉપનિષદ્‌મા सदेव सोम्य ! इदमग्रे आसीद् एकमेवाद्वितीयम्–
। બધુ પહેલા હે સૌમ્ય ! સત્ જ હતુ એક અને અદ્વિતીય–એવી
રૂઆત ્રી तदैक्षत–बहु स्यां प्रजायेय इति । तत् तेज असृजत–તેણે
ચાર્યું–ઘણો થાઉં–ફાલુ ફૂલુ આમ કહી તેણે તેજ સરજ્યુ–આવી રીતે
ર્જન પ્રક્રિયાને ્જૂ કરી છે આ વાકયોમા સત્નુ ઈક્ષણપૂર્વક સૃષ્ટ્રત્વ
ર્શવ્યુ છે તે જ પ્રમાણે બીજે ઠેકાણે બીજા ઉપનિષદ્‌મા आत्मा
। इदं एक एव अग्रे आसीत् । न अन्यत् किंचन मिषत् ।
। ईक्षत लोकान् सृजे इति । આ બધુ પહેલા એક આત્મ જ હતુ,
ેજુ ી ઈ પલકતુ ન હતુ તેણે વિચાર્યુ–હુ લોકોને સરજુ
ऐतरेय–१–१–१) આમ ઇક્ષણપૂર્વક સૃષ્ટિ રચના કહી છે વળી પ્રશ્નોપનિષદ્‌મા
ણ स ईक्षांचक्रे । स प्राण असृजत–એમ ઇક્ષણપૂર્વિકા જ સૃષ્ટિ દર્શાવી
। આ ઇક્ષણ એટલે સૃષ્ટિ માટે ઈશ્વરીય સકલ્પ । સકલ્પ એ ચેતનનો
ર્મ હોય છે, જડનો નહી । આથી સૃષ્ટિના કારણ તરીકે વર્ણવાયેલુ સત્
ત્ય ચિતરૂપ છે જડરૂપ નથી જડ, સૃષ્ટિ–સકલ્પ કરી ન શકે આથી
ૃષ્ટિના કારણરૂપ પરમાત્મા જેમ સત્ છે તેમજ તે ચિતરૂપ છે ચિત્
ેટલે જ્ઞાનસ્વરૂપ જે સ્વપ્રકાશ–અન્ય પ્રકાશક અને અનન્ય પ્રકાશ્ય હોય
. ચિત્ ચિતનું આ લક્ષણ પરમાત્મામા હોઇને સત્ પરમાત્મા ચિતરૂપ
: પરમાત્મા સ્વપ્રકાશ, સર્વપ્રકાશક, અને અનન્યપ્રકાશ્ય છે આથી
વત ત્રપણે પ્રકૃતિ કે તેના જ ફરજ દરૂપી કાળકર્મ–વગેરે ારણો, જગતના
તત્ર કારણરૂપે સભવી શકતા નથી ॥ ૬ ॥

ઇક્ષણ–ક્રિયા–પૂર્વક સૃષ્ટિ થતી હોઈ ને, જેનામા ઇક્ષણ સભવતુ ન
ોય તે સ્વત ત્રપણે આ સૃષ્ટિનુ કારણ થઈ ન શકે એ આગલા સૂત્રમા
મેદ્ધ થયુ આ ઇક્ષણ ચેતનનો ધર્મ છે અને આથી સત્ ઇક્ષણ કરતુ
હોઈને ચેતન છે અર્થાત્ સત્ ચિતરૂપ છે એમ નક્કી થયુ પણ
માટનાથી જ પ્રધાનમ ન હારે એવો નથી એ બીજી રીતે આક્રમણ
લાવી શકે છે કેવળ ઇક્ષણ ઉપરથી જ પરબ્રહ્મ પરમાત્મા સૃષ્ટિનુ કારણ
છે એ સિદ્ધ થઈ જતુ નથી ઇક્ષણ મુખ્યત્વે ચેતનનો જ ધર્મ છે એ
ખરૂ પણ કેટલીક વખત જડમા પણ ચેતન ધર્મની કલ્પના કરવામા
આવે છે આ ભેખડ પડવા ઇચ્છે છે એવુ, પડવાની પળ ઉપર આવેલી
હતીની ભેખડ માટે કહેવાય છે ! ભેખડ અચેતન છે અચેતન હોઈ ને
એને પડવાની ઇચ્છા સભવી શકતી નથી ! છતા ભેખડમા ચેતનધર્મની
કલ્પના કરવામા આવે છે તે જ મુજબ સત્ શબ્દનો અર્થ આપણે પ્રકૃતિ
લઈએ, અને તેનામા ઉપચાર ઇક્ષણ ક્રિયા સમજીએ તો શુ ખોટુ નથી

આ ઉપરાંત મુખ્ય છોડીને ગૌણ ઈક્ષણ શા માટે લેવું-એવો પૂર્વપક્ષ જો વેદાન્ત કરે તો તે પણ યોગ્ય નથી. કેમકે વેદાન્તના વાકયોએ જ તેવું કર્યું છે. तत् तेजः ऐक्षत, ता: आपः ऐक्षन्त વગેરે, ઉપનિષદ્નાં વચનો પણ તેજ, જળ વગેરે અચેતન પદાર્થોમાં ચેતનનો આરોપ કરીને જ વર્તે છે. તો તમારી વાત તમારે ગળે જ કયાં ન બાંધવી? આવો પૂર્વપક્ષ ઊઠતાં આચાર્ય સમાધાન ભણે છે કેઃ-

## गौणः चेत् न आत्मशब्दात् ॥ ६ ॥

ચેત્=જો, ઈક્ષણ ગૌણ=ગુણનું એટલે કે પ્રકૃતિનુ છે એમ કહેતા હો તો તે બરાબર નથી આત્મશબ્દાત્=કેમકે ત્યાં "આત્મા" શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

આ પ્રકરણમાં "ઈક્ષતિ" ની ક્રિયા ગૌણ નથી કેમકે પ્રકરણમાં "આત્મા" શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે. અર્થાત્ પૂર્વપક્ષીનું કથન ઉચિત નથી. કેવી રીતે? તો ઇક્ષણક્રિયાનો કર્તા પ્રકરણમાં કોણ છે તે પહેલાં સમજી લેવું ઘટે. ઇક્ષણક્રિયાનો કર્તા "सत्" છે. તો એ सत् શબ્દનો અર્થ શો? પ્રકૃતિ કે પરબ્રહ્મ? જો सत् શબ્દનો અર્થ પ્રકૃતિ એવો થતો હોય તો ઇક્ષણ ગૌણ એટલે કે પ્રકૃતિનું પણ થઇ શકે. પણ सत् શબ્દનો અર્થ અહીં પરબ્રહ્મ એવો જ ઘટી શકે છે. કેમકે પ્રકરણમાં આત્મ-શબ્દ सत् ના પર્યાય તરીકે છેવટે શ્રુતિએ અહીં વાપર્યો છે. પ્રકરણનું પર્યાલોચન આ વાતને સ્પષ્ટ કરશે-શ્રુતિ કહે છે-"सदेव सोम्य! इदं अग्र आसीत्" આમ सत् શબ્દના અર્થરૂપ પરમાત્માને સૃષ્ટિ પહેલાં બતાવી, સૃષ્ટિની પળે "तद् ऐक्षत" તેણે=તે પરબ્રહ્મે ઈક્ષણ કર્યું અને ઈક્ષણ બાદ तत् तेजः असृजत વગેરે વાકયો દ્વારા તેજ, જળ વગેરેનું સર્જન બતાવી, એ सत् અને તેજ તથા જળ વગેરેને देवता શબ્દે નવાજી શ્રુતિ કહે છેઃ-सा इदं ऐक्षत-हन्त। इमाः तिस्रो देवताः अनेन जीवेनात्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणि-તેણે આ વિચાર્યું. અહો! આ ત્રણ દેવતાઓ છે આ જીવરૂપી આત્મા વડે તેમનામાં પ્રવેશી નામરૂપનું હું વ્યાકરણ કરૂં-આ શ્રુતિમાં सत् નો જીવાત્મ સ્વરૂપે અનુપ્રવેશ બતાવ્યો છે. હવે જો આ ઠેકાણે सत् નો અર્થ પ્રકૃતિ એવો લેવા જઈએ તો देवता શબ્દ પણ પ્રકૃતિનો જ વાચક ઠરશે. અને તેમ જો થાય તો પછી जीवेन आत्मना શબ્દ દ્વારા પણ પ્રકૃતિ જ સ્વીકારવી પડે. પણ જીવનો અર્થ પ્રકૃતિ એવો કદી થઈ શકે નહીં. જીવ તો શરીરનો અધ્યક્ષ-પ્રાણનો ધારણ કરનાર! જીવ શબ્દની વ્યુત્પત્તિ અને પ્રસિદ્ધિ આ જ અર્થની ઘોતક છે. આમ सत्નો અર્થ જો ત્રિગુણાત્મિકા જડ પ્રકૃતિ એવો ગૌણી વૃત્તિથી

સ્વીકારવામાં આવે તો બીજી પણ એક આપત્તિનો સામનો કરવો પડે! આત્મા શબ્દનો અર્થ શો? આત્મા એટલે સ્વરૂપ! એ આત્મા અચેતન એવી પ્રકૃતિનું સ્વરૂપ કેવી રીતે થઈ શકે? અચેતન પ્રકૃતિનું ચેતન જીવાત્મા સ્વરૂપ સંભવી શકતું નથી. સત્ શબ્દનો પરબ્રહ્મ એવો અર્થ લેતાં આ મૂંઝવણ આવતી જ નથી, કેમકે શિવ જાતે જ જીવરૂપ થાય છે? "तत्त्वमसि श्वेतकेतो" એ મહાવાક્યમાં પરબ્રહ્મ પરમાત્મા જીવસ્વરૂપે છે એવો સ્પષ્ટ નિર્દેશ છે. આથી આત્મ શબ્દનો પ્રયોગ જોવામાં આવતો હોઈને ઈક્ષણ ગૌણ એટલે પ્રકૃતિનું નથી પણ પરમાત્માનું જ છે એ સિદ્ધ છે. ઉપચાર કે આરોપને માટે અહીં–આ પ્રકરણમાં અવકાશ જ નથી. આથી જે સત્ છે તે જ ચિત્ છે, આમ સત્ પરમાત્મા ચિત્સ્વરૂપ પણ છે એ સિદ્ધ થાય છે. ॥ ૬ ॥

"આત્મા" શબ્દનો પ્રયોગ પ્રકૃતિની ઈક્ષણ ક્રિયા હોઈ શકતી નથી એમ સિદ્ધ કરનારો નીવડયો. પણ એટલાથી જ પૂર્વપક્ષી હઠી જાય એમ નથી. પૂર્વપક્ષી કહે છે–ભલા! આત્મા શબ્દના તો અનેક અર્થો થાય છે. શરીર, મન, મતિ વગેરે અનેક જડ પદાર્થનો પણ વાચક આત્મા શબ્દ જોવામાં આવ્યો છે. "ભૂતાત્મા" "ઇન્દ્રિયાત્મા" એવા પ્રયોગો પણ જોવામાં આવે છે, ઉપરાંત કોઈકના ઉપર કોઈનો ખૂબ ઉપકાર હોય તો તે તેને માટે "આ મારો આત્મા છે" એવો શબ્દ પ્રયોગ કરે છે. પ્રકૃતિ પણ પુરુષ ઉપર ભોગ અને અપવર્ગ દ્વારા ભારે ઉપકાર કરે છે, અને આથી અચેતન છતાં પ્રકૃતિને માટે આત્મ શબ્દ ન વપરાય એવું કંઈ જ નથી. અને આથી આત્મ શબ્દનો પ્રયોગ હોવા છતાં અહીં પ્રકૃતિનું જ ઈક્ષણ છે અને આથી પ્રકૃતિ જ જગતની સર્જનહાર છે, એમ માનવામાં કોઈ આપત્તિ નથી. શંકાનું નિવારણ કરતાં ભગવાન સૂત્રકાર ભણે છેઃ–

## तन्निष्ठस्य मोक्षोपदेशात् ॥ ७ ॥

तन्निष्ठस्य=ને સત્ પરમાત્મામાં નિષ્ઠાવાળાનો मोक्षोपदेशात्=મોક્ષ થાય છે એવો ઉપદેશ જોવામાં આવતો હોઇને પ્રકૃતિ જગતનું કારણ થઈ શકતી નથી.

એક શબ્દના અનેક અર્થ થાય છે એ ન્યાય્ય નથી. પ્રત્યેક શબ્દનો મુખ્ય અર્થ તો એક જ હોય છે. અને આથી તેના બીજા અમુખ્ય અર્થો પણ ભલે થતા. પણ જ્યાં મુખ્ય અર્થ લેવાનો હોય ત્યાં અમુખ્ય અર્થનું ગ્રહણ શાસ્ત્રીય કે સુસંગત નથી. આત્મા શબ્દનો મુખ્ય અર્થ ચેતન સ્વરૂપ જ છે. એના સંબંધે પછી બીજા પદાર્થોને માટે એ વપરાતો હોય તો તેમાં એનો વાંક નથી. અહીં વપરાયેલો આત્મ શબ્દ ગૌણ અર્થમાં

લેવા જતાં મોટાં સંકટો ઉપસ્થિત થાય છે. અને આથી એ ગૌણ અર્થમાં લઈ શકાય એમ નથી આત્મા શબ્દનો મુખ્ય અર્થ સ્વરૂપ થાય છે. જો એ અર્થ છોડીને ગૌણ કે અમુખ્ય અર્થનો સ્વીકાર કરીએ તો તત્ત્વમસિ જેવાં વાક્યોના શો અર્થ થાય? ધારો કે આત્મા શબ્દ પ્રકૃતિના અર્થમા સ્વીકાર્યો તો ઉદ્દાલક નામના પિતા પોતાના શ્વેતકેતુ નામના પુત્રને ઉપદેશ આપતાં કહેશે કે तत् त्वं असि–હે બેટા શ્વેતકેતુ! તે તું છે. तत् એટલે પ્રકરણના આવેલો આત્મા. सत् અને આત્મા એટલે જડ પ્રકૃતિ! તો શ્વેતકેતુ, સ્વરૂપે, જડ પ્રકૃતિ છો! જો આવો અર્થ થાય, તો એના કરતા બીજું મોટું સંકટ કયુ? કેમકે એ તો ચેતનને તું અચેતન છે એમ કહેવા બરાબર થાય અને એમ કહે તો કહેનાર વિપરીતવાદી ઠરે! કહેનાર છે શાસ્ત્ર! શાસ્ત્ર જ જો વિપરીતનો ઉપદેશ આપે તો પછી જનતામાં અવિશ્વાસ પેદા થાય. અને અવિશ્વાસ પેદા થાય એ ઘડીભર ભૂલી જઇએ તો પણ ચેતન સ્વરૂપે અચેતન કેમ કરીને થઈ શકે? આમ આત્માનો અર્થ પ્રકૃતિ લેતા અર્થનો અનર્થ જ થાય। ઉપરાંત આત્મામા નિષ્ઠા કેળવે તેનો મોક્ષ થાય છે એવુ આત્મનિષ્ઠાનુ ફળ બતાવે છે મુમુક્ષુ છે શ્વેતકેતુ તત્ત્વમસિ વાક્ય દ્વારા તેને સ્વરૂપની ઓળખ આપી, તેમા–સ્વરૂપમા નિષ્ઠા સૂચવી, પિતા ઉદ્દાલક મહર્ષિ જણાવે છે કે બેટા! तस्य तावदेव चिरं यावत् न विमोक्ष्ये, अथ संपत्स्ये–તેને તેટલો જ વિલંબ છે જ્યા સુધી એ શરીરમાથી છૂટતો નથી ત્યારબાદ તે સંપન્ન થાય છે. (છાં૦ ૬-૧૪-૨) જો આત્મ શબ્દનો અમુખ્ય અર્થ સ્વીકારીએ એટલે કે એને પ્રકૃતિનો વાચક માનીએ તો પ્રકૃતિનિષ્ઠ જીવ મુક્ત થાય છે એવો જ એનો અર્થ આવે। અને પ્રકૃતિનિષ્ઠા જ જો મોક્ષ છે તો તો આપણે બધાય મુક્તાત્માઓ જ છીએ। પછી મુક્તિને માટે શાસ્ત્રશ્રવણ કે ઈતર પ્રવૃત્તિઓની જરૂર જ ન રહે। અને બાપ દીકરાને "તુ જડ છે, જડમા તુ નિષ્ઠાવાળો થા–તારો મોક્ષ થશે" એવો ઉપદેશ આપે એ સંભવે ખરૂ? આથી આવો અદ્ધર અર્થ અહીં અઘટિત છે આત્મનિષ્ઠાનુ ફળ છે મહામુક્તિ. આથી सत् શબ્દ પરમાત્માનો જ વાચક છે આત્મ શબ્દ મુખ્ય અર્થમાં જ અહીં ઘટી શકે છે પરિણામે એ પ્રકૃતિવાચક થઈ શકતો નથી। મુખ્યાર્થ જ જ્યા થઈ શકે અને અમુખ્ય જ્યા ન સંભવે ત્યા મુખ્યાર્થનો જ બાધ કરવો અને અમુખ્યને જ–પકડી રાખવો એ તો દુરાગ્રહ લેખાય આથી પરમાત્મા જ सत् જ ચિત્ છે ॥ ૭ ॥

सत् શબ્દનું વાચ્ય પ્રકૃતિ કે પ્રધાન નથી એ બાબતમાં બીજો હેતુ આપતા ભગવાન સૂત્રકાર કહે છે કે–

## हेयत्वावचनाच्च ॥ ८ ॥

શબ્દાર્થ:-હેય=ત્યજવાને માટે નિર્દેશ ન હોવાથી ચ=પણ અહીં તત્=આત્મા શબ્દ, પ્રકૃતિ કે પ્રધાનનો વાચક નથી.

"स आत्मा तत् त्वं असि"- "તે આત્મા છે; તું તે છે" આ વાકયમાં આત્મા શબ્દનો શો અર્થ કરવો એ અહીં વિચારનો વિષય છે. સત્ કહો કે આત્મા કહો-એ શબ્દ પ્રકૃતિનો પણ વાચક હોઈ શકે છે એવો પૂર્વપક્ષ છે. પૂર્વપક્ષનું માનવું બરાબર નથી, એમ ઉત્તરપક્ષનું કથન છે. પણ શાસ્ત્ર હંમેશાં પ્રમાણપૂર્વક વિચાર કરે છે. કહેવા માત્રથી એમાં કશું સિદ્ધ કરી શકાતું નથી. આપણે જે કહેવા માંગતા હોઈએ તેને પ્રમાણથી સમર્થિત કરવું રહે. તો અહીં આત્મા કે સત્ શબ્દ શાને પ્રકૃતિનો વાચક હોઇ શકતો નથી, એ બતાવવું રહે છે. हेयत्वअवचनात् એ સૂત્ર એમાં હેતુ બતાવે છે. જો આત્મા શબ્દ પ્રકૃતિનો વાચક હોત તો તો પ્રકૃતિનું જ્ઞાન એ જ આત્માનું જ્ઞાન ઠરત. પણ એમ થાય તો ખોટું શું? એમાં ખોટું એ કે એમ માનતાં ચેતનને જડ બનવાનું અકલ્પ્ય ભાગ્ય આવીને ઉભે! શ્વેતકેતુ, ચેતન-"તું તે છે" અર્થાત્ તું ચેતન શ્વેતકેતુ, જડ પ્રકૃતિરૂપ છે એમ કહેવું-માનવું-મનાવવું એ તો અક્કલની બહારની વાત! તેમાંય પુત્રને પિતા ઉપદેશે છે એ ભૂલવું ન ઘટે! બાપ બેટાને તું "જડનિષ્ઠ" થા એમ ઉપદેશે જ કેવી રીતે? ઉપરાંત આત્માનો અર્થ જો પ્રકૃતિ હોત તો પિતા તેના ત્યાગને માટે સૂચના આપત! કેમકે જડ થવું એ ચેતનને ઉપદેશ ન હોઈ શકે! પ્રકૃતિરૂપ આત્માના ત્યાગ માટે એવું અહીં કોઈ કથન નથી! છાંદોગ્ય ઉપનિષદ્ના આ છઠ્ઠા પ્રપાઠકની સમાપ્તિ જ સદેકરસ આત્માની જ્ઞાનનિષ્ઠામાં છે.

ઉપરાંત એક બીજી પણ આપત્તિ આવી પડે એમ છે. ધારો કે અહીં સત્ શબ્દ પ્રકૃતિનો વાચક હોય અને હેયતા માટે પણ કથન હોત તો પણ પ્રતિજ્ઞાનો વિરોધ આવીને ઉભો રહેત. અહીં પ્રતિજ્ઞા છે-કારણનાં વિજ્ઞાને સર્વનું વિજ્ઞાન અહીં પ્રતિજ્ઞાત છે. એટલે કે એકને જાણવાથી બાકીનું બધું જણાઈ જાય છે એ ઋષિની કે શાસ્ત્રની પ્રતિજ્ઞા છે. સંવાદની શરૂઆતનું આ વાકય છે-उत तमादेशं अप्राक्ष्यः येन अश्रुतं श्रुतं भवति, अमतं मतं अविज्ञातं विज्ञातं इति । कथं भगवः स आदेशो भवति इति । यथा सोम्य! एकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्, वाचारम्भणं विकारो नामधेयं मृत्तिका इत्येव सत्यं, एवं सोम्य । स आदेशो भवति । "પણ તેં તે આદેશ પૂછ્યો છે ખરો

જેનાથી ન સાભળેલુ સભળાય, ન વિચારેલુ વિચારાય, ન જાણેલુ જણાય! ભગવન્! તે આદેશ તે વળી કેવો?–કયો? તો હે સૌમ્ય! એક માટીના ગોળાને જાણી લેવાથી જેટલુ મૃણ્મય તેટલુ બધુ જણાય–કાર્ય=વિકાર તો વાણીનો આરંભમાત્ર છે–નામમાત્ર છે–મૃત્તિકા જ કેવળ સત્ય છે એવો હે સૌમ્ય! તે આદેશ છે (છા૦ ૬–૧–૧–૩) જો અહીં આત્મા કે સત્ શબ્દનો અર્થ આપણે પ્રધાન કે પ્રકૃતિ એવો લઈએ તો પ્રકૃતિનુ વિજ્ઞાન તો જરૂર થાય–પણ પ્રકૃતિને જાણવાથી પુરૂષ કેવી રીતે જણાય? પુરૂષ કઈ પ્રકૃતિનો વિકાર નથી પ્રકૃતિને જાણવાથી પ્રકૃતિનુ જે કઈ હોય તે જણાય! પ્રકૃતિના ક્ષેત્રમા ન આવતુ હોય તે કેવી રીતે જણાય! અને આત્મા પ્રાકૃતિક નથી તેનાથી, ચેતન હોઈને, ભિન્ન છે અને એમ જ છે તો પછી એકના વિજ્ઞાને સર્વનુ વિજ્ઞાન થાય–એ પ્રતિજ્ઞા પીડાય જ આથી અહીં સત્ કે આત્મા શબ્દ પ્રકૃતિનો નહીં પણ પુરુષનો જ વાચક છે ॥ ૮ ॥

ઉપરાત પણ એક હેતુ છે જે સત્ શબ્દને પ્રકૃતિનો વાચક બનવા દે તેમ નથી તેનો ઉલ્લેખ કરતા ભગવાન સૂત્રકાર ભણે છે કે–

## स्वाप्ययात् ॥ ९ ॥

स्वाप्ययात्–પોતાનામા વિલીન થવાનો બનાવ હોવાથી પણ અહીં સત્ શબ્દ પ્રકૃતિનો વાચક નથી પણ આત્મા–ચેતન આત્માનો જ વાચક છે

છાદોગ્ય ઉપનિષત્નુ આ વાકય અહીં વિચારનો વિષય બન્યુ છે "यत्र एतत् पुरुष स्वपिति नाम सता सोम्य! तदा सपन्नो भवति–જે અવસ્થામા આ પુરુષ સ્વપિતિ નામનો થાય છે હે સૌમ્ય! ત્યારે તે સત્ની સાથે સપન્ન થાય છે સ્વયલીન થાય છે તેથી એને 'स्वपिति' કહે છે કેમકે તે વખતે તે લીન થઈ જાય છે (છા૦ ૬–૮–૩) આ શ્રુતિમા મૂળ કારણનુ જ પ્રકરણ છે એ કારણ અહી सत् શબ્દ દ્વારા બતાવ્યુ છે ઉપરની શ્રુતિમા આત્માના 'स्वपिति' એના લોકપ્રસિદ્ધ નામનુ નિર્વચન કરવામા આવ્યુ છે અર્થાત્ આત્મા 'स्वपिति' નામે ઓળખાય છે કેમ? તો તેની અહીં વ્યુત્પત્તિ દર્શાવી છે स्व શબ્દ અહીં આત્માનો વાચક છે એ આત્મા, પ્રકૃત પરમાત્મામા–જેનો સત્ શબ્દ એ વાચક છે–લીન થાય છે અર્થાત્ જાગૃત અને સ્વપ્ન અવસ્થાઓનો ત્યાગ કરીને નિદ્રાવસ્થામા આપણો આત્મા કયા સરકી જાય છે? પરમાત્મામા લીન થાય છે આત્માનુ પરમાત્મામા નિદ્રાવસ્થામા જાણે વિલીનીકરણ અહીં દર્શાવ્યુ છે કવચિત્ શબ્દોનુ ભાવનાત્ય નિર્વચન કરવાનો શ્રુતિને શોખ

જોવામા આવે છે. અહીં પણ વ્યુત્પત્તિ બતાવના એક મહાન સિદ્ધાન્તનો ઉલ્લેખ કરી જાય છે સ્વપિતિ નામનુ નિર્વચન કરી, એટલે કે स्वम् अपीतो भवति इति स्वपिति.-જે સ્વરૂપમા લીન થાય છે તે સ્વપિતિ એવો અર્થ કરી, સુષુપ્તિમા આત્માનુ પરમાત્મામા જાણે વિલીનીકરણ શ્રુતિ બતાવે છે અને આત્મા ચેતન છે અને એવા ચેતન આત્મા અચેતન પ્રધાનને "સ્વરૂપ" તરીકે કેવી રીતે સ્વીકારી શકે ? પ્રધાન આત્મીય હોઈને જો "સ્વ" શબ્દથી અહીં વિદિષ્ટ છે એમ માનીએ તોપણ છૂટકો નથી કેમકે ચેતન અચેતનમા વિલીન થાય છે એમ કહેવુ અયોગ્ય છે ઉપરાંત આત્મા ઊંઘમા પરમાત્મામા લીન થઈ જાય છે એવુ સ્પષ્ટ વિધાન બીજી શ્રુતિમાં જોવામા આવે છે प्राज्ञेन आत्मना सपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम्-પ્રાજ્ઞ આત્મા વડે આલિંગિત થયેલ હોઈને બાહ્ય કે આભ્યન્તર કશુ જાણતો નથી (બૃ૦ ૪-૩-૨૧) આ શ્રુતિ આત્માનુ પરમાત્મામા વિલીનીકરણ દર્શાવે છે આથી સત્ શબ્દ પ્રધાનનો વાચક નથી

ઉપરાંત પ્રધાન જગતનુ કારણ નથી એમ બતાવના બીજા એક હેતુનો ઉલ્લેખ કરે છે કે —

## गतिसामान्यात् ॥ १० ॥

ગતિ=ગતિની સમાનતા હોવાથી પણ પ્રધાન જગતનુ કારણ નથી

ચેતન પરમાત્મા જ જગતનુ કારણ છે એ સાધ્ય છે પ્રકૃતિ કે બીજુ કોઈ કારણ જગતનો જન્માદિ કરી શકે એમ નથી એમ ન્યાયપૂર્વક અને પ્રમાણપૂર્વક સિદ્ધ કરવાનુ છે આ સૂત્રમા એ માટે એક વધારાનો હેતુ સૂત્રકાર આપે છે સમગ્ર વેદાન્ત શાસ્ત્ર ચેતનને જ જગત્કારણ તરીકે જણાવે છે બીજા શાસ્ત્રોમા તો કવચિત્ ચેતન તો કવચિત્ અચેતન તો કવચિત્ વળી બીજુ કોઈ ઓર જ કારણ તરીકે વર્ણવવામા આવે છે આમ બીજા શાસ્ત્રોમા કારણ પરત્વે એકવાક્યતા નથી ઉપનિષદો આ બાબતમા એકવાક્યતા ધરાવે છે તમામ ઉપનિષદ્વાક્યો ચેતન જ જગતનુ કારણ છે એ બતાવવામા એકરૂપ છે આ "ગતિ સામાન્ય" એ બહુ મોટો હેતુ છે ગતિ એટલે કારણને લગતુ જ્ઞાન સામાન્ય એટલે સર્વવ્યાપક એટલે કે ઉપનિષદોના તમામ ઉત્પત્તિ વગેરેને લગતા વાક્યોમાં એકરૂપતા છે– કારણની બાબતમા જેમ કે–तस्माद् वा एतस्मात् आत्मन. आकाश. सभूत (तै० २-१) आत्मत एव इद सर्वम् (छा० ७-२६-१) आत्मन. एष. प्राणो जायते (प्र० ३-३) यथा अग्ने. ज्वलत. सर्वा दिशो विस्फुलिंगा.

विप्रतिष्ठेरन् एवं एव एतस्मात् आत्मनः सर्वप्राणाः यथा आयतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवा. देवेभ्यो लोका. તે આ આત્મામાંથી આકાશ જન્મે છે. (તૈ૦ ૨ ૧) આત્મામાથી જ આ બધુ પેદા થાય છે (છાં૦ ૭-૨૬-૧) આત્મામાથી આ પ્રાણ જન્મે છે (પ્ર૦-૩-૩) જેમ પ્રજ્વલિત અગ્નિમાથી સો દિશાઓમા વિસ્ફુલિંગો ફેલાય છે તે જ પ્રમાણે આ આત્મામાથી તમામ ઇન્દ્રિયો પોતપોતાના સ્થાન અનુસાર ફેલાય છે પ્રાણોમાંથી દેવો અને દેવોમાથી લોકો ફેલાય છે (કૌ૦-૩-૩) આ બધાય વાક્યો આત્માને જ કારણ તરીકે સ્થાપિત કરનારા છે અને આત્મા તો ચેતન છે આથી સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્મા જ જગતનુ કારણ છે ॥ ૧૦ ॥

ઉપરાત સર્વજ્ઞ અને સર્વશક્તિ બ્રહ્મ જ જગતનુ કારણ છે એમ સ્વયં સ્વમુખે શ્રુતિ કહે છે કે –

## श्रुतत्वाच्च ॥ ११ ॥

શ્રુતત્વાત્=શ્રુતિમા કથન હોવાથી ચ=પણ પ બ્રહ્મ પરમેશ્વર જ જગતનુ કારણ છે-એ સિવાયનુ બીજુ નહીં એમ સિદ્ધ થાય છે

**स कारणं करणाधिपाधिपः न चास्य कश्चित् जनिता न चाधिपः** તે કરણાધિપ-જીવોનો પતિ છે એનો કોઈ જનક નથી સ્વામી નથી (શ્વે૦ ૬-૯) **स विश्वकृत्** તે વિશ્વકર્તા છે (શ્વે૦ ૬-૧૬) **अत समुद्रा गिरयश्च सर्वे**-એમાથી સૌ સમુદ્રો અને સૌ પર્વતો જન્મે છે (મુ૦ ૨-૧-૧) **स: ईक्षाचक्रे**-તેણે વિચાર્યું (પ્ર૦ ૬-૩) વગેરે વાક્યો સાક્ષાત્ પરમાત્માને જગત્ કારણ તરીકે વર્ણવે છે આથી સર્વજ્ઞ અને સર્વશક્તિ પરબ્રહ્મ પરમાત્મા જ જગતનુ કારણ છે અચેતન પ્રધાન કે બીજુ કોઈ કારણ સંભવી શકતુ નથી એ સિદ્ધ છે ॥ ૧૧ ॥

આમ આટલા સૂત્રોમા જાણવા યોગ્ય પરમાત્મા સત્ અને ચિતરૂપ છે એમ સિદ્ધ કરવાનો આચાર્યે પ્રયત્ન કર્યો જે પરમાત્મા સત્ છે, અને ચિત્ છે તે જ પરમાત્મા સ્વરૂપે આનંદમય છે, એમ સિદ્ધ થાય તો પરમાત્મા જ જિજ્ઞાસ્ય=એકમાત્ર જાણવા જેવો છે એમ અંતરને નિશ્ચય થાય તો જીવાત્મા પરમાત્માને મેળવવાનો પ્રયત્ન કરે આનન્દની તો જીવને ખોટ છે એ આનન્દની તો શોધમા છે જ્યારે એને રસમય આનન્દનો સમુદ્ર સ્વાધીન છે એમ સમજાશે ત્યારે એ ફાફા મારવાનુ છોડીને સ્વરૂપમા ઉતરશે અને સ્વરૂપભૂત બ્રહ્માનન્દમા ડૂબકી મારી સદાને માટે કૃતાર્થ થશે આથી છે, એવો સર્વજ્ઞ પરમાત્મા આનન્દસ્વરૂપ છે, એ શોધને સિદ્ધ કરતા ભગવાન સૂત્રકાર ભાખે છે કે –

# आनन्दमयोऽभ्यासात् ॥ १२ ॥

અભ્યાસાત્=શ્રુતિઓમા આનન્દ શબ્દ વારવાર પરબ્રહ્મ પરમાત્મા માટે વપરાતો હોઈને તે પરમાત્મા પરબ્રહ્મ આનન્દમય=આનન્દ સ્વરૂપ છે

તૈત્તિરીય ઉપનિષદ્‌મા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનન્દમય આત્માનું વર્ણન આવે છે. ત્યા અન્નમયનો પ્રાણમય, પ્રાણમયનો મનોમય, મનોમયનો વિજ્ઞાનમય અને વિજ્ઞાનમય આત્માનો આનન્દમય આત્મા અંતરાત્મા તરીકે બતાવ્યો છે. પણ આનન્દમયનો કોઈ બીજો અંતરાત્મા બતાવ્યો નથી એટલુ જ નહીં પણ તે આનન્દમયમાથી જ સમસ્ત જગતની ઉત્પત્તિ વગેરે બતાવ્યાં છે આનન્દમયનો મહિમા વર્ણવતા તેને જાણવાનું ફળ દર્શાવી ત્યા જ બ્રહ્માનન્દવલ્લીની સમાપ્તિ કરી છે. તો અહીં શકા એ છે કે આનન્દમય શબ્દનુ વાચ્ય કોણ છે? એનો અર્થ શો છે? **ब्रह्मविद् आप्नोति परं** મા બતાવેલા પરબ્રહ્મ પરમાત્મા એનો વાચ્ય છે? કે પછી જીવાત્માને માટે એ શબ્દનો પ્રયોગ છે કે જીવાત્માથી પણ જુદા કોઈ બીજા જ પદાર્થનો અહીં નિર્દેશ છે? પૂર્વપક્ષ કહે છે કે જીવાત્માનો અહીં નિર્દેશ છે પરમાત્માનો જ અહીં ઉલ્લેખ છે એ સિદ્ધાન્ત પક્ષ છે તો સિદ્ધાન્ત સ્થાપિત થાય તે પહેલાં પૂર્વપક્ષને મહાત કરવો રહ્યો

તો જીવાત્મા જ અહીં ઉદ્દિષ્ટ છે એ કેવી રીતે માનવુ ? તો એનાં કારણો છે સૌથી પહેલુ કારણ એ છે કે અહીં પ્રકરણમા "શરીરાન્તરાત્મા" તરીકે પ્રયોગ જોવામા આવે છે **ब्रह्मविद् आप्नोति परम्** એવી અહીં બ્રહ્મથી શરૂઆત થાય છે પ્રકરણસ્થ બ્રહ્મમાથી આકાશ વગેરેના ઉત્પત્તિ ક્રમે પુરુષની એટલે કે પુરુષના શરીરની ઉત્પત્તિ બતાવે છે તેની અન્નરસમય સજ્ઞા પાડી તેની અદર રહેલા પ્રાણમય–મનોમય–વિજ્ઞાનમય–વગેરેને ઉત્તરોત્તર બતાવે છે અને ત્યારબાદ **तस्माद् वा एतस्माद् विज्ञानमयाद् अन्य· अन्तर आत्मा आनन्दमय** —આ વિજ્ઞાનમયથી અન્ય અદર બીજો આત્મા આનન્દમય છે આ શબ્દોમા વિજ્ઞાનમયના અતરાત્મા તરીકે આનન્દમયનો ઉપદેશ છે અહીં બતાવેલો આત્મા જો બ્રહ્મ હોય તો તેનો "શરીરાન્તરાત્મા" તરીકે ઉલ્લેખ ઉચિત નથી કેમકે બ્રહ્મ તો વિશ્વાન્તરાત્મા છે વિશ્વાન્તરાત્માનો શરીરાન્તરાત્મા તરીકે ઉલ્લેખ સત્યથી વેગળો છે અને જીવાત્મા તો શરીરાન્તરાત્મા તરીકે પ્રત્યક્ષ જ છે આથી અહીં આનન્દમય શબ્દગ્રાહ્ય જીવાત્માનો જ વાચક છે

ઉપરાંત અહીં આનન્દમય આત્માનો "શરીરવાળા" તરીકે ઉપદેશ જોવામા આવે છે શ્રુતિનુ જ વચન છે કે–**तस्य एष एव शारीर: आत्मा**

यः पूर्वस्य તેનો આ શારીર આત્મા છે જે પૂર્વ શરીરનો છે. (તૈ૦ ૨-૬) શરીરનો સંબંધ હોય તો જ શારીર તરીકે ઉલ્લેખ થાય ને? પરમાત્માને તો શરીર સંબંધ ઘટે નહીં. सः पर्यगात् शुक्रम् अकायं अव्रणम्–તે સર્વવ્યાપી છે–શુક્ર–અકાય–અને અવ્રણ (યજુ૦ ૪૦–૮) न तस्य कार्यं करणं च विद्यते–તેનું કાર્ય અને કરણ હોતું નથી. (શ્વે૦ ૬–૮) વગેરે શ્રુતિસમૂહ પરમાત્માના શરીર સંબંધનો પ્રતિષેધ કરે છે. કદાચ પરમાત્માને પણ શરીર છે જ એમ માનીએ તો એ નિસ્તાર નથી. કેમકે શરીરી હોય તેને તે શરીરનો સંસ્પર્શ થયા વિના ન રહે. શ્રુતિ કહે છેઃ– आत्तो हवै सशरीरः प्रियाप्रियाभ्याम् । न हवै सशरीरस्य सतः प्रियाप्रिययोः अपहतिः अस्ति–શરીરાભિમાની પ્રિયાપ્રિયની ચૂડમાં સપડાયેલ છે કેમકે નિશ્ચય શરીરાભિમાની જીવને પ્રિયઅપ્રિયમાંથી છટકારો નથી. (છા૦ ૮–૧૨–૯) આમ શરીરવાળાને પ્રિયાપ્રિયનો સંસ્પર્શ અનિવાર્ય, અને પ્રિયાપ્રિયનો સંસ્પર્શ ધર્માધર્મમાંથી જ નીપજે એ તો સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત! અને એ ધર્માધર્મ=પુણ્યઅપુણ્ય પરમાત્માને અડી ન શકે. શ્રુતિ જ કહે છેઃ—अन्यत्रधर्मात् अन्यत्र अधर्मात् अन्यत्र अस्मात् कृताकृतात्–ધર્મ અને અધર્મથી ભિન્ન છે–કાર્ય કારણથી જે ભિન્ન છે. (કઠ૦ ૨–૧૪) શ્રુતિનો જ જો આ નિર્ણય છે તો પછી પરમાત્માને પાપપુણ્ય ન જ સંભવે. જીવાત્માને શરીરનો અને પ્રિયાપ્રિયનો સંસ્પર્શ હોય છે એ તો પ્રત્યક્ષ જ છે. આથી અહીં જીવાત્માને જ આનન્દમય જાણવો ઘટે.

વળી "આનન્દમય" ને ઉદ્દેશીને અવયવોની કલ્પના પણ શ્રુતિએ જ કરી છે. શ્રુતિ કહે છેઃ—तस्य प्रियमेव शिरः मोदः दक्षिणः पक्षः प्रमोदः उत्तरः पक्षः आनन्दः आत्मा ब्रह्मपुच्छं प्रतिष्ठा। તેનું પ્રિય જ માથું છે. મોદ જમણું પડખું છે–પાંખ છે, પ્રમોદ, ડાબુ પડખું–પાંખ છે. આનન્દ આત્મા છે. બ્રહ્મ તેનું પૂછડું–છે–પ્રતિષ્ઠા છે. (તૈ૦ ૨–૫) તો જો અહીં આનન્દમય શબ્દ બ્રહ્મનો વાચક હોય તો તેના અવયવો સંભવે નહીં. કેમકે પરમાત્મા તો નિરવયવ–અવયવશૂન્ય છે. શ્રુતિ જ બતાવે છેઃ–दिव्यो हि अमूर्तः पुरुषः અમૂર્ત અને દિવ્ય છે નિશ્ચય પુરુષ. (મું૦ ૨–૧–૨) ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ત્યારબાદ ધ્યાન ધરતો પુરુષ તે નિષ્કલનું દર્શન કરે છે. (મું૦ ૩–૧–૮) अस्थूलं अनणु ન તો સ્થૂલ–ન તો અણુ. (બૃ૦ ૩–૮–૮) निष्कलं निष्क्रियं शान्तं–નિષ્કલ, નિષ્ક્રિય શાન્તને (શ્વે૦ ૬–૧૯) આમ બ્રહ્મ નિરવયવ છે. વળી મનગમતી ચીજનાં દર્શને થતો આનંદ તે પ્રિય કહેવાય, તેવી વસ્તુનો લાભે થતો આનંદ તે મોદ કહેવાય!

તેવી વસ્તુના ઉપભોગે થતુ સુખ તે પ્રમોદ કહેવાય! આમ પ્રિય વગેરે ખાસ સુખના નામમાત્ર છે પરબ્રહ્મ પરમાત્મા તો નિત્યાનન્દરૂપ છે તેના પ્રિય વગેરે અવયવો હોય એવી કલ્પના દુર્ઘટ છે જીવાત્માને મળતુ સુખ તો જન્ય છે એ જન્યસુખના આશ્રય તરીકે મસ્તક વગેરેની જગ્યાએ પ્રિયાદિ અવયવોની કલ્પના ઘટી શકે આથી પણ અહીં જીવાત્મા જ આનન્દ શબ્દનો વાચ્ય હોય એ વધારે યોગ્ય છે

ઉપરાંત અહીં ब्रह्म पुच्छं प्रतिष्ठा (તૈ૦ ૨-૬) એવુ શ્રુતિવચન છે બ્રહ્મને આનન્દમયના પુચ્છ તરીકે વર્ણવ્યુ છે આનન્દમય આત્મા જો બ્રહ્મ હોય તો તેનુ પુચ્છ તરીકે વર્ણન અયોગ્ય છે પુચ્છ એટલે પ્રતિષ્ઠા–આધાર જાતે જ જાતનો આધાર છે એમ કહેવુ બરાબર નથી આધાર હોય તે આધેય કેવી રીતે થાય? અગર તો એથી ઉલટુ પણ કેમ સંભવે? બન્ને જો એક જ હોય–આધાર અને આધેય, તો પછી આધાર આધેય સબંધ જ ન સંભવે! આથી ઉલટુ જો આનન્દમય શબ્દ દ્વારા અહીં જીવાત્માનો જ ઉલ્લેખ છે એમ નક્કી કરીએ તો જીવાત્માના આધાર તરીકે પરબ્રહ્મ પરમાત્મા હોય એ અજુગતુ નથી ઉલટુ એ જ યોગ્ય છે કેમકે પરમાત્મા વિશ્વાધાર હોઈને જીવાધાર બને એમા કશુ જ ખોટુ નથી! આથી અહી "આનન્દમય" શબ્દ જીવાત્માનો વાચક છે એમ જ માનવુ રહ્યુ આ છે પૂર્વપક્ષ આનો જવાબ વાળતા સિદ્ધાન્તી કહે છે કે ના આમ માનવુ બરાબર નથી અહીં આનન્દમય શબ્દ પરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે

આનન્દમય શબ્દ પરમાત્માનો જ વાચક છે, જીવાત્માનો નહીં–એ જાણવુ કેવી રીતે? તો ક્યાયે જીવાત્માના અર્થમા આનન્દમય શબ્દ વપરાયેલો જોવામા આવતો નથી વેદો કે ઉપનિષદોમા ક્યાયે જીવાત્માના અર્થમા આનન્દમયનો પ્રયોગ નથી જીવાત્મા પરમ પ્રેમાસ્પદ જરૂર છે પણ એ તો આત્મા હોઈને છે આનન્દમય છે માટે પરમપ્રેમાસ્પદપણુ નથી ઉપરાંત બ્રહ્મ શબ્દના પર્યાય તરીકે આનન્દમયનો તો અનેક ઠેકાણે ઉલ્લેખ છે વેદો અને ઉપનિષદોમા બ્રહ્મના અર્થમા વારવાર આનન્દમયનો ઉલ્લેખ છે, એટલે કે અભ્યાસ છે જેમકે આજ ઠેકાણે આનન્દમયનો પ્રસ્તાવ કરી रसो वै सः (તૈ૦ ૨-૭) એ શબ્દો દ્વારા તે આનન્દમયને જ રસસ્વરૂપ બતાવી કહે છે रसं हि एव अयं लब्ध्वा आनन्दी भवति । को हि एव अन्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् । एष हि एव आनन्दयाति । (તૈ૦ ૨-૭) सा एषा आनन्दस्य मीमांसा भवति (તૈ૦ ૨-૮) एत आनन्दमय आ मान

उपसंक्रामति (तै० २-८) आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन (तै० २-९) आनन्दो ब्रह्मेति व्यजानात् (तै० ३-६) तद् विज्ञानेन परिपश्यन्ति धीराः आनन्दरूपं अमृतं यद् विभाति (मुं० २-२-७) विज्ञानं आनन्दं ब्रह्म (बृ० ३-९-२८,) एषः अस्य परम आनन्दः । एतस्य एव आनन्दस्य अन्यानि भूतानि मात्रा उपजीवन्ति । (बृ० ४-३-३२) स्वः यस्य च केवलं (अथर्व० १०-४-८-१) रसेन तृप्तः न कुतश्चनोनः (अथर्व० १०-४-८-४४) नमः शंभवाय च मयोभवाय च.-એને પામીને જ આ આનન્દમય થાય છે. કોણ ખરે! જીવત, કોણ શ્વાસોચ્છવાસ લેત જો આ આકાશ–પરમાત્મા આનન્દરૂપ ન હોત તો? એ જ આનન્દિત કરે છે (તૈ૦ ૨–૭) તે આ આનન્દની મીમાંસા છે (તૈ૦ ૨–૮) તે આ આનન્દમય આત્માની કને જાય છે. (તૈ૦ ૨–૮) બ્રહ્મના આનન્દને માણતો કશાથી બીતો નથી ((તૈ૦ ૨–૯) આનન્દને બ્રહ્મરૂપ જાણ્યુ (તૈ૦ ૩–૬) ધીર પુરુષો વિજ્ઞાન દ્વારા આનન્દરૂપ અમૃત કે જે ચમકી રહ્યુ છે તેને જુવે છે (મુ૦ ૨–૨–૭) વિજ્ઞાનને આનન્દને બ્રહ્મ (બૃ૦ ૩–૯–૨૮) એનો પરમ આનન્દ છે એ આનન્દની જ માત્રામાત્રથી બધા જીવે છે (બૃ૦ ૪–૩–૩૨) જેનુ સુખ કેવળ છે (અથર્વ૦ ૧૦–૪–૮–૧) એ રસથી તૃપ્ત કયાયે ઉણપવાળો નથી (અથર્વ૦ ૧૦–૪–૮–૪૪) તે કલ્યાણકારીને નમન હો–તે સુખસ્વરૂપીને નમન હો (યજુ૦ ૧૬–૪૧) આમ શ્રુતિઓમા બ્રહ્મને માટે આનન્દમય શબ્દનો પ્રયોગ છે અને જે શબ્દ જે અર્થમા વારવાર વપરાય તે જ તેનો અર્થ એ તો અક્કલમા આવે એવી વાત છે કદાચ એક શંકા થવાનો અહીં સંભવ છે અહીં મોટે ભાગે "આનન્દમય" શબ્દનો અભ્યાસ છે "આનન્દ" શબ્દનો નથી બ્રહ્મ આનન્દસ્વરૂપ છે અને આનન્દમય માનીએ તો "મય" પ્રત્યય પ્રાચુર્યના અર્થમા હોઈ રતિભાર પણ આનન્દ ઓછો હોવાનો સંભવ આવે! અને બ્રહ્મમા જો રતિભાર પણ આનન્દ ઓછો હોય તો તેટલો ભાગ તો આનન્દશૂન્ય થાય છે. અને એવુ થાય તો એ બ્રહ્મ ન રહે, તેના સિવાયનુ બીજુ ગમે તે હોય માટે આનન્દમય શબ્દ જીવાત્માનો જ વાચક હોવો ઘટે આ દલીલ બરાબર નથી. કારણ કે "આનન્દ" શબ્દ દ્વારા અહીં આનન્દમય જ કહેવા માગે છે જેમ विज्ञानं यज्ञं तनुते (तै० २-६) આ વાકય વિજ્ઞાનમયના પ્રકરણનુ હોઇને અહીં વિજ્ઞાન શબ્દ વિજ્ઞાનમયના અર્થમા જ ઉદ્દિષ્ટ છે, તેમ અહીં પણ આનન્દમયના પ્રકરણમા વપરાયેલ આનન્દ શબ્દ આનન્દમયના અર્થમા જ છે, આનન્દના અર્થમા નહીં બ્રહ્મ આનન્દરૂપ હોઇને આનન્દ છે, અને સર્વલોકાદિ સમસ્ત આનન્દો કરતા પણ નિરતિશય હોઇને આનન્દમય એમ કહેવાય છે આથી આનન્દ અને આનન્દમય બન્ને શબ્દો

એક જ અર્થના વાચક છે. ઉપરાંત આનન્દમય તરીકે પણ એનો અભ્યાસ શ્રુતિ બતાવે છે. દા. ત. एतं मानन्दमयं आत्मानं उपसंक्रामति (તૈ૦ ૨-૮) આથી અહીં કોઈ દોષ નથી.

તો પછી બ્રહ્મનો શરીરના અંતરાત્મા તરીકે ઉલ્લેખ કેવી રીતે ઘટે? સબૂર–એમાં પણ દોષ નથી જ. જે વિશ્વનો તે શરીરનો પણ અંતરાત્મા સંભવે છે! શરીર વિશ્વની અંદર જ છે ને! મઠની અંદર રહેલું આકાશ મઠમાં રહેલા ઘડાની અંદર નથી એમ તો નથી ને! આથી વિશ્વાન્તરાત્મા બ્રહ્મનો શરીરાન્તરાત્મા તરીકે ઉલ્લેખ અઘટિત નથી.

ઉપરાંત શારીર=શરીરવાળા તરીકે અહીં ઉલ્લેખ હોઈને આનન્દમય બ્રહ્મ ન હોય શકે એમ જે પૂર્વપક્ષ કર્યો તે પણ બરાબર નથી. પરમાત્મા સૌનો અંતરાત્મા હોઈને તેનો "શારીર" તરીકે નિર્દેશ હોઈ શકે છે. જેમ વિજ્ઞાનમય=બુદ્ધિપ્રચુર જીવાત્મા, આ પાંચભૌતિક પિણ્ડનો અંતરાત્મા હોઈને તેમાં યાવજ્જીવ વસે છે. તેમ પરમાત્મા પણ નિખિલ જડચેતનાત્મક જગતનો અંતરાત્મા હોઈને વસ્તુમાત્રમાં સદા અધિવાસ કરે છે. વેદમંત્ર કહે છેઃ–यो भूतं च भव्यं च सर्वं यश्च अधितिष्ठति। स्वर्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः–જે ભૂત, ભવિષ્ય, અને વર્તમાન બધાંના ઉપર શાસન ચલાવે છે, જેનું સુખ કેવળ છે તે જ્યેષ્ઠ બ્રહ્મને વંદના (અથર્વ૦ ૧૦–૪–૮–૯) વિજ્ઞાનમયનું, જેમ અંતરાત્મા હોઈને આ શરીર છે, તેમ અન્તરાત્મપણાના સામાન્ય ધર્મે બ્રહ્મનું પણ આ આખુંય જગત શરીર છે. શ્રુતિઓ કહે છેઃ–यः पृथिव्यां तिष्ठन् पृथिव्याः अन्तरः यं पृथिवी न वेद, यस्य पृथिवी शरीरम्...यस्य विज्ञानं शरीरं यो विज्ञानं अन्तरो यमयति एष ते आत्मा अन्तर्यामी अमृतः–જે પૃથ્વીમાં ઉભો રહીને પૃથ્વીની અંદર છે જેને પૃથ્વી જાણતી નથી. પૃથ્વી જેનું શરીર છે....જેનું વિજ્ઞાન શરીર છે જે વિજ્ઞાનને અંદરથી નિયમિત કરે છે. આ તારો આત્મા અમૃત અંતર્યામી છે. (બૃ૦ ૩–૭–૩–૨૨) અને આ અન્તરાત્મસ્વરૂપી સામાન્ય ધર્મના આશ્રયે બ્રહ્મનું શરીરીપણું હોય તો તેટલા માત્રથી તે શરીરી બની જતું નથી. અર્થાત્ શરીર જેમ જીવનું, ઉપભોગનું સાધન છે, તેમ જગતરૂપી શરીર ભગવાનનું ઉપભોગનું સાધન બની જતું નથી! આથી જગતરૂપી શરીરવાળો હોવા છતાં ભગવાન પ્રિયાપ્રિયના સ્પર્શે લેપાતો નથી. દેવદત્તને પુરુષસિંહ કહીએ એટલે તે હાથીના ગંડસ્થળને ભેદતો જોવામાં આવતો નથી! દેવદત્તના સિંહત્વની માફક જ તૈત્તિરીય ઉપનિષદ્માં આકાશથી લઈને તે વિજ્ઞાનમય સુધીનું શરીરપણું

કહી, પરબ્રહ્મ પરમાત્માના શારીરત્વનો ઉલ્લેખ છે. અન્નમયથી માંડીને તો વિજ્ઞાનમય કોશ સુધીના સૌ કોશોના અંતરાત્મા તરીકે પરબ્રહ્મનો નિર્દેશ છે. એ સૌ કોશોનો આનન્દમય એ આત્મા છે એમ એમાં બતાવ્યું છે. પણ ત્યાં આનન્દમયથી ભિન્ન આનન્દમયના પણ આત્મા તરીકે બીજા કોઈનો નિર્દેશ નથી. આથી અહીં આનન્દમય પરબ્રહ્મ પરમાત્મા જ છે એ સ્પષ્ટ થાય છે. શારીરત્વનો ઉલ્લેખ તો માત્ર પ્રવાહપતિત જ છે.

ઉપરાંત અવયવોનો ઉલ્લેખ હોઈને અહીં જીવાત્માનો જ નિર્દેશ છે, પરબ્રહ્મનો નહીં–એ કથન પણ યોગ્ય કે ચારુ નથી. આખાય રૂપકમાં બધાય કોશોના અવયવોનો ઉલ્લેખ છે. અને આથી રૂપકની પરિપૂર્તિ માટે આનન્દમયના પણ અવયવો બતાવ્યા હોય તો તેથી આનન્દમય અવયવવાળો થઈ જતો નથી. પરબ્રહ્મ પરમાત્મા મૂળમાં નિરવયવ જ છે. આ પારમાર્થિક નિરવયવપણું કદી ન જોખમાવું ઘટે! અવયવો અને અવયવીમાં સલક્ષણતા હોવી જોઈએ, વિલક્ષણતા નહીં. દેહ જો અવયવી છે તો તેનાં અવયવો સમાન લક્ષણ–વાળાં જ હોવાં ઘટે! આથી આનન્દમય જો અવયવી છે તો તેનાં પણ અવયવો કલ્પીએ તો તે સલક્ષણ જ હોવાં ઘટે! આ દૃષ્ટિએ પ્રિય, મોદ, પ્રમોદને અહીં આનન્દમયનાં અવયવો તરીકે કલ્પ્યાં છે. એવા જ અવયવો આનન્દમયના સંભવી શકે. સ્ત્રી, પુત્ર વગેરે પદાર્થોનાં દર્શન, પ્રાપ્તિ કે ઉપભોગથી પેદા થતા સુખવિશેષો અહીં અભિપ્રેત નથી. આનન્દમય આત્માની જ તે તે પ્રિયાદિ અવસ્થાઓનો અહીં ઉલ્લેખ છે. બ્રહ્મનિષ્ઠાનો જેમ જેમ અભ્યાસ વધે છે તેમ તેમ તે તે અવસ્થાઓ મુમુક્ષુને જાણે દેખાય છે, જાણે પ્રાપ્ત થાય છે. જાણે તેનો ભોગ મળે છે! આથી પ્રિય, મોદ, પ્રમોદ, શબ્દો આનન્દના જ વાચક છે. આનન્દની અનુભૂતિની તીવ્રતા મૃદુતાનો જ માત્ર અહીં ભેદ જેવો છે. બાકી આનન્દના એ કોઈ ટૂકડા કે ખંડ નથી! હાથીના પગમાં જેમ ઈતરના, તેમ બ્રહ્માનંદમાં સમસ્ત આનન્દો સમાઈ જાય છે, આ બતાવવાનો અહીં આશય છે શ્રુતિ જ આ આશયનું દ્યોતન કરે છે છે કેઃ—**सत्यं ज्ञानं अनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन्। सः अश्नुते सर्वान् कामान सह ब्रह्मणा विपश्चिता।** સત્યજ્ઞાન–અનન્ત છે બ્રહ્મ, પરમાકાશની ગુહામ રહેતા તેને જે કોઈ જાણે છે તે સર્વજ્ઞ બ્રહ્મ સાથે સમસ્ત કામોને ભોગવે છે. (તૈ૦ ૨–૧) બ્રહ્માનુભવીને એવો કયો આનન્દ છે જે ન મળતો હોય! –આ દર્શાવવાનો અહીં આશય છે. આથી પ્રયોજન વિશેષને લઈને જો નિરવયવ પરમાત્મામાં અવયવની કલ્પના કરી હોય તો તે ગુનેહો નથી. જગતના જન્માદિના કારણરૂપ પરબ્રહ્મ પરમાત્માના પક્ષીરૂપે ઘટઘટમાં

પ્રવેશની કલ્પના બૃહદારણ્યકની મધુવિદ્યામાં પણ જોવા મળે છે. ત્યાં કહ્યું છે-पुरः चक्रे चतुष्पदः पुरः स पक्षी भूत्वा पुरः पुरुषः आविशत् ।-તેણે બેપગી નગરીઓ રચી, ચોપગી નગરીઓ બનાવી. તે પુરુષ પક્ષી બનીને તે નગરીમાં પ્રવેશ્યો. (બૃ૦ ૨-૫-૧૮) આ મંત્ર પણ આનન્દમય બ્રહ્મ જ છે એ બાબતમાં એક અચૂક ચિહ્ન છે. માટે અહીં આનન્દમય તરીકે બ્રહ્મનો જ નિર્દેશ છે એ ચોકખું છે.

વળી બ્રહ્મનું પુચ્છ તરીકે કથન હોવાથી બ્રહ્મનો અહીં ઉલ્લેખ નથી એમ જે પૂર્વપક્ષીએ કહ્યું તે પણ અદ્ધર જ છે. કારણ અહીં પણ રૂપકની કલ્પના માત્રનો જ આશ્રય લઈ કહેવામાં આવ્યું છે. અહીં પુચ્છ શબ્દ આધારના અર્થમાં છે. અને પરમાત્મા પોતે જ પોતાનો આધાર છે, પોતે જ પોતાની પ્રતિષ્ઠા છે-અને એ જ એનો મહામહિમા છે! શ્રુતિ સ્વયં એમ બતાવે છે. સૌનો આધાર સ્વયં નિરાધાર હોઈ ને પોતે જ પોતાનો આધાર હોય તો તે તો પરબ્રહ્મ પરમેશ્વરનો મહિમા છે. માનો એ તો અલ્પોક્તિ માત્ર છે. છાંદોગ્ય શ્રુતિમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે-**स भगवः! कस्मिन् प्रतिष्ठितः इति स्वे महिम्नि**-તે ભગવન! શેમાં પ્રતિષ્ઠિત છે? તો પોતાના મહિમામાં (છાં૦ ૭-૨૪-૨) આથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ આનન્દમય છે. ॥૧૨॥

જિજ્ઞાસાને યોગ્ય પરમાત્મા આનન્દમય છે એમ સિદ્ધ કર્યું. પણ "આનન્દમય" શબ્દમાં **मय** એ પ્રત્યય છે. એ પ્રત્યયના બે અર્થો થાય છે. એક વિકાર; બીજો પ્રચુરતા=પુષ્કળતા. પૂર્વપક્ષ પહેલો અર્થ સ્વીકારે છે. સિદ્ધાન્તી બીજો અર્થ સ્વીકારે છે. પૂર્વપક્ષ કહે છે કે "આનન્દમય" માં **मय** પ્રત્યય વિકારવાચક છે! એટલે કે પરમાત્મા પરબ્રહ્મ આનંદનો વિકાર છે! અને જો એ અર્થ લઈએ તો એ બ્રહ્મને પક્ષે યુક્ત નથી. બ્રહ્મ તો નિર્વિકાર છે. એ જો કોઈનો વિકાર થાય તો અનિત્યતા વગેરે અનેક દોષો આવી પડે. આથી અહીં આનન્દમય શબ્દ બ્રહ્મનો વાચક નથી. એ સિવાયના કોઈ બીજા પદાર્થનો એ ભલે વાચક હો. તો-આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી જવાબ વાળે છે કેઃ-

## विकारशब्दात् न इतिचेत् न प्राचुर्यात् ॥ १३ ॥

આનન્દમય એટલો શબ્દ આગલા સૂત્રમાંથી લઈ લેવો. બ્રહ્મનું તો પ્રકરણ જ છે. विकारशब्दात्=વિકારનો વાચક શબ્દ. એટલે કે આનન્દના વિકારનો વાચક હોવાથી ન=બ્રહ્મ અહીં આનન્દમય નથી इतिचेत्=એમ જો કહેતા હો તો न=એ કથન બરાબર નથી કેમકે प्राचुर्यात्=અહીં मयट् (મય) પ્રત્યય પ્રચુરતાના અર્થમાં છે. આથી આનન્દમય બ્રહ્મ જ છે.

વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણે मयट् પ્રત્યય વિકાર અને પુષ્કળતા=પ્રચુરતા બન્ને અર્થનો વાચક છે. અને અહીં એ વિકારનો વાચક નથી પણ પ્રાચુર્યનો વાચક છે. અન્નમય વગેરે શબ્દોનાં જેમ मयट् પ્રત્યય પ્રચુરતાના અર્થમાં જ વપરાયો છે તેમ અહીં પણ તે જ અર્થમાં લેવો ઘટે. "અન્નરસમય" એમ કહેવાથી શરીર, અન્ન અને રસનો વિકાર માત્ર છે એટલું જ કહેનાર કહેવા માંગતો નથી! આથી मयट् પ્રત્યય વિકારનો અહીં દ્યોતક નથી, પણ પ્રચુરતાનો દ્યોતક છે. અસ્તુ. જો એ પ્રચુરતાનો વાચક હોય તોપણ તે બ્રહ્મનો વાચક નહીં સંભવે! કેમ? કયા કારણને એ બ્રહ્મવાચક નહીં થાય? બ્રહ્મ જો આનન્દપ્રચુર હોય તો પ્રચુરતા શબ્દ જ બ્રહ્મને અલ્પ દુઃખનો પણ લેપ થયેલો છે એમ બતાવનારો છે. પ્રાચુર્યનો પ્રતિયોગી શબ્દ, અલ્પ છે. આથી ૯૯-૯૯ ટકા જો આનંદ છે તો .૧ ટકા તો તેમાં દુઃખ હોવું જ જોઈએ અક્કલ એમ કહે છે. અને એમ હોય તો બ્રહ્મ નિરતિશય આનન્દશૂન્ય ઠરે. પૂર્વપક્ષનું આવું કથન અયોગ્ય છે. કેમકે બ્રહ્મમાં પ્રતિયોગીનું અલ્પપણું છે એમ પ્રમાણથી સિદ્ધ થતું હોય તો એ દોષ સંભવે! પણ આનન્દ-સિન્ધુ પરમાત્મામાં દુઃખનું બિન્દુ પણ છે એ પ્રમાણપૂર્વક સિદ્ધ થઈ શકતું નથી. જો એ સિદ્ધ થતું હોત તો તો દુઃખનું અલ્પત્વ સ્વીકારતાં બ્રહ્મથી ભિન્ન વસ્તુનું આનન્દમાં અલ્પપણું પ્રમાણથી સિદ્ધ થઈ શકે, શ્રુતિ સ્વયં બ્રહ્માનન્દની નિરતિશયતા કહે છે કે-स एको मानुषो आनन्दः (તૈ. ૨-૮) અહીંથી શરૂ કરી આનન્દની નિરતિશયતા બ્રહ્મમાં છે એમ સ્વયં શ્રુતિ ત્યાં બતાવે છે. ઈતર આનન્દોનું અલ્પત્વ જ અહીં આનન્દની પ્રચુરતાના નિદર્શન માટે અપેક્ષિત છે. તેથી વિરુદ્ધ અહીં અપ્રમાણિક દુઃખાલ્પત્વની તો કલ્પના જ અશક્ય છે. આથી પ્રાચુર્યના અર્થમાં અહીં मयट् (મય) પ્રત્યય છે. આમ બ્રહ્મ આનન્દમય છે, એ સિદ્ધ જ છે. ॥ ૧૩ ॥

આ ઉપરાંત પણ બ્રહ્મ આનન્દમય છે કેમકેઃ-

**तद्धेतुव्यपदेशाच्च ॥ १४ ॥** નિર્દેશ, શબ્દો છે

તદ્દ્હેતુ=તત્ એટલે તે=આનન્દ-તેનું કારણ એટલે તદ્દ્હેતુ-એ આનન્દના કારણ તરીકે નિર્દેશ થયેલો હોઈને ચ=પણ બ્રહ્મ આનન્દમય જ છે.

આનન્દમયને ઉદ્દેશીને શ્રુતિ કહે છેઃ-एष हि एव आनन्दयाति (તૈ. ૨-૭) આ જ નક્કી સૌ જીવોને આનન્દિત કરે છે. આ શ્રુતિ પરબ્રહ્મ પરમાત્મા સૌના આનન્દનું કારણ છે એમ સ્પષ્ટ કહે છે. તેની આપેલી

આનન્દની કણિકા ઉપર જીવતા જીવો આનન્દ ભોગવે છે. શ્રુતિ કહે છે:–**एतस्य एव आनन्दस्य अन्यानि भूतानि मात्रां उपजीवन्ति**–આ આનન્દની જ માત્રા માત્રના આધારે અન્ય ભૂતો જીવે છે. (બૃ૦ ૪–૩–૩૨)

જો પરબ્રહ્મ પરમાત્મા આનન્દનો સમુદ્ર ન હોય તો તે અન્યને કેવી રીતે આનન્દનાં દાન કરે? આથી સૌને મળતા આનન્દમાં કારણભૂત પરમાત્મા કોઈને તેનો જ આનન્દદાને અધિકાર સ્વીકારવો રહે છે. અને આનન્દઘન હોય તે જ આનન્દનાં સદાવ્રત ખોલી શકે. આનન્દમય બ્રહ્મ જ છે. ॥૧૪॥

વળી બ્રહ્મ આનન્દમય છે એમ સાધતા કહે છે:–

## मान्त्रवर्णिकमेव च गीयते ॥ १५ ॥

च=કેમકે मान्त्रवर्णिकमेव=મન્ત્રાત્મક વર્ણ એટલે મંત્રવર્ણ- તેમાં પ્રતિપાદ્ય તરીકે અંતરો એટલે કે તેનાથી પ્રતિપાદ્ય એટલે કે માન્ત્રવર્ણિક એટલે કે પરબ્રહ્મ-તેજ-તે પરબ્રહ્મ જ गीयते=આનન્દમયરૂપે અહીં ગવાયા હોઈને આનન્દમય બ્રહ્મ છે. ॥ ૧૫ ॥

અર્થાત્ મયટ્ પ્રત્યયના બળે જ બ્રહ્મ આનન્દપ્રચુર હોઈને આનન્દમય છે એવું નથી. આનન્દમય શબ્દ દ્વારા અહીં બ્રહ્મ જ ઉદ્દિષ્ટ છે એ મંત્ર દ્વારા પણ સિદ્ધ થાય છે. "**ब्रह्मविद् आप्नोति परम्**" એ શબ્દોથી શરૂ કરી **सत्यं ज्ञानं अनन्तं ब्रह्म** (તૈ૦ ૨–૧) એવું બ્રાહ્મણગ્રંથમાં ગાન છે. વ્યાખ્યેય અને વ્યાખ્યાતામાં એકાર્થતા હોય એ યોગ્ય છે. મંત્ર વ્યાખ્યેય છે. બ્રાહ્મણ વિભાગ તેનો વ્યાખ્યાતા છે. આથી એ બેની વચ્ચે અવિરોધ જ હોવો ઘટે! નહીંતર પ્રકૃતનો ત્યાગ અને અપ્રકૃતનો સ્વીકાર રૂપી દોષ આવે. ઉપરાંત વારુણી વિદ્યાની અહીં જ નિષ્ઠા છે. આથી પરમાત્મા જ આનન્દમય શબ્દથી વાચ્ય છે એમ સિદ્ધ થાય છે. ॥ ૧૫ ॥

સિદ્ધાન્તનું સમર્થન થયું. પરમાત્મા જ આનન્દમય છે એ સિદ્ધાન્તપક્ષ છે. હવે પૂર્વપક્ષનું નિરસન પણ કરવું ઘટે. આથી ભગવાન સૂત્રકાર કહે છે:–

## न इतरः अनुपपत्तेः ॥ १६ ॥

इतरः=આનન્દમયથી ભિન્ન બીજો=જીવાત્મા न=આનન્દમય નથી કેમકે अनुपपत्तेः= પૂર્વાપરના વર્ણનથી આ વાત સિદ્ધ થઈ શકતી નથી. ॥ ૧૬ ॥

આનન્દમય શબ્દ પરમાત્માને જ કહેનારો છે. પરમાત્મા સિવાય બીજે ક્યાયે એ ઘટી શકતો નથી. પરમાત્માથી ભિન્ન બીજો છે જીવાત્મા. એ આનન્દમય શબ્દનો વાચ્ય થઈ શકે નહીં. આનન્દમયના પ્રકરણમાં

શ્રુતિ આમ કહે છે -स अकामयत बहु स्यां प्रजायेय इति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा इदं सर्वं असृजत यद् इदं किञ्च=તેણે કામના કરી બહુ થાઉં-પ્રજા રૂપે તેણે તપ તપ્યુ તેણે તપ તપીને આ જે કાંઈ છે તે બધુ સર્જ્યુ (તૈ ૨-૬) આ શ્રુતિ વચનમા કહેલુ "ભૌતુ સર્જકપણુ" જીવપક્ષે ઘટી શકતુ નથી જીવમા સર્વ જગતને પેદા કરવા વગેરેની શક્તિ નથી જીવ કને શરીરની ઉત્પત્તિ પહેલા જ્ઞાન અને ક્રિયાના સાધનનો જ અભાવ હોય છે ઉપરાત જીવાત્માનુ ઐશ્વર્ય મર્યાદિત છે આથી શરીરની ઉત્પત્તિ પહેલા સૃષ્ટિને લગતો સકલ્પ, સમસ્ત જગતની ઉત્પત્તિ વગેરેને લગતુ અનર્ગલ ઐશ્વર્ય વગેરે પરમાત્મા સિવાય બીજે ક્યાયે સભવતા નથી આથી આનન્દમય શબ્દ જીવાત્માને પક્ષે ઘટતો નથી આથી પરમાત્મા જ આનન્દમય છે ॥ ૧૬ ॥

જીવાત્મા આનન્દમય નથી એ બતાવતા બીજુ કારણ આપે છે કે—

## भेदव्यपदेशात् च ॥ १७ ॥

भेदव्यपदेशात्=આનન્દમય પરમાત્માથી ભિન્ન તરીકે જીવાત્માનો નિર્દેશ કરેલો હોઈને च-પણ જીવાત્મા આનન્દમય નથી

આનન્દમયના પ્રકરણમા શ્રુતિનુ વચન છે કે रसो वै सः। रसं हि एव अयं लब्ध्वा आनन्दी भवति। નિશ્ચય રસરૂપ છે તે રસને પામીને જ આ જીવાત્મા આનન્દી બને છે (તૈ ૨-૭) આ શ્રુતિ વાકયમા પરબ્રહ્મ પરમાત્માને લગતો रस શબ્દનો પ્રયોગ છે "अयं" શબ્દ જીવાત્માને ઉદ્દેશીને છે, આ જીવાત્મા રસને મેળવીને જ આનન્દી થાય છે અહીં રસ અને રસને મેળવનાર બને જુદા છે, એ સ્પષ્ટ છે પ્રાપ્ય અને પ્રાપ્ત કરનાર બને એક હોઇ શકે નહીં આથી રસસ્વરૂપ પરમાત્મા જ આનન્દમયનો વાચ્ય છે, જીવાત્મા નહીં તો શુ જીવ અને શિવ વચ્ચેનો આ ભેદ પારમાર્થિક છે? ના, ના, જીવ અને શિવ સાચે જ જુદા હોત તો તો જીવન સમજાવી જ ન શકાત સૃષ્ટિ પણ સમજાવી જ ન શકાત! જીવ અને શિવ વચ્ચેનો આ ભેદ શિખરે પહોચતા ભુસાય છે તળેટીએ તે કાયમ છે બન્ને અભિન્ન છે, એક છે—છતા મસાણદશામા એ બન્ને ભિન્ન જેવા—જાણે એક નહીં એવા પ્રતીત થાય છે માયાનુ—પરમાત્માની અચિન્ત્ય શક્તિનુ એ જ તો સ્વરૂપ છે! "નથી" મા "છે" બુદ્ધિ ઉપજાવ અને "છે" મા "નથી" બુદ્ધિ ઉપસાવે અને "છે" એમ સમજાય પછી જે પોતે "નથી" એમ જ અનુભૂતિ થાય —એ તો પ્રભુની માયાની બલિહારી છે એવમા હોઈએ ત્યા સુધી એવ

એટલો તો સાચો લાગે છે કે એ ખોટો છે એ કલ્પના પણ અસહ્ય થઈ પડે છે. અને ખેલ એ તો વિનોદમાત્ર જ છે, એ સમજાતાં ખેલ માટેનું આકર્ષણ ઓસરી જાય છે. નાનપણમાં જાત કરતાં પણ વહાલાં લાગતાં રમકડાં મોટપણમાં કેવળ ઉપેક્ષા અને હાસ્યનો વિષય બનતાં જોઈએ છીએ. તેમ સમસ્ત માયાનો ખેલ અસમજણદશાએ બાળકને અતિ પ્યારો લાગે, અતિ સાચો લાગે તો તેમાં બાળકનો વાંક નથી, ઉલટું એ જ સ્વાભાવિક છે. એ જ માયાની ભૂલભૂલામણી છે. સમજણદશાએ માણસ બાળક મટી પ્રાજ્ઞ થાય ત્યારે એવું કરે તો હાસ્યાસ્પદ લાગે છે. જીવ અને શિવ અસમજણદશાએ બાળકને માટે જુદા હશે. પણ વિકસિત અને પ્રગલ્ભ સમજણની દશાએ એ બન્ને એક જ છે. જીવ અને શિવ વચ્ચે એટલો બધો ભેદ દેખાય છે કે એ બેની વચ્ચે અભેદ છે એમ કહેનારા કેવળ પાગલ પણ મનાય! કેવળ પ્રગલ્ભતમ પણ લેખાય! પણ સત્ય અતિશય અદ્ભુત હોય છે. જીવ અને શિવ વચ્ચે રહેલી સ્વરૂપની અભિન્નતાનો સાક્ષાત્કાર કરવા માટેની અણનમ હિંમત કરોડે કોઈ એકમાં કદાચ હોય! પણ **किन्तेन**? અબજોએ કોઈ એક હોય તોપણ સત્યના સમર્થન માટે એ એક બસ છે. સત્ય સંખ્યા ઉપર આધાર રાખતું નથી. અબજોએ કોઈ એકની, **शिवोऽहं शिवोऽहं** એ અનુભવ કરવાની તાકાત હોય તેથી સત્ય અસત્ય બની જતું નથી. આથી અહીં તળેટીનો જ ભેદ સમજવો રહે છે, શિખરનો નહીં. આથી જીવ અને શિવ વચ્ચે સ્વરૂપે અભેદ છતાં ભેદનું કથન અજુગતું નથી. પરમાર્થ દૃષ્ટિએ જીવ શિવની વચ્ચે સ્વરૂપે અભેદ જ છે. અને આથી **आत्मा अन्वेष्टव्यः आत्मलाभात् न परं विद्यते** વગેરેમાં આત્માની પ્રાપ્તિનો અર્થ એક જ કે ગેરસમજણને લઈને છે એવા આત્માને લગતી "નથી" એવી સમજણની નિવૃત્તિ જ છે. આગળ પણ આ અંગે નિર્દેશ આવશે. એટલે અહીં વાતને વધુ પલ્લવિત કરતાં અટકીએ છીએ. ॥ ૧ ॥

અહીં એક પૂર્વપક્ષ ઉભો થાય છે. જીવાત્મા ભલે આનન્દમય ન હોય-પ્રકૃતિ હોય શકે છે. કેમકે પ્રકૃતિનો સત્વ ગુણ છે તે આનન્દનું કારણ છે, એ અનુભવનો વિષય છે. આથી આનન્દમય શબ્દને પ્રકૃતિનો વાચક કેમ ન માનવો? ભગવાન સૂત્રકાર જવાબ વાળતાં કહે છેઃ—

## कामान् च नानुमानापेक्षा ॥ १८ ॥

च=તથા=कामात्=આનન્દમયમાં કામનાનું કથન હોઈને अनुमानापेक्षा=અનુમાન કરેલ જડ-પ્રકૃતિને આનન્દમય શબ્દ દ્વારા न=સમજી શકાય એમ નથી.

આનન્દમયના પ્રકરણમાં શ્રુતિવાક્ય છે કે "सः अकामयत बहु स्यां प्रजायेय (तै. २-६) અહીં अकामयत ક્રિયાપદનો કર્તા સઃ છે અને "ઇચ્છા કરવી" એ ધર્મ ચેતનનો છે. ચેતનનો ધર્મ અચેતનમાં કેમ સંભવી શકે? પ્રકૃતિ જડ છે આથી જડ પ્રકૃતિમાં સ્વતંત્રપણે "अकामयत" ક્રિયાપદનો અર્થ સભવી શકે નહીં આથી આનન્દમય શબ્દથી પ્રકૃતિનું ગ્રહણ થઈ શકે એમ નથી. આથી પરમાત્મા જ આનન્દમય છે. ॥ ૧૮ ॥

પ્રકરણનો ઉપસંહાર કરતાં પરમાત્મા જ આનંદમય છે એ સિદ્ધાન્તનો સમર્થક અંતિમ હેતુ આપતા ભગવાન સૂત્રકાર કહે છે કે·

## अस्मिन् अस्य च तद्योगं शास्ति ॥ १९ ॥

च=વળી अस्मिन्=આ આનન્દમયના પ્રકરણમાં अस्य=આ જીવાત્માને (શ્રુતિ) तद्योग=તેની પ્રાપ્તિ शास्ति=ઉપદેશે છે આથી આનન્દમય પ્રકૃતિનો વાચક નથી પરમાત્માનો જ વાચક છે

यदा हि एव एषः एतस्मिन् अदृश्ये अनात्म्ये अनिरुक्ते अनिलयने अभयं प्रतिष्ठां विन्दते अथ स. अभय गतो भवति । જ્યારે ખરે! આ બ્રહ્મવેત્તા આ અદૃશ્ય–અશરીર–અનિરુક્ત–અનાધાર આનન્દમય બ્રહ્મમા નિર્ભય પ્રતિષ્ઠા પામે છે ત્યારે તે અભયને પામેલ છે (તૈ૦ ૨–૭) આ શ્રુતિવાક્ય, અધિકારી મુમુક્ષુને અભય–પ્રાપ્તિ થાય છે એમ ઉપદેશે છે એ ભયશૂન્ય અભયની પ્રાપ્તિ ક્યારે સભવે? જો એ મુમુક્ષુ एतस्मिन्–આ પરબ્રહ્મ પરમાત્મામા હૃદયની નિષ્ઠા પામે તો જો એની પરમાત્મનિષ્ઠામા સહેજ પણ અધૂરપ રહી તો શ્રુતિના સાવધાન કરનાર બોલ તૈયાર જ છે કે – यदा हि एव एष एतस्मिन् उदरं अपि अन्तरं कुरुते अथ तस्य भय भवति तत्तु एव भय विदुषः मन्वानस्य–જ્યારે ખરે! નિશ્ચય આ બ્રહ્મજ્ઞાની આ હૃદયસ્થ આનન્દમય બ્રહ્મમા સહેજે ભેદ કરે છે ત્યારે તેને જન્મમરણનો ભય થાય છે અને તે ભય પડિતમન્ય અપડિતને જ થાય છે (તૈ૦ ૨–૭) અહીં ભય એટલે જન્મમરણનો ભય અર્થાત્ જ અભયતા પરમાત્મનિષ્ઠાનુ જ ફળ છે જો અહીં પરમાત્માને બદલે પ્રકૃતિ એવો અર્થ સ્વીકારાય તો તો લેને ગઈ પૂત ઓર ખો આઈ કસમનો ન્યાય થાય! પ્રકૃતિનિષ્ઠા અભયનુ નહીં પણ ભય–મહાભયનું કારણ છે! પ્રકૃતિનિષ્ઠામાંથી જ તો સસાર જન્મે છે અતિ સાત્વિક પ્રકૃતિમાં નિષ્ઠા પણ છેવટે તો સસાર જ આણે કેમકે પ્રકૃતિ તો પ્રતિક્ષણ પરિણામિની છે આથી આનન્દમય શબ્દ દ્વારા જો પ્રકૃતિ એ અર્થ લઈએ તો એ અનુચિત

છે! વિવેકખ્યાતિ-વિવેકજ્ઞાન કરતાં ચારૂતર કોઈ પદાર્થ નથી. જ્યાં વિવેકખ્યાતિ પણ હેય ઠરે છે, ત્યાં પ્રકૃતિનિષ્ઠા સ્વીકાર્ય કેમ થાય? આથી અહીં આનન્દમય શબ્દ પરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે એ સિદ્ધ છે.

અને આ ઠેકાણે આનન્દમય અધિકરણ પૂર્ણ થાય છે! તો આટલાં ૧૯ સૂત્રોમાં ભગવાન સૂત્રકારે સાધ્યું શું? એનો પિંડાર્થ સમજણની સ્પષ્ટતા માટે જરૂરી છે. **અથાતો બ્રહ્મજિજ્ઞાસા**માં બ્રહ્મનું જિજ્ઞાસ્યત્વ વગેરે સ્પષ્ટ કરી, તે પરબ્રહ્મ પરમાત્મા **સત્** છે એમ **જન્માદ્યસ્ય યતઃ** થી માંડીને **તત્તુ સમન્વયાત્** સુધીનાં સૂત્રોમાં જગતનાં કારણ તરીકે તેને બતાવતાં સિદ્ધ કર્યું. **ઈક્ષતેર્નાશબ્દં**થી માંડીને તે **શ્રુતત્વાત્ ચ** સુધીનાં સૂત્રોમાં પરબ્રહ્મ પરમાત્મા જે **સત્** છે તે **ચિત્** છે એમ સાધ્યું. અને **આનન્દમયોઽભ્યાસાત્**થી માંડીને તે **અસ્મિન્ અસ્ય ચ તદ્યોગં શાસ્તિ** સુધીનાં સૂત્રોમાં એ સચ્ચિત્ પરમાત્મા આનન્દસ્વરૂપ છે એ પ્રતિપાદિત કર્યું. અર્થાત્ જ આટલા સૂત્રોમાં જિજ્ઞાસ્ય બ્રહ્મ સચ્ચિદાનન્દ સ્વરૂપ છે એ નિર્બાધપણે સાબિત કર્યું. આ સત્, ચિત્ અને આનન્દ એ પરમાત્માના પરસ્પર ભિન્ન અંશો નથી. જે સત્ છે તે જ ચિત્ છે અને તે જ આનન્દરૂપ છે એવો એનો અખંડ અર્થ છે. શુકલત્વ, મધુરત્વ વગેરે જેમ દૂધથી ભિન્ન નથી તેમ સત્વ ચિત્વ વગેરે પરબ્રહ્મથી ભિન્ન નથી. સચ્ચિદાનન્દ એ પરમાત્માનું સ્વરૂપ લક્ષણ છે અને એમાંથી જ એનાં તટસ્થ લક્ષણનું બીજ શોધનારને મળી રહે છે. પરમાત્મા જિજ્ઞાસ્ય છે કેમકે તે આપણું ખોવાયેલું સ્વરૂપ છે. એ જિજ્ઞાસ્ય પરમાત્મા સત્ છે. આથી દેશકાળ-કાર્યકારણ વગેરેથી અસ્પૃષ્ટ છે. એ ચિત્ છે અને આથી એ સ્વપ્રકાશ-પરપ્રકાશક અને અનન્ય પ્રકાશ્ય છે. એ આનન્દ છે અને આથી નિત્ય-નિરતિશય-નિરૂપાધિક આનન્દથી પરિપૂર્ણ છે. જેવો પરમાત્મા છે તેવા જ આપણે છીએ. આપણે પણ સચ્ચિદાનન્દ સ્વરૂપ છીએ. આપણું સત્વ ત્રિકાલાબાધિત છે. આપણું ચિત્વ પણ તેટલું જ પ્રકાશક છે. આપણો આનન્દ પણ નિત્ય નિરતિશય નિરૂપાધિક હોવો ઘટે. આ આપણને લગતી જે શોધ તે જ એક અતિ મહાન શોધ છે. એ શોધથી આપણને આપણે વિષેના જે ભળતા જ ખ્યાલો છે તે દૂર થાય છે અને આપણા સ્વરૂપની શોધે નાપાયાદાર શોક, મોહ વગેરેની નિવૃત્તિ થાય છે. આપણી ખોવાયેલી જાત જ્યારે પરમાત્મા તરીકે આપણને મળે છે ત્યારે જીવન કૃતકૃત્ય થાય છે. આ સિદ્ધાન્તનું જ શોધન અતઃપરની વિચારણાનો વિષય છે. આપણે સ્વયં સચ્ચિદાનન્દ સ્વરૂપ છીએ, એટલું જ બસ નથી? તો આટલું આટલાં સૂત્રો દ્વારા વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય છે. આટલું તાત્પર્ય છે. એટલું જાણી હવે આપણે આગળ

વધવાનો યત્ન કરીશું. પરમેશ્વરનું અને તે દ્વારા આપણું સચ્ચિદાનન્દત્વ, એ પરમાત્માને જિજ્ઞાસ્ય બનાવવા પૂરતું નથી શું ? સૌ એનો ઊંડો વિચાર કરશે તો આ વાતમાં રહેલું રહસ્ય અને ગાંભીર્ય હૃદયપ્રત્યક્ષ થશે. અસ્તુ ॥ ૧૯ ॥

આમ અત્યાર સુધીમાં બ્રહ્મની જિજ્ઞાસાના પોષણ માટે પરમાત્માનું સચ્ચિદાનંદપણું સિદ્ધ કર્યું. હવે પરમાત્મા સર્વની અંદર છે. પરમાત્માની સર્વાન્તરતા સિદ્ધ કરતાં ભગવાન સૂત્રકાર કહે છે.

## अन्तः तद् धर्मोपदेशात् ॥ २० ॥

અન્તઃ=છાંદોગ્ય શ્રુતિમાં આંખ અને આદિત્યમાં કહેલો અન્તઃ પુરુષ બ્રહ્મ છે એમ જાણવું કેમકે તદ્ધર્મોપદેશાત્=ત્યાં પરમાત્મા પરબ્રહ્મના ધર્મોનો ઉપદેશ કરેલો છે.

છાંદોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ કહે છે. यः एषः अन्तः आदित्ये हिरण्मयः पुरुषः दृश्यते हिरण्यश्मश्रुः हिरण्यकेशः आप्रणखात् सर्व एव सुवर्णः। तस्य यथा कप्यासं पुण्डरीकमेव अक्षिणी। तस्य उदिति नाम। स एष सर्वेभ्यः पाप्मभ्यः उदितः। उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यः य एवं वेद। तस्यर्क् च साम च गेष्णौ। स एष ये च अमुष्मात् पराञ्चो लोकाः तेषां च इष्टे देवकामानां च इति अधिदैवतम्।=હવે જે આદિત્યની અંદર સુવર્ણમય પુરુષ અધિકારીને જણાય છે તે સોનેરી દાઢી અને સોનેરી વાળવાળો હોઇને નખશિખ સુવર્ણમય જ છે. ભોજલાંની બેઠક જેવાં લાલ કમળ જેવી તે હિરણ્મય પુરુષની આંખો છે. તેનું "ઉત્" એવું નામ છે. કેમકે તે સર્વ પાપોથી પર થયેલા છે. જે કોઈ આવું જાણે છે તે પણ નિશ્ચય તમામ પાપોથી પર થાય છે. તેનાં=તે પરમાત્માનાં ઋક્ અને સામ બે સંધિઓ=પર્વો છે. તેના આદિત્ય લોકથી પણ જે પરલોક છે તેમને અને દેવોની ઇચ્છાને પણ તે નિયમનમાં રાખે છે. આમ ઉદ્‌ગીથની અધિદૈવત ઉપાસના કહી (છાં૦ ૧–૬–૭–૮) अथ अध्यात्मम्। अथ य एषः अन्तः अक्षिणि पुरुषः दृश्यते तस्य एतस्य तदेव रूपं यद् अमुष्य रूपं यौ अमुष्य गेष्णौ तौ गेष्णौ यत् नाम तन्नाम। स एष-ये च एतस्माद् अर्वाञ्चो लोकाः तेषां च इष्टे मनुष्यकामानां च इति। तत् ये इमे वीणायां गायन्ति एतं ते गायन्ति तस्मात् ते धनसनयः–હવે આંખમાં અધિકારીઓને પુરુષ દેખાય છે તેનું પેલા આદિત્યસ્થ હિરણ્મય પુરુષનું જે રૂપ છે તે જ રૂપ છે. તેના જે બે પર્વો તે જ બે આના છે. તેનું જે નામ તે જ આનું છે. જે. આ

નેત્રસ્થ પરમાત્મસ્વરૂપ પુરુષ આ લોકથી જે નીચેના લોકો છે તેમનું અને મનુષ્યોની ઈચ્છાઓનું નિયમન કરે છે. વળી વીણામાં જે ગાય છે તે પરમાત્માનો જ સ્તવ છે. તેથી તેઓ ધનિક છે. (છાં૦ ૧-૭-૫-૬)

આ શ્રુતિને લગતો સંશય એ છે કે અહીં આદિત્ય અને આંખમાં જે અન્તઃપુરુષ ઉપાસ્ય તરીકે કહેવામાં આવ્યો છે તે કોણ છે? જીવાત્મા કે પરમાત્મા? જીવાત્માનો અહીં નિર્દેશ છે, એ પૂર્વપક્ષ છે. પરમાત્મા જ ઉદ્દિષ્ટ છે એ સિદ્ધાન્ત પક્ષ છે. અહીં જીવાત્માનો જ ઉલ્લેખ છે; કેમ જાણ્યું? તો અહીં રૂપનો નિર્દેશ જોવામાં આવે છે. આદિત્ય પુરુષને ઉદ્દેશીને કથન છે કે "हिरण्यश्मश्रुः" વગેરે. આંખમાં રહેલા પુરુષને ઉદ્દેશીને એ જ રૂપનો અતિદેશ કરવામાં આવ્યો છે. જેમકેઃ-"**तस्य एतस्य तदेव रूपं यद् अमुष्य रूपं**" જો આદિત્ય અને આંખમાં ઉપદેશેલો પુરુષ પરબ્રહ્મ પરમાત્મા હોય તો તેનાં રૂપવત્ત્વને લગતું શ્રવણ ઉચિત નથી. પરમેશ્વરનું કોઈ ખાસ રૂપ હોઈ શકતું નથી. શ્રુતિ જ તેના રૂપનો નિષેધ કરે છે. દા. ત. **अशरीरं शरीरेषु**-શરીરોમાં અશરીર. (કઠ૦ ૨-૨૨) **अशब्दं अस्पर्शमरूपमव्ययं**-શબ્દ-સ્પર્શ અને રૂપ વિનાનો અવ્યય (કઠ૦ ૩-૧૫) **दिव्यो हि अमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः**-દિવ્ય અને અમૂર્ત જે અંદર બહાર વ્યાપેલો અજ પુરુષ છે. (મું૦ ૨-૧-૨) **अस्थूलं अनणुं अह्रस्वं अदीर्घम्**-ન સ્થૂલ-ન અણુ-ન હ્રસ્વ-ન દીર્ઘ (બૃ૦ ૩-૮-૮) આ બધી શ્રુતિઓ પરમાત્મા અરૂપ છે એમ સ્પષ્ટ કહે છે. આથી આદિત્ય અને આંખમાંનો પુરુષ તો, પુણ્યાતિશયે તે પાયરીને પામેલો કોઈ સંસારી જીવ જ હોઈ શકે!

ઉપરાંત અહીં આધારને લગતું શ્રવણ પણ સ્પષ્ટ છે. "**य एषः अन्तः आदित्य**" "**य एषः अन्तः अक्षिणि**" આ બન્ને શ્રુતિમાં જે "આ આદિત્યમાં અંદર, જે આ આંખની અંદર પુરુષ છે" એ શબ્દોમાં આદિત્ય અને અક્ષિ (આંખ) સાતમી વિભક્તિમાં છે. આદિત્ય અને આંખ પુરૂષના આધારભૂત છે. પરમાત્મા નિરાધાર છે. પોતાના મહિમામાં સુપ્રતિષ્ઠિત છે. સર્વવ્યાપી છે. એવા પરમાત્માનો કોઈ આધાર હોય એ કલ્પનાતીત કહેવાય! ઉપરાંત શ્રુતિ કહે છે-**स भगवः! कस्मिन् प्रतिष्ठितः? इति स्वे महिम्नि इति।** ભગવન્! તે શામાં પ્રતિષ્ઠિત છે? તો પોતાના મહિમામાં (છાં૦ ૭-૨૪-૧) અને **आकाशवत् सर्वगतश्च नित्यम्**-આકાશની પેરે સર્વવ્યાપી નિત્ય છે. ઉપરાંત **सर्वव्यापी सर्वभूतान्तरात्मा**-સર્વવ્યાપી સૌ ભૂતોના અંતરાત્મા (શ્વે૦ ૬-૧૧) વગેરે શ્રુતિઓ પણ પરમાત્મા નિરાધાર છે એમ સ્પષ્ટ કહે છે.

વળી આદિત્ય અને અક્ષિમાં રહેલા પુરૂષના ઐશ્વર્યની મર્યાદા જોવામાં આવે છે. **स एषः ये च अमुष्मात् पराञ्चो लोकाः तेषां च इष्टे देवकामानां च** (છાં. ૧-૬-૮) આ શબ્દોમાં આદિત્ય પુરૂષની અને "**स एष य चैतस्मात् अर्वाचो लोकाः तेषां च इष्टे मनुष्यकामानांच** (છાં૦ ૧-૭-૬) વગેરે શબ્દોમાં અક્ષિ પુરૂષની ઐશ્વર્યમર્યાદા વર્ણવી છે. અને ઐશ્વર્યમર્યાદા તો જીવાત્માની જ ઘટે. પરમાત્માનું તો નિરતિશય ઐશ્વર્ય હોય. શ્રુતિ સ્વયં પોકારે છેઃ–**एषः सर्वेश्वरः एषः भूताधिपतिः एषः भूतपालः एष सेतुः विधरणः एषां लोकानां असंभेदाय**–આ સૌનો ઈશ્વર, આ સૌ ભૂતોનો અધિપતિ, એ ભૂતોનો પાલક એ છે. એ આ લોકોના અમિશ્રણને સાધતો વિધારક સેતુ છે. (બૃ૦ ૪-૪-૨૨) આમ અકુલ કહે છે કે અહીં ઉપાસ્ય તરીકે કોઈ પુણ્યશાળી જીવાત્માનો જ ઉલ્લેખ છે. આવો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સિદ્ધાન્તી કહે છે!–ના અહીં પરબ્રહ્મ પરમેશ્વરનો જ ઉલ્લેખ જાણવો રહ્યો કેમકે પરબ્રહ્મ પરમાત્મામાં જ ઘટી શકે એવા ધર્મોનો અહીં ઉલ્લેખ જોવામાં આવે છે. દા. ત. અહીં **तस्य उदिति नाम** કહી, તે પરમાત્માનું નામ છે એમ બતાવી, તે આ પુરૂષ "**सर्वेभ्यः पाप्मभ्यः उदितः**" શબ્દ દ્વારા તમામ પાપથી તે પર છે એમ તેની વ્યુત્પત્તિ બતાવે છે. અહીં "**उत्**" શબ્દનું નિર્વચન છે. એ પરમાત્મા **उत्** છે, એટલે કે ઉપર છે. એટલે કે અસ્પષ્ટ છે! કોનાથી ઉપર–કોનાથી અસ્પૃષ્ટ તો પાપથી એટલે કે પુણ્યપાપના સ્પર્શથી તે પર છે એમ કહે છે. અને એની એ જ નિરુક્તિનો અક્ષિ પુરૂષમાં અતિદેશ કરે છે કે "**यन्नाम तन्नाम**" પાપમાત્રથી અસ્પૃશ્યતા તો પરમાત્માની જ સંભવી શકે! પ્રભુ સિવાય ત્રણ કાળમાં પાપથી અસ્પૃષ્ટ કોઈ સંભવી શકતો નથી! શ્રુતિ કહે છેઃ–**शुद्धं अपापविद्धम्** શુદ્ધ અને પાપથી ન વિંધાયેલો– (**यजु०** ૪૦-૮) **एषः आत्मा अपहतपाप्मा** આ નષ્ટપાપ આત્મા. (છાં૦ ૮-૧) વગેરે. કદાચ કોઈ પૂર્વપક્ષ કરી શકે કે આ "**अपहतपाप्मता**" તો જીવાત્માને ઉદ્દેશીને પણ શ્રુતિમાં જોવામાં આવે છે. દા. ત. **यः आत्मा अपहतपाप्मा** (છાં૦ ૮-૭-૧) એ શ્રુતિ–બોલમાં જીવાત્મા પાપથી પર છે એમ કહ્યું છે. તો તેનો જવાબ એ કે જીવાત્મા પાપસ્પર્શથી પર છે, એવું જો શ્રુતિ કહે છે તો સાથે સાથે તેને પાપનો સ્પર્શ પણ શ્રુતિએ વર્ણવ્યો છે. જેમકેઃ–**पापकारी पापो भवति, पुण्यः पुण्येन कर्मणा पापः पापेन**–પાપ કરનારો પાપી થાય છે, પુણ્યથી પુણ્ય અને પાપકર્મથી પાપી થાય છે. (બૃ૦ ૪-૪-૫) જીવાત્મા પાપયુક્ત થઈને પાપથી પર થઈ શકે છે. ગઈ કાલનો અજામીલ આવતી કાલનો શુકદેવ બની શકે છે. આથી

જીવાત્માને ત્રિકાળ પાપાસ્પર્શ નથી. પરમાત્મા તો ત્રણે કાળમાં પાપથી અસ્પૃષ્ટ છે. યોગશાસ્ત્ર કહે છેઃ-क्लेश-कर्म-विपाकाशयैः अपरामृष्टः पुरुषविशेषः ईश्वरः કલેશ, કર્મો, વિપાક અને આશયોથી ન ભેટાયેલ પુરુષવિશેષ ઇશ્વર છે. (યોગ૦ ૧-૨૪) આથી અહીં અંતઃપુરુષ પરબ્રહ્મ પરમાત્મા જ છે. ઉપરાંત આંખમાં રહેલા પુરુષની "सा एवाक् ऋक् तत्साम" વગેરે શબ્દોમાં ऋक् साम વગેરે સાથે એકરૂપતા શ્રુતિ બતાવે છે. એ એકરૂપતા પરમેશ્વર પક્ષમાં ઘટે, જીવાત્માના પક્ષમાં નહીં. જીવાત્મા ऋक् साम વગેરે સ્વરૂપે કેવી રીતે હોઈ શકે? પરમાત્મા સર્વકારણ હોઇને તે સર્વસ્વરૂપ હોઈ શકે છે. ઉપરાંત સર્વલોક અને સર્વકામનું ઈશાનપણું પણ પ્રભુપક્ષે જ ઘટે, જીવાત્મપક્ષે નહીં! જીવાત્માનું ઐશ્વર્ય સાંકુશ હોય, પરમાત્માનું તો નિરંકુશ ઐશ્વર્ય! વળી પોતાનાં મહિમામાં પ્રતિષ્ઠિત પરમાત્માને લગતું આધાર શ્રવણ એટલે કે आदित्ये अक्षिणि વગેરે શબ્દો દ્વારા સમજાતું આધાર-શ્રવણ પણ ઉપાસના માટે સંભવે છે. વળી પરમાત્માનુ રૂપશ્રવણ પણ અઘટિત નથી. ઇચ્છાવશાત્ પરમાત્મા કયું રૂપ સાધકના ઉપર અનુગ્રહ કરવા ન લઈ શકે? પરમાત્મા યદ્યપિ નિરાકાર છે છતાં તેને જો ભક્તને માટે સાકાર થવાની ઇચ્છા થાય તો તેને કોણ અટકાવી શકે? વિશ્વરૂપે જે પોતાની જાતને વ્યક્ત કરી શકે તેને કયો આકાર લેતાં ન આવડે? ઉપરાંત જનતાના બોધની સરળતા માટે ઋષિઓ ક્વચિત્ આમ આલંકારિક શૈલીનો પણ પ્રયોગ કરે છે. "हिरण्यश्मश्रु" વગેરે રૂપે તેનું વર્ણન ઋષિઓની કાવ્યશક્તિનો આવિષ્કાર હોઈ શકે છે. આમ ક્વચિત્ ભાષાના અલંકાર માટે પણ રૂપશ્રવણ હોઇ શકે છે. આથી પરમાત્મા આદિત્ય અને અક્ષિની અંતરમાં રહેતો પુરુષ છે. અર્થાત જ આ સૂત્રમાં ભગવાન સૂત્રકાર પરમાત્મા પરબ્રહ્મનું અંતર્વર્તિત્વ બતાવે છે. એવો એકે પદાર્થ નથી જેનું અંતઃસ્વરૂપ પરમાત્મા ન હોય! આ એનું અંતઃસ્થિતત્વ વ્યવહારમાં વર્તન માટે અતિ ઉપયોગી છે. જેણે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો છે, તેણે પરમાત્માનો વસ્તુમાત્રમાં અંતર્નિવાસ છે એ સ્વીકારવું પડશે. પ્રાણીમાત્રના અંતરમાં સૂક્ષ્મતમ રીતે, કોઈની પકડમાં બહેલો વ્હેલો ન આવે એ રીતે વર્તતો પરમાત્મા સૌને માટે દ્રષ્ટવ્ય છે. આ એનું ઐશ્વર્ય છે. વસ્તુમાત્રમાં બહારથી ન પકડાતો પણ વસ્તુમાત્રની અંદર વર્તતો પરમાત્મા જો સમજાય તો વસ્તુમાત્ર એ તત્વરત્નની મંજૂષા છે એ સમજાય અને વ્યવહારમાંની કિલષ્ટતા ટળે, સરળતા ઉદ્ભવે. ॥ ૨૦ ॥

ઉપલી વાતને સિદ્ધ કરવા માટે બીજો હેતુ આપતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ-

## भेदव्यपदेशात् च अन्यः ॥ २१ ॥

च=આ ઉપરાત ભેદવ્યપદેશાત્=ભેદનુ કથન હોવાથી અન્ય=સૂર્યમંડળની અંદર રમનારો હિરણ્મય પુરુષ, સૂર્યના અભિમાની દેવતાથી ભિન્ન છે અર્થાત્ તે જ પરબ્રહ્મ છે

આદિત્ય=સૂર્યના શરીરના અભિમાની દેવતા કરતા પરમાત્મા ભિન્ન છે એવો સ્પષ્ટ ઉલ્લેખ સ્વયં શ્રુતિ જ કરે છે પરમાત્મા અંતર્યામી છે, એ પરમાત્મા यः आदित्ये तिष्ठन् आदित्याद् अन्तरः यं आदित्यो न वेद यस्य आदित्यः शरीरं यः आदित्यं अन्तरः यमयति एष ते आत्मा अन्तर्यामी अमृतः જે આદિત્યમા ઊભો રહેલ હોઈને આદિત્યથી અંદર છે, જેને આદિત્ય જાણતો નથી જેનુ આદિત્ય શરીર છે જે આદિત્યને અંદરથી નિયમિત કરે છે, આ તારો આત્મા અંતર્યામી છે (બૃ૦ ૩-૭-૧) આ શ્રુત્યન્તરમા સૂર્યમંડલાન્તર્વર્તી હિરણ્મય પુરુષરૂપ પરમાત્મા સૂર્યના અભિમાની દેવતાથી ભિન્ન છે એ સ્પષ્ટ કહ્યુ છે તે જ અહીં પણ જાણવો જોઈએ કેમકે બન્ને શ્રુતિઓ અર્થ દૃષ્ટિએ સમાન છે આથી અંતર્યામી પરમાત્મા પરબ્રહ્મ જ અહીં ઉદ્દિષ્ટ છે, જીવ નહીં એ સિદ્ધ છે ॥ ૨૧ ॥

આમ અત્યાર સુધીમા પરમાત્મા પરબ્રહ્મ સચ્ચિદાનંદ છે જગતની ઉત્પત્તિ વગેરેનુ સર્વથા કારણ છે, સૌની અંદર વર્તમાન છે એ સિદ્ધ કર્યું હવે એ પરમાત્માનુ સર્વવ્યાપકપણુ સૂચવતા કહે છે —

## आकाशः तल्लिङ्गात् ॥ २२ ॥

આકાશ=છાંદોગ્ય ઉપનિષદ્મા નિર્દિષ્ટ આકાશ એ પરબ્રહ્મ છે એમ જાણવુ કેમકે તલ્લિઙ્ગાત્=તે પરબ્રહ્મ પરમાત્માનો બોધક લિંગ-ચિહ્ન સમુદાય ત્યા જોવામા આવે છે

છાંદોગ્ય ઉપનિષદ્મા વાક્ય છે—अस्य लोकस्य का गतिः ? इति । आकाश इति होवाच । सर्वाणि ह वा इमानि भूतानि आकाशादेव समुत्पद्यन्ते आकाशं प्रत्यस्तं यन्ति । आकाशो हि एव एभ्यः ज्यायान् आकाशः परायणम् । આ લોકની શી ગતિ છે? તો આકાશ એની ગતિ છે એમ તેણે કહ્યુ કેમકે નિશ્ચય સમસ્ત ભૂતો આકાશમાથી જ જન્મે છે, અને આકાશમા જ અસ્ત પામે છે આકાશ જ આ બધાથી મોટુ છે, આકાશ જ પરાયણ છે (છાં૦ ૧-૯-૧) તો અહીં આકાશ શબ્દનો શો અર્થ સમજવો? ભૂતાકાશ કે પરબ્રહ્મ પરમાત્મા? સંશય શાને? સંશયનુ અહીં બીજ છે આકાશ શબ્દ બન્ને અર્થમા વપરાતો જોવામા આવે છે આમ બન્ને અર્થમા પ્રયોગ થતો હોઈને અહીં આકાશ શબ્દથી પરમાત્માનુ

ગ્રહણ કરવું કે પંચમહાભૂતમાંના આકાશને સમજવું? तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः-તે આ આત્મામાંથી નિશ્ચય આકાશ જન્મ્યું છે. (તૈ૦ ૨-૧) આ ઠેકાણે આકાશ શબ્દ ભૂતાકાશનો વાચક છે. ઉપરાંત यदेषः आकाशः आनन्दो न स्यात्-જો આ આકાશ આનન્દરૂપ ન હોત (તૈ૦ ૨-૭) आकाशो वै नाम नामरूपयोः निर्वहिता ते यदन्तरा तद् ब्रह्म। આકાશ છે નક્કી નામરૂપનું નિર્વહન કરનાર-તે બે જેમાં છે તે બ્રહ્મ છે. (છાં૦ ૮-૧૪-૧) અહીં પરબ્રહ્મ પરમેશ્વરના અર્થમાં આકાશ શબ્દનો પ્રયોગ છે. આથી સંશય ઉચિત છે. તો પછી અહીં શો અર્થ લેવો? "ભૂતાકાશ" લેવો એમ પૂર્વપક્ષ કહે છે. પરબ્રહ્મ પરમાત્મા એમ સિદ્ધાન્ત પક્ષનો નિર્ણય છે. પૂર્વપક્ષી કહે છેઃ અહીં આકાશ શબ્દ ભૂતાકાશનો જ વાચક છે. કેમકે જે શબ્દ જે અર્થમાં પ્રસિદ્ધ હોય તે શબ્દ ઉચ્ચારાતાં તે જ અર્થ પહેલાં બુદ્ધિમાં આવે છે. "ગાંધીજી" શબ્દ બોલતાંવેંત આપણને મહાત્મા ગાંધીજીની જ પ્રતીતિ પ્રથમ ઉદ્‌ભવે! કરિયાણાંનો વેપારી તો પાછળનો અર્થ સમજાય! આકાશશબ્દના ઉચ્ચારમાત્રે પહેલાં તો ભૂતાકાશની જ પ્રતીતિ થાય! અને એ જ મુખ્ય અર્થ સંભવે! અને મુખ્ય અર્થનું ગ્રહણ જ્યાં શક્ય ત્યાં અમુખ્ય અર્થ ન લેવો ઘટે! એક શબ્દનો એક જ મુખ્ય અર્થ હોય! જો આ નિયમ ન સ્વીકારીએ તો એક શબ્દના અનેકાર્થનો પ્રસંગ પ્રાપ્ત થાય! અને મુખ્યાર્થ સંભવતો હોય પછી અમુખ્યાર્થ લેવો એ ભાષાશાસ્ત્રીને સંમત ન હોય! ઉપરાંત સિદ્ધાન્તી એમ પણ કહી શકે એમ નથી, કે અહીં આકાશનો અર્થ ભૂતાકાશ લઈએ તો आकाशः हि एभ्यः सर्वेभ्यो ज्यायान् आकाशः परायणम्-આકાશ જ આ બધાથી મોટું છે. આકાશ પરાયણ છે. વગેરે વાક્યશેષ કેવી રીતે સમજાવી શકાય? ભૂતાકાશનું વાયુ વગેરેની અપેક્ષાએ "જ્યાયસ્ત્વ" અને "પરાયણત્વ" સંભવી શકે. કેમકે કાર્ય કરતાં કારણનું "જ્યાયસ્ત્વ" અને "પરાયણત્વ હોય છે જ! એમાં અયોગ્ય જેવું કશું નથી. આથી આકાશ શબ્દ ભૂતાકાશનો જ વાચક લેવો ઘટે.

આવો પૂર્વપક્ષ થતાં ભગવાન સૂત્રકાર કહે છે-आकाशः तल्लिंगात्। અહીં આકાશ શબ્દ ભૂતાકાશના નહીં પણ પરમાત્માનો જ વાચક છે. કારણ કે વાક્યશેષમાં પરબ્રહ્મ પરમાત્માનાં જ સૂચક ચિન્હોનો અહીં ઉલ્લેખ જોવામાં આવે છે. આકાશ અહીં સર્વ ભૂતોની ઉત્પત્તિ કારણ તરીકે વર્ણવાયું છે. અને એ બ્રહ્મનું લિંગ છે, ભૂતાકાશનું નહીં. ભૂતાકાશ વાયુ વગેરેને ક્રમે ભલે ઈતર ભૂતોનું કારણ થતું. પણ પોતાની ઉત્પત્તિનું તો પોતે કારણ ન હોઈ શકે! આથી સર્વ શબ્દ પીડાઈ જાય! બ્રહ્મ તો સર્વ

ભૂતોની ઉત્પત્તિ વગેરેનું કારણ છે એ સર્વતંત્રસિદ્ધાન્ત છે. यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत् प्रयन्ति अभि संविशन्ति तद् विजिज्ञासस्व तद् ब्रह्म=જેમાંથી વિશ્વરૂપ આ ભૂતો જન્મે છે જેના વડે જન્મેલાં જીવે છે, જતાં એવાં જેમાં પ્રવેશે છે તેને જાણ-તે બ્રહ્મ છે. (તૈ૦ ૩-૧) એવો તો શ્રુતિ બોલ છે. आकाशं प्रत्यस्तं यन्ति અહીં બ્રહ્મલિંગ સ્પષ્ટ છે. કેમકે ભૂતોનો લય, સિવાય કે પરબ્રહ્મ બીજે ક્યાંયે સંભવી જ ન શકે! ઉપરાંત "જ્યાયસ્ત્વ" અને "પરાયણત્વ" પણ બ્રહ્મનાં જ લિંગ છે. નિરપેક્ષ "જ્યાયસ્ત્વ" અને "પરાયણત્વ" સિવાય કે પરમાત્મા બીજે ક્યાંયે ઘટી શકતાં નથી. અને અહીં તે બન્ને નિરપેક્ષ તરીકે અપેક્ષિત છે. શ્રુતિ સ્વયં કહે છેઃ-ज्यायान् पृथिव्याः ज्यायान् अन्तरिक्षात् ज्यायान् दिवः ज्यायान् एभ्यः लोकेभ्यः મોટો છે પૃથ્વીથી, મોટો છે અન્તરિક્ષથી, મોટો છે સૌથી, મોટો છે આ લોકોથી (છાં૦ ૩-૧૪-૩) આ શબ્દોમાં જ્યાયસ્ત્વ ઉલ્લેખ છે. ઉપરાંત विज्ञानं आनन्दं ब्रह्म रातेः दातुः परायणम्-વિજ્ઞાન આનન્દ સ્વરૂપ છે બ્રહ્મ, દાન દેનાર માટે પરાયણ છે. (બૃ૦ ૩-૯-૨૮) આ શબ્દોમાં પરાયણત્વ બતાવ્યું છે અને તે ઉપરાંત 'अन्तवत् किल ते शालावत्य साम (છાં. १ ८-८) આમ "અન્તવત્ત્વ" રૂપી દોષને લઈને શાલાવત્યના પક્ષની નિંદા કરી, કંઈક અનન્તનો ખ્યાલ આપવાને ઉત્સુક એવા મહાત્મા જૈવલિ અહીં "આકાશ" દ્વારા આનન્ત્યનો ખ્યાલ આપી રહ્યા છે. અને ઉપસંહાર કરતાં કહે છે.- स एषः परोवरीयान् उद्गीथः स एषः अनन्तः તે આ ઉદ્‌ગીથ પરોવરીય છે-એ અનન્ત છે. (છાં૦ ૧-૯-૨) "परोवरीयान्" શબ્દમાં "पर" શબ્દ દેશ દૃષ્ટિએ અનન્તતાનો "वरीय" શબ્દ ગુણ દૃષ્ટિએ ઉત્કૃષ્ટતાનો અને "अनन्त" શબ્દ કાળ અને વસ્તુ દૃષ્ટિએ અનન્તતાનો સૂચક છે.

વળી ભૂતાકાશ બુદ્ધિ ઉપર પ્રથમ ચડે છે માટે આકાશ શબ્દનો અર્થ ભૂતાકાશ લેવો એ બરાબર નથી. પહેલો બુદ્ધયારૂઢ થતો હોવા છતાં વાક્ય શેષમાં પરબ્રહ્મના ધર્મોનો ઉલ્લેખ હોઈને ભૂતાકાશમાં એ શબ્દ ઘટી ન શકે. આકાશ શબ્દ, પરબ્રહ્મ પરમાત્માના અર્થમાં પણ શ્રુતિમાં અનેક ઠેકાણે જોવામાં આવે છે. દા. ત. आकाशो वै नाम नामरूपयोः निर्वहिता-આકાશ છે નિશ્ચય નામરૂપનો નિર્વાહ કરનાર (છાં૦ ૮-૧૪-૧) ઇતિ ઉપરાંત, આકાશના પર્યાયવાચક શબ્દોનો પણ, બ્રહ્મના અર્થમાં પ્રયોગ જોવામાં આવે છે. જેમકે ऋचोऽक्षरे परमे व्योमन् (ऋग्वेद. १-१६४-३९) सा एषा भार्गवी वारुणी विद्या परमे व्योमन् प्रतिष्ठिता (तै. ३-६) ॐ कं ब्रह्म खं ब्रह्म (छां. ४-१०-५) खं पुराणम्- ઋચાઓ અક્ષરરૂપી પરમાકાશમાં, તે આ ભાર્ગવી વારુણી વિદ્યા છે તે

પરમાકાશમાં પ્રતિષ્ઠિત છે. ૐ બ્રહ્મ છે, આકાશ બ્રહ્મ છે. આકાશ જ પુરાણ વગેરે. આથી વાક્યશેષના બળે અહીં, બ્રહ્મનાં લિંગો જોવામાં આવતાં હોઈને, આકાશ શબ્દ બ્રહ્મનો વાચક છે, ભૂતાકાશનો નહીં એ સિદ્ધ થાય છે. ॥૨૨॥

પરમાત્માનું વ્યાપકત્વ બતાવ્યું. સાથે સાથે એ જ રીતે ઉદ્‌ગીથ વિદ્યામાં આવતો "પ્રાણ" શબ્દ પરબ્રહ્મ પરમાત્માનો વાચક છે એટલે કે જીવનરાશિરૂપ છે એમ સમાનન્યાયે સિદ્ધ કરતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ-

## अतः एव प्राणः ॥ २३ ॥

अतः एव=આથી જ-ઉપલાં સૂત્રમાં જે ન્યાય સ્વીકાર્યો એ ન્યાયે જ प्राण=પ્રાણ શબ્દ પણ પરબ્રહ્મ પરમાત્માનો વાચક છે. જીવાત્મા કે વાયુવિકારનો વાચક નથીઃ-

प्रस्तोतः ! या देवता प्रस्तावं अन्वायत्ता-હે પ્રસ્તોતા! કઈ દેવતા છે જે પ્રસ્તાવને સ્વાધીન છે, આમ ઉદ્‌ગીથ પ્રકરણમાં શરૂઆત કરી શ્રુતિ કહે છેઃ-कतमा सा देवता इति । प्राणः इति होवाच, सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेव अभिसंविशन्ति, प्राणमभ्युज्जिहते, सा एषा देवता प्रस्तावमन्वायत्ता-કઈ છે તે દેવતા? તો પ્રાણ છે તે દેવતા-એમ તેણે કહ્યું, કેમકે આ સમસ્ત ભૂતો પ્રાણમાં જ પ્રવેશે છે-પ્રાણમાંથી જ ચોમેર ફૂટી નીકળે છે. તે આ દેવતા પ્રસ્તાવને સ્વાધીન છે. (છાં૦ ૧-૧૧-૪-૫) આ પ્રકરણમાં સંશય નિર્ણય, પૂર્વ સૂત્રની માફક જ જાણવો રહે છે. પ્રાણ શબ્દ બ્રહ્મ અને વાયુવિશેષ એ બન્ને અર્થમાં જોવામાં આવે છે. प्राणबन्धनं हि सोम्य ! मनः હે સૌમ્ય! પ્રાણરૂપી બંધનવાળું છે મન. (છાં૦ ૬-૮-૨) प्राणस्य प्राणम्-પ્રાણનો પ્રાણ (બૃ૦ ૪-૪-૧૮) વગેરે શ્રુતિ વાક્યોમાં પ્રાણ શબ્દ બ્રહ્મનો દ્યોતક છે. "प्राणं मे पाहि" મારા પ્રાણને રક્ષ, ઇત્યાદિ લૌકિક વાક્યોમાં અને न वै तं चक्षुर्जहाति न प्राणो जरसः पुरः । पुरं यो ब्रह्मणो वेद यस्याः पुरुष उच्यते (અથર્વ૦ ૧૦-૨-૨-૩) प्राणं वा एते प्रस्कन्दन्ते ये दिवा रत्या संयुज्यन्ते, ब्रह्मचर्यमेव तत् यद् रात्रौ रत्या संयुज्यन्ते (પ્ર૦ ૧-૧૩) एतस्मात् जायते प्राणः मनः सर्वेन्द्रियाणि च (મું ૨-૧-૩) अन्नमयं हि सोम्य ! मनः, आपोमयः प्राणः, તેને ઘડપણ પહેલાં નિશ્ચય આંખ કે પ્રાણ છોડતા નથી. જે આ બ્રહ્મના પુરને જાણે છે-જેને લઈને એ પુરુષ કહેવાય છે. પ્રાણને તે ઝરપાવે છે, જે દિવસે રતિક્રીડામાં જોડાય છે એમાંથી જન્મે છે પ્રાણ મન અને સમસ્ત

ઇન્દ્રિયો; નિશ્ચય અન્નમય છે હે સોમ્ય! મન, આપોમય છે પ્રાણ दशेमे पुरुषे प्राणाः आत्मा एकादशः (बृ० ३-९-४) तमुत्क्रामन्तं प्राणः अनूत्क्रामति, प्राणं अनूत्क्रामन्तं सर्वे प्राणाः अनूत्क्रामन्ति પુરુષમાં આ દસ છે પ્રાણ-મન અગીઆરમો પ્રાણ છે પ્રાણ ઉત્ક્રમણ કરે છે. ઉત્ક્રમણ કરતા પ્રાણની પાછળ પ્રાણો-ઇન્દ્રિયો ઉત્ક્રમણ કરે છે વગેરે શાસ્ત્રીય વાક્યોમા પ્રાણશબ્દ વાયુ વિકારના કે એવા જ બીજા અર્થમા વપરાયેલો છે આથી અહીં પ્રાણ શબ્દ મુખ્ય પ્રાણના અર્થમા જ લેવો ઘટે

પૂર્વપક્ષ

કદાચ સિદ્ધાન્તી એમ કહે કે અહીં ભૂતોનુ સવેશન અને ઉદ્ગમન પરમેશ્વરીય કર્મ છે અને આથી અહીં પ્રાણ શબ્દ પરબ્રહ્મનો વાચક નથી તો તે યોગ્ય નથી એ લિંગ-ભૂતોનુ સવેશન અને ઉદ્ગમનરૂપી પરમેશ્વરીય લિંગ, મુખ્યપ્રાણના પક્ષે પણ ઘટી શકે એમ છે શતપથ બ્રાહ્મણ શ્રુતિનુ વચન છે કે यदा वै पुरुषः स्वपिति प्राणं तर्हि वागप्येति, प्राणं चक्षुः यदा प्रबुध्यते प्राणादेवाधि पुनः जायते-જ્યારે નિશ્ચય પુરુષ ઊંઘે છે ત્યારે તેની વાણી પ્રાણમા લીન થાય છે ચક્ષુ પ્રાણમા લીન થાય છે. જ્યારે જાગે છે ત્યારે પુન પ્રાણમાથી જ પ્રકટે છે (શત० १०-૩-૩-૬) ઉપરાંત શ્રવણ જ નહીં આપણો પ્રત્યક્ષ અનુભવ પણ આમ જ કહે છે નિદ્રાકાળે પ્રાણ જાગતો રહે છે ઇન્દ્રિયવૃત્તિઓ લુપ્ત થાય છે, અને પ્રબોધકાળે પાછી પ્રકટે છે ઉપરાત ભૂતોના સવેશન અને ઉદ્ગમનો સૂચક વાક્યશેષ પણ મુખ્યપ્રાણના પક્ષે ઘટી શકે છે કેમકે ઇન્દ્રિયો એ ભૂતોનો સાર છે તે ઇન્દ્રિયો જો લીન થતી હોય અને પુન જાગૃત થતી હોય તો ભૂતોનો જ એ સવેશ-ઉદ્ગમ કહેવાય!

ઉપરાત અહીં ઉદ્ગીથ અને પ્રતિહારના દેવતા તરીકે આદિત્ય અને અન્ન, પ્રસ્તાવના દેવતારૂપ પ્રાણના નિર્દેશ બાદ બતાવવામા આવ્યા છે, અને તે બેનુ બ્રહ્મત્વ જો ન હોત તો તેના જેવુ જ પ્રાણનુ પણ હોઈને પ્રાણનુ બ્રહ્મપણુ ન હોઈ શકે આથી પ્રાણ શબ્દ અહીં બ્રહ્મનો નહીં પણ મુખ્ય પ્રાણનો જ વાચક છે આમ પ્રાપ્ત થતા સૂત્રકાર કહે છે કે-**अत: एव प्राणः।**

અર્થાત્ આથી જ "પ્રાણ" શબ્દ પણ બ્રહ્મનો જ વાચક છે, મુખ્ય પ્રાણનો નહીં "આથી જ" એટલે શાથી? તો પૂર્વ સૂત્રમા આપેલા તલ્લિંગાત્ એ કારણે એમ જાણવુ. અહીં પ્રાણ શબ્દ દ્વારા બ્રહ્મનુ જ લિંગ જોવામા આવે છે અહીં તમામ પ્રાણીઓની ઉત્પત્તિ વગેરે પ્રાણને

નિમિત્તો બતાવી છે. અને આથી તમામ ભૂતોનું પ્રાકટ્ય વગેરે બ્રહ્મને જ અહીં સમર્પે છે. જગતકારણ બ્રહ્મ છે, મુખ્ય પ્રાણ નથી. "મુખ્ય પ્રાણ" એ અર્થ સ્વીકારીએ તોપણ ભૂતોનું સંવેશન કે ઉદ્‌ગમન અહીં વિરૂદ્ધ નથી. કેમકે નિદ્રા અને જાગૃત અવસ્થામાં એવું પ્રત્યક્ષ દર્શન છે. તો એ કહેવું પણ બરાબર નથી. ઉંઘ કે જાગૃતિમાં લય કે ઉદ્‌ગમ કેવળ ઇન્દ્રિયોનો જ જોવામાં આવે છે-તમામ ભૂતોના નહીં. અહીં તો તમામ ભૂતોનો લયોદ્‌ભવ બતાવવામાં આવ્યો છે. ઉપરાંત **यदा सुप्तः स्वप्नं न कंचन पश्यति अथ अस्मिन् प्राणे एव एकधा भवति, तदा एनं वाक् सर्वैः नामभिः सह अप्येति**=જ્યારે સૂતેલો કોઈ સ્વપ્ન જોતો નથી ત્યારે આ પ્રાણમાં જ સૌ એકરૂપ થાય છે, ત્યારે એમાં વાણી તમામ નામો સાથે લીન થાય છે. (कौ० ૩-૩) વગેરે શ્રુતિ વાક્યોમાં પણ પ્રાણશબ્દ બ્રહ્મનો જ વાચક છે. કેમકે અહીં પણ લિંગ તો બ્રહ્મનું જ છે. ઉપરાંત અહીં અન્ન આદિત્ય વગેરેના સંનિધાનને લઈને પ્રાણનું બ્રહ્મપણું નથી એમ જો કહેતા હોય તો તે બરાબર નથી. કેમકે વાક્યશેષ જો પ્રાણ બ્રહ્મ છે એમ પ્રતિપાદિત કરતું હોય તો સંનિધાન નિબળું છે. લિંગ સબળ છે. પૂર્વ મીમાંસા જ આ નિર્ણય આપે છે. ભગવાન જૈમિની કહે છેઃ- **श्रुति, लिंग, वाक्य, प्रकरण, स्थान समाख्यानां समवाये पारदौर्बल्यं अर्थविप्रकर्षात्** (मीमां० ૩-૩-૧૪) આથી અહીં લિંગ પ્રબળ હોઈને સંનિધાન અથવા સ્થાન નિર્બળ છે. પ્રસિદ્ધિબળે પણ પ્રાણ શબ્દ બ્રહ્મવાચક છે. જેમ મુખ્ય પ્રાણના અર્થમાં પ્રાણ શબ્દ રૂઢ છે તેમ પરબ્રહ્મના અર્થમાં પણ તે રૂઢ છે જ. જેમકે **प्राणाय नमो यस्य सर्वमिदं वशे** (अथर्व० ૧૧-૨) **प्राणे एजति निःसृतं** (कठो० ६-૨) **प्राणो हि एषः यः सर्वभूतैः विभाति** (मुं० ૩-૧-૩) **प्राणघनं हि सोम्य मनः।** જેના વશમાં આ બધું છે તે પ્રાણને નમન. પ્રાણ કંપતાં જે નીસર્યું છે પ્રાણ છે એ, જે સૌ પ્રાણીઓ દ્વારા ચમકે છે હે સૌમ્ય! મન પ્રાણઘન છે. ઉપરાંત પ્રાણ શબ્દના પર્યાયો પણ બ્રહ્મવાચક તરીકે જોવામાં આવે છે. **तत्त्वं तत् सत्यं अंगिरः**-હે પ્રાણ! તારૂં નિશ્ચય તે સત્ય છે. (ऋ० ૧-૧-૨) અહીં "અંગિરા" શબ્દ પ્રાણવાચક છે. **य आत्मदा बलदा** (ऋ० ૮-૭-૩-૨) **आत्मदा**=પ્રાણદ **समवर्ततासुः एकः** (ऋ० ૮-૭-૪-૭) **असु**=પ્રાણ. આથી અહીં "પ્રાણ" શબ્દ બ્રહ્મનો જ વાચક છે એ સિદ્ધ છે. ॥ ૨૩ ॥

પરબ્રહ્મ પરમાત્મા વ્યાપક છે. જીવનરાશિ છે એ સિદ્ધ કર્યું. હવે તે પરમાત્મા સ્વયંજ્યોતિ છે એ સિદ્ધ કરતાં સૂત્રકાર જણે છે કે-

## ज्योतिः चरणाभिधानात् ॥ २४ ॥

चरणाभिधानात्—ચ ણુ એટલે પાદ, તે ચ ણનુ કથન હોવાને લીધે જ્યોતિ = છાંદોગ્ય ઉપનિષદ્મા જેનુ શ્રવણ છે એ જ્યોતિ બ્રહ્મસ્વરૂપ છે એમ જાણવુ જોઈ એ

છાંદોગ્ય ઉપનિષદ્મા કહે છે –यद् अत परो दिव ज्योतिः दीप्यते, विश्वत. पृष्ठेषु सर्वतः पृष्ठषु अनुत्तमेषु उत्तमेषु लोकेषु इदं वाव तद् यद् इदं अस्मिन् अन्तः पुरुषे ज्योति જે આ દ્યૌથી પર જ્યોતિ દીપે છે– વિશ્વની પીઠ ઉપર–સૌની પીઠ ઉપર ઉત્તમ અને કનિષ્ઠ લોકમા–તે આ છે જે આ પુરુષમા જ્યોતિ છે (છા૦ ૩–૧૩–૭) આ વાકય સશયગ્રસ્ત છે અહીં વપરાયેલ "જ્યોતિ" શબ્દનો અર્થ શો ? એ જ્યોતિશબ્દ બ્રહ્મનો વાચક છે કે સૂર્યાદિ જ્યોતિનો વાચક છે ? બન્ને અર્થમા એ શબ્દ વપરાતો જોવામા આવે છે સૂર્યાદિ જ્યોતિવિશેષના અર્થમા જોઈએ તો याज्ञवल्क्य ! किं ज्योति अय पुरुष ? आदित्यज्योतिः सम्राड् इति होवाच आदित्येनैव अय ज्योतिषा आस्ते–યાજ્ઞવલ્ક્ય ! કઈ જ્યોતિવાળો છે આ પુરુષ ?–સમ્રાટ્ ! આદિત્ય જ્યોતિ છે આ પુરુષ આદિત્યની જ્યોતિથી જ જ્યોતિવાળો હોય છે (બૃ૦ ૪–૩–૬) ख वायु. ज्योतिः आप –આકાશ–વાયુ–જ્યોતિ–પાણી (મુ૦ ૨–૧–૩) વગેરે શ્રુતિઓ જોવામા આવે છે ઉપરાત બ્રહ્મના અર્થમા આ શબ્દનો પ્રયોગ ध्रुव ज्योतिः निहित दृशयेक (ઋ૦ ૪–૬–૧૧–૬) एष सम्प्रसाद अस्मात् शरीरात् समुत्थाय, पर ज्योति उपसपद्य स्वेनरूपण अभिनिष्पद्यते–આખમા એક ધ્રુવ જ્યોતિ નિહિત છે આ સપ્રસાદ (સુષુપ્તિનો જીવાત્મા) આ શરીરમાથી ઠીક ઠીક ઉઠીને પરમ જ્યોતિને પામીને, સ્વરૂપે ચોમેરથી પ્રકટે છે (છા૦ ૮–૧૨–૩) વગેરે શ્રુતિ વાકયોમા જોવા મળે છે આથી એ અગે સશય થાય તો તે યોગ્ય છે પૂર્વપક્ષીને મન ज्योति શબ્દ લૌકિક જ્યોતિનો વાચક છે સિદ્ધાન્તીને મન એ બ્રહ્મનો વાચક છે

પૂર્વપક્ષ કહે છે કે અહીં જ્યોતિ શબ્દ સૂર્યાદિ જ્યોતિનો વાચક જ હોઈ શકે કારણ કે અહીં લિંગ છે સૂર્યાદિ જ્યોતિનુ दीप्यते એ ક્રિયાપદ અહીં છે દીપ્તિ એટલે જ્વલન અને જ્વલનરૂપી ધર્મ તો સૂર્યાદિ આકાર વિશેષવાળા પદાર્થોનો જ હોય, બ્રહ્મનો એ ધર્મ ન હોઈ શકે બ્રહ્મરૂપ વગેરે વિનાનુ છે અને આથી રૂપ વગેરે વિનાનુ બ્રહ્મ "दीप्यते" ન કહેવાય

ઉપરાત અહીં મર્યાદાનુ શ્રવણ જોવામા આવે છે આ જ્યોતિની "द्यौ" એ મર્યાદા આકવામા આવી છે અને મર્યાદા અગર તો સીમા પરિચ્છિન્નની હોય અને બ્રહ્મ તો સર્વગત છે એવુ હોઈને પરિચ્છિન્ન હોઈ ન શકે

વળી જેમ મર્યાદા તેમ આ જ્યોતિનો આધાર પણ અહીં વર્ણવ્યો છે. विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेषु अनुत्तमेषु उत्तमेषु लोकेषु-વિશ્વની પીઠે-સૌની પીઠે-ઉત્તમ અધમ સૌ લોકોમાં (છાં૦ ૩-૧૩-૭) આ પંક્તિમાં સપ્તમી વિભક્તિ આધારવાચક છે. અને સર્વાધાર બ્રહ્મ જાતે નિરાધાર છે.

આ ઉપરાંત આ જ્યોતિને અહીં "કૌક્ષેય" જ્યોતિથી અભિન્ન વર્ણવી છે. દ્યૌથી પર જ્યોતિનો કૌક્ષેય જ્યોતિથી અભેદ બતાવ્યો છે. इदं वाव तद् यदिदं अस्मिन् अन्तः पुरुषे ज्योतिः આ છે તે જે આ પુરુષમાં અંદર જ્યોતિ છે. (છાં૦ ૩-૧૩-૭) (કૌક્ષેય=કુંખ-ઉદર-જ્યોતિ) જઠરાનલરૂપ કૌક્ષેય જ્યોતિનું વર્ણન છે-तस्य एषा दृष्टिः । ७ । यत्र एतत् अस्मिन् शरीरे संस्पर्शेन उष्णिमानं विजानाति । तस्य एषा श्रुतिः यत्र एतत् कर्णो अपिगृह्य निनदमिव नदथुरिव । अग्नेः ज्वलतः उपशृणोति=તેની આ દૃષ્ટિ છે. જ્યારે એ આ શરીરમા સ્પર્શ દ્વારા ઉષ્ણતાને જાણે છે તેની આ શ્રુતિ છે-જ્યારે એ બન્ને કાનો ઢાંકી દે છે ત્યારે જલતા અગ્નિનો જાણે નિનાદ-જાણે અવાજ સંભળાતો હોય છે. (છાં૦ ૧૩-૭-૮) આ શ્રુતિ વાક્ય ઉપરથી કૌક્ષેય જ્યોતિ-એટલે શરીરમાં-ઉદરમાં હોનારૂ તેજ એ અહીં સમજાય છે. અને સંસ્પર્શથી ગરમીનું જ્ઞાન, કાન ઢાકતાં કાન દ્વારા ઘોષનું શ્રવણ એ ઉદરના તેજ સિવાય બીજે ક્યાંયે સમજી શકાય નહીં! જો તે કૌક્ષેય તેજ બ્રહ્મ ન હોય તો તેનાથી અભિન્ન એવું દ્યૌથી પર જે તેજ-જે જ્યોતિ તેનું પણ બ્રહ્મપણું સ્વયં નિવૃત્ત થાય છે.

ઉપરાંત ફળદૃષ્ટિએ જોતાં પણ અહીં જ્યોતિ શબ્દ, બ્રહ્મનો નહીં પણ ભૌતિક તેજનો જ વાચક સમજાય છે. આ જ્યોતિની ઉપાસનાનું ફળ અલ્પ છે. चक्षुष्यः श्रुतो भवति य एवं वेद-આટલુ અલ્પફળ અહીં શ્રુતિ બતાવે છે. બ્રહ્મોપાસનાનું તો અનન્ત ફળ છે. અને આથી ફળદૃષ્ટિએ પણ અહીંનો જ્યોતિ શબ્દ આદિત્ય વગેરે જ્યોતિનો જ વાચક છે. આ ઠેકાણે પૂર્વપક્ષ પૂરો થાય છે.

સિદ્ધાન્તી કહે છે કે આ બરાબર નથી. જ્યોતિ શબ્દ અહીં બ્રહ્મનો જ વાચક છે. चरणाभिधानात् એવો એમાં હેતુ છે. આ પ્રકરણમાં સર્વ પ્રથમ, બ્રહ્મ ચાર ચરણોવાળું છે એમ કહ્યું છે. पादोऽस्य सर्वाणि भूतानि त्रिपाद् अस्य अमृतं दिवि-સમસ્ત ભૂતો એનું એક ચરણ છે. એના અમૃત ત્રણ ચરણો સ્વર્ગમાં છે. (છાં૦ ૩-૧૨-૬) ઉપલા મંત્રમાં સર્વભૂતરૂપી, બ્રહ્મનો એક પાદ છે એમ કહી બાકીના ત્રણ પાદો અમૃત સ્વરૂપે વર્ણવ્યા છે.

અને એ અમૃતના ત્રણ પાદો જ અહીં જ્યોતિ શબ્દથી દ્યોતિત છે ત્રિપાદ્ બ્રહ્મ અને જ્યોતિ એ બન્નેનો ધા સબધ એક સરખો છે અને સબધ જો એક છે તો સબધીઓ પણ એક જ હોય।

ઉપરાંત અહીં પ્રકરણ બ્રહ્મનુ છે અહીંના આ જ્યોતિ વાકયમાનુ પ્રકૃત બ્રહ્મ, તેની પછી આવતી શાડિલ્ય વિદ્યામા પણ અનુવર્તિત છે અને એ બેની વચ્ચે જ્યોતિ શબ્દ સપડાયેલ છે શાસ્ત્રીય પરિભાષામા કહીએ તો જ્યોતિ શબ્દ મધ્યપતિત છે અને આથી જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક જ માનવો રહે છે જો એમ ન માનીએ તો "પ્રકૃતહાન" અને "અપ્રકૃતપ્રક્રિયા" નામનો દોષ આવે અને બને ત્યા સુધી એ ટાળવો જ જોઇએ

ઉપરાત દીપ્યતે ક્રિયાપદને આગળ ધરો તોપણ કશો અર્થ સરવાનો નથી દીપન એટલે જ્વલન, અને બ્રહ્મ, ચૈતન્ય સ્વરૂપ હોઇને તેનુ દીપન પ્રકાશન સુયોગ્ય જ છે મુખ્ય પ્રકાશ જ ચિતનો છે એ ચિતના પ્રકાશે પ્રકાશનારો બને છે સૂર્યાદિ જ્યોતિઓનો પણ સમુદાય! આથી મુખ્યત જ્યોતિ શબ્દ બ્રહ્મનો જ વાચક છે શ્રુતિના પ્રમાણ ટાકી શકાય કે—येन सूर्यस्तपति तेजसा इद्ध (तै ब्रा ३-१२-९-७) तमेव भान्तमनुभाति सर्व तस्य भासा सर्वमिद विभाति (कठ० २-१-१५) तत् शुभ्र ज्योतिषा ज्योति (मु० २-२-९) एष उ एव भामनी एष हि सर्वेषु लोकेषु भाति (छा ४-१५-४) तत् देवा ज्योतिषा ज्योति (बृ ४-४-१६) જે તેજથી સળગેલો સૂર્ય તપે છે તેની ચમક્ની પાછળ પાછળ તેની ચમકથી આ બધુ ચમકે છે જે જ્યોતિઓની પણ શુભ્રજ્યોતિ છે એ જ છે ભામની એ જ નિશ્ચય સૌ લોકોમા ચમકે છે દેવો તે જ્યોતિની જ્યોતિ છે આથી જ્યોતિ શબ્દ પ્રાકૃત તેજનો વાચક નથી, પણ પરબ્રહ્મનો જ વાચ છે

મર્યાદાનુ શ્રવણ છે માટે જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક નથી એમ કહેવુ પણ યોગ્ય નથી વ્યાપક પરમાત્માને માટે તેવુ કથન અનુચિત નથી, તે સૌની જેમ અદર તેમ બહાર પણ છે स बाह्याभ्यन्तरो ह्यज (मु २-१ २) तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत (यजु ४०-५) एकस्तथा सर्वभूतान्तरात्मा रूप रूप प्रतिरूपो बहिश्च (कठ ५-९) તે અજ બાહ્ય અને અતર છે તે નિશ્ચય છે આ સૌની અદર અને તે જ નિશ્ચય છે આ બધાની બહાર તે જ પ્રમાણે એક છે સૌ ભૂતોનો અતરાત્મા રૂપે રૂપે એ પ્રતિરૂપ છે, અને રૂપ વિનાનો છે વગેરે શ્રુતિ વાકયો આ અર્થના દર્શક છે

તો જે અંદર બહાર નિરન્તર સર્વત્ર છે તે સૌની અંદર રહેનારા "દ્યૌ" થી પર છે, એવો ઉપદેશ હોય તો તે યોગ્ય છે આજ રીતે આધાર શ્રવણમા પણ સમજવુ ઘટે છે સર્વત્ર પરમાત્માને સર્વત્ર રહેનાર કહેનાર શ્રુતિ ખોટી નથી વળી કૌક્ષેય જ્યોતિ સાથે આ જ્યોતિનું અભેદ કથન પણ જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક છે એમ જ બતાવે છે, કેમકે કૌક્ષેય જ્યોતિને પણ બ્રહ્મ તરીકે જ વર્ણવવામા આવી છે. ઋગ્વેદ કહે છે – **इद ज्योतिः हृदये आहितं यत्** આ જ્યોતિ જે હૃદયમા આહિત છે (ऋ० ४-५-११-७) **हृदये आहितं ज्योतिः** અને **कौक्षेय ज्योतिः** એક જ છે આથી જ્યોતિ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માને જ્યોતિ કહેવો અનુચિત નથી ઉપાસકો માટે બ્રહ્મોપાસના કરવા ત્રણ સ્થાનો શ્રુતિ બતાવે છે સૂર્યમંડળ, ચક્ષુ અને હૃદય અને સ્થાનભેદે સ્થાનીનો ભેદ થઈ જતો નથી ઉપગત કૌક્ષેય જ્યોતિના લિંગો બ્રહ્મપક્ષે પણ સંભવે છે ગરમ સ્પર્શ કે કાનમા સંભળાતો પ્રાણઘોષ પણ પરમાત્માની સત્તા વિના સંભવતાં નથી! બ્રહ્મ સૌના પ્રાણનું કારણ હોઈને પ્રાણ સ્વરૂપ છે **यस्मात् प्राणन्ति भुवनानि सर्वा**–જેનાથી સૌ લોકો જીવે છે (अथर्व० १३-३-३-३) **प्राणे एजति नि:सृतम्**–પ્રાણ કાંપતા જે નીપજે છે (कठ० ६-२) **को ह्येव अन्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्**–કોણ ખરે જીવત–કોણ શ્વાસ લેત જો આ આકાશ આનન્દરૂપ ન હોત તો? ઉષ્મા અને ઘોષ પ્રાણને નિમિત્તે જ હોય એ પ્રાણ બ્રહ્મ છે આથી અહીં જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક જ છે અને અલ્પફળ શ્રવણે પણ અહીં કશુ બગડતુ નથી ઉપાસના અનુસાર ફળની પ્રાપ્તિ છે પરમાત્માના અનન્ત કલ્યાણી ગુણો છે એ ગુણોમાથી જે કોઈ એકાદને લઈને ઉપાસના કરે તેને તદનુરૂપ ળ મળે! જે કોઈ બ્રહ્મને "દૃષ્ટ અને શ્રુત" તરીકે ઉપાસે તે "ચક્ષુષ્ય" ને "શ્રુતવાન્" થાય! ગીતામા ભગવાને સ્વય ગાયુ છે કે –**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्**–જે જે રીતે મને પ્રપન્ન થાય તેને તે તે જ હુ ભજુ છુ (गी० ४-११) સમગ્ર બ્રહ્મના દર્શને જ મહાફળરૂપી બંધ–મોક્ષનો તો લાભ થાય! આથી ખંડોપાસનાનુ ખંડફળ જ મળે તો તેથી બ્રહ્મના બ્રહ્મત્વની હાનિ નથી આથી જ્યોતિ શબ્દ અહીં બ્રહ્મનો જ વાચક છે એમ જાણવુ ॥ ૨૪ ॥

પરમાત્માનુ સ્વયજ્યોતિપણુ અહીં સિદ્ધ કર્યું પણ આ અવસરે એક શંકા થાય છે એ શંકાનુ ઉત્થાન કરી સમાધાન આપતા ભગવાન સૂત્રકાર કહે છે –

**छन्दोऽभिधानात् न इति चेत् न तथा चेतोऽर्पणानिगदात् तथा हि दर्शनम् ॥ २९ ॥**

જ્યોતિનું અનુવર્તન જાણવું. ઉપરાંત બ્રહ્મનું તો પ્રકરણ જ છે. છાન્દોઽભિધાનાત્= પૂર્વ વાક્યમાં છન્દનું=ગાયત્રી નામના વૈદિક છન્દનું કથન હોવાથી ન=આ ઉત્તર વાક્યમાં- જ્યોતિ વાક્યમાં કહેલી જ્યોતિ બ્રહ્મવાચક નથી ઇતિચેત્=એમ જો પૂર્વપક્ષ કહેતો હોય તો ન=ને બરાબર નથી. तथा=જેમ ॐ દ્વારા તેમ-તે રીતે चेतोऽर्पणनिगदात्=ચિત્તનું પરબ્રહ્મમાં અર્પણ થાય તે માટેનું. કથન જાણવું तथाहि=દા. ત. दर्शनम्=આ અર્થનું પ્રતિપાદક શ્રૌતવચન છે.

પૂર્વપક્ષી કહે છે—જો જ્યોતિ વાક્યની પૂર્વના શ્રુતિના વાક્યમાં ચતુષ્પાદ બ્રહ્મનું વર્ણન આવ્યું હોત તો અમો ખુશીથી અહીં જ્યોતિ શબ્દને બ્રહ્મવાચક માની શકત, પણ તેવું નથી. અહીં તો ગાયત્રી નામના છંદનું કથન છે. દા. ત. गायत्री वा इदं सर्वं भूतं यदिदं किञ्च-ગાયત્રી જ છે આ બધાં ભૂતો, (છાં૦ ૩–૧૨–૧) આવી શરૂઆત છે. એ ગાયત્રી, તેજ વાક્-ભૂત-પૃથિવી, શરીર, પ્રાણ અને હૃદયરૂપે છ વિભાગે સમજાવી, सा एषा चतुष्पदा षड्विधा गायत्री-તે આ ગાયત્રી ચોપગી—છ પ્રકારની છે. (છાં૦ ૩–૧૨–૫) એ રીતે ઉપસંહાર કરી, એ ગાયત્રીના વિષયમાં જ तदेतत् ऋचा अभ्युक्त-तावानस्य महिमा ततो ज्यायाँश्च पूरुषः। पादोऽस्या सर्वाभूतानि त्रिपादस्याऽमृतं दिवि-તે આ ઋક્મંત્ર કહે છે-તેવડો છે આનો મહિમા અને તેથી પણ મોટો છે પુરુષ. સમસ્ત ભૂતો એનો એક પગ છે. તેના અખૂટ ત્રણ પાદો સ્વર્ગમાં છે. (છાં૦ ૩–૧૨–૫–૬) આ ઋગ્વેદના મંત્રનું ઉદાહરણ દીધું છે. તો ચતુષ્પાદ ગાયત્રીને વર્ણવતો મંત્ર એકાએક બ્રહ્મ વર્ણન ઉપર ક્યાંથી આવી પડે? એ તો આંબાને અંગે પ્રશ્ન ને કોદરાને અંગે જવાબ જેવું થાય! અને "यद्वै तद् ब्रह्म"-જે નિશ્ચય તે બ્રહ્મ છે. (છાં૦ ૩–૧૨–૭) આ વચ્ચે આવતો ब्रह्म શબ્દ ગાયત્રીને લગતો જ હોઈ શકે! કેમકે પ્રકરણ ગાયત્રીનું છે. જેનું પ્રકરણ હોય તેનાં ગાન ગવાય. આથી જેમ यः एतां ब्रह्मोपनिषदं वेद-જે કોઈ આ બ્રહ્મ રહસ્યને જાણે છે. (છાં૦ ૩–૧૨–૩) અહીં બ્રહ્મ શબ્દ વેદવાચક છે, તેમ પૂર્વમાં ગાયત્રી છન્દનું કથન હોઈને અહીં જ્યોતિના વાક્યમાં તેનું કથન જ યોગ્ય છે. જો આમ ન સ્વીકારીએ તો અપ્રકૃતનો પરામર્શ કરવારૂપ દોષ નડે! આથી અહીં છંદનું કથન જ યોગ્ય છે, બ્રહ્મનું નહીં.

સિદ્ધાન્તી જવાબ આપતાં કહે છે કે ભાઈ! તારૂં આ માનવું બરાબર નથી. પૂર્વના શ્રુતિવાક્યમાં શું કહ્યું છે? गायत्री वा इदं सर्वं भूतं यदिदं

किञ्च। (છાં૦ ૩-૧૨-૧) આ વાકયમાં ગાયત્રીને "सर्वभूतात्मक" તરીકે કહી છે! હવે ગાયત્રી છંદ તો અક્ષરોનો સંનિવેશમાત્ર છે! તે સર્વભૂતરૂપ કેવી રીતે થઇ શકે? જે પરિચ્છિન્ન હોય તે કદી સર્વરૂપ ન હોઈ શકે! આથી અહીં છંદઃ સ્વરૂપ ગાયત્રીનું વર્ણન નથી, પરમાત્માનું જ છે. પરમાત્મા સર્વભૂતરૂપ છે.

ઉપરાંત ગાયત્રી શબ્દનો વ્યુત્પત્તિલભ્ય અર્થ પણ પરમાત્માની તરફેણમાં જ ઢળે છે. गायति च त्रायते च એ અર્થમાં રક્ષણશક્તિ પણ પરમાત્માની જ ઘટે, ગાયત્રીની નહીં. કેમકે રક્ષણ કરવું એ ચેતનનો ધર્મ છે. બ્રહ્મ ચેતનરૂપ છે–ગાયત્રી નહીં: ઉપરાંત "यद् वै तद् ब्रह्म" એ વાકયમાં વપરાયેલ બ્રહ્મ શબ્દ, ગાયત્રી અહીં બ્રહ્મ છે એમ સમજીએ તો જ મુખ્યત્વે સંભવે છે. ગાયત્રી છંદના અર્થમાં તો લક્ષણા લેવી પડે. મુખ્યવૃત્તિ શકય હોય ત્યાં લક્ષણાનો આશ્રય બરોબર નથી. આથી અહીં બ્રહ્મનું કથન જ ઉચિત છે, ગાયત્રી છન્દનું નહીં.

તો પછી અહીં "गायत्री वा इदं सर्वं" એ રીતે શાને ઉપદેશ દીધો છે? એનો જવાબ એટલો જ કે પ્રતિપાદ્ય બ્રહ્મમાં ચિત્તને પરોવવા માટે ગાયત્રી દ્વારા ઉપદેશ છે! પરબ્રહ્મ પરમાત્મા અતિશય સૂક્ષ્મ પદાર્થ છે. એમા સહસા ચિત્ત પ્રવેશ થતો નથી. આથી ગાયત્રી દ્વારા તેનું પુનઃ પુનઃ ભાવન કરવું ઘટે. અને તેનું ભાવન તેના પ્રતિપાદક શબ્દ વિના થવું મુશ્કેલ. પ્રભુમાં ચિત્તના પ્રવેશ માટે–પ્રણિધાન માટે, ભગવન્નામ સ્મરણ જ ઉપાય છે. तज्जपस्तदर्थभावनम् (योग. ૧-૨૮) એવું ભગવાન પતંજલિ પણ ભણે છે. ભગવાનના પ્રતિપાદક શબ્દો પૈકી મુખ્ય છે ૐ. ओम्। प्रतिष्ठ (यजु. ૨-૧૩) ओम् क्रतो। स्मर (यजु० ૪૦-૧૪) વગેરે શ્રુતિવચનો આ અર્થમાં પ્રમાણરૂપ છે. મુંડકોપનિષદમાં પણ કહ્યું છેઃ–धनुः गृहीत्वौपनिषदं महास्त्रं शरं हि उपासानिशितं सन्धयीत। आयम्य तत्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं ब्रह्म विद्धि। प्रणवो धनुः शरः हि आत्मा, ब्रह्मतत् लक्ष्यं उच्यते। अप्रमत्तेन वेद्धव्यं शरवत् तन्मयो भवेत्। ઉપનિષદના અર્થરૂપી મહાન ધનુષ્યને પકડી, તેના ઉપર ભાવથી ચોટેલા મને તેને ખેંચી, તે લક્ષ્યરૂપ અક્ષર બ્રહ્મને વેધે. પ્રણવ છે ધનુષ્ય. મન છે શર. બ્રહ્મ તેનું છે લક્ષ્ય. અપ્રમાદે તે લક્ષ્ય વીંધે. શરની પરે તન્મય થાય. (મું૦ ૨-૨-૩-૪) તો જેમ ૐ શબ્દ બ્રહ્મનો પ્રતિપાદક છે તેમ ગાયત્રી છંદ પણ છે. આ બાબતમાં શ્રુતિનું દર્શન છે કે सर्वे वेदाः यत् पदमामनन्ति, तपांसि सर्वाणि च यद् वदन्ति। यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत् ते

पदं संग्रहेण ब्रवीमि-ॐ इति एतत्=સર્વે વેદો જે પદને ગાય છે, સમસ્ત તપો જેને કહે છે, જેને ઈચ્છતા હોઈને બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પદ તને ટૂંકમાં કહું-આ ॐ છે તે (કઠ० ૨-૧૫) सर्वं ॐकार एव=બધુ ઓંકાર જ છે. (માં० ૧) ओमिति ब्रह्म ओमिति इदं सर्वं=ઓમ છે બ્રહ્મ ઓમ છે આ બધું. (તૈ० ૧-૮) ॐकार एव इदं सर्वं=ઓંકાર જ છે આ બધું (છાં० ૨-૨૩-૩) આથી પૂર્વના શ્રુતિવાકયમાં બ્રહ્મનું જ કથન છે- ગાયત્રી છન્દનું નહીં. આથી જ્યોતિશબ્દ બ્રહ્મવાચક છે એમાં કોઈ વિરોધ નથી. ॥ ૨૫ ॥

ઉપલા અર્થના સમર્થન માટે બીજો હેતુ આપતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ-

## भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥ २६ ॥

ભૂતાદિ=પરબ્રહ્મ પરમાત્મામાં જ ભૂત-પૃથિવી-શરીર-હૃદયરૂપી ચાર પાદોનું નિરૂપણ થઈ શકતું હોઈને च=પણ एवम्=ગાયત્રી શબ્દ દ્વારા અહીં બ્રહ્મનો જ ઉપદેશ છે એમ સ્વીકારવું રહે છે.

અહીં ગાયત્રી वा इदं सर्वं भूतं यदिदं किञ्च (છાં૦ ૩-૧૨-૧) આમ ગાયત્રીથી શરૂઆત કરી. ભૂત-પૃથિવી-શરીર-અને હૃદયનો નિર્દેશ કરી, ઉપસંહાર જોવામાં આવે છે કે सा एषा चतुष्पदा षड्विधा गायत्री (છાં૦ ૩-૧૨-૫) જો અહીં ગાયત્રી શબ્દ દ્વારા છન્દવિશેષનો અર્થ સ્વીકારીએ તો ભૂત વગેરે ચાર તે ગાયત્રીના પાદો કે ચરણો સંભવી જ ન શકે. છંદ તો અક્ષરોનો સંન્નિવેશમાત્ર છે. તેના ચાર કે ચાલીસ પણ પગો કેવી રીતે સંભવે?

ઉપરાંત અહીં છંદનો અર્થ લેતાં "*तावान् अस्य महिमा*" એ મંત્ર પણ અહીં યોગ્ય ન ઠરે. કેમકે સંહિતામાં આ મંત્ર બ્રહ્મપરક છે એવું સ્પષ્ટ કથન છે. ઋગ્વેદમાં આ મંત્રને પરમાત્મપરાયણ જ કહ્યો છે. ત્યાં સહેજ પાઠભેદ લેટલો જ જોવામાં આવે છે. દા. ત. एतावान् अस्य महिमा अस्यामृतं दिवि ॥ (ऋ० ८-४-१७-३)

ઉપરાંત ગાયત્રી શબ્દ કદી પણ પુરુષવાચક જોવામાં આવતો નથી! અને "*अतो ज्यायान् च पुरुषः*" માં પુરુષનું શ્રવણ ગાયત્રીના અર્થમાં કદી ન થઈ શકે! જો અહીં બ્રહ્મનો સ્વીકાર કરવામાં આવે તો કશી

આપત્તિ આવતી નથી. પરમાત્મા સૌનું અધિષ્ઠાન છે. અને એ રીતે તેના ચાર પાદો–ભૂતાદિ પાદોનું કથન સંભવી શકે! અને પુરૂષ શબ્દ બ્રહ્મચારી =બ્રહ્મપરાયણ છે એ તો સૌ જાણે જ છે!

ઉપરાંત तदेतत् पूर्णम् प्रवर्ति । पूर्णां अप्रवर्तिनीं श्रियं लभते य एवं वेद–તે આ પૂર્ણ પ્રવર્તે છે. પૂર્ણ–પાછી ન ફરે એવી શ્રીને તે પામે છે જે આ જાણે છે. (છાં૦ ૩–૧૨–૧) આ શ્રુતિ પણ ગાયત્રીનો છંદ એવો અર્થ લેતાં નહીં ઘટે. આથી અક્ષરોની ગોઠવણીમાત્ર રૂપ છંદના જ્ઞાને પૂર્ણતા અને અપરિવર્તિની શ્રીનું ફળ મળી શકે નહીં! એથી ઉલટું પરબ્રહ્મ વ્યાપક હોઇને પરિપૂર્ણ છે. શ્રુતિનો બોલ છેઃ–स वा अयं पुरुषः सर्वासु पूर्षु पुरिशयः । नैनेन किञ्चनानावृत्तं नैनेन किञ्चनासंवृतम् (બૃ૦ ૨–૫–૮) पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते–તે આ પુરૂષ સમસ્ત પુરીઓમાં પુરિશય છે. એના વડે અનાવૃત–અસંવૃત એવું કશું નથી. (બૃ૦ ૨–૫–૮) તે પૂર્ણ છે. આ પૂર્ણ છે. પૂર્ણમાંથી પૂર્ણ નીકળે છે. પૂર્ણને લઈને પૂર્ણ પૂર્ણ જ બાકી રહે છે. (બૃ૦ ૫–૨–૨) વગેરે બ્રહ્મનું પૂર્ણત્વ કહે છે. ઉપરાંત ફુટસ્થ હોઈને બ્રહ્મ અપ્રવર્તિ છે. अस्थूलं अनणु अह्रस्वं अदीर्घम्–અસ્થૂલ–અનણુ–અહ્રસ્વ–અદીર્ઘ (બૃ૦ ૩–૮–૮) स न साधुना कर्मणा भूयान् नो एव असाधुना कनीयान्–તે, પૂર્ણ, કર્મે વધારે કે અસાધુ કર્મે નાનો થઈ જતો નથી. (બૃ૦ ૪–૪–૨૮) વગેરે શ્રુતિઓ આ બાબતમાં ઉદાહરણરૂપ છે. આવા પૂર્ણ અને અપ્રવર્તિ પરબ્રહ્મની ઉપાસના કે જ્ઞાનનું પૂર્ણ અને અપ્રવર્તિની શ્રી એ ફળ હોઈ શકે.

વળી અહીં ગાયત્રી શબ્દે છન્દ સમજીએ તો तस्य वा एतस्य हृदयस्य पञ्च देवसुषयः –તે આ હૃદયના પાંચ દેવછિદ્રો છે. (છાં૦ ૩–૧૩–૧) થી શરૂ કરી, ते वा एते पञ्च ब्रह्मपुरुषाः स्वर्गस्य लोकस्य द्वारपाः તે આ પાંચ બ્રહ્મ પુરુષો છે, તે સ્વર્ગલોકના દ્વારપાળો છે. આ શબ્દો દ્વારા પાંચ પ્રાણોની બ્રહ્મપુરૂષતા તથા તે સ્વર્ગલોકની દ્વારપાલતા પણ સંભવી ન શકે. પ્રાણ વગેરે પાંચ અહીં બ્રહ્મના પુરુષો તરીકે કહેવાયા છે. તે ગાયત્રી પુરૂષો કેવી રીતે ગણાય? અને હૃદય તો પરમાત્માના સાક્ષાત્કારનું સ્થાન છે. શ્રુતિ સ્મૃતિ કહે છેઃ–य एषः अन्तर्हृदये आकाशः तस्मिन् शेते–તે આ અંતઃહૃદયમાં આકાશ છે તેમાં સુવે છે (બૃ૦ ૪–૪–૨૨) ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति–કે અર્જુન! ઈશ્વર સૌ ભૂતોના હૃદયમાં ઉભો છે. (ગીતા ૧૮–૬૧) જેનું જે સ્થા... દ્વારે ઉભેલા

પ્રાણ વગેરે તેના જ=તે બ્રહ્મના જ દ્વારપાલો અને પુરુષો હોઈ શકે, ગાયત્રી છન્દના નહીં. આથી ગાયત્રી દ્વારા પણ પરમપિતા પરબ્રહ્મ પરમાત્માનું જ કીર્તન હોઈને, પાછળના જ્યોતિ વાક્યમાં પણ દ્યૌના સંબંધે તેનો જ પરામર્શ છે એ ચોકખું છે માટે જ્યોતિઃ શબ્દ બ્રહ્મવાચક જ છે. ॥ ૨૬ ॥

## उपदेशभेदात् न इति चेत् न उभयस्मिन् अपि अविरोधात् ॥ २७ ॥

બ્રહ્મ અને જ્યોતિ એ બન્નેને અહીં પૂર્વવત્ જાણવાં રહ્યાં उपदेशभेदात्=પૂર્વ અને ઉત્તર વાક્યના ઉપદેશનો અર્થભેદ હોવાથી એટલે કે પરસ્પર વિરુદ્ધ અર્થ હોવાથી न=ઉત્તર વાક્યમાંનો જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક નથી इतिचेत्=એમ જો માનતા હો તો न=બરાબર નથી. કેમકે उभयस्मिन् अपि=બન્નેય વાક્યોમાં अविरोधात्=અર્થનો વિરોધ નથી.

"**गायत्री वा इदं सर्वम्**" એવો ઉપક્રમ કર્યા બાદ, ઉદાહરણ તરીકે આપેલા મંત્રમાં, "**त्रिपाद् अस्य अमृतं दिवि**" એવા શબ્દો આવે છે. અહીં दिवि શબ્દ સપ્તમીના અર્થમાં છે. સપ્તમી વિભક્તિ આધારના અર્થમાં છે. અર્થાત્ ત્રણ પાદના આધાર તરીકે અહીં દ્યૌનો નિર્દેશ છે. અને આ જ્યોતિ વાક્યમાં **यद् अतः परो दिवः** અહીં दिवः શબ્દ પાંચમી વિભક્તિમાં છે. એનો અર્થ અહીં મર્યાદા થાય છે. આ આધાર અને મર્યાદા બન્ને પરસ્પર વિરોધી છે. આધાર અને મર્યાદા બન્ને જુદાં હોય છે. જો તે બન્નેનો ભેદ હોય તો તેને સૂચવતાં વાક્યોનો અર્થભેદ પણ આપમેળે આવીને જ ઉભો રહે. આધાર અર્થનાં વાક્યમાં "ત્રિપાદ બ્રહ્મ દ્યૌમાં રહે છે," એવો અર્થ થાય! પહેલા અર્થમાં દ્યૌમાં તેની વ્યાપ્તિ છે એ સમજાય. બીજા અર્થમાં તે દ્યૌ થી બહાર છે એમ સમજાય! આથી યદ્યપિ બન્ને વાક્યોમાં દ્યૌ સંબંધ એક સરખો છે છતાં પહેલા વાક્યમાં લક્ષિત ત્રિપાદ્ બ્રહ્મનું ઉત્તર વાક્યમાં પ્રત્યાભિજ્ઞાન થવું અશક્ય છે. અને આથી અહીં જ્યોતિઃ શબ્દ બ્રહ્મનો વાચક નથી એજ સિદ્ધ થાય છે. આવો પૂર્વપક્ષ જાતે જ ઊભો કરીને તેનો જવાબ વાળતાં સૂત્રકાર કહે છે કે આવું સમજવું યોગ્ય નથી. પૂર્વપક્ષે જે અર્થવિરોધ ધાર્યો તેવો અર્થવિરોધ અહીં થઈ શકતો જ નથી. કેમકે બ્રહ્મ તો વ્યાપક છે. ઘાસનાં તણખલામાંથી માંડીને તે બ્રહ્મા સુધીનાઓમાં પરમાત્મા વ્યાપક છે. સૌની અંદર બહાર નિરન્તર છે. **तदन्तः अस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः** (યજુ: ૪૦-૫)એવું શ્રુતિ વચન છે. જેમ ઘડામાં રહેલું આકાશ ઘડાથી

આપત્તિ આવતી નથી પરમાત્મા મૌનુ અધિષ્ઠાન છે અને એ રીતે તેના ચાર પાદો–ભૂતાદિ પાદોનુ કથન સભવી શકે ! અને પુરૂષ શબ્દ બ્રહ્મચારી =બ્રહ્મપરાયણ છે એ તો સૌ જાણે જ છે !

ઉપરાત **तदेतत् पूर्णम् प्रवर्ति । पूर्णां अप्रवर्तिनीं श्रिय लभते य एव वेद**–તે આ પૂર્ણ પ્રવર્તે છે પૂર્ણ–પાછી ન ફરે એવી શ્રીને તે પામે છે જે આ જાણે છે (છાં૦ ૩–૧૨–૧) આ શ્રુતિ પણ ગાયત્રીનો છદ એવો અર્થ લેતા નહી ઘટે આથી અક્ષરોની ગોઠવણીમાત્ર રૂપ છદના જ્ઞાને પૂર્ણતા અને અપરિવર્તિની શ્રીનુ ફળ મળી શકે નહીં ! એથી ઉલટુ પરબ્રહ્મ વ્યાપક હોઇને પરિપૂર્ણ છે શ્રુતિનો બોલ છે –**स वा अयं पुरुष सर्वासु पूर्पु पुरिशय । नैनेन किञ्चनानावृत्त नैनेन किंञ्चनानावृतम्** (બૃ૦ ૨ ૫–૮) **पूर्णमद पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते**–તે આ પુરૂષ સમસ્ત પુરીઓમા પુરિશય છે એના વડે અનાવૃત–અસવૃત એવુ કશુ નથી (બૃ૦ ૨–૫–૮) તે પૂર્ણ છે આ પૂર્ણ છે પૂર્ણમાથી પૂર્ણ નીકળે છે પૂર્ણને લઈને પૂર્ણ પૂર્ણ જ બાકી રહે છે (બૃ૦ ૫–૨–૧) વગેરે બ્રહ્મનુ પૂર્ણત્વ કહે છે ઉપરાત કુટસ્થ હોઈને બ્રહ્મ અપ્રવર્તિ છે **अस्थूल अनणु अहृस्व अदीर्घम्**–અસ્થૂલ–અનણુ–અહ્રસ્વ–અદીર્ઘ (બૃ૦ ૩–૮–૮) **स न साधुना कर्मणा भूयान् नो एव असाधुना कनीयान्**–તે, પૂર્ણ, કર્મે વધારે કે અસાધુ કર્મે નાનો થઈ જતો નથી (બૃ૦ ૪–૪–૨૮) વગેરે શ્રુતિઓ આ બાબતમા ઉદાહરણરૂપ છે આવા પૂર્ણ અને અપ્રવર્તિ પરબ્રહ્મની ઉપાસના કે જ્ઞાનનુ પૂર્ણ અને અપ્રવર્તિની શ્રી એ ફળ હોઈ શકે

વળી અહીં ગાયત્રી શબ્દે છન્દ સમજીએ તો **तस्य वा एतस्य हृदयस्य पञ्च देवसुषय:** –તે આ હૃદયના પાચ દેવછિદ્રો છે (છાં૦ ૩-૧૩-૧) થી શરૂ કરી, **ते वा एते पञ्च ब्रह्मपुरुषा· स्वर्गस्य लोकस्य द्वारपा** તે આ પાચ બ્રહ્મ પુરુષો છે, તે સ્વર્ગલોકના દ્વારપાળો છે આ શબ્દો દ્વારા પાચ પ્રાણોની બ્રહ્મપુરૂષતા તથા તે સ્વર્ગલોકની દ્વારપાળતા પણ સભવી ન શકે પ્રાણ વગેરે પાચ અહીં બ્રહ્મના પુરુષો તરીકે કહેવાયા છે તે ગાયત્રી પુરૂષો કેવી રીતે ગણાય ? અને હૃદય તો પરમાત્માના સાક્ષાત્કારનુ સ્થાન છે શ્રુતિ સ્મૃતિ કહે છે –**य एष: अन्तर्हृदये आकाश तस्मिन् शेते**–તે આ અત હૃદયમા આકાશ છે તેમા સુવે છે (બૃ૦ ૪–૪–૨૨) **ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति**–કે અર્જુન ! ઈશ્વર સૌ ભુતોના હૃદયમા ઉભો છે (ગીતા ૧૮–૬૨) જેનુ જે સ્થાન તે સ્થાનના દ્વારે ઉભેલ

પ્રાણ વગેરે તેના જ=તે બ્રહ્મના જ દ્વારપાલો અને પુરુષો હોઈ શકે, ગાયત્રી છન્દના નહીં આથી ગાયત્રી દ્વારા પણ પરમપિતા પરબ્રહ્મ પરમાત્માનું જ કીર્તન હોઇને, પાછળના જ્યોતિ વાક્યમાં પણ દ્યૌના સંબંધે તેનો જ પરામર્શ છે એ ચોક્કસ છે માટે જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક જ છે ॥ ૨૬ ॥

## उपदेशभेदात् न इति चेत् न उभयस्मिन् अपि अविरोधात ॥ २७ ॥

બ્રહ્મ અને જ્યોતિ એ બન્નેને અહીં પૂર્વવત્ જાણવા રહ્યા उपदेशभेदात्= પૂર્વ અને ઉત્તર વાક્યના ઉપદેશનો અર્થભેદ હોવાથી એટલે કે પરસ્પર વિરુદ્ધ અર્થ હોવાથી न=ઉત્તર વાક્યમાંનો જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક નથી इतिचेत्=એમ જો માનતા હો તો न=બરાબર નથી. કેમકે उभयस्मिन् अपि =બન્નેય વાક્યોમાં अविरोधात्=અર્થનો વિરોધ નથી,

" **गायत्री वा इद सर्वम्** " એવો ઉપક્રમ કર્યા બાદ, ઉદાહરણ તરીકે આપેલા મંત્રમાં, '**त्रिपाद् अस्य अमृत दिवि** " એવા શબ્દો આવે છે અહીં દિવિ શબ્દ સપ્તમીના અર્થમાં છે સપ્તમી વિભક્તિ આધારના અર્થમાં છે અર્થાત્ ત્રણ પાદના આધાર તરીકે અહીં દ્યૌનો નિર્દેશ છે અને આ જ્યોતિ વાક્યમાં **यद् अत. परो दिव** અહીં दिवः શબ્દ પાંચમી વિભક્તિમાં છે એનો અર્થ અહીં મર્યાદા થાય છે આ આધાર અને મર્યાદા બન્ને પરસ્પર વિરોધી છે આધાર અને મર્યાદા બન્ને જુદા હોય છે જો તે બન્નેનો ભેદ હોય તો તેને સૂચવતા વાક્યોનો અર્થભેદ પણ આપમેળે આવીને જ ઉભો રહે આધાર અર્થના વાક્યમાં "ત્રિપાદ બ્રહ્મ દ્યૌમાં રહે છે," એવો અર્થ થાય! પહેલા અર્થમાં દ્યૌમાં તેની વ્યાપ્તિ છે એ સમજાય બીજા અર્થમાં તે દ્યૌ થી બહાર છે એમ સમજાય! આથી યદ્યપિ બન્ને વાક્યોમાં દ્યૌ સંબંધ એક સરખો છે છતાં પહેલા વાક્યમાં લક્ષિત ત્રિપાદ્ બ્રહ્મનું ઉત્તર વાક્યમાં પ્રત્યાભિજ્ઞાન થવું અશક્ય છે અને આથી અહીં જ્યોતિ શબ્દ બ્રહ્મનો વાચક નથી એજ સિદ્ધ થાય છે આવો પૂર્વપક્ષ જાતે જ ઊભો કરીને તેનો જવાબ વાળતા સૂત્રકાર કહે કહે છે કે આવું સમજવું યોગ્ય નથી પૂર્વપક્ષે જે અર્થવિરોધ બતાવ્યો તેવો અર્થવિરોધ અહીં થઇ શકતો જ નથી કેમકે બ્રહ્મ તો વ્યાપક છે ઘાસના તણખલામાંથી માંડીને તે બ્રહ્મા સુધીનાઓમાં પરમાત્મા વ્યાપક છે સૌની અંદર બહાર નિરન્તર છે **तदन्त. अस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत** (યજુ ૪૦-૫)એવું શ્રુતિ વચન છે જેમ ઘડામાં રહેલું આકાશ ઘડાથી

ગર પણ વર્તે છે તેમ દ્યૌમા રહેલ પરમાત્મા દ્યૌથી પર પણ વર્તમાન છે એ ાગ્ય જ છે અને આમ ગ્રૈનુ મર્યાદાના અર્થમા કથન પણ અવિરોધી જ છે રબ્રહ્મ જ્યારે અ ત વર્તી છે એમ કહીએ ત્યારે તે આધારરૂપ છે એમ તણવુ તે બહિર્વર્તી છે એમ કહીએ ત્યારે તે મર્યાદાના અર્થમા પણ ભવે છે અને આમ પૂર્વ અને ઉત્તર વાકયમા કોઈ અર્થભેદ કે વિરોધ ાથી કેમકે બન્નેને દ્યૌનો એક સરખો સ બ ધ છે આથી જ્યોતિ શબ્દનો મર્થ બ્રહ્મ છે એ નિર્બાધ છે આમ પરબ્રહ્મ પરમાત્મા જ્યોતિ સ્વરૂપ છે મે સિદ્ધ છે ॥ ૨૭ ॥

પરબ્રહ્મ પરમાત્મા સ્વય જ્યોતિ છે એ સિદ્ધ કર્યુ હવે એ પરમાત્મા જીવન-રાશિ છે-સૌનો પ્રાણ છે એ સિદ્ધ કરતા ભગવાન સૂત્રકાર કહે છે -

## प्राणः तथा अनुगमात् ॥ २८ ॥

તથા=તેજ પ્રમાણે અહીં પ્રાણ=કૌષીતકિ બ્રાહ્મણોપનિષદ્માંનો પ્રણ શબ્દ બ્રહ્મનો જ ાચક છે કેમકે અનુગમાત્=તેમા બ્રહ્મધર્મનો સબધ છે

કૌષીતકિ બ્રાહ્મણોપનિષત્મા ઇન્દ્રપ્રતર્દનની આખ્યાયિકા આવે છે ગરૂઆત આમ થાય છે-**प्रतर्दनो ह वै दैवोदासिः इन्द्रस्य प्रियं धाम उपजगाम युद्धेन च पौरुषेण च**-યુદ્ધ અને પુરુષાર્થે પ્રતર્દન દૈવોદાસી ઇન્દ્રના પ્રિય ધામમા ગયો (कौ० ३-१) એ આખ્યાયિકામા પ્રતર્દન પ્રતિ ઇન્દ્રનો ઉપદેશ જોવામા આવે છે કે-**स होवाच-प्राणोस्मि प्रज्ञात्मा त मा आयुः अमृत इति उपास्व** (कौ० ३-२) અહીં સ શય ઉભો થાય છે અહીં પ્રાણ શબ્દનો શો અર્થ કરવો? મુખ્ય પ્રાણ કે પરબ્રહ્મ પરમાત્મા? સ શયનુ કઈ કારણ? તો કારણ એ કે ઉપરના બન્ને અર્થોમા પ્રાણ શબ્દનો પ્રયોગ જોવામા આવે છે तान् वरिष्ठः प्राणः उवाच-તેમને વરિષ્ઠ પ્રાણે કહ્યુ (प्र० २-३) स एव अयं मुख्य प्राण -તે આ મુખ્ય પ્રાણ છે (छा० १-५-३) આવે ઠેકાણે મુખ્ય પ્રાણના અર્થમા તો "**प्राणाय नमो यस्य सर्वं इदं वशे**-પ્રાણને નમન હો જેના વશમા છે આ બધુ (अथर्व० ११-२-४-१) यदिदं किञ्च जगत् सर्वं प्राणे एजति निःसृतम्-પ્રાણના પ્રકાશથી આ આખુ જે કાંઈ જગત છે તે નિર્મ્યુ છે (कठ० ६-२) આવા ઉદાહરણોમા પરબ્રહ્મના અર્થમા વપરાયેલ જોવામા આવે છે અને આથી સ શય થાય એ કુદરતી છે ઉપરાન્ત જો કદાચ એમ કહેવામા આવે કે-अतः एव प्राण (ब्रह्मसूत्र० १-१-२३) આ સૂત્રમા પ્રાણ શબ્દ બ્રહ્મવાચક છે એ તો નિર્ણિત થઈ ચૂકયુ છે! વળી આ ઉપક્ર

અહીં એકબીજાથી વિરુદ્ધ અનેક લિંગો જોવામાં આવે છે. અહીં બ્રહ્મલિંગની માફક જ જીવલિંગ- મુખ્ય પ્રાણુલિંગ, દેવતાત્મલિંગ વગેરે પણ જોવામાં આવે છે. **मामेव विजानीहि**-મને જ જાણ (કૌ૦ ૩-૧) શબ્દોમાં દેવતાત્મા એટલે કે ઇન્દ્રનું લિંગ છે. **न वाचं विजिज्ञासीत् वक्तारं विद्यात्**-વાણીને જાણવા યત્ન ન કરો-વક્તાને જાણો, ઈત્યાદિ જીવલિંગ છે. તો અહીં આમ અનેક પ્રકારના લિંગ જોવામાં આવતાં હોઈ ને સાચું લિંગ કયું છે અને કયું લિંગાભાસ છે એ નક્કી કરવું મુશ્કેલ થઈ પડે છે. આથી સંશય સ્વાભાવિક છે. તો અહીં શું પ્રાપ્ત થાય છે? મુખ્ય પ્રાણ જ અહીં લેવો ઘટે એ પૂર્વપક્ષ છે. "બ્રહ્મ" એ સિદ્ધાન્ત છે. પૂર્વપક્ષી કહે છે અહીં "પ્રાણ" શબ્દ મુખ્ય પ્રાણનો જ વાચક સંભવે છે. કેમકે પ્રાણ શબ્દની એ જ અર્થમાં લોકપ્રસિદ્ધિ છે. લોક પ્રસિદ્ધિની ઉપરવટ તો કેમ જવાય? સિદ્ધાન્તી કહે છે એ બરાબર નથી. લોકપ્રસિદ્ધિ છે એ કબૂલ છે. પણ તેથી શાસ્ત્ર પ્રસિદ્ધિને નડતર નથી. કેમકે શાસ્ત્ર અને લોક બન્નેમાં પ્રાણ શબ્દ પ્રસિદ્ધ છે. તો અહીં એનો શો અર્થ થાય તે પૂર્વાપરના સંબંધે નક્કી કરવો ઘટે.

પૂર્વાપર સંબંધ અહીં શો છે? "**वरं वृणीष्व**" એમ ઈન્દ્ર પ્રતર્દનને વર વરવા કહે છે. પ્રતર્દન ઈન્દ્રને જ પોતાને માટે જે હિતતમ હોય તેને પસંદ કરવા વિનવે છે કેઃ- **त्वमेव मे वृणीष्व यं त्वं मनुष्याय हिततमं मन्यसे**-આપ મનુષ્ય માટે જે કંઈ હિતતમ માનતા હો-મારે માટે આપ જ તે પસંદ કરો. (કૌ૦ ૩-૧) અને એવા પ્રતર્દનને ઈન્દ્ર કહે છેઃ-**प्राणोऽस्मि प्रज्ञात्मा तं मां आयु अमृतं इति उपास्व**-હું છું પ્રાણ-પ્રજ્ઞાત્મા-તેવા મને અમૃત આયુ તરીકે ઉપાસ. (કૌ૦ ૩-૨) અહીં હિતતમ તરીકે પ્રાણનો ઉપદેશ છે. આમ ઉપાસ્ય તરીકે હિતતમ નામે પ્રાણનો ઉપદેશ હોય તો તે બ્રહ્મ સિવાય બીજા કોઈ પક્ષે ઘટી શકે નહીં. બીજા ઉપાસ્ય હિતતમ હોઈ શકે નહીં. હિતતમતા તો પરમાત્માની જ હોઈ શકે. મુખ્ય પ્રાણની કે બીજા કોઈની ન હોઈ શકે. જે જાણવાથી દુઃખની પૂર્ણ નિવૃત્તિપૂર્વક, પૂર્ણ સુખની સદાની પ્રાપ્તિ થાય તે હિતતમ. અને એવો તો પરમાત્મા જ. શ્રુતિઓનું ગાન છે કેઃ-**य इत् तद् विदुः ते अमृतत्वं आनशुः**-જેમણે આ જાણ્યું તેઓ અમૃતત્વ પામ્યા. (ઋ૦ ૨-૩-૧૮-૨૩) **तमेव विदित्वा अति मृत्युमेति नान्यः पन्थाः विद्यते अयनाय**-તેને જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે. જવા માટે બીજો કોઈ માર્ગ નથી. (યજુ૦ ૩૧-૧૮) **तमेव विद्वान् न बिभाय मृत्यो**.-તેને જાણીને જ મૃત્યુથી બીતો નથી. (અથર્વ૦ ૧૦-૫-૮) **आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन**-

બ્રહ્માનન્દનો જાણકાર કદી બીતો નથી (તૈ૦ ૨-૪) ज्ञानात् मुक्ति-જ્ઞાનથી મુક્તિ (સાં૦ ૩-૨૩) सम्यक्दर्शनसंपन्नः=સમ્યક્દર્શનયુક્ત. (मनु० ૬-૭૪)

ઉપરાંત જેમ હિતતમપણું તેમ પ્રજ્ઞાપણું પણ મુખ્ય પ્રાણના અર્થમા ન ઘટે. કેમકે મુખ્ય પ્રાણ અચેતન છે. અહીં પ્રજ્ઞાશબ્દ જ્ઞાનવાચી છે અને આત્મા એટલે સ્વરૂપ; જ્ઞાન છે સ્વરૂપ જેનું તે પ્રજ્ઞાત્મા! અને અચેતન એવો મુખ્ય પ્રાણ જ્ઞાનસ્વરૂપ હોઈ શકે નહીં. બ્રહ્મપક્ષે તો એ પુરૂં ઘટે છે. ઉપરાંત ઉપસંહારમા स एव प्राण एव प्रज्ञात्मा आनन्द अजर' अमृत-તે આ પ્રજ્ઞાત્મા આનન્દરૂપ પ્રાણ અજર અમર છે (कौ० ૩-૮) એવુ વચન છે. એમાં બતાવેલા આનન્દત્વ વગેરે મુખ્ય પ્રાણના અર્થમાં ઘટી શકે નહી. અને એ બધા બ્રહ્મના ધર્મો છે એ તો સુવિખ્યાત જ છે. આથી અહીં પ્રાણ શબ્દે બ્રહ્મનો જ બોધ લેવો ઘટે ॥ ૨૮ ॥

આ ઠેકાણે આશંકા ઉઠાવી સમાધાન કરતા કહે છે-

## न वक्तुः आत्मोपदेशात् इति चेन् अध्यात्मसम्बन्धभूमा हि अस्मिन् ॥ २९. ॥

ન=આ પ્રકરણમા પ્રાણ બ્રહ્મ નથી કેમકે वक्तु=વક્તા ઈન્દ્રનો आत्मोपदेशात्=પોતાની જાતને લગતો ઉપદેશ જોવામા આવે છે, इति चेत्=જો આમ પૂર્વપક્ષી કહેતો હોય તો તે બરાબર નથી हि-કેમકે अस्मिन्=આ પ્રકરણમા अध्यात्मसम्बधभूमा=જે ધર્મોનો સબંધ પરમાત્માને લગતો છે એવા ધર્મોની પુષ્કળતા જોવામા આવે છે આથી પ્રાણ શબ્દ બ્રહ્મનો જ વાચક છે

ઈન્દ્રને જ પોતાને માટે જે હિતતમ હોય તે નક્કી કરવાનુ અહીં પ્રતર્દન સોંપે છે અને ઇન્દ્ર मामेव विजानीहि થી શરૂ કરી, प्राणोऽस्मि प्रज्ञात्मा त मां आयु अमृतं इति उपास्व-એ શબ્દોમા અહંકારવાદપૂર્વક ઉપદેશ દે છે અને આ 'અહં" પૂર્વકનો ઉપદેશ યોગ્ય નથી. પોતાનાથી ભિન્ન એવા બ્રહ્મને માટે અહંકારવાદપૂર્વક ઉપદેશ કેવી રીતે થાય? હા, કોઈ માણસ પોતાને લગતો ઉપદેશ તે રીતે કરી શકે એ સભવે! પણ પરમાત્માને "હું" એ રીતે કેવી રીતે વર્ણવી શકે? ઉપરાત પ્રતર્દને હિતતમની માગણી કરી હતી આત્મા સિવાય બીજો કોણ હિતતમ હોઈ શકે? પરબ્રહ્મ પરમાત્મા તો આત્માથી ભિન્ન છે અને આથી બ્રહ્મને હિતતમ તરીકે કેવી રીતે વર્ણવી શકે?

વળી न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् (કૌ૦ ૩-૮) આ શબ્દોમાં "વક્તાને જાણો" એ રીતે વક્તાનું જ્ઞાન લેવા કહે છે. વક્તા ઇન્દ્ર પોતે છે. આથી વક્તાના જ્ઞાન માટેનું કથન બ્રહ્મપક્ષે ઘટી જ ન શકે! બ્રહ્મનું તો વક્તૃત્વ ઘટી ન શકે. કેમકે બ્રહ્મને શરીર ન હોઈને ઇન્દ્રિયો પણ સંભવે નહીં. બોલવું તો વાગિન્દ્રિયનું કર્મ છે. ઇન્દ્રને માટે એ અઘટિત નથી. તે શરીરધારી હોઇને વાગિન્દ્રિયસંપન્ન હોઈ શકે! શ્રુતિ સ્વયં કહે છેઃ–अचक्षुष्कं, अश्रोत्रं, अवाक्, अमना. (બૃ૦ ૩-૮-૮) બ્રહ્મ अवाक् છે.

વળી प्राणोऽस्मि કહેનાર ઇન્દ્ર પ્રાણનો આશ્રય હોઇને એ રીતે કહી શકે! બ્રહ્મના પક્ષે એ કેવી રીતે શકય?

ઉપરાંત ઇન્દ્ર ચેતન હોઈને તેનું "પ્રજ્ઞાત્મત્વ" સંભવે! આયુષ્ય પણ ઇન્દ્રનું સંભવે. ઉપરાંત દેવતાત્મા ઇન્દ્ર નિત્ય હોઇને अमृत પણ થઈ શકે! આ સિવાય त्रिशीर्षाणं त्वाष्ट्रमहनम् ત્રણ માથાવાળા ત્વષ્ટાના પુત્રને મેં હણ્યો....તેવું હિંસક કામ કરનારા એવા મારું રુંવું ન બગડ્યું. तस्य मे तत्र लोमाऽपि च नमीयते (કૌ૦ ૩-૧) વગેરે અર્થવાદ વાકયો પણ ઇન્દ્રપક્ષે જ ઉચિત ઠરે! આથી અહીં માનવું જોઇએ કે પ્રાણશબ્દ અહીં આધિદૈવિક અર્થમાં એટલે કે ઇન્દ્રના અર્થમાં છે, બ્રહ્મના અર્થમાં નહીં.

આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી જવાબ વાળે છે કે આ બરાબર નથી. આ પ્રકરણમાં બ્રહ્મધર્મોની જ બહુલતા અને બલવત્તરતા જોવામાં આવે છે. જે પ્રકરણમા જેની બહુલતા જોવામા આવે તેનું જ એ પ્રકરણ હોવું ઘટે, એ અક્કલમાં આવે એવી વાત છે. બ્રહ્મના ધર્મોનું બાહુલ્ય અહીં કેવી રીતે છે તે આપણે જોઈએ. ઉપદેશ છે આ આકારનો–न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् આમ ઉપક્રમ કરી, तद् यथा रथस्य अरेषु नेमिः अर्पिता नाभौ अराः अर्पिताः एवमेव एताः भूतमात्राः प्रज्ञामात्रासु अर्पिताः प्रज्ञामात्राः प्राणेषु अर्पिताः स एव प्राण. एव प्रज्ञात्मा आनन्दः अजरः अमृत–તે તો જેમ રથના આરામાં નેમીઓ સમર્પિત હોય છે–નાભિમાં આરાઓ અર્પિત હોય છે એ જ પ્રમાણે આ ભૂતમાત્રાઓ પ્રજ્ઞામાત્રાઓમાં અને પ્રજ્ઞામાત્રાઓ પ્રાણોમાં અર્પિત છે. સ્વરૂપ–અજર–અમર છે. (કૌ૦ ૩-૮) અહીં "प्राणे अर्पिता" શબ્દોમાં પ્રાણ આધાર છે એ સ્પષ્ટ છે, પ્રાણ–વક્તા જો અહીં ઇન્દ્ર છે એમ માનીએ તો સર્વ વસ્તુનો આધાર તો તે છે નહીં! ઇન્દ્ર પણ જીવ જ છે. જીવ સૌનો આધાર કેમ

હોઈ શકે ? સર્વનો આધાર તો પરબ્રહ્મ પરમાત્મા જ ! શ્રુતિ વચનો છે કે-स दाधार पृथिवीं द्यां उत इमाम् (ऋ० ८-७-३-१) स्कम्भोदाधार द्यावापृथिवी उभे इमे (अथर्व० १०-४-७-३५) सन्मूलाः सौम्य ! इमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः (छां० ६-८-४) कर्माध्यक्षः सर्वभूताधिवासः (श्वे० ६-११)-તે આ પૃથ્વી અને દ્યૌને ધારે છે. આ બન્નેને તે અચલતત્વ ધારણ કરે છે. સન્મૂલક છે આ સ્થાવર જંગમ-સતરૂપી રહેઠાણવાળું, સતમાં પ્રતિષ્ઠાવાળું છે. કર્માધ્યક્ષ અને સૌ ભૂતોનું રહેઠાણ. આથી એ ધર્મ પરબ્રહ્મનો છે, ઇન્દ્રનો નહીં.

ઉપરાંત "આનન્દ" એ પણ બ્રહ્મનો ધર્મ જ હોઈ શકે ! ઇન્દ્રનો નહીં ! ઇન્દ્ર આપે આપે અને કેટલાને આનન્દદાન આપી શકે ? અને ઇન્દ્રને તો સ્વર્ગ જાય તો શોક પણ સંભવે ! પરબ્રહ્મ પરમાત્મા તો આનન્દ સ્વરૂપ છે. સૌને એ જ આનન્દનાં દાન કરે છે.

વળી एषः लोकाधिपतिः एषः सर्वेशः-આ લોકોનો અધિપતિ, આ સૌનો ઇશ. (कौ० ३-८) પ્રાણને ઉદ્દેશીને કહેવાયલા બે ધર્મો-લોકોનું આધિપત્ય અને સર્વસત્તાધીશપણું-બ્રહ્મમાં જ ઘટે. ઇન્દ્ર સૌનો અધિપતિ કે ઈશાન નથી. પરમાત્મા તો છે. શ્રુતિ વાકય છે કે:-यो विश्वस्य जगतः प्राणतः पतिः (ऋ० २-१-७-१०१-५) यः प्राणतः निमिषतः महित्वा एकः ईद् राजा जगतः बभूव । य ईशे अस्य द्विपदः चतुष्पदः (ऋ० ८-७-१२१-३) यो भूतः सर्वस्य ईश्वरः यस्मिन् सर्वं प्रतिष्ठितम् (अथर्व ११-२-४-१) सर्वस्य ईशानः सर्वस्य अधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किञ्च (बृ० ५-६-१) જે સમસ્ત સ્થાવર જંગમનો પતિ છે. (ऋ० १-७-१०१) જે પ્રાણન કરનારો, પલકારા પાડનારો આ જગતના મહિમાને લઈને એક સમ્રાટ છે. જે આનાં ચોપગાં અને બેપગાંના ઉપર શાસન કરે છે. જે સૌનો ઈશ્વર થયો છે, જેમાં બધું પ્રતિષ્ઠિત છે સૌનો ઈશાન, સૌનો અધિપતિ, જે કાંઈ આ બધું છે તેનું શાસન કરનારો છે. (बृ० ५-६-९)

ઉપરાંત "પ્રાણત્વ" પણ બ્રહ્મનું જ ઘટે-ઇન્દ્રનું નહીં ! ઇન્દ્ર પ્રાણનક્રિયાનો પોતા પૂરતો આશ્રય જરૂર ઘટે. પણ જગતજીવનનો આશ્રય તે નથી. પ્રાણ એટલે જીવન ! અને જીવન પ્રભુને અધીન છે, જીવને અધીન નથી. જો જીવન જીવાધીન હોત તો તો મરણ જ ન આવત ! અને શ્રુતિ પણ એ બ્રહ્મનો જ ધર્મ છે એમ સ્પષ્ટ જણાવે છે-न प्राणेन न

अपानेन मर्त्यो जीवति कश्चन । इतरेण तु जीवन्ति यस्मिन् एतौ उपाश्रितौ-ન તો પ્રાણે કે ન તો અપાને કોઈ મનુષ્ય જીવતો હોય છે પરંતુ તે બેથી જુદા કોઈથી જીવે છે જેને આશ્રયે એ બન્ને-પ્રાણ-અપાન હોય છે (કઠ૦ ૫૫) આ ઉપરથી આયુષ્ય દેવાની પણ પ્રભુની જ શક્તિ છે કોઈ દેવની નથી એ સિદ્ધ જ છે શ્રુતિનુ વચન છે કે तद् देवाः ज्योतिषां ज्योतिः आयुः ह उपासते अमृतम्-તે જ્યોતિની જ્યોતિને દેવો અમર જીવન તરીકે ઉપાસે છે (બૃ૦ ૪-૪-૧૬)

ઉપરાંત વાણીના વ્યાપારનો આશ્રય એટલે જ વક્તૃત્વ તેપણ બ્રહ્મ-હેતુક જ છે શ્રુતિનો બોલ છે કે-यद् वाचाऽनभ्युदितं येन वाग् अभ्युद्यते । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदम् उपासते-જેને વાણી પ્રકાશિત કરતી નથી-વાણી જેના વડે પ્રકાશિત થાય છે તેને જ તુ બ્રહ્મ જાણ-નહીં કે આને-જેને લોકો ઉપાસે છે

વળી "त्रिशीर्षाण" વગેરે વાક્યો ઇન્દ્રની સ્તુતિ નથી! એ તો બ્રહ્મજ્ઞાનના માહાત્મ્યની ઘોષણા છે બ્રહ્મજ્ઞાની કર્તૃત્વના લેપથી ખરડાતો ન હોઇને, તેને માટે કર્મફળ અકિંચિત્કર છે, એ અહીં ઉદ્દિષ્ટ છે બ્રહ્મજ્ઞાની આત્માને બ્રહ્મસ્વરૂપ જાણતો હોઇને સદાય અમર તરીકે પોતાને સાક્ષાત્ ઓળખે છે, અને આથી કર્મફળનો એને લેપ થતો નથી શ્રુતિનો સમતિવાચક બોલ છે કે-यथा पुष्करपलाशे आप. न श्लिष्यन्ते, एवं एवंविदि पापं कर्म न श्लिष्यते-જેમ કમળપત્રે પાણી ચોંટતુ નથી, તેમ આવુ જાણનારને પાપકર્મ ચોંટતુ નથી (છા૦ ૪-૧૪-૩) ગીતા ભગવતી પણ કહે છે—यस्य नाहङ्कृतो भावो बुद्धिः यस्य न लिप्यते। हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते"-જેને અહંકારી ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી-આ લોકોને હણીને પણ એ નથી તો હણાતો, નથી તો બંધાતો આ સિદ્ધાન્ત વધુ સ્પષ્ટ થાય છે એ જ ઉપનિષદ્‌ના આ વચનથી-स यो मां विजानीयात् न अस्य केन च कर्मणा लोको मीयते न मातृवधेन न पितृवधेन न स्तेयेन, न भ्रूणहत्यया-તે જે મને વિશેષપણે જાણે તેનો લોક કોઈપણ કર્મથી બગડતો નથી-માતૃવધે-પિતૃવધે-બગડતો નથી-ચોરીથી કે બાળહત્યાથી પણ બગડતો નથી (કૌ૦ ૩-૧) स मे आत्मा इति विद्यात्-આ ઉપસંહાર પણ બ્રહ્મપક્ષે જ ઉચિત છે કેમકે मे શબ્દ સંબંધવાચક છે એ છઠ્ઠી વિભક્તિ બીજી રીતે ઘટી શકે એમ નથી વળી अयमात्मा ब्रह्म सर्वानुभू - આ બ્રહ્મસ્વરૂપ આત્મા સૌનો અનુભવ કર્તા છે (બૃ૦ ૨-૫-૧૯) વગેરે

શ્રુતિ કહે છે કે બ્રહ્મ સૌનો આત્મા છે. આથી અહીં પ્રાણ એટલે બ્રહ્મ એમ જ જાણવું રહે છે. વક્તા ઇન્દ્ર નહીં—એ યોગ્ય છે. ॥ ૨૯ ॥

આમ પ્રાણ શબ્દ જો અહીં પરબ્રહ્મ પરમાત્માનો વાચક હોય અને ઇન્દ્ર જો વક્તા ન હોય તો અહીં ઉપદેશક કોણ ? **मामेव विजानीहि**થી શરુ કરી **उपास्व** સુધીના ઉપદેશનો કોઇ કહેનારો તો હોવો જોઇએ. આ શંકાનું સમાધાન કરતાં આચાર્યદેવ કહે છે:-

## शास्त्रदृष्ट्या तु उपदेशः वामदेववत् ॥ ३० ॥

उपदेशः=પોતાનો પ્રાણ તરીકે ઉપદેશ तु=તો वामदेववत्=વામદેવની માફક शास्त्रदृष्ट्या=કેવળ શાસ્ત્ર દૃષ્ટિએ સમજવો રહ્યો

અર્થાત્ શાસ્ત્રદૃષ્ટિએ આ ઉપદેશ સમજવો રહે છે। તો શાસ્ત્રદૃષ્ટિ કઈ ? બૃહદારણ્યક ઉપનિષદ્‌માં વચન છે કે **तद् यो यो देवानां प्रत्यबुध्यत स एव तद् अभवत् तथा ऋषीणां तथा मनुष्याणां तद् ह एतत् पश्यन् ऋषिः वामदेवः प्रतिपेदे अहं मनुः अभवं सूर्यश्चेति**-તે જે જે કોઈ દેવોમાં જાગૃત થયો તે તે તેજ થયો. તેમજ ઋષિઓમાં; તે જ સુજણ મનુષ્યોમાં; અને તે આ સાક્ષાત્ જોનારા ઋષિ વામદેવને સમજાયું કે હું મનુ છું, હું સૂર્ય છું વગેરે. (બૃ૦ ૧-૪-૧૦) અહીં પ્રબુદ્ધાત્મા "स एव तद् अभवत्" એ શ્રુત્યનુસાર બ્રહ્મભાવાપન્ન થાય છે. તેની નજરમાં સર્વત્ર અંતર બાહ્ય નિરન્તર બ્રહ્મ જ સમજાય છે. પોતાનો બ્રહ્મભાવ સર્વત્ર જોવો એ જ શાસ્ત્રદૃષ્ટિ છે. એ શાસ્ત્રદૃષ્ટિ અનુસાર જેના મહાભાગ્ય ઉઘડયા છે એવા મહાભાગને સર્વત્ર સૌ રૂપે વર્તી રહેલાં બ્રહ્મનું આંતર સાક્ષાત્ ભાન હોય છે. એ ભાવનાસ્થૈર્ય એને પોતાને જ સ્વરૂપ દર્શાવે છે. અને જુએ છે અને જાણે છે. વામદેવને આવું ભાન થયું હતું. અને પરિણામે "હું મનુ છું, હું સૂર્ય છું," વગેરે દ્વારા તેણે પોતાની બ્રહ્માભેદની અનુભૂતિ માનવજાતને વારસામાં આપી છે. જેમ વામદેવ તેમ ઇન્દ્રને પણ પોતાની બ્રહ્માત્મતાનું ભાન થતાં માનવીય વાણીમાં પોતાને તે બ્રહ્મ તરીકે અહીં વર્ણવે છે. "હું જ જ્ઞાન સ્વરૂપ પ્રાણ છું. તું મારી ઉપાસના કર" વગેરે વાકયો આ શાસ્ત્રદૃષ્ટિએ ઉચ્ચારાયલાં છે. આથી અહીં પ્રાણશબ્દ બ્રહ્મનો વાચક છે, એ સ્પષ્ટ છે. ॥ ૩૦ ॥

પરમાત્મા જ પ્રાણ છે એ વાત વિસ્તારપૂર્વક કહી. એ જ વાતને "સ્થૂણાનિખનન" ન્યાયે દૃઢ કરવાની ઇચ્છાથી વળી શંકા ઉઠાવી સમાધાન કરતાં કહે છે:—

## जीवमुख्यप्राणलिंगात् न इति चेत् न उपासात्रैविध्यात् आश्रितत्वात इह तद्योगात् ॥ ३१ ॥

जीवमुख्य=જીવાત્મા તથા મુખ્ય પ્રાણના અહીં લક્ષણલિંગ હોવાથી ન-પ્રાણ બ્રહ્મ નથી इति चेत्-એમ જો કહેતા હો તો न-એ બરાબર નથી કેમકે તેમ માનતા उपासात्रैविध्यात्=ત્રણ પ્રકારની ઉપાસનાનો પ્રસગ આવે, आश्रितत्वात्=પ્રાણ શબ્દનો અર્થ બ્રહ્મ છે એ સ્વીકાર્યો છે, અને इह=અહીં तद्योगात्=બ્રહ્મના લક્ષણનો સબધ હોવાથી તેમ માનવુ અનુચિત લેખાય

પૂર્વપક્ષી કહે છે અહીં કેવળ બ્રહ્મનુ લક્ષણ જોવામા આવતુ નથી તે ઉપરાત જીવાત્મા અને મુખ્ય પ્રાણના લક્ષણ પણ મોજૂદ છે અને આથી અહીં પ્રાણ દ્વારા બ્રહ્મ લેવુ એ યોગ્ય નથી

જીવાત્માનુ અહીં કયુ લિંગ છે? **तो न वाच विजिज्ञासीत, वक्तार विद्यात्**-વાણીને ન જાણવા ઇચ્છે-વક્તાને જાણે (कौ० ૩-૩) વગેરે જીવાત્માનુ જ સ્પષ્ટ લક્ષણ છે વાગિન્દ્રિયને જે ચલાવે તે જ વક્તા હોય જીવ સિવાય વાણીને કોણ વ્યાપારવાળી કરે? આથી જીવાત્મા જ વાણીનો વ્યાપાર કરે આથી અહીં વક્તા જીવાત્મા છે એ જ સિદ્ધ થાય છે

ઉપરાત **अथ खलु प्राण एव प्रज्ञात्मा इद शरीर परिगृह्य उत्थापयति** અને સાચે પ્રાણ જ પ્રજ્ઞાત્મા હોઈ આ શરીરને ગૃહીને ઉત્થાપિત કરે છે (कौ० ૩-૩) આ વાકય મુખ્યપ્રાણનુ જ લક્ષણ આપે છે એમા પ્રાણનુ પ્રજ્ઞા સ્વરૂપ કહી, શરીરને ટેકવતો વર્ણવી, "ધારણ" પ્રાણનો ધર્મ છે એમ સ્પષ્ટ છે મુખ્ય પ્રાણ અહીં સમજીએ તો જ અર્થ ઘટે શરીરનુ ધારણ એ મુખ્ય પ્રાણનો ધર્મ છે, એ બીજી શ્રુતિમા પણ કહ્યુ છે - **तान् वरिष्ठ प्राण उवाच-मा मोह मापद्यथ, अहमेव एतत् पञ्चधा आत्मान प्रविभज्य एतत् वाण मवष्टभ्य विधारयामि**-તેમને વરિષ્ટ પ્રાણે કહ્યુ-તમે મોહ પામતા હુ જ જાતે જાતને પાચ પ્રકારમા વહેચી આ શરીરરૂપી બાણને અવલબન આપી ધારૂ છુ (प्र० ૨-૩) સમાન શ્રુતિનો સમાન અર્થ લેવો જ ઉચિત ગણાય અને પ્રજ્ઞાત્મપણુ, જીવાત્મામા અને મુખ્ય પ્રાણમા, પ્રજ્ઞાના સાધનરૂપ બીજા પ્રાણોની આશ્રયતાએ ઘટી શકે! આથી અહીં તો જીવ, કયા તો મુખ્ય પ્રાણ અર્થ જ ઘટે બ્રહ્મ નહીં

સિદ્ધાન્તી કહે છે - ભલા! એ યોગ્ય નથી જો અહીં બ્રહ્મ સિવાય બીજો અર્થ લેવા જઇએ તો ત્રણ પ્રકારની ઉપાસનાનો પ્રસગ પ્રાપ્ત થાય

જીવાત્મા, મુખ્ય પ્રાણ, અને બ્રહ્મ એ ત્રણ ઉપાસ્ય છે એવો ભ્રમ ઉભો થાય ! અહીં પૂર્વાપરનો સબંધ જોતા ત્રણ પ્રકારની ઉપાસના સિદ્ધ થતી નથી ! અહીં **मामेव विजानीहि** એમ શરુ કરી અંતે **स एष प्राण एव प्रज्ञात्मा, आनन्द. अजर अमृत** એમ ઉપદેશ આપ્યો છે તો આને શો અર્થ થાય ? જે પ્રાણ પ્રજ્ઞાસ્વરૂપ છે, આનન્દસ્વરૂપ છે, અજર છે, અમર છે, તે હુ છુ, અને તેની જ તારે ઉપાસના કરવી ઘટે આવો અર્થ સ્પષ્ટ છે અને જીવાત્મા આનન્દ સ્વરૂપ નથી અને મુખ્ય પ્રાણ અજર નથી વળી આ લક્ષણો–આનન્દ અને અજરપણારૂપી લક્ષણો બ્રહ્મમા સભવે છે બ્રહ્મ જ પ્રાણના વ્યાપારમા પણ કારણ છે એ તો સ્વય શ્રુતિ કહે છે–**न प्राणेन न अपानेन उपाश्रितौ** ( **कठ० ५–५** ) **यद्वाचा अनभ्युदित उपासते** ( **केन० १–४** ) વગેરે શ્રુતિઓનો સમુદાય, બ્રહ્મ પ્રાણનો પણ ચલાવનાર છે એમ સ્પષ્ટ વિધાન કરે છે

ઉપરાત જીવ અને મુખ્ય પ્રાણનુ ઉપાસન હિતતમ કેવી રીતે ગણાય ! બહુ બહુ તો એ ઉપાસન " હિત " ગણાય ! જીવાત્માની ઉપાસના વિષયોપભોગ અને મુખ્ય પ્રાણની ઉપાસના થોડા દીર્ઘાયુષ્યને આપી છૂટે ! આથી એ બે હિત હોઈ શકે છે પણ અહીં તો હિતતમને લગતો પ્રશ્ન છે ! તેવુ તો બ્રહ્મનુ જ ઉપાસન છે આથી પ્રાણ શબ્દ દ્વારા તેનુ જ વિધાન યોગ્ય છે ઉપરાત પ્રાણ શબ્દનો બ્રહ્મમા પ્રયોગ નથી, એમ પણ નથી **अत एव प्राण** એ સૂત્રમા પ્રાણ શબ્દ બ્રહ્મવાચક છે એ કહ્યુ જ છે અને અહીં " હિતતમ " વગેરે લક્ષણોના યોગે પ્રાણ શબ્દ બ્રહ્મનો જ વાચક છે એ નિશ્ચિત થાય છે આથી આ વાકય બ્રહ્મપરાયણ છે એ જ સિદ્ધાન્ત છે ॥ ૩૧ ॥

**इति श्रीमत्परमहसपरिव्राजकाचार्यनिखिलशास्त्रनिष्णातपडितस्वामि हरिप्रसादवैदिकमुनिशिष्य–भट्टोपाह्व – मणिशकरात्मज – जीवन्तिकाजात नलिन–भट्ट–विरचिते ब्रह्मसूत्रसाधनभाष्ये गुर्जरे प्रथमाध्यायस्य प्रथम पादः ॥**

॥ હરિ ૐ તત્ સત્ ॥

ॐ

## ॥ अथ प्रथमाध्याये द्वितीय पादः ॥

આમ પરબ્રહ્મ પરમાત્માની કૃપાથી પ્રથમ અધ્યાયનો પ્રથમ પાદ પૂરો થયો. તે પાદમાં **अथातो ब्रह्मजिज्ञासा** સૂત્ર દ્વારા પરબ્રહ્મ પરમાત્મા જાણવાયોગ્ય છે એમ કહ્યું. અને જાણવાયોગ્ય પરમાત્માનું લક્ષણ આપ્યું. તેનું અર્થાત્ પ્રાપ્ત થતું સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્વ પણ સૂચવ્યું. તેનું સચ્ચિદાનંદપણું ટૂંકમાં સાધ્યું, એ સાધનામાં ઉપનિષત્‌ના ઘણાં વાકયોમાં જે સંશય ઉપસ્થિત થયો તેને દૂર કરવાનો યત્ન કર્યો! એ વાકયોમાં બ્રહ્મનાં સુસ્પષ્ટ લિંગો દૃષ્ટિગોચર હતાં. પણ ઉપનિષત્‌માં એવાં પણ અનેક વાકયો જોવામાં આવે છે કે જે સ્પષ્ટપણે પરમાત્માને પ્રતિપાદિત ન કરતાં હોય અને પરમાત્મા સિવાયના પદાર્થોને જ જાણે આગળ ધરતાં હોય અર્થાત્ જ્યાં બ્રહ્મનાં લિંગો સ્પષ્ટપણે પ્રતીત ન થતાં હોય ત્યાં તે તે વાકયોનો શો અર્થ કરવો એ શંકાસ્પદ થાય જ. આથી તેવાં વાકયો પણ બ્રહ્મનું જ સમર્પણ કરે છે એ સિદ્ધ કરવું ઘટે. તેમનો પણ બ્રહ્મમાં જ સમન્વય બનાવવો ઘટે કારણ કે તેવાં વાકયો પણ ઉપનિષદ્‌માં ઉપસ્થિત છે. એવાં અસ્પષ્ટ લિંગવાળાં વાકયોનો બ્રહ્મ પરત્વે સમન્વય દર્શાવવા માટે હવે પહેલા અધ્યાયના બીજા અને ત્રીજા પાદોનો આરંભ છે. એનાં શ્રીગણેશ કરતાં કહે છે કે:

### सर्वत्र प्रसिद्धोपदेशात् ॥ १ ॥

सर्वत्र=બધે=ઉપાસનાના પ્રકરણોમાં બધે प्रसिद्धोपदेशात्=પ્રસિદ્ધ=શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ, વગેરેથી પ્રમિત એવા જે પરબ્રહ્મ પરમાત્મા, તેનો ઉપાસ્ય તરીકે ઉપદેશ હોવાથી છાંદોગ્ય ઉપનિષદ્‌માં આવતી શાંડિલ્ય વિદ્યામાં જે શ્રવણ છે તે પરબ્રહ્મ પરમેશ્વરને લગતું જ છે. ॥ ૧ ॥

છાંદોગ્યની શાંડિલ્ય વિદ્યામાં આ પ્રમાણે વાકય સમુદાય છેઃ—**सर्वं खलु इदं ब्रह्म। तज्जलान् इति शान्तः उपासीत अथ खलु क्रतुमयः पुरुषः। यथाक्रतुः अस्मिन् लोके पुरुषः भवति तथा इतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत। मनोमयः प्राणशरीरः भारूपः**=આ બધું નિશ્ચય બ્રહ્મ છે કેમકે આ બધું તે બ્રહ્મમાંથી જન્મેલું, તેમાં લય પામનારું અને તેમાં જીવનવાળું છે. આથી શાન્ત થઇ સર્વરૂપ બ્રહ્મની ઉપાસના કરે. સંકલ્પરૂપ નિશ્ચય મનુષ્ય છે. જેવા સંકલ્પવાળો મનુષ્ય આલોકમાં થાય છે તેવો અહીંથી મરીને થાય છે. હવે-ઉપાસનાકાળે તે આ સંકલ્પ કરે. તે બ્રહ્મ

મનોમય-મનનું પણ મન છે. પ્રાણશરીર=પ્રાણનો પણ પ્રાણ છે, પ્રકાશ સ્વરૂપ છે વગેરે." (છાં૦ ૩-૧૪-૧-૫)

આ શ્રુતિ અંગે સંશય થાય છે કે અહીં ઉપાસ્ય તરીકે કોનું વિધાન છે? જીવાત્માનું કે પરબ્રહ્મ પરમાત્માનું? જીવાત્માનું એવો પૂર્વપક્ષ છે. બ્રહ્મનું એવો ઉત્તરપક્ષ છે. તો અહીં કોનું ઉપાસન વિહિત છે? પૂર્વપક્ષી કહે છે કે અલબત્ત જીવાત્માનું જ! પણ અહીં સંશય કેવી રીતે છે? સંશય તો એ છે કે બન્નેના અર્થમાં શ્રુતિઓમાં બ્રહ્મ શબ્દનો પ્રયોગ જોવા મળે છે. तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (अथ० १०-४-८-१) तदेव ब्रह्मत्वं विद्धि (केन: १-५) विरजं ब्रह्म निष्कलं (मुं० २-२-९) सत्यं ज्ञानं अनन्तं ब्रह्म (तै० २-१) यद्वै तद्ब्रह्म (छां० ३-१२-७) विज्ञानं आनन्दं ब्रह्म (बृ० ३-९-२८) તે જ્યેષ્ઠ બ્રહ્મને નમન (અથ૦ ૧૦-૪-૮-૧) તેને જ તું બ્રહ્મ જાણે (કેન૦ ૧-૫) તે નિર્મળ નિરવયવ અક્ષર બ્રહ્મ રહે છે. (મું૦ ૨-૨-૯) બ્રહ્મ સત્ય, જ્ઞાન, અનન્ત છે. (તૈ૦ ૨-૧) જે નિશ્ચય તે બ્રહ્મ છે એમ કહે છે. (છાં૦ ૩-૧૨-૭) બ્રહ્મ વિજ્ઞાનરૂપ આનન્દરૂપ છે. વગેરે ઠેકાણે બ્રહ્મશબ્દ પરમાત્માનો નિર્દેશ કરે છે. विज्ञानं सर्वे देवाः ब्रह्मज्येष्ठं उपासते (तै० २-५) इदं ब्रह्म आयाति (बृ० ४-३-३७) स वा अयं आत्मा ब्रह्म विज्ञानमयः "તમામ દેવો-ઇન્દ્રિયો તે સૌથી મોટા વિજ્ઞાનમય આત્માને ઉપાસે છે." (તૈ૦ ૨-૫) "આ બ્રહ્મ આવે છે" (બૃ૦ ૪-૩-૩૭) "તે આ વિજ્ઞાનમય આત્મા બ્રહ્મ છે," વગેરે સ્થળોએ એ પ્રત્યગાત્માનો નિર્દેશક છે. આથી સંશય યોગ્ય છે. તો પછી અહીં પ્રાપ્ત શું? જીવાત્મા જ. કેમકે જીવાત્માના સૂચક લિંગો અહીં જોવામાં આવે છે. "मनोमयः प्राणशरीरः" વગેરે અહીં પ્રત્યગાત્મા એટલે કે જીવાત્માના જ લિંગો છે! મન-પ્રચુર=મનોમય, પ્રાણ છે શરીરમાં જેના તે પ્રાણશરીર! જેને મનનો કદી સંબંધ હોઈ શકતો નથી, તેની વળી મનોમયતા કેવી? જેને શરીરનો સંબંધ ત્રણ કાળે પણ ઘટતો નથી એવા પરબ્રહ્મ પરમાત્માના શરીર શા અને તેમાં વળી પ્રાણની શી કલ્પના? મન-પ્રાણ વગેરે સાથે તો કાર્યકરણના અધિપતિ જીવાત્માની લપછપ હોઈ શકે છે. અને એ પ્રત્યક્ષ છે. પ્રસિદ્ધ છે. પરબ્રહ્મ પરમાત્મા તો अप्राणो हि अमनाः शुभ्रः (मुं० २-१-२) अप्राण् अमनाः (बृ० ३-८-८) अकायं अव्रणं (यजु० ४०-८) अशरीरं शरीरेषु (कठ० २-२२) શ્રુતિ જ તેના મન-પ્રાણનો નિષેધ કરે છે. અપ્રાણ-અમના-શુભ્ર છે (મું૦ ૨-૧-૨) વાણી વિનાનો અને મન વિનાનો છે (બૃ૦ ૩-૮-૮) અકાય-અવ્રણ છે (યજુ૦ ૪૦-૮) શરીરોમાં શરીર વિનાનો (કઠ૦ ૨-૨૧)

ઉપરાંત तज्जलान्(=तज्जलम्) શબ્દ પરબ્રહ્મ પક્ષે જ ઘટે કેમકે સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય જીવાત્મા ન કરી શકે, એવો જો સિદ્ધાન્તીનો બોલ હોય તો તે પણ નિરર્થક જ છે કેમકે સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કર્મનિમિત્તે થાય છે, એવી શાસ્ત્રમર્યાદા છે. कर्मवैचित्र्यात् सृष्टिवैचित्र्यम् (સાંખ્ય૦ ૬-૪૨) એવું સાંખ્યશાસ્ત્રનું તો વચન છે. અને કર્મમાં તો પ્રત્યગાત્મા=જીવ જ નિમિત્ત; આમ तज्जलान् "सर्वं" નું વિશેષણ છે. ઉપરાંત आकाशात्मा વિશેષણ પણ પ્રત્યગાત્મામાં બંધબેસતું થઈ શકે છે. સ્વરૂપે આકાશની પેરે સ્વચ્છ હોવાથી તે આકાશાત્મા છે એમ કહી શકાય. सर्वकर्मा અને सर्वकामः પણ ક્રમશઃ જીવાત્મા સંભવી શકે. એક પછી એક બધાં કાર્યો તે કરી શકે. બધી ઈચ્છાઓ તેનામાં પર્યાયે સંભવે.

ઉપરાંત एष मे आत्मा अन्तर्हृदये अणीयान् व्रीहे र्वा यवाद्वा- મારા હૃદયની અંદર રહેનારો આ આત્મા વ્રીહિ કે યવથી પણ નાનો છે, એ વાક્યમાં આવેલું હૃદયનિકેતપણું અને અણુપણું પણ જીવાત્મામાં જ સંભવે. વિશ્વનિવાસી અને મહત્પરિમાણવાળા ભગવાનમાં નહીં. કદાચ એમ કહેશો કે "અણીયસ્ત્વ" ની પેરે શ્રુતિ તો તેનું "જ્યાયસ્ત્વ" પણ કહે છે. ज्यायान् पृथिव्याः "પૃથ્વીથી મોટો (છાં૦ ૩-૧૪-૩) વગેરે! સાચું. શ્રુતિ એ કહે છે. પણ જ્યાયસ્ત્વ અને અણીયસ્ત્વ એકી વખતે તો એકમાં હોતું નથી! આથી બન્નેની વ્યવસ્થા કરવી રહી! જીવાત્મા હો અણુ! જ્યાયાન્ હો પરબ્રહ્મ! એમાં શું બગડી ગયું! આમ પૂર્વપક્ષ ઊઠતાં સિદ્ધાન્તી સમાધાન કરે છે કે આ બરાબર નથી. કેમ? તો સૂત્ર છે કે:-"सर्वत्र प्रसिद्धोपदेशात्."

સિદ્ધાન્તી કહે છેઃ-વેદાન્ત વાક્યોમાં બધે જ ઠેકાણે ઉપાસના પ્રકરણમાં ઉપાસ્ય તરીકે પરબ્રહ્મ પરમાત્માનો જ નિર્દેશ છે. અહીં પણ ઉપાસના પ્રકરણ છે. માટે અહીં પણ ઉપાસ્ય તરીકે બ્રહ્મ જ છે એમ માનવું ઘટે. સર્વત્ર જો બ્રહ્મનો ઉપાસ્ય તરીકે બોધ હોય તો અહીં અકસ્માત્ જીવાત્માનો ઉપદેશ ઘટે નહીં. બલાત્ ઘટે છે એમ કહો તો તે વદતોવ્યાઘાત છે.

કદાચ કોઈ એમ કહે કે સર્વત્ર બ્રહ્મનો ક્યાં ઉપાસ્ય તરીકે શાસ્ત્રમાં =વેદોપનિષત્માં નિર્દેશ છે? અગ્નિ, ઇન્દ્ર, વરૂણ, સુપર્ણ, બૃહસ્પતિ, આકાશ, વૈશ્વાનર, પ્રાણ, ભૂમા વગેરે અનેક સ્તુત્ય અને ઉપાસ્ય દૈવતોનો પણ ઉલ્લેખ છે. તો તે રીતે જ પ્રત્યગાત્માના ઉપાસનની પણ અહીં વિધિ સંભવી શકે ને? જેમ ઈતર દૈવતોની તેમ પ્રત્યગાત્માની ઉપાસનાનું પણ

ફળ હોઈ શકે છે! આ દલીલ ભ્રમપૂર્ણ છે. જરૂર, તે તે દેવોનાં નામોનો ઉલ્લેખ જોવામાં આવે છે. પણ ત્યાં સર્વત્ર શબ્દભેદે અર્થભેદ નથી. અગ્નિ વગેરે તમામ શબ્દો વ્યુત્પત્તિવશાત્ પરમાત્માના જ વાચક છે. અનન્ત-કલ્યાણ-ગુણ-શક્તિ-સંપન્ન પરમાત્માનો વાચક કયો શબ્દ કે અક્ષર કે માત્રા નથી? સ્વરૂપે એક, પણ શક્તિએ અનન્ત, પરમાત્મા જ સર્વ શબ્દનો વાચ્ય-લક્ષ્ય-વ્યંગ્ય-તાત્પર્ય છે. શ્રુતિ સ્વયં કરૂણાર્દ્ર થઈ કહે છે। इन्द्रं मित्रं वरुणं अग्निं आहुः अथो दिव्यः स सुपर्णो गरुत्मान्। एकं सद् विप्राः बहुधा वदन्ति अग्निं यमं मातरिश्वानं आहुः। (ऋ० २-३-२२-४६) तदेवाग्निः तदादित्यः तद्वायुः तदु चन्द्रमाः। तत् शुक्रं तद् ब्रह्म ता आपः स प्रजापतिः (यजु० ३२-१) એને ઈન્દ્ર, સૂર્ય, વરુણ, અગ્નિ કહે છે. ઉપરાંત એ દિવ્ય સુવર્ણ=ગરુડ છે. એક સત્ તત્ત્વને વિપ્રો અનેક રીતે વર્ણવે છે. એને અગ્નિ, યમ, પવન કહે છે. (ऋ० २-३-२२-४६) તે જ અગ્નિ છે. તે આદિત્ય છે. તે વાયુ છે. તે જ નિશ્ચય ચન્દ્રમા છે. તે જ શુક્ર-તે જ બ્રહ્મ-તે જ જળ છે. તે પ્રજાપતિ છે. (यजु० ३२-१) મનુસ્મૃતિ પણ સંમતિ દે છે કે एतं एके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम्। इन्द्रमेके परे प्राणमपरे ब्रह्म-शाश्वतम् (मनु० १२-१२३) એને કેટલાક અગ્નિ તો કેટલાક પ્રજાપતિ મનુ કહે છે. કેટલાક ઈન્દ્ર તો બીજા પ્રાણ તો વળી કેટલાક શાશ્વત બ્રહ્મ પણ કહે છે. (मनु० १२-१३३) જેમ વેદ તેમ ઉપનિષદો પણ તે એક બ્રહ્મને જ ઉપાસ્ય તરીકે ઉદ્બોધે છે. सर्वे वेदाः....मोम् इत्येतत् (कठ० २-१५) यस्मिन् द्यौः-तमेव एकं जानथं आत्मानं....अमृतस्य एष सेतुः (मुं० २-२-५)

તમામ વેદો....ઓમ્ એ રીતે (कठो० २-५) જેમાં દ્યૌ-તે એક આત્માને જ જાણો....અમૃતનો એ સેતુ છે (મું૦ ૨-૨-૫) વગેરે. આથી જો સર્વત્ર બ્રહ્મોપદેશ છે તો શાંડિલ્યવિદ્યા પણ ઉપનિષદ્‌માં જ આવે છે. આથી અહીં પરબ્રહ્મ પરમેશ્વરનો જ ઉપદેશ જાણવો.

ઉપરાંત "મનોમય" વગેરે ધર્મો બ્રહ્મમાં પણ ઉપાસનાની દૃષ્ટિએ ઘટી શકે છે "મનોમય" શબ્દ ઉપાસનાની ભૂમિકાએ તૈલધારાની માફક અવિચ્છિન્ન ગતિથી મનનો પરમાત્મામાં ઘસારો સૂચવે છે. ધ્યાનયોગની પરિપક્વ અવસ્થા જ અહીં સૂચિત છે. અર્થાત્ મનોમયનો અર્થ ઉપાસકની દૃષ્ટિએ "શુદ્ધ મનથી લભ્ય" એવો જ થઈને ઉભો રહે છે. પ્રાણ છે શરીર જેનું એવો અર્થ પણ શકય છે, અને તેજ ગ્રાહ્ય છે. स उ प्राणस्य प्राणः (के० १-२) તે નિશ્ચય પ્રાણનો પ્રાણ છે. यः प्राणे तिष्ठन् इत्यादि

(બૃ૦ ૩-૭-૧૬) જે પ્રાણમા રહેતો હોઇને વગેરે **प्राणस्य प्राणम्** (બૃ૦ ૯-૪-૧૮) પ્રાણનો પ્રાણ વગેરે શ્રુતિઓ આ અર્થની દ્યોતક છે અને **अप्राणो हि अमनाः** (મુ૦ ૨-૧-૨) અપ્રાણ અને અમના વગેરે શ્રુતિઓ જો બ્રહ્મને પ્રાણ અને મન વિનાની વર્ણવે છે તો ત્યા એનો અર્થ જુદો છે બ્રહ્મને જે જ્ઞાન છે તે મનને અધીન નથી, એની જે સ્થિતિ છે તે પ્રાણને અધીન નથી-એ બતાવવુ એ શ્રુતિનો ધ્વનિ છે ઉપરાત **'भारूप.'** પરમાત્મા પણ છે કેમકે **'भा'** એટલે પ્રકાશ અને એ પ્રકાશ તે ચૈતન્યનો પ્રકાશ છે **तमेव भान्तमनुभाति सर्व** (ક૦ ૫-૧૫) ચમકતા એના તેની પાછળ બધુ ચમકે છે **तद् देवा ज्योतिषा ज्योति** તે દેવો જ્યોતિઓની જ્યોતિ (બૃ૦ ૪-૪-૧૬) વગેરે શ્રુતિઓ આની સાક્ષી છે ઉપરાત જીવાત્માના પક્ષે **"तज्जलान्"** એ વિશેષણ ઘટી શકે છે, એ કહેવુ પણ ભ્રાંતિભર્યા બગરર છે! મુખ્ય સભવે ત્યારે ગૌણની કલ્પના અન્યાય્ય છે પરમ પિતા પરબ્રહ્મ પરમાત્માનુ જ મુખ્ય કારણત્વ સભવે છે એ તો સિદ્ધ કરી ચૂકયા બીએ જીવાત્માના કર્મોનુ નિમિત્તપણુ ભલે હોય! કેમકે આગળ સ્વય સૂત્રકાર **"जगद्व्यापारवर्ज"** (**वेदान्त सूत्र॰** ૪-૪-૨) એ સૂત્રમા પ્રત્યગાત્મા જગતનુ કારણ છે એ વાતનો નિષેધ કરનાર છે ઉપરાત પર્યાયે 'સર્વકામ" અને "સર્વકર્મ" નુ ગ્રહણ હીન છે એકી વખતે તો એ પરમાત્મામા જ ઘટે-કેમકે પરમાત્માનુ ઐશ્વર્ય અનન્ત છે ઉપરાત જે મહાન છે તે તેજ ક્ષણે અણુ પણ હોય છે, એ કહેવાનુ ન હોય! આથી અહીં જે "બ્રહ્મ" નો પ્રયોગ છે તે પરબ્રહ્મ પરમાત્માના અર્થમા જ છે એમ જાણવુ ॥ ૨ ॥

ઉપરની વાતને જ પુષ્ટ કરતા બીજો હેતુ આપે છે કે -

**" विवक्षितगुणोपपत्तेश्च " ॥ ૨ ॥**

ચ=ઉપરાત વિવિક્ષિત શાન્ડિલ્ય ઋષિ ઉપાસ્યના જે ગુણો અહીં કહેવા માગે છે તે ગુણો પરબ્રહ્મ પરમાત્મામા ઘટતા હોઈને બ્રહ્મ ૨ ૯ અહીં પરબ્રહ્મને લગતો જ છે એમ જાણવુ રહે છે

છાદોગ્યમા કહેલી ઉપાસના બાદ ઉપાસ્યના કેટલાક ગુણોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે **"मनोमय प्राणशरीर भारूप सत्यसकल्प आकाशात्मा सर्वकर्मा सर्वकाम सर्वगन्ध सर्वरस सर्व इद अभ्यात्त वाकी अनादर** મનોમય-પ્રાણશરીર-પ્રકાશરૂપ સત્યસકલ્પ-આકાશશરીર -સર્વકર્મા-સર્વકામ-સર્વગન્ધ-(છા૦ ૩ ૧૪-૨) વગેરે તે ઉપરાત **एष मे**

आत्मा अन्तर्हृदये ज्यायान् पृथिव्याः ज्यायान् अन्तरिक्षात् ज्यायान् दिवः ज्यायान् एभ्यः लोकेभ्यः અમારા અંતરમાં આત્મા–પૃથ્વીથી–અંતરિક્ષથી–આકાશથી મોટો છે–આ લોકોથી પણ મોટો છે. (છાં૦ ૩–૧૪–૩) વગેરે. આ શ્રુતિમાં કહેલા તમામ ગુણો બ્રહ્મ પરત્વે જ ઘટી શકે, જીવાત્મ પક્ષે ઘટી શકતા નથી. એ મનોમય, પ્રાણરૂપી શરીરવાળો, પ્રકાશ સ્વરૂપ, સત્યસંકલ્પ, આકાશની પેરે વ્યાપક સ્વરૂપવાળો, જગતરૂપી કર્મવાળો, સૌને તમામ પદાર્થો પૂરા પાડનાર મહાદાની=તમામ પદાર્થોનો સ્વામી, સર્વગન્ધ, સર્વરસપૂર્ણ, પદાર્થમાત્રમાં અંદર બહાર વ્યાપી વળેલો, ઈન્દ્રિય શૂન્ય, નિત્યતૃપ્ત છે. આ બધાં વિશેષણો બ્રહ્મપક્ષેજ સાર્થક છે, જીવને પક્ષે નહીં.

આ બધાં વિશેષણો જીવપક્ષે બંધ બેસતાં નથી. એ સમજાવવાનું રહેતું નથી એ સ્પષ્ટ છે. માટે અહીં બ્રહ્મ–શબ્દ પરબ્રહ્મનો જ વાચક જાણવો. ॥ ૨ ॥

આમ સિદ્ધાન્તનું નિરૂપણ કરી હવે પૂર્વપક્ષનું નિરસન કરતાં કહે છે:–

### "अनुपपत्तेः तु न शारीरः" ॥ ३ ॥

तु=પૂર્વપક્ષની વ્યાવૃત્તિ માટે तु શબ્દ જાણવો. शारीरः=શરીરનો માલિક–જીવાત્મા–પ્રત્યગાત્મા न=અહીં બ્રહ્મ શબ્દનો અર્થ નથી. अनुपपत्तेः=કેમકે કહેવાને ઈષ્ટ એવા ગુણો પ્રત્યગાત્મામાં સંભવી શકતા નથી.

પૂર્વે કહેલા "મનોમયત્વ" વગેરે ગુણોની યાદી પ્રત્યગાત્માના પક્ષે યોગ્ય રીતે બંધબેસતી થઈ શકે એમ નથી. કદાચ ખેંચતાણ કરીને પણ "મનોમય" "પ્રાણશરીર" "ભારૂપ" વગેરે વિશેષણો જીવપક્ષે લઈ જઈ શકાય પણ એ સિવાયનાં બધાં લક્ષણો તો કેમે કરીને જીવાત્માના પક્ષે જઈ શકે એમ નથી. આથી અહીં પ્રત્યગાત્મા એ બ્રહ્મ શબ્દનો અર્થ નથી–પરબ્રહ્મ પરમાત્મા જ એનો અર્થ છે. ॥ ૩ ॥

બીજો હેતુ આપતાં કહેલાને જ દૃઢ કરતાં કહે છે:–.

### कर्मकर्तृव्यपदेशात् च ॥ ४ ॥

च=આ ઉપરાંત कर्मकर्तृव्य=ઉપાસ્ય પરબ્રહ્મ પરમાત્માનો અહીં કર્મ તરીકે એટલે કે પ્રાપ્ય તરીકે તથા ઉપાસક જીવાત્માનો કર્તા તરીકે એટલે પ્રાપ્ત કરનાર તરીકે ઉલ્લેખ હોવાથી અહીં શારીર આત્માનો વાચક બ્રહ્મ શબ્દ નથી.

एतं इत प्रेत्य अभिसंभवितास्मि અહીંથી જઈને આને પ્રાપ્ત થનાર છુ (છાં૦ ૩-૧૪-૪) આવો અહીં ઉપસંહાર જોવામા આવે છે અહીં एतं=આને=આ પરમાત્માને હુ अभिसंभवितास्मि પ્રાપ્ત કરનાર છુ એવો ઉપદેશ જોવામા આવે છે પ્રાપ્ત થનાર અને પ્રાપ્ત કરનાર કર્મ અને કર્તા એક હોઈ શકે નહીં. એટલે ભિન્ન હોવાની શકયતા હોય તો એક હોઈ શકે નહીં અહીં એવી શકયતા છે કેમકે છેવટે તો ઉપાસ્ય અને ઉપાસક ભાવ પણ ભેદદૃષ્ટિ ઉપર જ અવલંબે છે અર્થાત્ છેવટના શિખરે ભલે ઉપાસ્ય અને ઉપાસક અભિન્ન હોય, પણ જ્યારે ભેદદૃષ્ટિએ આપણે એ ભાવને સ્વીકારીએ તો ભેદદૃષ્ટિ હોય ત્યા સુધી એ બન્નેને ભિન્ન જ માનવા રહ્યા. આથી અહીં કર્મ કર્તાનો ભેદ હોઈને બ્રહ્મ શબ્દ દ્વારા જીવાત્માનો ઉલ્લેખ નથી પરમાત્માનો જ છે ધ્યાન રહે–જીવ અને શિવ અતિમ ભૂમિકાએ સ્વરૂપે અભિન્ન છે માયામા રહીને માયાનો વિચાર કરીએ ત્યારે માયાને મળતું મહત્વ સ્વીકારી લેવુ ઘટે પોતાનો પોતે આસ્વાદ લેવાની આશાએ તો "શિવ થકી જીવ" થયો એમ લાડથી કવિ કહે છે જીવ તરીકે મહામાયા પરમાત્માને લાડ લડાવે તો તે તો એની સૃષ્ટિ યોજનાનો ગુપ્ત મત્ર છે અસ્તુ–અનુભૂતિમા જ જ્યા પ્રમાણ છે ત્યા તર્કને ગુગળાવીએ નહીં તોપણ વગ તો ન જ આપીએ ॥ ૪ ॥

અહીં પૂર્વપક્ષ કહે છે–आत्मा वा अरे द्रष्टव्य આત્મા અહો દૃષ્ટવ્ય છે (બૃ૦ ૪–૫–૬) એ શ્રુતિમા દૃષ્ટા અને દૃષ્ટવ્ય=કર્તા અને કર્મ એવો ઉપદેશ જેમ ગૌણ છે તેમ અહીં પણ શાડિલ્ય વિદ્યામા પણ એ ગૌણ કેમ ન લેખવો? આનો જવાબ વાળતા કહે છે—

### "शब्दविशेषात्" ॥ ૭ ॥

શબ્દવિશેષાત્=કર્મ અને કર્તાના વાચક પદોમા ભેદ હોવાથી અહીં કર્મ અને કર્તા તરીકેનો ઉપદેશ ગૌણ નથી

પૂર્વપક્ષીએ ઉદાહરણ આપ્યુ એ શ્રુતિમા કર્તા અને કર્મવાચક શબ્દોમા ભેદ ન હોઈને કદાચ ત્યા એ ઉપદેશ ગૌણ મનાય પણ અહીં તો એ બન્ને વચ્ચે ભેદનો ઉલ્લેખ છે "एष मे आत्मा अन्तर्हृदये" "મારા હૃદયમા અદર આ આત્મા છે" (છા૦ ૩-૧૪-૩) આ શ્રુતિ વાકયમા "आत्मा" અને मे એવા બે શબ્દો છે આત્માશબ્દ પ્રથમ વિભક્તિમા અને मे શબ્દ છઠ્ઠી વિભક્તિમા છે અર્થાત્ જ ઉપાસ્ય પરબ્રહ્મ પરમાત્મા અહીં કર્મ તરીકે પ્રથમ વિભક્તિમા છે અને ઉપાસક તરીકેનો

પ્રત્યાગાત્મા છઠ્ઠી વિભક્તિમાં છે. અને પ્રથમ વિભક્તિથી છઠ્ઠી વિભક્તિ ભિન્ન છે, એમાં તો વિવાદ હોઈ જ ન શકે !

ઉપરાંત આ એક જ વિષયને લગતી બીજી શ્રુતિમાં આ ભેદ જોવામાં આવે છે. यथा व्रीहिः वा यवो वा श्यामाको वा श्यामाकतण्डुलो वा एवं "अन्तरात्मन्" "पुरुषः" हिरण्मयः ( शत० १०-६-३-२ ) જેમકે વ્રીહિ-યવ-અગર તો શ્યામાક-બંટીઉ-કે તંદુલ-તેવો આ આત્મામાં જે હિરણ્મય પુરુષ છે. અહીં "अन्तरात्मन्" શબ્દ સાતમી વિભક્તિમાં પ્રત્યગાત્માના અર્થમાં છે. તેનાથી ભિન્ન એવો પુરુષઃ શબ્દ પ્રથમ વિભક્તિમાં છે. ઉપાસક સાતમીમાં અને ઉપાસ્ય પહેલી વિભક્તિમાં છે આથી એ બન્ને જુદા છે.

તે ઉપરાંત આ વિદ્યામાં જ શરૂઆતમાં ઉપાસ્ય-પરમાત્મા, બ્રહ્મ અને આત્મા એવા બે શબ્દો દ્વારા કર્મ તરીકે ઉપદેશવામાં આવ્યો છે. અને ઉપાસકનો પુરુષ શબ્દ દ્વારા ઉલ્લેખ છે. આ ભેદ મુખ્ય હોય તો જ યોગ્ય બને. માટે અહીં ગૌણ નથી આથી एतमितः प्रेत्य अभिसंभवितास्मि એ વાકયમાં एतं અને अभिसंभवितास्मि માં કર્મ અને કર્તાનો ઉપદેશ હોઇને અહીં બ્રહ્મનું જ કથન છે-જીવાત્માનું નહીં એ સ્પષ્ટ થાય છે. ॥૫॥

બીજો હેતુ આવતાં કહે છેઃ-

## स्मृतेः च ॥ ६ ॥

ચ=આ ઉપરાંત સ્મૃતેઃ=સ્મૃતિ પ્રમાણથી પણ કર્મ કર્તાનો ઉપદેશ હોઈને અહીં બ્રહ્મનું જ લિંગ છે એ સિદ્ધ થાય છે.

સ્મૃતિ પણ આ અર્થમાં સંમત છે. તો જ્યાં શ્રુતિના અર્થને સ્મૃતિ પણ પોષતી હોય ત્યાં શ્રુતિ વધારે શોભે છે. સ્મૃતિઓ છે-દા. ત. एवं यः सर्वभूतेषु पश्यति आत्मानं आत्मना । स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् । આમ જે સર્વભૂતોમાં આત્માથી આત્માને જુવે, તે સર્વસમતા પામી પરબ્રહ્મ પદે જતો. (मनु० १२-१२५) ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । સૌ ભૂતોના અંતરમાં હે અર્જુન ! ઈશ્વર તિષ્ઠે છે. (गीता० १८-६१) વગેરે.

એક વાત અહીં ધ્યાનબહાર ન હો. શું જીવ શિવથી ભિન્ન છે એમ અહીં બતાવવા માંગે છે ? ના, એવો અર્થ અહીં લેવાનો નથી. ઉપલી શ્રુતિઓમાં જો જીવને શિવથી ભિન્ન કહ્યો હોય તો "न अन्यः अतः अस्ति द्रष्टा न अन्यः अतः अस्ति श्रोता આનાથી ભિન્ન બીજો કોઈ દ્રષ્ટા

કે શ્રોતા નથી (બૃ૦ ૩-૭-૨૩) વગેરે શ્રુતિઓ અને "ક્ષેત્રજ્ઞ ચાપિ મા. વિદ્ધિ સર્વ ક્ષેત્રેષુ ભારત" મૌ ક્ષેત્રમા મને જ તુ ક્ષેત્રજ્ઞ જાણ, વગેરે શ્રુતિ સ્મૃતિઓ જીવ શિવનુ અભિન્નત્વ પણ તે જ સૂરે કહે છે ! તો સાચુ શુ ? સાચુ એ કે જીવ અને શિવ વચ્ચે સ્વરૂપે કોઈ ભેદ હોઈ શકતો નથી સત્તાના ખંડ નથી. ચિત્વના ટૂકડા નથી આનન્દ તિરોહિત થઈ શકે છે ! અને આથી સમાહિત વિચારણા એક જ નિર્ણય ઉપર આવી શકે કે પરમાત્મા જ પોતાની કોઈ અકળ શક્તિ દ્વારા જીવરૂપે ઘટઘટમા રમી રહ્યો છે પરમાત્મા પોતાની લીલા માટે પોતે જ પોતાના ઉપર દેશ-કાળ-કાર્યકારણ-ધર્મ અધર્મ-જન્મમરણ-સુખદુ ખ વગેરે લાદીને અનન્ત કાળથી રમ્યા કરે છે અતિશય સમાહિત અને અનધ્યસ્ત આત્માનુભવે જ સમજાય એવી આ અતિશય સૂક્ષ્મ અનુભૂતિ છે વચલા ગાળામા વ્યવસ્થાને માટે ભલે ભેદ કલ્પાતો-સ્થપાતો-સ્વીકારાતો અને આચરાતો-અને અનુભવાતો ! દેશ-કાળ-કાર્યકારણના ચોકઠામા સુદૃઢતાથી જકડાઈને જ્યારે આપણે જોતા હોઈએ છીએ ત્યારે એક જ પરમાત્મા આ બધા રૂપે વર્તી રહેલો દેખાતો નથી સાપેક્ષમા નિરપેક્ષ દર્શન સમાતા નથી નિરપેક્ષમા પ્રવાસ બાદ જ સાપેક્ષની માયાવિતા પૂરી પકડાય છે ! તે પહેલા નહીં આથી અપ્રબોધની આ મહામારી છે પ્રબોધે આ મહામારીનો લય થઈ જાય છે આથી હિમાલયની તળેટી અને મધ્યભાગ ઉપર ઉભા રહીને જોઈએ ત્યારની આ ચર્ચા છે હિમાલયના સર્વોચ્ચ શિખરને ઓળગીને જોનારની નહી ધુપછાંવ નીચે છે ઉપર તો એક ભગવાન ભુવન-ભાસ્કરનો જ સમતલ, અનત, અખડ, અગાધ વ્યાપક પ્રકાશ છે ! તિમિર તેજનો અચલો પૃથ્વીને માટે છે પૃથ્વીથી પર અવકાશમા ગયેલા માટે નથી જ્યા સુધી માયાની ચૂડમા છીએ ત્યા સુધી જ કર્મ કર્તાના ભેદ છે ચૂડમાથી મુક્તને તો એ ઓછાયા પીડતા નથી ! અસ્તુ માટે અહીં "तत्त्वमसि" ની અનુભૂતિ પહેલાની ભૂમિકાનો ઉલ્લેખ છે એમ પરમવિવેકવાળાએ જાણવુ અતિપ્રશ્ન છણાવટથી પર હોય અનુભૂતિએ ઉકલી જાય ॥ ૬ ॥

વળી પ્રસ્તુત શ્રુતિમા જીવનો જ ઉલ્લેખ છે એમ પૂર્વપક્ષનુ ઉત્થાન કરી સમાધાન દેતા કહે છે કે-

**अर्भकौकस्त्वात् तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्य-त्वादेवं व्योमवच्च ॥ ૭ ॥**

अर्भकौकस्त्वात्=અર્ભક એટલે અ૫ પરિચ્છિન્ન ઓક એટલે માળો-નીડ-સ્થાન-આયતન-ઠેકાણુ છે જેનુ તેથી એટલે કે હૃદયકમળ સ્વરૂપ છે જેનુ નાનુ સરખુ

રહેઠાણુ તેથી, तद्व्यपदेशात् च=અને तत् એટલે અર્ભક, વ્યપદેશ એટલે કથન, અર્ભકનું કથન હોવાથી न=બ્રહ્મ શબ્દ અહીં પરમેશ્વરનો વાચક નથી इति चेत्=એમ જો પૂર્વપક્ષ કહેતો હોય તો न=એ કથન બરાબર નથી કેમકે એવું એનું નિરૂપણ તો निचाय्यत्वात्=હૃદય કમળમાં એ જોવા યોગ્ય છે, માટે एवं=અર્ભકાયતન અને અર્ભક તરીકે કહ્યું છે-સ્વરૂપે એ એવો નથી. કેમકે व्योमवत् च=આકાશની માફક સૌથી મહાન તરીકે પણ તેનું વર્ણન છે.

અહીં પૂર્વપક્ષની આ દલીલ છે एष मे आत्मा अन्तः हृदये=આ મારા અંતરમાં આત્મા, આ વાક્યમાં ઉપાસ્ય પરબ્રહ્મ પરમાત્માનું હૃદયમાં રહેઠાણુ છે એમ કહ્યું છે. આ હૃદયકમળ નાનું શું-પરિચ્છિન્ન છે. એ એનું આયતન છે, એમ ભાખી પછી વળી એ જ પરમાત્માનું અર્ભકત્વ-અલ્પત્વ-પરિચ્છિન્નત્વ પણ બતાવ્યું છે-अणीयान् व्रीहेः वा यवात् वा सर्षपात् वा श्यामाकात् वा श्यामाकतण्डुलात् वा (છાં૦ ૩-૧૪-૩) આ શ્રુતિ એનું-પરમાત્માના અર્ભકત્વનું-સમર્થન કરે છે. તો આ શ્રુતિઓમાં પરમાત્મા હૃદય જેવા નાનકડાં સ્થાનમાં રહે છે, અને અણુ જેવો પરિમાણે એ અલ્પ છે એમ સાક્ષાત્ કહ્યું છે. આ પરમાત્માપક્ષે ઘટી શકે જ નહીં! હાં, આ શરીર ઇન્દ્રિયાદિ પંજરનો અધ્યક્ષ જીવાત્મા છે તેને પક્ષે આવું વર્ણન ઘટી શકે. પરમાત્મા તો સૌનો અંતરાત્મા હોઇને દરેક સ્થાને છે. ઉપરાંત વિભુ હોઇને મહાન પરિમાણ યુક્ત છે! શ્રુતિઓ સ્વયં કહે છેઃ- सर्वभूतेषु च आत्मानं (યજુ૦ ૪૦-૬) स्कम्भः इदं सर्वं आत्मवद् (અથર્વ૦ ૧૦-૪-૨-૨) एकस्तथा सर्वभूतान्तरात्मा (કઠ૦ ૫-૨૨) य इमं च लोकं परं च लोकं सर्वाणि च भूतानि यः अन्तरः यमयति (બૃ૦ ૩-૭-૩) तेनेदं पूर्णं पुरुषेण (શ્વે૦ ૩-૮) प्रत्यङ् जनास्तिष्ठति सर्वतोमुखः (યજુ૦ ૩૨-૪) અને તમામ ભૂતોમાં આત્માને (યજુ૦ ૪૦-૬) સૌના આધારરૂપ એ છે જેના વડે બધું આત્માવાળું છે. (અથર્વ૦ ૧૦-૪-૨-૨) તેમ સૌ ભૂતોનો એક અંતરાત્મા છે (કઠ૦ ૫-૨૨) જે આ લોક અને પરલોકને અને સમસ્ત ભૂતોને અંદરથી નિયમિત કરે છે. (બૃ૦ ૩-૭-૨) તે પુરૂષ વડે આ બધું પૂર્ણ છે. (શ્વે૦ ૩-૮) સૌની સામે તે સર્વતોમુખ ઉભો છે. (યજુ૦ ૩૨-૪) एष हि सर्वेषु लोकेषु भाति (છાં૦ ૪-૧૫-૪) स वा अयं पुरुषः सर्वासु पूर्षु पूर्णः पुरिशयः (બૃ૦ ૨-૫-૧૮) सर्वात्मानं सर्वगतं विभुत्वात् (શ્વે૦ ૩-૨૧) यः ओतश्च प्रोतश्च विभुः प्रजासु (યજુ૦ ૩૨-૮) यो वै भूमा तत् सुखम् (છાં૦ ૭-૨૩-૨) सर्वव्यापिनं आत्मानं (શ્વે૦ ૧-૧૬) वेदाहमेतं पुरुषं महान्तं (યજુ૦ ૩૧-૧૮) अजः आत्मा महान् ध्रुवः (બૃ૦ ૪-૪-૨૦) स वा एषः महान् आत्मा अजः (બૃ ૪-૪-૨૫)

આજ સૌ લોકોમાં ચમકે છે. (છાં૦ ૪-૨૫-૪) તે આ પુરુષ નિશ્ચય સમસ્ત પુરીઓમાં પૂર્ણ હોઈને પુરિશય છે. (બૃ૦ ૨-૫-૧૮) વિભુ હોવાથી તે સૌના આત્મારૂપ સર્વગત (શ્વે૦ ૩-૨૧) જે વ્યાપક હોઈને પ્રજાઓમાં ઓતપ્રોત છે. (યજુ૦ ૩૨-૮) જે ભૂમા તે મુખ્ય છે. (છાં૦ ૭-૨૩-૧) સર્વવ્યાપી આત્માને, (શ્વે૦ ૧-૨૬) હું તે મહાન પુરુષને જાણું છું. (યજુ૦ ૩૧-૧૮) એ અજ આત્મા મહાન છે-નિશ્ચય છે. (બૃ૦ ૪-૪-૨૦) તે આ મહાન અજ આત્મા. (બૃ૦ ૪-૪-૨૫) વગેરે. અને જે સર્વગત હોય તે કેવળ હૃદયમાં વસે છે એમ કહેવું યોગ્ય નથી. ઉપરાંત જેનું મહત્ પરિમાણ છે, તેને અલ્પ તરીકે નિરૂપવો અનુચિત છે. જીવાત્મા=પ્રત્યાગાત્મા જો આ ઠેકાણે અર્થ લઈએ તો તે કેવળ ઉચિત થઈને ઉભે છે. શ્રુતિઓ કહે છેઃ-हृदि हि एषः आत्मा (प्र० ३-६) योऽयं विज्ञानमयः प्राणेषु हृदि अन्तःज्योतिः पुरुषः (बृ० ४-३-७) एषोऽणुरात्मा चेतसा वेदितव्यः (मुं० ३-१-९) वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः (श्वे० ५-८) હૈયામાં છે નિશ્ચય એ આત્મા (પ્ર૦ ૩-૬) ને આ વિજ્ઞાનમય, પ્રાણોમાં અંદર જ્યોતિર્મય પુરુષ છે (બૃ૦ ૪-૩-૭) જે આ સૂક્ષ્મતમ આત્મા ચિત્તથી જાણવા જેવો છે (મું૦ ૩-૧-૧૯) વાળના આગલા ભાગનો સોમો ભાગ જેવડો હોય તેવડા ભાગનો સોમો ભાગ આ જીવ જાણવા યોગ્ય છે. (શ્વે૦ ૫-૮) વગેરે. તો જીવાત્મા-હૃદયમાત્રસ્થાનીય-એને અણુ પરિમાણવાળો કહી શકાય! આથી અહીં બ્રહ્મ શબ્દ પરમેશ્વરનો નહીં પણ જીવાત્માનો જ વાચક છે એમ માનવુ ઉચિત છે.

ત્યારે સિદ્ધાન્તી કહે છે કે ભાઈ! તારૂ આ મન્તવ્ય બરાબર નથી. જે રીતે પ્રત્યગાત્માનો અહીં ઉપદેશ છે એમ તું બતાવી શકે છે તેમ એ જ ઉપદેશ પરમાત્માને જ લગતો છે એમ સિદ્ધ થઈ શકે છે. તારા પગ તારા ગળામા જ ભેરવાય એમ છે. સાચું છે કે પરમાત્મા સર્વગત છે અને મહત્ પરિમાણી છે. જે સર્વગત હોય તે હૃદ્ગત હોય કે નહીં? અર્થાત્ સર્વ શબ્દમાં હૃદયનો સમાવેશ થાય છે કે નહીં? થાય જ! અને ઉપરાંત અહીં "અણુ" એ પરિમાણના અર્થમા નથી. સૂક્ષ્મતાની અવધિના અર્થમાં છે. પરમાણુઓમા પણ વ્યાપેલો હોઈ ને પરમાત્મા અણુ કહેવાય છે. પરિમાણની દૃષ્ટિએ મહાન છતા સૂક્ષ્મતાની અવધિ હોઈને એ સર્વગત પરમાત્મા અણુ જાણવો રહે છે. રામ પૃથિવીપતિ હતા છતા અયોધ્યાપતિ કહેવાયા. તેમ જગત્પતિ પરમાત્મા કોઈક ખાસ દૃષ્ટિએ અહીં અણુ તરીકે બતાવાયા છે એ દૃષ્ટિ તે એનાં દર્શન અંગેની! યદ્યપિ પરમાત્મા સર્વવ્યાપી છે છતાં તેની ઉપાસના દ્વારા દર્શનને માટે તે હૃદયવાસી અને

અણુ તરીકે અહીં નિરૂપિત થયા છે. બાકી વસ્તુગત્યા તો પરમાત્મા સર્વગત અને સર્વાન્તઃપાતી જ છે. જે પરમાત્મા હૃદયાયતન અને અણુધર્મા છે તેને જ ભગવતી શ્રુતિ મહાન અને સર્વગત પણ જણાવે છે. ज्यायान् पृथिव्याः ज्यायान् अन्तरिक्षात् ज्यायान् दिवः ज्यायान् एभ्यः लोकेभ्यः= મોટો છે પૃથિવીથી, મોટો છે અન્તરિક્ષથી, મોટો છે આકાશથી, મોટો છે આ બધા લોકોથી (છાં૦ ૩-૧૪-૩) આમ પૂર્વાપરનું પર્યાલોચન જો યથાર્થ રીતે કરીશું તો પરમાત્મા સર્વગત છતાં હૃદયગત, મહત્પરિમાણ છતાં સૂક્ષ્મ પરિમાણ, એકી વખતે ઘટે છે એ સ્પષ્ટ જ છે. આથી એનું "अर्भकौकस्त्व" અને अणीयस्त्व અહીં પારમાર્થિક નથી. "निचाय्यत्व" ની અપેક્ષાએ છે. આથી જગતનાં કારણરૂપ પરબ્રહ્મ પરમાત્માનો જ અહીં ઉલ્લેખ છે, પ્રત્યગાત્માનો નહીં એ સિદ્ધ થાય છે. ॥ ૭ ॥

ઉપલા નિર્ણયે પૂર્વપક્ષીને મઝા આવી કેમકે તેને એમ લાગ્યું કે હવે તો સિદ્ધાન્તીને ચત કરી નાંખવાનું સરળ છે. પરમાત્મા જ હૃદયાયતન તરીકે સિદ્ધ થયો છે. તો તે પરમાત્માને પણ, હૃદય સાથેનો સંબંધ હોવાથી જેમ જીવાત્માને તેમ, સુખદુઃખ વગેરે ભોગોની પ્રાપ્તિ થવી જ જોઈએ. બળતા ઓરડામાં બે હોય તેમાંનો એક જ દાઝે અને બીજો જ્વાળાથી મુક્ત રહે એ તો સંભવે નહીં! આમ પૂર્વ-પક્ષીની શંકાને સ્વીકારી હવે તેનો રદીયો આપતાં કહે છે કેઃ-

## संभोगप्राप्तिः इतिचेत् न वैशेष्यात् ॥ ८ ॥

संभोगप्राप्ति=પરમાત્મા જો હૃદયાયતન છે તો પ્રત્યગાત્માની પેરે તેને સુખદુઃખ વગેરેના ભોગની પ્રાપ્તિ થાય છે. इति=આમ चेत्=જો કહેતા હો તો न=તે ઠીક નથી. કારણ કે वैशेष्यात्=ત્યાં વિશેષ એટલે કે ભેદ છે.

પરમાત્મા આકાશની પેરે સર્વગત છે. સર્વવ્યાપી છે. આથી તેને પ્રાણીમાત્રના હૃદય સાથે સંબંધ છે. ઉપરાંત પરમાત્મા ચેતન છે, અને જીવાત્મા પણ ચેતન છે. ચેતન અંશે એ બન્ને અભિન્ન ઠર્યા! આથી જેમ જીવાત્માને તેમ પરમાત્માને પણ સુખદુઃખાદિના ભોગનો પ્રસંગ આવે જ. અને તે ટળ્યો ટળે નહીં. ઉપરાંત જીવ અને શિવ તો એક જ છે ને? તો જીવને જે થાય તે શિવને પણ થાય જ! કેમકેઃ-न अन्यः अतः अस्ति विज्ञाता-એનાથી ભિન્ન કોઈ વિજ્ઞાતા નથી. (બૃ૦ ૩-૭-૨૩) એમ શ્રુતિ જીવ-શિવની અભેદતા જ બતાવે છે ને? આથી પરમાત્માને જ સંસારની પ્રાપ્તિ ભેટે છે! આમ પૂર્વપક્ષીને પ્રલાપ કરવા દીધો. હવે સિદ્ધાન્તી કહે છે-બેટા! તારી વાત બરાબર નથી. કેમકે જીવાત્મા અને

પરમાત્માની વચ્ચે ભેદ છે. એક કર્તા ભોક્તા–ધર્માધર્મયુક્ત સુખદુઃખાદિવાળો –શરીરસંપન્ન વગેરે છે. અને તે જીવ છે. બીજો તેનાથી ભિન્ન 'અપહતપાપ્મ' વગેરેથી વિશિષ્ટ છે. અને આથી એકને ભોગ હોઈ શકે છે–અને તે જીવાત્માને–બીજો પરમાત્મા તો તેનાથી અસ્પૃષ્ટ જ છે.!

ઉપરાંત એક બીજાની સંનિધિ–નિકટતા માત્રથી જ વસ્તુની વસ્તુગત શક્તિનો ખ્યાલ કર્યા વિનાજ જો કયાસ બાંધવાનો હોય તો તો પછી ઘરને આગ લાગે તો આકાશ પણ દાઝવું ઘટે! આકાશ સર્વવ્યાપી છે. ઘરમાં, ઘર બહાર અને ઘરના અણુ અણુને વ્યાપીને આકાશ ઉભું છે. ઘરની ખુબ નજીક છે. ઘરને આગ લાગે તો આકાશ દાઝવું જ જોઈએ. પણ આકાશ દાઝતું જોવામાં આવતું નથી! આકાશમાં, સર્વગત અને સંનિહિત હોવા છતાં, પોતાની સ્વરૂપ શક્તિને લઇને જ જેમ દાહ્યત્વ સંભવતું નથી તેમ પરમાત્માની બાબતમાં પણ જાણવું રહ્યું. ઉપરાંત જીવ અને શિવની એકતા જો અમારી માફક તને પણ માન્ય જ હોય તો તો પ્રશ્ન જ રહેતો નથી. પણ તારે સ્પષ્ટ કરવું પડશે કે તેં જીવ અને શિવ વચ્ચેનો અભેદ કેવી રીત તારવ્યો? જો तत्त्वमसि, अहं ब्रह्मास्मि, न अन्यः अतः द्रष्टा विज्ञाता–તે તું છે. હું બ્રહ્મ છું. આનાથી ભિન્ન બીજો કોઈ દૃષ્ટા કે વિજ્ઞાતા નથી. વગેરે શ્રુતિ વાકયોને આધારે તેં એ ભેદ તારવ્યો હોય તો પછી તે વાકયોના પૂરા અર્થને તારે સ્વીકારવો રહ્યો. "અર્ધજરતીય" ન્યાય નહીં કામ આવે! જે શાસ્ત્રના આધારે તું દલીલ કરે છે તે શાસ્ત્રમાં શું કહ્યું છે તે તો જો. तत्त्वमसि વગેરે વાકયો જીવને શિવ સ્વરૂપ પ્રતિપાદિત કરે છે. તો એ શિવ તો સ્વયં अपहतपाप्मा છે. અને જો એ अपहतपाप्मा છે તો જીવ પણ તત્સ્વરૂપ હોઇને તેવો જ છે. અર્થાત્ જ શારીરને–જીવને પણ ભોક્તાપણું નથી જ એમ સિદ્ધ કરે છે! અને જો જીવનું ભોકતૃત્વ ન સંભવતું હોય તો પરબ્રહ્મ પરમાત્માનું તો સંભવે જ કયાંથી? અને તેના સંબધે પણ બ્રહ્મને ભોકતૃત્વ નહીં સંભવે!

ઉપરાંત જો તું એમ કહેતો હોય કે જીવ અને શિવનું એકત્વ નથી તો પછી શરીરમાં વસતા જીવાત્માનુ ભોકતૃત્વ તો મિથ્યા જ્ઞાનને લઇને જ છે! એથી સાચી રીતે તેનો બ્રહ્મ સાથે સંપર્ક થાય જ નહીં! મૂઢ જીવો આકાશમાં તલ માલિન્ય વગેરેનો આરોપ કરે તેથી સાચે જ આકાશ તલ મલિનતા વગેરે ધર્મોવાળું બની જતું નથી. ભોગ મિથ્યા જ્ઞાનનું ફરજંદ છે. જીવ શિવની એકતા સમ્યક્ જ્ઞાનનું સંતાન છે. મિથ્યા જ્ઞાને કલ્પેલું ભોકતૃત્વ સમ્યક્ જ્ઞાનથી નિશ્ચિત થયેલાં વસ્તુ તત્ત્વને અભડાવતું નથી. આથી પરબ્રહ્મ પરમાત્માને સ્વપ્ને પણ ભોકતૃત્વ નથી!

જીવાત્મા ભોગમોક્ષાર્થે શરીર ધારણ કરે છે. શરીર કર્મો દ્વારા અસ્તિત્વમાં આવે છે. કર્મો ક્લેશોને લઈને જન્મે છે. ક્લેશોમાં અજ્ઞાન સમ્રાટસ્થાનીય છે! એ અજ્ઞાન જ મૂળમાં શિવસ્વરૂપ જીવને જન્મ મરણ અને તેનાં અંતરાલમા આવતાં સુખદુઃખાદિના ઉપભોગમાં પ્રેરે છે. છેવટે આપણે જેને જ્ઞાન કહીએ છીએ, જેના વડે જીવાત્મા પોતાની મુક્તતાને સાક્ષાત્ જુએ છે, તે તત્વજ્ઞાન પણ વૃત્યાત્મક હોઇને અજ્ઞાનનું જ ચમકતું પાસું છે. વૃત્યાત્મક જ્ઞાન સ્વરૂપને ચીંધે પણ સ્વરૂપમાં ઉતારીને તે નિવૃત્તિ પામે છે. જીવ શિવના અભેદને અનુભવીને માનવ પરિભાષામાં મહર્ષિઓ તેને વર્ણવવાનો પ્રયત્ન તેટલો કરે છે! બાકી શબ્દ દ્વારા પણ એ પૂર્ણાનુભવને વર્ણવવો અશકય છે! જે વર્ણન થાય છે તે પણ સાચું જોતાં તો અજ્ઞાનનું જ છે! સ્વરૂપભૂત જ્ઞાન અનુભવી શકાય છે. કોઇને સમજાવી શકાતુ નથી. જ્યાં સમજાવવા જઇએ ત્યાં અજ્ઞાન આવવાનુ જ! આથી જીવાત્મા જ્યાં સુધી જીવભાવમાં રમે છે ત્યાં સુધી તેને ભોગ કે અપવર્ગ સંભવી શકે છે. પરમાત્માને તો ત્રણે કાળમાં તેનો સંબંધ નથી. પરમાત્મા તો નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત જ છે. આથી બ્રહ્મશબ્દ જીવાત્માનો નહીં પણ પરમાત્માનો અહીં વાચક છે. ॥ ૮ ॥

આમ હૃદયાયતન પરમાત્મા જીવાત્માની પેરે ભોક્તા નથી એમ આગલા સૂત્રમાં સાધ્યું. પણ અહીં પૂર્વપક્ષ વળી એક શંકા લઈ આવે છે. અને એ શંકા શ્રુતિ વાકયમાંથી જન્મે છે. **यस्य ब्रह्म च क्षत्रं च उभे भवतः ओदनम्! मृत्युः यस्य उपसेचनं कः इत्था वेद यत्र सः=** જેને માટે બ્રાહ્મણ ,ક્ષત્રિયથી ઉપલક્ષિત થતું સચરાચર જગત ભાતની જગ્યાએ છે અને મૃત્યુ પણ જેને ચટણીની જગ્યાએ છે, તે જ્યાં જેવો છે તેને કોણ એ રીતે જાણે છે? (कठ० १-२-२५) આ કાઠકી શ્રુતિમાં પરમાત્માંનો ભોક્તા તરીકે નિર્દેશ કર્યો છે. તો અહીં જો ભગવાન ભોક્તા હોય તો બધી શ્રુતિઓમાં પણ તે તેવો જ હોય. અગર તો ભોકતૃત્વનો અહીં કોઈ બીજો અર્થ હોવો ઘટે! અગર તો અહીં ભોગવનારો કોઈ જુદો હોઈ શકે! આ શંકાનું નિરસન કરતાં ભગવાન સૂત્રકાર ભણે છે કેઃ

## अत्ता चराचरग्रहणात् ॥ ९ ॥

अत्ता=ઉપલી કઠ શ્રુતિમાં જોવામા આવતો अत्ता=ભોગવનાર-ખાનાર પરબ્રહ્મ પરમાત્મા છે એમ જાણવુ કેમકે चराचरग्रहणात्=તે ભોગવનારના=ખાનારના-ભોગ્ય-ખાદ્ય તરીકે જડચેતન સમસ્ત જગતનો ઉલ્લેખ કર્યો છે.

ઉપલી શ્રુતિનો આ અર્થ છે. "બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે દ્વારા ઉપલક્ષિત થતું સમસ્ત જગત જેને માટે ભાત જેવું છે–એટલે કે ભાતની માફક અનાયાસે ઓગાળી શકાય એવું ખાદ્ય છે–અને જેને મન મૃત્યુ એ ઉપસેચન છે–એટલે કે જમતી વખતે ચટણી–શાકભાજી જેવું–જરા સ્વાદિષ્ટ કરવા માટે જ ખવાયેલી તુચ્છ વાનગી જેવું છે–અર્થાત્ જે ચટણીની માફક મોતને પણ ખાઈ જાય છે, કોણ જાણે છે તેને–એ સમસ્ત જગતને–મૃત્યુ સહિત સમસ્ત બ્રહ્માંડને ખાઈ જનારને આ સ્વરૂપે? અને રહેઠાણે? અર્થાત્ એ તત્ત્વ ક્યાં રહે છે અને કેવી રીતે આ બધું ગળી જાય છે તે કોણ જાણે છે? અર્થાત્ જ ભાગ્યે જ કોઈક એને સમજે છે!" આ શ્રુતિમાં यस्य શબ્દ "अत्ता"નો=ખાવાની ક્રિયાના કર્તાનો નિર્દેશ કરે છે. આ "अत्ता" કોણ? અગ્નિ? જીવાત્મા કે પરમાત્મા! કારણ કે કોઈ પણ એકનો નિર્ણય કરી શકાય એવો વિશેષ અહીં જોવામાં આવતો નથી. અને સામાન્ય ઉલ્લેખે તો આવી શકે એટલા બધા જ આવે! અગ્નિ–જીવ–બ્રહ્મ ત્રણે અહીં નિરાંતે આવે! તો નિર્ણય શો? પૂર્વપક્ષ કહે છે કે અગ્નિ અગર તો જીવાત્મા જ અત્તા છે. શ્રુતિબોલ છે કે अग्निः अन्नादः (બૃ૦ ૧–૪–૬) ઉપરાંત જીવાત્માને લગતું પણ શાસ્ત્રવચન છે કે तयोः अन्यः पिप्पलं स्वादु अत्ति=તે બેમાનો બીજો સ્વાદુ પિપ્પલ ખાય છે. અને અત્તાપણું એટલે ભોક્તાપણું પરમાત્મપક્ષે તો તે ઘટતું નથી. अनश्नन् अन्यः अभिचाकशीति=ન ખાતો હોઈને બીજો ચોમેરથી ફળપ્રકાશન કરે છે. (ઋ૦ ૨–૩–૧૭–૨૦) એ શબ્દોમા પરમાત્માના "અત્તૃત્વ" નો નિષેધ જોવામાં આવે છે. આમ શાસ્ત્રદૃષ્ટિ જીવાત્માને જ અત્તા તરીકે વર્ણવે છે.

ઉપરાંત અનુભવ પણ એ જ અર્થ આપે છે! લોકમાં ખાદ્ય પદાર્થોનો ખાનારો જીવ જ હોય છે એ પ્રત્યક્ષ છે. પ્રત્યક્ષ હોઈને એ વધારે બળવાન છે. અને પોતાના મનાય એવા ઘરબાર સ્ત્રી પુત્ર વગેરે પદાર્થો જેમ જીવને માટે ભોગ્ય છે તેમ યોગશક્તિના સંચય દ્વારા તે મૃત્યુને પણ ખાઈ જાય–એટલે કે મહાત કરે. યોગીઓ આયુષ્ય લંબાવી શકે ને? સ્વાધીનપણે આયુષ્ય લંબાવનારો યોગી મૃત્યુને ધારેલી પળે ચૂકવી શકે! અને એ યોગી તો જીવ જ ને?

ઉપરાંત क इत्था वेद यत्र सः માં જે દુર્વિજ્ઞેયતાનો ઉલ્લેખ છે તે પણ જીવપક્ષે ઘટી શકે છે. જીવાત્મા સૂક્ષ્મ હોઈને તે જલદી જલદી સમજાતો નથી–એટલે કે દુર્વિજ્ઞેય છે. देवैः अत्रापि विचिकित्सितं पुरा न हि सुविज्ञेयः अणुरेष धर्मः=દેવોએ પણ આ જ વાતમાં પૂર્વે શંકા કરી

છે. આ સહેલાઈથી જાણી શકાય એવો નથી. આ પદાર્થ સૂક્ષ્મ છે. (કઠ૦ ૧-૨૯) એમ પણ શ્રુતિ જ કહે છે. દુર્વિજ્ઞેય એટલે કેવળ અજ્ઞેય એમ ન સમજવું ઘટે! કેમકે જો જીવાત્મા અજ્ઞેય હોત તો તેને જાણવાના સાધનોનો ઉલ્લેખ શ્રુતિઓ ન કરત, પણ કરે છે. આથી જીવાત્મા અજ્ઞેય નથી પણ સૂક્ષ્મતર હોઈને જાણવો જરા કઠણ છે. આથી અહીં "अत्ता" તરીકે જીવાત્માને જ લેવો રહ્યો.

પૂર્વપક્ષની આ વાત બરાબર નથી એમ સિદ્ધાન્તી કહે છે. અહીં "અત્તા" પરમાત્માને જ જાણવો રહ્યો. જીવાત્મા આંશિક અત્તા હોઈ શકે. પણ સર્વનો અત્તા કેવી રીતે હોઈ શકે? ઉપરાંત અહીં "અત્તૃત્વ" નો શો અર્થ લેવો? જો ભોક્તૃત્વ એમ હોય તો જીવાત્મા જરૂર ભોક્તા=અત્તા થાય! પણ અહીં "અત્તૃત્વ" ભોક્તૃત્વના અર્થમાં ઘટી શકતું નથી. અહીં એનો અર્થ "ભક્ષણ-સંહાર-ઉપસંહાર" એવો છે. બ્રાહ્મણ ક્ષત્રિયાદિક જેમાં મુખ્ય છે એવી આખી સૃષ્ટિ જીવાત્મા માટે સાક્ષાત્ ભોગ્ય પણ નથી. પણ અંશતઃ સૃષ્ટિ તેની ભોગ્ય હોઈ શકે છે-જેમકે ભોગાયતનની દૃષ્ટિએ શરીર, ભોગના સાધન તરીકે સ્ત્રીપુત્રાદિ. પણ અહીં તો "ભાત" નો દાખલો દીધો છે. અને આથી અંશતઃ નહીં પણ સમગ્રતાનો જ અર્થ અપેક્ષિત છે. ઉપરાંત ધાત્વર્થની દૃષ્ટિ પણ અદ્ ધાતુ ભોગ કરતાં ભક્ષણના અર્થમાં જ છે એ સિદ્ધ થાય છે. અદ્ એટલે ખાવું એટલે કે પૂરેપૂરું ગળી જવું. ઉદરમાં ઉતારી દેવું. અર્થાત્ જ ઉપસંહાર કરવો એ જ આખી સૃષ્ટિની દૃષ્ટિએ વિચાર કરતાં સંભવે! જીવાત્મા પક્ષે આંશિક ભક્ષણ સંભવે છતાં મૃત્યુરૂપી ચટણી સહિત સમસ્ત જગતનું ભક્ષણ સંભવતું નથી. એનામાં એ શક્તિ જ નથી. પરમાત્મા તો સંકલ્પમાત્રથી સમસ્ત જગતને જાતમાં ઉતારી દે છે! પ્રલય વેળાનું વર્ણન કરતાં શ્રુતિઓ કહે છેઃ-य इमा विश्वा भुवनानि जुह्वद् ऋषिः होता न्यसीदत् पिता नः= જે આ સમસ્ત વિશ્વોને હોમી દેનારો ઋષિ છે-હોતા છે-તે અમારો પિતા એઠો છે. (ऋ० ૮-૩-૧૬-૯) તૈત્તિરીય ઉપનિષદ્નો ઋષિ આ અદન=ભક્ષણને "અભિસંનિવેશન" નામે વર્ણવે છે. यतो वा इमानि भूतानि जायन्ते=જેમાથી નિશ્ચય આ પ્રાણીઓ જન્મે છે. (तै० ૩-૧ વગેરે. एकैकं जालं बहुधा विकुर्वन् अस्मिन् क्षेत्रे संचरत्येष देवः। भूयः सृष्ट्वा यतयः तथेशः सर्वाधिपत्यं कुरुते महात्मा=એક એક સંસાર જાળને તે તે જીવના કર્માનુસાર, અનેક પ્રકારે રચતા આ પરમાત્મા આ શરીર ક્ષેત્રમાં તે તે રૂપે સંચરી રહ્યા છે. તથા વારંવાર ધર્મની અભિવૃદ્ધિ વગેરે ને માટે સ્વરૂપભૂત અવતારોને સર્જીને આ મહાત્મા પરમેશ સર્વાધિપતિપણું

પ્રકટ કરે છે, (શ્વેતા૦ ૫–૩) એ વાકયમાં પરમાત્માને કર્મફળનો ઉપભોગ નથી એમ કહે છે–કેમકે તેજ અર્થ સંનિહિત છે. પરમાત્મા સૌનો ઉપસંહાર કરે છે એ વાતનો નિષેધ એમાં નથી. અને પરમાત્મા સૂક્ષ્મતમ છે એટલે તે પણ દુર્વિજ્ઞેય છે એમ સહેલાઇથી સંભવે! **सूक्ष्मात् च तत् सूक्ष्मतरं विभाति**=સૂક્ષ્મથી પણ વધારે સૂક્ષ્મ એવો તે ચમકી રહ્યો છે (મું૦ ૩–૧–૭) એવો શ્રુતિબોલ છે. માટે અહીં "અત્તા" પરમાત્મા જ છે બીજો નહીં ॥ ૯ ॥

ચરાચર, પરમાત્માનું ભોજન છે. અને આથી વસ્તુમાત્રનો ઉપસંહાર કરનાર "અત્તા" પરમાત્મા જ છે એ વાત નક્કી કરી. અર્થાત્ જેમ પરમાત્માનું સર્જન નિરતિશય શકિતનું દ્યોતક છે તેમ તેનું વિસર્જન પણ તેના મહામહિમાનું પ્રકાશક છે. હવે અહીં "અત્તા" પરમાત્મા જ છે. એને દૃઢ કરતાં કહે છેઃ–

## प्रकरणात् च ॥ १० ॥

प्रकरणात्=પ્રકરણ ઉપરથી च=પણ અહીં અત્તા પરમાત્મા જ છે એ સિદ્ધ થાય છે.

જેમ લિંગ તેમ પ્રકરણ પણ અર્થનિર્ણયનું સાધન છે એમ જાણકારો જાણે છે. અને અહીં પ્રકરણ છે પરમાત્માનું. આથી પ્રકરણમાં આવતો અત્તાનો નિર્દેશ પરમાત્માને લગતો જ હોઇ શકે. શાસ્ત્રીય વિચારસરણિમાં અપ્રમાણિક કશું ન સ્વીકારાય.

**तं दुर्दर्शं गूढमनुप्रविष्टं**=તે દુર્દર્શ ગૂઢપણે પ્રવેશેલા (કઠ૦ ૨–૧૨) આ વાકયમા પ્રત્યગાત્માના સાક્ષાત્કારનો ઉપાય છે ધ્યાનયોગ, એ જોવું રહે છે. અને અહીંથી આગળ **सर्ववेदाः यत् पदमामनन्ति**=સૌ વેદો જે પદને કહે છે. (કઠ૦ ૨–૧૫) થી શરૂ કરી અધ્યાયની સમાપ્તિ પર્યંત પ્રશ્ન પ્રમાણે બ્રહ્મનું અહીં પ્રતિપાદન છે. આથી આ પ્રકરણ પરબ્રહ્મ પરમાત્માનું જ છે એ સ્પષ્ટ છે.

કદાચ કોઇ એમ માને કે "**न जायते म्रियते वा कदाचित्**=કદી પણ તે જન્મતો કે મરતો નથી (કઠ૦ ૧–૧૮) વગેરે બે વાકયો વચ્ચે આવતાં હોઇને અહીં જીવાત્માનું પ્રકરણ છે તો તે બરાબર નથી. અહીં બ્રહ્મલોકમાં મહિમા ભોગવતા જીવાત્માનો નિર્દેશ તો સિંહાવલોકનન્યાયે છે. એમાં એનાં સ્વરૂપનું પ્રતિપાદન એ અર્થમાં જ છે, પ્રકરણના પ્રભાવે નથી. કેમકે પરબ્રહ્મ પરમેશ્વરને શરીર નથી અને શરીરને સ્વીકારીને પછી તેનો પ્રતિબંધ કરવાનો અર્થ નથી જેને શરીર જ નથી તેને શરીર

છે એમ મનાવી પછી તેનો પ્રતિબંધ કરવામાં ગૌરવ છે. उभौ तौ न विजानीतः (કઠ૦ ૨–૧૯) તે બન્ને જાણતા નથી. આ શબ્દોમાં કોઈક હન્તા અને કોઈક હન્તવ્ય છે એવી જે ભ્રાંતિ છે તે પરમાત્મા પક્ષે ઘટતી નથી. જીવાત્માના પક્ષે જ એ ઉચિત છે. આથી અહીં બ્રહ્મ પ્રકરણમાં જીવાત્માનો ઉલ્લેખ સિંહાવલોકન ન્યાયે જ છે એમ સ્વીકારવું ઘટે છે. ત્યારબાદનું આખું પ્રકરણ પરમાત્માને લગતું જ છે. અને પ્રકૃતનો સ્વીકાર ન્યાય્ય કહેવાય. જો એમ ન થાય તો "પ્રકૃતહાન" અને "અપ્રકૃત પ્રક્રિયા"નો દોષ આવે. માટે અહીં "અત્તા" પરબ્રહ્મ પરમાત્મા જ છે, જીવાત્મા નહીં એ સિદ્ધ થાય છે. ॥ ૧૦ ॥

હવે પ્રસંગોપાત્ત એજ પ્રકરણની બીજી શ્રુતિના અર્થનો નિર્ણય આપતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ–

## गुहां प्रविष्टौ आत्मानौ हि तद् दर्शनात् ॥ ११ ॥

ગુહા પ્રવિષ્ટૌ=ગુફામાં પ્રવેશેલા અર્થાત્ કઠોપનિષદમાં ઋતના પીનારા, હૃદયરૂપી ગુફામાં રહેલા જે બેનું શ્રવણ જોવામાં આવે છે તે બે આત્માનૌ=જીવાત્મા અને પરમાત્મા જ છે એમ જાણવું કેમકે તદ્દર્શનાત્=તે બેનો જ હૃદયની ગુફામાં પ્રવેશ છે એવું સર્વત્ર શ્રુતિઓમાં જોવામાં આવે છે

કાઠકી શ્રુતિનો બોલ છે—ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे । छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः= પુણ્યકર્મના લોકમાં કર્મના ફળરૂપી અમૃતને પીતા અને પીવડાવતા, હૃદય ગુફામાં પ્રવેશેલા, સૌથી ઊંચા અત્યંત સમૃદ્ધ સ્થાનમાં જે બે રહે છે તે બેને બ્રહ્મને જાણનારા, વાનપ્રસ્થીઓ તથા જે ગૃહસ્થો છે તેઓ છાયા અને તડકાની માફક કહે છે. (કઠ૦ ૩–૧) આ શ્રુતિને લગતો સંશય છે. અહીં ".सुकृतस्य लोके=પુણ્ય કર્મથી બંધાયેલાં શરીરમાં" ऋतं=કર્મફળને पिबन्तौ=પીતા એવા કોઈ બેનો નિર્દેશ જોવામાં આવે છે. તો આ બે અહીં કોણ ? બુદ્ધિ અને જીવાત્મા કે જીવાત્મા અને પરમાત્મા ? પણ અહીં સંશયને માટે સ્થાન જ ક્યાં છે ? એનો જવાબ એ કે અહીં ત્રણેનું પ્રકરણ છે. જેમ જીવાત્મા તેમ પરમાત્મા અને જીવાત્માની સાથે બુદ્ધિ પણ અહીં પ્રકરણપ્રાપ્ત છે. येयं प्रेते विचिकित्सा मनुष्ये જે આ મૃતાત્માને અંગે સંશય છે (કઠ૦ ૧–૨૦) આ શ્રુતિમાં જીવાત્મા, अन्यत्रधर्मात् अन्यत्र अधर्मात्=ધર્મથી અલગ અને અધર્મથી અલગ (કઠ૦ ૨–૧૪) આ શ્રુતિમા પરમેશ્વરને લગતો પ્રશ્ન

છે. એ બેને લગતો પ્રશ્ન ભલે હોય પણ અહીં બુદ્ધિને લગતો પ્રશ્ન જોવામાં આવતો નથી! ના, બુદ્ધિને લગતો પ્રશ્ન પણ અહીં સમજાય એવો છે! "तत्सहचरित" ન્યાયે બુદ્ધિ પણ અહીં આવે જ. બુદ્ધિ જીવાત્માની સહચારિણી છે. आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च। बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च (કઠ૦ ૩-૩) कतम आत्मा इति-योऽयं विज्ञानमयः प्राणेषु हृदि अन्तर्ज्योतिः पुरुषः (बृ० ४-३-७) सुविज्ञानो भवति, सविज्ञानमेव अन्ववक्रामति (बृ० ४-४-२) बुद्धेः गुणेन आत्मगुणेन चैव (श्वे० ५-८) द्रष्टा दृशिमात्रः शुद्धः अपि प्रत्ययानुपश्यः આત્માને રથી જાણ. અને શરીરને નિશ્ચય રથ જાણ અને બુદ્ધિને સારથી જાણ, મનને તું લગામ જાણ. (કઠ૦ ૩-૩) કોણ છે આત્મા? તો જે આ વિજ્ઞાનમય પ્રાણોમાં હૃદયમાં અંતઃજ્યોતિ પુરુષ છે (બૃ૦ ૪-૩-૭) વિજ્ઞાનવાળો હોય છે. તે વિજ્ઞાનને લઇને ચાલ્યો જાય છે. (બૃ૦ ૪-૪-૨) બુદ્ધિના ગુણો અને આત્માના ગુણ સાથે (શ્વે૦ ૫-૮) દૃષ્ટા કેવળ જ્ઞાનસ્વરૂપ છે શુદ્ધ છે છતાં વૃત્તિઓની પાછળ પાછળ જોવા યોગ્ય છે. (યો૦ ૨-૨૦) વગેરે શ્રુતિ સ્મૃતિઓ, બુદ્ધિ જીવાત્માની સહચરી છે એમ સ્પષ્ટ કહે છે. ઉપરાંત જીવાત્મા પણ પરમાત્માનો સહચર છે એમ પણ શ્રુતિઓ જ બતાવે છે. द्वासुपर्णा सयुजा सखाया=બે સુંદર પાંખોવાળાં સાથે રહેતાં-સખા પંખીઓ છે. (ऋ० २-३-१७-२०) समाने वृक्षे पुरुषो निमग्नः अनीशया शोचति मुह्यमानः=સમાન વૃક્ષ ઉપર બેઠેલો જીવ તેમાં ડુબેલો હોઇને અનીશ્વરતાને લઈ મોહ પામતો શોક કરે છે. (મું૦ ૩-૧) एष ते आत्मा अन्तर्यामी अमृतः=આ તારો અમૃત આત્મા અન્તર્યામી છે. (બૃ૦ ૩-૭-૩) વગેરે વેદ ઉપનિષદોની શ્રુતિઓ જીવાત્મા પરમાત્માનો સહચર છે, એમ દર્શાવે છે. અને આથી "तत्सहचरित-अतत्सहचरितयोः तत्सहचरितस्यैव ग्रहणम्" એ ન્યાયે અહીં જીવાત્મા સ્વીકારીએ તો તેની સહચરી બુદ્ધિને લેવી જ પડે. પરમાત્માને સ્વીકારીએ તો તેના સહચર જીવાત્માને સ્વીકારવો જ રહ્યો! અને જ્યારે શ્રુતિમાં દ્વિવચનનો પ્રયોગ છે ત્યારે બન્નેનો સ્વીકાર કરવો જ પડે છે. તો કયાં તો બુદ્ધિ અને જીવાત્માનો કે કયાં તો જીવાત્મા અને પરમાત્માનો અહીં સ્વીકાર કરવો જ પડે! એ બે સિવાય કોઈ સંભવી શકે નહીં. કેમકે પ્રકરણ આધ્યાત્મિક છે. આથી બેને લગતો સંશય પણ સંભવે છે.

ઉપરાંત કદાચ પૂર્વપક્ષી આ દલીલ કરી શકે. અહીં દ્વિ-વચનનો પ્રયોગ છે. ऋतं पिबन्तौ એમ કહ્યું છે. ઋત એટલે કર્મના ફળનો ઉપભોગ. એ કર્મફળનો ઉપભોગ બુદ્ધિ-જીવાત્મ પક્ષે કે જીવ-પરમાત્મ પક્ષે ગમે

તે એકનો જ સંભવે. જો અહીં બુદ્ધિ અને જીવનો ઉલ્લેખ છે એમ માનીએ તો ઋતપાન જીવાત્માનું જ સંભવે, બુદ્ધિનું નહીં. કેમકે બુદ્ધિ તો અચેતન છે. જો અહીં જીવાત્મ પરમાત્મ પક્ષ લઇએ તો પણ ઋતપાન કેવળ જીવને માટે જ સંભવે, પરમાત્માને માટે નહીં! "अनश्नन् अन्यः अभिचाकशीति"= ન ખાતો એવો બીજો ફળ પ્રકાશ કરે છે. અને શ્રુતિ તો અહીં દ્વિવચનના પ્રયોગ દ્વારા બન્નેનો પાન કરનાર તરીકે ઉલ્લેખ કરે છે. માટે સંશયને અવકાશ જ નથી.

પૂર્વપક્ષનું આ કથન અનુચિત જ છે! "छत्रिणः गच्छन्ति" એ વાકયમાં જેમ છત્રી શબ્દ છત્રીવાળા અને છત્રી વિનાના-એ બન્નેને માટે સાધારણ છે તેમ અહીં "पिबति"=ક્રિયાનો વાચક=શબ્દ, પીનાર અને ન પીનાર બન્નેને સાધારણ છે. અગર તો પ્રયોજ્ય પ્રયોજક ભાવના આશ્રયે અહીં દ્વિવચન ઘટી શકે છે. ઋતને જીવાત્મા પીએ છે, પરમાત્મા પીવડાવે છે. જેમ જીવાત્મા પાનરૂપી ક્રિયામાં કર્તા હોઇને સ્વતંત્ર છે, તેમ પીવડાવનાર પરમાત્માના પક્ષે સ્વાતંત્ર્ય નથી એમ કેમ કહી શકાય? જો અહીં બુદ્ધિ જીવાત્માનો પક્ષ લઇએ તો "एधांसि पचन्ति" ની માફક, સાધન ઉપર કર્તાપણાનો આરોપ સમજાય છે તેમ पिबन्तौ એવું દ્વિવચન સંભવી શકે છે. આમ હોઇને અહીં સંશય યોગ્ય છે. તો પછી અહીં એ કોણ? બુદ્ધિ અને જીવાત્મા એ બે અહીં છે, એમ પૂર્વપક્ષ કહે છે. જ્યારે બુદ્ધિ અને જીવ લઇએ ત્યારે બુદ્ધિ જેમાં મુખ્ય છે એવા શરીરાદિના સંઘાતથી વિલક્ષણ જીવાત્મા અને જીવ તથા પરમાત્મા અહીં લઇએ તો જીવથી ભિન્ન પરમાત્મા એવો પક્ષ લાધશે.

તો આ બેમાં અહીં કોણ પ્રાપ્ત થાય છે! પૂર્વપક્ષી કહે છે કે અહીં બુદ્ધિ અને જીવાત્મા એ બે જ લેવા ઘટે. કેમ? કારણકે અહીં કર્મની ગોચરતા બતાવી છે. सुकृतस्य लोके-આ શબ્દોમાં કર્મગોચરતા બતાવી છે. શ્રુતિ કહે છેઃ-यथाकारी यथाचारी तथा भवति । साधुकारी साधुर्भवति पापकारी पापो भवति। पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन। अथो खल्लु आहुः काममयः एव अयं पुरुषः इति । स यथाकामो भवति तत्क्रतुः भवति यत् कर्म कुरुते तदभिसंपद्यते ।=જેવું કરે, જેવું ચરે તેવો થાય. સારૂં કરનાર સારો, નરસું કરનાર નરસો થાય છે પુણ્યકર્મથી પુણ્યશાળી અને પાપથી પાપી થાય છે. આથી કહ્યું છે કે કામમય છે આ આત્મા. તે જેવી કામનાવાળો હોય, તેવા સંકલ્પવાળો થઇ કરે છે અને કર્મ પ્રમાણે થયા છે. (बृ० ४-४-५) પરમાત્માની કર્મગોચરતા નથી. ઉલટું શ્રુતિ, તેનો પ્રતિષેધ બતાવે છે. न साधुना कर्मणा भूयान् नो एव

બસાવુના જ્યાયાન્ મતકર્મે તે પુષ્ટ થતો નથી, તેમજ અમતકર્મે કૃશ થતો નથી (બૃ૦ ૪-૪-૨૨)

ઉપરાંત અહીં "गुहा प्रविष्टौ" એવું વિશેષણ જોવામાં આવે છે ગુહા=ગુફા અને તે ગુફા તે હૃદયની અને હૃદયની ગુફામાં બુદ્ધિ અને જીવાત્માનો પ્રવેશ ઉચિત. પરમાત્માનો નહીં! સર્વગત પરમાત્માનો મર્યાદિત દેશમાં પ્રવેશ કલ્પી જ કેમ શકાય? અને લોકમાં પણ પરિચ્છિન્ન પ્રવેશનું જોવામાં આવે છે, સર્વગત નહીં! અને જીવાત્મા અને બુદ્ધિ તો પરિચ્છિન્ન હોઈ શકે છે!

વળી અહીં "छायातपौ" એવો નિર્દેશ છે આ નિર્દેશ જીવ અને શિવના પક્ષમાં નહીં ઘટે બુદ્ધિ અને જીવના પક્ષે સંભવે બુદ્ધિ જડ છે જીવ ચેતન છે જડ હોઈને બુદ્ધિ "છાયા" હોઈ શકે છે! અને જીવાત્મા ચેતન હોઈને "આત્મ" શબ્દ-દ્વારા નિર્દિષ્ટ થઈ શકે અને આ પ્રકારનો નિર્દેશ જ સુસંગત છે જીવાત્મા અને પરમાત્મા બન્ને ચેતન છે અને આથી એકે છાયા ન બની શકે અને આથી અહીં કર્મફળના ભોક્તા તરીકે બુદ્ધિ અને જીવાત્મા જ લેવા યોગ્ય છે

પૂર્વપક્ષની દલીલો પૂરી થઈ સિદ્ધાન્તી જવાબ વાળતા કહે છે કે પૂર્વપક્ષની દલીલોથી અહીં બુદ્ધિ અને જીવનો પક્ષ સ્થાપિત થતો નથી અહીં તો आत्मानौ हि तद्दर्शनात् એવો સિદ્ધાન્ત છે અર્થાત્ આ શ્રુતિમાં ऋत पिबन्तौ એમ કહ્યું છે તો ઋત-કર્મફળ કર્મફળનું પાન કોણ કરે? બુદ્ધિ કે પરમાત્મા? એ બેમાંથી એકે કર્મફળનો ભોક્તા નથી! બુદ્ધિ જડ અને પરાર્થા છે પરમાત્મા અકર્તા હોઈને અભોક્તા છે બાકી રહ્યો એક જીવાત્મા! અને તે જ કર્મફળનો ભોક્તા છે એ તો પ્રત્યક્ષ છે હવે જીવના ઉપર બન્ને બુદ્ધિ અને શિવ-બન્ને હક્ક કરતા આવે છે તો એમાંથી જીવની સાથે એકરૂપતા-સરૂપતા કોની? બુદ્ધિની કે પરમાત્માની? બુદ્ધિની હોઈ શકે નહીં! કેમકે બુદ્ધિ જડ પરમાત્મા જ જીવનો સરૂપ છે કેમકે તે બન્નેમાં ચેતન અંશ સમાન છે તો જે બે જણા સાથે ફરનાર હોય, સહચર હોય તો પણ જે જેનો સરૂપ તેનો જ તેની સાથે ઘાટ ખાઈ શકે! અર્થાત્ સરૂપ સાથે સરૂપનો મેળ મળે વિરૂપની સાથે નહીં બુદ્ધિ જીવથી વિરૂપ છે પ્રભુ સરૂપ છે આથી "अस्य गो द्वितीय. अन्वेष्टव्य: આ ગોધાની જોડ શોધી લાવો" એમ કહેવામાં આવે તો જેમ ગોધાની સાથે ગોધો જ શોધાય, ઘોડો કે ગધેડો આણવામાં આવે તો તે અત્યંત નબરની ફજેતી છે તેમ અહીં પણ સરૂપની શોધ

માટે જો પ્રશ્ન છે તો જીવને સરૂપ પરમાત્મા જ હોઈ શકે છે! વિરૂપની સંઘટના કૃજેતી જ આણે. આથી અહીં ગુહામાં પ્રવેશેલા બે તે જીવ અને શિવ જ ઘટી શકે.

કદાચ પૂર્વપક્ષી ટહુકો કરી ઉઠે કે ભલા! જીવ ભલે કર્મફળનો ભોક્તા થતો! ભગવાન કેવી રીતે થાય? અકર્તા જો ભોક્તા થાય તો તો ભણુની જેલનો ન્યાય આવીને ઉભે. ગમે તેને બદલે ગમે તે ભોગવે! મને એવું હોય તો અવ્યવસ્થા સિવાય બીજું કશું ન ફેલાય! બરાબર, અહીં **पिबति** નો પ્રયોગ જરૂર છે. પણ એ "**पिबति**" પણ અજહત–સ્વાર્થ લક્ષણા દ્વારા **अपिबति**=ન પિનાર પરમાત્મા ઉપર પણ ઉપચારવશ લઇ શકાય! કેમકે એ અહીં ગૌણ છે–મુખ્ય નથી.

ઉપરાંત જીવાત્માનો હૃદયગુફામાં પ્રવેશ શંકય છે. પરમાત્માનો નહીં એ વાત પણ અયોગ્ય છે. તે પણ પ્રભુને માટે શકય છે. યદ્યપિ પરમાત્મા અકર્મી છે અને આથી તેનો જે અર્થમાં જીવાત્માનો ગુહામાં પ્રવેશ યુક્ત છે તેવો પ્રવેશ યોગ્ય ન હોય છતાં પરમાત્મા સર્વગત છે એ ન ભૂલાવું જેઇએ. જે સર્વગત છે તે હૃદયગત નથી એમ કહેવું અયોગ્ય છે. અને શ્રુતિઓ જીવ અને શિવ બન્નેને હૃદયમાં રહેલા તરીકે એક સરખી રીતે સ્વીકારે છે. **तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्**=તે, દુર્દર્શ અને ગૂઢપણે સૌમાં પ્રવેશેલો, હૃદયગુફામાં રહેલો, સંકટમયી ગહ્વરમા ઉભેલો પુરાણ પુરુષ, (કઠ૦ ૨–૧૨) આ શ્રુતિ પ્રત્યગાત્મા–જીવનો ગુહાનિવાસ બતાવે છે. ઉપરાંત **योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः**= જે આ વિજ્ઞાનમય પુરુષ હૃદયમાં પ્રાણો સહિત ચેતન જ્યોતિ પુરુષ છે (બૃ૦ ૪–૩–૭) વગેરે શ્રુતિઓ જીવનો હૃદયવાસ કહે છે. **वेनस्तत् निहित गुहासद् । पश्यत्सु इहैव निहितं गुहायाम् । आविः सन्निहितं गुहाचरं नाम । यो वेद निहितं गुहायाम् । एष मे आत्मा अन्तर्हृदये । स वा एष आत्मा हृदि । य एषः अन्तः आकाशः तस्मिन् शेते ।** કમનીય એવો તે ગુહામાં રહેલો વર્તે છે. (યજુ૦ ૩૨–૮) જોનારાઓ માટે આ શરીરની ગુહામાં જ રહેલો. (મુંડક૦ ૨–૧–૭) ઠીક ઠીક સર્વત્ર હાજર ગુહામાં ચરનારો એવો અપ્રકટ છે. (મું૦ ૨–૨–૧) એ ગુહામાં રહેલાને જે જાણે છે. (તૈ૦ ૨–૩) આ મારો આત્મા હૃદયની અંદર (છાં૦ ૩–૧૪–૩) તે આત્મા નિશ્ચય હૃદયમાં (છાં૦ ૮–૩–૩) જે આ અંદર આકાશ છે તેમાં સુવે છે. (બૃ૦ ૨–૧–૧૭). વગેરે શ્રુતિઓ પરમાત્માને ગુહાનિકેતન બતાવે છે. ઉપરાંત છાયા અને આતપ તરીકેનો ઉલ્લેખ જીવ અને શિવપક્ષે પણ બરાબર લાગુ પડી શકે છે. જીવાત્મા ચેતન છે,

છતાં અવિદ્યાથી લપટાયેલ હોઇને છાયારૂપે વર્ણવી શકાય! અને પરમાત્મા અવિદ્યાનો લેપ ન હોઇને તે આતપ સમો કહી શકાય! અને આથી ऋतं पिबन्तौ તરીકે જે બેનો અહીં ઉલ્લેખ છે તે બે જીવ અને પરમાત્મા છે એ સિદ્ધ થાય છે. ॥૧૧॥

આ વાતને જ દૃઢ કરતાં બીજો હેતુ આપે છે કેઃ—

## विशेषणात् च ॥ १२ ॥

વિશેષણાત્=ભિન્ન તરીકે નિરૂપણ કરેલું હોઇને ચ=પણ સ્પષ્ટ થાય છે કે આ જીવાત્મા અને પરમાત્માનો જ ગુહામાં રહેલા તરીકે નિર્દેશ છે.

શરૂઆતમાં જે બેનો એક સાથે ઉલ્લેખ છે તેનો જ આગળ ઉપ સ્પષ્ટીકરણ માટે ભિન્ન તરીકે પણ નિર્દેશ કરવામાં આવ્યો છે. यः सेतु ईजानानां अक्षरं ब्रह्म यत् परम् । अभयं तितीर्षतां पारं नाचिकेत शकेमहि=જે પરમ અક્ષર બ્રહ્મ યજ્ઞ કરનારાઓને માટે સેતુ છે, જે નાચિકેત અગ્નિ પાર તરી જવા તરનારાઓ માટે અભયરૂપ છે તેને અમે મેળવવા શક્તિમાન થઇએ. (कठ० ૨–૨) આ શ્રુતિમા જીવાત્માનું નિરૂપણ છે. आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुः मनीषिणः=શરીર ઇન્દ્રિયો અને મનથી યુક્ત આત્માને ભોક્તા એમ કહે છે. (कठ० ૩–૪) આ શ્રુતિમાં જીવાત્માનું નિરૂપણ છે. જો આગળ બુદ્ધિ અને જીવાત્માનું નિરૂપણ છે એમ સ્વીકારીએ તો આ પાછળનું નિરૂપણ–જીવાત્મા અને પરમાત્માનું નિરૂપણ–ભેદે નિરૂપણ યુક્તિયુક્ત ન ગણાય! ઉપરાંત उत्तिष्ठत जाग्रत–ઉઠો–જાગો વગેરે (कठ० ૩–૧૪) તથા निचाय्य तं मृत्युमुखात् प्रमुच्यते=તેનો સાક્ષાત્કાર કરીને મૃત્યુના મોંમાંથી છૂટે છે. (कठ० ૩–૧૫) આવો ઉપસંહાર પણ બંધબેસતો ન ગણાય! અહીં જાણવા યોગ્ય અને જાણનાર તરીકે પરમાત્મા અને જીવાત્માજ છે. અને ઉપક્રમ અને ઉપસંહારમાં તો એકવાક્યતા ઇષ્ટ છે! ઉપરાંત પ્રકરણ પરમાત્માનું છે. ब्रह्मविदो वदन्ति એ લિંગ પણ એનું સમર્થન જ કરે છે. આંથી અહીં જીવ અને શિવનો જ ઉલ્લેખ છે. समाने वृक्षे पुरुषो निमग्नः अनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यति अन्यमीशं अस्य महिमानं इति वीतशोकः=સમાન વૃક્ષ (શરીરરૂપી વૃક્ષ) મા ખૂંચી બેઠેલો જીવ, અનૈશ્વર્યને લઇને મોહ પામતો હોઇને શોક કરે છે. જ્યારે પોતાનાથી ભિન્ન એવા ઇશ્વરને પ્રત્યક્ષ થયેલો જુવે છે–એનો આ બધો (સ્થાવર–જંગમ) મહિમા છે એમ સમજે છે ત્યારે વીતશોક થઈ જાય છે. (मुं० ૩–૧–૨) આ

દૃષ્ટાન્તમાં તો પૂરું સ્પષ્ટ થાય છે. આજ ન્યાય **द्वा सुपर्णा सयुजा सखाया** (મું૦ ૩-૧-૧) વગેરે સમાનાર્થ શ્રુતિઓને લાગુ પડે છે. આમ જીવ અને શિવ જ અહીં ઉદ્દિષ્ટ છે એ સિદ્ધ છે. ॥ ૧૨ ॥

પરમાત્મા હૃદયાવાસ છે-હૃદય ગુહાનો નિવાસી છે એ આગલા સૂત્રોમાં કહ્યું. તેજ પરમાત્મા "અક્ષિ"=આંખમાં છે એવો નિર્ણય કરવાની ઈચ્છાથી બીજા અધિકરણની શરૂઆત કરતાં કહે છેઃ-

## अन्तरः उपपत्तेः ॥ १३ ॥

अन्तर=છાંદોગ્ય ઉપનિષદમાં જોવામાં આવતો-આંખની અંદરનો પુરુષ પરબ્રહ્મ છે. કેમકે उपपत्ते.=અમૃતત્વ વગેરે ગુણનો સમુદાય બ્રહ્મમાં જ યુક્તિયુક્ત હોઇ શકે છે.

છાંદોગ્ય ઉપનિષત્‌ની ઉપકોસલ વિદ્યામાં આ શ્રુતિ જોઈએ છીએ કે **य एषः अक्षिणि पुरुषः दृश्यते एष ते आत्मा इति ह उवाच, एतद् अमृत अभयं एतत् ब्रह्मेति । तद् यदि अपि अस्मिन् सर्पिः वा उदकं वा सिञ्चति वर्त्मनी एव गच्छति**-જે આ આંખમાં પુરુષ દેખાય છે, એ તારો આત્મા છે એમ નિશ્ચય તેણે કહ્યું. એ અમૃત છે. અભય છે. એ બ્રહ્મ છે તો જો પાણી કે ઘી એમાં સીંચાય તો તે પણ ચક્ષુને બદલે પાંપણોમાં જ જાય છે. (છાં૦ ૪-૧૫-૧) આ શ્રુતિમાં "**अक्षिणि पुरुष**.=આંખમાં પુરુષ હોવાનો નિર્દેશ છે. તો એ આંખમાંનો પુરુષ કોણ છે? જીવાત્મા કે પરમાત્મા? સામાન્ય શબ્દનો અહીં પ્રયોગ છે. અને આથી સંશય થાય એ સ્વાભાવિક છે. અહીં પુરુષ શબ્દનો સામાન્ય પ્રયોગ છે. એટલે કે પુરુષ શબ્દ જીવાત્મા અને પરમાત્મા ઉભયના અર્થમાં જોવામાં આવે છે. **एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः** (પ્રશ્ન૦ ૪-૯) **यत्र एतत् पुरुषः स्वपिति नाम** (છાં૦ ૬-૮-૧) **योऽयं विज्ञानमयः प्राणेषु हृदि अन्तः ज्योतिः पुरुषः** (બૃ૦ ૪-૩-૭) **अत्र अयं पुरुषः स्वयंज्योतिः भवति ।** એ નિશ્ચય દૃષ્ટા, સ્પૃષ્ટા-(સ્પર્શ-કરનાર) સુણનારો, સૂંઘનારો, સ્વાદ લેનારો, મનન કરનારો-જાણનારો-કરનારો છે આ વિજ્ઞાનાત્મા પુરુષ (પ્ર૦ ૪-૧) જ્યાં આ પુરુષ સ્વપિતિ નામનો થાય છે. (છાં૦ ૬-૮-૧) જે આ વિજ્ઞાનમય પ્રાણોમાં હૃદયની ભીતર અંતર જ્યોતિ પુરુષ છે. (બૃ૦ ૪-૩-૭) અહીં આ પુરુષ સ્વયં જ્યોતિ થાય છે. આ વગેરે શ્રુતિ વાક્યોમાં પુરુષ શબ્દ જીવાત્માના અર્થમાં છે. તે જ પ્રમાણે-**सहस्रशीर्षा पुरुषः** હજાર માથાંવાળો પુરુષ (ઋ૦ ૮-૪-૭-૧) **दिव्यो हि अमूर्तः पुरुषः** દિવ્ય અમૂર્ત છે નક્કી પુરુષ (મું૦ ૨-૧-૨) **स वा अय पुरुषः सर्वासु पूर्षु पुरिशयः** તે

આ પુરુષ તમામ નગરીઓમાં નગરશાયી છે. (બૃ૦ ૨-૫-૧૮) **यस्मात् परं नापरं अस्ति किञ्चित् यस्मान् न अणीयो न ज्यायोऽस्ति कश्चित् । वृक्ष इव स्तब्धः दिवि तिष्ठति एकः तेनेदं पूर्णं पुरुषेण सर्वम्**,=જેનાથી પર એવું બીજું કંઈ નથી, જેનાથી સૂક્ષ્મ કે સ્થૂલ કંઈ નથી, જે વૃક્ષની પેરે એકલો દ્યૌમાં સ્તબ્ધ ઉભો છે તે પુરુષ વડે આ બધું પૂર્ણ છે. (શ્વે૦ ૩-૧) આ શ્રુતિવાકયો પરબ્રહ્મ પરમેશ્વરના અર્થમાં પુરુષ શબ્દનો નિર્દેશ કરે છે. આમ શબ્દની સમાનતા સંશય સ્ફુરાવે છે. આ સંશય છે તો પછી પ્રાપ્ત શું ? જીવાત્મા, એમ પૂર્વપક્ષી કહે છે. પરમાત્મા એમ સિદ્ધાન્તી કહે છે. તો અહીં જીવાત્માનો ઉલ્લેખ છે એમ કેવી રીતે જાણીશું.

પૂર્વપક્ષી કહે છે: અહીં જે ઉપદેશ છે તે પ્રસિદ્ધ ઉપદેશ છે. જે વસ્તુ પૂર્વે પ્રસિદ્ધ હોય તેનો જ ઉપદેશ "જે–તે" એવા સર્વનામ શબ્દોથી થાય. અને સૌના આત્મા તરીકે પ્રસિદ્ધ તો જીવાત્મા જ છે. પરમાત્મા સૌને પરિચિત નથી. જીવાત્માથી અપરિચિત કોઈ હોઇ શકતું નથી. સૌ પોતે છે એમ જાણે છે.

ઉપરાંત અહીં "**दृश्यते**" આવો પ્રયોગ છે. "દેખાય છે" એવો એનો અર્થ થાય છે. તો દેખાવું તો ઇન્દ્રિય દ્વારા જ સંભવે ને! અને દર્શન–પ્રસિદ્ધ દર્શન તો ઇન્દ્રિયો દ્વારા જ હોય એ નિયમ છે. અને એ ઇન્દ્રિયો દ્વારા ગોચર થતો પુરુષ તો જીવાત્મા જ હોઈ શકે! ઇન્દ્રિયો દ્વારા પ્રભુનું દર્શન સંભવે નહીં. શ્રુતિઓ જ એવાં ઐન્દ્રિયક દર્શનનો નિષેધ કરે છે. **यन्मनसा न मनुते येनाहुर्मनोमतम्** જે મનથી મનન કરતો નથી. જેના વડે મનન કરે છે. (કે. ૧-૬) **यत् तत् अद्रेश्यम्**=જે તે અદૃશ્ય (મું૦ ૧–૧–૬) વગેરે શ્રુતિઓ એમાં પ્રમાણરૂપ છે. અને અહીં તો પ્રસિદ્ધની પેરે તેનો ઉપદેશ દે છે શ્રુતિ અને તે દ્વારા જીવાત્માનાં દર્શનનો ઉપદેશ દે છે. દા. ત. **य एषः अक्षिणि पुरुषः दृश्यते एष त आत्मा**=જે આ આંખમાં પુરુષ દેખાય છે એ તારો આત્મા (છાં૦ ૪–૨૬–૨) બીજી શ્રુતિમાં પણ જીવાત્માને લગતો પ્રસિદ્ધ હોય એવો ઉલ્લેખ જોવામાં આવે છે:–**तौह प्रजापतिः उवाच–य एषोऽक्षिणि पुरुषः दृश्यते एष ते आत्मा**=તે બેને પ્રજાપતિએ કહ્યું–જે આ આંખમાં પુરુષ દેખાય છે એ તારો આત્મા છે. (છાં૦ ૮–૭–૪) વળી આગળ આવો ઉપદેશ જોવામાં આવે છે. **एवं एव एष सम्प्रसादः अस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिः उपसंपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते ।** તે જ પ્રમાણે આ સમ્પ્રસાદ (–સુષુપ્તિ અવસ્થાને પામેલો પુરુષ) આ

શરીરમાંથી ઉઠીને પરમ જ્યોતિને પ્રાપ્ત કરીને નિજરૂપે પ્રકટ થાય છે. (છાં૦ ૮-૧૨-૩) અહીં વિદેહ મુક્તિ વખતે પરમ જ્યોતિ પરમાત્મામાં જીવાત્માની ઉપસંપત્તિ દર્શાવી છે. પોતાને પોતાની પ્રાપ્તિ થાય છે એમ કહેવું તો ન ઘટે. ब्रह्मविद् आप्नोति परम् બ્રહ્મનો જાણકાર પરને પામે છે વગેરે શ્રુતિઓમાં એવો જ ઉલ્લેખ જોવામાં આવે છે. ઉપરાંત જીવાત્મામાં અમૃતત્વ વગેરે ગુણો પણ સંભવી શકે! "આંખમાં રહેલો પુરુષ" એ વાક્યમાં આંખરૂપી સ્થાનનો નિર્દેશ તો જીવાત્મા પક્ષે જ ઘટે. આથી अक्ष्यन्तरः पुरुषः માં જે પુરુષ કહ્યો છે તે જીવાત્મા જ હોવો ઘટે. આટલે સુધી પૂર્વપક્ષની દલીલો છે.

હવે ઉત્તરપક્ષી તેનું નિરસન કરતાં કહે છે કે આ વાત બરાબર નથી. "अक्ष्यन्तरः पुरुषः" તો પરમાત્મા જ હોઈ શકે! કારણકે અહીં દર્શાવેલો ગુણ સમુદાય પરમેશ્વરને જ લગાડી શકાય એવો છે. અહીં अमृतत्व संयद्वामत्व વગેરે ગુણોનો ઉપદેશ છે. एष आत्मा इति होवाच. एतद् अमृतं अभयं एतत् ब्रह्म । (છાં૦ ૪-૨૬-૧) "एतं संयद्वाम" इति आचक्षते एतं हि सर्वाणि वामानि अभिसंयन्ति । (છાં૦ ૪-૧૫-૨) एष उ वामनीः एष हि सर्वाणि वामानि नयति (છાં૦ ૪-૧૫-૩) एष उ एव भामनीः एष हि सर्वेषु लोकेषु भाति (છાં૦ ૪-૧૫-૪) "આ આત્મા છે" એમ નિશ્ચય કહ્યું. એ અમૃત અભય છે. એ બ્રહ્મ છે. (છાં૦ ૪-૧૨-૨) એને "સંયદ્વામ" એમ કહે છે. એની કને સમસ્ત સૌભાગ્યો પહોંચે છે. (છાં૦ ૪-૧૫-૨) એ જ નિશ્ચય વામની છે કેમકે એ સર્વ સૌભાગ્યને પ્રાપ્ત કરાવે છે. (છાં૦ ૪-૧૫-૩) એ જ નિશ્ચય ભામની છે કેમકે એ સૌ લોકોમાં ચમકે છે. (છાં૦ ૪-૧૫-૪) વગેરે શ્રુતિઓ ગુણ સંપત્નો ઉલ્લેખ કરે છે. એ બધા ગુણો પૈકી અમૃતત્વ અને અભયત્વ તો જીવાત્મામાં આપણે જેમ તેમ પણ લાવી શકીએ પણ "संयद्वामत्वादि" ગુણસંપત્તિ તો પરમાત્મામાં જ હોઈ શકે! संयद्वाम શબ્દની संयन्ति=समुदयं गच्छन्ति वामानि=वननीयानि शोभनानि कर्म फलानि अनेन इति संयद्वामः परमात्मा એવી વ્યુત્પત્તિ છે. અર્થાત્ संयद्वाम શબ્દ કર્મફળના કારણનો વાચક છે. वामनि શબ્દ પ્રાણીમાત્રને પોતપોતાનાં કર્મના ફળ પ્રત્યે દોરનાર એવો જ થાય છે. ઉપરાંત भामनी શબ્દ यः स्वयं भासमानः सन् परान् भासयते भान नयति-જાતે જે ભાસમાન હોઇને બીજાને ભાસિત કરે છે-ભાન દે છે-એ અર્થમાં પ્રસિદ્ધ છે. અને આવો તો પરમાત્મા જ હોઈ શકે! જીવાત્મા નહીં. શ્રુતિઓ કહે છેઃ-अहं राष्ट्री संगमनी वसूनाम् (ઋ૦ ૮-૭-૧૧-૨) कर्माध्यक्षः

सर्वभूताधिवासः (श्वे० छां० ११) मया सः अन्नं अत्ति (क्र० ८-७-११-४ आत्मा आनन्दो वसुदानः (बृ० ४-४-२४) तमेव भान्तमनुभाति सं तस्य भासा सर्वमिदं विभाति (मुं० २-२-१०) तत् तेजो विद्धि-मामका (गी० १५-१२) હું રાષ્ટ્રીય ધનને આપનારી છું (ક્ર૦ ૮-૭-૧૧-૩ કર્માધ્યક્ષ અને સૌ ભૂતોનું રહેઠાણ (શ્વે૦ ૬-૧૧) મારા વડે તે અ ખાય છે. (ક્ર૦ ૮-૭-૧૧-૪) આત્મા આનન્દ સ્વરૂપ અને વસુ-ધનદાત છે (બૃ૦ ૪-૪-૨૪) તેની ચમક પાછળ બધું ચમકે છે. તેની ચમકે આ બધું શોભે છે-ચમકે છે. (મું૦ ૨-૨-૧૦) તે તેજને મારું જાણ (ગી૦ ૧૫-૧૨) વગેરે.

ઉપરાંત પ્રસિદ્ધ હોય નહીં એવો ઉપદેશ પણ પરમાત્મા પક્ષે ઘટે છે. પરમાત્મા સર્વભૂતાન્તરાત્મા તરીકે તેમજ જગતના જન્માદિના કારણ તરીકે કયાં પ્રસિદ્ધ નથી?

ઉપરાંત "દર્શન" અહીં ઇન્દ્રિજન્ય વિશિષ્ટદર્શન એ અર્થમાં નથી! તો? દર્શનમાત્રના અર્થમાં છે. અને તે બ્રહ્મપક્ષે પણ ઘટે છે. યદ્યપિ પરમાત્મા ઇન્દ્રિયોથી દેખાતો નથી પણ પોતાના આત્માથી તો પરમાત્મા જોવો શકય છે. આથી જ તો શ્રુતિઓ-यत् तत् अद्रेश्यं જે તે અદ્રશ્ય છે એ રીતે શરૂ કરી यद् भूतयोनिं परिपश्यन्ति धीराः (મું૦ ૧-૧-૬) જે ભૂતોનાં કારણને શાણાઓ જુએ છે. तमात्मस्थं ये अनुपश्यन्ति धीराः જે ધીરો તેને આત્મામાં રહેલો જુએ છે.

ઉપરાંત પરમાત્મપક્ષે પણ અક્ષિસ્થાનનો નિર્દેશ યોગ્ય છે, કેમકે સાદ્રશ્ય છે બન્ને વચ્ચે. શ્રુતિમાં કહ્યું છે-सूर्यो यथा सर्वलोकस्य चक्षुः न लिप्यते चाक्षुवैः बाह्यदोषैः । एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः-જેમ સૂર્ય સૌ લોકોનું ચક્ષુ છે છતાં ચક્ષુના બાહ્યદોષોથી લીંપાતો નથી. તેમ એક અને સૌ ભૂતોનો અંતરાત્મા બાહ્ય -અસ્પૃશ્ય હોઇને, લોકદુઃખે લેપાતો નથી. (કઠ૦ ૫-૧૧) આ શ્રુતિમાં જેમ સર્વલેપરહિત એને બતાવ્યો છે, તે જ પ્રમાણે અહીં અક્ષિસ્થાનને પણ સર્વલેપરહિત જ બતાવ્યું છે-तद्यद्यपि अस्मिन् सर्पिः वा उदकं वा सिञ्चति वर्त्मनी एव गच्छति । તેથી યદ્યપિ એમાં ઘી અગર તો પાણી સીંચવામાં આવે તો પણ તે પાંપણોમાં જ જાય છે. (છાં૦ ૪-૧૫-૩) અને સાદ્રશ્ય આધારે અહીં અક્ષિની અંદર પરમ પુરૂષ પરબ્રહ્મ પરમાત્માનો જ નિર્દેશ છે એ સ્પષ્ટ છે. ॥ ૧૩ ॥

## स्थानादिव्यपदेशात् च ॥ १४ ॥

ચ=વળી સ્થાનાદિવ્યપદેશાત્=આદિત્ય, ચન્દ્ર, વિદ્યુત્ વગેરે સ્થાન તેની ઉપાસના-ફળ વગેરેના નિર્દેશથી પણ જણાય છે કે અહીં અક્ષિની અંદરનો પુરુષ પરબ્રહ્મ પરમાત્મા જ છે-તે સિવાયનો બીજો કોઈ નથી.

આ ઠેકાણે ગાર્હપત્ય વગેરે ત્રણ અગ્નિઓ ઉપકોસલને વિદ્યાનાં પૃથક્ પૃથક્ દાન દે છે તેઓ પ્રાણસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માના આદિત્ય-ચન્દ્રમા અને વિજળી જેવા ત્રણ સ્થાનોનો ઉપદેશ દે છે ત્યારબાદ જેના અંદર હોવાપણાને લઈને આદિત્ય વગેરે ગ્રહો અને ઉપગ્રહો તથા અગ્નિઓ ભાસે છે, જેના તેજથી તેજસ્વી બનેલા એ બધાય પદાર્થો, તે પરમાત્માથી પોતાની જાતને ત્રણ કાળમા પણ વ્યતિરિક્ત માની શકે એમ નથી ઉલટુ બધુય તેજ સ્વરૂપ છે એમ કહેવુ રહે છે, તે બ્રહ્મ તારે માટે ઉપાસ્ય છે એમ ઉપાસનાનુ વિધાન કરે છે અને ઉપાસનાનુ ફળ બતાવતા કહે છે-य एषः आदित्ये पुरुषो दृश्यते सोऽहमस्मि ।१। स य एत एवंविद्वान् उपास्ते अपहते पापकृत्यां लोकीभवति सर्वमायुरेति ज्योग्जीवति नास्य अवरपुरुषाः क्षीयन्ते। જે આ આદિત્યમા પુરુષ દેખાય છે તે હુ છુ, તે જે આને આમ જાણીને ઉપાસે છે, પાપને હણીને તે લોકોવાળો થાય છે સમસ્ત આયુ ભોગવે છે, તેજસ્વી જીવે છે તેની પછીની પેઢીઓ ક્ષીણ થતી નથી (છા૦ ૪-૧૧-૧-૨) ગાર્હપત્ય વગેરે અગ્નિઓનો આ ઉપદેશ પરમાત્મા સિવાય બીજા કોઈને લગતો હોઈ શકે નહીં જો પરમાત્માથી ભિન્ન કોઈ પદાર્થનો અહીં ઉલ્લેખ હોય તો તે પદાર્થ એકીવખતે આદિત્ય, ચન્દ્રમા, વિદ્યુત વગેરેમા હોઈ શકે નહીં જીવાત્મા તો એક દેહમાત્રમા ગોંધાયેલો જોવામા આવે છે તે એકી વખતે ત્રણ સ્થાનમા કેમ સંભવે! ઉપરાંત આદિત્ય વગેરે તમામ પદાર્થનુ ભાસન પણ જીવાત્મા કરી શકે નહી! અને જીવાત્માની ઉપાસનાનુ અહી જે ફળ બતાવ્યુ છે તે ફળ ઘટી શકે નહી! બ્રહ્મોપાસનાનુ જ ફળ અહી છે એમ શ્રુતિ જાતે આગળ ઉપર બતાવનારી છે જેમ કે-यथा पुष्करपलाशे आपो न श्लिष्यन्ते एव एवंविदि पापं कर्म न श्लिष्यते (छां० ४-१४-३) नास्यावरपुरुषा क्षीयन्ते। જેમ કમળ પત્ર ઉપર પાણી ચોટતા નથી તેમ આમ જાણનારને પાપ-કર્મ ચોટતુ નથી (છા૦ ૪-૧૪-૩) એની પેઢીના પુરુષો ક્ષીણ થતા નથી એ ફળશ્રુતિમા બ્રહ્મોપાસનાનુ ફળ બતાવ્યુ છે न अस्य अब्रह्मवित् कुले भवति (मु० ३-२-९) એના કુળમા બ્રહ્મને ન જાણનારો પાકતો

નથી (મુ૦ ૩-૨-૯) પરમાત્મા એવી વખતે બધે હોય જ કેમકે તે તો વ્યાપક છે પરમાત્માના પ્રકાશે=આને આ બધુ પ્રકાશિત છે એ તો આગળ પણ કહ્યું જ છે! तस्य भासा सर्वमिदं विभाति-તેની ચમકે આ બધુ ચમકે છે (મું૦ ૨-૨-૧૦) આથી અહીં ગાર્હપત્ય વગેરે અગ્નિઓનો ઉપદેશ બ્રહ્મને લગતો જ છે એમ સિદ્ધ થાય છે જે પરમાત્માના આદિત્ય વગેરે સ્થાન, ઉપાસન, અને તેનુ ફળ અગ્નિઓ અહીં બતાવે છે તે પરમાત્મા જ અક્ષિપુરુષ છે, એમ આચાર્ય ઉપમન્યુ ત્યા કહે છે કારણ કે "પાપના નાશ" રૂપ ફળમાનાન્ય અને સ્થાન સામાન્ય બીજી કોઈ રીતે ઘટી ન શકે આંખ અને સૂર્ય એ અનુક્રમે પરમાત્માના આધ્યાત્મિક અને આધિદૈવિક ચક્ષુઓ છે એ પ્રસિદ્ધ છે આથી સ્થાનભેદથી જ ઉપાસ્યનો ભેદ થતો નથી આથી અહીં અક્ષિમા રહેલો પુરુષ પરબ્રહ્મ પરમાત્મા જ છે એ નિર્વિવાદ છે ॥ ૧૪ ॥

એ જ વાતને સિદ્ધ કરતો બીજો હેતુ દર્શાવે છે કે –

## सुखविशिष्टाभिधानाच्च ॥ १५ ॥

સુખવિશિષ્ટા૦=સુખ એટલે આનંદ વૈશિષ્ટ્ય એટલે અહીં અભે અર્થાત્ પ્રકરણની શરૂઆતમા કહેલા સુખરૂપ પરબ્રહ્મ પરમાત્માનુ જ અહીં અક્ષિપુરુષમા કથન કરેલુ હોવાથી સમન્વય છે કે અતર પુરુષ બ્રહ્મ જ છે

પ્રકરણની શરૂઆતમા ગાર્હપત્ય વગેરે અગ્નિઓ સાથે મળીને ઉપકોસલને ઉપદેશ દે છે કે –प्राणो ब्रह्म, कं ब्रह्म, खं ब्रह्म પ્રાણ બ્રહ્મ છે સુખ બ્રહ્મ છે આકાશ બ્રહ્મ છે (છા૦ ૮-૧૦-૫) ઉપરના ઉપદેશનુ રહસ્ય જાણવા માટે ત્યા ઉપકોસલ પૂછે છે કે –विजानाम्यहं यत् प्राणो ब्रह्म कं च तु खं च न विजानामि–પ્રાણ બ્રહ્મ છે એ તો જાણ્યુ છે, પણ સુખ અને આકાશ બ્રહ્મ છે એ જાણતો નથી (છા૦ ૪-૧૦-૫) ત્યારે અગ્નિઓ જવાબ વાળે છે કે–यद् वाव कं तदेव खं, यदेव खं तदेव कम्–જે નિશ્ચય સુખ છે તે જ આકાશ છે, જે આકાશ છે તે જ સુખ છે (છા૦ ૪-૧૦-૫) તો અહીં બ્રહ્મનો, ભૂતાકાશના અર્થમા કે વિષયસુખના અર્થમા ઉપદેશ લઈ શકાય નહીં क શબ્દ સુખવાચક છે અને ख શબ્દ આકાશવાચક છે તો અહીં શો અર્થ થાય? અહીં બ્રહ્મ વિશ્વજીવન ક્રિયાનો હેતુ હોઈને પ્રાણ છે વ્યાપક હોઈને આકાશ છે સુખ સ્વરૂપ હોઈને સુખ વાચ્ય છે, એવો ઉપદેશ છે એ બધાય શબ્દો–પ્રાણ–ક–ખ–આ, ત્રણે શબ્દો એક વિભક્તિમા છે અને એ સામાનાધિકરણ્ય અહીં પરમાત્મા, પ્રાણ સ્વરૂપ, વ્યાપક અને સુખસ્વરૂપ છે, એ

બોધ દેવાને છે। લૌકિક પ્રાણ, આકાશ કે સુખમાં બ્રહ્મ બુદ્ધિનું વિધાન કરવાને અહીં એ શબ્દો નથી. જો બ્રહ્મબુદ્ધિનું વિધાન કરવા અહીં આ શબ્દો છે એમ માનશો તો તે અપસિદ્ધાન્ત થાય। તે તો અવિદ્યા જ થાય! વિદ્યા નહીં! લૌકિક પ્રાણમાં, સુખમાં અને આકાશમાં બ્રહ્મ બુદ્ધિ અવિદ્યા જ લેખાય! અને અહીં આરંભ તો વિદ્યા માટે છે! **एषा सोम्य! ते अस्मद् विद्या** (છાં૦ ૪-૧૪-૨) આ શબ્દોથી વિદ્યાનું અહીં નિગમન થાય છે. આજ વાત **यद् वाव कं तदेव खं यदेव खं तदेव कम्** એ વાક્યમાં "**एवं**" શબ્દથી સમજાવવા માંગે છે. આથી વાક્યની શરૂઆતમાં સુખસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માનું જ કથન છે એ સ્પષ્ટ છે. મધ્યમાં પણ અગ્નિઓ જ્યારે એક પછી એક ઉપદેશ આપવા નીકળે છે ત્યારે આદિત્ય વગેરે સ્થાનોમાં તે તે બ્રહ્મનું જ કથન કરે છે. અંતે આચાર્ય ઉપમન્યુએ પણ તે બ્રહ્મનું જ કથન કર્યું છે, એમ માનવું પડે છે. એમ જો ન માનીએ તો પ્રકૃતહાન અને અપ્રકૃતના ઉપાદાનનો પ્રસંગ આવે। અહીં પોતપોતાની બુદ્ધિ અનુસાર ગાર્હપત્ય વગેરે અગ્નિઓએ બ્રહ્મનો ઉપદેશ કરી **एषा सोम्य! ते अस्मद् विद्या आत्मविद्या च**-જે આ આત્મવિદ્યા છે, હે પ્રિય દર્શન! તે અમારી વિદ્યા છે. (છાં૦ ૪-૧૪-૨) એવો ઉપસંહાર કર્યો છે એ સ્પષ્ટ બતાવે છે કે આરંભમાં સુખસ્વરૂપ બ્રહ્મનું જ કથન છે. ઉપરાંત **आचार्यस्तु ते गतिं वक्ता**-આચાર્ય તને વિદ્યાની ગતિ-ફળ કહેશે. (છાં૦ ૪-૧૪-૨) આમ ફલાભિધાન તો આચાર્ય કરશે એમ કહેતા તે અગ્નિઓ અહીં કોઈ અર્થાન્તર બતાવ્યો છે એ વાતને વારે છે! અને આચાર્ય સ્વયં અહીં કહે છેઃ-**लोकान् वाव किल सोम्य! ते अवोचन्, अहं तु ते तद् वक्ष्यामि यथा पुष्करपलाश आपो न श्लिष्यन्ते एवं ह एवं विदि पापं कर्म न श्लिष्यते**-હે સૌમ્ય! તેઓએ તને લોકો વિષે નિશ્ચય કહ્યું છે, પણ હું તો તને તે કહેવા ઇચ્છું છું જેથી જેમ કમલપત્રે પાણી ચોંટતાં નથી તેમ આમ જાણનારને પાપકર્મ ન ચોંટે. (છાં૦ ૪-૧૪-૩) અહીં અગ્નિનો ઉપદેશ લોકોમાં વસતા પુરુષને લગતો છે. આચાર્ય પોતે જેનો ઉપદેશ કરવાના છે તે પુરુષ અક્ષિમાં વસનારો છે. તો લોકોમાં અને આંખમાં રહેતા પુરુષને જાણવાનું એક જ ફળ બતાવે છે અને તે પાપનો અસ્પર્શ! એ ફળદર્શન જ આદિત્ય વગેરે લોકો અને આંખમાં વસતા પુરુષ એક જ છે, એમ બતાવે છે. ફલભેદ હોત તો ઉપાસ્ય ભેદ થાત અને તો સ્થાન ભેદે અહીં તત્વભેદ કલ્પી શકાત! પણ અહીં તો ફળ સમાન છે, અને આથી ઉપાસ્ય પણ એક જ છે, અને આદિ, મધ્ય, અને અંતમાં અહીં પરમાત્માનો જ ઉપદેશ હોઇને આ પ્રકરણ જ આખું બ્રહ્મવિદ્યાનું છે

એમ સ્વીકારવું રહે છે! આથી સિદ્ધ થાય છે કે અક્ષિમાં વસતો પુરૂષ બ્રહ્મ છે. ॥ ૧૫ ॥

વળી આ જ વાતને સાધતાં બીજો હેતુ દર્શાવે છે કેઃ—

## श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ॥ १६ ॥

च=અને વળી શ્રુતો=અહીં શ્રુત એટલે અનુષ્ઠિત, ઉપનિષત્ એટલે બ્રહ્મવિદ્યા-બ્રહ્મોપાસના જેણે બ્રહ્મવિદ્યાને આચારમાં ઉતારી છે તે શ્રુતોપનિષત્ક=તેની જે ગતિ તે ગતિનો જ અહીં અક્ષિમાં રહેલ પુરુષના વિજ્ઞાનીને લાભ મળે છે. એવું બતાવેલું હોઇને અહીં અક્ષિની અંતરમાં રહેનાર પુરૂષ પરમાત્મા છે, એ સિદ્ધ થાય છે

પરમાત્માની ઉપાસંના કરનાર બ્રહ્મનિષ્ઠ મહાત્માની ગતિનો શ્રુતિઓ ઉલ્લેખ કરે છે કેઃ-अथ उत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्यया आत्मानं अन्विष्य आदित्यं अभिजयन्ते एतत् वै प्राणानां आयतनं एतद् अमृतं अभयं, एतत् परायणं एतस्मात् न पुनरावर्त्तन्ते (प्र० १-१०) ये च इमे अरण्ये श्रद्धातपः इति उपासते ते अर्चिषं अभिसंभवन्ति, अर्चिषः अहः अह्नः आपूर्यमाणपक्षं, आपूर्यमाणपक्षाद्, यान् षड् उदङ् एति मासान् तान् ॥ १ ॥ मासेभ्यः संवत्सरं संवत्सरात् आदित्य आदित्यात् चन्द्रमसं चन्द्रमसो: विद्युतं तत्पुरुषः अमानवः स एतान् ब्रह्म गमयति एषः देवयानः पन्थाः ॥ २ ॥ (छां० ५-१०-१-२) ये चामी अरण्ये श्रद्धां सत्यं उपासते ते अर्चिः अभिसंभवन्ति, अर्चिषः अहः अह्नः आपूर्यमाणपक्षं आपूर्यमाणपक्षाद् यान् षण्मासान् उदङ् आदित्यः एति मासेभ्यः देवलोकात् आदित्यं आदित्यात् वैद्युत, तान् वैद्युतान् पुरुषोऽमानवः एत्य ब्रह्मलोकान् गमयति, ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति, तेषां न पुनरावृत्तिः (बृ० ६-२-१५) अग्निः ज्योतिः अहः शुक्लः षमाण्सा उत्तरायणम् । तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः (गी० ८-२४) હવે ઉત્તરમાર્ગે તપ-બ્રહ્મચર્ય-શ્રદ્ધા-વિદ્યા વડે આત્માને શોધીને આદિત્યને જીતે છે. એ છે પ્રાણનું આયતન. એ છે અમૃત-અભય-એ છે પરમગતિ એમાંથી પાછો આવતો નથી. (પ્રશ્ન૦ ૧-૧૦) જેઓ અરણ્યમાં તપ અને શ્રદ્ધાપૂર્વક જીવ્યા છે તેઓ અર્ચિને પામે છે, અર્ચિથી આગળ દિવસને, દિવસથી શુક્લપક્ષને, શુક્લપક્ષથી જે છ માસોમાં સૂર્ય ઉત્તર તરફ ઉગે છે તે માસોને, તે માસોથી સંવત્સરને, સંવત્સરથી આદિત્યને અને આદિત્યથી ચન્દ્રમાને, ચન્દ્રમાંથી વિજળીને પામે છે. ત્યાંથી આગળ અમાનવલોક શરૂ થાય છે, તે એઓને

બ્રહ્મલોકમાં પહોંચાડે છે. આ દેવયાન માર્ગ છે. (છાં૦ ૫-૧૦-૧-૨) જેઓ વનમાં શ્રદ્ધાપૂર્વક સત્યની ઉપાસના કરે છે તેઓ અર્ચિને પહોંચે છે; અર્ચિથી દિવસમાં જાય છે. દિવસમાંથી અજવાળિયામાં જાય છે. અજવાળિયામાંથી ઉત્તરાયણના છ મહિનામાં જાય છે. તે મહિનાઓમાંથી દેવલોકમાં જાય છે. દેવલોકમાંથી સૂર્યલોકમાં જાય છે, સૂર્યલોકમાંથી વિદ્યુતલોકમાં જાય છે. ત્યાં મનનો બનેલો પુરુષ આવીને એમને વિદ્યુતલોકમાંથી બ્રહ્મલોકમાં લઈ જાય છે. એ લોકમાં તેઓ મોક્ષ પામીને અનેક વર્ષો સુધી વસે છે. ત્યાંથી તેમને પાછા આવવાનું રહેતું નથી. (બૃ૦ ૬-૨-૧૫) અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, અને ઉત્તરાયણ—આમાં જનારા બ્રહ્મજ્ઞલોકો બ્રહ્મને પામે છે. (ગી૦ ૮-૨૪)

આ શ્રુતિસ્મૃતિ-બોલો બ્રહ્મોપાસકની દેવયાન ગતિના દ્યોતક છે. આની આજ ગતિ અક્ષિની અંદર રહેનારા પુરુષને જાણનારને માટે પણ કહી છેઃ—अथ यद् उ चैव अस्मिन् शव्यं कुर्वन्ति यदि च न, अर्चिषमेव अभिसंभवन्ति-આવો ઉપક્રમ કરી आदित्यात् चन्द्रमसं, चन्द्रमसो विद्युतं तत्पुरुषः अमानवः स एतान् ब्रह्म गमयति एषः देवपथः ब्रह्मपथः एतेन प्रतिपद्यमानाः इमं मानवं आवर्तं न आवर्तन्ते (છાં૦ ૮-૧૫-૧) જો અહીં પરમ પુરુષ પરમાત્માનું ગ્રહણ ન હોય તો પરમાત્માને જાણનારની ગતિનો અહીં આ જાણનારને માટે ઉલ્લેખ ન હોય. અર્થાત્ અક્ષિમાં અંદર રહેલો પુરુષ જો પરમાત્મા ન હોય તો પછી આ ગતિ-શ્રવણ પણ ન હોય. પણ ગતિનું શ્રવણ તો છે. અને આથી અહીં બ્રહ્મનો જ ઉલ્લેખ છે, એ સિદ્ધ છે. અક્ષિપુરુષ બ્રહ્મ જ છે એતું, આ ગતિશ્રવણ દઢલિંગ છે. ॥ ૧૬ ॥

સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું. હવે પૂર્વપક્ષને રહ્યો સહ્યો સંદેહ હોય તો તેનું પણ નિરસન કરતાં કહે છેઃ—

**अनवस्थितेः असंभवात् च न इतरः ॥ १७ ॥**

अनवस्थितेः=સદા અક્ષિસ્થાનમાં રહેનો ન હોવાથી च=અને असंभवात्=અમૃતત્વાદિ ગુણ-સમુદાયનો સંભવ ન હોવાથી इतरः=પરમાત્માથી બીજો જીવાત્મા न=અક્ષિની અંદર રહેનાર પુરુષ નથી!

જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ—આ ત્રણ છે અવસ્થા જીવની, તે પૈકી સુષુપ્તિ અવસ્થામાં એ હૃદયનિકેત હોય છે. સ્વપ્નાવસ્થામાં હૃદયમાંથી નીકળી મૂર્ધા તરફ જતી, કંઠગા નાડીમાં રહે છે. જાગ્રતઅવસ્થામાં એ મૂર્ધામાં

રહે છે. બે ભવાની વચ્ચેનુ સ્થાન તે મૂર્ધા ! તેમા રહેતો હોઇને નિકટતાને લઈને એ આખમા રહે છે, એમ કહેવામા આવે છે, જેમ સુષુપ્તિમા હૃદયસ્થ બ્રહ્મમા રહેતો હોવા છતાં "હૃદિ"=હૃદયમા એ રહે છે એમ કહેવાય છે તેમજ મૂર્ધા સ્થાનમા રહેતો છતા તે અક્ષિ-સ્થાનીય કહેવાય છે પરમાત્માની પેરે જીવાત્માની પણ બે શક્તિ છે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ તે બેમા ક્રિયાશક્તિની અપેક્ષાએ એ હૃદયમા છે એમ કહેવાય છે જ્ઞાનશક્તિની અપેક્ષાએ એ મૂર્ધાસ્થાનમા છે એમ કહેવાય છે મૂર્ધાસ્થાનમા રહેતો છતા એને અક્ષિસ્થાનમા રહેનારો છે એમ કહેવામા એક હેતુ છે આખ બાહ્ય વિષયોના દર્શનનુ દ્વાર છે તો ઝરૂખામા ઉભો રહેલો માણસ ઘરમા ઉભો રહ્યો છે એ જેમ ગૌણ પ્રયોગ છે તેમ અક્ષિમા ઉભેલો જીવાત્મા એ ગૌણ પ્રયોગ છે એમ જાણવુ રહે છે આમ જીવાત્માના અવસ્થા ભેદે ત્રણ સ્થાનો છે તેમા તે એકી વખતે રહી શકતો નથી ! આમ એકી વખતે ત્રણ સ્થાનમા રહી શકતો ન હોઈને અહી અક્ષિમા બતાવેલો પુરુષ જીવાત્મા નથી કદાચ કોઈ એમ કહે કે યોગીઓ એકી વખતે અનેક જગાએ વર્તી શકે ! તો ત્યા યોગીના નિર્માણ ચિત્તો એકી વખતે અનેક ઠેકાણે વર્તી શકે છે યોગીના આત્મા તો તેના મુખ્ય શરીરમા જ તે વખતે પણ રહે છે એટલે એ દલીલ નિરર્થક છે ઉપરાત અમૃતત્વ વગેરે ગુણોને તો જેમ તેમ કરીને પણ જીવપક્ષે આપણે ઘટાવી શકીયે, પણ તે સયદ્વામ વામની ભામની વગેરે તો હોઈ શકે નહી જીવાત્માનુ ઐશ્વર્ય મર્યાદિત છે આથી ઉપર બતાવ્યા તે ધર્મો તેનામાં સભવી શકે નહીં, એ નિર્બાધ છે ॥ ૧૭ ॥

પરમાત્મા અક્ષિપુરુષ છે એમ સિદ્ધ કર્યુ છે હવે તે જ અતર્યામી છે એ સાધતા સૂત્રકાર કહે છે -

## अन्तर्यामी अधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ॥ १८ ॥

અધિદૈવાદિષુ=અધિદૈવ શબ્દથી પૃથિવી પાણી પાવક, પવન, અતરિક્ષ, આદિત્ય ચદ્ર, તારા, આકાશ, તમસ તેજ, વગેરેનુ ગ્રહણ સમજવુ જેનામા દિવ્ય ગુણો તે દૈવ પૃથ્વી વગેરેનું દૈવપણુ યજુર્વેદ સાક્ષાત્ દર્શાવે છે અગ્નિર્દેવતા, વાતો દેવતા (યજુ૦ ૧૪-૨૦) આદિ શબ્દથી ભૂત પ્રાણ, વાણ વગેરે પદાર્થોનો ઉલ્લેખ છે તે પૃથ્વી વગેરે અધિદૈવ પદાર્થોમાં અતર્યામી=બૃહદારણ્યકના અતર્યામી બ્રાહ્મણમા વર્ણન કરે અતર્યામી છે તે પરબ્રહ્મ પરમાત્મા છે એમ જાણવુ કેમકે તદ્ધર્મ=તે પરમાત્માના ધર્મોનો ત્યા ઉપદેશ છે

બૃહદારણ્યકના અંતર્યામી બ્રાહ્મણમાં "**य इमं लोकं परं च लोकं सर्वाणि च भूतानि अन्तरः यमयति**-જે આ લોકને અને પેલા લોકને અને સમસ્ત ભૂતોને અંદર રહીને નિયમિત કરે છે, (બૃ૦ ૩-૭-૩) આવી શરૂઆત છે. અને પછી **यः पृथिव्यां तिष्ठन् पृथिव्याः अन्तरः यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पथिवीं अन्तरः यमयति एव ते आत्मा अन्तर्यामी अमृतः**-જે પૃથ્વીમાં ઉભેલો હોઇને પૃથ્વીની અંદર છે, જેને પૃથ્વી જાણતી નથી-જેનુ પૃથિવી શરીર છે, જે પૃથ્વીને અંદરથી નિયમિત કરે છે, આ તારો અમૃત આત્મા અંતર્યામી છે. (બૃ૦ ૩-૭-૩) વગેરે કથન આવે છે. તો સંશય એ છે કે અહીં અન્તર્યામી કોણ છે? જગજ્જનની પ્રકૃતિ કે જીવાત્મા કે પરબ્રહ્મ પરમાત્મા? અહીં સંશયની જન્મભૂમિ કઈ છે? તો આ "**यमयितापणु**" શરીર અને અશરીરી બન્નેમાં જોવામાં આવે છે. જીવાત્મા અશરીરી રહીને શરીર, ઇન્દ્રિય, મનનું નિયમન કરે છે. તે જ પાછો શરીરી થઇને ભૃત્ય, પુત્ર, ભાર્યા વગેરેનું નિયમન કરતો જોવામાં આવે છે! પ્રકૃતિ અને પરમાત્મા શરીર વગરના છે! અને જીવાત્મા શરીરી અને અશરીરી બન્ને છે! આથી સંશય યોગ્ય છે! અને આથી પ્રકૃતિ અગર જીવાત્મા અહીં અંતર્યામી છે એવો પૂર્વપક્ષ છે. પરમાત્મા જ અંતર્યામી છે એ સિદ્ધાન્ત પક્ષ છે. તો પ્રકૃતિ અંતર્યામિની કેવી રીતે છે?

પૂર્વપક્ષ કહે છે કે પ્રકૃતિનું અંતર્યામીપણું, કારણ હોવાને લઇને છે. દુનિયાનાં તમામ કાર્યો કારણને અધીન છે. કારણને લઇને સત્તા ભોગવે છે. કારણને લઇને કાર્યો કાર્યસ્વરૂપ થઈને પોતપોતાની અર્થક્રિયા કરતા જોવામાં આવે છે! અને આથી કારણને અધીન થઇને કાર્યો વર્તતાં હોઈને કારણરૂપ પ્રકૃતિ તમામ કાર્યરૂપ જગતની અંતર્યામિની છે એ સિદ્ધ જ છે. આથી અધિદૈવાદિ જગતમાં તે જ અંતર્યામી હોઇ શકે.

અગર તો જીવાત્મા જ અંતર્યામી હોઈ શકે. જીવાત્મા જો પૂર્ણયોગી થાય તો તે વિશ્વનિયમને શક્તિમાન થઈ શકે. જીવાત્મા જો પરમાત્માનાં યોગ દ્વારા દર્શન કરી લે તો તે તરત જ સર્વભાવોનો અધિષ્ઠાતા અને સર્વભાવોનો જ્ઞાતા થઈ શકે છે. એણે ફક્ત મહાયોગની સાધના કરીને સિદ્ધ થવું ઘટે. અને એકાદ જીવ પણ એવો થાય તો સિદ્ધાન્ત સમર્થિત થઈ શકે છે! યોગશાસ્ત્રમાં જણાવ્યું છે કે **सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च**-સત્વ અને પુરુષના ભેદનું જ્ઞાનમાત્ર જેને હોય તેને સમસ્ત પદાર્થો ઉપર અધિષ્ઠાતાપણું અને સૌ પદાર્થોનું જ્ઞાતૃત્વ મળે છે. (યો૦ ૩-૪૯) શ્રુતિ પણ તેનુ એ સામર્થ્ય બતાવે છે. **स एकधा भवति पञ्चधा, सप्तधा नवधा च** (છાં૦ ૭-૨૬-૨)

અગર તો જીવાત્મા જેમ અદૃષ્ટ સંબંધે શરીર ઇન્દ્રિયો વગેરેને નિયમિત કરે છે તેમ તે પૃથિવી વગેરેનું પણ નિયમન કરવા શક્તિમાન થાય પૃથિવી વગેરે બધુંય જીવાત્માનાં અદૃષ્ટે કરાય છે! સાંખ્ય શાસ્ત્ર કહે છે कर्मवैचित्र्यात् सृष्टिवैचित्र्यम् (સાં૦ ૬-૮૪૨) સ્વયં સૂત્રકાર પણ આગળ કહેશે કે वैषम्यनैघृण्ये न सापेक्षत्वात् तथाहि दर्शयति (વે૦ સૂ. ૨-૧-૩૪) न कर्म अविभागात् इति चेत् न अनादित्वात् (વે૦ ૨-૧-૩૫) તો જેના અદૃષ્ટે આ બધું થાય તે જીવથી જ એ બધું નિયમિત કહેવાય! અને જીવાત્માનો અદૃષ્ટકૃત સંબંધ તો સર્વત્ર સ્વીકૃત જ છે! આથી જીવાત્મા જ અંતર્યામી છે ન કે પરબ્રહ્મ પરમાત્મા!

આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી કહે છે ભલા! અહીં અંતર્યામી પરબ્રહ્મ પરમાત્મા જ છે. પ્રકૃતિ વા જીવાત્મા અંતર્યામી થઇ શકે એમ નથી! કારણ અહીં પરમાત્માના ધર્મનો ઉપદેશ છે. અંતર્યામિત્વ પ્રભુનો ધર્મ છે. જીવ કે જગજ્જનનીનો ધર્મ નથી. જરૂર પ્રકૃતિ પરબ્રહ્મ પરમાત્માની મહામાયાવિની શક્તિ છે. પરમાત્મા એ શક્તિ દ્વારા જગતરૂપે પ્રકટ થતો પણ દેખાય છે. અને આથી પરમાત્માની મહામાયા-શક્તિ તરીકે એ વિકારમાત્રનું કારણ હોઇને સૌ કાર્યોમાં એ વર્તે છે. પણ એ જીવનાં સ્વરૂપમાં હોઇ શકતી નથી. જીવ કંઇ પ્રકૃતિનું કાર્ય નથી, કે જેથી જીવાત્માનું એ પ્રકૃતિ કારણ તરીકે નિયમન કરી શકે! કારણનો વિકારમાં અન્વય હોય-તેનો જે વિકાર ન હોય તેમા તે કેવી રીતે અનુગત હોય? દૂધ દૂધપાકમાં અનુગત હોય-પાણીમા કેવી રીતે હોય? જીવાત્મા પ્રકૃતિનો વિકાર ન હોઇને જીવાત્માની, પ્રકૃતિ અંતર્યામિની ન થઈ શકે. જીવાત્મા તો પરમાત્મા જ છે! પરમાત્માની માફક જ તે કૂટસ્થ નિત્ય છે! " न जायते म्रियते वा विपश्चित्-આ જ્ઞાનસ્વરૂપ આત્મા જન્મતો મરતો નથી. (ક૦ ૨-૧૮) વગેરે શ્રુતિઓ આની સાક્ષી છે! અને પરમાત્મા તો જીવનો પણ નિયન્તા છે. यो विज्ञानं अन्तरः यमयति-જે વિજ્ઞાનને-જીવની અંદર હોઈને નિયમનમાં રાખે છે. (બૃ૦ ૩-૭-૨૨) એમ શ્રુતિ સ્વયં કહે છે. અને એક વખત સત્તામાં આવ્યા બાદ કાર્યો પણ અર્થક્રિયા કરતી વખતે, કારણની અપેક્ષા રાખતાં નથી! આથી કાર્યોન્તર અવસ્થામાં કારણરૂપ પ્રકૃતિ તે કાર્યોની નિયંતા નથી! ઉપરાંત एष ते आत्मा अन्तर्याम्यमृतः (બૃ૦ ૩-૭-૩) માં બતાવેલું આત્માપણું પરમાત્માનો જ ધર્મ હોય એ સંભવે! પ્રકૃતિને માટે આત્મશબ્દ મુખ્યવૃત્તિએ સંભવી જ ન શકે!

ઉપરાંત શરીરસ્થ જીવાત્મા એકીવખતે સર્વત્ર અવસ્થિત ન હોઇને તે સૌનો અંતર્યામી ન સંભવે! જીવાવસ્થામાં જીવની મર્યાદાઓ યોગૈશ્વર્યથી

પણ ઓગળી જતી નથી. જ્યાં સુધી દેહ, દેશ, કાળ વગેરેની મર્યાદાઓમાં જીવાત્મા હોય છે ત્યાં સુધી સંપૂર્ણ યોગૈશ્વર્ય મળે તોપણ એ ઐશ્વર્ય મર્યાદિત જ હોય છે. અને જીવત્વ આપતી મર્યાદાઓનો લોપ થાય ત્યારે તો એ પરમાત્મ સ્વરૂપ જ છે એટલે જીવાત્મા નિયન્તા છે એમ કહેવું યોગ્ય નથી! જીવનું એ જીવ છે ત્યાં સુધી નિરંકુશ ઐશ્વર્ય શાસ્ત્રસ્વીકૃત નથી. જગદ્વ્યાપાર એના હાથની બહારની વાત છે. ભગવાન સૂત્રકાર સ્વયં કહેશેઃ– जगद्व्यापारवर्जं प्रकरणात् असन्निहितत्वाच्च (વે૦ ૪-૪-૧૭) પરમાત્માનું ઐશ્વર્ય ત્રિકાલાબાધિત અને નિરંકુશ છે! અને આથી તેજ સર્વતંત્ર અંતર્યામી છે.

ઉપરાંત अदृष्टो दृष्टा अश्रुतः श्रोता–ન જોવાયેલો જોનાર, ન સંભળાતો સાંભળનાર (બૃ૦ ૩-૭-૨૩) અદૃષ્ટત્વ-અને દૃષ્ટત્વ વગેરે ધર્મો પણ પરમાત્મામાં જ સંગત થાય! પરમાત્મા અદૃષ્ટ રહીને સૌનો દૃષ્ટા છે! જીવાત્મા અને પ્રકૃતિ એવાં નથી. પ્રકૃતિ અને પ્રત્યગાત્મા બન્નેનું દર્શન યોગ દ્વારા જ થાય છે.! ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्–તે ધ્યાનયોગથી પૂર્ણ ઋષિઓએ દેવની સ્વકીય અને પોતાના ગુણોથી અત્યંત ઢંકાયેલી શક્તિનાં દર્શન કર્યાં (શ્વે૦ ૧-૩) આ શ્રુતિમાં देवात्मशक्ति ને अपश्यन् એટલે કે પ્રકૃતિનો સાક્ષાત્કાર કર્યો એમ કહ્યું છે. ઉપરાંત अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति (કઠ૦ ૨-૧૨) અધ્યાત્મયોગની પ્રાપ્તિ દ્વારા દેવને સાક્ષાત્ કરીને ધીર પુરૂષ હર્ષ શોકને તજે છે. પ્રત્યગાત્મા–દેવનું દર્શન સ્પષ્ટ છે! તો શું યોગ દ્વારા પ્રભુ-પરબ્રહ્મ પરમાત્માનું દર્શન થતું નથી? કોણ ના કહે છે? જરૂર થાય છે. પણ તે દર્શન થાય ત્યારે દૃષ્ટા–દૃશ્ય–દર્શન વગેરે ભેદો સદાને માટે લુપ્ત થયેલા હોય છે! અને ત્યાં પછી अदृष्टो दृष्टा કે देवात्मशक्ति अपश्यत् કે देवंमत्वा વગેરેનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. ઉલટું એ દર્શન થયા બાદ સંપ્રજ્ઞાતરૂપી વ્યુત્થાનમાં આવેલા મહાત્મા પરમાત્માના મહામહિમાને માનવીય ભાષામાં પ્રતિબિંબિત કરવાને અનુકંપા પ્રેર્યાં, પ્રયત્ન કરે છે અને તેમાંથી अदृष्टो दृष्टा જેવાં ભવ્ય વિધાનો પ્રકટે છે! આથી અહીં ઇન્દ્રિયજન્ય દર્શનની તો વાત જ નથી. અહીં તો સમાધિદર્શનની વાત છે! આથી તો न अस्ति: अतः दृष्टा– એનાથી ભિન્ન બીજો કોઈ દૃષ્ટા નથી. (બૃ૦ ૩-૭-૨૩) વગેરે વાક્યશેષમાં બીજા કોઈ દૃષ્ટાનો નિષેધ કર્યો છે! જીવાત્મા दृष्टो दृष्टा બહુ બહુ તો થાય! પ્રકૃતિ તો દૃશ્ય–જોવાયેલ જ રહે! પરમાત્મા જ अदृष्टो दृष्टा વગેરે સંભવે! આથી પરમાત્મા જ અહીં અંતર્યામી છે. ॥ ૧૮ ॥

સિદ્ધાન્તની શરૂઆત કરી હવે પૂર્વપક્ષનુ નિરસન કરતા કહે છે -

## न च स्मार्तं अतद्धर्माभिलापात् ॥ १९ ॥

च=અને અતદ્ધર્મા૦=તેના=પ્રકૃતિના ધર્મોનુ અહીં કથન ન હોવાથી સ્માર્ત= શ્રુતિઓમા બી રૂપે નિરૂપિત છતા સ્મૃતિઓમા વિસ્તૃતરૂપે કહેલી પ્રકૃતિ અતર્યામી ન=નથી.

અતર્યામી બ્રાહ્મણ પ્રથમા અતર્યામી તરીકે જેનુ વર્ણન છે તે પ્રકૃતિ નથી. તેમા યમનથી માડીને તે દૃષ્ટત્વ વગેરે સુધીના ધર્મોનો ઉલ્લેખ છે એ ધર્મો પ્રકૃતિના હોઈ શકતા નથી અને એ વાત તો આગળ કહી જ છે આથી અહીં અતર્યામી થવામા પ્રકૃતિનો પત્તો નથી! અતર્યામી તો પરમાત્મા જ છે! ॥ ૧૯ ॥

જો પ્રકૃતિ અતર્યામી નથી તો પછી જીવાત્મા અતયામી હો-એ પણ શકય નથી એમ સિદ્ધ કરતા કહે છે કે -

## शारीरश्च उभयेऽपि हि भेदेन एन अधीयते ॥ २० ॥

શારીરશ્ચ=શરીરમા ભોક્તા તરીકે વર્તતો જીવાત્મા પણ અધિદૈવ વગેરેમા રહેનો અતર્યામી હોઈ શકતો નથી હિ=કેમકે ઉભયેઽપિ=કાણ્વ અને માધ્યંદિની એ બન્નેય શાખાઓવાળા ભેદેન-શારીર જીવાત્મા કરતા ભિન્ન તરીકે એન=આ અતર્યામીને અધીયત= કહે છે ॥ ૨૦ ॥

જીવાત્મા ચેતન સ્વરૂપ છે તેવો હોઈને તે દૃષ્ટા, શ્રોતા, મન્તા, વિજ્ઞાતા વગેરે હોઈ શકે છે ઉપરાત તે ભૌનુ સ્વરૂપ હોઈને આત્મા પણ છે ઉપરાત ધર્મઅધર્મના ફળનો ભોક્તા હોઈને અમૃત પણ છે કેમકે જીવાત્મા જો નાશ પામતો હોય તો આ દેહે કરેલા કર્મફળનો ભોક્તા કોઈ રહે જ નહીં અને ભોક્તા ન રહે તો કર્મનો શેર વિશ્વયોજનામા સમજાવી ન શકાય! ઉપરાત જીવાત્મામા અદૃષ્ટત્વ વગેરે ધર્મો તો પ્રસિદ્ધ જ છે! કોણ જીવને જોઈ શકે છે? દૃષ્ટાનો કોઈ દૃષ્ટા હોય તો તો અનવસ્થા આવી પડે न दृष्टे द्रष्टारं पश्ये દૃષ્ટાના દૃષ્ટાને ન જોઈ શકે (બૃ૦ ૩-૪-૨) વગેરે શ્રુતિઓ એની સાક્ષી છે ઉપરાત તે ભોક્તા છે અને તેમ હોઈને એ કાર્ય કરણ વગેરેના સઘાતરૂપ દેહ વગેરેનો અતર્યામી પણ હોઈ શકે છે! માટે અહીં અતર્યામીત્વનો યશ ભલે જીવાત્માને ફાળે જતો!

ઉપલી પૂર્વપક્ષની વાતો સિદ્ધાન્તીને માન્ય નથી! અને આથી શારીર-જીવાત્મા પણ અતર્યામી હોઈ શકતો નથી એમ તે સિદ્ધ કરે છે

યદ્યપિ દ્રષ્ટત્વાદિ ધર્મો તો જીવમાં ઘટે પણ સમગ્ર જગતની અંદર રહેવું અને તેનું નિયમન કરવું એ એને માટે જીવ અવસ્થામાં શક્ય નથી. કારણ કે એનો જીવભાવ આણનાર અજ્ઞાન એને ઘેરીને બેઠું છે, અને અજ્ઞાન જેવી નિર્બળતા કઈ? એ નૈર્બલ્યથી પીડાતો દેહાદિનો અભિમાની જીવ અંતર્યામી ન થઈ શકે!

ઉપરાંત કાણ્વશાખા અને માધ્યંદિની શાખા–યજુર્વેદની એ બન્ને ાખાઓમાં જીવાત્માને અંતર્યામી પરમાત્માથી ભિન્ન તરીકે વર્ણવ્યો છે! ત્વાત્માના અધિષ્ઠાન તરીકે અને જીવાત્માના નિયંતા તરીકે ત્યાં તેનો વીકાર કર્યો છે. અર્થાત્ જીવાત્માને પૃથ્વી વગેરે જેમ અધિષ્ઠાન તરીકે ામ ત્યાં બતાવ્યો છે. અને નિયમ્ય તરીકે તેનું ત્યાં વર્ણન છે **યો विज्ञाने** **ष्ठन्** (બૃ૦ ૩-૭-૨૨) એમ કણ્વો અને **यः आत्मनि तिष્ठन्** (બૃ૦) મેમ માધ્યંદિન શાખા કહે છે. **विज्ञाने** અને **आत्मनि** એ બન્ને શબ્દો માત્મવાચક જ છે! આમ **विज्ञान** અને આત્મામાં રહેતો હોઈને પરમાત્મા જ અંતર્યામી છે! આથી અંતર્યામીનિયમ્ય પ્રત્યગાત્મા=શારીર=જીવાત્મા બીજો જ છે એ સિદ્ધ થાય છે.

આ ઠેકાણે મતિમાનોની મતિ પણ મુંઝાઈ જાય એવો એક પ્રશ્ન ઊભો થાય છે! એક જ શરીરમાં બે દ્રષ્ટાઓ–એક પરમાત્મા અને બીજો જીવાત્મા–એમ કેવી રીતે સંભવે! જો બે દ્રષ્ટાઓ માનીએ તો **न अन्यः अतः अस्ति द्रष्टा** વગેરે શ્રુતિ વાક્ય ચગદાય! ઉપરાંત આ વાચન કોઈ બીજા નિયન્તાના પ્રતિષેધ માટે છે એમ પણ માની શકાય એમ નથી. કેમકે કોઈ બીજા નિયન્તાનો અહીં પ્રસંગ નથી. અને અભેદનું પણ શ્રવણ છે. આના કરતાં તો જીવ અને શિવને તત્ત્વે જુદાં જ માનવાં એ યોગ્ય છે. જો મતિમાનોની મતિ જો અહીં મુંઝાતી જ હોય તો તે મતિ મતિ નથી એમ માનવું રહે છે. મતિમાનોની મતિનો ઉપયોગ જ સૂક્ષ્મતમ અર્થના નિરૂપણે હોય છે! અહીં શારીર અને અંતર્યામી એવા બે આત્માઓનો નિર્દેશ છે તે તો વ્યવહાર પૂરતો છે, પારમાર્થિક નથી. પરમાર્થે તો એક જ પરમાત્મા છે ઉપાધિના ભેદે ઉપહિતમાં ભેદ પડતો નથી. અને વ્યવહાર તો ભેદે જ સભવે! આપણો વ્યવહાર જાગતી ઉંઘ છે. અને આથી એ જગતની ઊંઘની અવસ્થામાં આપણે ભેદ–પ્રતિષ્ઠિત વ્યવહારની વ્યવસ્થા સ્વીકારવી રહે છે! જીવજાતના ઉપર અનુકંપાએ જ વેદાંતી વ્યવહાર સ્વીકારે! અને એ રીતે જ્ઞાતા–જ્ઞેય–વગેરેને લગતી ભેદશ્રુતિઓ, પ્રત્યક્ષ વગેરે પ્રમાણો સંસારની ખાટીમીઠી અનુભૂતિઓ, વિધિ અને પ્રતિષેધો વગેરે બધું વ્યવસ્થિત કરી શકાય છે! ધ્યાન રહે સત્ય એટલું બધું આશ્ચર્યકારક હોય

છે કે એના પ્રાકટ્યે વાચસ્પતિ પણ મુગ્ધ થઈ જાય! એક પરમાત્મા જ છે. એનું અંતર્યામીપણુ વગેરે તો વ્યવહાર પૂરતું જ છે! એ તો પૃથ્વીના ધૂપછાંવ છે. અનન્ત આકાશની અનિર્વચનીય નિર્લેપતા અને મમતા કોઈ ઓર જ ચીજ છે! વ્યવહાર ચિત્તને અસ્તવ્યસ્ત કરી નાખે, એની વધારે પડતી કિંમત મૂકવાની કાકલૂદી કરે, પોતાનુ મહત્વ બળજબરીએ પણ પ્રસ્થાપિત કરવાની બળવાખોરી–અકુલીન અને આત્મનાશી પ્રવૃત્તિ કરે પણ તેથી શુ? સત્ય માનવની કલ્પનાને મચક આપવા બધાયેલુ નથી! એને તર્કની પડી નથી! તર્ક જો એના ચાલે ચાલતો હોય તો એને વાધો નથી! પણ તર્ક જો આડો ફાટતો હોય તો હાથી જેમ કુતરાને તેમ સત્ય તર્કને ભસવા દે છે પણ તેને મચક આપતુ નથી નિરંજન અને નિર્લેપ સત્યનારાયણ એક અને અખડ છે! પોતાની અનત મહાશક્તિઓ દ્વારા એ માયારૂપે જાણે રમતો દેખાય છે. તર્કને ગૂંગળાવે એજ તો એની શક્તિ! માટે મતિમાનો ન મુઝાય! નિરપેક્ષ સત્યનો સ્વીકાર કરી પ્રશાત થાય. ॥ ૨૦ ॥

આમ પરમાત્મા સૌનો અતર્યામી છે એવો નિર્ણય થયો હવે એ જ પરમાત્મા અદૃશ્યત્વ વગેરે ગુણોથી સપન્ન છે એવો શ્રુતિઓનો નિર્ણય બતાવતા બીજુ અધિકરણ શરૂ કરે છે. કહે છે –

## अदृश्यत्वादि गुणवत्तत् धर्मोक्तेः ॥ २१ ॥

अदृश्यत्वादि =મુડક ઉપનિષદમા આવતો અદૃશ્યત્વ વગેરે ગુણવાળો અને ભૂતોની યોનિરૂપે વર્ણવાયેલો અક્ષર નામનો પદાર્થ તે પરમાત્મા છે એમ જાણવુ કેમકે धर्मोक्ते = સર્વજ્ઞત્વ વગેરે પરમેશ્વરીય ધર્મોનુ એમા કથન છે

મુડક ઉપનિષત્ કહે છે –अथ परा-यया तद् अक्षरं अधिगम्यते । यत् तद् अद्रेश्य, अग्राह्य, अगोत्र, अवर्ण अचक्षुः अश्रोत्र तद् अपाणिपादं नित्य विभु सर्वगत सुसूक्ष्म तद् अव्यय यद् भूतयोनिं परिपश्यन्ति धीरा =હવે તે પરા વિદ્યા કે જેનાથી પેલુ અક્ષર તત્ત્વ સાક્ષાત્ થાય છે, તે કે જે અદૃશ્ય–અગ્રાહ્ય–અગોત્ર, અવર્ણ, અચક્ષુ, અશ્રોત્ર, તે કે જે હાથ પગ વિનાનુ, નિત્ય, વિભુ, વ્યાપક, અતિશય સૂક્ષ્મ, તે કે જે અવ્યય છે, જે સ્થાવર જગમનુ કારણ છે–તેને ધીર પુરુષો સાક્ષાત્ જુએ છે, (મું૦ ૧–૫–૬) આ શ્રુતિ સંશયગ્રસ્તા છે અહીં કોઈ અદૃશ્યત્વ વગેરે ગુણોવાળા પદાર્થનુ નિરૂપણ જોવામા આવે છે. તો એ પદાર્થ કોણ હશે? એ "ભૂતયોનિ અને અક્ષર" પદાર્થ પ્રધાન=પ્રકૃતિ હશે? કે જીવ હશે કે

પછી પરમાત્મા હશે ? અહીં "અક્ષર" એવો સામાન્ય શબ્દ વપરાયો છે. એ "અક્ષર" શબ્દ આ ત્રણેય પદાર્થોનો વાચક હોઈ શકે છે. अश्नुते=व्याप्नोति इति अक्षरं-प्रधानं=प्रकृतिः इत्यर्थः આમ કાર્ય માત્રમાં જે વ્યાપે તે અક્ષર અને કાર્યમાત્રમાં કારણ તરીકે પ્રકૃતિ વ્યાપી છે. આથી અક્ષર એટલે પ્રકૃતિ એમ વ્યુત્પત્તિ જણાવે છે. ઉપરાંત न क्षरति इति अक्षरः એવી વ્યુત્પત્તિ લેતાં એ જીવ અને શિવ બન્નેનો વાચક બની શકે! આ ઉપરાંત "ભૂતયોનિ" શબ્દ પણ ત્રણેય પક્ષે સમાન હોઈ શકે છે. એ અર્થમાં પ્રકૃતિ અને પરમાત્મા તો ભૂતયોનિ છે જ. જીવાત્મા પણ ભૂતયોનિ હોઈ શકે છે! છેવટે પ્રકૃતિ કે પરમાત્મા આ બધો ઠઠારો કરે છે કોને માટે? જીવને માટે જ ને? જીવને પાપપુણ્યવશાત્ ભોગ ભોગવવાની વ્યવસ્થાનું નામ તો જગતનો આવિર્ભાવ છે. આથી જીવાત્મા જગતનું ધર્માધર્મ દૃષ્ટિએ ઉપાર્જન કરે એમ કહીએ એમાં ખોટું શું? અને આમ અક્ષર અને ભૂતયોનિ એ બન્ને શબ્દો સર્વસાધારણ હોઈને સંશયયુક્ત છે. તે પૈકી પ્રકૃતિ અને જીવાત્મા અક્ષર અને ભૂતયોનિ છે એવો પૂર્વપક્ષ છે. પરમાત્મા જ તેવો છે એ સિદ્ધાન્ત પક્ષ છે.

તો પછી અહીં શું પ્રાપ્ત થાય? એમાં કહેવાનું શું હોય? સીધો જવાબ છે કે અહીં પ્રધાનની જ પ્રાપ્તિ છે. કેવી રીતે? તો સારૂપ્યને લઈને, એ જવાબ છે. શ્રુતિ શું કહે છે તે તો જુઓ. શ્રુતિ કહે છે કે તે અક્ષર ભૂતયોનિ છે. યોનિ શબ્દ ઉપાદાનનો અહીં વાચક છે. અને કાર્ય અને ઉપાદાન કારણ વચ્ચે તો સરૂપતા હોવી ઘટે છે. વિરૂપતા હોય તો કાર્ય અને ઉપાદાન કારણ વચ્ચે સંબંધ ઘટી ન શકે. માટીના કે સોનાના વિકારો માટી કે સોનાનાં સમાન રૂપવાળાં જ હોય! વિરૂપ નહીં હોય! અને આ વિશ્વરૂપી વિકારનો સમુદાય પરમાત્મા સાથે સરૂપ નથી. કેમકે પરમાત્મા ચેતન છે. આ બધું તો જડ છે. પ્રધાન કે પ્રકૃતિ તો જડ છે. અને આથી જગતનાં કારણ તરીકે-ઉપાદાન કારણ તરીકે તો પ્રકૃતિ જ સંભવે! કારણ કે કાર્ય અને કારણ બન્નેમાં જડતા એક સરખી છે.

ઉપરાંત અહીં જે દૃષ્ટાન્તો આપ્યાં છે તે પણ પ્રકૃતિ પક્ષે જ યોગ્ય ઠરે. પહેલાં તો શ્રુતિએ અદૃશ્યત્વ વગેરે ગુણોથી યુક્ત ભૂતયોનિ અક્ષરનું નિરૂપણ કર્યું. અને પછી એ નિરૂપણને સમર્થિત કરવા દૃષ્ટાન્તો આપ્યાં છે. શ્રુતિ કહે છેઃ-यथा ऊर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यां ओषधयः संभवन्ति । यथा सतः पुरुषात् केशलोमानि तथा अक्षरात् संभवति इह विश्वम् ॥ જેમ કરોળિયા સર્જે છે અને પ્રલય કરે છે (તંતુજાળનો) અને જેમ પૃથિવીમાંથી ઓષધિઓ પ્રકટે છે જેમ હોનારા-જીવતા પુરુષ

શરીરમાંથી કેશ લોમ ઉપજે છે તેમ અક્ષરમાંથી અહીં વિશ્વ પ્રકટે છે. (મું૦ ૧-૧-૭) આ દૃષ્ટાન્તો પણ કોઈ ભૂતયોનિ અક્ષર તત્વ ચેતન હોય તો ઘટતાં નથી. અહીં કરોળિયાનું શરીર તન્તુજાળનું અને પુરુષનું શરીર કેશલોમાદિનું કારણ વર્ણવ્યું છે, એ સ્પષ્ટ છે. અને પૃથ્વીમાંથી બનેલું શરીર-એટલે કે પૃથ્વી જડ છે એ તો પ્રત્યક્ષ હોઈને નિર્વિવાદ છે. દૃષ્ટાન્ત જેને માટે આપ્યું હોય તેને અનુરૂપ તો હોવું જ ઘટે ને? આથી અહીં પ્રધાન જ ભૂતયોનિ અક્ષર તરીકે લઈ શકાય! જો એમ ન લઈએ તો **तथा अक्षरात् संभवति इह विश्वम्** એ નિરૂપણ ન થઈ શકે.

કદાચ આ ઠેકાણે સિદ્ધાન્તી તડૂકી ઊઠશે કે ભલા! જો અહીં અક્ષર શબ્દ પ્રધાનવાચક ઠરે તો પછી "**यः सर्वज्ञः सर्ववित्**"-આ વાક્ય શેષ કેવી રીતે ઘટાવશો? પ્રધાન અચેતન હોઈને તેના સર્વજ્ઞત્વ વગેરે ધર્મો ન હોઈ શકે! ચેતન ચેતવે, અચેતન કેવી રીતે ચેતવી શકે? સિદ્ધાન્તીનો આ ગભરાટ નિરર્થક છે. બીજી રીતે સર્વજ્ઞત્વ વગેરે ને ઘટાવી શકાય એમ છે. આ વાક્યશેષનું લક્ષ્ય બીજો જ કોઈ પદાર્થ અહીં સંભવે છે. કેવી રીતે? તો સાંભળ. શું કહ્યું છે? **यया तदक्षरं अधिगम्यते यत् तद्** (મું૦ ૨-૧-૨) એમ કહે છે. અહીં **अक्षरात्** કોઈ **परः** નું શ્રવણ છે. તો જે **अक्षर** થી **पर** છે તે ભલે સર્વજ્ઞ વગેરે હોતો. આમ વ્યવસ્થા થઈ શકતી હોઈને અહીં અક્ષર શબ્દ પ્રકૃતિનો જ વાચક છે.

અગર તો એ જીવાત્માનો વાચક હશે. જીવાત્મા અક્ષર છે. કેમકે એ અવિનાશી છે. અને ધર્માધર્મ દ્વારા એ ભૂતયોનિ પણ થઈ શકે છે. અહીં આ પક્ષે યોનિ શબ્દ નિમિત્ત કારણના અર્થમાં છે! આમ કયાં તો અહીં ભૂતયોનિ અક્ષરશબ્દે પ્રકૃતિને લ્યો કે કયાં તો જીવાત્માને સ્વીકારો. પણ પરમાત્મા તો અહીં સંભવે જ નહીં.

આવો પૂર્વપક્ષ ઉપસ્થિત થતાં સિદ્ધાન્તી ઉત્તર વાળે છે કે ભલા! તું આવું કહીને રણ જીતી શકતો નથી. અહીં અદૃશ્યત્વ વગેરે ગુણોથી યુક્ત, ભૂતયોનિ, અક્ષર નામનો પદાર્થ પરમાત્મા જ છે, જીવ કે પ્રકૃતિ સંભવી શકતાં નથી. અહીં પરમેશ્વરના ધર્મો બતાવવામાં આવ્યા છે. અદૃશ્યત્વ વગેરે ગુણોથી યુક્ત ભૂતયોનિ અક્ષરને વર્ણવવો શરૂ કરીને **यः सर्वज्ञः सर्ववित्** જે સર્વજ્ઞ-સર્વવિદ્ છે. (મું૦ ૧-૧-૯) એ વાક્યમાં સર્વજ્ઞત્વ વગેરે ગુણો અક્ષરના જ છે એમ વર્ણવવામાં આવ્યું છે. સર્વજ્ઞત્વ વગેરે ગુણો પરમાત્માના જ સંભવી શકે! પ્રધાન અચેતન અને જીવાત્મા અલ્પજ્ઞ એટલે

એ એના તો સર્વજ્ઞત્વ વગેરે ધર્મો હોઈ શકે નહીં. વળી અહીં **अक्षरात् परतः परः** ના આશ્રયે કોઈ અક્ષરથી પર પદાર્થનું વર્ણન છે એમ જે કહેવામાં આવ્યું તે પણ યોગ્ય નથી. જો અહીં પહેલાં કહેલા અક્ષર કરતાં કોઈ બીજો પદાર્થ શ્રુતિને ઇષ્ટ હોત તો **यः सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तपः। तस्माद् एतद् एतद्। ब्रह्म नाम रूपं अन्नं च जायते**-તે સર્વજ્ઞ-સર્વવિદ્ છે. જેનું તપ વિચારમય છે તે બ્રહ્મમાંથી આ નામ, રૂપ અને અન્ન જન્મે છે. એ શ્રુતિમાં તેનું સર્વયોનિત્વ ન બતાવત. તેના સર્વજ્ઞત્વ વગેરે ગુણોનું પ્રતિપાદન કરતી શ્રુતિ તે જ શ્વાસે તેનું ભૂતયોનિપણું કહે છે. આથી જે ભૂતયોનિ છે તે જ સર્વજ્ઞત્વ વગેરે ધર્મોથી સંપન્ન છે એ સ્પષ્ટ છે. જીવાત્મા ચેતન છતાં ભૂતયોનિ નથી, કેમકે ચેતન છતાં તે અલ્પજ્ઞ છે! અને જડ પ્રકૃતિ તો અહીં ઉભી પણ રહી શકતી નથી કેમકે જીવાત્મા પણ જો સર્વજ્ઞ નથી તો પછી જડ પ્રકૃતિનો તો પત્તો જ ક્યાં? આથી અહીં ભૂતયોનિ અક્ષર પરમાત્મા જ છે. ઉપરાંત દૃષ્ટાન્તોના બળ ઉપર પણ અહીં પરમાત્મા જ સિદ્ધ થાય છે. પરમાત્મા આ સમસ્ત સૃષ્ટિનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. પરમાત્મા ચેતન છે, અને ચેતન કોઈ પણ ઠેકાણે ઉપાદાન કારણ તરીકે જોવામાં આવતું નથી એ દલીલ પણ પાયા વિનાની છે કારણ કે અહીં જે કારણ છે તે કાર્યકારણના નિયમને પણ અકળાવી નાંખે, હંફાવી નાંખે, કદી તેની ચૂડમાં ન આવે એવું કેવળ તર્કાતીત કારણ છે. **यद्येन विरूध्यते**-કહેવાય એવું કારણ છે. કેટલીક વસ્તુઓ એવી હોય છે જ કે જે માનવમતિ અને તેના તર્કને મુંઝવી જ મૂકે! તર્ક કે કાર્યકારણની પરંપરા અમુક ભૂમિ સુધી જ જવાબ આપી શકે! ઈશ્વર-પરમાત્મા એક એવી વિલક્ષણ વસ્તુ છે કે જેને કોઈ પણ નક્કી કરેલાં માપે કે નિયમે કે કાયદાએ માપી શકાતી નથી. એ કેવી રીતે એકી વખતે નિમિત્ત અને ઉપાદાન કારણ છે તે એ પોતે જ પૂરું જાણે! પણ એ એવો છે એમ જ સંભવે! જડ અને ચેતનનો, જે અવસ્થામાં ભેદ છે તે અવસ્થામા ઉભા રહીને જ્યાં લગી વિચારીશું ત્યાં સુધી આ ગૂઢ અને કૂટ કોયડાનો ઉકેલ નહીં આવે! ત્યારે શું એનો અર્થ એ લેવો કે આપણી પાસે આનું સમાધાન જ નથી? ના, એવું કોણ કહે છે? છતાં એનો એ અર્થ છે કે આ અતિપ્રશ્ન અનુભવની ભૂમિકાએ જ પૂરો ઉકલે છે! અને આથી કેવળ તર્કની દોડ અહીં હાંફી જાય છે! પ્રકૃતિ અને પુરુષ રૂપે પરમાત્મા જ કોઈ પોતાના અચિન્ત્ય-પ્રજ્ઞા-વિલાસ દ્વારા ચમકી રહ્યો છે. તે જ એકીવખતે ઉપાદાન અને નિમિત્ત અને તે ઉપરાંત પણ જેટલાં પ્રકારનાં કારણો હોય તેટલા

છે! એમાં "કેમ કે કેવી રીતે" નો પત્તો નથી. "કેમ ને કેવી રીતે"ની ગાંઠ અનુભૂતિએ જ ઉકેલાઇ જાય છે! આથી દૃષ્ટાન્તો તો જેટલું શક્ય તેટલું સમજાવવા પૂરતાં જ અહીં લેવાં ઘટે છે! અસ્તુ. આથી અહીં પરમાત્મા જ છે એ સિદ્ધ છે. ॥ ૨૧ ॥

અદૃશ્યત્વ વગેરે ગુણોથી પરમાત્મા મંડિત છે એવો સિદ્ધાન્ત સ્થાપિત કર્યો. હવે પૂર્વપક્ષનું નિરાકરણ કરતાં ભગવાન સૂત્રકાર ભણે છે કે:-

## विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥ २२ ॥

વિશે૦=વિશેષણને લઇને અને ભેદના કથનને લઇને ચ=પણ ઇતરૌ=પરમાત્માથી બીજા એ-પુરુષ અને પ્રધાન-એ બે ન=અહીં અદૃશ્યત્વાદિ ધર્મોથી સપન્ન નથી.

પ્રકરણ છે ભૂતયોનિ અક્ષરનું. તે ભૂતયોનિ અક્ષર, પ્રધાન અને પુરુષ કરતાં જુદો છે. મુંડક શ્રુતિ કહે છે:-तदेतत् सत्यं-यथा सुदीप्तात् पावकाद् विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपाः । तथा अक्षराद् विविधाः सोम्य । भावाः प्रजायन्ते तत्र चैव अपियन्ति । તે આ સત્ય આવી રીતે સમજવાય-જેમ અત્યજતા અગ્નિમાંથી હજારો એકરૂપ તણખાઓ જન્મે છે તેમ આ અક્ષરમાંથી હે સોમ્ય! આ વિવિધ ભાવો જન્મે છે અને તે જ સુજણ તેમાં જ લીન થાય છે. (મું૦ ૨-૧-૧) અહીં સૃષ્ટિનું વર્ણન કરી, ત્યારબાદ, વિશેષણ આપે છે અને ભેદપૂર્વકનો નિર્દેશ કરે છે કે:-दिव्यो ह्यमूर्तः पुरुषः सः बाह्याभ्यन्तरो ह्यजः । अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः-નિશ્ચય દિવ્ય અમૂર્ત તે પુરુષ છે જે બાહ્ય અને અંદર છે, જે અજ છે, એ અપ્રાણ અને અમના છે, શુભ્ર છે, પ્રકૃતિથી પર જે જીવાત્મા તે જીવાત્માથી પણ પર છે-સૂક્ષ્મ છે. ( મું૦ ૨-૧-૨ ) આ શ્રુતિમાં दिव्यो हि अमूर्तः વગેરે વિશેષણો છે. અને "अक्षरात् परतः परः" માં ભેદ કથન છે. દિવ્યત્વ વગેરે વિશેષણો જીવાત્માનાં પક્ષમાં યોગ્ય નથી! પરમાત્મામાં એ વિશેષણો સુખેથી વર્તી શકે છે. પરમાત્મા પ્રધાનથી પર છે એ બતાવતો શબ્દગુચ્છ अक्षरात् परत· परः છે. ત્યાં अक्षर શબ્દનો અર્થ પ્રકૃતિ વા પ્રધાન એવો છે. એની એ અર્થમાં વ્યુત્પત્તિ આગળ આપી જ છે. તો એ પ્રકૃતિથી ભિન્ન છે જીવાત્મા એટલે કે अक्षरात् परतः છે જીવાત્મા અને તેનાથી સંસાર અવસ્થામાં परः છે પરમાત્મા! આમ પરમાત્મા પ્રકૃતિથી ભિન્ન છે એ સ્પષ્ટ છે. આમ દિવ્યત્વ વગેરે વિશેષણો જીવાત્મામાં ઘટતા ન હોઇને, પરમાત્મા સંસાર અવસ્થામાં

જીવથી ભિન્ન છે. અને પ્રકૃતિથી તો એ પરમ ચેતન હોઈને ભિન્ન છે જ. આમ અહીં પ્રકરણ-વશાત્ અદૃશ્યત્વ વગેરે ધર્મોથી યુક્ત પરમાત્મા જ હોઈ શકે છે. જીવ કે પ્રધાન સંભવી શકતાં નથી. ॥ ૨૨ ॥

આ જ વાતને સિદ્ધ કરતો બીજો હેતુ દેતાં ભગવાન સૂત્રકાર કહે છે કેઃ-

## रूपोपन्यासाच्च ॥ २३ ॥

रूपोपन्यासात्=પરમાત્માના રૂપનું અહીં નિરૂપણ હોઈને च=પણ અહીં અદૃશ્યત્વાદિ ગુણવાળો પરમાત્મા જ છે. બીજા બે નહીં.

મુંડકોપનિષદ્‌માં अक्षरात् परतः परः પ્રકૃતિથી પર એવા જીવાત્માથી પણ પર (મું૦ ૨-૧-૨) આ ઉલ્લેખ પછી एतस्मात् जायते प्राणः मनः सर्वेन्द्रियाणि च । खं वायुः ज्योतिः आपः पृथिवी विश्वस्य धारिणी= એમાંથી પ્રાણ, મન, અને બધી ઇન્દ્રિયો જન્મે છે. આકાશ, વાયુ, જ્યોતિ, જળ, અને વિશ્વની ધારિણી પૃથ્વી એમાંથી જન્મે છે. (મું૦ ૨-૧-૩) એ શ્રુતિમાં પ્રાણથી માંડીને તે પૃથ્વી સુધીના પદાર્થોની સૃષ્ટિ બતાવી-तेનું= પરમાત્માના રૂપનું નિરૂપણ જોવામાં આવે છેઃ-अग्निः मूर्धा, चक्षुषी चन्द्रसूर्यौ, दिशः श्रोत्रे. वाग् विवृताश्च वेदाः । वायुः प्राणो, हृदयं विश्वं अस्य, पद्भ्यां पृथिवी, हि एष सर्वभूतान्तरात्मा=એનું અગ્નિ છે માથું, ચંદ્રસૂર્ય છે આંખો, દિશાઓ છે કાન, વાણી છે વિવૃત વેદો, વાયુ છે પ્રાણ અને વિશ્વ છે હૃદય એનું-પૃથ્વી છે પગ, નિશ્ચય આ (આવો છે) સૌ ભૂતોનો અંતરાત્મા-પરમાત્મા (મું૦ ૨-૧-૪) આ જાતનું રૂપ જીવ કે પ્રધાનનું સંભવી ન શકે! કદાચ પ્રધાનનું તાણી તોડીને એવું રૂપ સંભવી શકે એમ કહી શકાય તોપણ તેનું=પ્રધાનનું "सर्वभूतअन्तरात्मत्व" તો કોઈ પણ રીતે ન સંભવી શકે. જીવાત્મા કદાચ "सर्वभूतान्तरात्मा" તરીકે લેખાય પણ તેનાથી પણ પરમાત્માનો નિર્દેશ ભિન્ન તરીકે સંસારાવસ્થામાં જોવામાં આવે છે. यो विज्ञाने तिष्ठन् विज्ञानाद् अन्तरः यं विज्ञानं न वेद यस्य विज्ञानं शरीरं यो विज्ञानमन्तरो यमयति एष ते आत्मा अन्तर्यामी अमृतः-જે જીવમાં ઉભેલો હોઈને જીવથી અંદર છે, જેને જીવ જાણતો નથી, જીવ જેનું શરીર છે, જે જીવને અંદરથી નિયમિત કરે છે, આ છે તારો અમૃત આત્મા અંતર્યામી. આ શ્રુતિમાં જીવાત્માના પણ અંતરાત્મા અંતર્યામી તરીકે પ્રભુનો નિર્દેશ સ્પષ્ટ છે. એટલે કે જીવાત્મા સંસારદશામાં નિયમ્ય હોઈને ભિન્ન છે, એમ કહ્યું છે. પરમાત્મા

તો સર્વભૂતાન્તરાત્મા તરીકે પ્રસિદ્ધ જ છે. તો જેમ બીજી શ્રુતિઓમાં– विश्वतः चक्षुः उत विश्वतो मुखः विश्वतो बाहुः उत विश्वतस्पात् (ऋ० ૮-૩-૧૬-૩) सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्–ચોમેર આંખવાળો, તથા ચોમેર મુખવાળો, ચોમેર હાથવાળો તથા ચોમેર પગવાળો છે. (ऋ० ૮-૭-૧૯-૩) હજારો માથાઓવાળો, હજારો આંખ, હજારો પગવાળો છે આ પુરૂષ–પરમાત્મા (ऋ० ૮-૪-૧૭-૧) વગેરે રૂપ યોગ્ય છે એમ અહીં આ રૂપ પણ યોગ્ય છે! ઉપરાંત ઉપલી મુંડક શ્રુતિમાં "एष." એવો સર્વનામનો પ્રયોગ, પ્રકૃત એવા ભૂતયોનિ અક્ષરના ગ્રહણને જ સંમતિ આપે છે. એના સિવાયના બીજે નહીં! કેમકે તે બે કોઈ અહીં પ્રકૃત નથી. આગળ ઉપર "तस्माद् अग्निः समिधः यस्य सूर्यः" તેમાંથી અગ્નિ જન્મે છે–સૂર્ય જેનું સમિધ છે (મું૦ ૨-૧-૫) આ શ્રુતિમાં કહેલી ધુલોક વગેરેની સૃષ્ટિનું કથન પ્રકરણસ્થ ભૂતયોનિમાંથી જ થાય છે એ તો સ્પષ્ટ છે કેમકે तस्मात् એવો ત્યાં પ્રયોગ છે ઉપરાંત એ પરમાત્મા સિવાયના કોઈ બીજામાંથી સૃષ્ટિનો સંભવ પણ નથી. આમ શરૂઆતમાં અને અંતમાં તેના રૂપનો નિર્દેશ હોઇને વચ્ચે પણ તેના રૂપનો જ નિર્દેશ છે એમ સહેલાઇથી કહી શકાય!

કદાચ રૂપહીન પરમાત્માનો રૂપવાળા તરીકેનો ઉલ્લેખ જીવને અસુખ ઉપજાવે! પણ આ અસુખનું કારણ ન હો ભગવાનનું કોઈ રૂપ નથી માટે જ તે સર્વરૂપ હોઈ શકે છે! ઉપરાંત અહીં જે રૂપ નિર્દેશ છે તે તો રૂપક દ્વારા તેના આનન્ત્યનો ખ્યાલ આપવાને છે! જે રૂપાસક્તને ભગવાનના રૂપ વિના ચેન નહીં જ પડે ને તેને તે પરમાત્માનું રૂપ જ નિહાળવું હોય તો તે રૂપ अग्निः मूर्धा વગેરે દ્વારા જ બતાવી શકાય એવું છે! પરમાર્થદૃષ્ટિએ પરમાત્માનું કોઇ રૂપ નથી! અને સમસ્ત આકારોને પ્રકટાવવાની અનન્ત શક્તિ અનામતપણે ધરાવનારા પરમાત્માને કોઇ ખાસ હેતુ બર લાવવા માટે કોઈ રૂપ વિશેષ લેવો પણ પડે તો તે તેના મહિમાને અનુરૂપ જ કેમ ન માનવું? છતાં આપણે બુદ્ધિની મર્યાદામાં ચાલવાનું પસંદ કરતા હોઇને, અહીં વિશ્વરૂપ છે પરમાત્મા એવો તે નીરૂપને માટે વિચાર કરીને શાંત થઇશું! પરમાત્મા સ્વયં નિરાકાર છે અર્થાત્ જ અહીં પરમાત્માનો જ ઉલ્લેખ છે પ્રધાન કે જીવાત્માનો નહીં એ સ્પષ્ટ છે. ॥૨૩॥

અદૃશ્યત્વ વગેરે ગુણથી મંડિત પરમાત્મા છે ભૂતયોનિ અક્ષર–એ વાતનો નિર્ણય થયો હવે એ પરમાત્મા સર્વભૂતોના અધિપતિ છે એવો નિર્ણય દેતા ભગવાન સૂત્રકાર બીજું અધિકરણ શરૂ કરતા કહે છે –

## वैश्वानरः साधारणशब्दविशेषात् ॥ २४ ॥

વૈશ્વાનરઃ=છાંદોગ્ય ઉપનિષદ્માં જેનું શ્રવણ જોવામાં આવે છે તે વૈશ્વાનર પરબ્રહ્મ પરમાત્મા છે એમ જાણવું. કેમકે साधारणशब्दविशेषात्=સાધારણ "આત્મશબ્દ"થી તત્વને ત્યાં વિશેષિત કરવામાં આવ્યું છે.

છાંદોગ્ય ઉપનિષદ્ના પાંચમા અધ્યાયમાં આ પ્રકરણ આવે છે. ત્યાં પ્રાચીનશાળ, સત્યયજ્ઞ, ઇન્દ્રદ્યુમ્ન, જન તથા બુડિલ નામના પાંચ મહાશ્રોત્રિય બ્રાહ્મણો ભેગા મળીને મીમાંસા કરતા જોવામાં આવે છે. को न आत्मा किं ब्रह्म? કોણ છે અમારો આત્મા? શું છે બ્રહ્મ? (છાં૦ ૫-૧૧-૧) આ છે તેમની મીમાંસાનો વિષય. ત્યાં આત્મા શબ્દનો ઉપયોગ જોવામાં આવે છે. એ શબ્દથી રખે અહીં કોઈ જીવાત્મા સમજી બેસે આથી તરત किं ब्रह्म? એવું ઉત્થાન છે. આમ તે મહાશ્રોત્રિય બ્રાહ્મણો મીમાંસા કરતાં કરતાં પણ કોઈ છેવટના નિશ્ચય ઉપર આવી શકતા નથી. તે જમાનામાં આરૂણિ ઉદ્દાલક નામના મહર્ષિ વૈશ્વાનર આત્માની વિદ્યામાં પાવરધા ગણાતા હતા. આથી તેમની પાસે જઈએ મહાત્માઓએ એ વિદ્યાને અંગે જાણવાનો નિશ્ચય કર્યો. શ્રુતિ કહે છેઃ—उद्दालको ह वै भगवन्तः! अयमारुणिः सम्प्रति इमं आत्मानं वैश्वानरं अध्येति, तं हन्त अभ्यागच्छाम-હે ભગવન્તો! વર્તમાનમાં ઉદ્દાલક આરૂણિ એક છે જે આ વૈશ્વાનર આત્માને જાણે છે. તો ચાલો તેની પાસે આપણે જઈએ. (છાં૦ ૫-૧૧-૧) ઉદ્દાલકે જ્યારે જોયું કે પાંચ પ્રસિદ્ધ મહાશ્રોત્રિય અને મહાગૃહસ્થ ઋષિઓ પોતાની પાસે વૈશ્વાનર આત્માનાં તત્વને જાણવાની ઈચ્છાથી આવી રહ્યા છે ત્યારે તેણે પોતાની એ વિદ્યામાં સીમિત શક્તિ જાણી, પ્રસ્તાવ રજૂ કર્યો કે "अश्वपतिः वै भगवन्तोऽयं कैकेयः सम्प्रति इमं आत्मानं वैश्वानरं अध्येति तं हन्त अभ्यागच्छाम-હે ભગવન્તો! અશ્વપતિ કૈકેય સાચે જ વર્તમાનકાળમાં, આ વૈશ્વાનર આત્માને જાણે છે. તો ચાલો તેની કને આપણે જઈએ. (છાં૦ ૫-૧૧-૪) આમ નિવેદિત કરી ઉદ્દાલક સહિત તે બધાય ઋષિઓ કૈકેય રાજાની પાસે પહોંચ્યા! વિધિપૂર્વક તેની કને જઈ आत्मानमेव इमं वैश्वानरं सम्प्रति अध्येषि तमेव नो ब्रूहि-વર્તમાનમાં આપ આ વૈશ્વાનર આત્માને જાણો છો તો તેને અંગે જ અમને ઉપદેશો. (છાં૦ ૫-૧૧-૬) આમ વિનંતિ કરી! રાજાએ તે પ્રત્યેકની વૈશ્વાનર આત્મા વિષેની કલ્પના પૂછી. દરેકે પોતપોતાની સમજ જણાવી. દ્યૌ, સૂર્ય, વાયુ, આકાશ, પાણી, પૃથ્વી, તથા મૂર્ધા, ચક્ષુ, પ્રાણ, શરીરનો મધ્યભાગ (બસ્તિ) અસ્થિ, પાદ વગેરે રૂપ વૈશ્વાનરના અવયવો પૈકી પ્રત્યેકને વૈશ્વાનર બુદ્ધિથી

તેઓ ઉપાસતા હતા ! આમ એક અવયવમાં તેઓ આખા અવયવીને ભાળતા હતા ! અર્થાત્ પરમાત્મામાં ખંડવૃત્તિ પાડી, તે ખંડને પરમાત્મા તરીકે જાણીને ઉપાસતા હતા. અર્થાત્ જ આંખ, કાન, નાક વગેરેમાં જ જાણે આખું શરીર આવી જતું હોય એ રીતે તેઓ એક અને અવિભાજ્ય તત્વના ટૂકડા છે એમ જાણી અખંડ અને એક આત્માની ખંડ ઉપાસના કરતા હતા! આમ ટૂકડા પાડેલો આત્મા ઉપાસ્ય નથી. એ બધાય ટૂકડાઓ વચ્ચે સરવાળાનું ચિન્હ હોવું ઘટતું હતું, તે તેઓ ભૂલ્યા હતા! અને આથી અશ્વપતિ કૈકેય તેમની આવી આવી-અપરિચ્છિન્નમાં પરિચ્છિન્નની-અખંડમાં ખંડની કલ્પનાનો નિરાસ કરવા પ્રત્યેકનું દૂષણ બતાવી, તેમની ઉપાસના કઢંગી છે એમ દર્શાવી, એ બધાય વૈશ્વાનર આત્માના અવયવો માત્ર છે એમ ઉપદેશ આપતાં કહે છેઃ-यः तु एतं एवं प्रादेशमात्रं अभिविमानं आत्मानं वैश्वानरं उपासते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेषु आत्मसु अन्नं अत्ति। तस्य ह वा एतस्य आत्मनः वैश्वानरस्य मूर्धा एव सुतेजाः चक्षुः विश्वरूपः प्राणः पृथग्वर्त्मात्मा सन्देहः बहुलः बस्तिः एव रयिः पृथिवी एव पादौ उरः एव वेदिः लोमानि बर्हिः हृदयं गार्हपत्यः मनः अन्वाहार्यपचनः आस्यं आहवनीयः =પરંતુ જે કોઈ આ વૈશ્વાનર આત્માને પ્રાદેશમાત્ર-ઘુલોકથી માંડીને તે પૃથ્વીપર્યન્ત સૌ દેશમાં અંગાગિભાવ કલ્પનાથી મપાયેલા તથા અભિવિમાન સૌ લોકોમાં સૌ પ્રાણીઓમાં અને સૌ આત્માઓમાં અંતરાત્મરૂપે જણાયેલા એમ માનીને ઉપાસે છે તે સૌ લોકોમાં સૌ પ્રાણીઓમાં અને સૌ આત્માઓમાં અન્ન ખાય છે. તેઓ નિશ્ચય પ્રસિદ્ધ વૈશ્વાનર આત્માનું નિઃસન્દેહ અતિતેજસ્વી ઘુલોક શિર છે. વિશ્વરૂપ સૂર્ય ચક્ષુ છે. વિશ્વગતિ વાયુ પ્રાણ છે. અનેક પદાર્થોવાળું આકાશ પેટ છે. નિશ્ચય ધનનિધિ સમુદ્ર મૂત્રાશય છે અને પૃથિવી જ પગો છે. હૃદય જ વેદી છે. રોમ જ દર્ભ છે. હૃદય ગાર્હપત્ય. છે. મન અન્વાહાર્યપચન છે. મુખ આહવનીય છે (છાં૦ ૫-૧૮-૧૨)

તો અહીં વૈશ્વાનર શબ્દ દ્વારા શું સમજવું ? કયો અર્થ લેવો ? અહીં વૈશ્વાનર એટલે જઠરાનલ સમજવો કે ભૂતાગ્નિ લેવો ? કે તેના જ ભેદરૂપ સૂર્ય સમજવો ? અગર તો જીવાત્માનું ગ્રહણ કરવું કે પછી પરમાત્મા પરત્વે અર્થ સ્વીકારવો ! આ અધ્યાયના અર્થમાં એ શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે. અને એવું હોઇને સંશય સ્વાભાવિક છે. સંશય હોઇને તેનો નિરાસ પણ ઉચિત છે. તો આપણે એક પછી એક બધા અર્થને તપાસવા પડશે. અને પૂર્વપક્ષીને હઠાવી સિદ્ધાન્તને સ્થાપિત કરવો પડશે. જઠરાનલથી

માંડીને તે જીવાત્મા સુધીના અર્થો પૂર્વપક્ષે છે. પરમાત્મા ઉત્તરપક્ષે છે. તો શું પ્રાપ્ત થાય ? જઠરાનલ ! અહીં વૈશ્વાનર શબ્દે જઠરાનલ લેવો ઘટે કેમકે શ્રુતિમાં સ્વયં એ શબ્દ એ અર્થમાં લેવામાં આવે છે. દા. ત. अयं अग्निः वैश्वानरः यः अयं अग्निः पुरुषे येन इदं अन्नं पच्यते यद् इदं अद्यते- આ અગ્નિ વૈશ્વાનર છે જે આ અગ્નિ પુરુષમાં છે. જેના વડે અન્ન પચે છે કે જે અન્ન ખાવામાં આવે છે. (બૃ૦ ૫-૯-૩) અને અહીં એ શબ્દ ઔપચારિક કે ગૌણ પણ નથી. અન્નનું પાચન એ જઠરાનલનું મુખ્ય લિંગ છે. તો આ શ્રુતિપ્રમાણ અને લિંગપ્રમાણ જ્યાં ગોજર હોય ત્યાં બીજો અર્થ લેવો શક્ય કેમ હોય ?

અગર તો ભૂતાગ્નિના અર્થમાં વૈશ્વાનર લઈ શકાય એ માટે પણ શ્રુતિ જોઈતી એટલી છે. स एषः अग्निः वैश्वानरः તે આ અગ્નિ વૈશ્વાનર છે. (શત૦ ૩૦-૬-૩)

અગર તો વૈશ્વાનર શબ્દનો અર્થ સૂર્ય એવો પણ થઈ શકે છે. ઋગ્વેદ એમ કહે છે- विश्वस्मा अग्निं भुवनाय देवा वैश्वानरं केतुं मह्नां अकृण्वन् । आ यस्ततानोषसो विभातिरपो अर्नोति तमः अर्चिषागात् (ऋ० ८-४-११-१२)

આત્મ શબ્દનો પ્રયોગ તો સાક્ષાત્ જોવામા આવે છે आत्मान धीर अजर युवानम् (अथर्व० ३०-४-८-४४) तस्माद् वा एतस्माद् आत्मन आकाश सभूत (तै० २-१) ધીર અજર યુવાન આત્માને (अथर्व० ૩૦-૪-૮-૪૪) તે આ આત્મામાથી નિશ્ચય આકાશ જન્મ્યુ (તૈ૦ ૨-૧) તે જ પ્રમાણે વૈશ્વાનર શબ્દ પણ જોવામા આવે છે वैश्वानरस्य सुमतौ स्याम-વૈશ્વાનરની સુમતિમા અમો રહીએ राजा हि क भुवनानामभिश्री -કેમકે તે ચૌદ ભુવનનો રાજા છે એ સુખ સ્વરૂપ છે ચારે બાજુ સૌંદર્યવાળો છે (ऋ० ૧-૭-૬-૧) અને બન્નેમા તેનો પ્રયોગ જોવામા આવતો હોઈને, આત્મ શબ્દથી વિશિષ્ટ થયેલ વૈશ્વાનર શબ્દ પરમાત્માના પક્ષમા જ ઘટી શકે એમ માનવુ યોગ્ય છે! વૈશ્વાનર શબ્દ સૌને સાધારણ છે પણ જ્યારે આત્મ શબ્દથી વિશેષિત થાય ત્યારે "દાશરથિ" એવા વિશેષણથી વિશિષ્ટ થયેલો "રામ' શબ્દ જેમ અયોધ્યાપતિના અર્થમા જ લેવાય તેમ પરમાત્માના અર્થમા જ સ્વીકારાય! આથી વૈશ્વાનર શબ્દ અહીં પરમાત્માનો જ વાચક છે

કદાચ પૂર્વપક્ષી એમ કહી શકે કે જેમ "આત્મ" શબ્દથી વિશિષ્ટ થયેલ વૈશ્વાનર શબ્દ પ્રભુનો, પરમાત્માનો વાચક છે તેમ જીવાત્માનો પણ વાચક થઈ શકે કેમકે જીવાત્માને માટે પણ "આત્મા" શબ્દનો પ્રયોગ છે જ! જેમકે-एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राण पञ्चधा सविवेश=આ સૂક્ષ્મ આત્મા જેમા પાચ પ્રકારે પ્રાણ પ્રવેશ્યા છે તે યોગમય હૃદયે જાણવા યોગ્ય છે (મુ૦ ૩-૧-૮) ઉપરાત सूर्य आत्मा जगत तस्थुषश्च-સૂર્ય છે આત્મા સ્થાવર જગમનો (ઋ૦ ૧-૮-૭-૧) આ પ્રયોગમા સૂર્ય શબ્દનો અર્થ પરબ્રહ્મ પરમાત્મા છે

પણ પૂર્વપક્ષનુ આ નિરૂપણ ઉચિત નથી કેમકે એવુ માનીએ તો ઉપક્રમ સાથે એટલે કે શરુઆતના વાક્ય સાથે વિરોધ આવીને ઉભે છે! શરૂઆતમા કહ્યુ છે-को न आत्मा ? किं ब्रह्म ? કયુ છે સ્વરૂપ આત્માનુ ? બ્રહ્મ શુ છે? (છા૦ ૫-૧૧-૧) અહી પહેલા आत्मा શબ્દ છે અને પછી વળી બ્રહ્મ શબ્દ વપરાયો છે તો પછી અહી એક વખત આત્મા શબ્દ જે પરબ્રહ્મનો વાચક છે તે લીધા પછી પાછો ब्रह्म શબ્દ શાને લીધો ? આ શકા દૂર કરવા માટે જ-રખે કોઈ આ ઠેકાણે આત્મા શબ્દથી જીવાત્મા સમજે! આથી ब्रह्म શબ્દના પુનરાવર્તને એ શકાને દૂર કરી છે જો આમ ન સમજીએ તો એક વધારેનો શબ્દ નિરર્થક વપરાયો છે એમ માનવુ રહે છે! અને એ તો અનુચિત! આથી ઉપક્રમમા પરમાત્માનો ઉલ્લેખ જ છે! અને "આત્મ" શબ્દ આમ પરમાત્મપરાયણ હોઇને

તેનાથી જ વૈશ્વાનર વિશેષિત થયો છે! અને આમ હોઇને જો તેને જીવાત્મા પરાયણ તરીકે લઈએ તો ઉપક્રમનો વિરોધ આવે જ! ઉપરાંત આત્મ શબ્દ પોતાના અર્થમાંથી ભ્રષ્ટ થાય! અને પરમાત્માની શોધમાં આવેલા મહાત્માઓને મહારાજા કૈકેય જો જીવાત્માનો ઉપદેશ જ આપતા હોય તો તે તો વચના થઈ! વંચના કરવી એ નીચનો ધંધો છે. વેદોપનિષદ્નો નહીં!

ઉપરાંત વૈશ્વાનર શબ્દે જો જીવાત્માને સમજીએ તો **तस्य हवा एतस्य आत्मनः वैश्वानरस्य मूर्धा एव सुतेजाः चक्षु विश्वरूपः ।** તે આ નિશ્ચય વૈશ્વાનર આત્માનું તેજસ્વી દ્યૌશિર છે-વિશ્વરૂપ સૂર્ય જ ચક્ષુ છે. (છાં૦ ૫-૧૮-૨) આવી જીવાત્માને લગતી કલ્પના પણ અસંભવિત ગણાય. દેહમાં ઘેરાયેલા જીવાત્માનો દ્યુલોક માથુ, સૂર્ય ચક્ષુ, વાયુ પ્રાણ, વગેરે કેવી રીતે કલ્પી શકાય? પરમેશ્વરપક્ષે આ બધીય કલ્પના ઘટી શકે! કેમકે પરમાત્મા સર્વભૂતોનો અંતરાત્મા છે અને સૌનો આધાર છે!

વળી અહીં **स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेषु आत्मसु अन्नं अत्ति !** તે સૌ લોકોમાં, સૌ ભૂતોમાં, સૌ આત્માઓમાં અન્ન ખાય છે. (છાં૦ ૫-૧૮-૧) આવું ઉપાસનાનું ફળ પણ આલેખ્યું છે. એ પરમાત્મપક્ષે જ ઘટી શકે! જીવાત્માનો ઉપાસક આવું ફળ ન મેળવી શકે!

અને તે ઉપરાંત છેવટે વૈશ્વાનરનો સાક્ષાત્કાર કરે તેને માટે પણ ફળ વર્ણવ્યું છે. કહે છેઃ-**तद् यथा ईषीकातूलं अग्नौ प्रोतं प्रदूयेत एवं ह अस्य सर्वे पाप्मानः प्रदूयन्ते ।** તે તો જેમ રૂનો રેસો અગ્નિમાં ફેંકાય-અને બળી જાય તેમ નિશ્ચય આના સૌ પાપો પ્રજળી જાય છે. (છાં. ૫-૨૪-૩) અહીં વૈશ્વાનરનાં જાણકારનાં તમામ પાપો બળી જાય છે, એમ કહ્યું છે! અને આ સર્વપાપદાહ પરમેશ્વરના પક્ષે જ ઘટી શકે! સર્વ પાપનો દાહ તો પ્રભુનું જ્ઞાન-સાક્ષાત્કાર જ કરી શકે! માટે અહીં વૈશ્વાનર શબ્દે પરબ્રહ્મ પરમાત્મા જ હોઇ શકે. ॥ ૨૪ ॥

આ જ વાતને દૃઢ કરતાં બીજો હેતુ આપે છેઃ-

## स्मर्यमाणं अनुमानं स्यादिति ॥ २५ ॥

स्मर्यमाणं=જેની પ્રત્યભિજ્ઞા-સ્મરણમાં આવતું પરમેશ્વરીસ્વરૂપ અનુમાનં=વૈશ્વાનર શબ્દ પરમેશ્વરના અર્થમાં છે એનું જણાવનારું ચિન્હ स्यात्=હોઇ શકે છે. इति=એથી

અહીં "स्मृति" નો અર્થ પ્રત્યભિજ્ઞાન લેવો ઉચિત છે. કેમકે ક્વચિત કોઈ વસ્તુનું એકદેશીય ભાન હોય તો તેના ઉપરથી તેના સામુદાયિક સ્વરૂપનું ભાન પણ થઈ શકે છે. વેદોમાં પરમેશ્વરના રૂપનો ઉલ્લેખ છે કે -यस्य भूमि: प्रमा अन्तरिक्ष उतोदरम् दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ( अथर्व० १०-४-७-३२ ) यस्य सूर्यश्चक्षुः चन्द्रमाश्च पुनर्णवः । अग्निं यश्चक्रे आस्यं, तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः.- ભૂમિ જેની પ્રભા અને અંતરિક્ષ જેનું ઉદર છે, ઘોને જેણે શિરસ્થાન કર્યું છે તે જ્યેષ્ઠ બ્રહ્મને નમન (અથર્વ૦ ૧૦-૪-૭-૩૨) ઉદય પામતા સૂર્યચન્દ્ર જેના ચક્ષુ છે, જેણે અગ્નિને પોતાનું મુખ કર્યું છે તે જ્યેષ્ઠ બ્રહ્મને નમન (અથર્વ૦ ૧૦-૪-૭-૩૩) બીજી શ્રુતિઓમા પણ ઉલ્લેખ છે अग्नि मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग् विवृताश्च वेदाः। वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा (મુ૦ ૨-૧-૪) અહીં વૈશ્વાનર જો પરમેશ્વર ન હોત તો કદી પણ પરમેશ્વરનુ રૂપ અહીં તેના રૂપ તરીકે ન મનાયુ હોત! એકનુ રૂપ બીજાના રૂપ તરીકે તો યાદ આવતુ નથી એક ઠેકાણે એકનુ જે રૂપ જોયુ હોય તે જ જો બીજે જોવામા આવે તો સ્મરણ થય! અને ઉપરની શ્રુતિઓમા જે રૂપનુ આપણને ભાન થાય છે તે જ રૂપનુ तस्य ह वा आहवनीयं વગેરેમા ભાન થાય છે! આ છે એનુ ચિન્હ માટે અહીં "વૈશ્વાનર" પરમાત્માનો જ વાચક છે ॥ ૨૫ ॥

આ ઠેકાણે સૂત્રકાર સ્વયં આશંકા ઉઠાવી સમાધાન કરે છે કે -

**शब्दादिभ्यः अन्तः प्रतिष्ठानाच्च नेति चेन्न तथा दृष्टि उपदेशात् असंभवात् पुरुषमपि च एनं अधीयते ॥ २६ ॥**

शब्दादिभ्य=શબ્દ એટલે અહીં વૈશ્વાનર શબ્દ તેનુ પ્રાદેશમાત્ર કથન-મૂર્ધાદિ અવયવોનુ કથન વગેરે આદિ શબ્દદ્વારા જાણવુ કે છે તે કારણે अन्त प्रतिष्ठानात् च=અને શરીરની અંદર અવસ્થાન મનાયું હોઈને न=ને બરાબર નથી! કેમકે तथा दृष्टिउपदेशात्=એ શબ્દ પરમેશ્વરના પક્ષમા પણ પ્રસિદ્ધ છે અવયવના કથનની ઉચિતતાને લઈને પ્રાદેશમાત્રનુ કથન પણ સ્વસ્મૃત ઉચિત થતુ હોવાથી તથા મૂર્ધા વગેરે અવયવોને લગતી દૃષ્ટિ માગતુ અહીં વિધાન હોઈને असंभवात्-પરમાત્મા સિવાય તેની દૃષ્ટિનું બીજે કેમકે ઔચિત્ય સંભવતુ ન હોઈને पुरुषमपि च=અને પુરુષ તરીકે પણ अधीयते=કહેવામા આવ્યા હોઈને અહીં વૈશ્વાનર શબ્દ પરમેશ્વરના અર્થમા જ લેઈ શકે છે!

આ ઠેકાણે સૂત્રકાર સ્વયં શંકા ઉઠાવી તેનું સમાધાન કરે છે. સિદ્ધાન્તી જ પૂર્વપક્ષનું ઉત્થાન કરતાં કહે છે કે વૈશ્વાનર શબ્દ પરબ્રહ્મ પરમેશ્વરનો વાચક નહીં થઇ શકે! કેમ? કારણકે જે શબ્દ જે અર્થમાં પ્રસિદ્ધ હોય તે તેજ અર્થમાં લેવો ઘટે. વૈશ્વાનર શબ્દ જઠરાનલનો વાચક છે. **एष: अग्नि: वैश्वानर:** (શત૦ ૧૦-૬-૧-૧૧) એવો શ્રુતિબોલ છે. એમાં અગ્નિ અને વૈશ્વાનર બંને સમાન વિભક્તિમાં બતાવ્યાં છે. આથી વૈશ્વાનરનો અર્થ જઠરાગ્નિ જ સંભવે. જો આ શબ્દ પરમાત્મવાચક હોય તો આ એકવિભક્તિયોગ અયોગ્ય ઠરે. કેમકે જઠરાનલ જડ છે. પરમાત્મા ચેતન છે! અને જડ તથા ચેતનનો એક વિભક્તિમાં ઉલ્લેખ યોગ્ય નથી.

ઉપરાંત પરમેશ્વર અપરિછિન્ન છે. અહીં તો પરિચ્છિન્નનો ઉલ્લેખ છે! પ્રાદેશિક ઉલ્લેખ અગ્નિનો ઘટે, પરમાત્માનો નહીં ઘટે. કેમકે પરમાત્મા તો સર્વવ્યાપક છે. સર્વવ્યાપકનું પ્રાદેશિક પ્રદર્શન તર્કસંમત કેવી રીતે થાય? જઠરાગ્નિ પક્ષે આ મુશ્કેલી નહીં આવે. શરીરમાં હોઇને એનો પરિચ્છિન્ન તરીકે એટલે કે પ્રાદેશિક તરીકેનો ઉલ્લેખ યોગ્યતમ છે.

વળી આ વૈશ્વાનર તો **तस्य ह वा एतस्य आत्मनः वैश्वानरस्य मूर्धैव सुतेजा:**" વગેરે અવયવવાળો છે એમ શ્રુતિ કહે છે. પરમાત્માને અવયવ કેવા? તે તો અવયવશૂન્ય=નિરવયવ! જેને શરીર જ નથી તેને અવયવો હોય એ કેમ સંભવે? શ્રુતિઓ સાક્ષાત્ ભણે છે—**सः पर्यगात् शुक्रं अकायं** (યજુ૦ ૪૦-૨૨) **अशरीरं शरीरेषु** (કઠ૦ ૨-૨૨) **दिव्यो अमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः** (મું૦ ૨-૨) **न तस्य कार्यं च विद्यते**-તે ચૈતન્ય જ્યોતિસ્વરૂપ અશરીરી પરમાત્મા ચોમેર વ્યાપ્યો છે. (યજુ૦ ૪૦-૮) શરીરીઓમાં જે અશરીરી છે. (કઠ૦ ૨-૨૨) દિવ્ય અમૂર્ત અંદર બહાર પૂર્ણ અજ છે તે પુરુષ (મું૦ ૨-૨) તેનું શરીર કે ઇન્દ્રિયો નથી. (શ્વે૦ ૬-૮) વગેરે. આમ શરીર પ્રતિષેધ પણ શ્રુતિ કરે છે:-**अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः**-હાથપગ વિનાનો છે છતાં તીવ્રગતિ છે અને પકડનારો છે, વગર આંખનો છતાં તે જુવે છે, વગર કાનનો છતાં તે સાંભળે છે. (શ્વે૦ ૩) આમ જ્યારે શ્રુતિ સાક્ષાત જ અવયવોને નકારે ત્યારે તેમનો સદ્‌ભાવ કલ્પવો એ તો વિડંબના છે. જઠરાનલ તો એક સામાન્ય અગ્નિ હોઇને તેનાં અવયવોની કલ્પના સુઘટિત હોઈ શકે છે!

ઉપરાંત **पुरुषेऽन्तः प्रतिष्ठितं वेद**। પુરુષમાં અંદર રહેલું જે જાણે છે. ( શત૦ ૧૦-૬-૧-૧૧ ) આ પરબ્રહ્મના પક્ષે ઉચિત જ નથી. કેમકે

તે તો સર્વત્ર પ્રસિદ્ધિન છે જઠરાગ્નિના પક્ષે આ અસંભવિત નથી આથી વૈશ્વાનર શબ્દ અહીં પરમેશ્વરનો વાચક ઘટી શકતો નથી.

પૂર્વપક્ષની આ બધીય દલીલો બરાબર નથી વૈશ્વાનર શબ્દ પરબ્રહ્મ પરમેશ્વરના અર્થમા પણ પ્રસિદ્ધ છે જેમ પુરુષની અંદર રહેનારા જઠરાગ્નિના અર્થમા એ પ્રસિદ્ધ છે તેમ પરબ્રહ્મ પરમેશ્વરના અર્થમા પણ એનો ઉપયોગ છે પરંતુ અહીં જે રીતે એ શબ્દ વપરાયો છે તે કેવળ નથી, પણ વિશેષણ વિશિષ્ટ છે, અને આવી જઠરાગ્નિના અર્થમા એ હોય એવી સભાવના શકય નથી અહી "આત્મા" એ વિશેષણથી વિશિષ્ટ છે વૈશ્વાનર–અને એવો વિશિષ્ટ વૈશ્વાનર, પરમાત્મા જ હોઈ શકે જઠરાગ્નિના અર્થમા આ મ વિશિષ્ટ વૈશ્વાનરની પ્રસિદ્ધિ નથી જો જઠરાગ્નિના અર્થમા લેવા જાઈએ તો એ વિશેષણ નિરર્થક થાય માટે વૈશ્વાનર શબ્દે પરમાત્માનો જ ઉલ્લેખ છે

ઉપરાંત સર્વગત પરમાત્માનો ઉપાસના માટે પ્રાદેશિક ઉલ્લેખ અયોગ્ય નથી જે સર્વત્ર વર્તમાન હોય છે તે દેશવિશેષમા નથી હોતો એવુ તો હોઈ શકતુ નથી!

વળી મૂર્ધા વગેરે અવયવોનો ઉલ્લેખ પણ પરબ્રહ્મને અવયવી તરીકે સિદ્ધ કરવા માટે નથી! વાત એમ છે કે દર્શન પૂર્ણ હોવુ ઘટે ખંડિત નહીં! અને દર્શનને અનેક પાસા હોય છે એ બધા પાસાઓ મળીને પૂર્ણ દર્શન થઈ શકે એક એક પાસાને જ જો જોઈએ અને તેને જ પૂર્ણ તરીકે માનીએ તો એ તો અંધ હાથીન્યાય થાય! અને આથી ઉપાસકની દૃષ્ટિ સમગ્રને આવરી લેતી હોવી ઘટે અધૂરા દર્શનનો મહાભય હોય છે એ ભય બતાવવા જ અહીં **मूर्धा ते व्यपतिष्यत्**–તારુ માથુ તૂટી પડશે. (છા૦ ૫–૧૨–૨) એ શાપવાચક શબ્દ–ગુચ્છનો પ્રયોગ કરવામા આવ્યો છે અન્ન કે એકપક્ષી ખંડિતદર્શને દુનિયામા લોહીની નદીઓ વહી છે આથી મહારાજા અશ્વપતિ મહાગૃહસ્થ ઋષિઓના ખંડ દર્શનને અભિનંદન ન દેતા એ બધાયની વચ્ચે ભરવાગાની નિશાની મૂકવા સૂચન કરે છે દર્શનની ભાવના એ છે કે સદા આકારમા વસતા માનવને, સદા નિરાકાર રહેતા પરમાત્મામા પણ, આકાર કલ્પ્યા વિના ચેન ન જ પડે, તો એ જાતનો સત્યથી અવિરુદ્ધ આકાર કલ્પે કે જેથી આ રુચિ તોષાય અને છતા સત્ય ન દુભાય! પરમાત્મા સૌનો અંતરાત્મા છે, સૌનો આધાર છે, સૌનો પ્રાણ છે અને આથી ધ્રુવલોકાદિ સૌ લોકોમા એકી વખતે વર્તમાન છે! શ્રુતિ કહે છે–**यदन्त रस्य सर्वस्य**

(यजुः ४०-५) एकोवशी सर्वभूतान्तरात्मा (कठ०) स वा अयं पुरूषः सर्वासु पूर्षु पुरिशयः–તે છે આ બધાની અંદર. (यजु० ૪૦–૫) એક સર્વને વશમાં રાખનારો સૌ ભૂતોનો અંતરાત્મા. (कठ०) નિશ્ચય તે આ પુરુષ તમામ નગરીઓમાં સૂનારો છે. (बृ० ૨–૫–૧૮) આમ સર્વત્ર વર્તમાન પરમાત્માના ઉપર વિરાટ્ આકારની કલ્પના તો આત્માની ભવ્યતા વર્ણવવાનો મંગલ પ્રયત્ન છે. એ એનું સન્માન છે. આથી અવયવોની કલ્પના દૂષણદાયી નથી, ભૂષણરૂપ હોઈ શકે છે. આથી જ તો ભગવાન વેદનો બોલ છે કેઃ– वया इद् अग्ने। अन्ये त्वे विश्वे अमृता मादयन्ते वैश्वानरः। नाभिः असि क्षितीनां स्थूणेव जनाँ उपमिद् ययन्थ (ऋ० ૧–૪–૨૫–૨) આમ પરમાત્મા સૌનો અંતરાત્મા હોઈને, સૌનો આધાર હોઈને નિરવયવ છતાં સર્વાવયવસંપન્ન જો નિરૂપિત થતો હોય તો તેમાં કશું બગડતું નથી.

વળી अन्तः प्रतिष्ठानात् એ હેતુ પણ ઉચિત નથી. કારણ કે વ્યાપક પરમાત્મા અંદર બહાર સર્વત્ર પ્રસરેલો જ છે! વાજસનેયી શાખા તો પરમાત્માને अन्तः प्रतिष्ठित પુરુષ તરીકે સાક્ષાત્ કહે છેઃ–एषोऽग्निः वैश्वानरः यत् पुरुषः स यो ह एतमेव अग्नि वैश्वानरं पुरूषविधं पुरूषे अन्तः प्रतिष्ठं वेद–આ અગ્નિ વૈશ્વાનર અને પુરુષસમો પુરુષમાં અંદર પ્રતિષ્ઠિત છે એમ જાણે છે. (शत० ૧૦–૬–૧–૧૧) વગેરે. અને ઉપરાંત જઠરાનલ અંદર પ્રતિષ્ઠિત તો છે પણ તે "પુરુષ" નથી! કેમકે જઠરાનલ ચેતન નથી, તે જડ છે. અને પુરુષ શબ્દ તો ચેતનવાચી છે. पुरूष एव इदं सर्वं એવો તો ઈશ્વરનો ઉલ્લેખ છે. આથી વૈશ્વાનર શબ્દે અહીં પરમાત્મા જ ગ્રાહ્ય છે, જઠરાનલ નહીં. ॥ ૨૬ ॥

આમ વૈશ્વાનર શબ્દ અહીં જઠરાગ્નિના અર્થમાં નથી, પણ પરમાત્માના જ અર્થમાં છે એમ સિદ્ધ થયું. જઠરાગ્નિ ભલે અહીં ન હોય, પણ પરમેશ્વર તો નથી જ, એ ચોકખું છે. કેમકે વૈશ્વાનર શબ્દે સૂર્ય અગર તો પંચમહાભૂતમાંનો અગ્નિ કાં ન લેવો? એ બન્ને પણ વ્યાપક હોઈને તેમનામાં द्यौ मूर्धा વગેરે અવયવ કલ્પના ઘટી શકે છે. તેમનું વ્યાપકપણું વેદ સ્વયં કહે છેઃ–यो भानुना पृथिवीं द्या मुतेमां आततान रोदसी अन्तरीक्षम्–જે પોતાના પ્રકાશે આ પૃથ્વી અને દ્યોને આકાશ અવનિ અંતરિક્ષને ભરપૂર કરે છે. (ऋ० ૮–૪–૧૦–૩) આવો પૂર્વપક્ષ થતાં આચાર્ય પૂર્વોક્ત હેતુઓનો જ અતિદેશ કરતાં રદીઓ આપે છે કેઃ

## अत एव न देवता भूतं च ॥ २७ ॥

अतः एव=આથી જ-પૂર્વોક્ત હેતુને લઇને જ દેવતા=સૂર્યદેવતા કે ભૂતં=ભૂતાગ્નિ ન=વૈશ્વાનર હોઇ શકતો નથી.

**द्युमूर्द्धत्वाद्यसंभवात्** અને **पुरुषत्वाम्नानाच्च** આ બેને હેતુ તરીકે આગળ ધર્યા હતા. આ બે હેતુઓ જઠરાનલને વૈશ્વાનર તરીકે સ્થાપિત થતાં અટકાવે છે. આ બે જ, સૂર્ય કે અગ્નિ દેવતાને વૈશ્વાનર થતાં રોકે છે. બન્નેનું યોગક્ષેમ એકસરખું જ છે! દેવતા શબ્દ અહીં ભૂતાગ્નિ શબ્દના સહચર્યમાં છે. અને આથી એ સૂર્યદેવતાનો વાચક છે. દેવ શબ્દની વ્યુત્પત્તિ કરતાં યાસ્કાચાર્ય કહે છેઃ–**देवो दानात् वा दीपनात् वा द्योतनात् वा द्युस्थानो भवति इति वा** ( નિ० ૭-૪ ) દ્યોતનને લઇને તથા દ્યૌસ્થાનીય હોઈને સૂર્ય દેવતા છે. દેવ કહો દેવતા કહો અર્થ એક છે. સૂર્યનું દેવત્વ વેદે વર્ણવેલું જ છે. **तत् सूर्यस्य देवत्वं तन्महित्वं मध्या कर्तोः विततं सञ्जभार** ( ઋ० ૧-૮-૭-૪ ) સૂર્ય દેવતા અને ભૂતાગ્નિ પક્ષે મૂર્ધાત્વ વગેરેની કલ્પના અસંભવિત છે. તેમનું પુરૂષત્વ તો તેથી પણ વધારે અસંભવિત છે, એ પ્રત્યક્ષ છે. **यो मानुना** વગેરે મન્ત્ર વાકયમાં તો પરમાત્માનું સર્વ–વ્યાપકપણું વગેરે બતાવવાનો આશય છે. અને આથી અહીં વૈશ્વાનર શબ્દ પરમાત્માનો વાચક જ છે. સૂર્ય કે ભૂતાગ્નિનો વાચક નથી એ સિદ્ધ છે. ॥ ૨૭ ॥

રૂઢિના બળે વૈશ્વાનર શબ્દ જઠરાગ્નિ વગેરેનો વાચક થવા જતો હતો. પણ "આત્મા" શબ્દરૂપી વિશેષણે, તે પરમાત્મવાચક છે એમ આપણે નક્કી કર્યું. હવે સાક્ષાત પણ તે શબ્દ એટલે કે યૌગિક વૃત્તિથી પણ તે પરમેશ્વરનો જ વાચક છે એમ અન્ય આચાર્યના મતોપન્યાસપૂર્વક બતાવે છે કેઃ–

## साक्षादपि अविरोधं जैमिनिः ॥ २८ ॥

साक्षादपि=જેમ રૂઢિથી વિશેષણબળે તેમ સાક્ષાત્ યૌગિક વૃત્તિથી પણ अविरोध= વૈશ્વાનર શબ્દ પરમાત્માનો વિના વિરોધે વાચક છે એમ जैमिनिः=જૈમિની નામના આચાર્ય માને છે.

અર્થાત્ કેવળ "આત્મા" શબ્દ એ વિશેષણથી જ નહીં યોગવૃત્તિથી પણ વૈશ્વાનર શબ્દ બીજે–બીજા જઠરાગ્નિ વગેરે અર્થમાં પ્રસરતો નથી.

યૌગિક વૃત્તિથી પણ તે પરમાત્માને જ સમર્પે છે. વૈશ્વાનર એટલે વિશ્વ-સ્વામી. विश्वेषां-जडचेतनानां सर्वेषां नरः नेता=कर्मफलप्रापकः=अधिष्ठाता स्वामीति वैश्वानरः અગર તો विश्वे च इमे नरः विश्वानराः तेषां अयं इति वैश्वानरः આમ બીજી નિરુક્તિમાં સ્વસ્વામીભાવ સ્પષ્ટ છે. નિરુકતકાર પણ આજ અર્થમાં નિરુકિત કરે છે કેઃ–वैश्वानरः कस्मात्? विश्वान् नरान् नयति, विश्वे एनं नराः नयन्ति इति (नि० ૭-૬-૧) આ અર્થોમાં બતાવેલું વિશ્વસ્વામિત્વ પરમેશ્વર પક્ષે જ ઘટી શકે! જીવાત્માનું ઐશ્વર્ય તો નહીંવત્! અને જઠરાગ્નિ વગેરે તો જડ હોઈને પરતંત્ર! અથી એ બધાય અહીં લઈ શકાય નહીં! પરમેશ્વર તો "यः प्राणतः निमिषतो महित्वा एक इत् राजा जगतो बभूव (ऋ० ८-७-१२३-३) यो भूतं च भव्यं च सर्वं यश्च अधितिष्ठति (अथर्व० १०-५-४-१) प्राणाय नमो यस्य सर्वमिदं वशे! यो भूतः सर्वस्येश्वरः यस्मिन् सर्वं प्रतिष्ठितम् (अथर्व० ११-२-४-१) सवा अयं आत्मा सर्वेषां भूतानां अधिपतिः सर्वेषां भूतानां राजा (बृ० ३-५-१५) सर्वस्य ईशानः सर्वस्य अधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किञ्च જે પોતાના મહિમાને લઈને સજીવ અને પલકારા મારતો આ જાતનો એક સમ્રાટ થયો છે. (ऋ० ૮-૭-૧૨૩-૩) જે ભૂત અને ભવ્ય અને જે કાંઈ છે તે બધાનો ઉપરી છે. (अथर्व० ૧૦-૫-૪-૧) પ્રાણને નમન હો, જેના વશમાં આ બધું, જે સત્યસ્વરૂપ છે. સૌનો ઈશ્વર છે જેમાં બધું પ્રતિષ્ઠિત છે. (अथर्व० ૧૧-૨-૪-૧) નિશ્ચય તે આત્મા સૌ ભૂતોનો અધિપતિ છે, સૌ ભૂતોનો રાજા છે. (બૃ૦ ૩-૫-૧૫) સૌનો ઈશ, સૌનો અધિપતિ તે જે કાંઈ આ છે તેનું શાસન કરે છે. (બૃ૦ ૫-૬-૧) નિરંકુશ ઐશ્વર્યસંપન્ન છે એમ અનેક શ્રુતિઓ કહે છે. અને આમ શાસ્ત્રસિદ્ધ અર્થમાં વિપ્રતિપત્તિ યોગ્ય નથી. જો અહીં વિપ્રતિપત્તિઓ થાય તો "અનાશ્વાસ પ્રસંગ" આવે. આથી સાક્ષાત્ અહીં વૈશ્વાનર શબ્દ પ્રભુને જ સમર્પે છે એ સિદ્ધ છે, એમ જૈમિની આચાર્ય કહે છે. આ જ રીતે अग्नि શબ્દ પણ પરમેશ્વરવાચક સમજી શકાય–સમજવો જોઈએ. નિરૂક્તકાર કહે છેઃ–अग्निः कस्मात्? अग्रणीः भवति अग्रं यज्ञेषु प्रणीयते अंगं नयति सन्नममानः (नि० ૭-૪-૨) આમ યૌગિક વૃત્તિથી પણ કેટલાક શબ્દો પરમાત્મપરાયણ છે એ સ્પષ્ટ છે. ॥ ૨૮ ॥

આમ વૈશ્વાનર પરમાત્મા છે એ નિશ્ચિત થયું. એ પરમાત્માના પ્રાદેશિક ઉલ્લેખની યોગ્યતા હવે સિદ્ધ કરતાં પહેલાં તો બીજાનો મત બતાવતાં ભણે છે કેઃ–

## अभिव्यक्तेः इति आश्मरथ्यः ॥ २९ ॥

अभिव्यक्ते=ઉપાસનાકાળે હૃદયકમળમાં પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ એટલે અહીં અભિવ્યક્તિ તે નિમિત્તે અહીં પ્રભુનું પ્રાદેશમાત્ર કથન સંભવી શકે છે. इति=એમ आश्मरथ्यः=આશ્મરથી નામના આચાર્ય માને છે

પરમાત્માનો પ્રાદેશિક ઉલ્લેખ ઉપાસના માટે પણ હોઈ શકે છે. યદ્યપિ પરમાત્માને કોઈ પ્રદેશ વિશેષ નથી, છતાં ઉપાસના વખતે હૃદય કમળમાં તેનું ધ્યાન કરવાનો શાસ્ત્રીય ઉપદેશ છે. અને એ ઉપાસના કાળે પરમાત્મા પોતાના અનુકમ્પ્ય જીવોને અંતરમાં દર્શન પણ દે છે. અને એ દૃષ્ટિએ સર્વવ્યાપી પરમાત્માનો હૃદયપ્રદેશ પૂરતો આવિર્ભાવ શાસ્ત્રસંમત છે. શ્રુતિઓ કહે છેઃ-वेनः तत् पश्यन् निहितं गुहा सद् (યજુ૦ ૩૨-૮) एतद् यो वेद निहितं गुहायाम् (મું૦ ૨-૧-૧૦) पश्यत्सु इहैव निहितं गुहायाम् (તૈ૦ ૨-૨) एष मे आत्मा अन्तः हृदये (છાં૦ ૩-૧૪-૩) સદા एव आत्मा हृदि-ગુહામાં પ્રતિષ્ઠિતને જોતો તે રમણીય આત્મા (યજુ૦ ૩૨-૮) જે આને ગુહામાં નિહિત જાણે છે (મું૦ ૨-૧-૧૦) જોનારાઓ માટે અહીં હૃદયગુહામાં જ નિહિત (તૈ૦ ૨-૨) અમારો આત્મા હૃદયમાં અંદર (છાં૦ ૩-૧૪-૩) તે આ આત્મા વિશ્વહૃદયમાં છે. ગીતાજી કહે છેઃ-- ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति-ઈશ્વર સૌ ભૂતોના હૃદય દેશમાં ઉભો છે. (ગીતા ૧૮-૬૨) હૃદયકમળ ભૌતિક હોઈને તે પ્રાદેશમાત્ર છે એમ કહેવામાં કોઈ વાંધો નથી! ઉપરાંત अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः-અંતરાત્મા પુરૂષ અંગુઠામાત્ર હોઈને સદા પ્રાણીઓનાં હૃદયમાં ઠીક ઠીક રહે છે. (કઠ૦ ૬-૧૭) અહીં अंगुष्ठमात्रः તરીકે એનો નિર્દેશ છે અંગુષ્ઠમાત્ર કહો કે પ્રાદેશમાત્ર કહો-વાત એક જ છે. હૃદયના પરિમાણે પરમાત્માનું પણ ઉપાસના પૂરતું પરિમાણ=અંગુષ્ઠમાત્ર સ્વરૂપે કથન આચાર્યને પણ મંજૂર છે. हृदयापेक्षया तु मनुष्याधिकारत्वात् (વ્રે૦ ૧-૩-૨૬) આમ હૃદયમાં અભિવ્યક્તિના નિમિત્તે વૈશ્વાનરનું અહીં પ્રાદેશમાત્ર રૂપે કથન છે એમ આશ્મરથી આચાર્યનો મત છે. ॥ ૨૯ ॥

મતાન્તર બતાવતાં કહે છેઃ-

## अनुस्मृतेः बादरिः ॥ ३० ॥

अनुस्मृतेः=જેનું સ્મરણ તેનું પાછળથી સ્મરણ-ચિંતન-ઉપાસન એટલે અનુસ્મૃતિ, તેને લઈને અહીં પ્રાદેશમાત્ર તરીકે વૈશ્વાનરનો ઉલ્લેખ છે. એમ बादरिः=બાદરી નામના આચાર્ય માને છે.

પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ. તે માટે શ્રવણ પ્રથમ પગથિયું છે. શાસ્ત્ર દ્વારા પ્રભુનું શ્રવણ કરી, સાક્ષાત્કાર માટે તેનું સતત અંતરમાં ચિંતન કરવું ઘટે! અનુચિંતન, અનુસ્મરણ, ઉપાસન વગેરે અર્થે ભિન્ન નથી, માત્ર શબ્દે જ ભિન્ન છે. અને યોગીઓ પરમાત્માને હૃદયમાં સ્મરે છે એ એનું સ્થાન છે. આથી પ્રાદેશમાત્રે, એ દૃષ્ટિએ અનુસ્મરણ માટે ભગવાનનો પરિચ્છિન્ન પ્રદેશમાં ઉલ્લેખ છે.' આથી વૈશ્વાનર પરમાત્મા પણ હૃદયમાં ઉપાસ્ય હોવાને લઈને તેનો અહીં પ્રાદેશિક ઉલ્લેખમાત્ર છે. આ છે મત બાદરી નામના બીજા કોઈ આચાર્ય નો. ॥ ૩૦ ॥

જૈમિની આચાર્યના મતનું નિરૂપણ કરતાં કહે છે કેઃ-

**सम्पत्तेः इति जैमिनिः तथाहि दर्शयति ॥ ३१ ॥**

समपत्तेः=સંપત્તિ એટલે સંપાદન=દૃષ્ટિ વિશેષને લઈને એકને બીજામાં ઘટાવવું તે. દ્યૌથી માંડીને તે પૃથિવી સુધીનાં પ્રદેશો, વૈશ્વાનરના અવયવો તરીકે કલ્પાયા છે એ અવયવો=પ્રદેશ વિશેષોને પ્રાદેશમાત્ર-મૂર્ધાથી માંડીને દાઢી સુધીના શરીરના અંગોના સમૂહમાં સંપાદિત કરવા અર્થાત્ વૈશ્વાનરના અવયવોને શરીરના અવયવોમાં કલ્પવા એટલે સંપત્તિ. એ સંપત્તિને ખાતર અહીં વૈશ્વાનરનો પ્રાદેશિક ઉલ્લેખ છે એમ जैमिनिः=જૈમિની નામના આચાર્ય માને છે. અને એ અર્થમાં પ્રમાણ ટાંકતાં કહે છે કે तथा हि दर्शयति=એ જ પ્રમાણે વાજસનેયી બ્રાહ્મણ શ્રુતિ બતાવે છે. માટે વૈશ્વાનર અહીં સંપત્તિની દૃષ્ટિએ પ્રાદેશમાત્ર તરીકે નિરૂપિત છે એમ માનવું,

વૈશ્વાનરના દ્યૌથી માંડીને તે પૃથ્વી સુધીના અવયવોની કલ્પના શ્રુતિએ કરી છે. તે તે પ્રદેશ વિશેષો, વૈશ્વાનર પરમાત્માના અંગ વિશેષો છે, એમ કહી તેના વિરાટ્પણાનો ઉલ્લેખ કર્યો છે. તેના તે જ વૈશ્વાનર પરમાત્માના અવયવોની માણસના શરીરના અવયવોમાં વાજસનેયી બ્રાહ્મણમાં એટલેકે શતપથ બ્રાહ્મણમાં કલ્પના ઉતારી છે. ત્યાં આવો ઉલ્લેખ છેઃ-

**प्रादेशमात्रं इव ह वै देवाः सुविदिताः अभिसंपन्नाः तथातु वः एतान् पदयामि यथा प्रादेशमात्रमेवाभिसम्पादयिष्यामि इति। स होवाच- मूर्धानं उपदिशन् उवाच एष वा अतिष्ठा वैश्वानर इति। चक्षुषी उपदिशन् उवाच-एष वैश्वानर इति। नासिके उपदिशन् उवाच-एष वै पृथग् वर्त्मात्मा वैश्वानर इति। मुख्यं आकाशं उपदिशन् उवाच एष वै बहुलः वैश्वानर इति। मुख्या आपः उपदिशन् उवाच एष वै रयिः वैश्वानरः इति। चुबुकं उपदिशन् उवाच-एष वै प्रतिष्ठा वैश्वानर इति।**

અહીં મૂર્ધાથી માંડીને તે ચુબુક-દાઢી સુધીના શરીરનાં અંગો પ્રાદેશિક છે એ સ્પષ્ટ છે. તેમાં-તે અંગોમાં વૈશ્વાનરના મૂર્ધા વગેરે અંગોનું

પ્રનિધાપન-ઉપદેશ-સંપત્તિ કહી છે અને આથી તેના અંગી-તે અંગોવાળા પરમાત્માનો અહીં પ્રાદેશિક ઉલ્લેખ અજુગતો નથી આથી સંપત્તિ નિમિત્તે અહીં વૈશ્વાનરનું પ્રાદેશિક કથન છે, એમ જૈમિનિ આચાર્યનો મત છે ॥૩૧॥

ભગવાન સૂત્રકાર પોતાના મતનો ઉલ્લેખ કરતા પ્રથમાધ્યાયના બીજા પાદની ઇતિ ભણતા કહે છે -

## आमनन्ति च एनं अस्मिन् ॥ ३२ ॥

ચ-કેમકે એનં=ભગવાન વૈશ્વાનરને આસ્મન્-ચોથી માંડીને તે પૃથ્વી સુધીના પ્રદેશ વિશેષમાં અભ્યાસી તરીકે જોવા યોગ્ય છે એમ આમનન્તિ=જાબાલ ઉપનિષત્તના ઋષિઓ કહે છે તેથી પ્રાદેશમાત્ર વ્યપદેશ છે

આ સૂત્ર બ્રહ્મસૂત્રકાર ભગવાન વ્યાસજીનો મત નિરૂપે છે પ્રદેશો અવયવો છે અને પરમાત્મા અવયવી છે અવયવો દ્વારા અવયવી સ્વયં ધ્યાનમાં આવે છે તો અહીં પણ અવયવો ઉપરથી અવયવી પ્રતીત થાય જ। વૈશ્વાનર અંતર્યામી છે જે જાતના અવયવોનો અહીં ઉલ્લેખ છે તે જાતના અવયવો ઉપરથી પરમાત્માની જ અવયવી તરીકે પ્રતીતિ થાય છે આથી દ્યુલોક વગેરે પ્રદેશ વિશેષપને કારણે અહીં પ્રાદેશમાત્રનું કથન છે સ્વાભાવિક કે અભિવ્યક્તિ વગેરેને નિમિત્તો માનવાની કોઈ જરૂર નથી

અર્થાત્ જ પરમાત્મા સર્વભૂતાધિપતિ છે એવો આમ્નાય અધિકરણનો ધ્વનિ છે પરમાત્માની અસ્મિતામાં ખંડવૃત્તિ નથી આપણે એને ખંડિત કર્યો છે એ ખંડને લઈને માનવજાત ઘણું સહન કર્યું છે હવે પરિપૂર્ણ, એક અને અદ્વિતીય પરમાત્માનો સ્વીકાર કરવાનો સમય પાકી ગયો છે। અણુયુગમાં છે એવા પરમાત્માને તેના મૌલિક વિશાળતમ સ્વરૂપમાં જ લેવો રહે છે-સમજવો રહે છે! પરમાત્મા એક, અવિભાજ્ય અને અખંડ છે સમસ્ત ભૂતો સહિતનું બ્રહ્માંડ એની અસ્મિતાનો જ સન્નિવેશમાત્ર છે જડચેતનરૂપે એ પોતાની જાતને વિભક્ત કરી પોતે પોતાનામાં પોતાની અનન્ત પરસ્પર વિરોધી શક્તિઓ દ્વારા અને ગુણક્રિયાઓ દ્વારા રમી રહ્યો છે દેખાતા ભેદની નીચે એક ન દેખાતો પણ કદી ન ભુંસાય એવો અભેદ છે! એ અભેદ ઉપર દૃષ્ટિને ઠેરવીને ભેદમાં જે વર્તી જાણે તે જીવ્યો। તેનું જન્મેલું સાર્થક! આથી શ્રુતિઓ દ્વારા અહીં જે ભવ્ય સત્યની રજૂઆત છે તે સત્ય આપણને સમજાવું ઘટે। અપ્રાદેશિક પરમાત્માનો પ્રાદેશિક ઉલ્લેખ કચકચનું નહીં-કમનીયતાનું કારણ હોવું ઘટે વેરનું નહીં-વહાલનું કારણ હોવું ઘટે! વિરોધનું નહીં-સમન્વયનું કારણ હોવું ઘટે! ખંડદર્શન દ્વારા અખંડના દર્શન હોવા ઘટે। અસ્તુ આ ઠેકાણે પ્રથમ અધ્યાયનો બીજો પાદ પ્રભુકૃપાએ પૂરો થાય છે



अथ प्रथमाध्याये तृतीयः पादः

પરમાત્મા છે. તે સચ્ચિદાનંદ છે. સર્વજ્ઞ સર્વશક્તિ છે. એ પરમાત્મા વિશ્વનો સ્વામી છે. એનું નિરંકુશ સ્વામિત્વ, ઉપર આગળ વર્ણવ્યું છે. એ પરમાત્મા વિશ્વનો આધાર છે. પરમાત્માનું એ વિશ્વાધારત્વ સિદ્ધ કરતાં પ્રથમાધ્યાયનો ત્રીજો પાદ શરૂ કરતાં ભગવાન સૂત્રકાર કહે છે કેઃ-

## द्युभ्वाद्यायतनं स्वशब्दात् ॥ १ ॥

પરબ્રહ્મ પરમાત્મા, દ્યુભ્વાયતનં=દ્યુલોક અને પૃથિવીલોક વગેરે વિશ્વ-એટલે દ્યુભૂઆદિ= એ દ્યુલોક ભૂલોક વગેરે સમસ્ત વિશ્વનું- આયતન=સ્થાન=આધાર=અધિષ્ઠાન છે. કેમકે મુણ્ડક ઉપનિષદ્‌ની "यस्मिन् द्यौः" (મું૦ ૨-૨-૪) એ શ્રુતિમાં स्वशब्दात्=સ્વ એટલે કે આત્મા-એટલે કે આત્મા શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

**यस्मिन् द्यौः पृथिवी चान्तरिक्षं ओतं मनः सह प्राणैश्च सर्वैः । तमेवैकंजानथ आत्मानं अन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः** (મું૦૨-૨-૫) જેમાં દ્યૌ અને પૃથ્વી અને અંતરિક્ષ અને સમસ્ત પ્રાણો સહિત મન ઓતપ્રોત છે તે એક આત્માને જ જાણો. બીજી વાતો છોડો. એ અમૃતનો સેતુ છે. (મું૦ ૨-૨-૫) આ શ્રુતિનો અહીં વિચાર ચાલે છે. અહીં દ્યૌ વગેરે સમસ્ત જગત કોઈક તત્વમાં "ओतं"=સમાશ્રિત છે એવું વિધાન કરવામાં આવ્યું છે. "ઓત" શબ્દથી આ જગતનું કોઈક આયતન-આધાર છે એ સૂચિત થાય છે. તો એ આધાર કોણ? આ સમસ્ત દ્યુ-ભૂ વગેરે લોકો જેમાં ઓતપ્રોત છે તે તત્ત્વ કયું? કોના આધારે આ સમસ્ત જગત છે?-આ છે પ્રશ્ન; એનો નિર્ણય કરતાં પહેલાં જીવાત્મા-પ્રકૃતિ-અને પરમેશ્વર એ ત્રણે પોતપોતાનો દાવો અજમાવે છે. તે પૈકી જીવ અને પ્રકૃતિ એ પૂર્વપક્ષ છે. પરમાત્મા સૌનું આયતન છે એ સિદ્ધાન્ત છે.

તો પૂર્વપક્ષ, પ્રધાનને જ-પ્રકૃતિને જ દ્યુ ભૂ આદિ લોકોનું આયતન તરીકે સમર્થિત કરે છે. પ્રકૃતિ, પ્રકૃતિ હોઇને જ સમસ્ત જગતરૂપી કાર્યનું આયતન હોઈ શકે છે. કાર્યનું કારણ જ આયતન હોય છે, આધાર હોય છે. વીંટી જો સોનાનું કાર્ય છે તો તે વીંટી સોનામાં જ રહે છે એ પ્રત્યક્ષ છે. પ્રકૃતિનું આ આખુંય જગત કાર્ય છે; આથી કાર્યભૂત અને દ્યુ ભૂ આદિ લોકો દ્વારા ઉપલક્ષિત થતું જગત પ્રકૃતિમાં જ ઓતપ્રોત છે એ માનવું યોગ્ય છે.

ઉપરાત એ આયતનને માટે "अमृतस्य एष सेतु" એવુ વિધાન કરવામા આવ્યુ છે દ્યુ ભૂ વગેરેનુ આયતન અહીં સેતુ તરીકે વર્ણવાયુ છે તે પૈકી અમૃતસ્ય શબ્દનો અર્થ પરબ્રહ્મ પરમાત્મા છે શ્રુતિ કહે છે- आनन्दरूप अमृतं यद्विभाति (મુ૦ ૨-૨-૪) અને એ પરબ્રહ્મ પરમાત્મા સ્વય અમૃત હોઇને અમૃતનો સેતુ નહીં થઈ શકે!

ઉપરાત સેતુ તો પારવાળો હોય-સાન્ત હોય અને પરમેશ્વર તો સાન્ત-પારવાન હોઈ શકે નહીં! શ્રુતિ પોતે પરમેશ્વરની પેલે પાર કાઇક પણ હોય તેનો પ્રતિષેધ કરે છે શ્રુતિ કહે છે-पुरुषान्न पर किञ्चित्- પુરુષથી પર કશુ નથી (કઠ૦ ૧-૪-૧૧) अनन्त अपार-અનત અને અપાર (બૃ૦ ૨-૪-૧૨) જ્યારે પ્રધાન-પ્રકૃતિને પેલે પાર તો પરમેશ્વર છે અને આથી એ પ્રધાન કે પ્રકૃતિ પારવાન હોઇને સેતુ હોઈ શકે છે શ્રુતિ કહે છે-अव्यक्तातु पर पुरुषः व्यापकोऽलिंग एव च । य ज्ञात्वा मुच्यते जन्तु अमृतत्व च गच्छति । અવ્યક્તથી પુરુષ કે જે વ્યાપક અને અલિંગ છે તે જ પર છે (કઠ૦ ૬-૮) આ શ્રુતિ કહે છે કે પરબ્રહ્મ પરમાત્મા અવ્યક્તથી-પ્રધાનથી પર પેલે પાર છે અને એ પરમાત્માના વિજ્ઞાન દ્વારા અમૃતત્વની પ્રાપ્તિ થતી હોઇને એ પ્રકૃતિ અમૃતનો સેતુ હોઈ શકે છે કદાચ કહેશો કે જે શ્રુતિનો વિચાર આવે છે તેમા "आत्म" શબ્દ વપરાયેલ છે અને આત્મ શબ્દ પ્રકૃતિવાચક હરગીજ નથી તો એ કોઈ મુશ્કેલી નથી આત્મ શબ્દ આત્મીયના અર્થમા પણ લઈ શકાય છે આથી દ્યુ ભૂ વગેરેના આયતન તરીકે પ્રકૃતિ જ અહી પ્રાપ્ત થાય છે એમ માનવુ યોગ્ય છે

અગર તો જીવાત્મા જ આ બધાનુ આયતન હોઇ શકે છે જીવાત્મા ભોક્તા છે અને આથી એ જીવાત્મા દ્યુ-ભૂ વગેરે ભોગ્ય પદાર્થોનો આશ્રય થઈ શકે છે મૂળમા ભોક્તાને માટે તો ભોગ્ય છે જો ભોક્તા જ ન હોય તો આ બધો હકારો શાને માટે? આમ ભોક્તા વિના, ભોગ્ય સભવતુ ન હોઇને ભોક્તા જીવાત્મા જ આ જગતનો આધાર છે એમ માની શકાય

ઉપરાત ભોગ્ય, ભોક્તાની અપેક્ષા રાખે છે જે જેની અપેક્ષાવાળુ હોય તે તેનો ભાવ હોય તો ભાવવાળુ અને અભાવ હોય તો અભાવવાળુ થઈ જાય છે, એવો નિયમ છે અને જે વસ્તુ જેના ભાવે હોય અને જેના અભાવે ન હોય તે તે વસ્તુ તેના આશ્રયે જ હોય એવો નિયમ છે ભોક્તા તે જીવાત્મા અને આથી જીવાત્મા જ એ જગતનુ આયતન છે એ સીધુ સમજાય છે

આ ઉપરાંત અહીં જીવાત્મા જ આયતન છે એવું લિંગ પણ છે–સૂચક ચિન્હ પણ છે. **ઓતં મનઃ સહપ્રાણૈશ્ચ** એમાં **પ્રાણૈઃ** શબ્દ જીવાત્માને માટે છે. અને એ અહીં સુસ્પષ્ટ ચિન્હ છે. આથી જીવાત્મા જ અહીં દ્યુ ભૂ વગેરેનું આયાતન કેમ ન હોય ? આમ પ્રકૃતિ અને જીવાત્મા જ્યારે ાાયતન તરીકે પ્રાપ્ત થાય છે ત્યારે પરમાત્મા જ આયતન એટલે કે ર્વનું રહેઠાણ–આધાર–અધિષ્ઠાન છે એ આ સૂત્ર સિદ્ધાન્તિત કરે છે.

તે પૈકી પ્રકૃતિ એ સૌનું આયતન=આધાર થઈ શકતી નથી. કેમકે કયને અંતે "આત્મ" શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આત્મ શબ્દ તનવાચી છે, અને આત્માના જ્ઞાન માટે અહીં શ્રુતિ સાગ્રહ નિર્દેશ કરે . જડનું જ્ઞાન અમૃતનો સેતુ નહીં થાય ! એ પ્રકૃતિ પરમાત્માની આત્મીયા સે હોય પણ આત્મસ્વરૂપા નથી ! આથી મુખ્યાર્થનો સંભવ હોય ત્યાં ુમુખ્ય અર્થનું કલ્પન ન્યાય્ય નથી. ઉપરાંત અહીં જે આયતન સૂચિત છે સૌનું આયતન–અધિષ્ઠાન છે. પ્રકૃતિ કાર્ય જગતનું આયતન હોવા છતાં ૈનું આયતન ન થઈ શકે. કેમકે સૌમાં તો ચેતન જીવાત્માનો પણ માવેશ થાય ! અને ચેતન જીવનું જડ પ્રકૃતિ કદી આયતન ન થઈ શકે ! ાને આથી આયતન તરીકે પ્રકૃતિનો દાવો અહીં લૂલો છે.

તે જ પ્રમાણે જીવાત્મા પણ આયતન–જે જાતનું આયતન અહીં દ્દિષ્ટ છે તે જાતનું આયતન–હોઈ શકતું નથી. અહીં જે આયતન છે તે ાક્તા–ભોગ્ય ભાવને ઉદ્દેશીને નથી. પણ આધાર–આધેયભાવને ઉદ્દેશીને ', કેમકે મૂળમાં "**ઓતં**" એ શબ્દનો પ્રયોગ છે. જીવાત્મા સૌનું અધિષ્ઠાન ઈ શકે એમ નથી એ સ્પષ્ટ છે. પરમાત્મા સિવાયનું બધુંય પરતંત્ર છે. ાને આથી સિવાય કે એક પરમાત્મા, કોઈ આયતન સંભવી ન શકે. બીજી .તિઓ સ્પષ્ટપણે પરમાત્માને જ દ્યુ–ભૂ આદિ સમસ્ત જગતનાં આયતન રીકે વર્ણવે છે:–દા. ત. **दाधार पृथिवीं द्यामुतेमां**–તે પૃથ્વીને અને આ ાેને ધારે છે. (ऋ० ८–७–३–१) **येन द्यौः उग्रा पृथिवी च दृढा येन स्वः स्तम्भितं येन नाकः** (ऋ० ८–७–३–५) **स्कम्भो दाधार द्यावा पृथिवी उभे इमे, स्कम्भो दाधारान्तरिक्षम् । स्कंभो दाधार प्रदिशः षडुर्वीः स्कंभः इदं विश्वं भुवनं आविवेश** (अथर्व० १०–४–७–३५) **सन्मूलाः सोम्य ! इमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः**–જેના વડે ઉગ્ર દ્યૌ અને દૃઢ પૃથ્વી, દેવ લોક અને સ્વર્ગલોક સ્તંભિત થયાં છે–આધારવાળાં થયાં છે (ऋ० ८–७–३–५) તે સ્થિર તત્વે–પરમાત્માએ આ દ્યૌ અને પૃથ્વી બન્નેને આધાર દીધા છે. આ વિશાળ અંતરિક્ષને છ વિશાળ દિશાઓને

ધારણ કર્યાં છે. આ સમસ્ત ભુવનમાં તે પ્રવેશ્યો છે. (અથર્વ૦ ૩૦–૪–૭–૩૫) સતરૂપી મૂળવાળી છે આ બધીય પ્રજાઓ સતરૂપી, આયતનવાળી અને સતરૂપી પ્રતિષ્ઠાવાળી છે. (છાં૦ ૬–૮–૪) જેમ આ શ્રુતિઓમાં તેમ અહીં પણ પરમાત્મા જ આધાર=આયતન તરીકે લેવાવો જોઈએ. કેમકે સૌના અર્થ સામાન્ય છે. ઉપરાંત એ શ્રુતિમાં **ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात्** "ઓમ્" એ રીતે આત્માનું ધ્યાન ધરે. તમસને પેલે પાર જનારા તમારું કલ્યાણ હો. (મું૦ ૨–૨–૬) અહીં આત્માનું ૐ એ નામે ધ્યાન વિહિત કર્યું છે. "ઓમ" એ પરમાત્માનું નામ છે, જીવનું નથી! આથી અહીં જીવાત્મા આયતન તરીકે હોઈ શકે નહીં!

ઉપરાંત આગળ• દલીલ કરી કે "**अमृतस्य एषः सेतुः**" અમૃત સ્વયં અમૃતનો સેતુ કેવી રીતે થાય?–આ દલીલનું પણ સમાધાન આપી શકાય એમ છે. અહીં લોકમાં જેવો સેતુ–લાકડાં કે લોખંડનો જેવો સેતુ હોય તેવો સેતુ છે એમ કહેવાનો અર્થ નથી! સેતુના જેવો–જાણે સેતુ એવો અર્થ ઉદ્દિષ્ટ છે. સેતુ જેમ પ્રાપક છે તેમ પરમાત્મા–મોક્ષ–અમૃતત્વનો પ્રાપક છે એ અહીં અર્થ છે. આથી સેતુ શબ્દ યોગ્ય છે.

વળી સેતુ શબ્દ **षिञ् बन्धने** ધાતુ ઉપરથી નીપજે છે. આથી તેનો અર્થ બન્ધક–વિધારક–વ્યવસ્થાપક એવો થાય છે. અને પરમાત્મા એ અર્થમાં સેતુ છે. સમસ્ત જગતની તમામ મર્યાદાઓ અને વ્યવસ્થાઓનો એ જાળવનારો છે. પરમાત્માનું મર્યાદાપાલકપણું ન હોય તો આજ પહેલાનું વિશ્વ ક્યારનુંય ખતમ થઈ ગયું હોત! શ્રુતિઓ આ રમણીય અર્થની દ્યોતક છે. **यः सेतुः ईजानानां अक्षरं ब्रह्मयत्परम् । अभयं तितीर्षतां पारं नाचिकेतं शकेमहि ॥** (કઠ૦ ૩–૨) **अथ य आत्मा स सेतुः विधृतिः एषां लोकानामसम्भेदाय । नैत सेतुमहोरात्रे न जरा न मृत्युः न शोको न सुकृतं न दुष्कृतम् ॥ १ ॥ सर्वे पाप्मनः अतः निवर्तन्ते, अपहत पाप्मा हि एषः ब्रह्मलोकः** (છાં૦ ૮–૪–૧–૨) **एष सर्वेश्वरः एषः भूताधिपति. एषः भूतपालः एषः सेतुः विधरणः एषां लोकानां असंभवाय ।** જે નાચિકેત અગ્નિ દ્વારા યજન કરનારાઓ માટે અને પાર તરી જવાને ઇચ્છતાઓને માટે અભયપ્રદ સેતુરૂપ છે તે અક્ષર પરબ્રહ્મ પરમાત્માને જાણવાને શક્તિમાન થઈએ. (કઠો૦ ૩–૨) હવે જે આ આત્મા છે તે સેતુ છે, વિધારક કારણ છે–આ લોકોનો શંભુમેળો ન થઈ જાય તે માટે. આ સેતુને ઓળંગીને રાતદિવસ, જરા, મૃત્યુ, શોક કે પુણ્ય કે પાપ જઈ શકતાં નથી. અહીંથી બધાં પાપો પાછાં ફરે છે. કેમકે આ બ્રહ્મલોક

મરેલાં પાપવાળો છે. (છાં૦ ૮-૪-૧-૨) એ સર્વેશ્વર છે. એ ભૂતોનો અધિપતિ છે. એ સેતુ છે. એ વિધર્તા છે-આ લોકોનો શંભુમેળો થઇ જતાં અટકાવનારો. (બૃ૦ ૪-૪-૨૨) ઉપરાંત આ પ્રકરણ છે પરમાત્માનું અને આથી અકસ્માત એમાં પ્રકૃતિ કે જીવાત્માનો પ્રવેશ ઉચિત નથી. આથી અહીં દ્યુભ્વાયતન પરબ્રહ્મ પરમાત્મા જ છે-પ્રકૃતિ કે જીવાત્મા નથી એ નક્કી જ છે. ॥ ૧ ॥

ઉપરાંત ઉપલી વાતનો જ સાધક એવો બીજો હેતુ આપતાં સૂત્રકાર કહે છે:-

## मुक्तोपसृप्यव्यपदेशात् च ॥ २ ॥

*બ્રહ્મ શબ્દ, પ્રકરણવશાત્ અહીં જાણવો ઉપરાંત દ્યુભ્વાયતન-એટલો શબ્દ* અનુવર્તિત જાણવો. સૂત્રમાંનો "ચકાર" પૂર્વના વિષયને જ સિદ્ધ કરતો આ બીજો હેતુ દ છે એ બતાવે છે. મુક્તોપસૃપ્યવ્યપદેશાત્=બ્રહ્મદર્શનને પામી છૂટેલો અને આથી જ ચરમદેહી જીવનમુક્ત મહાપુરુષો=એવા મુક્તાત્માઓ માટે પરમાત્મા ઉપસૃપ્ય છે એટલે કે તેવાઓ તેને પહોંચે છે. એવા મુક્ત પુરુષો માટે ઉપસૃપ્ય તરીકે પરમાત્માનો વ્યપદેશ નિર્દેશ કરેલો હોઇને પણ પરમાત્મા જ દ્યુભ્વાયતન છે એ નક્કી થાય છે. ॥ ૨ ॥

**यस्मिन् द्यौः पृथिवीचान्तरिक्षम् ओतं मनः सहप्राणैश्चसर्वम्**-જેમાં દ્યૌ અને પૃથ્વી અને અન્તરિક્ષ અને પ્રાણો સહિત સમસ્ત મન ઓતપ્રોત છે. (મું૦ ૨-૨-૫) આ શ્રુતિની ચર્ચાનું આ પ્રકરણ છે. એમાં દ્યૌઃ ભૂઃ વગેરેનું આયતન=આધાર=અધિષ્ઠાન વગેરે કોણ છે એનો નિર્ણય કરવાનો છે. આમ આ પ્રકારે પ્રકરણ શરૂ કરી શ્રુતિ કહે છે:- **भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे**-તે પરાવરનાં દર્શન થતાં આની હૃદયગ્રંથિ ભેદાય છે, સર્વ સંશયો છેદાય છે, અને કર્મો ક્ષીણ થાય છે. (મું૦ ૨-૨-૮) આ મંત્રમાં પરમાત્માના વેદનનું ફળ બતાવે છે. પરમાત્માના સાક્ષાત્કારનું ફળ છે સમસ્ત અવિ [illegible] યોનું છેદન તથા સંચિતાદિ બધ [illegible] તે પરમાત્માના વેદનનો પ્રકા [illegible] ણ્મે વિરજં બ્રહ્મ નિષ્કલમ્। तत् शुभ्रं ज्योतिषां ज्योतिः तद् यद् आत्मविदो विदुः -એ પરમ હિરણ્મય હૃદયકોશમાં જે વિરજ અને નિષ્કલ બ્રહ્મ છે તે શુભ્ર છે-જ્યોતિઓની જ્યોતિ છે-તે તે છે જેને આત્માના જાણકારો જાણે છે. (મું૦ ૨-૨-૯) અને આમ સાક્ષાત્કારનો માર્ગ વટાવ્યા બાદ મુક્ત પુરુષો સંસારમાંથી છૂટી તે

પરમાત્મામાં જ સરકે છે–ઉપસર્પણ કરે છે એવો નિર્દેશ કરે છે. શ્રુતિનો બોલ છે કેઃ–यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारं ईशं पुरुषं ब्रह्मयोनिम्। तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥ ७ ॥ यथा नद्यः स्यन्दमानाः समुद्रे अस्तं गच्छन्ति नामरूपे विहाय। तथा विद्वान् नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्–જ્યારે જોવા જેવો જીવાત્મા સોનેરી વર્ણવાળા, કર્તા, ઈશ્વર–પુરૂષ–વેદયોનિ–બ્રહ્મને જુવે છે ત્યારે તેવો વિદ્વાન પાપપુણ્યને ખંખેરી નાંખી નિરંજન થઇ, તેની સાથે પરમ સમતાને પામે છે (૭) જેમ ઝરપતી નદીઓ નામરૂપ તજી સમુદ્રમાં વિલોપન પામે છે તેમ બ્રહ્મના વિદ્વાન નામરૂપમાંથી છૂટયો હોઇને પરથી પણ પર એવા દિવ્ય પુરૂષને–પરમાત્માને પામે છે. (મું૦ ૩–૨–૭–૮) અહીં परात् परं पुरुषमुपैति–એવો સ્પષ્ટ નિર્દેશ છે. આથી એ પરમપુરૂષ જ દ્યુભ્વાદ્યાયતન છે એમ સ્પષ્ટ થાય છે. જીવ કે પ્રધાન મુક્તો માટે ઉપગમ્ય નથી. જો હોય તો તો આ શાસ્ત્રનો કશો જ અર્થ નથી. પ્રકૃતિ અને જીવભાવના અત્યાચારમાંથી છૂટવાને તો આ યત્ન છે. ઉપરાંત પણ અનેક શ્રુતિ પરમાત્મા જ ઉપસર્પણને યોગ્ય છે, એમ સ્પષ્ટ બતાવે છે. દા. તા. स पर्यगात् (यजु० ४०–८) यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदिस्थिताः। अथ मर्त्योऽमृतो भवति अत्र ब्रह्म समश्नुते। (कठ० ६–२४) तदक्षरं वेदयते यस्तु सोम्य! स सर्वज्ञः सर्वं ब्रह्म आविवेश (प्रश्न० ४–११) स वा एषः महान् अजः आत्मा–अजरः अमरः अमृतः अभयः ब्रह्म अभयं वै ब्रह्म अभयं वै ब्रह्म भवति य एवं वेद–તે તેની કને ચોમેરથી ગયો (यजु० ४०–८) જ્યારે આનાં સમસ્ત કામો કે જે એના હૃદયમાં હોય છે તે તદ્દન છૂટી જાય છે ત્યારે જીવ અમૃત થાય છે. અહીં બ્રહ્મને ઠીક ઠીક અનુભવે છે. (कठ० ૬–૧૪) હે સોમ્ય! તે અક્ષરને જે કોઈ જાણે છે તે સર્વજ્ઞ થઈ સર્વરૂપને પામે છે. (प्र० ૪–૧૧) નિશ્ચય તે મહાન અજ આત્મા–અજર–અમૃત–અભય–બ્રહ્મ સ્વરૂપ છે. અભય છે નિશ્ચય બ્રહ્મ. જે આમ જાણે છે તે અભય બ્રહ્મ થાય છે. (बृ० ૪–૪–૨૫)

ઉપરાંત મનુસ્મૃતિ કહે છેઃ–सर्वेषां अपि चैतेषां आत्मज्ञानं परं स्मृतम्। तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः–આ બધામાં પણ આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે. તે સમસ્ત વિદ્યાઓમાં અગ્રેસર છે. કેમકે તેના વડે અમૃતની પ્રાપ્તિ થાય છે. (मनु० ૧૨–૨૫) ઉપરાંત–एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना। स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम्–આમ જે સૌ ભૂતોમાં આત્મા વડે આત્માને જુવે છે–તેઓની સમતા પામી પરમપદ સ્વરૂપ બ્રહ્મને પામે છે. (मनु० ૧૨–૧૨૫)

ઉપરાંત જેમ ચર્ચાતી શ્રુતિમાં વાણીના વિમોચન-પૂર્વક પરબ્રહ્મ પરમેશ્વરનાં જ્ઞાનનો ઉપદેશ છે તેવો જ બીજી શ્રુતિમાં પણ ઉપદેશ છે. શ્રુતિ કહે છે–तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः। नानुध्यायाद् बहून् शब्दान् वाचो विग्लापनं हि तत् (બૃ૦ ૪-૪-૨૧) ત્યાં જેમ બ્રહ્મોપદેશ છે તો અર્થની સમાનતાને લઈને અહીં પણ પરબ્રહ્મ પરમેશ્વરનો જ નિર્દેશ છે એમ જાણવું રહ્યુ. માટે પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વર જ દ્યુભ્વાયતન છે એ સિદ્ધ થાય છે. ॥ ૨ ॥

આમ સિદ્ધાન્તનું સ્થાપન કરી હવે પૂર્વપક્ષનું નિરસન કરતાં કહે છે.–

## नानुमानमतच्छब्दात् ॥ ३ ॥

દ્યુભ્વાયતન એટલો શબ્દ આગલા મન્ત્રમાથી ખેંચી લેવો. અનુમાન=અનુમ ન એટલે સ્મૃતિ=તેનાથી સમજાય એવુ તે અનુમાન એટલે કે શ્રુતિએ જેનુ સામાન્યતઃ પ્રતિપાદન કર્યું છે પણ સ્મૃતિએ જેનુ વિશેષ પ્રતિપાદન કર્યું છે એવુ–અર્થાત્ અનુમાન એટલે પ્રકૃતિ-પ્રધાન–એ પ્રધાન ન=દ્યુભ્વાયતન હોઈ શકતુ નથી કેમ ? તો અતચ્છબ્દાત્= તે પ્રકૃતિના પ્રતિપાદક શબ્દનો અહીં અભાવ છે તેથી ॥ ૩ ॥

"तमेवैकं जानथ आत्मानं" આ વાકયમાં જેમ પરમાત્માનો પ્રતિપાદક આત્મ શબ્દ છે તેવો એ વાકયમાં પ્રધાન કે પ્રકૃતિનો પ્રતિપાદક કોઈ શબ્દ જોવામા આવતો નથી। ઉપરાત શ્રુતિ यः सर्वज्ञः सर्ववित् (મું૦ ૧-૧-૯) માં પણ આત્મવાચક શબ્દ કહે છે. આથી પ્રધાન દ્યુભ્વાયતન ન હોઈ શકે. ॥ ૩ ॥

આ જ ન્યાયનો અતિદેશ કરતાં કહે છે–

## प्राणभृच्च ॥ ४ ॥

"द्युभ्वायतन न अतच्छब्दात्" આ ત્રણ પદનું અર્થસહિત અનુવર્તન કરી લેવું. ચ=અને પ્રાણભૃત્=જેમ અતચ્છબ્દરૂપી કારણે પ્રધાન તેમજ જીવાત્મા પણ દ્યુભ્વાદ્યાયતન નથી ॥ ૪ ॥

આત્મા શબ્દ જીવાત્મા અને પરમાત્મા બન્નેનો વાચક થઈ શકે છે. છતા અહીં એ શબ્દ જીવાત્માનો અર્થ દઈ શકે એમ નથી, કેમકે આ શ્રુતિમા "સર્વજ્ઞતા" વગેરે વિશેષણોનો ઉલ્લેખ જોવામાં આવે છે. અને જીવાત્મા સર્વજ્ઞ કે સર્વશક્તિ નથી એ તો સિદ્ધ જ છે! પરમાત્માના જ એ ધર્મો છે. શ્રુતિઓ કહે છે–यो विश्वाऽभिविपश्यति भुवनस्य च

पश्यति (ऋ० ३-४-१०-९) यः सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तपः। (मुं० १-१-९) एष सर्वेश्वर एष सर्वज्ञः (मां० ६) स विश्वकृद् विश्वविद् (श्वे० ६-१५) જે સમસ્ત ભુવનોને સર્વથા જુવે છે (ઋ૦ ૩-૪-૧૦-૯) જે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે-જે તપ જ્ઞાનમય છે (માં૦ ૬) આ છે સર્વેશ્વર-આ છે સર્વજ્ઞ (માં૦ ૬) તે વિશ્વકર્તા-વિશ્વવેત્તા છે. (શ્વે૦ ૬-૧૫) આથી તે પરમાત્મા જ દ્યુભ્વાદ્યાયતન છે, પ્રાણસ્વામી જીવાત્મા નહીં. ॥ ૪ ॥

અહીં એક શંકા ઉપજે છે. મુક્તાવસ્થામાં જીવાત્મા પણ સર્વજ્ઞ થાય છે. શ્રુતિ કહે છેઃ-तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्वमेवाविवेश અને જે તે અક્ષરને હે સૌમ્ય! જાણે છે તે સર્વજ્ઞ થયેલ પુરુષ બધામાં જ પૂર્ણ પ્રવેશે છે. (प्र० ४-११) ઉપરાંત શ્રુતિ પણ સાક્ષી પૂરે છે કે-"सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वज्ञत्वं सर्वभावाधिष्ठातृत्वंच- (યો૦ ૬૦-૩-૪૧) આ દૃષ્ટિએ શ્રુતિનાં સર્વજ્ઞ વગેરે વિશેષણો જીવાત્મા માટે પણ યોગ્ય થઈ શકે! આ શંકાનું નિરસન કરતાં કહે છે.

## भेदव्यपदेशात् ॥ ५ ॥

द्युभ्वाद्यायतन न प्राणशब्दात्=આ ત્રણ શબ્દોનું અનુવર્તન કરવું. भेदव्यदेशात्= દ્યુભ્વાદ્યનતથી ભિન્ન તરીકે નિર્દેશ કરેલો હોવાથી જીવાત્મા દ્યુભ્વાયતન થઈ શકતો નથી ॥૫॥

મુક્તાવસ્થામાં જીવ સર્વજ્ઞ થાય એ સ્વીકાર્ય, પણ તેથી તે દ્યુભ્વાયતન થઈ શકતો નથી. દ્યુ ભૂ વગેરેના આયતનથી તેનો કંઇક ભિન્નપણે ભેદે નિર્દેશ અહીં કરવામાં આવ્યો છે. અહીં तमेवैकं जानथ आत्मानं એવો ઉલ્લેખ છે. તે પૈકી જે દ્યુભ્વાયતન છે તેનો "આત્મ" શબ્દે નિર્દેશ છે. અને તે જ્ઞેય તરીકે અહીં ઉદ્દિષ્ટ છે, અને તેના જ્ઞાતા તરીકે જીવાત્માનો જ નિર્દેશ છે. જો જ્ઞેય તે જ જ્ઞાતા હોત તો આ ભેદભાવ-જ્ઞેયજ્ઞાતૃભાવે નિર્દેશ ન હોત! પણ છે. આથી જે જ્ઞાતા છે તે જ્ઞેય નથી, જે જ્ઞેય છે તે જ્ઞાતા નથી. આમ પ્રાણસ્વામી જીવ અહીં દ્યુભ્વાયતન લઈ શકાય એમ નથી. ॥૫॥

ઉપરાંત પ્રાણભૃત્ એ દ્યુભ્વાયતન નહીં થઈ શકે તેમાં વધારાનો હેતુ આપતાં કહે છેઃ-

## प्रकरणात् ॥ ६ ॥

"द्युभ्वायतन न प्राणभृत्" આટલા શબ્દસમૂહનું અનુવર્તન કરી લેવું. प्रकरणात्= પ્રકરણવશાત દ્યુભ્વાયતન જીવાત્મા ન હોઈ શકે.

અહીં જ્ઞાતવ્ય તરીકે પ્રકરણ છે પરમાત્માનું. कस्मिन् नु भगवः विज्ञाते सर्वमिदं विज्ञातं भवति-હે ભગવન્! કોને જાણવાથી આ બધું જણાય છે? (મું૦ ૧-૧-૩) આવો છે અહીં પ્રશ્ન અહીં એકના વિજ્ઞાને સૌના વિજ્ઞાનને લગતી પ્રતિજ્ઞા છે પરમાત્માના વિજ્ઞાને સૌનુ વિજ્ઞાન તો સભવે! પણ જીવાત્માને જાણી લેવાથી દ્યુભ્વાદિ સૌનું વિજ્ઞાન થતુ નથી પરમાત્મા સૌનો આધાર હોઈ તેના વિજ્ઞાને સર્વવિજ્ઞાન શક્ય! આથી પ્રકરણવશાત્ જ અહીં અર્થ લેવો ઘટે. અને પ્રકરણ છે પરમાત્માનુ, માટે પ્રાણભૃત-જીવાત્મા, દ્યુભ્વાયતન હોઈ ન શકે. ॥ ૬ ॥

આ ઠેકાણે એક શકા થાય આ પ્રકરણ પરમાત્માનુ છે એમ કહેવુ પણ યોગ્ય નથી કેમકે બીજી એક શ્રુતિમા જીવાત્માના વિજ્ઞાને સૌનુ વિજ્ઞાન થાય છે એમ સ્પષ્ટ કહ્યુ છે. आत्मनि खलु अरे दृष्टे श्रुते मते विज्ञाते इद सर्वं विज्ञातं-સાચે તે આત્માનુ દર્શન-શ્રવણ-મનન-વિજ્ઞાન થતા આ બધુ વિજ્ઞાત થાય છે (બૃ૦ ૪-૫-૬) આ શ્રુતિ આત્મજ્ઞાને-જીવાત્મજ્ઞાને સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા કરે છે આથી આ પ્રકરણ જ સશયગ્રસ્ત છે અને તેથી અહીં જીવાત્માનો દ્યુભ્વાદ્યયતન તરીકે પ્રતિબધ છે એમ કેમ મનાય? જવાબ દેતા કહે છે –

## स्थित्यदनाभ्यां च ॥ ७ ॥

"द्युभ्वाद्यायतन न प्राणभृत्" આ શબ્દગુચ્છનુ અહીં અનુવર્તન સમજી લેવુ ભેદવ્યપદેશ વગેરે ત્રણ હેતુઓના સમુચ્ચય માટે "च" કારનો સૂત્રમાં પ્રયોગ છે स्थित्यदनाभ्याम्=સાક્ષીરૂપે રહેવુ એટલે સ્થિતિ, અદન એટલે ભોજન-જમણુ-કર્મફળનો ભોગ. તે પૈકી પહેલો પરમેશ્વરનો ધર્મ છે. બીજો જીવધર્મ છે આ સ્થિતિ અને અશન દ્વારા જીવ પરમાત્માનો ભેદ બતાવી, જ્ઞાતા અને જ્ઞેય ભાવે અહીં કથન હોઈને, જીવાત્મા દ્યુભ્વાયતન નથી એ સ્પષ્ટ થાય છે

દ્યુભ્વાદ્યયતનના પ્રકરણમા द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्ष परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्व अत्ति अनश्नन् अन्योऽभिचाकशीति-સદા સાથે સખાભાવે રહેતાં બે સુદર પાખવાળા પખીઓ એક જ વૃક્ષને ભેટીને ઊભાં છે તેમાંનુ બીજું નાનું પખી સ્વાદિષ્ટ પીંપરફળને ખાય છે. બીજું ન ખાતું હોઈને તેને-ફળને પ્રકાશિત કરે છે (મું૦ ૩-૧-૧) આ મત્ર છે એમા तयो. अन्यः पिप्पलं स्वाद्व अत्ति-આ મત્રાશમા ફલભોક્તા તરીકે જીવાત્માનો, અને "अनश्नन् अन्यः अभिचाकशीति" એ મત્રાશમા સાક્ષીભાવે રહીને ઝળહળતા પરમાત્માનો

ભેદે ઉલ્લેખ કર્યો છે અને ત્યારબાદ તેમનો જ્ઞાતૃજ્ઞેય ભાવ કહ્યો છે શ્રુતિ કહે છે –'समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यति अन्यमीशं अस्य महिमानं इति वीतशोकः'–એક જ વૃક્ષમા ડૂબી ગએલો પુરુષ અનીશ્વર હોઇને મોહ પામતા શોક કરે છે જ્યારે તે પોતાનાથી બીજા પ્રસન્ન પરમેશને જુવે છે ત્યારે આ બધો તેનો મહિમા છે એમ સમજી વીતશોક થાય છે (મુ૰ ૩ ૧–૨) અહીં 'पश्यति" ક્રિયાના વિષય તરીકે પરમાત્માનો નિર્દેશ છે આ શ્રુતિ અને દ્યુભ્વાદ્યાયતનને લગતી શ્રુતિમા જ્ઞાતાના અંશ પર વે કોઈ વિરોધ નથી આવી જો જ્ઞાતાનો એકભાવ છે તો પછી જ્ઞેયનો પણ એક ભાવ જ હોઈ શકે! અને આથી જેમ જ્ઞાતા તેમ જ્ઞેય પણ એક જ હોઇને દ્યુભ્વાયતન તરીકે પરબ્રહ્મ પરમાત્માનુ જ ગ્રહણ ન્યાય્ય છે જીવાત્માના જ્ઞાને સર્વનુ વિજ્ઞાન થાય છે એવો જે શ્રુતિબોલ છે તેનો અર્થ એ છે કે આત્મજ્ઞાન પછી પરમાત્મજ્ઞાન થાય છે જ જીવાત્માના જ્ઞાન થયા પછી જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે આથી છેવટે તો પરમાત્માના વિજ્ઞાને જ સર્વવિજ્ઞાન છે કેવળ જીવાત્માના જ્ઞાને સર્વવિજ્ઞાન સભવતુ નથી

ઉપરાત અહીં કોઈ એમ ન સમજે કે જીવાત્મા અને પરમાત્મા તાત્વિક દૃષ્ટિએ જુદા જ છે! તાત્વિક દૃષ્ટિએ તો બન્ને અભિન્ન જ છે પણ એક વિષયની જ્યારે વ્યવસ્થાનો પ્રશ્ન હોય કે પ્રકરણ હોય ત્યારે તેટલા પૂરતો જીવ–શિવભેદ સ્વીકારવામા આવે છે

આમ આ સાત સૂત્રો દ્વારા પરમાત્મા પરબ્રહ્મ સ્થાવર જગમ સમસ્ત જગતનુ આયતન છે–સૌ પરમાત્મામા જ રહ્યાં છે–સૌનુ તે જ એકમાત્ર આયતન–અધિષ્ઠાન છે–સૌનો તે જ આધાર છે એમ સિદ્ધ કર્યું સ્વય નિરાધાર છતા સૌનો સૌ રીતે આધાર હોવુ એ પરમાત્મ તત્ત્વની શોભા જ છે ને? સૌ એને પોતાના આધાર તરીકે જાણે તો? જીવનમાથી લાચારી માત્રની બાદબાકી થાય! નગારોર માત્રની બાદબાકી થાય! અસ્તુ આ ઠેકાણે દ્યુભ્વાદ્યાયતન અધિકરણ પુરૂ થાય છે ॥ ૭ ॥

આગલા પ્રકરણમા પરમાત્મા દ્યુ–પૃથિવી વગેરેનુ આયતન છે એ સિદ્ધ કર્યું જે જેનુ આયતન તે તેના કરતા વિશાળ હોવુ જ ઘટે આકાશાદિ સમસ્ત સ્થવાર જગમ–જગત–કરતા, તેના આયતનરૂપ પરમાત્મા ગુણ કર્મ સ્વભાવાદિથી વિશાળ=મોટા હોવા જ જોઇએ અર્થાત્ પરબ્રહ્મ પરમાત્મારૂપી તત્ત્વ સર્વથા અનન્ત જ હોવુ ઘટે એ સિદ્ધ કરતા, "ભૂમા" અધિકરણનો અવતાર કરતા, ભગવાન સૂત્રકાર કહે છે –

## भूमा सम्प्रसादाद् अध्युपदेशात् ॥ ८ ॥

"બ્રહ્મ" શબ્દ અધિકાર પ્રાપ્ત છે. ભૂમા=છાંદોગ્ય ઉપનિષદ્‌માં આવતો "ભૂમા" શબ્દ, પુરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે એમ જાણવું કેમકે सम्प्रसादाद्+अधि+उपदेशात्= સંપ્રસાદ એટલે જીવાત્મા કરતાં અધિક તરીકે તેનો ઉપદેશ કરવામાં આવ્યો છે. ॥ ૮ ॥

છાંદોગ્ય ઉપનિષદનાં ભૂમા પ્રકરણમાં સનત્કુમારજી કહે છેઃ-**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति, भूमैव सुखम्। भूमा त्वेव विजिज्ञासितव्यः इति भूमानं भगवो विजिज्ञास इति ॥ १ ॥** જે નિશ્ચય ભૂમા-અનલ્પ છે તે જ સુખ છે. અલ્પમાં સુખ નથી, ભૂમા જ સુખ છે, ભૂમા જ જાણવા યોગ્ય છે. આથી હે ભગવન્! હું ભૂમાને જાણવા ઇચ્છું છું. ઉપરાંત **यत्र नान्यत् पश्यति नान्यत् शृणोति नान्यद् विजानाति स भूमा। अथ यत्र अन्यत् पश्यति, अन्यत् शृणोति अन्यद् विजानाति तदल्पम्। यो वै भूमा तदमृतम् अथ यदल्पं तन्मर्त्यम्**-જ્યાં બીજું જોતો નથી, બીજું સુણતો નથી, બીજું જાણતો નથી, તે ભૂમા છે. અને જ્યાં બીજું જુવે છે, બીજું સુણે છે, બીજું જાણે છે તે અલ્પ છે. જે નિશ્ચય ભૂમા છે તે અમૃત છે. અને જે અલ્પ છે તે મૃત્યુધર્મા છે. (છાં૦ ૭-૨૩-૨૪-૧૧)

આ અંગે અહીં સંશય થાય છે. શો? અહીં "ભૂમા" શબ્દનો શો અર્થ લેવો? જીવાત્મા કે પરમાત્મા? સંનિધિ અને પ્રકરણને લઈને આ સંશય ઉપજે છે. "ભૂમા" શબ્દનો સંસ્કૃત વ્યાકરણની દૃષ્ટિએ "અધિક" એવો અર્થ થાય છે, આ અધિકતા-બૃહત્તા, વિશાળતા-મોટાઈ ગુણકર્મ સ્વભાવ વગેરે બધી દૃષ્ટિએ જાણવી રહે છે. આ અધિકતા પરમાત્મામાં જ ઘટે છે. અને તે ઉપરાંત "પ્રાણ" શબ્દ આ પ્રકરણમાં જીવાત્માનો વાચક છે, અને એ પ્રાણની સંનિધિમાં-નિકટતામાં-ભૂમાનો ઉલ્લેખ છે. આથી સન્નિધિરૂપી આર્થિક પ્રમાણથી અહીં જીવ ભૂમાના અર્થ તરીકે પ્રાપ્ત થાય છે. અને આ પ્રકરણ તો પરબ્રહ્મ પરમેશ્વરનું જ છે. શ્રુતિ તો કહે છેઃ-**श्रुतं हि एव मे भगवद्दृशेभ्यः तरति शोकमात्मविद् इति, सोऽहं भगवः शोचामि तं मा भगवन् शोकस्य पारं तारयतु**-આપ ભગવન્તો જેવા પાસે મેં સુણ્યું છે કે આત્માનો વેત્તા શોક તરી જાય છે. તે હું ભગવન્! શોક કરું છું તેવા મને ભગવન્ત! શોકને પેલે પાર તારો (છાં૦ ૭-૧-૩) આવો ઉપક્રમ છે. અને **तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान् सनत्कुमारः**-તે નિર્મળને ભગવાન સનત્કુમાર અંધારની પેલે પાર તારે છે. (છાં૦ ૭-૨૬-૨) આવો ઉપસંહાર છે.

એટલે પ્રકરણ તો પરબ્રહ્મ પરમાત્માનું જ છે આમ જીવાત્મા સન્નિધિની દૃષ્ટિએ અને પરમાત્મા પ્રકરણની દૃષ્ટિએ ઉપસ્થિત થાય છે, અને આથી ભૂમા શબ્દ જીવાત્માનો કે પરમાત્માનો વાચક છે, એ સંશયગ્રસ્ત છે

તો અહીં એ કોનો વાચક હોઈ શકે? જીવાત્માનો જ એવો પૂર્વપક્ષ છે પરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે એવો સિદ્ધાન્ત છે

તો એ જીવાત્માનો વાચક છે એમ કેમ જાણવું? તો અંતે વળી પ્રશ્ન અને તેનું પ્રતિવચન જોવામાં આવતું નથી તેથી એ જીવાત્માનો જ વાચક છે એમ સમજાય છે આત્મજ્ઞાન ન હોઇને, શોકમાં ખદબદતા નારદજી, શોકને પેલે પાર જવાને માટે, અહીં સનત્કુમારજીનું શિષ્યભાવે શરણું લે છે સનત્કુમારના પ્રશ્ને નારદજી જેટલી વિદ્યાના જાણકાર હતા તે બધીયની ગણના કરી બતાવે છે—ત્યારે સનત્કુમારજી નારદજીને એક જ શબ્દમાં તેમની સમસ્ત વિદ્યાઓનો સ્ટીઓ આપે છે "નારદજી! તમોએ જેટલી વિદ્યાઓ ગણાવી તે સમસ્તનો સમાવેશ "નામ" માત્રમાં થઈ જાય છે". ત્યારે નારદજી કહે છે "ભગવાન! નામથી અધિક—અદકું કાંઈ છે ખરું ?" ભગવાન સનત્કુમાર કહે છે "વાણી નામથી અદકી છે, અધિક છે" આમ વાણીથી અધિક શું એવા પ્રશ્નના જવાબમાં મન વાણીથી અદકું—વધારે છે એમ કહેતા મનથી સંકલ્પ, સંકલ્પથી ચિત્ત, ચિત્તથી ધ્યાન, ધ્યાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી બળ, બળથી અન્ન, અન્નથી પાણી, પાણીથી તેજ, તેજથી વાયુ, વાયુથી આકાશ, આકાશથી સ્મર, સ્મરથી આશા અને આશાથી પણ અદકો—અધિક પ્રાણ છે એમ ઉત્તરોત્તર પ્રશ્ન પ્રતિવચન—દ્વારા જણાવે છે પ્રાણ આગળ આવીને આ પ્રશ્નોત્તરી અટકે છે પ્રાણથી કાંઈ અદકું છે કે કેમ એ અંગે નથી તો પ્રશ્ન, નથી તો ઉત્તર અને પ્રાણના જાણકાર માટે **प्राणो हि एत्र एतानि सर्वाणि भवन्ति, स वा एष एवं पश्यन् एवं मन्वान एवं विजानन् अतिवादी भवति त चेद् ब्रूयु अतिवादी असि अतिवादी अस्मि इति ब्रूयात् न अपह्नवित**—પ્રાણ જ આ સમસ્ત રૂપે પ્રકટે છે નિશ્ચય તે આ આવું જોનાર, આવું માનનાર, આવું જાણનાર અતિવાદી થાય છે તેને જો કહેવામાં આવે કે "તું અતિવાદી છે" તો હું અતિવાદી છું એમ નિરાંતે કહે એને સંતાડે નહીં આવું ફળ ભાખી—એટલે કે તેના—પ્રાણવિજ્ઞાતાના અતિવાદને અનુજ્ઞા આપી, **एष तु वा अतिवदति य सत्येन अतिवदति**— આ તો નિશ્ચય અતિવાદ કરી શકે જે સત્ય દ્વારા અતિવદન કરે છે આમ સત્યવદન દ્વારા તત્ત્વનો ઉપદેશ કરતા પરંપરાએ ભૂમાનો નિર્દેશ કરે છે અને આથી પ્રાણ=જીવાત્મા જ અહીં ભૂમા તરીકે ઉદ્દિષ્ટ છે, એમ નિઃસંદેહ સિદ્ધ થાય છે સત્ય એટલે

ત્રિકાલાબાધિત. જેમ પરમાત્મા તેમ જીવાત્મા પણ એ દૃષ્ટિએ સત્ય જ છે. શ્રુતિમાં તો તુ શબ્દ, પ્રાણથી સત્યનો નહીં, પણ નામ વગેરેનો વ્યવચ્છેદ કરે છે. પ્રાણ સત્ય છે એવો અતિવાદ કરનાર વસ્તુતઃ અતિવાદી છે–નામથી માંડીને તે આશા સુધીનાં સત્ય છે એવો અતિવાદી–અતિવાદ નથી આવો આ વાકયનો સ્પષ્ટ અભિપ્રાય છે.

ઉપરાંત **यथा वा अरा रथनाभौ समर्पिता एवं अस्मिन् प्राणे सर्वं समर्पितं**–જેમ આરાઓ રથની નાભિમાં સમર્પિત હોય છે એમ આ પ્રાણમાં બધું સમર્પિત છે. આ સર્વાધારપણું જીવાત્મામાં પણ સંભવે છે. જીવાત્મા ભોક્તા છે. અને આથી જડચેતન ભોગ્યની સ્થિતિનો તે આધાર હોઈ તે સર્વાધાર સંભવી શકે છે. માટે પ્રાણ જ અહીં ભૂમા છે.

ઉપરાંત **यत्र नान्यत् पश्यति नान्यत् शृणोति नान्यद् विजानाति स भूमा**–જ્યાં બીજું જોતો નથી, બીજું સુણતો નથી, બીજું જાણતો નથી તે ભૂમા છે. ભૂમાનું આ લક્ષણ પણ જીવાત્મામાં નિશંતે ઘટાવી શકાય છે. અરે! સૂત્રકારે સ્વયં જીવાત્મા માટે અહીં સંપ્રસાદ શબ્દ વાપર્યો છે. સુષુપ્તિ અવસ્થાના સંબંધે જીવાત્મા સંપ્રસાદ સંજ્ઞા પામે છે. અને સુષુપ્તિમાં બધાય બાહ્ય સંબંધોનો વિચ્છેદ થઈ જતો હોઇને, જીવાત્મા–પરમાત્માના પરિષ્વંગને પામેલો હોઈને, કશું બીજું જોતો, સાંભળતો, જાણતો હોતો નથી. શ્રુતિ સ્વયં કહે છેઃ–

**नायं खलु अयं एवं सम्प्रति आत्मानं जानाति अयमहमस्मीति नो एव इमानि भूतानि**–સાચે આ અત્યારે આમ આ આત્માને જાણતો નથી કે "આ રહ્યો હું આ છું"–તેજ પ્રમાણે ભૂતોને (છાં૦ ૮–૧૧–૨) **तद् वा एतस्य एतद् अतिच्छन्दा अपहतपाप्मा अभय रूपम्। तद्यथा प्रियया स्त्रिया सम्परिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं। तद्वा अस्य एतद् आप्तकामं आत्मकामं अकामं रूपं शोकान्तरम्** તે આ નિશ્ચય આનું છન્દથી પર પાપસ્પર્શશૂન્ય અભયરૂપ છે. તો જેમ પ્રિયસ્ત્રીથી આલિંગિત પુરુષ કાંઈ બહારનું અંદરનું જાણતો નથી તેમ–કશું જાણતો નથી. તે આ નિશ્ચય તેનું આપ્તકામ આત્મકામ અકામ શોકથી પર રૂપ છે. (બૃ૦ ૪–૩–૨૧) પરમાત્માના સુખે એ તે વેળા સુખી છે.

ઉપરાંત ઉપક્રમ અને ઉપસંહાર પણ જીવના જ્ઞાન બાદ બ્રહ્મનું જ્ઞાન અવશ્યમેવ થતું હોઇને સુખેથી સંભવે છે.

આથી "ભૂમા" શબ્દે અહીં જીવાત્માનો જ નિર્દેશ છે, પરબ્રહ્મ પરમાત્માનો નહીં એ સિદ્ધ થાય છે. આટલો છે પૂર્વપક્ષ.

હવે પૂર્વપક્ષને તોડતાં સિદ્ધાન્તી કહે છે કે ભલા ! તારી આ વાત બરાબર નથી. કેમકે प्राणादध्युपदेशात् આ છે હેતુ. અર્થાત્ નામ વગેરેથી અધિક તરીકે જેનો ઉલ્લેખ છે તે વાણી વગેરે નામથી ભિન્ન વસ્તુ વિશે છે તેમ અહીં પ્રાણથી અધિક તરીકે ભૂમાનો ઉપદેશ જોવામાં આવતે હોઈને પ્રાણથી ભિન્ન ભૂમા નામનો પદાર્થ છે એ ઉદ્દિષ્ટ છે. અને તે, તે પરબ્રહ્મ પરમાત્મા જ છે.

ઉપરાંત બધે જ ઠેકાણે પ્રશ્ન અને પ્રતિવચનની પદ્ધતિએ જ નિર્ણય દેવો જોઈએ એવો ધ્રુવ નિયમ નથી. તેના વિના પણ ઘણી વખત નિર્ણય દઈ શકાય. અહીં જે પ્રાણથી અદકાં તત્ત્વનો ઉલ્લેખ છે તે વ્યાવર્તન પદ્ધતિ દ્વારા કરેલો છે. પ્રાણનો ઉપદેશ કર્યો. ઉપરાંત પ્રાણવાદીના અતિવદનને અનુજ્ઞા પણ આપી અને આથી નારદજી ત્યાં જ મુનિ થઈ ગયા. આ જોઈને ભગવાન પરમ કરુણામય સનત્કુમારે, વખત છે ને નારદજી અહીં જ અટકી પડી પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ થઈ જાય, એમ માની પ્રાણવિજ્ઞાનના અતિવાદનાં વ્યાવર્તનપૂર્વક, સત્યવાદના અતિવાદનું વિધાન કર્યું છે. સનત્કુમારજીનું વચન છે કે एष तु वा अतिवदति यः सत्येन अतिवदति આ તો નિશ્ચય જે અતિ વદે છે તે સત્યને લઈને અતિ વદે છે. (છાં૦ ૭-૨૬-૧) અહી સત્યવાદ એ પ્રાણવિજ્ઞાનના અંગ તરીકે ઉદ્દિષ્ટ નથી. એવું થાય તો શ્રુતિના અર્થનો ત્યાગ કરવો પડે. અને શ્રુતિ તો સૌથી સમર્થ પ્રમાણ છે. આથી સન્નિદ્ધિ કરતાં સાક્ષાત્ શ્રુતિવાકય બળવત્તર પ્રમાણ હોઈને પારમાર્થિક અતિવાદ તો "सत्येन" હોઈ શકે એમ સ્પષ્ટ કરે છે. અને તે વાત सोऽहं भगवः सत्येन अतिवदानि (છાં૦ ૭-૧૬-૧) એવી નારદજીની પ્રાર્થનાના જવાબમાં सत्यं त्वेव विजिज्ञासितव्यं એવાં જિજ્ઞાસ્ય સત્યનાં વિધાનથી પરિપુષ્ટ થાય છે. પ્રાણથી અદકું સત્ય નામનું તત્ત્વ ન હોત તો આ વાત બંધબેસતી ન થાત ! અને જેમ પ્રાણ શબ્દ જીવાત્માનો વાચક છે તેમ સત્ય શબ્દ પરમાત્માનો વાચક છે શ્રુતિ કહે છેઃ-हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्-હિરણ્મય પાત્રથી સત્યનું મુખમંડળ ઢંકાયેલું છે. (યજુ૦ ૪૦-૧૫) सत्यं हि एव ब्रह्म । સત્ય જ કેમકે બ્રહ્મ છે. (બૃ૦ ૫-૪-૧)

ઉપરાંત જે સત્યનું અહીં પ્રાણથી વ્યાવર્તન કરી જ્ઞાતવ્ય તરીકે સૂચન છે તે સત્યનો આગળ ભૂમા તરીકે ઉલ્લેખ શ્રુતિ કરે છેઃ-यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति । જે ભૂમા તે સુખ છે. અલ્પમાં સુખ નથી. (છાં૦ ૭-૨૩-૧)

ઉપરાંત સુષુપ્તિ અવસ્થાના અભિપ્રાયે જીવાત્મામાં ભૂમાનું લક્ષણ કરે છે એ માનવું પણ બરાબર નથી. **यत्र नान्यत् पश्यति** વગેરે મંત્ર ભૂમાનું અલ્પથી વ્યાવૃત્ત સ્વરૂપ બતાવવા માટે છે. નહીંતર–જો આમ ન હોત તો **यत्र अन्यत् पश्यति-तदल्पम्**–એવું અલ્પનું લક્ષણ કહ્યું ન હોત. પોતે તો પોતાનાથી વ્યાવૃત્ત થાય નહીં!

વળી **यत्र नान्यत् पश्यति** વગેરે ભૂમા લક્ષણથી સુષુપ્તિ અવસ્થાની કલ્પનાએ અને **यत्र अन्यत् पश्यति** વગેરે જાગ્રદવસ્થાની દૃષ્ટિએ છે એમ કહો તો તે પણ બરાબર નથી આત્માના દર્શને શોક નિવૃત્તિ થાય. તેની અવસ્થાના જ્ઞાને નહીં. અને આથી આ આખો પ્રસંગ જ નિષ્ફળ જાય. સૂત્રકારે સંપ્રસાદ શબ્દ અહીં શુદ્ધ જીવાત્માને માટે વાપર્યો છે–મુખ્ય પ્રાણને માટે નહીં. ભૂમાના ઉપલક્ષણ માટે એ નથી. અને આથી આ પરબ્રહ્મનું જ અહીં લક્ષણ છે–સુષુપ્તિ અવસ્થાના જીવાત્માનું નહીં.

અને આમ કરતાં ઉપક્રમ ઉપસંહારને પણ વાંધો નહીં આવે. અહીં **पारं तारयतु** થી શરૂ કરી **पारं दर्शयति भगवान् सनत्कुमारः** એવો ઉપસંહાર છે. શોક કે તમસ્‌ની પેલે પાર પરમાત્મા જ છે. **वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात्**–હું તે મહાન આદિત્યવર્ણ તમસથી પર પુરુષને જાણું છું. (યજુ૦ ૩૧–૧૮) આ છે વેદવચન. આથી અહીં ભૂમા પરમાત્મા જ છે, જીવાત્મા નહીં. ॥ ૯ ॥

પરમાત્મા જ ભૂમા છે એ સિદ્ધ કરતાં બીજો હેતુ અર્પે છે કેઃ–

## धर्मोपपत्तेश्च ॥ ९ ॥

"તન્ન" શબ્દ અધિકારપ્રાપ્ત છે. ભૂમા=શબ્દને આગલા સૂત્રમાંથી ખેંચી લેવો આગલા સિદ્ધાન્તને જ સમર્થિત કરનારો આ હેતુ છે, એમ સૂત્રમાંનો 'ચ' કાર બતાવે છે. ધર્મોપપત્તેઃ=સ્વમહિમામાં પ્રતિષ્ઠા વગેરે ભૂમાના ધર્મો પરમાત્મામાં જ સંભવતા હોઇને અહીં ભૂમા એ પરમાત્મા જ છે એમ સિદ્ધ થાય છે.

એ ભૂમા પ્રકરણમાં શ્રુતિ કહે છેઃ–"**स भगवः कस्मिन् प्रतिष्ठित.? –स्वमहिम्नि**" આ વાક્યમાં પોતાના જ મહિમામાં પ્રતિષ્ઠારૂપી ધર્મનો ઉલ્લેખ છે. સૌનો આધાર હોવા છતાં પરમાત્મા સ્વયં નિરાધાર છે–આ છે એનો પોતાના મહિમામાં પ્રતિષ્ઠા નામનો ધર્મ! સિવાય કે પરમાત્મા–કોઈ સ્વાધાર–સ્વમહિમપ્રતિષ્ઠિત નથી!

ઉપરાંત **स एव अधस्तात् स उपरिष्टात् स पश्चात् स पुरस्तात्**–તે જ નીચે છે તે જ ઉપર છે; તે જ પાછળ છે તે જ આગળ છે.

(છા૦ ૭-૨૫-૧૧) આ વાક્યમા ભૂમાનુ સર્વગતત્વ-સર્વવ્યાપીપણું બતાવ્યુ છે અને પરમાત્મા જ સર્વવ્યાપી છે, અનન્ત છે તેના વિનાનાં બધાય સાન્ત જ છે અને જીવાત્મા તો મૂળમા તે જ છે

ઉપગત आत्मत: आकाश:-આત્મામાથી પ્રાણ, આત્મામાથી દિશાએ આત્મામાથી સ્મર, આત્મામાથી આકાશ, (છા૦ ૭-૨૬-૧) આ વાક્યોમ તેનુ જ સર્વગતત્વ-સર્વાધારત્વ બતાવ્યુ છે! કારણ હોઈને સૌને એ ધા છે આમ પરમાત્માના જ આ બધા ધર્મો હોઈ ને ભૂમા અહીં પરમાત્મા જ છે એ સિદ્ધ છે ॥ ૯ ॥

પરમાત્મા સૌથી અદકો છે-અનન્ત છે એ બતાવ્યુ હવે તે અક્ષ છે એ સિદ્ધ કરના બીજુ અધિકરણ આરભે છે કે –

## अक्षरं अम्बरान्तधृतेः ॥ १० ॥

"બ્રહ્મ" પ્રકરણ પ્રાપ્ત છે અક્ષર=બૃહદારણ્યકમા આવતું અક્ષરતત્ત્વ તે પરબ્રહ્મ પરમાત્મા છે કેમકે अम्बरान्तधृत =અબર=આકાશ=પ્રકૃતિ અર્થાત્ પ્રકૃતિ પર્યન્તન વિશ્વને ધારણ કરે છે ॥ ૧૦ ॥

બૃહદારણ્યક ઉપનિષદ્મા ગાર્ગી અને યાજ્ઞવલ્ક્યના સવાદમા વાક્ય આવે છે કે-कस्मिन् नु खलु आकाश ओतश्च इति । स होवाच एतद्वै तदक्षर गार्गि ब्राह्मणा अभिवदन्ति-अस्थूल अनणु-अह्रस्व (બૃ૦ ૩-૮ ૯-૮) વગેરે આ વાક્યમા આકાશ એટલે પ્રકૃતિ, અને એ આકાશનો અહીં આશ્રય પૂછવામા આવ્યો છે તો આ આકાશ-પ્રકૃતિના અગેનો પ્રશ્ન છે આથી અહીં સંશય ઉદ્ભવે છે આકાશના આશ્રય તરીકે કોણ? જીવાત્મા કે પરમાત્મા? સશય કઈ રીતે ઉપજે છે? તો "અક્ષર' શબ્દનો પ્રયોગ જ સશય ઉપજાવે છે અક્ષર શબ્દ પરમાત્મા અને જીવાત્મા ઉભયનો વ્યુત્પત્તિબળે વાચક છે न क्षरति इति अक्षर એવો અક્ષરનો વ્યુત્પત્તિલભ્ય અર્થ છે અને જીવાત્મા તથા પરમાત્મા બન્ને અવિનાશી છે-અક્ષર છે કદાચ કોઈને એ શકા થાય કે જેમ જીવ અને શિવ બન્ને અવિનાશી છે તેમ પ્રકૃતિ પણ અવિનાશી છે તો અક્ષરનો અર્થ અહીં પ્રકૃતિ કેમ ન કરવો? પણ એ અર્થ ઘટતો નથી કેમકે પ્રકૃતિનો આધાર કે આશ્રય પ્રકૃતિ જ હોય તો તો પ્રશ્ન-પ્રતિવચન નિરર્થક થાય! તે જ મુજબ "અક્ષર" શબ્દનો "વર્ણ' એવો પણ અર્થ થાય છે અને ॐ એ "અક્ષર" સર્વસ્વરૂપ હોઈને તેનુ અહીં ગ્રહણ પણ ઉપસ્થિત થાય પણ અહીં એ અર્થમા પણ "અક્ષર" શબ્દ ન્યાય્ય નથી યદ્યપિ ॐकार एव इद सर्वं વગેરે શ્રુતિવાક્યો ॐ અક્ષરને બ્રહ્મનુ ગૌરવ આપે છે પણ અહીં

તે સભવતો નથી ૐ વર્ણ તો પ્રભુને પોકારવા માટે–હાજર કરવા માટે–બ્રહ્મની પ્રાપ્તિના સાધન તરીકે છે આથી પ્રકૃતિ અને વર્ણરૂપ અક્ષર અહીં હોઈ શકતાં નથી પરિશિષ્ટ છે બે જ એક જીવાત્મા, બીજો પરમાત્મા! આથી અક્ષર શબ્દના અર્થનિર્ણય અગે સદેહ છે જ.

તો તે પૈકી જીવાત્મા, એ પૂર્વપક્ષ છે પરમાત્મા, ઉત્તરપક્ષ છે તો જીવાત્મા જ અક્ષર શબ્દવાચ્ય છે, એમ કયી રીતે સમજાય? તો સ્પષ્ટ છે એનો ઉત્તર પ્રકૃતિ જીવાત્માને અર્થે છે. જીવને ભોગ અને અપવર્ગ આપવાના એકમાત્ર પરાર્થે પ્રકૃતિ વર્તે છે આ પ્રકૃતિ જડ હોઈને ચેતનને અર્થે પરિણામપરપરા અનુભવે છે પરમાત્માને માટે તો પ્રકૃતિનો આ પરિણામવિશેષ માની ન શકાય! કેમકે પરમાત્મા નિત્યતૃપ્ત હોઈને એમને ભોગાપવર્ગની કલ્પના પણ સ્પર્શી ન શકે! ભગવતી શ્રુતિ કહે છે–अकामो धीरो अमृतः स्वयम्भू-रसेन तृप्तो न कुतश्चनोनः । કામના રહિત, ધીર, અમૃત, સ્વયભૂ રસે તૃપ્ત એવો તે, કોઈપણ રીતે ઊન નથી અધૂરો નથી (અથર્વ૦ ૧૦–૪–૮–૪૪) અને જીવાત્માના ભોગ અને અપવર્ગાર્થે પ્રકૃતિ છે એ તો શાસ્ત્ર અને અનુભવ બન્નેને સમત છે તો જેમ ભોગ્ય અને ભોક્તા વચ્ચે યોગ્યતા લક્ષણ સબધ છે તેમ તે બે વચ્ચે આશ્રયઆશ્રયિભાવ સબધ પણ હોઈ શકે છે, કેમકે ભોક્તા વિના ભોગ્યની સ્થિતિ જ કલ્પવી મુશ્કેલ છે અને આથી જેના વિના જેની સ્થિતિ અકલ્પ્ય તે તેનો આશ્રય હોય છે આથી જીવાત્મા જ પ્રકૃતિનો આશ્રય છે પરબ્રહ્મ પરમાત્મા હોઈ શકે નહીં આ છે પૂર્વપક્ષની દલીલ

તેના ઉત્તરમા સિદ્ધાન્તવાદી કહે છે–અહીં અક્ષર શબ્દ જીવાત્માનો વાચક સભવી શકતો નથી अम्बरान्तधृतेः એમા હેતુ છે! સાચુ જીવાત્માને ખાતર પ્રકૃતિની પરિણામ પરપરા છે પણ એ તો=એ ભોગ અને અપવર્ગ નો એની પરિણામ પરપરા માટે જ જીવાત્માને આશ્રય તરીકે કલ્પે છે તેના=પ્રકૃતિના અવસ્થાન તરીકે જીવાત્મા હોઈ શકતો નથી! પ્રકૃતિ ભોગાપવર્ગનુ સપાદન કરીને નિવૃત્તિ પામે છે નિવૃત્તિ પામેલી પ્રકૃતિ જીવમાં રહેતી નથી અને છતાં તે રહે છે તો જીવમા જે છેવટે ન રહે તે જીવના આશ્રયવાળી હોઈ શકે નહીં આથી પ્રકૃતિનો આશ્રય પરબ્રહ્મ પરમાત્મા જ છે અને એ કારણે અક્ષર શબ્દ અહીં પરબ્રહ્મનો જ વાચક છે આથી પ્રશ્ન પ્રમાણે જવાબ તપાસતા તો પ્રકૃતિનો આશ્રય પરમાત્મા જ મળે છે! આમ ઉપક્રમ, ઉપસહાર અને જીવાત્માની અપ્રસક્તિતા જોતા આકાશ પર્યન્તના પદાર્થોના આશ્રય તરીકે જીવાત્માને કલ્પવાની હામ પણ

ભીડી શકાય એમ નથી! આથી અક્ષર શબ્દ જેનો નિત્યત્વ અને વ્યાપિત્વ એવો શબ્દાર્થ થઈ શકે છે તે પરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે. ॥૧૦॥

ઉપર જીવાત્મા, વિકારના અવસ્થાનમાં કારણરૂપ થાય છે, પણ પ્રકૃતિના અવસ્થાનમાં હેતુ હોઈ શકતો નથી, એ બતાવ્યું! પણ વિકૃતિ, પ્રકૃતિથી ભિન્ન નથી. સત્કાર્ય–વાદમાં પ્રકૃતિ–કારણ જ કાર્યરૂપે વર્તે છે. અને આથી વિકારના અવસ્થાન તરીકે જો જીવ હોય તો તેનો સીધો અર્થ તે પ્રકૃતિના અવસ્થાનરૂપે હોય છે એ જ સિદ્ધ થાય! તો પછી સત્કાર્યવાદને જ તિલાંજલિ દેવી પડે–અને તે પણ બરાબર નથી. કેમકે અસત્કાર્યવાદ અક્કલ સમક્ષ ટકી શકતો નથી. આથી જે વિકારનો આશ્રય તે પ્રકૃતિનો પણ હોય જ અને તેમ કરતાં તો જીવાત્મા જ અક્ષર છે. આનો જવાબ દેતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ–.

## सा च प्रशासनात् ॥ ११ ॥

સૂત્રમાંનો ચકાર આગળની વાતમાં જ આ હેતુ છે એ સૂચવનારો છે. બ્રહ્મ અધિકાર પ્રાપ્ત છે સા=ને અંબર પર્યન્તની ધૃતિ પરબ્રહ્મ પરમેશ્વરનો જ ધર્મ છે. કેવી રીતે? પ્રશાસનાત્=પ્રશાસનપૂર્વકના છે તેથી.

કેવળ અમ્બરાન્ત ધૃતિ જ અક્ષરને પરબ્રહ્મ પરમેશ્વર તરીકે જાહેર કરતી નથી. ઉપરની દલીલ પ્રમાણે કદાચ જીવાત્મામાં પણ આંશિક વિધૃતિ કલ્પી શકાય–અને આથી એ હેતુ અક્ષરનું પરમેશ્વરપણું કદાચ ન સાધે. પણ એ પ્રશાસન ધૃતિપૂર્વક છે એવું શ્રુતિવચન છે. અને આથી એ પરમેશ્વરને જ અક્ષર શબ્દના વાચ્ય તરીકે સિદ્ધ કરે છે. વાક્યશેષમાં શ્રુતિ ત્યાં કહે છેઃ–**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विघृतः तिष्ठतः । एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि । द्यावा पृथिव्यौ विघृतस्तिष्ठतः** એ અક્ષરના પ્રશાસનમાં નિશ્ચય સૂર્ય અને ચંદ્ર વિધારિત થયેલા વર્તે છે, એ અક્ષરના પ્રશાસને નિશ્ચય દ્યૌ અને પૃથિવી વિધારિત થયેલાં હોઈને વર્તે છે, (બૃ૦ ૩–૮–૯) પ્રશાસન એટલે છેવટે અપ્રતિહતતા એવો અર્થ થાય છે. આ પ્રશાસન, સર્વશક્તિ પરમાત્માનો જ ધર્મ થઈ શકે છે–અલ્પશક્તિ જીવાત્માનો નહીં. અને પરમાત્માનું સર્વશક્તિપણું અનેક શ્રુતિઓમાં જોવામાં આવે છે. **सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदंप्रशास्ति यदिदं किञ्च**–સૌનો ઇશાન, સૌનો અધિપતિ, જે આ કાંઈ છે તેનું પ્રશાસન કરે છે. (બૃ૦ ૫–૬–૧) **प्रशासितारं सर्वेषां अणीयां समणोरपि । रुक्माभं स्वप्नधीगम्यं विद्यात् तं पुरुषं परम्**–સૌનું પ્રશાસન કરનારા, અણુથી પણ અણુ, સોનેરી પ્રભાયુક્ત, નિદ્રાવસ્થા દ્વારા ગમ્ય, એવાં તે

તે સંભવતો નથી. ॐ વર્ણ તો પ્રભુને પોકારવા માટે-હાજર કરવા માટે-બ્રહ્મની પ્રાપ્તિના સાધન તરીકે છે. આથી પ્રકૃતિ અને વર્ણરૂપ અક્ષર અહીં હોઈ શકતાં નથી. પરિશિષ્ટ છે બે જ. એક જીવાત્મા, બીજો પરમાત્મા! આથી અક્ષર શબ્દના અર્થનિર્ણય અંગે સંદેહ છે જ.

તો તે પૈકી જીવાત્મા, એ પૂર્વપક્ષ છે. પરમાત્મા, ઉત્તરપક્ષ છે. તો જીવાત્મા જ અક્ષર શબ્દવાચ્ય છે, એમ કયી રીતે સમજાય? તો સ્પષ્ટ છે એનો ઉત્તર. પ્રકૃતિ જીવાત્માને અર્થે છે. જીવને ભોગ અને અપવર્ગ આપવાના એકમાત્ર પરાર્થે પ્રકૃતિ વર્તે છે. આ પ્રકૃતિ જડ હોઈને ચેતનને અર્થે પરિણામપરંપરા અનુભવે છે. પરમાત્માને માટે તો પ્રકૃતિનો આ પરિણામવિશેષ માની ન શકાય! કેમકે પરમાત્મા નિત્યતૃપ્ત હોઈને એમને ભોગાપવર્ગની કલ્પના પણ સ્પર્શી ન શકે! ભગવતી શ્રુતિ કહે છે-**अकामो धीरो अमृतः स्वयंभू-रसेन तृप्तो न कुतश्चनोनः ।** કામના-રહિત, ધીર, અમૃત, સ્વયંભૂ રસે તૃપ્ત એવો તે, કોઈપણ રીતે ઊન નથી. અધૂરો નથી. (अथर्व० ૧૦-૪-૮-૪૪) અને જીવાત્માના ભોગ અને અપવર્ગાર્થે પ્રકૃતિ છે એ તો શાસ્ત્ર અને અનુભવ બન્નેને સંમત છે. તો જેમ ભોગ્ય અને ભોક્તા વચ્ચે યોગ્યતા લક્ષણ સંબંધ છે તેમ તે બે વચ્ચે આશ્રયઆશ્રયિભાવ સંબંધ પણ હોઈ શકે છે, કેમકે ભોક્તા વિના ભોગ્યની સ્થિતિ જ કલ્પવી મુશ્કેલ છે. અને આથી જેના વિના જેની સ્થિતિ અકલ્પ્ય તે તેનો આશ્રય હોય છે. આથી જીવાત્મા જ પ્રકૃતિનો આશ્રય છે. પરબ્રહ્મ પરમાત્મા હોઈ શકે નહીં. આ છે પૂર્વપક્ષની દલીલ.

તેના ઉત્તરમાં સિદ્ધાન્તવાદી કહે છેઃ-અહીં અક્ષર શબ્દ જીવાત્માનો વાચક સંભવી શકતો નથી. अम्बरान्तधृतेः એમાં હેતુ છે! સાચું. જીવાત્માને માતર પ્રકૃતિની પરિણામ પરંપરા છે. પણ એ તો=એ ભોગ અને અપવર્ગ તો એની પરિણામ પરંપરા માટે જ જીવાત્માને આશ્રય તરીકે કલ્પે છે. તેના=પ્રકૃતિના અવસ્થાન તરીકે જીવાત્મા હોઈ શકતો નથી! પ્રકૃતિ ભોગાપવર્ગનું સંપાદન કરીને નિવૃત્તિ પામે છે. નિવૃત્તિ પામેલી પ્રકૃતિ જીવમાં રહેતી નથી. અને છતાં તે રહે છે. તો જીવમાં જે છેવટે ન રહે તે જીવના આશ્રયવાળી હોઈ શકે નહીં. આથી પ્રકૃતિનો આશ્રય પરબ્રહ્મ પરમાત્મા જ છે. અને એ કારણે અક્ષર શબ્દ અહીં પરબ્રહ્મનો જ વાચક છે. આથી પ્રશ્ન પ્રમાણે જવાબ તપાસતાં તો પ્રકૃતિનો આશ્રય પરમાત્મા જ મળે છે! આમ ઉપક્રમ, ઉપસંહાર અને જીવાત્માની અલ્પશક્તિતા જોતાં આકાશ પર્યન્તના પદાર્થોના આશ્રય તરીકે જીવાત્માને કલ્પવાની હામ પણ

ભીડી શકાય એમ નથી! આથી અક્ષર શબ્દ જેનો નિત્યત્વ અને વ્યાપિત્વ એવો શબ્દાર્થ થઈ શકે છે તે પરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે ॥૧૦॥

ઉપર જીવાત્મા, વિકારના અવસ્થાનમા કારણરૂપ થાય છે, પણ પ્રકૃતિના અવસ્થાનમા હેતુ હોઈ શકતો નથી, એ બતાવ્યુ! પણ વિકૃતિ, પ્રકૃતિથી ભિન્ન નથી સત્કાર્ય-વાદમા પ્રકૃતિ-કારણ જ કાર્યરૂપે વર્તે છે અને આથી વિકારના અવસ્થાન તરીકે જો જીવ હોય તો તેનો સીધો અર્થ તે પ્રકૃતિના અવસ્થાનરૂપે હોય છે એ જ સિદ્ધ થાય! તો પછી સત્કાર્યવાદને જ તિલાંજલિ દેવી પડે-અને તે પણ બરાબર નથી કેમકે અસત્કાર્યવાદ અક્કલ સમક્ષ ટકી શકતો નથી આથી જે વિકારનો આશ્રય તે પ્રકૃતિનો પણ હોય જ અને તેમ કરતા તો જીવાત્મા જ અક્ષર છે આનો જવાબ દેતા ભગવાન સૂત્રકાર કહે છે-.

## सा च प्रशासनात् ॥ ११ ॥

સૂત્રમાંનો ચકાર આગળની વાતમા જ આ હેતુ છે એ સૂચવનારો છે બન અધિકાર પ્રાપ્ત છે સા=તે અક્ષર પર્યન્તની ધૃતિ પરમાત્મા પરમેશ્વરનો જ ધર્મ છે કેવી રીતે? પ્રશાસનાત્=પ્રશાસનપૂર્વકના છે તેથી

કેવળ અમ્બરાન્ત ધૃતિ જ અક્ષરને પરબ્રહ્મ પરમેશ્વર તરીકે જાહેર કરતી નથી ઉપરની દલીલ પ્રમાણે કદાચ જીવાત્મામા પણ આંશિક વિધૃતિ કલ્પી શકાય-અને આથી એ હેતુ અક્ષરનુ પરમેશ્વરપણુ કદાચ ન સાધે પણ એ પ્રશાસન ધૃતિપૂર્વક છે એવુ શ્રુતિવચન છે અને આથી એ પરમેશ્વરને જ અક્ષર શબ્દના વાચ્ય તરીકે સિદ્ધ કરે છે વાકયશેષમા શ્રુતિ ત્યા કહે છે-**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृत तिष्ठत । एतस्य वा अक्षरस्य प्रशासन गार्गि । द्यावा पृथिव्यौ विधृतस्तिष्ठत** એ અક્ષરના પ્રશાસનમા નિશ્ચય સૂર્ય અને ચન્દ્ર વિધારિત થયેના વર્તે છે, એ અક્ષરના પ્રશાસનને નિશ્ચય દ્યૌ અને પૃથિવી વિધારિત થયેના હોઇને વર્તે છે, (બૃ૦ ૩ ૮-૯) પ્રશાસન એટલે છેવટે અપ્રતિહતતા એવો અર્થ થાય છે આ પ્રશાસન, સર્વશક્તિ પરમાત્માનો જ ધર્મ થઈ શકે છે-અલ્પશક્તિ જીવાત્માનો નહીં અને પરમાત્માનુ સર્વશક્તિપણુ અનેક શ્રુતિઓમા જોવામા આવે છે **सर्वस्येशान सर्वस्याधिपति सवमिदप्रशास्ति यदिद किञ्च**-સૌનો ઈશાન, સૌનો અધિપતિ, જે આ કાંઈ છે તેનુ પ્રશાસન કરે છે (બૃ૦ ૫-૬-૧) **प्रशासितार सर्वषा अणीया समणोरपि । रुक्माभ स्वप्नधीगम्य विद्यात् त पुरुष परम्** સૌનુ પ્રશાસન કરનારા, અણુથી પણ અણુ, સોનેરી પ્રભાયુક્ત, નિદ્રાવસ્થા દ્વારા ગમ્ય, એવા તે

પુરુષને પર જાણે (મનુ૦૧૨-૧૨૨) વગેરે શ્રુતિ સ્મૃતિઓ પરમાત્માના પ્રશાસનની દ્યોતક છે. એ જ પ્રમાણે આ પ્રશાસ્તા પરમાત્મા જ પ્રશાસનપૂર્વક વિધર્તા છે એવો શ્રુતિનો બોલ છે. सप्तार्धगर्भा भुवनस्य रेता विष्णो तिष्ठन्ति प्रदिशा ોઘર્મણિ=સાત સમૃદ્ધ ગર્ભરૂપ ભુવનનુ બીજ વ્યાપક પરમાત્માના વિધરણોમા ). તેના વિધરણમાં દિશાઓ અને ઉપદિશાઓ છે (ऋ० ૨-૩-૨૧-૨૬) ़वि पुराणं अनुशासितार अणोरणीयांसमनुस्मरेद्य । सर्वस्य ाातार अचिन्त्यरूप आदित्यवर्ण तमसः परस्तात्। કવિ પુરાતન, નુશાસન કરનાર એવા અણુથી પણ અણુનું જે અનુસ્મરણ કરે છે, ; જે સૌનો ધાતા છે. અચિન્ત્યરૂપ છે. આદિત્યવર્ણ છે, તમસથી પર છે ગીતા અ ૮ શ્લો ૯) વગેરે શ્રુતિસ્મૃતિઓ પ્રશાસ્તાને જ વિધર્તા હે છે. અને આથી એ પ્રશાસન શક્તિ જીવાત્માનો ધર્મ ન હોઈ શકે ાથી અક્ષર શબ્દ અહીં પરમાત્મા પરબ્રહ્મનો જ વાચક છે એ સિદ્ધ ાય છે ॥ ૧૧ ॥

આજ વાતને સિદ્ધ કરતા બીજો હેતુ સમર્પે છે કે;-

## अन्यभावव्यावृत्तेश्च ॥ १२ ॥

બ્રહ્મ પ્રકરણ પ્રાપ્ત છે "અક્ષર" પૂર્વ સૂત્રમાથી અનુવર્તિત છે ચકાર અક્ષરના રમેશ્વરપણામા બીજો હેતુ છે એનો બતાવનાર છે अन्यभावव्यावृत्तेः=પરમેશ્વરથી ભિન્ન કૃતિ સુધીના જડ પદાર્થો અને ચેતન જીવાત્માની વ્યાવૃત્તિ-નિરાકરણ હોઈને અક્ષર બ્દનો અર્થ પરબ્રહ્મ પરમેશ્વર જ છે એમ સિદ્ધ થાય છે

બૃહદારણ્યકમા एतद्वै तदक्षरं गार्गि ! ब्राह्मणा अभिवदन्ति अस्थूल मणु अह्रस्व अदीर्घ अलोहित अस्नेह अच्छाय अतम अवायु अनाकाश ासंग अरस अगन्धं अचक्षुष्कम् अश्रोत्रं अवाक् अमन अतेजस्कं प्राण अमुख अमात्रं अनन्तर अबाह्य न तदश्नाति किञ्च न तदश्नाति કથન-એ છે નિશ્ચય તે અક્ષર જેને બ્રાહ્મણો અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અદીર્ઘ, અલોહિત, અસ્નેહ-અચ્છાય, અતમ, અવાયુ, અનાકાશ, અસગ, અગધ, અચક્ષુષ, અશ્રોત્ર, અવાક્, અમના, અતેજસ્ક, અપ્રાણ, અમુખ, અમાત્ર, અનન્તર, અબાહ્ય કહે છે તે કાઈ ખાતુ નથી તેને કોઈ ખાઈ શકતુ નથી (બૃ૦ ૩-૮-૮) આવું પરબ્રહ્મ પરમાત્માનુ વર્ણન આવે છે આ મત્રમા પરમાત્માથી ભિન્ન જેટલા ચેતન અચેતન પદાર્થો છે તે બધાયનુ અક્ષર બ્રહ્મથી, અહીં વિશેષણો દ્વારા, વ્યાવર્તન કરવામા આવ્યુ છે તે પૈકી अस्थूलं વગેરેથી પૃથ્વીનુ, अलोहित વગેરેથી તેજનુ अस्नेहथी જળનુ अवाय्वनाकाश વગેરેથી વાયુ અને આકાશનુ अचक्षुष्कं વગેરેથી

ચેતન જીવાત્માનુ અને अनन्तर अबाह्यं વગેરેથી પ્રકૃતિનુ અક્ષરથી વ્યાવર્તન બતાવ્યુ છે જો અક્ષર શબ્દે અહીં જીવાત્મા ઉદ્દિષ્ટ હોત તો તે તેની અક્ષરથી વ્યાવૃત્તિ ન કરત પણ કરે છે, માટે તે અક્ષર શબ્દવાચ્ય નથી

ઉપરાંત तद् वा एतदक्षरं गार्गि। अदृष्टं द्रष्टृ अश्रुतं श्रोतृ अमतं मन्तृ अविज्ञातं विज्ञातृ–આ નિશ્ચય અક્ષર છે ગાર્ગિ! તે અદૃષ્ટ દ્રષ્ટા છે, અશ્રુત શ્રોતા છે, અમનનીય મન્તા છે, અવિજ્ઞાત વિજ્ઞાતા છે (બૃ૦ ૩–૯–૩૧) વગેરે શ્રુતિબોલથી પરમાત્માનુ અદૃષ્ટત્વાદિપૂર્વક દ્રષ્ટત્વનુ પ્રતિપાદન કરે છે અને તે દ્વારા અક્ષરનુ જીવાત્માપણુ વ્યાવર્તતિ કરે છે એ સ્પષ્ટ છે અગર તો द्रष्टं श्रोत्र વગેરેનો સાધનવાચક ઈન્દ્રિય એવો પણ અર્થ થઈ શકે! અને જીવાત્મા પણ દ્રષ્ટા છે પણ તે ચક્ષુરૂપી સાધન દ્વારા દ્રષ્ટા છે આ તો–પરમાત્મા તો ઇન્દ્રિયાદિ સાધન રહિત છતાં દર્શન વગેરે ક્રિયાઓનો કરનાર છે આવો તેનો અદ્ભુત મહિમા બતાવે છે અને તે દ્વારા અક્ષર અહીં પરમાત્માનો જ વાચક છે એ સ્પષ્ટ છે પરમાત્માનો આવો વિલક્ષણ મહિમા બતાવનાર અનેક શ્રુતિ સ્મૃતિઓના વચનો જોવામા આવે છે દા ત अतो विश्वानि अद्भुता चिकित्वाँ अभिपश्यति कृतानि या च कर्त्वा (ऋ० १–२–१८–११) अचक्षुष्क अश्रोत्र अवाग् अमनः (बृ० ३–८–८) सर्वेन्द्रिय-गुणाभासं सर्वेन्द्रियविवर्जितम् (श्वे० ३–१७) अपाणि पादो जवनो गृहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः–એમાથી સમસ્ત અદ્ભુતોને ઇચ્છામાત્રથી નીકળતા જુવે છે–જે કરેલા છે અને કરનાર છે અચક્ષુષ્, અશ્રોત્ર, અવાક્ અમનસ્ક, (બૃ૦ ૩–૮–૮) સમસ્ત ઈન્દ્રિયોના ગુણોને આભાસિત કરનાર છતા સમસ્ત ઇન્દ્રિયો વિનાનુ (શ્વે૦ ૩–૧૭) હાથપગ વિનાનો છતા વેગીલો અને ગ્રહણ કરનારો એ પરમાત્મા ચક્ષુ વિનાનો છતા જુવે છે, કાન વિનાનો છતા સાભળે છે (શ્વે૦ ૩–૧૯) આથી અક્ષર પરમાત્મા જ नान्यततोऽस्ति द्रष्ट વગેરે છે બીજા દ્રષ્ટાનો પ્રતિષેધ જોવામા આવે છે, તે બીજી દૃષ્ટિથી છે એ દૃષ્ટિ તે જીવ પરમાત્માનો આખરી એકત્વભાવ છે અગર તો જેવો પરમાત્મા તેવો અજબ દ્રષ્ટા વગેરે કોઈ નથી એવો પણ અર્થ થઈ શકે! પણ જીવાત્માથી પરમાત્મા અંતિમ દૃષ્ટિએ ભિન્ન નથી એ બતાવવાનો એની પાછળ આશય છે આથી અહીં અક્ષર શબ્દ બ્રહ્મવાચક છે

ઉપરાત ફળદૃષ્ટિએ જોતા પણ અહીં અક્ષર શબ્દ બ્રહ્મનો વાચક છે જે કોઈ આ અક્ષરને જાણ્યા વિના જાય તેને કૃપણ કહ્યો છે જાણીને જાય તેને બ્રાહ્મણ કહ્યો છે આ ફળભેદ પણ અક્ષરને પરમાત્મા જ

સિદ્ધ કરે છે. સાચું બ્રાહ્મણત્વ અક્ષરની જાણકારીમાં છે. કેવળ જીવની જાણકારીમાં નહીં. આથી પણ અક્ષર બ્રહ્મ જ છે.

ઉપરાંત પરબ્રહ્મ પરમેશ્વરને ઉદ્દેશી સાક્ષાત્ પણ અક્ષર શબ્દનો શ્રુતિઓ પ્રયોગ કરે છે, અને આથી અક્ષર તે બ્રહ્મ જ છે. દા. ત. **ऋचो अक्षरे परमे व्योमन्**–પરમ અક્ષરરૂપી આકાશમાં ઋચાઓ છે. (ઋ૦ ૨–૩–૨૧–૩૯) **परमेवाक्षरं प्रतिपद्यते**–પર અક્ષરને જ પામે છે. (પ્ર૦ ૪–૧૦) **अथ परा यया तदक्षरं अधिगम्यते**–હવે તે પરાવિદ્યા કે જેના વડે તે અક્ષરનો અધિગમ થાય છે. (મું૦ ૧–૧–૫) **येनाक्षरं पुरूषं वेद सत्यम्**–જેના વડે સત્ય અક્ષર પુરુષને જાણે છે. (મું૦ ૧–૨–૧૩) **यदक्षरं वेद विदो वदन्ति**–જે અક્ષરને વેદ વિદ્વાનો જાણે છે. (ગીતા. અ. ૧૧ શ્લો. ૧૮)

આમ છતાં કવચિત્ અક્ષર શબ્દ પ્રકૃતિ અને જીવાત્માના વાચક તરીકે પણ જોવામાં આવે છે. છતાં અહીં અક્ષરનો અર્થ પરબ્રહ્મ પરમાત્મા જ થાય છે એ ઉપરની ચર્ચાથી સિદ્ધ થાય છે. ॥ ૧૨ ॥

અક્ષર બ્રહ્મ છે એ આગલા અધિકરણમાં સ્થિર થયું. હવે એ અક્ષરનું પુરુષપણું સિદ્ધ કરવા બીજું અધિકરણ રચતાં કહે છે કેઃ–

## ईक्षतिकर्मव्यपदेशात् ॥ १३ ॥

અત્ર અધિકાર પ્રાપ્ત છે. સ.=પ્રશ્નોપનિષદ્‌માં જે પુરુષનો નિર્દેશ છે તે પરબ્રહ્મ પરમેશ્વર જાણવો રહે છે. કેમકે ईक्षतिकर्मव्यपदेशात्=કેમકે ઈક્ષતિકર્મ–ઈક્ષણરૂપ કર્મનું ત્યાં કથન છે.

પ્રશ્નોપનિષદ્‌માં છઠ્ઠો પ્રશ્ન આ જાતનો છે. **षोडशकलं भारद्वाज! पुरुषं वेत्थ?** સોળ કળાવાળા પુરુષને હે ભારદ્વાજ! તું જાણે છે? (પ્ર૦ ૬–૧) આવી શરૂઆત પછી વિધાન કર્યું છે કે **इहैव अन्तः शरीरे सोम्य! स पुरुषो यस्मिन् एताः षोडशकलाः प्रभवन्ति ।** જેમાં આ સોળે કળા પ્રભવે છે તે પુરુષ હે સોમ્ય! આ શરીરમાં જ અંદર છે. (પ્ર૦ ૬–૨) અહીં જે પુરુષને લગતો ઉલ્લેખ છે તે પુરુષ તે કોણ?–જીવાત્મા કે પરમાત્મા? આવો સંશય થાય છે કેમકે "પુરુષ" એવા સાધારણ શબ્દનો અહીં પ્રયોગ છે. એ શબ્દ પરમાત્મા અને જીવાત્મા બન્નેને અંગે વપરાય છે. દા. ત. નીચેના શ્રુતિબોલોમાં એ પરમાત્માનો નિર્દેશ કરે છે. **सहस्रशीर्षा पुरुषः**–હજારો માથાંવાળો છે પુરુષ. **वेदाहमेतं पुरुषं महान्तं**–આ મહાન પુરુષને હું જાણું છું. (યજુ૦ ૩૧–૧૮) **यत्रामृतः स पुरुषः हि अव्ययात्मा**–જ્યાં અવ્યયસ્વરૂપી અમૃત પુરુષ છે, (મું૦ ૧–૨–૧૧) **दिव्यो ह्यमूर्तः पुरुषः**–તે દિવ્ય પુરુષ અમૂર્ત છે. (મું૦ ૨–૧–૨) વગેરે.

તો નીચેની શ્રુતિઓમાં તે જીવાત્માનો દર્શક છે. **एतद् वृंक्ते पुरुषस्याल्पमेधसः**-આ અલ્પમેધા પુરૂષનાં પુણ્યને છેદે છે ( કઠ૦ ૧-૮ ) **तेन तर्हि एषः पुरुषः न शृणोति न पश्यति**-તેથી ત્યારે આ પુરુષ સુણતો કે જોતો નથી. (प्र० ૪-૨) **एषहि द्रष्टा स्पृष्टा श्रोताघ्राता रसयिता, मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः**-આજ પુરૂષ દૃષ્ટા સ્પૃષ્ટા શ્રોતા-ઘ્રાતા રસયિતા. મન્તા, બોદ્ધા, કર્તા વિજ્ઞાનાત્મા છે. ( प्र० ૪-૯ ) **अथ खलु क्रतुमयः पुरुषः** અને નિશ્ચય આ પુરુષ ઇચ્છામય છે. ( છાં૦ ૩-૧૪-૧ ) આમ ઉભયને સાધારણ હોઈને અહીં એ કોને માટે છે એ નક્કી ન થતું હોઈને શંકા સ્વાભાવિક છે.

ઉપરાંત એ પુરુષ શરીરની અંદર છે એમ કહ્યું છે. અને જીવાત્મા અને પરમાત્મા બન્ને શરીરની અંદર છે. તો એ બેમાં કયો પુરુષ અહીં ઉદ્દિષ્ટ છે એ નક્કી કરવું ઘટે.

તે પૈકી જીવાત્મા, પુરુષ શબ્દથી અભિમેત છે એવો પૂર્વપક્ષ છે. અહીં પુરુષ શબ્દ પરમાત્માનો જ વાચક છે એ ઉત્તરપક્ષ છે.

પૂર્વપક્ષની દલીલો જોઈએ. અહીં પુરૂષ એટલે જીવાત્મા એવો જ અર્થ ઘટે છે. કેમકે અહીં પ્રકરણમાં ઉત્ક્રમણરૂપી જીવાત્માનું લિંગ છે. **कस्मिन् नु खलु उत्क्रान्ते उत्क्रान्तो भविष्यामि**-કોણ ઉત્ક્રમિત થતાં હું ઉત્ક્રાન્ત થઈશ ? ( प्र० ६-૩ ) આ ઉત્ક્રાન્તિ જીવાત્માની જ હોય-પરમાત્માની નહીં. એક શરીરમાં કર્મવશાત્ રહેતો જીવ કર્મભોગ પૂરો થતાં શરીરાન્તરના ગ્રહણ માટે ઉત્ક્રમણ કરે છે એ જાણીતું છે. શ્રુતિઓ સાક્ષી પૂરે છે કે- **स उत्क्रामन् म्रियमाणः पाप्मनो विजहाति**- ( બૃ૦ ૪-૩-૮ ) **तस्य ह एतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेन एष आत्मा निष्क्रामति चक्षुष्टो वा मूर्ध्नोवा अन्येभ्यः वा शरीरदेशेभ्यः** ( बृ० ४-४-२ ) **स यदा अस्मात् शरीरात् उत्क्रामति सहैवैतैः सर्वैरुत्क्रामति**-તે ઉત્ક્રમણ કરવા તૈયાર મરતો પાપને છોડે છે. ( બૃ૦ ૪-૩-૮ ) તે આના હૃદયનો અગ્રભાગ પ્રકાશમય થાય છે. તે પ્રદ્યોત-પ્રકાશ દ્વારા આ આત્મા નીકળે છે-કયાં તો ચક્ષુ દ્વારા આ આત્મા નીકળે છે-કયાં તો મૂર્ધા દ્વારા કે પછી શરીરના કોઈ અન્ય સ્થાનમાંથી ( બૃ૦ ૪-૪-૨ ) તે જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે, ત્યારે આ બધાં સાથે જ ઉત્ક્રમણ કરે છે. ( कौषी० ૩-૪) આ શ્રુતિકથિત ઉત્ક્રાન્તિ જીવાત્માની જ થાય. પરમાત્મા તો વ્યાપક. અને વ્યાપકને પૂર્વદેશ ઉત્તરદેશ હોતા નથી, કે જેથી ગતિક્રિયા સંભવે. આથી જીવાત્મા જ અહીં પુરુષ હોવો ઘટે.

આ દલીલનો રદીયો દેતા ઉત્તરપક્ષી કહે છે કે આ દલીલ બરોબર નથી હેતુ આપતા કહે છે કે તે स ईक्षतिकर्मव्यपदेशात्-આગળ વાકયશેષમા આ પુરુષનો ઇક્ષિતિરૂપી ધર્મ બતાવ્યો છે ત્યા કહે છે स ईक्षांचक्रे-ઉપનિષદ્‌મા સમસ્ત સૃષ્ટિની ઉત્પત્તિને લગતો જે સકલ્પ જે પર્યાલોચન તેને "ઇક્ષણ" કહેવામા આવે છે અને તપ પણ કહેવામા આવે છે स तप अतप्यत (प्र० १-४) तपसा चीयते ब्रह्म (मु० १-१-८) જે ષોડશકલાનો સૃષ્ટા હોય તે જ તેને લગતુ પર્યાલોચન કરનાર પણ હોઈ શકે! ઉપરાત અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવાત્મા જગત્સર્જન અગે ઇક્ષણ કરી ન શકે એનુ ગમે તેટલુ ઐશ્વર્ય હોય છતા જીવ જીવ જ છે, સસાર દશામા પરમાત્મા તો જગતનો સ્રષ્ટા છે શ્રુતિઓ કહે છે-एतस्मात् जायते प्राणो मन. सर्वेन्द्रियाणि च । ख वायुः ज्योतिः आपः पृथिवी विश्वस्य धारिणी-એમાથી પ્રાણ, મન અને તમામ ઇન્દ્રિયો જન્મે છે તે ઉપરાત આકાશ, વાયુ, પ્રકાશ, પાણી અને વિશ્વની ધારિણી પૃથ્વી જન્મે છે (મું૦ ૨-૧-૩) સાક્ષાત્ આ ઇક્ષણ કર્મનો પણ શ્રુતિ ઉલ્લેખ કરે છે ऐक्षत् लोकान्नु सृजौ-તેણે વિચાર્યુ લોકોને ખરે હુ સર્જુ (ए० १-१) तदैक्षत बहुस्या प्रजायेय-તેણે વિચાર્યુ હુ ઘણો થાઉ-ફાલુ ફુલુ (छा० ૬-૨-૧) આથી અહી પણ તે જ અર્થ લેવો ઉચિત ગણાય શ્રુતિઓમા માહોમાહે વિરોધ નથી।

જેમ સૃષ્ટિ તેમ પ્રલયનુ પણ અહીં કથન હોઈને પુરુષ તે પરમાત્મા જ જાણવો રહે છે-यथानद्य. स्यन्दमानाः इत्येव प्रोच्यते-જેમ વહેતી નદીઓ તે જ પ્રમાણે કહેવામા આવે છે (प्र० ૬-૩) આ પ્રલય પણ પરમેશ્વરનો અર્થ જ સૂચવે છે જેમાથી નીકળે તેમા જ સૌ મળે। પરમાત્મામાથી નીકળનારા તેનામા મળે આથી અહીં પુરુષ એટલે પરમાત્મા જ જાણવો રહે છે

ઉપરાત બીજી શ્રુતિઓ પણ આજ અર્થનુ સમર્થન કરે છે-गताः कला' पञ्चदश प्रतिष्ठाः देवाश्च सर्वे प्रतिदेवतासु । कर्माणि विज्ञानमयश्च आत्मा परेऽव्यये सर्व एकीभवन्ति-પદર કલાઓ પ્રતિષ્ઠા પામે છે અને દેવો પણ પ્રતિદેવોમા મળી જાય છે કર્મો અને વિજ્ઞાનમય આત્મા-બધુ પરમ અવ્યયમા એક થઈ જાય છે આ શ્રુતિ પરમાત્મામા જ પ્રલય ભાખે છે

ઉપરાત માન્ત્રવર્ણિક લિંગ-મત્રના અક્ષરરૂપી ચિહ્ન પણ આ જ વાત સાબીત કરે છે યજુર્વેદનો મત્ર છે કે-यस्मात जात परो अन्यः नास्ति य आविवेश भुवनानि विश्वा । प्रजापति. प्रजया सहराणः त्रीणि

-यातिंपि सचते च षोडशी-જેનાથી જન્મેલો પર બીજો કોઈ નથી, જે સમસ્ત ભુવનોમા પ્રવેશ કરી ચૂક્યો છે પ્રજા સાથે રમતો પ્રજાપતિ ત્રણ જ્યોતિ અને સોળ કળાનો ધારનારો છે (यजु० ૮-૩૬) આ મંત્રમા ષોડશી શબ્દ પરમાત્માની સોળ કળા—આ ઉપનિષદમા જેનો ઉલ્લેખ છે-તેનો વાચક છે આથી આ પુરુષ પરમાત્મા જ છે कस्मिन्नु उत्क्रान्त उत्क्रान्तो भविष्यामि (प्र० ૬-૨) અહીં જીવાત્માનુ ઉત્ક્રમણ બતાવ્યુ છે, પરમાત્માનુ નહીં પરમાત્મા અંગે તો આ નિર્દેશમાત્ર છે આથી અહીં, જીવાત્મા, પુરુષ શબ્દનો અર્થ નહીં થાય આથી પરમાત્મા જ અહીં પુરુષ છે, જીવાત્મા નહીં ॥ ૧૩ ॥

આમ પરબ્રહ્મ પરમાત્માનુ પુરુષપણુ બતાવ્યુ પણ એક વખત તેને પુરુષ શબ્દે નવાજીએ એટલે પુરુષની જેટલી મર્યાદા તેટલી બધીય તેનામા પણ સહજપણે જ આવવી ઘટે આથી પરમાત્મામા કોઈ પરિચ્છિન્નપણુ—દેશ-કાળ-વસ્તુનો પરિચ્છેદ ન માની લે તે માટે તેના પરિચ્છિન્નત્વનુ નિરાકરણ કરતા નવુ અધિકરણ-દહરાધિકરણ આવે છે કે—

## दहरः उत्तरेभ्यः ॥ १४ ॥

અત્ર નવમણ પ્રાપ્ત જ છે દહર=છાંદોગ્ય ઉપનિષદમા શ્રુતિએ કહેલુ દહરાકાશ તે પરબ્રહ્મ પરમાત્મા જ છે કેમકે उत्तरेभ्य ઉત્તર વાક્યમા આવતા હેતુઓ તે સિદ્ધ કરે છે

છાંદોગ્યના આઠમા પ્રપાઠકમા શ્રુતિ કહે છે—अथ यदिद अस्मिन् ब्रह्मपुरे दहर पुण्डरीक वेश्म, दहरोऽस्मिन् अन्त आकाश तस्मिन् यदन्त तदन्वेष्टव्य तद् वाव विजिज्ञासितव्यम्-હવે જે આ બ્રહ્મપુરમા અલ્પ કમળ સદન છે-દહર કે જેમા અવકાશ છે-તેની અંદર જે છે તે શોધવા જેવુ છે, તે નક્કી વિશેષપણે જાણવા જેવુ છે (છા૦ ૮-૧-૧)

ઉપલી શ્રુતિમા જે "દહરાકાશ' કહ્યુ તેને અંગે સંશય છે દહરાકાશ એટલે શુ ? જીવાત્મા કે પરમાત્મા ? દહર અને આકાશ એ બે શબ્દોનો પ્રયોગ છે તે પૈકી દહર એટલે અલ્પ-પરિચ્છિન્ન અને અલ્પ કે પરિચ્છિન્ન તો જીવાત્મા જ હોય ! ઉપાધિને લઈને જીવાત્મા જ પરિચ્છિન્ન છે ઉપરાત આકાશ શબ્દ તો પરમેશ્વરને માટે વપરાય છે અને આકાશ શબ્દ જ્યારે પરમાત્માનો વાચક છે ત્યારે હૃદય પુંડરીકરૂપી ઉપાધિને લઈને દહર શબ્દ પણ પરમાત્માને માટે યોજી શકાય છે આમ દહરાકાશ, જીવાત્મા-પરમાત્મા ઉભયનો વાચક થતો હોઈને, અહીં કોને માટે વપરાયો છે એ નિશ્ચિત થતુ ન હોઈને સંશય છે ઉપરાત આકાશ શબ્દ ભૂતાકાશના અર્થમા પણ

છે પણ તે અહીં સંભવતો નથી. કેમકે અહીં આંતર દહરાકાશને, બાહ્ય આકાશની સાથે સરખાવવામાં આવ્યું છે. यावान् वा अयमाकाशः तावान् एषः अन्तर्हृदये आकाशः-જેવડું આ આકાશ છે તેવડું આ અંતર્હૃદયમાં આકાશ છે. (છાં૦ ૮-૧-૩) અને ઉપમાન-ઉપમેયભાવ તો ભેદના ઉપર અવલંબે છે, અભેદ હોય તો સંભવતો નથી. જો આંતર આકાશ અને ભૂતાકાશ એક જ હોય તો પછી પોતાની સાથે જ પોતાની સરખામણી થાય અને એ તો યોગ્ય નથી. અને આથી દહરાકાશ ભૂતાકાશથી ભિન્ન જ હોઈ શકે. પ્રસિદ્ધ ભૂતાકાશની ઉપમા આપીને આ આંતર આકાશની દહરતારૂપી ઉપાધિને લઈને આવતાં પરિચ્છિન્નપણાંની નિવૃત્તિ અહીં શ્રુતિ સાધે છે. આથી ભૂતાકાશ અહીં સંભવતું નથી. આથી કયાં તો જીવાત્મા કે કયાં તો પરમાત્મા-દહરાકાશ શબ્દનો અર્થ હોવો ઘટે.

તો પછી એ બેમાં કોણ પ્રાપ્ત થાય? જીવાત્મા એવો પૂર્વપક્ષ છે. પરમાત્મા એવો ઉત્તરપક્ષ છે.

પૂર્વપક્ષ કહે છે અહીં જીવાત્માનો જ ઉલ્લેખ છે કેમકે અહીં દહરપણું બતાવ્યું છે. દહરતા એટલે પરિચ્છિન્નતા અને પરિચ્છિન્ન જીવાત્મા હોઈ શકે, પરમાત્મા નહીં. આમ દહરત્વ જીવાત્માની તરફેણમાં છે.

ઉપરાંત "પ્રકાશાત્મકતા" બીજી દલીલ છે. જેમ પરમાત્મા અખિલ બ્રહ્માંડનો, તેમ જીવાત્મા નિખિલદેહનો પ્રકાશક છે. પરમાત્માના આ પ્રકાશકપણાને માટે શ્રુતિબોલ છે કે तमेव भान्तं अनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति (મું૦ ૨-૨-૩૦) જીવાત્માના પ્રકાશક સ્વરૂપ અંગે પણ શ્રુતિ બોલે છે કે:-योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तः ज्योतिः पुरुषः-જે આ પ્રાણોમાં હૃદયની અંદર વિજ્ઞાનમય આંતરજ્યોતિ પુરુષ છે. (બૃ૦ ૪-૩-૭) અને જે સ્વયં પ્રકાશ સ્વરૂપ હોઈને સૌને પ્રકાશિત કરે છે, તેને માટે "આકાશ" શબ્દનો ખુશીથી પ્રયોગ કરી શકાય! "આકાશ" શબ્દનો વ્યુત્પત્તિલભ્ય અર્થ-आ=समन्तात् काशते प्रकाशते इति आकाशः એવો થાય. આમ દહર અને આકાશ બંને શબ્દો જીવાત્માના વાચક થઈ શકે છે.

ઉપરાંત અહીં "બ્રહ્મપુર" નો નિર્દેશ છે. આ શરીર જીવાત્માનું હોઈને એને બ્રહ્મપુર પણ કહેવામાં આવ્યું છે. કેમકે ક્વચિત્ જીવાત્મા માટે પણ બ્રહ્મ શબ્દ વાપરવામાં આવે છે, અને પરબ્રહ્મનું તો શરીર હોઈ શકતું નથી. શરીર ધર્માધર્મથી ઉપજે છે. પરમાત્માને ધર્માધર્મ વગેરેનો સ્પર્શ પણ નથી. જીવાત્માને તે હોય છે, એમ શ્રુતિ પણ કહે છે:-पुण्येन पुण्यं लोकं नयति, पापेन पापं, उभाभ्यामेव मनुष्यलोकम्-પુણ્ય દ્વારા પુણ્ય

લોકમાં, પાપે પાપી લોકમા દોરે છે પાપપુણ્ય બન્ને દ્વારા મનુષ્ય લોકમાં લઈ જાય છે (પ્ર૦ ૬-૭) અને જેનો જે નામે નિર્દેશ તે તેનાથી ભિન્ન હોઈ શકે નહીં વ્યપદેશ્ય છે શરીર; વ્યપદેશક છે જીવાત્મારૂપી બુદ્ધિ; તો આ શરીર જે વ્યપદેશ્ય છે તેના હૃદયરૂપી કમલમા રહેનારૂ દહરાકાશ જીવથી ભિન્ન કોઈ હોઈન શકે જો હોય તો તે અન્યાય્ય થાય માટે અહીં જીવાત્મા જ દહરાકાશનો વચ્ય નિદ્ધ છે

ઉપરાન્ત અહીં સાતમી વિભક્તિનો પ્રયોગ છે સાતમી વિભક્તિ આધારના અર્થમા હોય છે આધાર માટે કોઇ આધેય તો હોવુ જોઈએ પરમાત્મા સૌનો આધાર હોઇને તેનુ આધેયપણુ ઘટતુ નથી જીવાત્માનુ તો પરિચ્છિન્ન હોવાથી. આધેયપણુ ઘટી શકે માટે અહીં આધારભૂત શરીરમા આધેય જીવાત્મા જ હોઇ શકે।

ઉપરાત શરીર અને જીવ વચ્ચે સ્વસ્વામીભાવરૂપી સબધ પણ હોય છે અને તે પણ અહીં જીવાત્મા જ દહરાકાશ છે એનો સાધક છે શરીર એ સ્વ= મિલકત છે તેનો સ્વામી છે જીવ; કેમકે શરીરની કમાણી જીવાત્મા જ કરી શકે. પરમાત્માની તો એ તાકાત જ ક્યાથી હોય? આથી જીવાત્મા જ તેનો સ્વામી ઘટે અને એક નગરીનો માલિક નગરીના કોઈ એક દેશમા રહી શકે જેમ રાજાની નગરીમા રાજા એકાદ મહેલમા તેમ શરીરરૂપી નગરીનો સ્વામી શરીરના જ એક દેશરૂપી હૃદયપુડરીકમા રહી શકે। પરમાત્મા તો સર્વવ્યાપી હોઇને કોઈ એક દેશના રહી ન શકે આથી જીવાત્મા વિના બીજુ કોઈ અહીં એકદેશ સ્થિત હોઈન શકે। કદાચ કોઈ એમ કહે કે **यावान् वा अयं आकाश तावान् एष अन्तः हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते**–જેવડુ ખરે। આ આકાશ છે તેવડુ અદર હૃદયમા આકાશ છે દ્યૌ અને પૃથ્વી બન્ને એની અદર જ સમાહિત છે ( છાં૦ ૮-૧-૩ ) વગેરે સમસ્ત દ્યૌ પૃથિવી વગેરે એ દહરાકાશમા કેવી રીતે રહી શકે? તો તેનો જવાબ તો બહુ સહેલો છે વાસનારૂપે આ આખુય જગત જીવની અદર જ રહે છે ને? આથી કોઇ વાધો નથી તેથી જીવાત્મા જ અહીં "દહરાકાશ" નો અર્થ છે એવો પૂર્વપક્ષ છે

પરિસ્થિતિ આવી થતા સિદ્ધાન્તી કહે છે કે પૂર્વપક્ષીની વાત બરાબર નથી અહીં દહરાકાશ એટલે પરમાત્મા જ એવો અર્થ નિશ્ચિત થાય છે, અને એ અર્થના સાધકહેતુઓ એજ પ્રકરણમા આગળ આપવામા આવ્યા છે આગળ ઉપર એજ પ્રકરણમા દહરાકાશના કેટલાક ધર્મોનો નિર્દેશ કર્યો છે એ ધર્મો કદી જીવાત્માના સભવતા નથી શ્રુતિ કહે છે–

एष आत्मा अपहतपाप्मा विजरो विमृत्युः विशोकोऽविजिघित्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः-આ હણાયેલાં પાપોવાળો જરારહિત, મૃત્યુશૂન્ય, શોકરહિત, ક્ષુધારહિત, પિપાસા વિનાનો, સત્યકામ, સત્યસંકલ્પ આત્મા, (છાં० ૮–૧–૫) આ અપહતપાપ્મત્વ જીવાત્માનો ધર્મ થઈ શકતો નથી. જીવ તો રાતદિન પાપ કરે છે. જો એ પાપ ન સચકતો હોત તો તેમાંથી છૂટવાની પ્રાર્થના ન કરત. પણ કરે છે. શ્રુતિ કહે છે. जातवेदसे सुनवाम सोममरातीयतो निदहाति वेदः ! स नः पर्षयति दुर्गाणि विश्वा नावेव सिन्धुं दुरिताऽत्यग्निः– (ऋ० १७–७–१) વળી विश्वानिदेव सवितर्दुरितानि परासुव । यद् भद्रं तन्न आसुव-હે સાવિતાદેવ ! અમારાં સમસ્ત પાપોને દૂર ફેંક, જે કંઈ ભદ્ર હોય તે અમારે માટે પ્રકટાવ. (ऋ० ४–४–२५–५) युयुधि अस्मत् जुहुराणमेनः- કુટિલ પાપોને અમારાથી અલગ કર. (यजु० ४८–१५) यद् विद्वांसः एनांसि चकमा वयम् । यममेनस्तस्मान्मुञ्चत विश्वेदेवाः सजापसः અમે જાણી જોઈને કે વગર જાણે જે પાપો કર્યાં હોય અમને તે પાપોમાંથી હે વિશ્વદેવો! મુક્ત કરો. (અથર્વ० ६–१२–११५–१) અને પાપાચરણ જ તો જન્મ અને મોત અને એ બન્નેના વચગાળામાં આવતા, શોક, ભૂખ, તરસને માટે જવાબદાર છે. કર્મ હોય તો તેનું ફળ અવશ્ય હોય છે જ. શ્રુતિઓ કહે છેઃ–तयोः अन्यः पिप्पलं स्वादु अत्ति-તે બેમાંથી બીજો સ્વાદિષ્ટ પીંપળ ફળ ખાય છે. (ऋ० २–३–१७–२०) अपाङ् प्राङ्ति स्वधया गृभीतः-પ્રકૃતિથી પકડાયેલ તે ઉપર નીચે જાય છે. (ऋ० २–३–२१–३८) कृतस्य तस्यैव स चोपभोक्ता (श्वे. ५–७) अनीशया शोचति (मु० ३ १–२) अजीर्यतां अमृतानां उपेत्य जीर्यन् मर्त्यः क्वधःस्थः प्रजानन् (क० १–२८) स यदशिशिषति यत् पिपासति यन्न रमते ता अस्य दीक्षाः–અને તેનાં કરેલાંનો તેજ ભોક્તા થાય છે. (શ્વે० ५–७) અનીશ્વરતાને લઈને મોહ પામતો હોઈને શોક કરે છે. (मुं० ३–१–२) કદી ઘરડા ન થતા અને ન મરતા એવા દેવો કને પહોંચીને જીર્ણ થતો અને પૃથ્વીમાં નીચે રહેતો જ્ઞાની મનુષ્ય (कठ० १–३८) એ જે ખાવાને ઈચ્છે છે, એ જે પીવાને ઈચ્છે છે, જે એને ગમતું નથી–તે આની દીક્ષાઓ છે. (છાં० ३–१७–१) ઉપરાંત લિંગ પ્રમાણ છે કે-स्वर्गे लोके न भयं किञ्चनास्ति न तत्र त्वं न जरया बिभेति । उभे तीर्त्वाऽशनाया पिपासे शोकातिगो मोदते स्वर्गलोके-સ્વર્ગલોકમાં કોઈ ભય નથી કેમકે ન તો તમો ત્યાં છો, ન તો જરાથી ત્યાં બીવાનું હોય છે. ભૂખ અને તરસ બન્નેને ઓળંગી જઈ શોકથી પર થયેલ માનવ સ્વર્ગલોકમાં મઝા માણે છે. (कठ० १–१३)

ઉપરાંત સત્યકામના અને સત્યસંકલ્પના છઠ્ઠામાં ભાગ્યે જ જોવામાં આવે છે પરમાત્મા જ સત્યકામ, સત્યસંકલ્પ છે શ્રુતિબોલ છે કે-शुद्ध अपापविद्धम् (यजु० ४०-८) व्यावृत्त. स पाप्मना-(अथर्व० १०-४-७-४०) स एष सर्वेभ्य पाप्मभ्य उदित (छा० १-६-७) त मा भगवान् शोकस्य पार तारयतु (छा० ७-१-३) स वा एष महानज आत्मा अजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म (बृ० ४-४-२५) वेदाहमेत अजर पुराण (श्वे० ३ २१) न तदश्नाति किंचन न तदश्नाति कश्चन-શુદ્ધ અને પાપથી ન વીંધાયેલ (યજુ० ४०-८) પાપથી તે વ્યાવૃત્ત છે (અથર્વ० ४-७-४०) તે આ સમસ્ત પાપોમાંથી ઉપર ઉઠ્યો છે (છા० १-६-७) તેવા મને, ભગવન્! શોકને પેલે પાર તારો (છા० ७-१-३) તે આ મહાન અજ આત્મા અજર છે, અમર છે, અમૃત છે અભય છે, બ્રહ્મ છે (બૃ० ४-४-२५) હું તે અજર અને પુરાણને જાણું છું (શ્વે० ३-२१) તે કશું ખાતો નથી તેને કોઈ ખાતો નથી

ઉપરાંત तद्यथेह कर्मचितो लोक क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोक क्षीयते-તો જેમ અહીં કર્મસંપાદિત દેહ ક્ષીણ થાય છે એ જ પ્રમાણે ત્યાં પુણ્યસંપાદિત લોક પણ ક્ષીણ થાય છે (છા० ८-१-६) અહીં કૃતાસક્તિથી થયેલા કર્મોનું અંતવત્ત્વ બતાવી-अथ य इह आत्मान अनुविद्य व्रजन्ति एतांश्च सत्यान् कामान् तेषा सर्वेषु लोकेषु कामचारो भवति-અને જે અહીં આત્માનો સાક્ષાત્કાર કરીને જાય છે અને આ સત્ય કામોને જાણીને જાય છે તેવાઓ માટે સમસ્ત લોકોમાં કામચાર હોય છે (છા० ८-१-६) થી लक्ष्मि य य कामं अभिकामो भवति महीयते-જે જે અંતને ચાહે છે મહિમાવાન થાય છે (છા० ८-२-१०) સુધીના મંત્રમાં દહરને જાણનારનો સર્વલોકોમાં સ્વચ્છંદ વિહાર કહ્યો છે આ ફળ કેવળ જીવ વિજ્ઞાનથી સંભવતું નથી આથી અહીં દહરાકાશ પરમાત્મા જ છે.

ઉપરાંત "બ્રહ્મપુર" તરીકે જે નિર્દેશ કર્યો છે તે, પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્કારનું આ શરીર સ્થાન છે, માટે કર્યો છે જીવાત્માના સંબંધે એ નિર્દેશ નથી આ જ રીતે સ્વસ્વામિભાવ સંબંધનું પણ નિરાકરણ થઈ શકે છે સૌનો આધાર છતાં હૃદય પુંડરીકની અપેક્ષાએ તેમાં પરમાત્મા આધેય થઈ શકે છે ઉપરાંત દ્યૌ પૃથિવી વગેરેનું અંતરમાં વાસનારૂપે હોવાપણું પણ બરાબર નથી પરમાત્મામાં એ મુખ્યપણે અંદર હોઈને અમુખ્ય-વાસનારૂપે સ્થિતિરૂપ અર્થને અવકાશ નથી

ઉપરાંત तस्मिन् यदन्त तदन्वेष्टव्य तद्वाव विजिज्ञासितव्यम्-તેમાં જે અંદર છે તે શોધવા યોગ્ય છે તે નિશ્ચય જાણવા જેવું છે (છા० ८-१-१)

અહીં દહરાકાશ પરમાત્મા ઠરે તો પણ यदन्तः—તેની પણ અંદર જે કાંઈ છે તેની અન્વેષણા અને વિશેષ જિજ્ઞાસાનું વિધાન છે—માટે પરમાત્માની પણ અંદરનું કોઈ તત્ત્વ અહીં છે, એવા ઉચ્છાસ્ત્ર અર્થને અહીં અવકાશ નથી. "यदन्तः" શબ્દ પરમાત્માનું સર્વાધિષ્ઠાન સૂચવે છે અને આથી એની અંદર તો બે જ વસ્તુ છે. તે બે તે પ્રકૃતિ અને જીવાત્મા. અર્થાત્ જ સાક્ષાત્કારનો ક્રમ અહીં સૂચિત છે. પ્રકૃતિ અને પુરુષ કે જે બે પરમાત્માની અંદર છે તેમનો શાસ્ત્રીય રીતે સાક્ષાત્કાર કરી, પછી તે બે જેમાં છે તેવા પરમાત્માની અન્વેષણા કરવી, તેને વિશેષપણે જાણવા ઇચ્છવું એવો અર્થ છે. આથી આ પ્રકરણમાં દહરાકાશ શબ્દ પરમાત્માનો જ વાચક છે. જીવાત્મા કે ભૂતાકાશનો વાચક નથી એ સિદ્ધ થાય છે. ॥ ૧૪ ॥

આનો જ વધુ પ્રપંચ કરતાં કહે છે –

## गतिशब्दाभ्यां तथाहि दृष्टं लिङ्गं च ॥ १५ ॥

આ પ્રકરણ પ્રાપ્ત છે દહર શબ્દનું અનુવર્તન જાણવું गतिशब्दाभ्याम्=ગતિ=ગમન=પ્રાપ્તિ, શબ્દ એટલે "બ્રહ્મલોક" શબ્દ, તે બે દ્વારા એટલે કે રોજ રોજ સુષુપ્તિમાં જીવાત્માની કહેલી જે ગતિ તે ગતિને લઈને તથા ત્યાં બ્રહ્મલોક શબ્દનો પ્રયોગ કરેલો હોઈને દહરાકાશ એ પરબ્રહ્મ પરમેશ્વર છે એમ સિદ્ધ થાય છે तथाहि=જેમ દહરાકાશને ઉદ્દેશીને તેમજ પરબ્રહ્મ પરમેશ્વરને લઈને दृष्ट=બીજી શ્રુતિમાં એ બન્ને પ્રયુક્ત છે-એમ જોવામાં આવે છે लिङ्ग च=આથી તેના તત્ત્વમાં એ લિંગ-ચિન્હ છે

આ પ્રકરણનો વાક્યશેષ "तद्यथाऽपि हिरण्यनिधिं निहितं अक्षेत्रज्ञाः उपर्युपरि सञ्चरन्तो न विन्देयुः एवं एव इमाः सर्वाः प्रजा अहरहः गच्छन्त्यः एतं ब्रह्मलोकं न विन्दन्ति अनृतेन हि प्रत्यूढाः—તે તો જેમ ખેતરમાં દટાયેલા સોનાને ખેતરને ન જાણનારા હોઈને તે ખેતરની ઉપર ઉપર સંચરતાઓ જાણતા નથી એ જ રીતે આ બધીય પ્રજાઓ દિન પ્રતિદિન બ્રહ્મલોકમાં જતી હોઈને પણ એને જાણતી નથી કેમકે અનૃતથી છે એ ઢંકાયેલી (છાં० ૮-૩-૨) અહીં एतं શબ્દ પ્રકૃત દહરાકાશનો પરામર્શ કરે છે અને એને માટે જ ब्रह्मलोक એ શબ્દનો પ્રયોગ થયો છે. ઉપરાંત अहरहः गच्छन्त्यः—આ શબ્દગુચ્છમાં સમસ્ત જીવોની રોજેરોજની સુષુપ્તિમાં ગતિ કહી છે. આ બ્રહ્મલોક અને જીવાત્માની સુષુપ્તિમાં ગતિ, દહરાકાશને સ્પષ્ટપણે પરમાત્મા તરીકે જ સ્થાપે છે જીવો સ્વપ્નમાં તો રોજ ગતિ કરતા નથી એવું કહેવું એ યોગ્ય નથી. ઉપરાંત બીજી શ્રુતિ તો આ વાતને સ્પષ્ટ કહે છે તો પ્રત્યક્ષમાં કહેવી

વાત શ્રુત્યન્તરને સંમત હોય જ, નહીંતર શ્રુતિઓમાં પરસ્પર વિરોધ આવે. અને શ્રુતિઓમાં કોઈ વિરોધ નથી. એ બીજી શ્રુતિ તે આ स एनं यजमानं अहरहः ब्रह्म गमयति (प्र० ४-४) यत्र एतत् पुरुषः स्वपिति नाम सता सोम्य। तदा संपन्नो भवति–તે આ યજમાનને દિન પ્રતિદિન બ્રહ્મ પાસે પહોંચાડે છે. (પ્ર० ૪–૪) જ્યારે આ પુરુષ નિદ્રિત થાય છે–"સ્વપિતિ" નામધારી થાય છે. હે પ્રિયદર્શન! ત્યારે તે સતની સાથે સંપન્ન થાય છે. (છાં० ૫–૮–૧) તેજ મુજબ બ્રહ્મલોક શબ્દનો પ્રયોગ પણ છે. ब्रह्मलोकं अभिसंपद्यते–બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. (છાં० ૮–૧૫–૧) एषः ब्रह्मलोकः सम्राट् इति સમ્રાટ! આ બ્રહ્મલોક છે. (બૃ० ૪–૩–૩૨) અને આથી શ્રુત્યન્તરનું દર્શન આપણને દહરાકાશનાં પરમાત્મત્વ પરત્વે જ નિઃશંક કરે છે. બ્રહ્મલોક એટલે બ્રહ્મલોક એવો અર્થ લેવાનો નથી. "નિષાદસ્થપતિ" ન્યાયે બ્રહ્મરૂપ લોક એવો અર્થ અહીં એનો થાય છે. આથી દહરાકાશ એટલે પરમાત્મા, જીવાત્મા નહીં. ॥ ૧૫ ॥

આજ વાતને બીજા હેતુથી દઢ કરતાં કહે છેઃ–

## धृतेश्च महिम्नोऽस्यास्मिन्नुपलब्धेः ॥ १६ ॥

અત્ર પ્રકરણ પ્રાપ્ત છે "દહર" નું અનુવર્તન કરવું. "च" શબ્દ પૂર્વના વિષયમાંજ આ બીજો હેતુ છે એ દર્શાવનારો છે. ધૃતે=જગતના ધારણને લઈને પણ દહરાકાશ પરબ્રહ્મ પરમાત્મા છે એમ નિશ્ચિત થાય છે કેમકે अस्य=જગતનાં ધારણરૂપી આના महिम्न=પ્રભાવનો अस्मिन्=આમા-પરમાત્મામા उपलब्धे=બીજી શ્રુતિથી પ્રાપ્તિ=પ્રાપ્ત થાય છે.

આ દહરાકાશનો "આત્મા" એ શબ્દે ઉલ્લેખ કરીને શ્રુતિ કહે છેઃ– अथ यः आत्मा स सेतुः विधृतिः एषां लोकानां असंभेदाय–આ લોકની સેળભેળ ન થઈ જાય એ માટે આ આત્મા છે તે સેતુ છે–વિધારક છે (છાં० ૮–૪–૩) અહીં વિધૃતિ શબ્દનો પ્રયોગ છે. વિધૃતિ એટલે વિધારણ કરનાર. આ વિધારણ પરમાત્માનો જ ધર્મ હોઈ શકે! સમસ્ત જગતનું વિધારણ જીવાત્મા કરી શકે નહીં. આથી દહરાકાશ જીવાત્મા નથી, પરમાત્મા જ છે. પરમાત્માનો આ મહિમા બીજી શ્રુતિઓ પણ ગાય છે કેઃ–यदध्यतिष्ठत् भुवनानि धारयन् (ऋ० ८–३–१६–४) स दाधार पृथिवीं द्यामुतेमाम्। (ऋ० ८–७–३–१) स्कम्भो दाधार द्यावा पृथिवी उभे इमे (अथर्व० १०–४–७–३६) एतस्य अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः (बृ० ३–८–९) एष सर्वेश्वरः एष भूतपालः एष सेतुः

विधरणः एषां लोकानां असंभेदाय-ભુવનોને ધારતો જે તેમનાથી પર ઉભો છે (ऋ० ૮-૩-૧૬-૪) જે આ પૃથ્વીને અને દ્યૌને ધારણ કરે છે. (ऋ० ૮-૭-૩-૧) તે સ્થાણુતત્વ દ્યાવાપૃથિવી બનેને ધારણ કરે છે. (अथर्व० ૧૦-૪-૭-૩૫) આ અક્ષરનાં ઉગ્રશાસનમા અગ્નિ સૂર્ય અને ચંદ્ર વિધારિત થયેલ હોઈને વર્તે છે. (બુ૦ ૩-૮-૧) આ સર્વેશ્વર છે એ ભૂતોનો અધિપતિ છે. એ ભૂતપાલક છે એ વિધારક સેતુ છે-જેને લઈને આ બધા લોકોનો સાંકર્ય થઈ જતો નથી આ મહિમા પ્રભુનો જ હોઈ શકે, જીવનો નહીં આથી અહીં દહર પરમાત્મા જ છે ॥૧૬॥

બીજો હેતુ આપતા એજ વાત દૃઢ કરે છે કે-

## प्रसिद्धेश्च ॥ १७ ॥

બ્રહ્મ પ્રકરણ પ્રાપ્ત છે દહરનું અનુવર્તન કરવુ "च" શબ્દ ઈતર હેતુનો સૂચક છે प्रसिद्धेः=આકાશ શબ્દ પરબ્રહ્મ પરમેશ્વરના અર્થમા પ્રસિદ્ધ હોઈને અહીં દહરાકાશ પરમાત્મા જ છે એ સિદ્ધ થાય છે ॥ ૧૭ ॥

આકાશ શબ્દ શ્રુતિઓમા પરમાત્માના અર્થમાં પ્રસિદ્ધ છે દા. ત. कोह्येवान्यात् कः प्राण्याद् यदेष आकाशः आनन्दो न स्यात् (તૈ૦ ૨-૭) आकाशो वै नाम नामरूपयो निर्वहिता-કોણ શ્વાસોચ્છ્વાસ લેત, કોણ જીવત જો આ આકાશ આનન્દરૂપ ન હોત તો? (તૈ૦ ૨-૭) આકાશ સાચે જ નામરૂપનો નિર્વાહ કરનાર છે (છાં૦ ૮-૧૪-૧) જીવાત્માને માટે આકાશ શબ્દનો ક્યાંયે પ્રયોગ જોવામા આવતો નથી, આથી અહીં દહરાકાશ પરમાત્મા જ છે એ સિદ્ધ છે. ॥ ૧૭ ॥

સિદ્ધાન્તનું નિરૂપણ કર્યુ. હવે પુન: પૂર્વપક્ષ ઉત્થાપિત કરી સમાધાન દેતાં કહે છે -

## इतरपरामर्शात् स इति चेन्नासंभवात् ॥ १८ ॥

દહર શબ્દનું અહીં અનુવર્તન કરવુ. इतरपरामर्शात्=પરામર્શ એટલે અહીં સબંધ. પરબ્રહ્મ પરમાત્માથી ઇતર એટલે કે જીવાત્માનો વાક્યશેષમા સબંધ હોઈને स=તે બીજો-ઇતર-જીવાત્મા દહરાકાશ છે. इति=આમ चेत्=જો કહેતા હો તો न=એ બરાબર નથી કેમકે असंभवात्=અપહતપાપ્મત્વ વગેરે ધર્મો જીવમાં સભવતા નથી

વળી અહીં પૂર્વપક્ષ દલીલ ઉઠાવે છે કે અહીં દહરાકાશ જીવાત્મા જ હોવો ઘટે છે. કેમકે અહીં જીવાત્માનો વાક્યમા સંબધ જોવામા આવે છે

શ્રુતિ કહે છે–अथ य एष सम्प्रसादः अस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिः उपसंपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते एष आत्मेति होवाच–હવે જે આ સુષુપ્તિ અવસ્થાનો આત્મા=સંપ્રસાદ આ શરીરમાંથી ઉઠીને, પરમ જ્યોતિને પામીને પોતાના રૂપે ચોમેરથી નિષ્પન્ન થાય છે આ છે આત્મા એમ તેણે કહ્યુ. (છાં૦ ૮–૩–૪) આ શ્રુતિ જીવાત્માનો પરામર્શ કરે છે. જો દહરાકાશ અહીં પરમાત્મા હોત તો આ વાક્યશેષમાં જીવાત્માનો પરામર્શ ન હોત. "સમ્પ્રસાદ" શબ્દ પરમાત્માનો વાચક નથી કદાચ એમ કહો કે "સમ્પ્રસાદ" શબ્દ જીવાત્માનો પણ તે જ રીતે વાચક નથી, તો એ બરાબર નથી કેમકે યદ્યપિ સમ્પ્રસાદ શબ્દ જીવાત્માનો વાચક તો નથી પણ સુષુપ્તિ અવસ્થામાં તેને માટે એ શબ્દ વપરાય છે. स वा एष एतस्मिन् सम्प्रसादे रत्वा चरित्वा–તે આ, સાચે જ, આ સમ્પ્રસાદમાં રમીને–ચરીને–(બૃ૦ ૪–૩–૧૫) આ સુષુપ્તિ અવસ્થાના સબંધે, મંચ જેમ મચસ્થ પુરુષને માટે, તેમ, જીવાત્માને માટે સમ્પ્રસાદ વાપરી શકાય

ઉપરાંત અહીં શરીરમાથી સમુત્થાન, સમ્પ્રસાદનો અર્થ, જીવાત્મા જ છે એ બતાવનારું સુદૃઢ ચિન્હ છે જીવ સિવાય બીજા કોઈનુ શરીરમાંથી સમુત્થાન સભવી શકતુ નથી. આથી દહરાકાશ જીવાત્મા જ હોઈ શકે છે આ છે પૂર્વપક્ષીનું કથન. તેની વિરૂદ્ધ ઉત્તરપક્ષી કહે છે કે આ બરાબર નથી કેમકે જીવાત્મામા પરમાત્માના ધર્મો સભવી શકતા નથી. અપહતપાપ્મત્વ વગેરે ધર્મો પરમાત્માના જ હોઈ શકે છે, જીવાત્માના નહીં. અને આથી અહીં દહરાકાશ શબ્દે જીવાત્મા નહીં પણ પરમાત્મા જ છે એ સિદ્ધ છે ॥૧૮॥

પુન શંકાનું ઉત્થાન કરી સમાધાન ભણતા કહે છે –

## उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु ॥ १९ ॥

"दहर स इति न"=આ ચાર પદો આગલા બે સૂત્રોમાથી લઇ લેવા ઘટે છે. સૂત્રમાંનો तु શબ્દ અનાવિર્ભૂત સ્વરૂપનુ વ્યાવર્તન કરનારો છે उत्तरात्=આગળ આવતાં પ્રજાપતિના વચનથી કથેલા ધર્મો જીવાત્મામા સભવિત હોઈને તે જીવાત્મા "દહરાકાશ" હોઈ શકે છે એમ ચેત્=જો માનતા હોય તો તે બરાબર નથી. કેમકે आविर्भूतस्वरूप= આવિર્ભૂત સ્વરૂપવાળા જીવાત્માનો ત્યા ઉલ્લેખ છે

"અપહત પાપ્મત્વ" વગેરે દહરના ધર્મો છે. એ બધા ધર્મો જીવાત્મામાં નથી સભવતા એમ કહો છો. તે યોગ્ય નથી કેમકે પ્રજાપતિનું શ્રુતિમાં વચન છે અને તે વચનના સામર્થ્યે તે ધર્મો જીવાત્મામાં હોઈ શકે છે. આગળ ચાલતા પ્રજાપતિનું વચન છે કે–य आत्मा अपहतपाप्मा विजरो

**विधरणः एषां लोकानां असंभेदाय**-ભુવનોને ધારતો જે તેમનાથી પર ઉભો છે (ऋ० ૮-૩-૧૬-૪) જે આ પૃથ્વીને અને દ્યૌને ધારણ કરે છે. (ऋ० ૮-૭-૩-૧) તે સ્થાણુતત્વ દ્યાવાપૃથિવી બનેને ધારણ કરે છે. (अथर्व० ૧૦-૪-૭-૩૫) આ અક્ષરનાં ઉગ્રશાસનમા ગાર્ગિ સૂર્ય અને ચદ્ર વિધારિત થયેલ હોઈને વર્તે છે. (બૃ૦ ૩-૮-૧) આ સર્વેશ્વર છે એ ભૂતોનો અધિપતિ છે એ ભૂતપાલક છે. એ વિધારક સેતુ છે-જેને લઈને આ બધા લોકોનો સકર થઈ જતો નથી. આ મહિમા પ્રભુનો જ હોઈ શકે, જીવનો નહીં આથી અહીં દહર પરમાત્મા જ છે ॥૧૬॥

બીજો હેતુ આપતાં એજ વાત દૃઢ કરે છે કે—

## प्रसिद्धेश्च ॥ १७ ॥

બ્રહ્મ પ્રકરણ પ્રાપ્ત છે દહરનુ અનુવર્તન કરવુ "च" શબ્દ ઇતર હેતુનો સૂચક છે प्रसिद्धे=આકાશ શબ્દ પરબ્રહ્મ પરમેશ્વરના અર્થમા પ્રસિદ્ધ હોઇને અહીં દહનાકાશ પરમાત્મા જ છે એ સિદ્ધ થાય છે ॥ ૧૭ ॥

આકાશ શબ્દ શ્રુતિઓમા પરમાત્માના અર્થમા પ્રસિદ્ધ છે. દા. ત. **कोह्येवान्यात् कः प्राण्याद् यदेष आकाश आनन्दो न स्यात्** (तै० ૨-૭) **आकाशो वै नाम नामरूपयो निर्वहिता**-કોણ શ્વાસોચ્છવાસ લેત, કોણ જીવત જો આ આકાશ આનન્દરૂપ ન હોત તો? (તૈ૦ ૨-૭) આકાશ સાથે જ નામરૂપનો નિર્વાહ કરનાર છે. (છાં૦ ૮-૧૪-૧) જીવાત્માને માટે આકાશ શબ્દનો ક્યાંયે પ્રયોગ જોવામા આવતો નથી, આથી અહીં દહરાકાશ પરમાત્મા જ છે એ સિદ્ધ છે. ॥ ૧૭ ॥

સિદ્ધાન્તનુ નિરૂપણ કર્યુ. હવે પુન પૂર્વપક્ષ ઉત્થાપિત કરી સમાધાન દેતા કહે છે –

## इतरपरामर्शात् स इति चेन्नासंभवात् ॥ १८ ॥

દહર શબ્દનુ અહીં અનુવર્તન કરવુ, इतरपरामर्शात्=પરામર્શ એટલે અહીં સબધ. પરબ્રહ્મ પરમાત્માથી ઇતર એટલે કે જીવાત્માનો વાક્યશેષમા સબધ હોઇને सः=તે બીજો-ઇતર-જીવાત્મા દહરાકાશ છે इति=આમ चेत्=જો કહેતા હો તો न=એ બનતુ નથી કેમકે असंभवात्=અપહતપાપ્મત્વ વગેરે ધર્મો જીવમાં સભવતા નથી

વળી અહીં પૂર્વપક્ષ દલીલ ઉઠાવે છે કે અહીં દહરાકાશ જીવાત્મા જ હોવો ઘટે છે કેમકે અહીં જીવાત્માનો વાક્યમા સંબંધ જોવામા આવે છે

કહીશ, એનાથી બીજો એ નથી જ. (છાં૦ ૮-૧૧-૩) આમ શરૂ કરી मघवन् मर्त्यं वा इदं शरीरं आत्तं मृत्युना । (तदस्यामृतस्या शरीरस्यात्मनो अधिष्ठातुः अधिष्ठानम्) आत्तो वै सशरीरः प्रियाप्रियाभ्याम्। न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोः अपहतिः अस्ति। अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः-ઇન્દ્રરાજ ! મર્ત્ય છે નિશ્ચય આ શરીર-મૃત્યુથી પકડાયેલ છે (તે આ અમૃત અને અશરીરી આત્માનું અધિષ્ઠાન છે.) સશરીરી-શરીરનો અભિમાની પ્રિય અને અપ્રિયથી પકડાયેલ છે કેમકે શરીરાભિમાની હોય અને પ્રિયાપ્રિયના સ્પર્શથી પર હોય એમ બનતું નથી. હાં, અશરીરને એટલે કે શરીરમાં અભિમાનશૂન્યને પ્રિયાપ્રિય સ્પર્શતાં નથી. (છા૦ ૮-૧૨-૧) આ શ્રુતિમાં ઉપાધિ-શરીરની ઉપાધિથી, આત્માને અનર્થ છે, સ્વરૂપે નથી, એમ દર્શાવી-તેના=આત્માના પરિશુદ્ધ મુક્ત સ્વરૂપના તરફ આંગળી ચીંધતાં પ્રજાપતિ કહે છેઃ-एवमेवैष सम्प्रसादः अस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिः उपसंपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते स उत्तमः पुरुषः (છાં૦ ૮-૧૨-૩) આમ જીવાત્માની પરમ પ્રબુદ્ધ અવસ્થાનું અહીં વર્ણન છે. અને એ અવસ્થામાં પરમાત્માનો એ સમાનધર્મી થઈ શકે. આથી અહીં પ્રભુના ધર્મો અસંભવિત છે એમ કહેવું યોગ્ય નથી. શરીરમાંથી ઉત્થાન અને પરમ જ્યોતિની પ્રાપ્તિ એ જીવાત્માના પક્ષે સુદૃઢ લિંગ છે. માટે અહીં જીવાત્મા જ દહરાકાશ છે એમ માનવું જોઈએ.

તો આમ કહેવું એ યોગ્ય નથી. કેમકે એ વર્ણન તો જીવના સ્વરૂપના આવિર્ભાવની દશાનું છે. અર્થાત્ જ જીવનો સ્વરૂપાવિર્ભાવ થાય પછી એ જીવ જ રહેતો નથી! એ પરમાત્મા જ હતો અને જે હતો તે રૂપે થવું એ જ તો આવિર્ભાવ છે. જીવાત્મા જીવાત્મદશામાં હોય ત્યાં સુધી અપહતપાપ્મત્વ વગેરે ધર્મો તેનામાં સંભવતા નથી. જીવાત્માનું છેવટે તો સ્વરૂપ પરમાત્મા જ છે! અને પરમાત્મ સ્વરૂપે જો એ વર્તતા હોય તો તો કશી બાધા નથી. પણ અહીં જીવરૂપ અવસ્થાની ચર્ચા છે. તેમાં તેના પરમાત્મ સ્વરૂપને ઘુસાડીને વાત ન કરવી ઘટે. અને આવિર્ભૂત સ્વરૂપમાં જો એ દહરાકાશ થતો હોય તો પૂર્વપક્ષી! તું દ્રાવિડી પ્રાણાયામ કરીને પણ સિદ્ધાન્તના પક્ષનું જ સમર્થન કરે છે! અહો પાંડિત્ય! જીવનું પારમાર્થિક સ્વરૂપ જ પરમાત્મા છે. અને આથી અહીં દહરાકાશ પરમાત્માનું જ વાચક છે એ સિદ્ધ છે. ॥ ૧૯ ॥

તો પછી અહીં દહરવિદ્યાના વાક્યશેષમાં જીવાત્માનો પરામર્શ શાને કર્યો છે? કયા કારણે વચ્ચે જીવાત્માનો નિર્દેશ કર્યો છે? જવાબ વાળતાં કહે છેઃ-

विमृत्यु विशोकोऽविजिघित्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सः अन्वेष्टव्यः स विजिज्ञासितव्यः-તે આત્મા તો શોધવા યોગ્ય છે, જાણવા યોગ્ય છે, જે આત્મા પાપશૂન્ય, જરાશૂન્ય, મૃત્યુશૂન્ય, વિશોક-ભૂખ તરસથી પર, સત્યકામ, સત્યસંકલ્પ છે.' (છાં૦ ૮-૭-૧) આ વાકય ઉપરથી આ બધાય ધર્મો જીવાત્માનો જ છે એમાં શો સંશય!

ઉપરાંત આ વચન પરમાત્માને લગતું છે, જીવાત્માને લગતું નથી એવી શંકા પણ અસ્થાને છે. કેમકે અહીં જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિનો પરસ્પર વ્યતિરેક તથા તે પ્રત્યેકની સાથે ક્રમશઃ જીવનો સંબંધ-અન્વય બતાવી, છેવટે પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ બતાવે છે.

આખો પ્રસંગ આ જાતનો છે. ઈન્દ્ર અને વિરોચન પ્રજાપતિ પાસે આત્મજિજ્ઞાસાપૂર્વક જાય છે. તેમની કને બ્રહ્મચર્યપૂર્વક ગુરુગૃહવાસ કરાવીને પ્રજાપતિ, જાગૃત અવસ્થાના સંબંધથી આત્માનો-य एषः अक्षिणि पुरुषः दृश्यते एष आत्मा-જે આ આંખમાં પુરુષ દેખાય છે તે આત્મા છે. (છાં૦ ૮-૭-૪) આ શબ્દ દ્વારા ઉપદેશ કરે છે. વિરોચનની જિજ્ઞાસા તો શાન્ત થઈ ગઈ. પણ વિચારશીલ ઈન્દ્રને તૃપ્તિ ન થઇ. તેણે આત્માના આ સ્વરૂપમાં શરીર ધર્મોનો અન્વય જોયો અને આથી તેમાં તેને આત્માનું લક્ષણ ન જણાયું. તે પાછો પ્રજાપતિ પાસે જાય છે. વળી બ્રહ્મચર્યપૂર્વક વસે છે. અંતે તેને પ્રજાપતિ एतं तु एव ते भूयोऽनुव्याख्यास्यामि-એ આત્માને ઉદ્દેશીને જ વળી તને હું સ્પષ્ટ વ્યાખ્યાન આપીશ. (છાં. ૮-૯-૩) એ શબ્દો દ્વારા પૂર્વોક્ત આત્માના જ અનુસંધાનમાં તેના સ્વપ્નાવસ્થાના સંબંધે ઉપદેશે છે કે य एषः स्वप्ने महीयमानश्चरति एष आत्मा-જે આ સ્વપ્નામાં મહિમા પામતો ચરે છે એ આત્મા. (છાં૦ ૮-૧૦-૧) પણ આત્માના આ લક્ષણમાં શોકભયાદિનું દર્શન કરતો ઈન્દ્ર તુષ્ટ ન થયો. વળી ત્રીજી વખતે તે પ્રજાપતિની કને પરવર્યો. તેને તેજ પૂર્વનિર્દિષ્ટ આત્માને અનુલક્ષીને एतं तु एव ते भूयोऽनुव्याख्यास्यामि-એની જ ફરીથી હું વ્યાખ્યા કરીશ. (છાં૦ ૮-૧૦-૪) એ શબ્દો દ્વારા ઉદ્બોધી, સુષુપ્તિના સંબંધવાળા આત્માનો ઉપદેશ દે છે કે तद् यत्र एतत् सुप्तः समस्तः सम्प्रसन्नः स्वप्नं न विजानाति एष आत्मा-તે જ્યાં આ સૂતેલો કોઈને પૂરો પ્રસન્ન છે, સ્વપ્નને જાણતો નથી, આ આત્મા. (છાં૦ ૮-૧૧-૧) એ અવસ્થામાં પણ આત્માનું લક્ષણ ન જોતાં અસંતુષ્ટ ઈન્દ્ર પુનઃ પ્રજાપતિ કને જાય છે. અને પૂર્વ નિર્દિષ્ટ આત્માને જ અનુલક્ષીને एतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्र एतस्मात्-એને જ વળી હું ફરીથી

"દહરાકાશ" અધિકરણ હજી પૂરૂ થયુ નથી "દહરાકાશ" પરમાત્મા જ છે એ પ્રકારાન્તરે પાછુ સિદ્ધ કરતા કહે છે –

## अनुकृतेस्तस्य च ॥ २२ ॥

'અલ્પશ્રુતિ" આટલો શબ્દ અનુવર્તિત છે 'ચ" "તુ"ના અર્થમા છે અને એ પરમાત્માનુ, સ્વરૂપદૃષ્ટિએ અલ્પત્વનિવારક છે तस्य=પ્રકૃત પરમેશ્વરના अनुकृतेः= હૃદય પુંડરીકરૂપી ઉપાધિના અનુકરણને લઇને અલ્પત્વ શ્રુતિ યોગ્ય થઈ શકે છે

જેમ ઘટપાત્રાદિમા સમાયેલુ ભૂતાકાશ, ઘટપાત્રાદિનુ અનુકરણ કરતુ દેખાય છે અને ઘટાકાશ, મહાકાશ તરીકે ઓળખાય છે તેમ હૃદયરૂપી પુંડરીકની ઉપાધિનુ અનુકરણ કરતા પરમાત્મા હૃદયપુંડરીકનુ જાણે અનુકરણ કરે છે અને આમ ઉપાધિને લઈને સ્વરૂપે અપરિચ્છિન્ન છતાં જાણે પરિચ્છિન્ન હોય એમ ભાસે છે પણ એટલામાત્રથી તેના સ્વરૂપની હાનિ થતી નથી ઉલટુ પરમાત્મા અસગ છે અને આથી પરમાત્માને લગતી "અલ્પત્વની શ્રુતિ" પરમાત્માને મૂળમા અલ્પ કરી શકતી નથી ॥ ૨૨ ॥

જેમ શ્રુતિ તેમ સ્મૃતિ પણ આ બાબતમા વિસવાદી નથી એમ બતાવતા કહે છે કે –

## अपि च स्मर्यते ॥ २३ ॥

अपिच=અને કેવળ શ્રુતિમા જ નહીં સ્મૃતિમા પણ स्मर्यते=સમ્મત થાય છે

કેવળ શ્રુતિ જ નહીં સ્મૃતિ પણ આ બાબતમા સવાદી સૂર કાઢે છે સ્મૃતિનુ પણ હૃદયપુંડરીકની અપેક્ષાએ પરમાત્માનુ અલ્પત્વ છે, એવુ વિધાન છે **प्रशासितारं सर्वेषामणीयासमणोरपि । रुक्माभं स्वप्नधीगम्यं विद्यात् तं पुरुषं परम्**–સૌના પ્રશાસ્તા, અણુથી પણ અણુ, સુવર્ણવર્ણી અને સુષુપ્તિના જ્ઞાનથી સમજાય એવા તે પુરુષને પરમ જાણે (મનુ૦ ૧૨–૧૨૨) અને શ્રુતિ સ્મૃતિએ નિશ્ચિત કરેલા અર્થમા આર્યબુદ્ધિ વિદ્વાને અવિશ્વાસ મૂકવાનુ કોઈ કારણ નથી આથી અહીં પરબ્રહ્મ પરમાત્મા જ દહરાકાશ છે એમ સિદ્ધ થાય છે ॥ ૨૩ ॥

દહર અધિકરણ સમાપ્ત થયુ એ દહરાધિકરણથી કાઈક વિશેષ અર્થના પ્રતિપાદન માટે સમાનવિષયક બીજુ અધિકરણ રચતા ભગવાન સૂત્રકાર કહે છે–

## अन्यार्थश्च परामर्शः ॥ २० ॥

'ચ' 'તુ' ના અર્થમા હોઈ જીવાત્માના દહરપણાનો વ્યવચ્છેદ કરે છે પરામર્શ=જીવાત્માનો પરામર્શ અન્યાર્થ=જીવથી બીજો-પરમાત્મા એ પરમા માના પ્રતિપાદન માટે છે

અહીં જીવાત્માનો પરામર્શ જીવના સ્વરૂપનિર્ણયે કરતો નથી, પણ પરમાત્માના સ્વરૂપનિર્ણયે અવસિત થાય છે જીવની પહેલી બે અવસ્થાઓ વર્ણવી-ત્રીજી સુષુપ્તિમા જીવને શ્રુતિ મોકલે છે એ અવસ્થામા એ શરીરાદિના અભિમાનથી ઉઠ તરી કરી-પરજ્યોતિને પ્રાપ્ત કરી-પોતાના સ્વરૂપને અભિનિષ્પન્ન થતો ચીતરવામા આવ્યો છે એનુ એ પરમાત્મ સ્વરૂપ જ અપહતપાપ્મત્વ વગેરે ધર્મોવાળુ છે અને એજ ઉપાસ્ય અન્વેષ્ટવ્ય ને વિજિજ્ઞાસિતવ્ય છે એ બતાવવા અહીં જીવાત્માનો પરામર્શ છે આથી પરમાત્મસ્વરૂપ તરફ આગળી ચીંધવા અહીં જીવાત્માનો મધ્યે ઉલ્લેખ છે, જીવ દહરાકાશ છે, એ બતાવવા નહીં આથી દહરાકાશ પરમાત્મા જ છે ॥ ૨૦ ॥

પુન શકા જગાવી સમાધાન દેતા કહે છે –

## अल्पश्रुतेः इतिचेत्तदुक्तम् ॥ २१ ॥

"दहर स म' આ ત્રણ પદોની અનુવૃત્તિ જાણવી 'यत' શબ્દ સૂત્રમા ઉમેરી લેવો અલ્પશ્રુતે=અ પત્વની શ્રુતિ હોઇને જીવાત્મા દહર છે इतिचत्=એમ જો કહો તો તે બરાબર નથી (यत=કેમકે) तदुक्तम्=એનો જવાબ તો આગળ કહી ચૂક્યા છીએ.

આ પ્રકરણમા **दहर अस्मिन् अन्त आकाश** (છા૦ ૮-૧-૧) આવી શ્રુતિ છે એમા દહરપણાનો-પરિચ્છિન્નપણાનો ઉલ્લેખ છે એ પરિચ્છિન્નતા જીવમા ઘટે, પરમાત્મામા નહીં. આથી અહીં જીવાત્મા જ દહરાકાશ તરીકે લેવો ઘટે, જો આ દલીલ હોય તો તે યોગ્ય નથી કેમકે અહીં પરમાત્માનુ અ પત્વ-પરિચ્છિન્નત્વ આપેક્ષિક-સાપેક્ષ છે અને એનો ઉત્તર તો **अर्भकौकस्त्वात् तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वादेव व्योमवच्च** (બ્ર સૂ ૧-૨-૭) એ સૂત્રના ભાષ્યમા આપી જ દીધો છે અને ઉપરાત શ્રુતિ જ એ અલ્પત્વનો છેદ ઉડાવે છે શ્રુતિ સ્વય કહે છે-**यावान् वा अयमाकाश तावान् एषः अन्तर्हृदये आकाश** આથી આ દલીલ કોઈ દલીલ નથી. પરિણામે દહરાકાશ દ્વારા પરમાત્માનો જ ઉલ્લેખ છે એમ નિર્બાધપણે સિદ્ધ થાય છે ॥ ૨૧ ॥

"દહરાકાશ" અધિકરણ હજી પૂરું થયું નથી. "દહરાકાશ" પરમાત્મા જ છે એ પ્રકારાન્તરે પાછું સિદ્ધ કરતાં કહે છેઃ-

## अनुकृतेस्तस्य च ॥ २२ ॥

'અલ્પશ્રુતિ" આટલો શબ્દ અનુવર્તિત છે. 'ચ" "તુ" ના અર્થમાં છે અને એ પરમાત્માનું, સ્વરૂપદષ્ટિએ અલ્પત્વનિવારક છે. तस्य=પરબ્રહ્મ પરમેશ્વરના अनुकृते:= હૃદય પુંડરીકરૂપી ઉપાધિના અનુકરણને લઈને અલ્પત્વ શ્રુતિ યોગ્ય થઈ શકે છે.

જેમ ઘટપાત્રાદિમાં સમાયેલું ભૂતાકાશ, ઘટપાત્રાદિનું અનુકરણ કરતું દેખાય છે અને ઘટાકાશ, મહાકાશ તરીકે ઓળખાય છે તેમ હૃદયરૂપી પુંડરીકની ઉપાધિનું અનુકરણ કરતા પરમાત્મા હૃદયપુંડરીકનું જાણે અનુકરણ કરે છે. અને આમ ઉપાધિને લઈને સ્વરૂપે અપરિચ્છિન્ન છતાં જાણે પરિચ્છિન્ન હોય એમ ભાસે છે. પણ એટલામાત્રથી તેના સ્વરૂપની હાનિ થતી નથી. ઉલટું પરમાત્મા અસંગ છે અને આથી પરમાત્માને લગતી "અલ્પત્વની શ્રુતિ" પરમાત્માને મૂળમાં અલ્પ કરી શકતી નથી. ॥ ૨૨ ॥

જેમ શ્રુતિ તેમ સ્મૃતિ પણ આ બાબતમાં વિસંવાદી નથી એમ બતાવતાં કહે છે કેઃ-

## अपि च स्मर्यते ॥ २३ ॥

अपिच=અને કેવળ શ્રુતિમાં જ નહીં સ્મૃતિમાં પણ स्मर्यते=સંસ્મૃત થાય છે.

કેવળ શ્રુતિ જ નહીં સ્મૃતિ પણ આ બાબતમાં સંવાદી સૂર કાઢે છે. સ્મૃતિનું પણ હૃદયપુંડરીકની અપેક્ષાએ પરમાત્માનું અલ્પત્વ છે, એવું વિધાન છે. **प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि । रुक्माभं स्वप्नधीगम्यं विद्यात् तं पुरुषं परम्**-સૌના પ્રશાસ્તા, અણુથી પણ અણુ, સુવર્ણવર્ણી અને સુષુપ્તિના જ્ઞાનથી સમજાય એવા તે પુરુષને પરમ જાણે (મનુ૦ ૧૨-૧૨૨) અને શ્રુતિ સ્મૃતિએ નિશ્ચિત કરેલા અર્થમાં આર્યબુદ્ધિ વિદ્વાને અવિશ્વાસ મૂકવાનું કોઈ કારણ નથી. આથી અહીં પરબ્રહ્મ પરમાત્મા જ દહરાકાશ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૨૩ ॥

દહર અધિકરણ સમાપ્ત થયું. એ દહરાધિકરણથી કાંઈક વિશેષ અર્થના પ્રતિપાદન માટે સમાનવિષયક બીજું અધિકરણ રચતાં ભગવાન સૂત્રકાર કહે છે-

## शब्दादेव प्रमितः ॥ २४ ॥

અત્ર અધિકરણ પ્રાપ્ત છે. સૂત્રમાંનો "એવ" લિંગ પ્રમાણના વ્યવચ્છેદ માટે છે પ્રમિત=કઠોપનિષદમાં જેનું શ્રવણ જોવામાં આવે છે તે અંગુઠના માપે મપાયેલો પુરુષ પરબ્રહ્મ પરમાત્મા જ છે એમ જાણવું કેમકે શબ્દાદેવ=શ્રુતિ જ એમાં પ્રમાણ છે.

કાઠકી શ્રુતિ કહે છે:–अंगुष्ठमात्रः पुरुषः मध्ये आत्मनि तिष्ठति । ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते–કેવળ અંગુઠા જેવડો આ પુરુષ, શરીરના મધ્યભાગમાં–હૃદયમાં ઊભો છે. તે ભૂત અને ભવ્ય–નો ઈશાન છે. તેનાથી કોઈ ઘૃણા કરતું નથી. (કઠ૦ ૪-૧૨) ઉપરાંત अंगुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः । ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः एतद्वैतत्–ધૂમાડા વિનાની કેવળ જ્યોતિ જેવો આ કેવળ અંગુઠા જેવડો પુરુષ છે. તે ભૂત ભવ્યનો ઇશાન છે. તે જ આજે છે અને તે જ કાલે પણ હશે. એ છે નિશ્ચય તે (કઠ૦ ૪-૧૩) આ બન્ને શ્રુતિઓમાં અંગુષ્ઠમાત્ર પુરુષનો ઉલ્લેખ છે. તો એ પુરુષ કોણ? જીવાત્મા કે પરમાત્મા? સંશયનું મૂળ છે શબ્દપ્રયોગ. એક બાજુ "अंगुष्ठमात्रः पुरुषः" એમ કહે છે તો બીજી બાજુ ईशानो भूतभव्यस्य એવો નિર્દેશ કરે છે. અંગુષ્ઠમાત્રતા જો પરમેશ્વરમાં, તો ભૂતભવ્ય પદાર્થો ઉપર ઈશતા, જીવાત્મામાં ઘટતી નથી. અને આથી સંશયને વિવર મળે છે. તો જીવાત્મા એ પૂર્વપક્ષ છે. પરમાત્મા એ ઉત્તરપક્ષ છે.

તો જીવાત્માના સાધક કારણો કયાં? તો સૌથી પહેલું તો પરિમાણ વિશેષનો ઉલ્લેખ. જીવાત્મા અંસારદશામાં કોઈ એકાદ પરિમાણનો કદાચ પણ શિકાર થઈ જાય. પણ પરમાત્મા તો પરિમાણથી સદૈવ અસ્પૃષ્ટ જ છે. આથી અંગુષ્ઠમાત્રતા, સમસ્ત કાળત્રયવર્તી પદાર્થોની ઇશિતા ગણાય, તો એના જેવી બીજી દર્શનાન્ધતા કઈ?

. ઉપરાંત પરમાત્માની સર્વશક્તિતા અને સર્વેશિતા તો સેંકરો શ્રુતિ સ્મૃતિઓ ગાતાં થાકતી નથી. य ईशेऽस्य द्विपदः चतुष्पदः જે આ બેપગાં અને ચોપગાંનું ઈશન કરે છે. (ઋ૦ ૮-૭-૩-૩) यो भूतं च भव्यं च सर्वं यश्चाधितिष्ठति–જે ભૂત અને ભવ્ય–સૌનાં ઉપર અધિષ્ઠિત છે. (अथर्व-३०-८-४-१) प्राणाय नमो यस्य सर्वमिदं वशे । यो भूतः सर्वस्येश्वरः–તે પ્રાણને નમન હો, જેનાં વશમાં આ બધું છે. જે સૌનો ઈશ્વર થઈ ચૂકયો છે. (अथर्व० ११-२-४-१) एष सर्वेश्वरः–એ સૌનો ઈશ્વર છે. (માં૦ ૬) स वा अयमात्मा सर्वेषां भूतानां अधिपतिः सर्वेषां

भूतानां राजा-તે આ આત્મા સૌ ભૂતોનો અધિપતિ છે, સૌ ભૂતોનો રાજા છે.( બૃ૦ ૨-૨-૫-૧૯) एष सर्वेश्वरः एष भूताधिपतिः-એ સૌનો ઈશ્વર છે. એ ભૂતોનો અધિપતિ છે. (બૃ૦ ૪-૪-૨૨) सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किञ्च સૌનો ઈશાન, સૌનો અધિપતિ જે કાંઈ છે તે સૌના ઉપર શાસન કરે છે. (બૃ૦ ૫-૬-૧) વગેરે. આથી પરમાત્મામાં જ અંગુષ્ઠમાત્રતાની કલ્પના કરવી યોગ્ય છે. કેમકે એમ કરવામાં લાઘવ છે. જીવાત્મામાં એવી કલ્પના કરવામાં ગૌરવ છે. એક તો તેને અંગુઠા પરિમાણ માનવો પડે. બીજું તેનામાં સર્વૈશ્વર્યની મિથ્યા કલ્પના કરવી પડે.

ઉપરાંત પ્રકરણનું અનુસંધાન પણ અહીં પરમાત્મા જ પુરુષ શબ્દનો વાચ્ય છે એ સ્પષ્ટ કરે છે. एतद् वै तत् એ શબ્દો દ્વારા પ્રકૃતનું અહીં અનુસંધાન સૂચવ્યું છે. અને પ્રકરણ છે પરમાત્માનું; કેમકે એવો જ નચિકેતાનો પ્રશ્ન છે. પ્રશ્ન છે કે:-अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् । अन्यत्र भूताच्च भव्याच्च यत् तत् पश्यसि तद् वद-ધર્મ અને અધર્મથી ભિન્ન અને કૃત અને અકૃતથી ભિન્ન, ભૂત અને વળી ભવ્યથી ભિન્ન જે તે છે જે તમો જુઓ છો તેને અંગે કહો. (કઠ૦ ૨-૧૪) અને પ્રકૃતના અકસ્માત્ ત્યાગમા તો દોષ. આથી અહીં પરમાત્મા જ જાણવો. ॥ ૨૪ ॥

તો અહીં એક પ્રશ્ન થાય પરમાત્મા પરબ્રહ્મ વ્યાપક છે. એ વ્યાપક હોઈને કોની અપેક્ષાએ અંગુષ્ઠમાત્ર થાય છે? ઉત્તર વાળતાં સૂત્રકાર ઉચ્ચરે છે:-

## हृद्यपेक्षया तु मनुष्याधिकारत्वात् ॥ २५ ॥

ब्रह्म=શબ્દ અધિકાર પ્રાપ્ત છે. प्रमित=શબ્દનુ પૂર્વસૂત્રમાથી અનુવર્તન કરી લેવુ. સૂત્રમાંનો तु શબ્દ નિરપેક્ષ અંગુષ્ઠમાત્રતાના વ્યાવર્તન માટે છે हृदि=હૃદયરૂપી પુંડરીકમાં अपेक्षया=રહેવાણુની અપેક્ષાએ પરબ્રહ્મ પરમાત્મા અંગુષ્ઠમાત્ર કહેવાય છે. વત્તોઓછો કેમ નથી તેમાં કારણ આપતાં કહે છે:-मनुष्याधिकारत्वात्=શાસ્ત્રવિદ્યામાં મનુષ્યનો અધિકાર હોઈને, અને મનુષ્યનુ હૃદય મોટે ભાગે અગૂઠા પરિમાણુ હોઈ ને પરમાત્મા અંગૂઠા જેવડો કહેવાય છે—ન તો વત્તો કે ન તો ઓછો.

પરમાત્મા હૃદયમાં રહે છે. અને શાસ્ત્રમાં મનુષ્યનો અધિકાર છે. માનવહૃદય તેના શરીરના પ્રમાણમાં જ હોય! અને આથી તે અંગૂઠા જેવડું કલ્પાય તો તે ઉચિત છે. અને તેમાં રહેતો પરમાત્મા પણ તેવડો જ કલ્પાય એ પણ ઉચિત છે. પણ તેથી તે તેવડો થઈ જતો નથી ॥ ૨૫ ॥

ઉપલા સૂત્રમાં અધિકારનો ઉલ્લેખ થતાં, આ શાસ્ત્રમાં મનુષ્યનો જ કે તેમનાથી ભિન્ન બીજાઓનો પણ અધિકાર છે? આમ જિજ્ઞાસા થતાં સૂત્રકાર કહે છેઃ-

**तदुपर्यपि बादरायणः संभवात् ॥ २६ ॥**

बादरायणः=બાદરાયણ આચાર્ય કહે છે કે तदुपरि=મનુષ્યની ઉપર જે દેવ વગેરે છે તેમનો अपि=પણ અધિકાર છે કેમકે संभवात्=તેમને વેદજ્ઞાનપૂર્વક બ્રહ્મજ્ઞાન થવાનો સંભવ છે.

જેમ માનવને તેમ તેમનાથી ઉત્કૃષ્ટ યોનિના દેવ વગેરે જીવોને પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર છે એમ બાદરાયણ ગાને છે. તેમનામાં પણ અર્થિત્વ વગેરે અધિકારનાં કારણ હોઈ શકે છે. મોક્ષને લગતી તેમની પણ પ્રાર્થના હોઈ શકે છે. તેમને પણ પોતાનું દેવત્વ ક્ષયી છે-અનિત્ય છે-વગેરે વિચારપૂર્વકનો વૈરાગ્ય સંભવિત છે. ઉપરાંત તેમનામાં સામર્થ્ય પણ છે. દેવ પણ શરીરધારી હોય છે. આથી તેમનું વિદ્યા નિમિત્તે સામર્થ્ય હોઈ શકે છે. ઉપરાંત તેમને ઉપનયન વગેરે સંસ્કારોની જરૂર નથી, કેમકે એ સંસ્કાર તો વેદાધ્યયનની દીક્ષા માટે છે. દેવોને તો વેદાન્ત સ્વયં પ્રતિભાત હોય છે. ઉપરાંત વિદ્યા નિમિત્તે તેમણે પણ બ્રહ્મચર્ય વગેરેનું પાલન કર્યું છે, એવો શાસ્ત્રમાં ઉલ્લેખ છે. **एकशतं ह वर्षाणि मघवा प्रजापतौ ब्रह्मचर्यमुवास**-સો વર્ષ સુધી ઇન્દ્ર પ્રજાપતિને ત્યાં બ્રહ્મચર્યપૂર્વક રહ્યા. (છાં० ૮-૧૧-૩) યદ્યપિ દેવો માટે બીજા દેવો ન હોઇને કર્મમાં દેવોને અધિકાર ન હોય એ બરોબર છે. પણ તેથી તેમનો વિદ્યા પરત્વેનો અધિકાર ચાલ્યો જતો નથી. આથી દેવો પણ બ્રહ્મવિદ્યાના અધિકારી હોઈ શકે છે. બ્રહ્મવિદ્યામાં મનુષ્ય અને તે સિવાયની ઊર્ધ્વીય પુણ્ય યોનિના જીવોનો અધિકાર હોઈ શકે છે-આ કેટલો ઉદાર વિચાર છે? ॥ ૨૬ ॥

દેવતાઓને અધિકારી ગણતાં યાજ્ઞિકીનો વિરોધ આવે છે-તો તે વિરોધનું શમન કરતાં સૂત્રકાર કહે છે.

**विरोधः कर्मणि इति चेन्न अनेकप्रतिपत्तेर्दर्शनात् ॥ २७ ॥**

चेत्=જો એમ કહો કે દેવતાઓ વગેરેને શરીરધારી માનવાથી कर्मणि=યજ્ઞાદિકર્મમાં विरोधः=વિરોધ આવે છે इति=તો તે न=બરાબર નથી अनेकप्रतिपत्तेः=કેમકે યુગપત્ તેઓ માટે અનેકરૂપો ધારણ કરી લેવાં સંભવિત છે. અને આવું दर्शनात्=શ્રુતિમાં જોવામાં આવે છે. માટે દેવો વગેરેનો અધિકાર અબાધિત છે. ॥ ૨૭ ॥

દેવોને શરીરધારી કલ્પીએ તો કર્મમા વિરોધ નહીં આવે કે? આ શંકા કેવી રીતે વિરોધ આવે? તો શરીરધારી એકીવખતે એક જ જગ્યામા હોય છે જો દેવોને શરીરધારી કહીએ તો તેઓ એકીવખતે એક જ જગ્યામા હોઈ શકે અને દેવોને તો એકીવખતે અનેક જગ્યાએ અનેક યજ્ઞો થતા હોય તેમા જવુ જ પડે! જો એ શરીરધારી હોય તો તેમ થવુ સભવે નહીં અને આથી કર્મમા એકીવખતે અનેક હવિ વગેરેના ગ્રહણમા બાધા આવે! આ જ વિરોધ આથી દેવો તો સર્વવ્યાપી જ હોવા ઘટે—એકદેશીય નહીં

આ શંકા બરાબર નથી દેવોમા અનેક ભવનની મહાશક્તિ હોય છે આથી એકીવખતે અનેક ઠેકાણે એક હોવા છતા અનેક થઈને એ ત્રણેને પહોચી વળે છે માનવ જેટલી અને જેવી જ સીમા શક્તિ હોવી ઘટે, એવો તો કાંઈ નિયમ ન હોઈ શકે ને! અને ઉપનિષદોમા દેવોનો અનેક થવાનો મહિમા બતાવ્યો છે બૃહદારણ્યક ઉપનિષદ્‌મા શાકલ્ય યાજ્ઞવલ્કયને દેવતા કેટલા છે એમ પૂછે છે યાજ્ઞવલ્કય કહે છે—ત્રણ અને ત્રણસો તથા ત્રણ અને ત્રણ હજાર વળી શાકલ્ય એ જ પ્રશ્ન પૂછે છે અને તેત્રીસ દેવતા છે એમ યાજ્ઞવલ્કય કહે છે વારવાર પૂછતા છેવટે પ્રાણ દેવતા એક છે એમ બતાવે છે, અને વળી ઉમેરે છે કે—મહિમાન એવ એષામેતે—આના આ બધા મહિમાઓ છે (બૃ૦ ૩–૯–૧–૨) વગેરે અર્થાત્ જ એક જ અનેક થઈ જવાની શક્તિ ધરાવે છે મનુષ્ય યોગીમા એવી શક્તિ હોય છે તો પછી દેવાદિ ઉત્કૃષ્ટ પુણ્યશાળી યોનિઓ માટે એ અસભવિત નથી આથી એકીવખતે અનેક ઠેકાણે એક છતા અનેક થઈને દેવો પહોચી શકતા હોઇને કોઈ વિરોધ નથી આથી દેવો પણ અધિકારી થઈ શકે છે ॥ ૨૭ ॥

આમ કર્મમા વિરોધનો પરિહાર કર્યો પણ બકરૂ કાઢતા ઊંટ પણ પેસે છે દેવતાઓ જો શરીર ધારે છે તો જન્મે તે જાય જ એ ન્યાયે તેમને શરીરનુ વિસર્જન કરવુ પડે અને તેમ થાય એટલે તેમને વિનાશી જ માનવા પડે અને આથી વેદોક્ત દેવતાઓ અનિત્ય જ થાય અને ડોસી મરે તેનુ કદાચ દુ ખ ન માનીએ પણ જમ પેધા પડે એ તો અસહ્ય દેવો જો અનિત્ય થાય તો પછી વેદ પણ અનિત્ય થાય, અને તેમની પ્રમાણ ભૂતતા પણ જોખમાય!—આ શકાનો જવાબ વાળતા ભગવાન સૂત્રકાર ભણે છે કે –

## शब्द इति चेन्न अतः प्रभवात् प्रत्यक्षानुमानाभ्याम् ॥२८॥

જો કોઈ એમ કહે કે શબ્દ=વૈદિક શબ્દમાં વિરોધ આવે છે તો તે કહેવું બરાબર નથી. અતઃ પ્રભવાત્=કેમકે એ વૈદિક શબ્દોમાંથી દેવતા વગેરે સર્વની ઉત્પત્તિ થાય છે, આ વાત પ્રત્યક્ષાત્=પ્રત્યક્ષ-(વેદ-શ્રુતિ) અને અનુમાન (સ્મૃતિ) વડે પ્રમાણોથી સિદ્ધ થાય છે. ॥ ૨૮ ॥

કર્મોમાં વિરોધ ન આવે એ તો ઠીક પણ દેવતાઓને અનેક શરીર ધારણ કરનારા તરીકે માનતાં વેદની નિત્યતા અને પ્રમાણિકતા ઉપર કુઠારાઘાત થાય છે. તેમાં વિરોધ આવે છે. એવું માનતાં-દેવતાઓનાં શરીર સર્જન માનતાં તેમનું શરીર વિસર્જન પણ અર્થાત્ જ સ્વીકારવું પડે અને તેમ કરતાં દેવો નિત્ય નહીં રહે. અને વેદોના નિત્ય શબ્દો સાથે તેમના=દેવોના નામરૂપ વગેરેનો નિત્ય સંબંધ પણ નહીં જ જળવાય!

આ શંકા પણ વજૂદ વિનાની છે. કેમકે પૂર્વકલ્પમાં જેટલા દેવો હતા તેમનું જે જે નામ-રૂપ-ઐશ્વર્ય વગેરે હતું તે બધાંય સહિત આ કલ્પમાં પણ તે તે દેવો ઉપજે છે. અર્થાત્ પૂર્વકલ્પના દેવ જીવો બદલાય પણ તેમનાં સ્થાન-નામ-ઐશ્વર્ય વગેરે ચાલુ કલ્પમાં તદવસ્થ જ રહે છે. ઇન્દ્રસ્થાનનો પૂર્વ જીવ તેના પુણ્યોત્કર્ષે બ્રહ્માજીના સ્થાનને પામે પણ ઇન્દ્રનું નામ-સ્થાન-ઐશ્વર્ય-પદવી વગેરે તો તેમની તેમ જ રહે છે. અને બીજો કોઈ જીવ પુણ્યોત્કર્ષે તે પદવી પામે છે. આ બાબતમાં શ્રુતિ સ્મૃતિઓ પણ સંમત છે. શ્રુતિ કહે છે:-स भूरिति व्याहरत् स भूमिमसृजत स भुवरिति व्याहरत् सोऽन्तरिक्षमसृजत-તે "ભૂ" એમ ઉચ્ચાર્યું અને તેણે ભૂમિને સરજી. તે "ભુવ" એમ બોલ્યો અને તેણે અન્તરિક્ષને સરજ્યું. (તૈ૦ બ્રા૦ ૨-૨-૪-૨) આ શ્રુતિનો આશય એ થયો કે પ્રજાપતિ પહેલાં મુખ્ય પદાર્થના વાચક શબ્દને યાદ કરે છે અને ત્યારબાદ તેના અર્થરૂપ તે પદાર્થને નિર્મે છે. સ્મૃતિ પણ આ વાતનું સમર્થન કરે છે:-सर्वेषां स तु नामानि कर्माणि च पृथक् पृथक् । वेदशब्देभ्य एवादौ पृथक् संस्थाश्च निर्ममे ॥ તે પ્રભુએ સૌનાં નામો અને ભિન્ન ભિન્ન કર્મો વેદ શબ્દમાંથી જ નિર્મ્યાં અને ભિન્ન ભિન્ન આશ્રમાદિ સરજ્યા (મનુ૦ ૧-૨૧) ॥ ૨૮ ॥

ઉપલાં કથનને જ હેતુ તરીકે આપતાં કહે છે:-

## अत एव च नित्यत्वम् ॥ २९ ॥

અત એવ=આ કારણે જ-ઉપલાં કથનના હેતુ દ્વારા જ નિત્ય વેદ=વેદની નિત્યતા ચ=પણ સિદ્ધ થાય છે

—

પરમાત્મા વૈદિક શબ્દોને અનુસરીને જ સમસ્ત સૃષ્ટિને સર્જે છે એ દ્વારા જ વેદ નિત્ય છે એ સિદ્ધ થાય છે પ્રત્યેક કલ્પમા પરમેશ્વર દ્વારા પ્રથમ વેદોની રચના કરાય છે અને તદનુસાર સૃષ્ટિ સર્જાય છે પરમાત્મા નિત્ય છે અને આથી તેની વાણી પણ નિત્ય જ છે ॥ ૨૯ ॥

વેદોક્ત શબ્દોની નિત્યતામા વિરોધ કેમ નથી એ સૂચવતા વળી કહે છે –

**समाननामरूपत्वाचावृत्तावप्यविरोधो दर्शनात् स्मृतेश्च ॥३०॥**

ચ તથા સમાન=કલ્પાન્તરમા થતાના દેવાદિના નામરૂપ પહેલાના કલ્પની સમાન જ હોવાને લઈને આવૃત્તૌ અપિ પુનરાગત થતા પણ અવિરોધ=વિરોધ નથી કેમકે દર્શનાત્ સ્મૃતેશ્ચ=શ્રુતિ સ્મૃતિ આમ કહે છે ॥ ૩૦ ॥

કલ્પ કે કલ્પાન્તરમા પણ વેદની નિત્યતા કે પ્રમાણિકતાને બાધ આવતો નથી કારણ કે આ કલ્પના દેવનાં નામરૂપ વગેરે પૂર્વકલ્પને અનુસરીને સરખા જ હોય છે-અને તે પહેલાના કલ્પના પણ તેનાથી આગળના કલ્પને અનુસરીને વેદોક્ત વચનાનુસાર જ હોય છે આમ વેદ નિત્ય છે અને પ્રામાણિક છે એમા સંશય નથી શ્રુતિ કહે છે-**सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्**-પરમાત્માએ પૂર્વકલ્પનાનુસાર સૂરજ અને ચાંદને બનાવ્યા (ऋ० ૧૦-૧૦-૩) ઉપરાંત શ્વેતાશ્વતર ઉપનિષદનો બોલ છે કે **यो ब्रह्माण विदधाति पूर्व यो वै वेदाश्च प्रहिणोति तस्मै**-જે પહેલા બ્રહ્માને સરજી પછી વેદોને તેની કને મોકલે છે (શ્વે૦ ૬-૧૮) તેજ મુજબ સ્મૃતિ પણ કહે છે કે-**तेषा ये यानि कर्माणि प्राक् सृष्टया प्रतिपद्रिरे। तान्येव ते प्रपद्यन्ते सृज्यमानाः पुन पुन**-તે પૈકી જેઓ પૂર્વ સૃષ્ટિમા જે કર્મવાળા હતા તેઓને જ તે પુન પુન સરજતા હોઈને પામે છે (મહાભારત) આથી દેવાદિની વાર વાર આવૃત્તિઓ થતી હોય તો પણ વેદની નિત્યતા કે પ્રામાણિકતાને બાધ આવતો નથી ॥ ૩૦ ॥

આમ પ્રાસંગિક દેવોનો બ્રહ્મવિદ્યામા અધિકાર જણાવ્યો સાથે સાથે પ્રાપ્ત થતી વેદની નિત્યતા પણ ચર્ચી હવે આ બ્રહ્મવિદ્યા માનવમાત્રને માટે ઉપકારક અને આવશ્યક હોવાથી મનુષ્યમાત્રનો એમા અધિકાર છે એ સિદ્ધ કરવા અધિકરણનો આરભ કરે છે તે પૈકી જૈમિની નામના આચાર્યના મતનો પહેલા ઉપન્યાસ કરે છે એ આચાર્ય શૂદ્રોનો શાસ્ત્રમા અધિકાર નથી એમ માને છે તેમને પૂર્વપક્ષ તરીકે સ્થાપી ચર્ચા ઉપાડે છે કે –

## मध्वादिष्वसंभवात् अनधिकारं जैमिनिः ॥ ३१ ॥

मध्वादिषु=મધુચ્છન્દ વગેરે વેદના પ્રકાશક ઋષિઓમા અસમ્ભવાત્=કોઇનો પણ શૂદ્રયોનિમા સભવનો અભાવ જોવામા આવતો હોઇને અનધિકાર=શાસ્ત્રમા શૂદ્રનો અધિકાર નથી એમ જૈમિનિ=જૈમિની નામના આચાર્ય માને છે

વેદ માનવમાત્રને બે વિભાગમા વહેચે છે આર્ય અને દસ્યુ-ઈશ્વરને માને તે આર્ય, તે પૈકી આર્યના પુન ચાર પેટા ભેદો પડે છે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શૂદ્રો વેદ સ્વય ભાખે છે-**ब्राह्मणोऽस्य मुखमासीद बाहू राजन्यः कृत. । उरू तदस्य यद्वैश्य पद्भ्या शूद्रोऽजायत**-બ્રાહ્મણ એનુ મુખ થયુ બાહુઓ તે ક્ષત્રિય જે વૈશ્ય છે તે એના સાથળ છે, અને શૂદ્રો એના પગમાથી જન્મ્યા (ऋ० ૮-૪-૧૧-૧૨) તે પૈકી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને ત્રૈવર્ણિક કહેવામા આવે છે ચોથો-શૂદ્ર એક વર્ણિક જ છે આ ચાર પૈકી શાસ્ત્રમા કોનો અધિકાર છે એ જાણવુ જોઇએ તો જૈમિની નામના આચાર્યની દૃષ્ટિએ શૂદ્રનો વેદાદિવિદ્યામા અધિકાર નથી કેમકે જેટલા વેદદૃષ્ટા ઋષિઓ છે તે મોટે ભાગે બ્રાહ્મણાદિ જ જોવામા આવે છે કોઈ શૂદ્રયોનિનો માનવ દૃષ્ટા હોય એમ લાગતુ નથી અને એ પરિસ્થિતિ જ શૂદ્રને વેદાદિ વિદ્યાનો અધિકાર નથી એમ જાહેર કરે છે જો એનો અધિકાર હોત તો કોઈ એકાદ પણ શૂદ્રયોનિમા જન્મેલો ઋષિ હોત ને! અને યથાશાસ્ત્ર વ્યવસ્થા કરવી હોય અને કરવી ઘટે તો એમ માનવુ જ પડે કે શૂદ્રનો અધિકાર નથી જૈમિનીનો આ દૃષ્ટિએ આ મત છે ॥ ૩૧ ॥

ઉપરની વાતના સમર્થનમા બીજો હેતુ સમર્પતા કહે છે -

## ज्योतिषि भावाच्च ॥ ३२ ॥

'અનધિકાર' શબ્દનુ અનુવર્તન કરવુ પૂર્વ વાતમા જ આ બીજો હેતુ છે એમ સૂત્રમાંનો 'च' કાર બતાવે છે ज्योतिषि=જ્યોતિષ્પાદ=જ્યોતિ મત્રમા भावात्=બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યના ઉલ્લેખનો ભાવ હોવાથી ચોથા શૂદ્રનો તેમા અધિકાર નથી એ અર્થાત્ સિદ્ધ થાય છે

ઋગ્વેદના **पवमानः सोऽद्यन. पवित्रेण विचर्षणिः । य पोतास पुनातु नः** તે કાન્તિમત્ પવમાન પરમાત્મા પોતાની પવિત્રતાથી-પવિત્ર હોઇને અમને પવિત્ર કરો (ऋग्वेद ૭-૨-૧૭-૨૨) આ મત્રમા **पवमान** શબ્દ વપરાયો હોઇને એને "પવમાન" એમ કહે છે તેમ **यस्मान्न जात. परो अन्यो अस्ति य नाविवेश भुवनानि विश्वा । प्रजापति प्रजया**

संरराण: त्रीणि ज्योतींषि सचते च षोडशी જન્મેલો કોઈપણ જેનાથી પર નથી, જેઓ સમસ્ત ભુવનોને વ્યાપીને રહ્યો છે, પોતાની પ્રજા સાથે રમતો એ પ્રજાપતિ ત્રણ જ્યોતિઓ પ્રકટાવે છે અને સોળ જ્યોતિઓને પણ પ્રકટાવે છે. (यजु० ૮–૩૬) આ મંત્રમાં આવતાં જ્યોતિ શબ્દને લઈને એને લાઘવ માટે "ज्योति" એમ કહેવામાં આવે છે. આ મંત્રમાં त्रीणि શબ્દ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનો અને ज्योतींषि શબ્દ વેદવાણીનો ઘોતક છે. વેદવાક્યથી પ્રકાશતા ત્રૈવર્ણિક લોકોને માટે ज्योतींषि શબ્દ વપરાયો છે. જો શૂદ્રનો અધિકાર હોત તો त्रीणि શબ્દ ન આવત પણ चत्वारि ज्योतींषि એમ વર્ણવ્યું હોત. અને આથી વેદાદિ વિદ્યામાં શૂદ્રનો અધિકાર નથી. ઉપરાંત બીજો પણ એક મંત્ર આ વાતને સિદ્ધ કરે છે કે स्तुता मया वरदा वेदमाता प्रचोदयन्तां पावमानी द्विजानाम्–વરદાતા વેદજનની–ગાયત્રીનું મેં સ્તવન કર્યું છે. દ્વિજોને પવિત્ર કરનારી તે તેમને પ્રેરો. (अथर्व० ૧૯–૭–૭૧–૧) આ શ્રુતિમાં द्विजानां શબ્દ વપરાયો છે. અને એ તો ત્રિવર્ણનો જ વાચક છે એ સિદ્ધ છે. આથી શૂદ્રનો અધિકાર નથી–એમ જૈમિની આચાર્ય શાસ્ત્રદૃષ્ટિએ કહે છે. ॥ ૩૨ ॥

આટલો થયો પૂર્વપક્ષ. હવે સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતાં આચાર્ય કહે છેઃ–

## भावं तु बादरायणोऽस्ति हि ॥ ३३ ॥

"मध्वादिषु" આટલાનું સૂત્રમાં અનુવર્તન કરવું. "तु" શબ્દ પૂર્વપક્ષનું વ્યાવર્તન કરે છે. भावं=શાસ્ત્રોમાં શૂદ્રોના અધિકારનો સદ્‌ભાવ છે એમ बादरायणः=આચાર્ય શ્રી બાદરાયણ માને છે. हि=કેમકે अस्ति=વેદના પ્રકાશક ઋષિઓ પૈકી શૂદ્રયોનિમાં જન્મેલા ઋષિઓ પણ છે. ॥ ૩૩ ॥

શૂદ્રયોનિમાં જન્મેલો કોઇ વેદમંત્રનો દૃષ્ટા ઋષિ નથી એમ માનવું મનાવવું એ વેદ સાહિત્યથી પોતે અનભિજ્ઞ છે એ જ સિદ્ધ કરે છે. શૂદ્રયોનિમાં જન્મેલા ઋષિએ પણ વેદમન્ત્રનું દર્શન કર્યું છે. ઋગ્વેદના દશમા મંડળના ત્રીસમા સૂક્તના–"अपोनप्त्रीय" સૂક્તના દૃષ્ટા ઋષિ છે. "कवषऐलूष" આ ઋષિ શૂદ્રયોનિમાં જન્મ્યા હતા. અને છતાં વેદના દૃષ્ટા છે. આ વાત બ્રાહ્મણ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. અને વેદ પછી બીજા જ નંબરનું પ્રમાણ છે તે બ્રાહ્મણ ગ્રંથો છે. તો વેદવચન જ તેનું બાધક બની શકે. એવું એકે બાધક વેદવચન જોવામાં આવતું નથી. ઊલટાં વેદવચનો તો પ્રભુનાં વચનો હોઈને પક્ષપાતશૂન્ય છે. એમાં અનેક

વેદવચનો છે જેમાં આવા પક્ષપાતનો ગંધ માત્ર પણ નથી. દા. ત. रुचं वैश्येषु शूद्रेषु मयि धेहि रुचा रुचम् ।-વૈશ્યો અને શૂદ્રોમાં કાન્તિ દે. તારી કાન્તિએ મારામાં કાન્તિ છે. (યજુ૦ ૧૮-૪૮) शूद्राय च आर्याय च-શૂદ્ર અને આર્યને, (અથર્વ૦ ૧૯-૪-૩૯-૮) अशूद्र आर्ये-શૂદ્રમાં અને આર્યમાં-(અથર્વ૦ ૧૩-૭-૬૨-૧) વગેરે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શાસ્ત્રમાં સૌનો અધિકાર છે. એટલું જ નહીં સ્ત્રીઓનો પણ અધિકાર છે. કેમકે કેટલીક મહિલાઓ પણ વેદમંત્રની દૃષ્ટ્રીઓ છે. આથી દુઃખ અને મોત જો સર્વવ્યાપી હોય તો શાસ્ત્રમાં સૌનો અધિકાર છે, એ જ સિદ્ધ થાય છે. ॥ ૩૩ ॥

આમ પરમાત્મા સૌની પોતીકી મિલકત હોઈને, જગતમાં મોતનાં ઘમસાણ સૌને સામાન્ય હોઈને અને દુઃખત્રયથી સૌ પીડાતા હોઈને, સૌને પ્રભુ મેળવવાનો, મોતમાંથી છુટવાનો અને ત્રણ દુઃખોમાંથી મુક્ત થવાનો એક સરખો અધિકાર હોઈને, કોઈપણ માનવને તેની મનાઈ કરવી એ શાસ્ત્રોનો દ્રોહ છે. હવે એ જ વાતને સમર્થિત કરવા ઔપનિષદ ઉદાહરણ સમર્પી બ્રાહ્મણ વગેરે શબ્દો ગુણવાચક છે એમ સિદ્ધ કરતાં કહે છે કેઃ—

## शुगस्य तदनादरश्रवणात् तदाद्रवणात् सूच्यते हि ॥ ३४ ॥

तदनादरश्रवणात्=તે હંસ દ્વારા, બ્રહ્મવિદ્યાના અભાવને લઈને પ્રવર્તેલા પોતાના આત્માના અપકર્ષરૂપી અનાદરના શ્રવણથી अस्य=જાનશ્રુતિ પૌત્રાયણને शुक्=શોક થયો. हि=કેમકે तदाद्रवणात्=અને તે શોકથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે દોડી આવવાને લઈને રૈક્વે તેને "હે શૂદ્ર" એમ સંબોધીને બ્રહ્મવિદ્યા ઉપદેશી; આથી सूच्यते=શૂદ્ર શબ્દ બ્રાહ્મણ વગેરે શબ્દોની પેરે ગુણશબ્દ છે એમ સૂચિત થાય છે.

છાંદોગ્ય ઉપનિષદની સંવર્ગ વિદ્યાના આચાર્ય, રૈક્વ નામના મહર્ષિ હતા. તેમણે એ સંવર્ગ વિદ્યા જાનશ્રુતિ પૌત્રાયણ નામના જાતિશૂદ્ર પણ ક્ષત્રિયતાને પામેલા રાજાને સમર્પી હતી. આ રાજા ધર્માત્મા, દાનવીર અને સર્વગુણસંપન્ન હતો. એક દિન રાતે એણે સૂતાં સૂતાં આકાશમાં ઉડતા બે હંસોના સંવાદમાં પોતાના અપકર્ષને સાંભળ્યો. અને સયુગ્વા=ગાડીવાન રૈક્વ ઋષિનો મહાપ્રભાવયુક્ત ઉત્કર્ષ સાંભળ્યો. આથી તે અતિ ખેદ પામ્યો અને રૈક્વને શરણે જઈ બહુ દક્ષિણા દ્વારા સંવર્ગવિદ્યા પામ્યો. રૈક્વ મહાત્માએ આવતા રાજાને "હે શૂદ્ર" એ પ્રમાણે સંબોધી, બ્રહ્મવિદ્યાનાં દાન, પૂરી દક્ષિણા લઈને કર્યાં. આમાં "શૂદ્ર" શબ્દનો સ્પષ્ટ પ્રયોગ છે.

એ જ બતાવે છે કે શાસ્ત્રમાં શૂદ્રનો અધિકાર છે મહર્ષિ થઈને ઘૃણાપૂર્વક તો કોઈને શૂદ્ર કહે નહીં! અને આથી શૂદ્ર શબ્દ એના વ્યુત્પત્તિલભ્ય અર્થમાં જ અહીં-એટલે કે ગુણવાચક અર્થમાં જ લઈ શકાય છે. એ શબ્દની स्वस्य वा परस्य वा शोकनिवृत्त्यर्थं यो द्रवति-गच्छति स शूद्रः-આવી વ્યુત્પત્તિ થાય છે, અને પાણિનીય વ્યાકરણ પ્રમાણે-જે રાતદિન પારકા દુઃખને સહન ન કરી શકતો હોઈને તેમની નિવૃત્તિનો ઉપાય અને આચરણને ચિંતવે છે-શોચે છે તે શૂદ્ર એવી વ્યુત્પત્તિ થાય છે તો પણ શૂદ્ર શબ્દ ગુણવાચી જ ઠરે છે આથી જ મહાભાષ્કાર ભગવાન પતંજલિ નિર્ણય આપતા કહી ગયા છે કે-सर्वे एते शब्दा. गुणसमुदायेषु वर्तन्ते ब्राह्मणः क्षत्रिय वैश्य शूद्रः इति।

ઉપરાંત બ્રાહ્મણાદિ શબ્દોનો જાત્યન્તરમાં પણ પ્રયોગ જોવામાં આવે છે જો એ શબ્દો જાતિવાચક હોત તો બીજી જાતિ માટે ન વપરાત; ગાય શબ્દ ઘોડા માટે કેમ વપરાય? પણ આ શબ્દો તો જાત્યન્તર માટે વપરાય છે જેમકે-ब्रह्म वा अजः-બકરો બ્રાહ્મણ છે (शत० ६-४-४-१५) क्षत्रियोवाश्वः ઘોડો ક્ષત્રિય છે (शत० १३-२-२-१७) वैश्य च शूद्रे चानुरासभ. વૈશ્ય અને શૂદ્ર ગધેડા જેવા છે (शत० ६-४-४-१२) ब्रह्म वे पलाशः-પલાશ બ્રાહ્મણ છે (शत० १-३-६-१९) क्षत्रं वा एतद् ओषधीनां दूर्वा-દૂર્વા એ ઓષધિઓમાં ક્ષત્રિય છે (ए. ८-२-४) આથી બ્રાહ્મણ વગેરે શબ્દો જાતિવાચક નથી પણ ગુણવાચક છે અને ગુણાધારે જાતિના ઉત્કર્ષ અપકર્ષના નિયન્તા છે ॥ ૩૪ ॥

આજ વિષયને સમર્થિત કરતાં કહે છે –

## क्षत्रियत्वगतेश्चोत्तत्र चैत्ररथेनलिंगात् ॥ ३५ ॥

સૂત્રમાંનો च શબ્દ આ બીજો હેતુ છે એ બતાવનારો છે उत्तत्र=રાજ્યપ્રાપ્તિ થયા બાદ क्षत्रियत्वगते=જાનશ્રુતિને ક્ષત્રિયત્વની પ્રાપ્તિ થયેલી હોઈને તેને માટે વપરાયેલ શૂદ્ર શબ્દ ગુણવાચક છે તે પાછળથી એને ક્ષત્રિયત્વની પ્રાપ્તિ થઈ હતી એ કેમ જાણવું? તો चैत्ररथेन लिंगात्=ચિત્ર એટલે મિશ્રિત એવા મિશ્રિત વીર્યથી ઉપજેલા ખચ્ચરોથી યુક્ત જેનો રથ તે ચિત્રરથ કહેવાય ચિત્રરથને જ ચૈત્રરથ કહેવાય છે તેના રથથી આ ગો હતો એ લક્ષણે ઉપરની વાત સિદ્ધ થાય છે

જાનશ્રુતિ જો શૂદ્રકુળમાં ન જન્મ્યા હોત તો બાદમાં તેમને ક્ષત્રિયત્વની પ્રાપ્તિ ન થાત! ક્ષત્રિય હોય તેને ક્ષત્રિયતાની પાછળથી પ્રાપ્તિ કેવી રીતે થાય? ઉલટું જે પૂર્વે ક્ષત્રિય ન હોય ને ક્ષત્રિયના ગુણો સંપાદિત

કરે તો પાછળથી તે ક્ષત્રિય પદવી પામે-રાજા જાનશ્રુતિ તેવા હતા તે પહેલા શૂદ્ર-પછી રાજા થતા ક્ષાત્ર-ધર્મો દ્વારા પ્રજાનુ પાલન કર્યુ અને તે યોગ્યતા દ્વારા ક્ષત્રિયત્વને પામ્યા મહાભારત પણ સાક્ષી પૂરે છે કે-**न विशेषोऽस्ति वर्णाना सर्वं ब्राह्ममिदं जगत् । ब्रह्मणापूर्वसृष्टं हि कर्मभिर्वर्णता गतम्** જુદા જુદા વર્ણોમા કોઈ તફાવત નથી આ બધુય જગત બ્રાહ્મણ જ છે પરબ્રહ્મે એને પહેલા સરજ્યુ પછી કર્મો દ્વારા જુદા જુદા વર્ણોને પામ્યુ (**महा० भा० शान्ति० १८८-१०**) ઉપરાત ખચ્ચર જોડેલા રથને ચૈત્રરથ કહેવામા આવે છે કહે છે કે **रथस्तु अश्वतरीयुक्त चित्रइत्यभिधीयते**-બીજી ઠેકાણે એ રથનો ક્ષત્રિય સાથે સબધ જોવામા આવે છે આથી અહીં પણ એવા રથનો વાપરનાર ક્ષત્રિય હોવો જોઈએ એમ નિગતે કહી શકાય છે મહાભારતના વનપર્વમા ક્ષત્રિયનો ચિત્રરથ સાથે સબધ જોવામા આવે છે ત્યા આવુ વચન છે કે-**चत्वारस्त्वा गर्दभाः सवहन्तु श्रेष्ठाश्वतर्य. हरयो वातरहा' । तैस्त्व याहि क्षत्रियस्यैष वाहो ममेव धार्यौ न तवै तौ हि विधि**-(**महा० भा० वन० १२-९३**) આથી ચૈત્રરથરૂપી લિગ દ્વારા જાનશ્રુતિ પાછળથી ક્ષત્રિય બન્યા હતા, એ સિદ્ધ થાય છે ॥ ૩૫ ॥

જો જાનશ્રુતિ શૂદ્ર જ હતો તો પછી ગ્રહ્યુવા રૈકવે તેને ઉપનયન સસ્કાર કેમ ન આપ્યો? ઉપનયન સસ્કાર તો વિદ્યાનુ અગ છે ને? જવાબ વાળતા સૂત્રકાર કહે છે –

## संस्कारपरामर्शात् तदभावाभिलापाच्च ॥ ३६ ॥

સસ્કાર=ઉપનયન સસ્કારનો શાસ્ત્રના અધ્યયન સાથે સબધ હોવાથી અને તદ્દભિ०=વિદ્યાગ્રહણમા તેનો ઉપનયન સસ્કારનો અભાવ પણ કહેલો હોવાથી તેને ઉપનયન સસ્કાર ન આપ્યો

ઉપનયન સસ્કારના બે પ્રકાર છે એક શાસ્ત્રગ્રહણના અગ તરીકે અને બીજો બ્રહ્મવિદ્યા ગ્રહણના અગ તરીકે તેમા જે પહેલો-શાસ્ત્ર ગ્રહણ અગેનો ઉપનયન સસ્કાર છે તેને માટે નિયમ છે બીજાને માટે-અર્થાત્ બ્રહ્મવિદ્યા માટે ઉપનયન સસ્કાર હોવો જ જોઈએ એવો નિયમ નથી શાસ્ત્રમાં બન્ને પ્રકારના વચનો જોવામા આવે છે **त ह उपनिन्ये** (**शत० ११-५-३-१३**) આ વાકયમા ઉપનયન જોવામા આવે છે તો **तान् ह अनुपनीय पतदुवाच** ( **छा० ५-११-७** ) મા તેનો અભાવ જોવામા આવે છે, જો આ અગે નિયમ જ હોત તો આવા વિકલ્પો ન હોત ! સાચી વાત

તો એ છે કે બ્રહ્મવિદ્યા માટે સાધન સંપત્તિ અનિવાર્ય છે, ઉપનયન વગેરે નહીં. અને એ વિવેક-વિરાગ-સંપત્તિ જાનશ્રુતિમાં પુષ્કળ પ્રમાણમાં હતી આથી તેના ઉપનયન સંસ્કારને માટે મહાત્મા રૈક્વને જરૂર ન લાગી. આમ શાસ્ત્ર-બ્રહ્મવિદ્યામાં સૌનો-મનુષ્યમાત્રનો અધિકાર અબાધિત છે. ॥ ૩૬ ॥

શૂદ્રનો શાસ્ત્રાધિકાર અબાધિત છે એમ વર્ણવ્યું. સાથે સાથે શૂદ્ર શબ્દ ગુણવાચી છે એ દર્શાવ્યું. હવે એ જ વિષયમાં અજ્ઞાતકુલધર્મો સત્યકામ જાબાલનું ઉદાહરણ આપતાં કહે છે-

## तदभावनिर्धारणे च प्रवृत्तेः ॥ ३७ ॥

ચ=આ શબ્દ પૂર્વોક્ત વિષયના સમર્થનમાં બીજું પણ ઉદાહરણ છે એ જણાવનારો છે. तदभावनिर्धारणे=શાસ્ત્રના અધ્યયનમાં જે પ્રતિબંધો-અનૃત ભાષણ વગેરે પ્રતિબંધો છે તેમનો અભાવ સત્યકામ જાબાલમાં નિશ્ચિત થતાં प्रवृत्तेः=હારિદ્રુમત ગૌતમની તેના અધ્યાપનની પ્રવૃત્તિ થયેલી જોઈને નક્કી થાય છે કે શાસ્ત્રમાં શૂદ્રનો પણ અધિકાર છે જ.

છાંદોગ્યમાં સત્યકામ જાબાલનું ઉદાહરણ આવે છે. સત્યકામ જાબાલ ગુરુ કને જાય છે. ગુરુ તેને તેના ગોત્રાદિ વિષે પૂછે છે. શિષ્ય ગોત્ર વગેરેથી અણજાણ છે. પણ તેણે ગુરુદેવ સમક્ષ તેની માતાએ જે કહ્યું હતું તે યથાર્થપણે કશું પણ છુપાવ્યા વિના જેમનું તેમ કહી સંભળાવ્યું. ત્યારે વિચારશીલ ગુરુદેવે વિચાર્યું કે "અબ્રાહ્મણ" હોય તે આવું સત્ય કહી ન શકે. કેમકે સત્ય તો દેવવ્રત છે एतद्धि वै देवा व्रतं चरन्ति यत् सत्यम्-સત્યરૂપી વ્રત તો દેવો આચરે છે. (શત૦ ૧-૧૧૧-૫) સત્યચિન્તન અને સત્યવચન જો શાસ્ત્રમાં અધિકાર ન દેતાં હોય તો બીજું કોણ આપી શકે? પરમેશ્વર સદૈવ સત્યપક્ષપાતી છે. સ્વયં સત્ય સ્વરૂપ છે માનવોમાં પૂર્ણસત્યની સેવા દુર્લભ હોય છે. શાસ્ત્રનો બોલ છે કે- कोऽर्हति मनुष्यः सर्वं सत्यं वदितुम् । सत्यसंहिता वै देवाः । असत्यसंहिता वै मनुष्याः - કયો માનવ પૂરું સત્ય કહેવા સમર્થ છે? સત્ય સાથે ભળેલા તો દેવો છે. અનૃત સાથે ભળેલા નક્કી મનુષ્યો છે. (एत॰ ब्रा० १-१-६) સત્યકામ જાબાલમાં આ વિરલ સત્યભક્તિ નિહાળી ગુરુદેવે-ઉદારહૃદયી આચાર્યે તેનું બ્રાહ્મણત્વ જાહેર કર્યું! આવાં સત્ય આર્જવ વગેરે સાધનોથી ભરપૂર એવા તે બાળકને જોઈને ગુરુદેવે એક સનાતન અને હિંમતભર્યો નિર્ણય આપ્યો કે समिधं सोम्य! आहर, त्वामहमुपनेष्ये, न त्वं सत्यादगाः-

હે પ્રિયદર્શન! અભિધા લાવ તને હું ઉપનયન આપુ. કેમકે તુ સત્યથી આઘે ગયો નથી આમ બ્રહ્મવિદ્યામા સત્યાદિ ગુણસમ્પત્તિનો ઉત્કર્ષ જરૂરી છે, અનિવાર્ય છે, વર્ણવિશેષમા જન્મ નહીં ઉપરાંત શૂદ્રજન્મા કવષ ઐલૂષ -દાસીપુત્ર મહીદાસ અતરેય જેવાઓ જો વેદના વિભાગના દ્રષ્ટા હોય તો પછી આજના તેમના બંધુઓ અને આપણાં સ્વજનો-એવા શૂદ્રોનો શો અપરાધ છે? માનવતાનો ખોલ શાસ્ત્રો ઉથાપી ન શકે! આથી બ્રાહ્મણની માફક શૂદ્રોનો પણ અધિકાર છે ॥ ૩૭ ॥

આના જ સમર્થનમા હેત્વન્તર રજૂ કરતા પુન: કહે છે –

**श्रवणाध्ययनार्थप्रतिषेधात् स्मृतेश्च ॥ ३८ ॥**

શ્રવણ०=એક કહે અને બીજો સુણે તે શ્રવણ સ્વય ગુરૂમુખે ભણવુ તે અધ્યયન અને શાસ્ત્રવિહિત કર્માનુષ્ઠાન તે અર્થ અધિકારના પ્રયોજક સત્ય-આર્જવ-બ્રહ્મચર્યાદિનો અભાવમા શાસ્ત્રનુ શ્રવણ અધ્યયન, તથા કર્માનુષ્ઠાનનો પ્રતિષેધ હોવાથી ચ=તથા સ્મૃતે= તેનો નિષેધ કરનારી સ્મૃતિ પણ હોવાથી તે ગુણસંપન્ન હોય તો બ્રાહ્મણ વગેરેની માફક શૂદ્રનો પણ શાસ્ત્રમા અધિકાર છે

અધિકાર ગુણપ્રયોજિત હોય છે જેનામા ગુણસંપત્તિ હોય તે શૂદ્ર હોય તોપણ અધિકારી છે જેનામા તે ન હોય તે બ્રાહ્મણ પણ અનધિકારી જ છે આવા ગુણહીનનો તો શાસ્ત્રમા સ્વય પ્રતિષેધ છે શ્રુતિ કહે છે કે – **नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा** પુન:-અશાન્તને કે, શિષ્ય કે પુત્ર વિનાનાને, આપવુ નહીં (શ્વે० ૬-૨૨) **न एतद् अचीर्णव्रतोऽधीते** (મું० ૩-૨-૧૧) **न पाप. पुरुष: याज्य** -પાપી પુરુષને યજન ન કરાવવુ (ऐ० ब्रा० ४-५-३) અર્થાત્ ગુણસંપત્તિહીન પુરુષ શ્રવણ-અધ્યયન-કર્માનુષ્ઠાનમા અધિકારી નથી સ્મૃતિ પણ સૂર પૂરાવે છે કે -**विद्या हवे ब्राह्मण माजगाम गोपायमा, शेवधिष्टेऽहमस्मि । असूयकायानृजवेऽयताय न मा ब्रूया वीर्यवती तथा स्याम्**-વિદ્યાદેવી સાચે જ બ્રાહ્મણ કને પહોંચી અને કહ્યુ-મારૂ રક્ષણ કર હુ તારો સાચો ખજાનો છુ અદેખા, કુટિલ, અસયમી આગળ મને ન કહીશ, તે રીતે હુ વીર્યશાલિની થઈશ (નિ० ૨-૧-૪) આમ ગુણપ્રકર્ષનો ભાવાભાવ, અધિકારનો નિર્ણાયક છે વર્ણવિશેષમા જન્મ નહીં ઉપરાંત પરમાત્મા સૌની સાધારણ સંપત્તિ છે અને આથી પરમાત્માને લગતી વિદ્યા કોઈ એકનો ઇજારો ન હોઈ શકે અન્તુ સૌનો અધિકાર છે એટલુ બતાવવુ એ જ તાત્પર્ય છે ॥ ૩૮ ॥

આમ પ્રાસંગિક અધિકાર પ્રકરણ સમાપ્ત થયુ. પુન પૂર્વ પ્રકરણનુ અનુસંધાન કરતા અધિકરણાન્તર રચતા આચાર્યશ્રી કહે છે –

## प्राणः कम्पनात् ॥ ३९ ॥

"બ્રહ્મ" અધિકાર પ્રાપ્ત છે. कम्पनात्=કંપન એટલે પ્રાણન-જીવન; અર્થાત્ જીવન ક્રિયામાં હેતુરૂપ હોઈને प्राणः=બ્રહ્મ પ્રાણ છે. ॥ ૩૯ ॥

કઠોપનિષદમાં અંગુષ્ઠમાત્ર પુરૂષના વર્ણનમાં મન્ત્ર છે કે–यदिदं किञ्च जगत्सर्वं प्राणे एजति निःसृतम् । महद् भयं वज्र उद्यतं ये एतद् विदुः अमृतास्ते भवन्ति । પ્રાણનાં કમ્પમાત્રે આ બધું જે કંઈ છે તે જગત નીસર્યું છે. મહાભયરૂપ એ ઉગામેલું માનો વજ્ર છે. જેઓ એને જાણે છે તે અમૃત થાય છે. (કઠ० ૨–૩–૨) અહીં વપરાયેલો પ્રાણ શબ્દ વાયુવાચક કે ઈન્દ્રવાચક નથી, પણ પરમાત્માનો જ વાચક છે. કેમકે સ્થાવર જંગમને જીવન દેવામાં પરમાત્મા જ સમર્થ છે. આ જીવનદાનરૂપી કંપન, પ્રાણને પરમાત્મા જ ઠરાવે છે. શ્રુતિઓ કહે છે:– यस्मात् प्राणन्ति भुवनानि विश्वा ( अथ० १३–३–६३ ) स उ प्राणस्य प्राणः ( के० १–२ ) न प्राणेन न अपानेन मर्त्यो जीवति कश्चन । इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ( कठ० ६–७ ) कोह्येव अन्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् ? ( ऐति० २८–७ ) प्राणस्य प्राणम्–જેનાથી બધાં ભુવનો પ્રાણક્રિયા કરે છે. (अथर्व० ૧૩–૩–૩૩) તે નિશ્ચય પ્રાણનો પણ પ્રાણ છે. પ્રાણ કે અપાનથી કોઈ માનવી જીવતો નથી, કોઈ બીજાથી જ તે જીવે છે. જેના એ પ્રાણ–અપાન આશ્રિત છે. (કઠ ૫–૫) કોણ પ્રાણ લેત–કોણ શ્વાસોચ્છવાસ લેત જો આ આકાશ આનન્દરૂપ ન હોત તો? (तैति० ૨૭) પ્રાણનો પ્રાણ (बृ० ૪–૪–૧૮) આમ પ્રાણ પરમાત્મવાચક છે.

ઉપરાંત કંપન એટલે જો ભય પમાડનાર એવો અર્થ કરીએ તો તે અર્થમાં પણ પરમાત્મા જ પ્રાણ ઠરે છે. પરમાત્માના દંડભયે સ્થાવર જંગમ પોતપોતાની મર્યાદામાં પ્રતિપળ વર્તી રહ્યાં છે. આમ કંપન જો ભયજનનના અર્થમાં હોય તોપણ પ્રાણ પ્રભુવાચક જ થાય છે. શ્રુતિઓ કહે છે:-भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः–એના ભયથી અગ્નિ તપે છે. સૂર્ય તપે છે, એના ભયથી ઈન્દ્ર અને વાયુ અને પાંચમું મોત દોડે છે. (क०૬–૩) ઉપરાંત भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्माद् अग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः–એની બીકે પવન વાય છે, સૂરજ ઊગે છે અગ્નિ અને ઈન્દ્ર અને પાંચમું મૃત્યુ એના ભયથી દોડે છે. (तै० ૨–૮)

વેદમાં પણ સાક્ષાત્ પરમાત્માનું આ ભીમકાંત સૌન્દર્ય બતાવ્યું છે. **यस्माद् इन्द्राद् बृहत: किञ्चनेमृते विश्वान्यस्मिन् सम्भृताधि वीर्या। जठरे सोमं तन्वी सहो महो हस्ते वज्रं भरति शीर्षणि क्रतुम्**:-જે સૌથી મહાન ઇન્દ્રના સિવાયની કોઈ પણ વસ્તુ નથી તે ઇન્દ્રમાં સમસ્ત શક્તિઓ એકઠી થઈને રહી છે. પેટમાં સૌ અન્નોનો રાજા અન્ન, શરીરમાં મહાન બળ, હાથમાં તલવાર, અને મસ્તકમાં જ્ઞાન ઉદારતા રાખે છે. (ऋ० २-६-१७-२) **अहं रुद्राय धनुरातनोमि ब्रह्मद्विषे शरवे हन्त वा** ઉ-હું સજ્જનોને રડાવનારને માટે, વિદ્વાનોના દ્વેષી માટે, અને નિર્દોષ તીર ચલાવનારને માટે ધનુષ્યને ખેંચનાર છું. (ऋ० ८-७-१२-६) **स वज्रभृद् दस्युहा भीमउग्रः सहस्रचेताः शतनीथ ऋभ्वा**-તે વજ્ર ધારણ કરનાર, દસ્યુઓને મારનાર, ભયંકર અને ઉગ્ર, સર્વજ્ઞ વગેરે (ऋ० १-७-१०-१२) આથી પ્રાણનક્રિયાનો હેતુ અને સૌને ભય પમાડનાર પરમાત્મા પ્રાણ શબ્દનો વાચક છે. ॥ ૩૯ ॥

જેમ પ્રાણ તેમ જ્યોતિ શબ્દની પ્રવૃત્તિ પણ પરમાત્મા છે એનું નિયમન બતાવતા કહે છે:-

## ज्योतिः दर्शनात् ॥ ४० ॥ ૪૦

અત્ર અધિકાર પ્રાપ્ત છે. दर्शनात् દર્શન એટલે પ્રકાશન=જે પ્રકાશનને લઈને ज्योति =જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક છે.

ઉપનિષદોમાં ક્યાંક ક્યાંક જ્યોતિઃ શબ્દ પરમાત્માનો વાચક પણ છે. પ્રકાશનને લઈને સૂર્યાદિની પેરે બ્રહ્મ પણ જ્યોતિ કહેવાય છે. તેમાં બ્રહ્મ એ મુખ્ય જ્યોતિ છે. સૂર્યાદિ ગૌણ છે કેમકે સૂર્યાદિની જ્યોતિનો આધાર-=પ્રકાશક પણ બ્રહ્મજ્યોતિ છે, **हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम्। तच्छुभ्रं ज्योतिषां ज्योतिः तद् यद् आत्मविदो विदुः। न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनु** *भाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति* (मुं. २-२--९-१०) **एष उ एव भामनी एष हि सर्वेषु लोकेषु भाति** (छां० ४-१५-४) **तद् देवा ज्योतिषां ज्योतिः** (बृ० ४-४=१५) **येन सूर्यस्तपति तेजसेद्धः** (तै० ब्रा० ३-१२-९) **यदादित्यगतं तेजो जगद् भासयतेऽखिलम्। यच्चन्द्रमसि यच्चाग्नौ तत् तेजो विद्धि मामकम्** (गीता० १५-२) સોનેરી પરમ કોશમાં નિષ્કલ અને વિરજ બ્રહ્મ છે. તે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, જ્યોતિઓની જ્યોતિ છે. એ તે છે જેને આત્માના જાણકારો જાણે છે. ત્યાં સૂર્ય ચમકતો નથી

તો પછી આ અગ્નિ તો ક્યાથી જ ચમકે? ચમકતા એવા તેની પાછળ પાછળ આ બધુ ચમકે છે તેના ભાસે આ બધુ વિશેષરૂપે ચમકે છે (મુ૦ ૨-૨-૯-૧૦) એજ છે નિશ્ચય ભામની એ જ સમસ્ત લોકમા ચમકે છે (છા૦ ૪-૧૫-૪) તેને જ્યોતિની જ્યોતિઓને દેવા (બૃ૦ ૪-૪-૧૬) જેના તેજે સળગેલો સૂર્ય તપે છે (तै ब्रा० ૩-૧૨-૯) જે સૂર્યમા રહેલુ તેજ જગતને ભાસિત કરે છે અને જે ચન્દ્રમા તથા અગ્નિમા છે તે તેજ તુ મારૂ જાણ. (गीता० ૧૫-૧૨) આથી જ્યોતિ શબ્દ બ્રહ્મવાચક જાણવો રહ્યો ॥ ૪૦ ॥

તેજ મુજબ આકાશ શબ્દ પણ પરબ્રહ્મનો વાચક હોય છે એમ બતાવતા કહે છે

## आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् ॥ ४१ ॥

અત્ર અધિકાર પ્રાપ્ત છે अर्थान्तरत्वादिव्यपदेशात्=સૌ પદાર્થોની અદર હોવાપણુ વગેરેનો નિર્દેશ-ઉપદેશ હોવાથી आकाश=આકાશ શબ્દ બ્રહ્મપરાયણ છે સૂત્રમા 'આદિ' થી અસગતા-સૂક્ષ્મતા વગેરે છે એમ જાણવુ

જેમ સર્વગતપણુ-અસગપણુ ભૌતિક આકાશમા છે તેમ પરમાત્મામા પણ છે અને આ અર્થયોગે આકાશ શબ્દ પરમાત્માનો વાચક છે ભૂતાકાશમા સર્વગતપણુ વગેરે સાપેક્ષ છે પરમાત્મામા તે નિરપેક્ષ છે શ્રુતિઓ વારવાર આ વાતની ઘોષણા કરે જ છે स ओतश्च प्रोतश्च विभु प्रजासु। તે વિભુ પ્રજાઓમા ઓતપ્રોત છે (यजु० ૩૨-૮) सर्वात्मान सर्वगत विभुत्वात्-વિભુ હોઇને સૌના આત્મારૂપ અને સર્વવ્યાપીને (श्वे० ૩-૨૧) असगो नहि सज्जते-અસગ હોઇને એ ચોટતો નથી (बृ० ૪-૪-૨૨) सूक्ष्माच्चतत्सूक्ष्मतर विभाति-સૂક્ષ્મથી પણ તે વધારે સૂક્ષ્મ ચમકી રહ્યુ છે (मु० ૩-૧-૭) આથી આ બધા અર્થયોગે આકાશ શબ્દ પરબ્રહ્મ પરમેશ્વરનો વાચક છે ॥ ૪૧ ॥

પરમાત્મા અસગ છે, અસસારી છે-આવુ સૂચન, આકાશ શબ્દ પરમેશ્વર વાચક છે એવુ પ્રસિદ્ધ કરતા કર્યુ તેને જ વ્યવસ્થિતરૂપે રજૂ કરતા કહે છે –

## सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ॥ ४२ ॥

અત્ર અધિકૃત છે व्यपदेशात् એટલો શબ્દ પૂર્વસૂત્રમાથી અનુવર્તિત કરવો રહે છે सुषुप्त्यु=સુષુપ્તિ એટલે ગાઢ નિદ્રા ઉત્ક્રાન્તિ એટલે શરીરમાથી નિર્ગમન કરવાની ક્રિયા-મરણ. એ બન્નેમા भेदेन-જીવાત્માનો ભેદથી ઉપદેશ કરવામા આવેલો હોવાને તે પરબ્રહ્મ પરમાત્મા અસગ છે-અસસારી છે એમ સિદ્ધ થાય છે

બૃહદારણ્યકમાં છઠ્ઠા પ્રપાઠકમાં "कतम" आत्मेति-**योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तः ज्योतिः पुरुषः** કયો છે આત્મા ? તો જે આ પ્રાણોમાં હૃદયની અંદર જ્યોતિ સ્વરૂપ વિજ્ઞાનમય પુરુષ છે તે. (બૃ૦ ૪-૩-૭) આ રીતે શરૂઆત કરી વારવાર આત્માને લગતી મીમાંસા કરવામાં આવી છે. તો એ મીમાંસા જીવાત્મપરાયણ જ છે કે પરમાત્મપરાયણ છે એ સંશય છે. જીવાત્માને લગતી જ એ મીમાંસા છે એમ ઉપક્રમ અને ઉપસંહાર જોતાં લાગે છે. ઉપક્રમ શરૂમાં "**योऽयं विज्ञानमयः प्राणेषु**" આ કહ્યું છે, અને એ જીવાત્મા માટે જ બંધબેસતું છે. ઉપરાંત ઉપસંહારમાં **स वा एष महान अजः आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु**-તે નિશ્ચય આ મહાન અજન્મા આત્મા જે આ પ્રાણોમાં વિજ્ઞાનમય-(બૃ૦ ૪-૪-૨૨) એ પણ જીવાત્મગોચર વચન જ છે. ઉપરાંત મધ્યમાં જાગ્રત વગેરે અવસ્થામાં વિહાર વર્ણવ્યો છે તે પણ જીવાત્મપક્ષે જ ઉચિત લેખાય ! આથી અહીં શ્રુતિ જીવાત્મપરાયણ વ્યાખ્યાન કરવા માંગે છે એ સ્પષ્ટ છે. આમ પ્રાપ્ત થતાં ઉત્તરપક્ષી કહે છે કે આ બરાબર નથી. અહીં પરમાત્મપરાયણ વ્યાખ્યાન જ હોઇ શકે છે. અને તેમાં આ સૂત્ર હેતુરૂપે આપે છે. સુષુપ્તિ અને ઉત્ક્રાન્તિ એ બન્ને અવસ્થામાં જીવાત્મા કરતાં પરમાત્મા ભિન્ન છે એવો અહીં ઉપદેશ છે. અને આથી અહીં પરમાત્માને લગતું જ પ્રવચન છે. સુષુપ્તિ અવસ્થામાં પરમાત્મા અને જીવાત્માના ભેદનો ઉલ્લેખ કરતાં શ્રુતિ કહે છેઃ-**अयं पुरुषः प्राज्ञेन आत्मना संपरिष्वक्तः न बाह्यं किंचन वेद नान्तरम्**-આ પુરુષ પ્રાજ્ઞ પુરુષ વડે-પરમાત્મા વડે ભેટાયેલ હોઇને બહારનું કે અંદરનું કશું જાણતો નથી. (બૃ૦ ૪-૩-૨૧) અહીં જેનો ઉલ્લેખ છે તે પુરુષ જીવાત્મા હોઈ શકે છે. કારણ કે જેને બાહ્ય અને આંતર સંવેદન થતું હોય તેને માટે **न किंचन वेद** એવો પ્રતિષેધ કરી શકાય ! પરમાત્મા તો પ્રાજ્ઞ છે, તેને તેની સર્વજ્ઞતારૂપી પ્રજ્ઞાનો કદી વિયોગ થતો નથી. તે ઉપરાંત ઉત્ક્રાન્તિનું વર્ણન કરતાં કહે છેઃ-**अयं शारीर आत्मा प्राज्ञेनात्मना न्वारूढः उत्सर्जन् याति**-આ શરીરમાં રહેલો આત્મા પ્રાજ્ઞ આત્માથી અધિષ્ઠિત હોઇને આ શરીરનો ત્યાગ કરતાં જાય છે. (બૃ૦ ૪-૩-૩૫) અહીં પણ જીવ અને પરમાત્માનો ભેદ ઉલ્લેખ છે, શરીરનો સ્વામી હોઇને અહીં જીવ સંભવે છે. પ્રાજ્ઞ પરમાત્મા તો તેનો લે જ છે. આમ આ બન્ને અવસ્થામાં ભિન્ન તરીકે ઉપદેશ જોવામાં આવતો હોઇને પરમેશ્વરનો જ અહીં ઉલ્લેખ ઇષ્ટ છે.

અને અહીં જીવ શિવનો ભેદ કહેવો કે સિદ્ધ કરવો એ સૂત્રકારનો આશય નથી. સૂત્રમાં જીવશિવનો ભેદ તો

લોકપ્રસિદ્ધ બુદ્ધિથી સ્વીકારીને તે જ જીવનું અંતે શિવપણું બતાવવા માટે છે. કેમકે योऽयं विज्ञानमयः વગેરે દ્વારા જો જીવનો ઉલ્લેખ કર્યો છે–તો ध्यायतीव लेलायतीव વગેરે શબ્દો દ્વારા તે ધર્મોનું નિરાકરણ પણ અંતે કર્યું છે. આથી શરૂઆતમાં જે સંસારી જેવો છે તે જ અંતે एष महान् अजः आत्मा છે એ સિદ્ધ કરવા માટે સંસારિત્વનો સ્વીકાર કરી તેનો અન્તે નિષેધ કર્યો છે. જાગ્રતાદિ અવસ્થાઓને લઈને આત્માનું અવસ્થાપણું કે સંસારીપણું અહીં સિદ્ધ કરવાનો યત્ન નથી. પણ તે દ્વારા તેનાથી વિરૂદ્ધ જ સાધવું ઈષ્ટ છે. કેમકે એ સંવાદમાં વાર વાર "अत उर्ध्व विमोक्षाय ब्रूहि હવે આગળ મુક્તિ માટેનું તત્વજ્ઞાન કરો એવો પ્રશ્ન છે. અને अनन्वागनस्तेन भवति, असंगोह्ययं पुरुष.– તેના વડે ન અનુસરાયેલ હોય છે. કેમકે આ પુરૂષ અસંગ છે. (બૃ૦ ૪-૩-૧૪-૧૫) 'એવો વારવાર જવાબ છે. ઉપરાંત अनन्वागत पुण्येनानन्यागतं पापेन तीर्णो हितदा सर्वान् शोकान् हृदयस्य भवति– પુણ્ય અને પાપથી ન અનુસરાયેલ હોય છે. કેમકે તે વેળા હૃદયના સમસ્ત શોકોને એ તરી ગએલ હોય છે. (બૃ૦ ૪-૩-૨૨) એવો ઉલ્લેખ છે. આથી અસંસારિપણું–આત્માનું અસંગપણું બતાવવું એ જ એ પ્રકરણનું ધ્યેય છે. અને એવો તો પરમાત્મા જ છે. માટે અહીં પરમાત્મ-પરાયણ શ્રુતિ વ્યાખ્યાન છે એ જાણવું રહ્યું. ॥ ૪૨ ॥

ઉપરોક્ત વાતને દૃઢ કરતાં બીજો હેતુ આપે છે કેઃ–

## पत्यादिशब्देभ्यः ॥ ४३ ॥

पत्यादि=પતિ આદિ શબ્દોના પ્રયોગથી પણ નક્કી થાય છે કે અહીં અસંસારી પરમાત્માનો જ ઉપદેશ છે. ॥ ૪૩ ॥

આ પ્રકરણમાં વપરાયેલા પતિ વગેરે શબ્દો અસંસારી પરમાત્માને પ્રતિપાદિત કરનારા છે અને સંસારી સ્વભાવનો પ્રતિષેધ કરનારા છે. "सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः" વાક્યમાં વશી–ઇશાન–અધિપતિ વગેરે શબ્દો અસંસારીનું જ પ્રતિપાદન કરનારા છે. ઉપરાંત स न साधुना कर्मणा भूयान् नो एवासाधुना कनीयान् વગેરે શબ્દો તેના સંસારીપણાનો પ્રતિષેધ કરનારા છે. અને આથી અહીંનો સંદર્ભ પરમેશ્વર–પરબ્રહ્મપરાયણ જ છે. જીવાત્મા પરમાત્માનો ભેદ બતાવનારો નથી. અર્થાત્ પરમાત્મા અસંસારી છે. અસંગ છે એ સિદ્ધ થાય છે. ॥ ૪૪ ॥

इति साधनभाष्ये प्रथमाध्याये तृतीयः पादः ।

ॐ

## अथ प्रथमाऽध्याये चतुर्थः पादः

અત્યાર સુધીમાં બ્રહ્મ જિજ્ઞાસ્ય છે એ સિદ્ધ કરવા માટે કેટલાં! સંશયગ્રસ્ત, સ્પષ્ટ અને અસ્પષ્ટ બ્રહ્મલિંગથી યુક્ત શ્રુતિનાં વાક્યોને વિચાર થયો! પરબ્રહ્મ પરમાત્મા સ્વયં બધી રીતે આ જગતનું કારણ છે–ઉપાદાન કારણ પણ એ જ છે, નિમિત્ત કારણ પણ એ જ છે. એકી વખતે એ બન્ને કેવી રીતે હોઈ શકે એ જ માનવબુદ્ધિને પડકારરૂપ છે. માનવ દૃષ્ટાન્ત ઉપરથી સિદ્ધાન્તને સિદ્ધ કરતાં શીખ્યો છે. પોતાની બુદ્ધિ થાકે ત્યાં સુધી તેને દોડાવતાં એ ભણ્યો છે. અને આથી એ ઘણી વખત પોતાની બુદ્ધિની મર્યાદાઓને વીસરી ગયો છે અને જાય છે. કાર્યકારણ ભાવના અમુક નિયમો એણે જોયા–અને આથી તે નિયમો જ છેવટ સુધી ચાલવા જ જોઈએ એવો એ આગ્રહ રાખતાં પણ શીખ્યો છે. પણ કાર્યકારણ ભાવના નિયમોને પણ મર્યાદા છે એ વાત એ આગ્રહમાં ભૂલે છે. તાર્કિક બુદ્ધિને હંફાવે તે જ ભગવાનની–પરબ્રહ્મની મહાન માયા શક્તિ છે. અને આથી બુદ્ધિગમ્ય જગતમાં પણ કેટલીક એવી વાતો છે કે જે બુદ્ધિને બહેરી બનાવી દે છે–તેને લકવામય કરી મૂકે છે–તેને તેની મર્યાદાનું નિર્લજ્જપણે પણ સ્પષ્ટ ભાન કરાવી દે છે! જગતનું કારણ શું એ એક એવો જ કોયડો છે. એ એકી વખતે એટલી બધી ઉપપત્તિઓ સામે લાવીને હાજર કરે છે કે એમાંથી એકનો પણ સ્વીકાર કરીએ તો તે બુદ્ધિને પૂર્ણ નિર્દોષ લાગતી નથી. બ્રહ્મ જો ઉપાદાન કારણ હોય તો જગતમાં જડતા ક્યાંથી આવી? કેમકે બ્રહ્મ તો ચેતન છે. જો પ્રકૃતિને ઉપાદાન માનીએ તો જગતમાં એ સૌનું કારણ થઈ શકે નહીં, કેમકે સૌમાં તો ચેતનનો પણ સમાવેશ થાય છે અને જડમાંથી તો ચેતન ઉપજે નહીં. ઉપરાંત બ્રહ્મ જો નિમિત્ત કારણ જ હોય તો બુદ્ધિનો અત્યાચાર એમ કહેવા પ્રેરે છે કે ઉપાદાન સાથે નિમિત્ત કારણ એક ઠેકાણે કાર્યમાં વસી શકતું નથી. અને જેમ માટી, ઘડામાં, તેમ કુંભાર તેમાં પ્રવેશી શકતો નથી. તો કુંભારની માફક પરમેશ્વર પણ કાર્યમાં વ્યાપી ન શકે તો પછી જડમાં ચેતન ભરાયું કેવી રીતે? ચેતન પરમાત્મા તો કોઈ સાતમા આસમાનમાં જ રહેતો હોવો જોઈએ એમ અકામે પણ માનવું પડે અને એમ માનીએ તો ઘોટાળાઓની પરંપરા જ જન્મે! આમ જ્યાં સુધી કેવળ તાર્કિક બુદ્ધિને ઉચ્છૃંખલપણે છૂટી મૂકીએ ત્યાં સુધી એ આપણને નિઃશંક ન કરી શકે! અને જીવનમાં નિઃશંકતા સિવાય સમાધાન કેમ થાય? આથી એક જ ઉકેલ બાકી રહે છે અને તે એ કે પરમાત્મામાં

સ્વરૂપ વિરોધી એવી, વિચિત્ર બુદ્ધિને હંફાવે-પડકાર કરે એવી શક્તિઓ છે! અને માનવબુદ્ધિ અમુક હદ સુધી જ કાર્યકારણ ભાવને નિર્બાધપણે પકડી કે વળગી નહી શકે છે ત્યારબાદ તેણે પરમાત્માની વિચિત્ર-વામપૃષ્ઠ પાણીમા ધૂળ ઉડાડનારી અને ગળાબૂડ રેતીના રણમા પાણી બતાવનારી વૈચિત્ર માયા શક્તિનો સ્વીકાર કરવો જ પડે છે અને એ સ્વીકાર કરતા પણ તેના મનને પૂર્ણ સમાધાન થતુ નથી પૂર્ણ સમાધાન કોઈ પણ રીતે થતુ જ નથી એમ પણ નથી એ થાય છે, પણ તે સાક્ષાત્કારની ઉચ્ચતમ ભૂમિકા ઉપર એ ભૂમિકા ઉપર આરૂઢ થતા જ હૃદયગ્રંથિનુ ભેદન, સંશય જાળનુ છેદન, અને કર્મબન્ધનનુ વિમોચન થઈ, માનવ જીવતાજીવ કૃતકૃત્ય થાય છે આથી અનુક્રમમા જ પરિણમે છે છેવટે બ્રહ્મવિદ્યા-સંપૂર્ણ સમાધાન ત્યા જ પ્રકટે છે એ ન મળે ત્યા સુધી યાવદ્બુદ્ધિબલોદય માનવે તર્કની સહાય લઈને જ્યા સુધી જવાય ત્યા સુધી દૃઢપણે પરવરવુ જોઈએ પરમાત્મા સર્વથા આ જગતનુ એકમાત્ર કારણ છે-એ દૃઢ થાય ત્યા સુધીમા વ્યવસ્થા ખાતર ઉપાદાન નિમિત્ત વગેરે કારણોનો સ્વીકાર કરવામા કશો જ વાધો નથી-એ બુદ્ધિનુ ભૂષણ છે, દૂષણ નથી આથી એક જ પરમાત્મા ઉપાદાન અને નિમિત્ત વગેરે કેવી રીતે છે એ સૂચક રીતે સમજાવવા હવે પછીના કેટલાક શ્રુતિવાક્યોની વિચારણા શરૂ થાય છે કેવળ બુદ્ધિની મર્યાદા સ્વીકારવી જોઈએ અને પરમાત્માની પરમાત્મતા માટે પણ અવકાશ રાખવો જોઈએ આથી કેટલાક કારણવાદમા અવશિષ્ટ શ્રુતિવાક્યોની વિચારણા માટે હવે પછીના પાદની પ્રવૃત્તિ છે તે પૈકી સ્વતન્ત્રપણે પ્રકૃતિ જગતનુ કારણ થઈ શકતી નથી એ દર્શાવતા કહે છે –

## आनुमानिकमप्येकेषामितिचेन्न शरीररूपकविन्यस्त गृहीतेः दर्शयति च ॥ १ ॥

एकेषां-આથર્વણિકોના आनुमानिक अपि=અનુમાન એટલે અહીં આર્ષ સ્મરણ એ આર્ષસ્મરણ દ્વારા વિશેષરૂપે વિસ્તારથી નિરૂપિત થયેલુ પ્રકૃતિ નામનુ પ્રધાનતત્ત્વ પણ (બ્રહ્મની પેરે એવો અપિ" નો અર્થ છે) સ્વતન્ત્રપણે જગતના જન્માદિનુ કારણ થઈ શકે इति चेत्-એમ જો કહો તો न-એ બરાબર નથી કેમ? તો હેતુ દેતા કહે છે – शरीररूपकविन्यस्तगृहीतेः = રૂપક એટલે દૃષ્ટાન્ત અર્થાત્ દૃષ્ટાન્ત દ્વારા વિન્યસ્ત એટલે નિરૂપિત-પ્રતિપાદિત જે પ્રકૃતિરૂપી પ્રધાનતત્ત્વ તેનુ ગ્રહણ થતુ હોવાથી दर्शयति च=અને શ્રુતિ પણ બતાવે છે સિદ્ધ કરે છે

અર્થાત્ જગતનુ કારણ પરબ્રહ્મ પરમાત્મા છે એ સિદ્ધાન્તના ઉપર અહીં આક્ષેપ છે બ્રહ્મ જગતનુ કારણ હોય એ યોગ્ય નથી કેમકે પ્રકૃતિ-

પ્રધાન પણ સ્વતંત્રપણે જગતનું કારણ થવાની યોગ્યતા ધરાવે છે. અને આ વાત અથર્વ શાખાના મુંડકઉપનિષદે જ કહી છે. મુંડક શ્રુતિ કહે છે કેઃ–यथा सुदीप्तात् पावकात् विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपाः। तथाऽक्षराद् विविधाः सोम्य । भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति–જેમ ઠીક પ્રજ્વલિત અગ્નિમાંથી એકરૂપ હજારો તણખાઓ જન્મે છે, તેમ હે સોમ્ય! અક્ષર બ્રહ્મમાંથી વિવિધ ભાવો પ્રકટે છે અને તેમાં લીન થાય છે. (મું૦ ૨–૧–૧) આ શ્રુતિમાં 'અક્ષર' તત્ત્વમાંથી સમસ્ત ભાવોને પ્રકટતા અને પ્રલીન થતા કહેવામાં આવે છે. અને અહીં અક્ષરનો અર્થ પ્રકૃતિ જ લેવો પડે છે. કારણ કે અક્ષરનો અર્થ પરબ્રહ્મ પરમાત્મા એવો લેવા જઈએ તો શ્રુતિમાં જે **सरूपाः** એવું વિશેષણ આપ્યું છે તે ઘટે નહીં. બ્રહ્મ ચેતન છે અને જગતના પદાર્થો તો જડ છે! ચેતનમાંથી જડ કેવી રીતે જન્મે? જડમાંથી જડનો સંભવ ખરો! અને આથી જગત બ્રહ્મથી વિરૂપ છે. અને એ કારણે અહીં અક્ષર શબ્દ બ્રહ્મવાચક ન હોઈ શકે. અને પરિશેષે એ પ્રકૃતિવાચક જ ગણાય. ઉપરાંત જેમાંથી ભાવોનો ઉદ્ભવ અને જેમાં ઉપસંહાર તેજ કારણ તરીકે લેખાય! અને અક્ષરમાંથી ભાવોનો ભાવાભાવ ભણતી આ શ્રુતિ આમ પ્રકૃતિને જ જગતનાં કારણ તરીકે–સ્વતંત્ર કારણ તરીકે ધરે છે. ઉપરાંત આગળ **अक्षरात् परतः परः**—પ્રકૃતિથી પર જે પુરૂષ તેનાથી પણ પર—(મું૦ ૨–૧–૨) એવો પ્રયોગ છે. અક્ષરથી અક્ષર તો પર હોય નહીં. અને અહીં તો અક્ષરથી પર તત્ત્વ કહ્યુ છે. આથી પણ અહીં અક્ષર શબ્દનો પ્રકૃતિ એવો અર્થ જ બલાત્ પણ લેવો પડે! આથી મુંડકશ્રુતિ પ્રધાન–પ્રકૃતિને જ જગતના સ્વતંત્ર કારણ તરીકે વર્ણવતી હોઈને બ્રહ્મકારણવાદ ઘટતો નથી. આમ પૂર્વપક્ષ થયો.

આનો જવાબ વાળતાં સિદ્ધાન્તી કહે છે બરાબર નથી. કારણ તો પરબ્રહ્મ પરમાત્મા જ છે! અહીં પ્રકૃતિનું કારણત્વ સ્વતંત્રપણે કહેવું ઉદ્દિષ્ટ નથી. જો એમ હોય તો તો બ્રહ્મ કારણ ન થાત. પણ અહીં તો શરીરનાં દૃષ્ટાન્ત દ્વારા તેનો ઉલ્લેખ છે. પ્રકૃતિને શ્રુત્યન્તરમાં શરીરનાં દૃષ્ટાન્ત તરીકે વર્ણવી છે. અને શરીર દૃષ્ટાન્તે કહેવાયેલી પ્રકૃતિનું જ અહીં પુનર્નિરૂપણ છે. પ્રકૃતિ કે પ્રધાન તો માનો પરમાત્માનું શરીર છે. કરોળીઆનું શરીર જેમ આત્માથી અધિરૂઢ થયેલું હોઈને તન્તુનું કારણ બને છે, જેમ આપણું શરીર આત્માથી અધિષ્ઠિત હોઈને કેશ રોમ વગેરેનું કારણ બને છે તેમ પરબ્રહ્મ અધિષ્ઠિત થયેલું પ્રધાન જગજ્જન્માદિનુ કારણ કહેવાય છે. અર્થાત્ સ્વતંત્રપણે પ્રકૃતિની કોઈ તાકાત નથી કે તે જગન્નિર્માણ કરે. પરમાત્માની શક્તિ હોઇને પરમાત્માના ઇક્ષણથી તે સમસ્ત

ચરાચરને જન્માવે તેમાં પરમાત્મા દુભાતા નથી. પરમાત્મા જ પોતાની શક્તિ દ્વારા વર્તી રહ્યા છે. અને આથી અહીં સ્વતંત્રપણે પ્રકૃતિ કારણ નથી. પરમેશ્વર દ્વારા કારણ બને તો તેમાં પરમાત્માનું ભૂષણ છે. દૂષણ નથી. શ્રુતિ કહે છે કેઃ–यथा ऊर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यां ओषधय संभवन्ति। यथा सतः पुरुषात् केशलोमानि, तथा अक्षरात् संभवति इह विश्वम्–જેમ કરોળીઓ પોતાનામાંથી જાળ જન્માવી ઉપસંહરે છે, જેમ પૃથ્વીમાંથી ઓષધિઓ સંભવે છે, જેમ જીવતા પુરુષમાંથી કેશ લોમ વગેરે જન્મે છે, તેમ અક્ષર બ્રહ્મમાંથી આ વિશ્વ જન્મે છે. (મું૦ ૧–૧–૭) અહીં ઉર્ણનાભિ વગેરે દ્વારા તન્તુ આદિની ઉત્પત્તિ વગેરે વર્ણવી છે. પણ તે તે ઉત્પત્તિ ચેતનાધિષ્ઠિત છે. આથી સ્વતંત્રપણે પ્રકૃતિ જગત્ જન્માદિનું કારણ થઈ શકતી નથી. ઈશ્વર દ્વારા થાય તો તે છેવટે ઈશ્વરનો જ મહિમા સિદ્ધ કરે છે. અને આથી સ્વતંત્રપણે પ્રકૃતિ જગત્ કારણ નથી. આથી પરબ્રહ્મ પરમાત્મા જ "जन्माद्यस्य यतः" માં બતાવેલું કારણ–અધીય જગતનું કારણ સિદ્ધ થાય છે. ॥ ૧ ॥

અહીં શંકા ઉઠાવી સમાધાન કરતાં કહે છે કે.–

## सूक्ष्मं तु तदर्हत्वात् ॥ २ ॥

"આનુમાનિકમ્" આટલા શબ્દને પૂર્વસૂત્રમાંથી ખેંચી લેવો. તુ=શબ્દ સ્થૂલનું વ્યાવર્તન કરે છે. तत्=આનુમાનિક પ્રધાન सूक्ष्मं=નિરવયવ છે કેમકે अर्हत्वात्=કાર્યમાત્રનુ કારણ થવાની યોગ્યતા તો જ કલ્પી શકાય.

પ્રધાન–પ્રકૃતિ એ પરમાત્માના શરીર જેવું છે એમ ઉપર કહ્યું. તો શરીર તો સ્થૂલ હોય! અને સ્થૂલ હોય તો તે કાર્ય જ ગણાય. કારણ તરીકે એ ન હોઈ શકે! આ છે શંકા–તેનું સમાધાન છે આ સૂત્રમાં. સિદ્ધાન્તી કહે છે કે દૃષ્ટાન્ત સર્વથા દાર્ષ્ટાન્તિક સાથે મળતું જ આવે એવો નિયમ નથી. ચન્દ્રાનન કહીએ એટલે મુખ અને ચંદ્ર બંને તદ્દન સરખાં જ થઈ જતાં નથી! અમુક સમાન ધર્મનો સામ્યમાં ઉપયોગ હોય! તેમ અહીં પ્રધાનને શરીર સાથે સરખાવ્યું એટલે તે શરીર જેવું જ બધી રીતે કલ્પવું એવો અર્થ થતો નથી! એ તો માત્ર ખ્યાલ આપવા પૂરતું જ સમજવાનું છે! મહદાદિ કાર્યનું તે જ કારણ હોઈ શકે જે તેમના કરતાં સૂક્ષ્મ હોય અને સ્થૂલ એટલે સાવયવ–અને સૂક્ષ્મ એટલે નિરવયવ. અને મહદાદિ કાર્યનું કારણ હોય ને હોવું જ જોઈએ તો તે નિરવયવ જ હોઈ શકે. અને કાર્યકારણભાવની પરંપરા ક્યાંક

તો અટકવી જ જોઈએ. એ જ્યાં અટકે તે જ સૂક્ષ્મ પ્રકૃતિ. **मूले मूलाभावा-दमूलं मूलम्** (સાં૦ १-६-७) એવું સૂત્ર પણ છે. આથી એ પ્રધાનતત્ત્વ સૂક્ષ્મતમ એટલે નિરવયવ છે. એવું જ એ હોવું ઘટે, માટે શંકા અસ્થાને છે. પ્રકૃતિ કરતાં પણ સૂક્ષ્મ છે, જીવ અને પરમાત્મા. પણ અહીં તો ઉપાદાન કારણની દૃષ્ટિએ તર્કની મર્યાદામાં વિચાર ચાલે છે. અને એ દૃષ્ટિએ તો પ્રકૃતિમાં જ કાર્યકારણ ભાવની સૂક્ષ્મતાની અવધિ છે. આથી પરમાત્માનું જ પ્રકૃતિ દ્વારા પણ કારણપણું સિદ્ધ થાય છે. ॥ २ ॥

કારણમીમાંસામાં જે સ્વતન્ત્ર હોય–પોતાના કાર્યની ઉત્પત્તિમાં સ્વતન્ત્ર હોય તે જ કારણ તરીકે કલ્પી શકાય! પ્રકૃતિ જો શરીર જેવી છે તો તે પરાધીન જ છે! અને પરાધીન છતાં જે વસ્તુ જે વસ્તુને પેદા કરે છે તે સ્વાધીન હોય તો પણ પેદા કરી જ શકે! કેમકે તેને પેદા કરવાની તેનામાં શક્તિ છે. જો શક્તિ ન હોય તો, પરાધીન હોય તો પણ ન પેદા કરી શકે! આથી સ્વતંત્રપણે જ પ્રકૃતિ જગત્ ઉત્પત્તિમાં કેમ કારણ ન મનાવી ઘટે? જવાબ આપતાં કહે છેઃ–

## तदधीनत्वादर्थवत् ॥ ३ ॥

"આનુમાનિક" એટલા શબ્દનું અનુવર્તન કરી લેવું તદધીનત્વાત્=બ્રહ્મને અધીન હોઇને આનુમાનિક પ્રધાન અર્થવત્=સપ્રયોજન થાય છે

પ્રાણીમાત્રના ભોગાપવર્ગરૂપી અર્થની સિદ્ધિ માટે જગતની રચના છે. અને આ ભોગાપવર્ગરૂપી અર્થ ચેતનના અધિષ્ઠાન વિના–ચેતનના નિરંતર સાવધાન–ખબરદાર નિરીક્ષણ કે નિયમન વિના સાંભળી ન શકે. અબજો જીવોને ભોગાપવર્ગનું પીરસણ અતિચેતનનો કારભાર સૂચવે છે. આથી કેવળ, સ્વતંત્ર, જડ પ્રધાન તે કરવા સ્વતંત્રપણે શક્તિમાન થઈ શકે નહીં! આથી ચેતનના નિયમન નીચે–શાસન નીચે જ, એ ચેતનની જ શક્તિ સ્વરૂપ, પ્રધાન, એ બધુંય–જગતનો ભોગાપવર્ગનાં દાનરૂપી કારભાર કરી શકે, સ્વતંત્રપણે નહીં. આથી સ્વતંત્રપણે પ્રધાન કે પ્રકૃતિ કારણરૂપ થઈ શકે નહીં ॥ ३ ॥

આજ વાતને સમર્થિત કરતાં બીજો હેતુ આપતાં કહે છેઃ—

## ज्ञेयत्वावचनाच्च ॥ ४ ॥

"આનુમાનિક" અને "તદધીન" એ બે પદાર્થોની યથાસંભવ અનુવૃત્તિ કરી લેવી. પૂર્વને જ સિદ્ધ કરનારો આ બીજો હેતુ છે એ "च" કાર બતાવે છે. ज्ञेयत्वावचनात्= જ્ઞેય તરીકે તેનુ કથન ન હોઇને પણ સ્વતંત્રરીતે પ્રધાન કારણ હોઇ શકતું નથી

જગતનું જે સ્વતંત્રપણે કારણ હોય તે જ્ઞેય તરીકે અવશ્ય હોય! કેમકે સ્વતંત્ર કારણના જ્ઞાનમાં મોક્ષ છૂપાયો છે. પ્રધાન જો સ્વતંત્રપણે કારણ હોત તો જ્ઞેય તરીકે શ્રુતિએ તેને કહ્યું હોત, પણ તેવું કર્યું નથી. ઉપરાંત પરબ્રહ્મ પરમાત્મા તો જ્ઞેય તરીકે સાક્ષાત્ વર્ણવાય છે. આથી સ્વતંત્રપણે પ્રધાન કારણ હોઈ શકતું નથી. यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि-जीवन्ति यत् प्रयन्ति अभिसंविशन्ति तद् विजिज्ञासस्व तद्ब्रह्म—જેમાંથી આ ભૂતો નિશ્ચય જન્મે છે, જેના વડે જન્મેલાં જીવે છે, જેમાં જતાં એવાં ભૂતો પ્રવેશે છે–તે જાણ તે બ્રહ્મ છે. (તૈ૦ ૩–૧) આ શ્રુતિ બ્રહ્મને જ્ઞેય તરીકે વર્ણવે છે. કેટલીક શ્રુતિઓમાં કવચિત્ પ્રધાન જ કારણ હોય એવો ભાસ થવા સંભવ છે, પણ તે સ્વતંત્રપણે કારણ છે એવું પ્રતિપાદિત કરતી નથી. બ્રહ્મના અધિષ્ઠાને જ તેમ થતું હોય છે. આથી સ્વતંત્રપણે પ્રધાન જગત્કારણ હોઈ શકતું નથી. ॥૪॥

અહીં શંકા ઉઠાવી સમાધાન દેતાં આચાર્ય કહે છેઃ–

**वदतीति चेन्न प्राज्ञो हि प्रकरणात् ॥ ५ ॥** પ્રકરણાત્

"આનુમાનિક" આગલા શબ્દનું અનુવર્તન જાણવું. वदति=શ્રુતિ આનુમાનિક પ્રધાનને જ્ઞેય તરીકે વર્ણવે છે. इतिचेत्=એમ જો કહેતા હોય તો न=એ કહેવું બરાબર નથી. हि=કારણ કે प्राज्ञः=ત્યાં પરમાત્મા જ જ્ઞેય તરીકે છે કેમકે प्रकरणात्=પ્રક્રિયાથી તેમ સિદ્ધ થાય છે.

શ્રુતિમાં પ્રધાનને પણ જ્ઞેય તરીકે વર્ણવ્યું છે. અને આથી તે જ સ્વતંત્રપણે જગતનું કારણ કેમ નહીં કહેવાય? अशब्दमस्पर्शमरूपमव्ययम् तथाऽरसं नित्यमगन्धवच्चयत्। अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात् प्रमुच्यते–તે શબ્દ–સ્પર્શ–રૂપ–રસ–વિનાનું છે. અવ્યય અને નિત્ય છે. તે અનાદિ અનંત છે. ધ્રુવ છે, મહત્ કરતાં પર છે. તેનો સાક્ષાત્કાર કર્યે મૃત્યુના મોંમાંથી છેવટનો છૂટે છે. (कठ० ૩–૧૫) આ શ્રુતિ પ્રધાનને જ્ઞેય તરીકે વર્ણવે છે. અને આ શ્રુતિમાં પ્રધાન જ ઉદ્દિષ્ટ લાગે છે કેમકે શબ્દ સ્પર્શ વગેરે ગુણોથી રહિત અને महतः परं ध्रुवं તત્ત્વ તો પ્રધાન જ છે ને? મહત્ શબ્દ મહત્તત્ત્વનો વાચક છે. એનેજ–સમષ્ટિ બુદ્ધિ તત્ત્વને જ=મહત્તત્ત્વને જ ઉપનિષદના ઋષિઓ ब्रह्म તરીકે વર્ણવે છે–યોગીઓ એને लिंगमात्रम् કહે છે. આ મહત્તત્ત્વથી પર તો પ્રધાન જ છે એ પ્રસિદ્ધ છે. પ્રધાન અવ્યક્ત–અવ્યાકૃત–માયા–પ્રકૃતિ

વગેરે સમાનાર્થ વાચક શબ્દો છે. અને જે પ્રસિદ્ધ હોય તેને ઓળંગી જઈ શકાય નહીં માટે પ્રધાન પણ જ્ઞેય તરીકે શ્રુતિ સંમત હોઈને જગતનું સ્વતંત્રપણે કારણ હોઈ શકે છે.

આ પૂર્વપક્ષને જવાબ દેતાં સિદ્ધાન્તી કહે છે કે આપનું માનવું બરાબર નથી. આપે કહી તે શ્રુતિ પરમેશ્વરપરાયણ છે. કેમકે પ્રકરણું છે પરબ્રહ્મ પરમાત્માનું અને પ્રાકરણિકનો જ પરામર્શ યોગ્ય. જોર શોરપૂર્વક પરબ્રહ્મ પરમાત્માને એ પ્રકરણમાં પ્રકૃતિ અને જીવાત્માથી પર તરીકે સ્થાપીને ત્યારબાદ **यच्छेद् वाङ्मनसी** વગેરે વાક્યો દ્વારા તેના સાક્ષાત્કારના સાધન તરીકે યોગનું વર્ણન કરી, શ્રુતિ ફળશ્રવણ કરાવે છે કેઃ-**निचाय्य तत् मृत्युमुखात् प्रमुच्यते।** (कठ० ૩-૧૫) આ મૃત્યુના મુખમાંથી મુક્તિ પરમાત્મ જ્ઞાનનું જ ફળ છે. બીજા કોઈના સાક્ષાત્કારનું એ ફળ હોઈ શકતું નથી! ઉપરાંત 'महत्' શબ્દ અહીં તેના કારણનો-પ્રકૃતિ કે પ્રધાનનો વાચક સમજવાનો છે કારણમાં કાર્ય કે કાર્યમાં કારણવાચક શબ્દોનો પ્રયોગ અનેક વેળા શ્રુતિ સ્મૃતિઓમાં થાય છે! અને પ્રધાન તો પ્રધાનથી પર ન હોઈ શકે. આથી અહીં જ્ઞેય તરીકે પરમાત્મા જ છે અને આથી આનુમાનિક પ્રધાન સ્વતંત્રપણે જગતના જન્માદિનું કારણ નથી. ॥ ૫ ॥

પરમાત્મા જ ત્યાં જ્ઞેય છે એ સાધવા બીજી યુક્તિ બતાવે છે કેઃ-

## त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६ ॥

एवं च=અને આમ-પરમાત્મા પરબ્રહ્મ જ્યારે જ્ઞેય તરીકે છે તો त्रयाणामेव= ત્રણનો જ-ચોથાને લગતો નહીં એવો एव કારનો અર્થ છે. અર્થાત્ અગ્નિ-જીવ અને પરમાત્માનો જ उपन्यास=પ્રશ્નોતરીરૂપે ઉપન્યાસ છે च प्रश्नः=અને પૃચ્છા-એ બને સુસંગત થાય છે.

કઠોપનિષદમાં આરંભથી અંત સુધી જોશો તો અગ્નિ, જીવ, અને પરમાત્મા-એ ત્રણ પદાર્થો અંગે જ પ્રશ્ન અને પ્રતિવચન જોવા મળે છે. *न त्वं अग्निं स्वर्ग्यं* વગેરે-સ્વર્ગના સાધનરૂપ તે અગ્નિ વિદ્યાને-(कठ० ૧-૧૩) અહીં અગ્નિવિષયક પ્રશ્ન છે. **येयं प्रेते विचिकित्सा मनुष्ये**-જે આ મરેલા માણસની બાબતમાં શંકા છે-(कठ० ૧-૨૦) વગેરે વાક્યમાં જીવાત્માને લગતો અને **अन्यत्र धर्मादन्यत्राधर्मात्**-ધર્મ અને અધર્મથી ભિન્ન (कठ० ૨-૧૪) વગેરે પરમાત્માના સંબંધે પ્રશ્ન છે. તેજ મુજબ ઉત્તર પણ જોવામાં આવે છે. **लोकादिमग्निंतमुवाच**-લોકના કારણ રૂપ અગ્નિવિદ્યાને (कठ० ૧-૧૫) વગેરે અગ્નિને લગતો ઉત્તર છે. **न**

साम्परायः प्रतिभाति बालम् વગેરે–અસંસ્કારીને મૃત્યુ પછીના લોક સમજાતા નથી. (કઠ૦ ૨–૬) પરોક્ષ રીતે જીવને લગતું–अणो रणीयान् महतो महीयान्–અણુથી અણુ અને મહાનથી મહાનને (કઠ૦ ૨–૨૦) પ્રત્યક્ષ રીતે પરમ તત્ત્વને લગતું પ્રતિવચન છે. આ સિવાય કોઈ ચોથાને લગતો પ્રશ્ન જ નથી. જો પ્રશ્ન હોત તો પ્રતિવચન ઘટે! अशब्दमस्पर्श વગેરે જો પ્રધાનના સમર્થક હોત તો તેને લગતો પ્રશ્ન પણ હોવો જોઇતો હતો, પણ નથી. અને આથી અહીં આનુમાનિક પ્રધાન જ્ઞેય તરીકે હોઈ શકતું નથી.

ઉપરાંત કદાચ કોઈ એમ શંકા કરે કે અહીં જ્ઞેય તરીકે પ્રાજ્ઞનો સંભવ નથી. કેમકે વરદાનનો અભાવ હોઈને પ્રશ્નના ઉત્થાનનો જ સંભવ નથી. નચિકેતાને યમદેવે ત્રણ વરદાન દીધાં. તેમાં પ્રથમ વરદાને પિતાનું સૌમનસ્ય, બીજાએ અગ્નિવિદ્યા અને ત્રીજા દ્વારા અધ્યાત્મવિદ્યા નચિકેતાએ માંગ્યાં! ચોથું વરદાન જ નથી. અને આથી પ્રાજ્ઞને લગતો પ્રશ્ન જ નથી! અને વરદાનના અભાવમાં પણ પ્રતિવચનની ઉત્પત્તિ માટે જો अन्यत्रधर्मात् વગેરે દ્વારા પ્રશ્ન ઉઠાવવો પડતો હોય તો પછી પ્રાજ્ઞભાવે પણ अशब्दमस्पर्शमां પ્રધાનને લગતું આ અપૂર્વ પ્રતિવચન કેમ નહીં સ્વીકારવું ? માટે અહીં આનુમાનિક પ્રધાન જ સ્વીકારવું જોઇએ. તો આ વાત બરાબર નથી. કેમકે વરદાનના અભાવમાં પણ પ્રશ્નનું ઉત્થાન સંભવે છે. જીવાત્મા અને પરમાત્મા બન્ને આત્મા છે અને આત્મા હોઈને જીવાત્માને લગતા પ્રશ્નથી પરમાત્માને લગતો પ્રશ્ન પણ આપ મેળે જ આવી જાય છે. અને આથી તેની જ્ઞેયતાને કોઈ બાધા આવતી નથી. પ્રધાનનું સાધક કોઈ અહીં ચિહ્ન નથી. પરમાત્માનું સાધક તો છે. અને આથી સ્વતંત્રપણે પ્રધાનનું કારણત્વ સિદ્ધ થતું નથી. ॥૬॥

સ્વતંત્રપણે પ્રધાન જગતનું કારણ થઈ શકતું નથી. બ્રહ્મની શક્તિ તરીકે બ્રહ્મને અધીન રહીને જ થઈ શકે એમ દાખલો દેતાં કહે છે કેઃ–

**महद्वच्च ॥૭॥**

"आनुमानिक"—આટલા શબ્દનું અનુવર્તન સમજવું. "च" શબ્દ વડે ઉભય પ્રકારની ઇન્દ્રિયોનો સમુચ્ચય ઇષ્ટ છે महद्वच्च=અહીં કાર્યના અર્થમાં કારણનો પ્રયોગ છે, મન એ ઉભય ઇન્દ્રિયનું, તેમ આનુમાનિક પ્રધાન જગતનું કારણ થાય એમ જાણવું જોઇએ.

અહીં "महत्" શબ્દ મનોવાચક છે. પ્રધાન–પ્રકૃતિનું પ્રથમ પરિણામ આમ મહત્ કહેવાય છે. આથી આ મહત્ શબ્દ અહીં પોતાના જ કાર્યરૂપ

અહંકારમાંથી ઉપજતાં મનનો વાચક છે. એ મન જેમ પુરુષને અધીન હોઈને પ્રમાણ વગેરે વૃત્તિઓનું કારણ બને છે, અને એ મનને અધીન રહીને જેમ જ્ઞાન અને કર્મની ઇન્દ્રિયો, દર્શન વગેરે ક્રિયાઓનું કારણ થાય છે. સ્વાધીનપણે કે સ્વતંત્રપણે કારણ નથી તેમ પ્રધાન પણ પરમાત્માને અધીન રહીને જગતના જન્માદિનું કારણ છે, પણ સ્વતંત્રપણે નહીં. અને એવા પ્રધાન દ્વારા જો પરમાત્મા કામ લેતા હોય તો તે તેનો મહાવિભવ છે. કેમકે છેવટે તો સર્વતંત્ર સ્વતંત્ર તે જ છે. આથી પ્રધાન પણ પ્રભુની જ શક્તિ હોઈને છેવટે જગજ્જન્માદિનું કારણ તો પરમાત્મા જ છે. સ્વતંત્રપણે પ્રધાન તેનું કારણ નથી. ॥૭॥

હવે કહેલી વાતને જ દૃઢ કરવા માટે સમાનાર્થ ઇતર શ્રુતિનો વિચાર કરતાં પૂર્વપક્ષ રચે છે કેઃ—

## चमसवद् अविशेषात् ॥८॥

આનુમાનિકં—આટલાનું અનુવર્તન સમજવું. चमसवत्=જેમ વિશેષપણે પ્રતિપાદિત ન કરેલું હોઈને 'ચમસ' શબ્દ દ્વારા સોમપાત્ર સમજાય છે, તેમ अविशेषात्=વિશેષરૂપે પ્રતિપાદિત ન કરેલું હોઈ ન=આનુમાનિક પ્રધાન સ્વતંત્રપણે જગતનું કારણ છે એમ સમજાય છે

શ્વેતાશ્વતર ઉપનિષદમાં શ્રુતિઓલ છે કેઃ–अजामेकां लोहित शुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः॥ अजोह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगां अजोऽन्यः–અનેક પ્રકારની એકરૂપ પ્રજાને સરજનારી લાલ-ધોળી-કાળી એક અજા છે. તેને સેવતો એક અજ, તેની પાછળ સુવે છે. અને ભુક્ત–ભોગા=ભોગવાઈ ચૂકયો છે ભોગ જેનો, એવી તે અજાને, બીજો અજ છોડી દે છે. (શ્વે૦ ૪–૫)

આ શ્રુતિ અંગે સંશય છે કે અહીં જગતના કારણ તરીકે વર્ણવેલી અજા સ્વતંત્રપણે જગત્કારણ છે કે એ અજા તે પરમાત્માને અધીન તેની શક્તિ છે! સ્વતંત્રપણે અજા કારણ છે એવો પૂર્વપક્ષ છે, બ્રહ્માધીન છે એવો સિદ્ધાન્ત છે.

તો પૂર્વપક્ષી કહે છે કે અહીં અજા સ્વતંત્રપણે કારણ છે કેમકે અહીં સ્વતંત્ર પ્રત્યય દ્વારા તેનો નિર્દેશ છે. કર્તા વિભક્તિનો પ્રત્યય સ્વતંત્ર પ્રત્યય છે. જો સ્વતંત્રપણે કારણ ન હોય તેનો કર્તાપ્રત્યય દ્વારા ઉલ્લેખ થઈ શકે નહીં. स्वतन्त्रः कर्ता (અષ્ટા૦ ૧-૪-૫૪) આવું વ્યાકરણ શાસ્ત્રનું સૂત્ર છે અને बह्वीः प्रजाः सृजमानां માં કર્તૃપ્રત્યયથી નિર્દેશ છે.

ઉપગત અહીં કોઈ પ્રયોજક હેતુનો નિર્દેશ પણ નથી કર્મની ઉપજ માટે ઉપજાવનારને જે યોજે-પ્રેરે તેને પ્રયોજક હેતુ કહે છે **तत्प्रयोजको हेतुश्च** ( અષ્ટા૦ ૧-૪-૫૫ ) આવુ પાણિનીય સૂત્ર છે અને સૃષ્ટિક્રિયાની ઉપજ માટે, તેને ઉપજાવનારી પ્રકૃતિનો યોજક પણ અહીં જોવામા આવતો નથી તો પછી અકસ્માત્ પ્રકૃતિનો કોઈ પ્રેરક માની લેવો, પ્રકૃતિને પરતંત્ર માની લેવી એ શોભાસ્પદ નથી આકસ્મિક કલ્પના વિદ્વાનોને માન્ય કેમ હોય? તો જેમ-**अर्वाग् विलश्चमस. अर्हिर्बुध्न्य** (બૃ૦ ૨-૨-૩) એ મંત્રમા કોઈ વિશેષનુ પ્રતિપાદન ન હોવાથી **चम्यते-भक्ष्यते** એવી વ્યુત્પત્તિના બળે 'ચમસ' એટલે સોમપાત્ર એવો અર્થ લઈ શકાય કેમકે-"**अर्वाक् बिलत्व**" વગેરે એવો અર્થ લેતા ઠીક ઠીક યોગ્ય રીતે બંધ બેસતા થઈ જાય છે તેમ "**अज**" શબ્દની **न जायते इति अजा** એવી વ્યુત્પત્તિ કરવાથી સનાતન પ્રકૃતિ સ્વતંત્રપણે જગતનુ કારણ છે એમ નિગતે લઈ શકાય! કારણ કે બન્નેમા વિશેષ પ્રતિપત્તિ ગેરહાજર છે બ્રહ્મને પરતંત્ર પ્રકૃતિ, જગત્ જન્માવે છે એવો વિશેષ નિર્દેશ તો અહીં છે નહીં અને આથી તે જ સ્વતંત્રપણે જગત્કારણ છે એમ માનતા કોણ અટકાવી શકે? આથી પરમાત્મા પરબ્રહ્મ જગતનુ કારણ છે એમ માનવુ મનાવવુ અત્યાચાર છે! આવો છે પૂર્વપક્ષ ॥ ૮ ॥

સિદ્ધાન્તી આ પૂર્વપક્ષને નિરુત્તર કરતા કહે છે -

**ज्योतिः उपक्रमा तु तथा ह्यधीयते एके ॥ ९ ॥**

તુ' શબ્દ પૂર્વપક્ષનો વ્યાવર્તક છે ज्योति उपक्रमा=જ્યોતિ એટલે પ્રકાશ એટલે કે અહીં સત્ત્વગુણ, તમોવાન જે ગુણત્રયની સામ્યાવસ્થાત્મિકા પ્રકૃતિ એટલે કે બ્રહ્મની શક્તિ અજ-તે અહીં જગત । મસ્ત્યુ તરીકે કહેવામા આવી છે हि કેમકે तथा તે રીતે-કહ્યુ તે રીતે अधीयते=ભણે છે-કહે છે, વાક્યશેષમા વાજસનેયિઓની પેરે કહે છે-एके=તે કેટલાક-માટે તે બ્રાહ્મી શક્તિ જ છે સ્વતંત્રપણે જગતની જનેતા નથી

જેમ વાજસનેયી કાણ્વો **अर्वाग् विलश्चमस ऊर्ध्वबुध्न** (બૃ૦ ૨-૨-૩) એ મંત્રમા ચમસની વિશેષ પ્રતિપત્તિ માટે તેના પ્રતિપાદક તરીકે વાક્ય શેષ રજૂ કરે છે કે **इद तत् शिर एष हि अर्वाग् बिल चमसः ऊर्ध्वबुध्न** –આ છે તે શિર–ચમચાના નીચા છિદ્રવાળુ–અને ઉપર માથાવાળુ– (બૃ૦ ૨-૨-૩) તેમ શ્વેતાશ્વતર શાખાના અનુયાયીઓ પણ **अजामेका** (શ્વે૦ ૪-૫) એ મંત્રમા, આ જાતની અજ-પ્રકૃતિ જગતનુ કારણ છે એમ વિશેષપણે પ્રતિપાદિત કરવા માટે વાક્યશેષમા ઉમેરે છે કે -**द्वा सुपर्णा सयुजा सखाया, समान वृक्षं परिषस्वजाते । तयोरन्य. पिप्पल स्वादु**

मत्ति अनश्नन् अन्यो अभिचाकशीति–બે સુંદર પાંખવાળાં સાથે રહેનારાં સખા પંખીઓ એક જ વૃક્ષને ભેટીને ઊભાં છે. તેમાંનું બીજું–જીવપંખી એ વૃક્ષના સ્વાદુફળ ખાય છે, ન ખાતું એવું બીજું પંખી–પરમાત્મા પંખી પોતાના કાર્યફળના આહારનો પ્રકાશ કરે છે. (શ્વે૦ ૪–૬) समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः। जुष्टं यदा पश्यति अन्यमीशं अस्य महिमानं इति वीतशोकः। સમાન વૃક્ષ ઉપર ડૂબી ગયેલો પુરુષ અનૈશ્વર્યને લઈને મોહ પામતો શોક કરે છે. જ્યારે બીજા–ઈશ્વરને પ્રસન્ન જુવે છે ત્યારે આ બધો તેનો મહિમા છે એમ સમજીને વીતશોક થાય છે. (શ્વે૦ ૪-૭) ઉપલા ઉદાહરણમાં "अनीशा" નો અર્થ પ્રકૃતિ એવો છે. આ મંત્રોમાં ભોગાપવર્ગદાતા પ્રકૃતિના ચાંચલ્યમાંથી પ્રભુ શરણે ગયેલ જીવમુક્ત થાય છે એવો ધ્વનિ છે; સ્વતંત્રપણે જો પ્રકૃતિ કારણવાદ માનવામાં આવે તો પ્રભુ શરણે ગયેલા જીવની મુક્તિ પ્રતિપાદિત કરવી શકય નથી. કારણ કે એ સ્વીકારતાં પ્રકૃતિનો કોઈ પ્રભુ જ રહેતો નથી. જ્યારે શ્રુતિ તો "जुष्टं यदा पश्यति अन्यं ईशं" આ શબ્દોમાં પ્રકૃતિથી ભિન્ન–અન્ય પરમાત્માને તેના ઈશ તરીકે સ્પષ્ટ બતાવે છે. "ઈશ"= સ્વામી. "સ્વ" વિના સ્વામી કેવી રીતે હોય! પ્રકૃતિ પરમાત્માનું સ્વ છે. અને આથી પ્રકૃતિનો તે સ્વામી હોઈને તેનો ઈશ છે. આમ પ્રકૃતિ પરમેશ્વરીય શક્તિ છે. અને પોતાની શક્તિ દ્વારા પરમાત્મા જગતનો જન્માદિ કરતો હોય તો તે શક્તિનો જ ખેલ નથી–પરમાત્માનો જ એ વિહાર છે. मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम्–માયાને પ્રકૃતિ જાણે અને માયાવીને મહેશ્વર જાણે. (શ્વે૦ ૪–૧૦) अक्षरात् परतः परः (મું૦ ૨-૧-૨) महतः परमव्यक्तं (કઠ૦ ૩-૧૧) एतस्मिन् नु खलु अक्षरे गार्गि आकाशः ओतश्च प्रोतश्च। પ્રકૃતિથી પર–જીવથી પર (મું૦ ૨–૧–૨) મહતથી પર અવ્યક્ત (કઠ૦ ૩–૧૧) આ અક્ષરમાં ખરે ગાર્ગી! આકાશ ઓતપ્રોત છે. (બૃ૦ ૩–૮–૧૧) વગેરે શ્રુતિ વાકયો પ્રકૃતિને પરમેશ્વરીય શક્તિ તરીકે જ વર્ણવે છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તો તેને માયા તરીકે સ્વીકારી પછી તે જ સત્ત્વાદિરૂપે છે એમ સ્પષ્ટ કહ્યું છે– "पराऽस्य शक्तिः विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च–એની પરાશક્તિ વિવિધ જ સાંભળવામાં આવે છે. સત્ત્વ–રજસ્ તમસરૂપી પ્રકૃતિ એની સ્વાભાવિક શક્તિ છે. (શ્વે૦ ૬–૮) ઉપલા ઉદાહરણમાં જ્ઞાન એટલે સત્ત્વ; બલ એટલે તમ; અને ક્રિયા એટલે રજસ–એ ત્રણની સામ્યાવસ્થા અને આ રીતે તેનો નિર્દેશ હોઈને તે પ્રકૃતિ સ્વતંત્રપણે જગતનું કારણ નથી. ઉપરાંત પ્રકૃતિનો કર્તા તરીકે નિર્દેશ પ્રયોજ્ય પ્રયોજકભાવે હોઈ શકે

છે. भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत्— ભોક્તા ભોગ્ય અને પ્રેરકને જાણીને કેમકે આ ત્રિવિધ-બધું બ્રહ્મ છે. (શ્વે૦ ૧-૧૨) આમાં પ્રભુનું પ્રયોજકપણું સ્પષ્ટપણે બતાવ્યું છે. અને આથી સ્વતંત્રપણે પ્રકૃતિ જગતનાં જન્માદિનું કારણ નથી. પરમાત્મા જ કારણ છે એ નિર્બાધ છે. ॥ ૯ ॥

પણ શંકાને કંઈ અવધિ છે? પૂર્વપક્ષી કહે છે કે આમ છતાં સ્વતંત્ર પ્રકૃતિ જ કારણ તરીકે અહીં હોઈ શકે છે. કેમકે પ્રકૃતિ અવ્યક્ત હોઇને લોહિતાદિરૂપે તેનો ઉપદેશ થાય તો તો વિરોધ ઉપજે! આનો ઉત્તર આપતાં કહે છે :—

## कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ॥ १० ॥

"ज्योतिरुपक्रमाया" આટલા શબ્દો છઠ્ઠી વિભક્તિપૂર્વક અનુવર્તિત જાણવા च નો અર્થ अपि જાણવો अविरोध એટલે સત્ત્વગુણ પ્રમુખ પ્રકૃતિનો લોહિત વગેરે વ્યક્તરૂપે ઉપદેશ છતાં વિરોધ નથી. કેમકે कल्पनोपदेशात्=એ તો સાદૃશ્યની કલ્પના દ્વારા ઉપદેશ છે. मध्वादिवत्=મધુ વગેરેની માફક.

असौ वा आदित्यः देवमधु—પેલો આદિત્ય દેવનું મધુ છે. (છાં૦ ૩-૧-૧) वाचं धेनुं उपासीत—વાણીને ધેનુરૂપે ઉપાસે. (બૃ૦ ૫-૮-૧) આવાં વાકયો શ્રુતિમા જોવામા આવે છે. સૂર્ય સૂર્ય જ છે તે દેવોનું મધુ કેવી રીતે થાય? છતા આદિત્યને અહીં દેવમધુ તરીકે કલ્પ્યું છે. વાણી વાણી જ છે એ ધેનુ કેવી રીતે બને? અને છતાં વાચાને અહીં ધેનુ કલ્પી છે. આ કલ્પના પાછળ આદર્શ છે. મધુ જેમ મીઠું છે–ત્રિદોષઘ્ન છે–તેમ આદિત્ય દેવોને માટે છે-અને આથી દેવ મધુ તરીકે તેનો ઉલ્લેખ છે. તે જ પ્રમાણે વાણીનો ધેનુ તરીકે ઉલ્લેખ જાણવો. તે જ પ્રમાણે અહીં અવ્યક્ત છતાં જગતના કારણરૂપ પ્રકૃતિનું અન્ન સાથે સામ્ય ભાળી તેનું અન્નરૂપે વર્ણન કરી તેને લોહિત-શુકલ-કૃષ્ણ તરીકે-વ્યક્ત રૂપે વર્ણવી છે. આ અદૃશ્યના પાયા ઉપર આવી કલ્પનામાત્ર છે. અને કલ્પના કરવા માત્રથી તો વસ્તુ પોતાનું વસ્તુપણું છોડી દેતી નથી. પ્રકૃતિનું અવ્યકતપણું વાસ્તવિક છે, કાલ્પનિક નથી. આથી આ કલ્પનાએ જ વ્યક્તરૂપે તેનો ઉપદેશ હોય તો પણ કોઇ વિરોધ નથી. આથી પરમાત્મા જ જગતના જન્માદિનું કારણ છે-સ્વતંત્ર પ્રકૃતિ નહીં એ સિદ્ધ થાય છે. ॥૧૦॥

શંકાની ગતિ નિરંકુશ છે. અને થતી શંકાને દબાવી દેવામાં આવે તો તત્ત્વજ્ઞાન પ્રસન્ન થતું નથી. આથી સમસ્ત શંકાના નિર્મૂલનપૂર્વક જ બ્રહ્મવિદ્યા પ્રવર્તે છે. અહીં શંકા એ થાય છે કે "અજાં एकां"—શ્રુતિમાં "એકાં" એ સંખ્યાવાચક શબ્દ વાપર્યો છે. અને "એકાં" એ શબ્દનો પ્રયોગ પ્રકૃતિને જ સ્વતંત્રપણે જગત્કારણ તરીકે ઉપસ્થાપિત કરે છે. કેમકે જે સ્વતંત્રપણે કારણ ન હોય તેને માટે "એક" એવું સંખ્યાવાચક વિશેષણ તર્કસંમત નથી. "એક" એવું વિશેષણ જેને લાગુ પડે તે કારણવાચક પદાર્થ હોય તો તે તેને સ્વતંત્રપણે કારણ તરીકે જ જાહેર કરે છે ઉપરાંત કારણાન્તરનું વ્યાવર્તન પણ કરે છે. આથી પરબ્રહ્મ પરમાત્મા જગતનું કારણ છે એ હજી અસિદ્ધ જ છે. આ શંકાનું નિરસન કરતાં કહે છે:—

## न संख्योपग्रहादपि नानाभावादतिरेकाच्च ॥ ११ ॥

"આનુમાનિકં આ શબ્દનું અનુવર્તન જાણવું. પૂર્વહેતુની અપેક્ષાએ અપિ અવ્યયનો પ્રયોગ છે. संख्योपसंग्रहादपि=એકત્વ સંખ્યાનો સ્વીકાર હોવા છતાં अपि=પણ न=આનુમાનિક પ્રધાન-પ્રકૃતિ જગતનું સ્વતંત્રપણે કારણ સિદ્ધ થતું નથી. કેમ? તો नानाभावात्=આગળ કારણનો નાનાભાવ-અનેક ભાવ બતાવ્યો હોવાથી च=અને તે ઉપરાંત अतिरेकात्=બૃહદારણ્યક ઉપનિષદમાં કાર્યસહિતની પ્રકૃતિ કરતાં પરબ્રહ્મ પરમેશ્વરને અતિરિક્ત બતાવ્યો હોવાથી.

જો ઉપર આગળ કારણનું નાનાપણું ન દર્શાવ્યું હોત તો એકત્વ વિશેષપણે પ્રકૃતિનું સ્વતંત્રપણે કારણત્વ બતાવી શકત પણ નાનાત્વ બતાવ્યું છે. શ્રુતિ કહે છે કે मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम्-માયાને તો પ્રકૃતિ જાણ-અને માયાવીને પરમેશ્વર-(શ્વે૦ ૪-૧૦) આ શ્રુતિમાં માયાના પ્રભુ તરીકે માયી પરમેશ્વરનો ઉલ્લેખ છે. અને આથી સ્વતંત્રપણે માયા વર્તી શક્તિ નથી. કેમકે માયા પરમાત્માને અધીન છે. જીવોને મોહ પમાડતી હોઈને પ્રકૃતિ જ માયા છે. આમ પરમેશ્વરને માયી તરીકે ઓળખાવતી શ્રુતિ પ્રકૃતિનું પરતંત્રપણું જ બતાવે છે. આથી સંખ્યા માત્રથી પ્રકૃતિ જગતનું સ્વતંત્રપણે કારણ થઈ શકતી નથી. ઉપરાંત પ્રકૃતિ, પરતંત્રે ભલે જગતનું કારણ થતી, સ્વતંત્રે નહીં એવું બૃહદારણ્યકનું સ્પષ્ટ વચન છે. यस्मिन् पञ्च पञ्चजनाः आकाशश्च प्रतिष्ठितः । तमेव मन्ये आत्मानं विद्वान् ब्रह्मामृतोऽमृतम्-જેમાં પાંચ પંચજનો અને આકાશ પ્રતિષ્ઠિત છે તેને જ હું આત્મા માનું છું એ અમૃત બ્રહ્મને જાણીને અમૃત થાય છે. (બૃ૦ ૪-૪-૧૭) અહીં यस्मिन्=પરમાત્મામાં-એવો જ અર્થ થાય કેમકે પાછળ तमेव मन्ये आत्मानं-અહીં यत् સર્વનામે જેનો નિર્દેશ કર્યો છે

તેનો જ પ્રધાનરૂપે પરામર્શ જોવામાં આવે છે અહીં સપ્તમી વિભક્તિ આધારના અર્થમાં છે અને આથી એ પ્રકૃતિનું પારવશ્ય-પરવશતા જ બતાવે છે શ્રુતિમાં તો "આકાશ" શબ્દ પ્રકૃતિનો વાચક છે અને આથી સ્વતંત્રપણે પ્રકૃતિ જગતનું કારણ નથી. જગતનું કારણ તો પરમાત્મા જ છે એ સિદ્ધ થાય છે ॥ ૧૧ ॥

તો ઉપરની બૃહદારણ્યક શ્રુતિમાં જે "पंच पंचजना." શબ્દ પ્રયોગ છે તે કોને માટે છે? પ્રસંગોપાત્ત નિર્ણય દેતા કહે છે –

## प्राणादयो वाक्यशेषात् ॥ १२ ॥

प्राणादयः=यस्मिन् पंच पंचजना (બૃ૦ ૪-૪-૧૭) આ વાક્યમાં પંચજન શબ્દે પ્રાણાદિ પાંચ વિવક્ષિત છે કેમકે वाक्यशेषात्=વાક્યશેષ એવું જણાવે છે

યદ્યપિ પંચજન શબ્દ માનવ માટે રૂઢ છે છતાં વાક્યશેષ દ્વારા એ માનવ સંબંધી પંચપ્રાણોનો અહીં વાચક છે અર્થાત્ અહીં લક્ષણા દ્વારા પાંચ પ્રાણ એવો અર્થ પંચજન શબ્દનો કરવો રહે છે તો એ વાક્યશેષ કયો? તો "प्राणस्य प्राण उत चक्षुषः चक्षुः उत श्रोतम्-પ્રાણનો પ્રાણ, અને આંખની આંખ તથા કાનનો કાન વગેરે તે વાક્યનો શેષ છે (બૃ૦ ૪-૪-૧૫) ઉપરના શ્રુતિવાક્યમાં છઠ્ઠી વિભક્તિમાં પ્રાણ વગેરે જેટલા શબ્દો છે તે જ અહીં પંચજન શબ્દ દ્વારા અભિપ્રેત છે બીજી વિભક્તિને લેતા જેટલા પ્રાણ વગેરે શબ્દો છે તે પરમેશ્વરના દ્યોતક છે પરમાત્મા પ્રાણનક્રિયાનો હેતુ હોઈને તેને માટે પ્રાણ શબ્દ તો અનેક ઠેકાણે વપરાય જ છે આથી અહીં પંચજન શબ્દો વાક્યશેષના બળે પ્રાણાદિના વાચક છે એમ સિદ્ધ થાય છે ॥ ૧૨ ॥

ઉપરની શ્રુતિ અંગે જ પ્રાસંગિક શંકાનું નિવારણ કરતા કહે છે –

## ज्योतिषैकेषामसत्यन्ने ॥ १३ ॥

एकेषां=કાણ્વશાખીઓના મતે अन्ने=પ્રાણ વગેરે અન્નનો असति=પાઠ ન હોઈને ज्योतिषा=પૂર્વવાક્યમાં કહેલી જ્યોતિ દ્વારા પાંચની સંખ્યા પૂર્ણ કરી લેવી જોઈએ

અર્થાત્ અહીં શંકા આ છે માધ્યંદિની શાખામાં "પંચ પંચજના" શબ્દો દ્વારા ભલે પ્રાણ વગેરે પાંચનો ઉલ્લેખ સમજીએ પણ એ વાત કાણ્વશાખીઓના મતમાં સંભવતી નથી કેમકે તેઓના પાઠમાં अन्नस्य

અન્ન એવો કોઈ પાઠ નથી અને એવો પાઠ ન હોય તો પછી પાચની પખ્યાની પૂર્તિ જ ન થાય! એનો જવાબ આ સૂત્રમા આપવામા આવ્યો કે યદ્યપિ પૂર્વપક્ષી કહે છે તેવુ જ છે પણ "પાચ" ની સખ્યાની પૂર્તિ પૂર્વપઠિત "જ્યોતિ" થી સુખેથી થઈ શકે છે. तद्देवा ज्योतिषा જ્યોતિ–તે દેવો જ્યોતિઓની જ્યોતિ–(બૃ૦ ૪–૪–૧૫) આ મત્રમા પહેલા ज्योतिषांज्योति. નો ઉલ્લેખ છે અને "ज्योतिषा" એવા ત્રીજી વિભક્તિના જ્યોતિ શબ્દથી અન્ન શબ્દના અર્થરૂપ ઈન્દ્રિયનુ જ ગ્રહણ થાય છે, ઈન્દ્રિયમાત્રનુ ગ્રહણ નથી કેમકે તેવો અર્થ અપેક્ષિત નથી આમ પચ સખ્યાની પૂર્તિ થઇ શકે છે અહીં પ્રાણાદિ દ્વારા પ્રકૃતિના કાર્યમાત્રનુ ગ્રહણ ઉચિત છે અને તે કાર્ય–સહિત પ્રકૃતિની પ્રતિષ્ઠા અને આશ્રય પરમાત્મા છે આથી "जन्माद्यस्य यत" બ્રહ્મને જ સર્વથા કારણરૂપે ઉલ્લેખે છે એ સિદ્ધ છે સ્વતત્રપણે પ્રકૃતિ કારણ હોઈ શકતી નથી ॥ ૧૩ ॥

ઉક્તાર્થને જ દૃઢ કરવા હવે સમાન અર્થ બતાવનારી બીજી શ્રુતિનો ઉપયોગ કરતા કહે છે –

## कारणत्वेन चाकाशादिषु यथा व्यपदिष्टोक्तेः ॥ १४ ॥

સૂત્રમાના "च" નો 'तु' એવો અર્થ છે અને તે પ્રકૃતિના સ્વાતત્ર્યનો નિષેધક છે आकाशादिषु=આકાશ એટલે પ્રકૃતિ, આ શબ્દ અહીં કાર્યના અર્થમા કારણનો યોગ હોઇને મહત્ તત્ત્વનો ઉપલક્ષક છે મહત્તત્ત્વ વગેરે સમસ્ત નામરૂપાત્મક કાર્યોના કારણ તરીકે यथा व्यपदिष्टोक्त=પૂર્વે જે બ્રહ્મની પ્રકૃતિ જગતના કારણ તરીકે પ્રતિપાદિત કરી હતી તે બ્રહ્મની જ ઉક્તિ હોવાથી તે સ્વતત્રપણે કારણ તરીકે સિદ્ધ થતી નથી.

બૃહદારણ્યકની શ્રુતિ છે કે तद् ह इदं तर्हि अव्याकृतमासीत् तन्नामरूपाभ्यां व्याक्रियत–નિશ્ચય તે આ વખતે અવ્યાકૃત હતુ તેને તેણે નામ અને રૂપે વ્યાકૃત કર્યું (બૃ૦ ૧–૪–૭) આ શ્રુતિ અગે સશય છે અહીં સ્વતત્ર પ્રધાન કારણ છે કે પરબ્રહ્મ પરમાત્મતત્ર પ્રધાન જગતનુ કારણ છે? સ્વતત્ર એ પૂર્વપક્ષ છે બ્રહ્મતત્ર એ સિદ્ધાન્ત છે તો શુ પ્રાપ્ત થાય છે? સ્વતત્ર પ્રધાન જ અહીં કારણ તરીકે પ્રાપ્ત છે કેમકે અહીં "કર્મકર્તા" પ્રયોગ છે "व्याक्रियत" અહીં કર્મલિ કર્તાનો પ્રયોગ છે આ પ્રયોગ પ્રધાનનુ સ્વતત્ર્ય નહીં હોય તો શક્ય નથી. પ્રકૃતિ કે પ્રધાન સ્વયમેવ મહદાદિરૂપે પરિણામ પરપરા પામે છે કોઈની પ્રેરણાથી

એવું થતું નથી, આવો આ પ્રયોગનો સ્પષ્ટ અર્થ છે. જેમ **तण्डुलाः पच्यन्ते** એ કર્મ કર્તૃપ્રયોગ હોઈને ચોખાનું રંધવામાં સ્વાતંત્ર્ય બતાવી, પારતંત્ર્યને વારે છે તેમ "**नामरूपाभ्यां व्याक्रियत**" એ પ્રયોગ પ્રધાનનું સ્વાતંત્ર્ય બતાવે છે, અને પારતંત્ર્યને વારે છે. જડ પ્રધાન કેવી રીતે પરિણામ પામે એવી શંકા યોગ્ય નથી. કેમકે શ્રુતિ સ્વયં આમ કહે છે. અને શ્રૌત પદાર્થ અનતિશંકનીય જ ગણાય! માટે અહીં પ્રધાન જ સ્વતંત્ર કારણ છે એ યોગ્ય લાગે છે.

ઉપલો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી કહે છે કે આ વાત ઉચિત નથી. કેમકે અહીં પ્રધાનના કોઈ અધ્યક્ષનો પણ ઉલ્લેખ છે. જો પ્રધાન નિરધ્યક્ષ-પણે પરિણમતું હોત તો તો તે સ્વતંત્રતયા કારણ થાત, પણ એવું નથી. અહીં તો અધ્યક્ષ સહિત તેના નામરૂપનું વ્યાકરણ બતાવ્યું છે. વાક્યશેષમાં ઉલ્લેખ છે કે **स एष इह प्रविष्टः**-તે આ અહીં પ્રવિષ્ટ છે. (બૃ૦ ૧-૪૭) અહીં **स** શબ્દ પરબ્રહ્મ પરમેશ્વરનો વાચક છે અને તે પરમેશ્વરનો વ્યાકૃતકાર્યમાં અનુપ્રવેશ બતાવ્યો છે. જો પ્રધાન નિરધ્યક્ષ હોત તો આનો અનુપ્રવેશ ન બતાવ્યો હોત. પણ સાધ્યક્ષ અનુપ્રવેશ બતાવેલ હોઈને તે પ્રધાનનું પરતંત્રત્વ જ સિદ્ધ કરે છે, અને પરમેશ્વરનો જ અનુપ્રવેશ અહીં ઉદ્દિષ્ટ છે. તો જ પ્રયોજનની સિદ્ધિ થાય. પરમાત્માના અનુપ્રવેશનું પ્રયોજન તો નામરૂપે સૌનું વ્યાકરણ કરવું એ છે અને એ કામ સર્વજ્ઞ સર્વશક્તિનું જ હોઈ શકે! વ્યાપક પરમાત્માનો અનુપ્રવેશ તો ઔપચારિક છે. **तर्हि अव्याकृतमासीत्** એટલે કે એ પ્રધાન, પરમાત્માની સાથે અવિભક્તપણે હતું-કેમકે તેની જ એ શક્તિ છે. એ અનુદ્બોધિત શક્તિનો ઈશ્વરેચ્છાએ પ્રબોધ જ અવ્યાકૃતનું નામરૂપે વ્યાકરણ છે. આથી એ જાતનું પ્રધાન જ અહીં "**यथाव्यपदिष्ट**" એવા સૂત્રસ્થ શબ્દનો અર્થ છે. આથી પરમાત્મા અધ્યક્ષ હોઈને પ્રધાનનું સ્વતંત્રપણે કારણત્વ સિદ્ધ થતું નથી. **गम्यते ग्रामः**-પ્રયોગમાં-જેમ કર્તા દેવદત્ત અર્થાત્ આવે છે તેમ **व्याक्रियत** એ પ્રયોગમાં પરબ્રહ્મ પરમાત્મા અર્થાક્ષિપ્ત જ છે. આથી એ દલીલ પ્રધાનને સ્વતંત્ર કર્તા તરીકે સાધી શકતી નથી. આથી પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું સ્વતંત્રપણે એકમાત્ર સર્વથા કારણ છે એ સિદ્ધ થાય છે. આથી **जन्माद्यस्य यतः** લક્ષણ યોગ્ય છે. ॥ ૧૪ ॥

આ ઠેકાણે વળી એક શંકા પૂર્વપક્ષી રજૂ કરે છે. ભલે બ્રહ્મતંત્ર પ્રધાન જગતનું કારણ થતું. છતાં **जन्माद्यस्य यतः** એવું લક્ષણ ઘટતું નથી. શ્રુતિઓમાં સર્વત્ર બ્રહ્મપૂર્વક જ સૃષ્ટિ ઉપજે છે એવું કથન નથી. જેમ બ્રહ્મપૂર્વિકા સૃષ્ટિનાં વિધાન જોવા મળે છે તેમ તેથી ઉલટું

અસત્યપૂર્વિકા સૃષ્ટિના વિધાન પણ જોવા મળે છે જેમકે असद् वा इदमग्रे आसीत् ततो वै सदजायत-નિશ્ચય અસદ્ હતુ આ પૂર્વે ત્યારબાદ તેમાથી સત્ જન્મ્યુ (તૈ૦ ૨-૭) ઉપરાત असदेव इदमग्रे आसीद् तत सदासीत् तत्समभवत् આ નિશ્ચય અસત્ હતુ પહેલા, તેમાથી સત્ થયુ, તે ઠીક ઠીક થયુ (છા૦ ૩-૧૧-૧) આમ સૃષ્ટિના કારણ અગે શ્રુતિના વાકયો વિપ્રવાદી છે અને તેમ હોઇને બ્રહ્મ જ જગતનુ કારણ છે એમ નિશ્ચિત કરવુ શકય નથી અને આથી जन्माद्यस्य यत. આ લક્ષણ અસ્વસ્થ જ છે આ શકાનો જવાબ આપતા સૂત્રકાર કહે છે —

## समाकर्षात् ॥ १५ ॥

બ્રહ્મણ એવુ પદ અનુવર્તિત કરી લેવુ સમાકર્ષાત્=તૈત્તિરીય અને છાદોગ્ય બન્ને શ્રુતિઓના 'અસત્ શબ્દે પૂર્વકથિત બ્રહ્મનુ સમાકર્ષણ થતુ હોઇને તત્પૂર્વક જ સૃષ્ટિનુ કથન છે એમ જાણુ

જો असद् वा इदमग्रे आसीत् ततो वै सदजायत (તૈ૦ ૨-૭) આ વાકયમા "असत्"-નિરાત્મક હઈને સૃષ્ટિના કારણ તરીકે કલ્પાયુ હોત તો તો जन्माद्यस्य સૂત્ર બાધિત થાત પણ એ વાકયમા હઈ એવુ સૃષ્ટિકારણ બનાવવામા આવ્યુ નથી અહીં બ્રહ્મનો જ સમાકર્ષ થાય છે પહેલા ब्रह्मविदाप्नोति पर—બ્રહ્મનો જાણકાર પરને પામે છે (તૈ૦ ૨-૧) આમ આરભમા બ્રહ્મનો નિર્દેશ છે એ જ બ્રહ્મને तस्माद् वा एतस्माद् विज्ञानमयादन्योन्तर आत्मा आनन्दमय — તે આ વિજ્ઞાનમય આત્માથી ભિન્ન બીજો અતરઆત્મા આનન્દમય છે (તૈ૦ ૨-૫) આ વાકયમા પ્રકૃતિ અને પુરુષના અતરાત્મા તરીકે કહીને પછી—असन्नेव स भवति असद् ब्रह्मेति वेदचेत् । अस्ति ब्रह्मेति चेद् वेद सन्तमेन ततो विदु । તે નિશ્ચય અસત્ થઈ જાય છે, જે બ્રહ્મને અસત્ એમ જાણે છે અને જે બ્રહ્મને છે એમ જાણે છે તો તેથી તેને સન્ત તરીકે લોકો જાણે છે (તૈ૦ ૨-૬) આમ આ વાકયમા અસદ્નો અપવાદ કરી અને સદ્રૂપનો નિશ્ચય કરી પછી सोऽकामयत बहुस्यां प्रजायेति । स तप॰ अतप्यत । स तपस्तप्त्वा इद सर्व असृजत यदिदकिंच-તેણે કામના કરી કે હુ ઘણો થાઉં-ફાલુ ફૂલુ-તેણે તપ તપ્યુ તેણે તપ તપીને આ બધુ જે કાંઈ છે તે સર્જ્યુ (તૈ૦ ૨-૬) આમ સમસ્ત જગતની ઉત્પત્તિના કારણ તરીકે વર્ણવી-तत् सत्यमित्याचक्षते-તેને સત્ય એમ કહે છે (તૈ૦ ૨-૬) આવો ઉપસહાર કરી तदप्येष श्लोको भवति (તૈ૦ ૨-૬) આમ એ જ વાતને

પ્રમાણ તરીકે ઉદાહરણ આપતાં-असद् वा इदमग्रे आसीद् ततो वै सद्जायत । (તૈ० ૨-૭) આ મંત્રમાં "અસત્" શબ્દથી સમાકર્ષણ કરવામાં આવ્યું છે. આથી અહીં નિરાત્મક કારણ કલ્પવાનું નથી. સત્ અને અસદ્ શબ્દ તો આ શ્રુતિઓમાં કેવળ નામરૂપાત્મક જગતની વ્યક્ત કે અવ્યક્ત અવસ્થાના તેટલા દ્યોતક છે. ઉપરાંત આગળ ઉપર આવતા रसो वै सः તે નિશ્ચય રસરૂપ છે. (તૈ० ૨-૭) માંનું રસાત્મકત્વ અને भीषाऽस्माद् वातः पवते । એની બીકે પવન વાય છે. વગેરે (તૈ० ૨-૮) સમસ્ત જગતનું પ્રશાસકપણું નિઃસંદેહ પરમાત્માના જ ધર્મો છે. આથી અહીં બ્રહ્મનો જ સમાકર્ષ થાય છે. આથી શ્રુતિવાકયોમાં કયાંયે વિસંવાદ નથી. આથી जन्माद्यस्य यतः લક્ષણ નિર્દોષ છે. ॥ ૧૫ ॥

પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું સર્વથા કારણ છે એવું પ્રતિપાદિત કરી અન્ય શ્રુતિનો વિચાર આરંભતાં કહે છે.

## जगद्वाचित्वात् ॥ १६ ॥

"ब्रह्म" એ અધિકારપ્રાપ્ત છે कर्ता जगद्वाचित्वात्=એવું સૂત્ર વધારે યોગ્ય થાત; जगद्वाचित्वात्=કૌષિતકિ બ્રાહ્મણોપનિષદમાં બાલાકિ અજાતશત્રુના સંવાદમાં પ્રયુક્ત કર્મ શબ્દ જગતનો વાચક હોઇને ત્યાં વેદિતવ્ય-જાણવા યોગ્ય તરીકે જે કર્તા કહેલો છે તે પરબ્રહ્મ પરમેશ્વર છે એમ જાણવું જોઇએ.

કૌષિતકિ બ્રાહ્મણોપનિષદમાં આ વાકય છે. यो वै बालाके । एतेषां पुरुषाणां कर्ता यस्य वा एतत् कर्म स वै वेदितव्यः । હે બાલાકિ! જે આ પુરુષોનો કર્તા અને જેનું આ કર્મ છે તે જાણવા યોગ્ય છે. (कौ० ૪-૧૯) અહીં આદિત્ય વગેરે મોળ પુરુષોનો કર્તા વેદ્ય તરીકે જણાવ્યો છે. તો એ કર્તા કોણ? મુખ્ય પ્રાણ કે જીવાત્મા કે પરમાત્મા! ઉપક્રમ અને વાકયશેષ આ સંશય જન્માવે છે. ઉપક્રમમાં-પ્રારંભમાં પરમાત્માનો અને વાકયશેષમાં મુખ્ય પ્રાણ અને જીવાત્માનો નિર્દેશ અહીં જોવામાં આવે છે. તે પૈકી મુખ્ય પ્રાણ અને જીવાત્મા એ પૂર્વપક્ષ છે. પરમાત્મા જ કર્તા છે એ ઉત્તરપક્ષ છે. તો કેવી રીતે?

તો અહીં यस्य वा एतत् कर्म એવું લિંગ જોવામાં આવે છે. આથી અહીં મુખ્ય પ્રાણ જ આદિત્યાદિ પુરૂષોનો કર્તા છે એમ સિદ્ધ થાય છે. કર્મશબ્દ વ્યાપારના અર્થમાં નિગૂઢ છે. અને વ્યાપારમાત્ર પ્રાણના આશ્રયે જ ચાલે છે એ હકીકત છે. આથી કર્મરૂપી લિંગ અહીં મુખ્ય પ્રાણને કર્તા તરીકે સમર્પે છે.

ઉપરાંત વાક્યના શેષમાં પ્રાણનો સાક્ષાત્ નિર્દેશ પણ એમ જ સ્વીકારવા પ્રેરે છે. **यदा सुप्तः स्वप्नं न कंचन पश्यति अथ अस्मिन् प्राण एव एकधा भवति**–જ્યારે સૂતેલો હોઈને કોઈ સ્વપ્નને જોતો નથી. અને ત્યારે એમાં એકલો પ્રાણ જ હોય છે. (कौ० ૪–૧૯) પ્રાણ જો અહીં કર્તા તરીકે અભિપ્રેત ન હોત તો વાક્યશેષમાં તેનો ઉલ્લેખ ન હોત. પ્રાણ પ્રાણીમાત્રને માટે ઉપભોગનું સાધન હોઈને આદિત્ય વગેરે પુરુષોનો એ ઔપચારિક ભાષામાં કર્તા કહી શકાય! ઉપક્રમમાં આવેલો **ब्रह्म ते ब्रवाणि**–હું તને બ્રહ્મ ઉપદેશું–માંનો બ્રહ્મ શબ્દ પણ "बृहत्पणा" ના સમાનયોગે પ્રાણના અર્થમાં ઘટી શકે છે. આ વાત શ્રુત્યન્તર પણ બતાવે છે કેઃ–**कतम एकः देवः इति ? प्राण इति स ब्रह्म त्यदित्याचक्षते**–કયો તે એક દેવ છે? તો પ્રાણ તે બ્રહ્મ છે તેને ત્યત્ એમ કહેવાય છે. (बृ० ૩–૯–૯) અને તેજ પ્રમાણે ઉપસંહાર પણ પ્રાણના અર્થમાં ઘટાવી શકાય એમ છે. **सर्वान् पाप्मनः अपहत्य सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्यं आधिपत्यं पर्येति य एवं वेद**–તમામ પાપોને હણીને તમામ ભૂતોમાં શ્રેષ્ઠતા, સ્વારાજ્ય અને આધિપત્યને પામે છે જે એમ જાણે છે. (कौ० ૪–૨૦) પ્રાણના પૂજારી માટે આ ફળશ્રુતિ થોડા સંકોચ સાથે બંધબેસતી થઈ શકે છે. અને આથી અહીં મુખ્ય પ્રાણ જ આદિત્યાદિ પુરુષોનો કર્તા છે અને તેજ વેદ્ય છે એ સહજ છે.

અગર તો જીવાત્મા કર્તા થાય. ધર્મ અને અધર્મરૂપી જીવાત્માના વ્યાપારના અર્થમાં પણ કર્મશબ્દનો પ્રયોગ છે જ. **कुर्वन्नेवेह कर्माणि** (यजु० ૪૦–૨) **यथाकर्म यथाश्रुतम्** (कठ० ૫–૭) **क्षीयन्ते चास्य कर्माणि** (मुं० १–२–८) **एवं एवविदि पापं कर्म न श्लिष्यन्ते**–(छां० ४–१४–३) **पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन** (बृ० ३–२–१३) **प्राणाधिपः संचरति स्वकर्मभिः** (श्वे० ५–७) **ईश्वरः कारणं पुरुषकर्मादर्शनात्** (न्या० ४–१–१९) **कर्मवैचित्र्यात् सृष्टिवैचित्र्यम्** (छां० ६–४१) **कर्म शुक्ल–अकृष्णं योगिनः त्रिविधं इतरेषाम्** (यो० ४–७) કર્મો કરતાં જ અહીં જીવવા ઈચ્છે છે. (यजु० ૪૦–૨) કર્મ અને જ્ઞાન પ્રમાણે (कठ० ૫–૭) આનાં કર્મો ક્ષીણ થાય છે. (मुं० ૨–૨–૮) આમ આ જાણનારને પાપ કર્મ ચોંટતું નથી. (छां० ૪–૧૪–૩) નિશ્ચય પુણ્ય કર્મે પુણ્યશાળી અને પાપે પાપી થાય છે. बृ० ૩–૨–૧૩) પ્રાણનો અધિપ પોતાનાં કર્મોથી સંચરે છે. (श्वे० ૫–૭) જીવનાં કર્મો નિષ્ફળ ન જતાં હોવાથી ઈશ્વર કારણ છે. (न्या० ૪–૧–૧૯) કર્મની વિચિત્રતાએ સૃષ્ટિની વિચિત્રતા થાય છે. (सां० ૬–૪૧) યોગીઓનાં કર્મ ન તો ધોળાં, ન તો કાળાં કે ન તો

ડાગરચીતગ હોય છે તે સિવાયના બીજાઓના કર્મો ત્રણ પ્રકારના છે (યો૦ ૪-૭) વગેરે શ્રુતિસ્મૃતિઓમા કર્મશબ્દ ધર્માધર્મના અર્થમા પ્રસિદ્ધ છે આથી તેનો કર્તા જીવ જ હોઈ શકે।

ઉપરાંત વાકયશેષ પણ જીવને જ કર્તા અને આથી વેદ્ય ઠેરવે છે तौ ह सुप्तं पुरुषं आजग्मतु । तं ह अजातशत्रु आमन्त्रयाञ्चक्र बृहत् ! पाण्डरवास । सोम राजन् इति। स उ ह तूष्णीं शिश्ये। तत उ हैनं यष्ट्या विचिक्षेप स तत एव समुत्तस्थौ–તે બન્ને સૂતેલા પુરુષ કને આવ્યા તેને અજાતશત્રુએ સંબોધ્યો–હે બૃહત્! હે પાંડરવાસી! હે સોમરાજ! પણ તે તો મુંગો સૂઈ જ રહ્યો ત્યારબાદ એને એક લાકડીએ પીટ્યો–તો તે તરત જ ઊઠી પડ્યો (કૌ૦ ૪-૧૯) આ શ્રુતિમા અજાતશત્રુ પ્રાણના નામે જ્યારે સુતેલાને જગાડે છે ત્યારે તે જાગતો નથી પણ લાકડીના આઘાતે તે જાગ્યો અહીં પ્રાણ સંબોધને ન જાગ્યો તેથી પ્રાણ ભોક્તા નથી એ સિદ્ધ થાય છે લાકડીના આઘાતે જ થતી જાગૃતિ, જીવનું ભોકતૃત્વ અને પ્રાણથી ભિન્નત્વ સિદ્ધ કરે છે અને આ ભોકતૃત્વ એ જીવાત્માનું જ લિંગ છે વાકયશેષ પણ આ અર્થને સમર્થિત કરે છે तद् यथा श्रेष्ठी स्वै भुङ्क्ते यथा वा स्वा श्रेष्ठिनं भुञ्जन्ति एवमेव एष प्रज्ञात्मै तैरात्मभि भुङ्क्ते–જેમ શેઠીયાઓ પોતાનાઓ દ્વારા ભોગવે છે અગર તો જેમ સ્વીયજનો શેઠીઆને ભોગવે છે એ જ પ્રમાણે આ પ્રજ્ઞાત્મા આ આત્માઓ દ્વારા ભોગ ભોગવે છે (કૌ૦ ૪-૧૦) વગેરે આ ભોકતૃત્વ પરમાત્માનું લિંગ નથી અને ભોકતૃત્વ જીવાત્માનું જ હોઈને કર્તૃત્વ પણ તેને જ નામે ચડે। ઉપરાંત ભોક્તાને માટે ભોગ્ય છે અને ભોક્તા તો જીવ જ ઉપરાંત પ્રાણત્વ પણ જીવાત્માનું ચિહ્ન છે કેમકે તે પ્રાણોનો ભર્તા છે આથી अथास्मिन् प्राण एवैकधा भवति–ત્યારે આ પ્રાણમા જ એક પ્રકારના થાય છે (કૌ૦ ૪-૧૯) આ વાક્ય પણ બંધબેસતું થાય છે અને કવચિત્ જીવાત્મા માટે પણ બ્રહ્મ શબ્દનો પ્રયોગ થઈ શકે આથી ब्रह्म ते ब्रवाणि એ ઉપક્રમ પણ નિર્બાધ થઈ શકે છે આથી વેદ્ય તરીકે કહેવો પદાર્થ અહીં જીવાત્મા જ છે અને તે જ આદિત્યાદિ પુરુષોનો કર્તા છે આવી પરિસ્થિતિ છે આવ્યો થયો પૂર્વપક્ષ

આના પ્રત્યુત્તરમા સિદ્ધાન્તી કહે છે કે આ વાત બરાબર નથી સંવાદના વાક્યોનો સંદર્ભ જોતા અહીં પરબ્રહ્મ પરમેશ્વરનું જ અવધારણ છે અને આથી કર્મ શબ્દ જગતનો જ વાચક થાય છે સંવાદના વાક્યોનો સંદર્ભ તપાસતા આ વાત સુસ્પષ્ટ થશે ગર્વિષ્ટ બાલાકિ, મહારાજ અજાતશત્રુ

ઠને પહોંચે છે. બ્રહ્મ તે બ્રવાણિ (કૌ૦ ૪-૧) આમ તેની સમક્ષ પરીક્ષા કરે છે. રાજા તેને બ્રહ્મવિદ્યાના દાન માટે સત્કારે છે. અને તે બાલાકિ ય એવ એષ આદિત્યે પુરુષઃ (કૌ૦ ૪-૩) વગેરે વાક્યો દ્વારા સોળ પુરુષોની બ્રહ્મ તરીકે ઓળખાણ આપે છે. રાજા અજાતશત્રુ પ્રત્યેક આદિત્ય વગેરે પુરુષ પરિચ્છિન્ન હોઈને પરબ્રહ્મ હોઈ શકતો નથી, એમ બાલાકિને પ્રત્યુત્તર આપી મૂંગો કરી દે છે. ત્યારે રાજા અજાતશત્રુ "મૃષા વૈ खलु मा संवदिष्ठाः બ્રહ્મ તે બ્રવાણિ । ખોટું ખરે! રખે વદતો કે તને હું બ્રહ્મ ઉપદેશું-વગેરે શબ્દે ઠપકારી તેને કહે છે કે:-यो वै बालाके! एतेषां पुरुषाणां कर्ता यस्य वा एतत्कर्म स वै वेदितव्यः હે બાલાકે! નિશ્ચય જે આ પુરૂષોનો કર્તા છે અને જેનું આ કર્મ છે તે જાણવા યોગ્ય છે. (કૌ૦ ૪-૧૯) આમ ઉપદેશે છે. અહીં રાજા પૂર્ણ બ્રહ્મ વિષે જ તેને પરિચય આપે છે એ સ્પષ્ટ છે. બાલાકિને ઠપકો આપી શાંત કરનાર રાજા પણ જો અહીં બાલાકિના જેવું જ-પરિચ્છિન્ન બ્રહ્મ જણાવતો હોત તો તો તે પણ જૂઠો જ ઠરે. અને એ સંભવે નહીં. આથી સંવાદનાં વાક્યોનો સંદર્ભ અહીં વેદ્ય તરીકે પરબ્રહ્મને જ ઠેરવે છે, મુખ્ય પ્રાણ કે જીવાત્માને નહીં.

ઉપરાંત ઉપસંહારમાં જે ફળશ્રુતિ છે તે પણ અહીં પરમાત્માનો જ ઉલ્લેખ છે એમ સ્પષ્ટ કહે છે. सर्वान् पाप्मनः अपहत्य सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्यं आधिपत्यं पर्येति य एवं वेद-જે આવું જાણે છે તે સમસ્ત પાપોને હણીને સમસ્ત ભૂતોમાં શ્રેષ્ઠતા, સ્વરાજ્ય અને આધિપત્ય પામે છે. (કૌ૦ ૪-૨૦) અહીં સૌ પાપનું હનન, સર્વમાં શ્રેષ્ઠત્વ, સ્વારાજ્ય, આધિપત્ય વગેરે નિરતિશય ફળ દર્શાવે છે. અને બ્રહ્મના જ્ઞાને જ એ સંભવે. જીવ કે મુખ્ય પ્રાણના વેદનનું-જાણકારીનું નિરતિશય ફળ ન હોય. આથી જ્યાં મુખ્યાર્થનો સંભવ હોય ત્યાં ગૌણાર્થની જરૂર નથી કે સંકોચની પણ આવશ્યક્તા નથી.

અને સંદર્ભ પરથી જો અહીં પરમાત્મા જ નક્કી થતો હોય તો પછી यो वै बालाके! एतेषां पुरुषाणां कर्ता यस्य वा एतत् कर्म स वै वेदितव्यः માં પરમાત્માનું જ જ્ઞાન અભીષ્ટ છે. મુખ્યતયા-સ્વતંત્રતયા પરમાત્મા જ આદિત્યાદિ પુરૂષોનો કર્તા છે. જીવ કે પ્રાણ નહીં. અને કર્મ શબ્દ અહીં જગતનો જ વાચક છે. વ્યાપાર કે પાપ પુણ્યનો નહીં. "एतत्" સર્વનામથી વિશેષિત થતો કર્મ શબ્દ નિગૂઢ અર્થને તજી, વ્યુત્પત્તિગમ્ય અર્થને જ સમર્પે છે. અર્થાત્ આદિત્યાદિ સોળ પુરુષનો જ નહીં-આ આખાં જગતનો તે કર્તા છે એવો અહીં અર્થ થાય છે. કેવળ આદિત્યાદિનો

કર્તા છે એમ કહેવુ તો અત્પોક્તિ ગણાય આથી જગતના એક દેશ જેવા સૂર્યાદિનો જ જે કર્તા નથી પણ આ પ્રત્યક્ષ-હાજર જગતનો તે કર્તા છે એમ સિદ્ધ થાય છે ઉપરાંત **एतत्** શબ્દ એકવચન અને નપુંસક છે એ પણ "કર્મ" ને જગત્ વાચક જ કહે છે અને જગતનો વાચક થયેલ કર્મ શબ્દ પરમાત્માને જ તેના કર્તા તરીકે પુરસ્કૃત કરે છે માટે અહીં જીવાત્મા કે મુખ્ય પ્રાણ ઉદ્દિષ્ટ નથી પરમાત્મા જ જગતના સર્વતંત્ર સ્વતંત્ર કારણ તરીકે ઉદ્દિષ્ટ છે અને તે જ વેદ્ય છે એ જ ન્યાય્ય છે ॥૧૬॥

આ અંગે શંકા ઉઠાવી સમાધાન કહે છે કે –

## जीवमुख्यप्राणलिंगान्नेति चेत्तत् व्याख्यातम् ॥ १७ ॥

जीवमुख्यप्राणलिंगात्=જીવાત્માનુ ચિહ્ન અને મુખ્ય પ્રાણનુ ચિહ્ન હોઈ તે न= વેદિતવ્ય તરીકે શ્રુતિએ કહેલો પુરુષ પરબ્રહ્મ પરમાત્મા નથી इतिचेत्=એમ જો કહો તો तत्=તે તો व्याख्यातम्=પૂર્વની પેરે વ્યાખ્યાત જ છે

કૌષીતકિ શ્રુતિમા જે પુરૂષનો વેદ્ય-જ્ઞેય તરીકે ઉલ્લેખ છે તે કર્તા પરબ્રહ્મ પરમેશ્વર નથી, કેમકે એ શ્રુતિમા જીવાત્મા અને મુખ્ય પ્રાણના સૂચક ચિહ્નો પણ જોવામા આવે છે તે પૈકી જીવાત્માનુ લિંગ **तद्यथा श्रेष्ठी स्वैः भुङ्क्ते भुञ्जन्ति** (कौ० ४-२०) આ શ્રુતિમા જોવામા આવે છે ઉપરાંત મુખ્ય પ્રાણનુ લિંગ "**यदा सुप्त स्वप्नं-प्राण एव एकधा भवति** (कौ० ४-१९) મા ઉપલબ્ધ થાય છે આમ બન્નેના સૂચક ચિહ્નનો પ્રત્યક્ષ હોય ત્યારે કેવળ બ્રહ્મનુ જ કર્તૃત્વ છે એવો આગ્રહ અનુચિત છે આવો પૂર્વપક્ષ થતા સિદ્ધાન્તી તેનુ નિરાકરણ કરતા કહે છે કે આ વાત યોગ્ય નથી કેમકે આગળ આ વિષયનો નિર્ણય તો આપી જ દેવામા આવ્યો છે **जीवमुख्यप्राणलिंगान्नेतिचेन्नोपासात्रैविध्यादाश्रितत्वा दिहतद्योगाच्च** (वे० १-१-३१) આ સૂત્રમા ઉપલી શંકાનો જવાબ આપીજ દીધો છે જો લિંગ ઉપરથી પ્રાણનુ કર્તૃત્વ સ્વીકારીએ તો તે યોગ્ય નથી! કર્તા સ્વતંત્ર હોઇને એક જ મુખ્ય હોઈ શકે! ત્રણ કર્તા હોય તો અભિપ્રાયભેદનો સંભવ હોઇને કર્મ ન પણ થાય! અને કવચિત તો એવુ બને જ! અને જો એવુ બને તો જેનો સંકલ્પ હણાય તેનુ ઐશ્વર્ય જોખમાય અને તે સ્વભાવિક રીતે જ અનીશ્વર થાય! આથી વેદને મતે કર્તાનુ ત્રૈવિધ્ય માન્ય નથી વેદ ભગવાન તો એક જ વિશ્વ-કર્તા છે એમ છાપરે ચડીને પોકારે છે તેનો ઉદ્દ્ઘોષ છે કે "**जनयन् देव एक** (ऋ० ८-३-१६-३) **यो नः पिता जनिता यो विधाता** (ऋ० ८-३-१७-३) **न त विदाथ य इमा**

जज्ञान-જન્માવતો એક દેવ (ઋ૦ ૮-૩-૧૬-૩) જે અમારો પિતા-જનક અને વિધાતા (ઋ૦ ૮-૩-૧૭-૩) તેને જાણતા નથી કે જે આ સૃષ્ટિને જન્માવે છે. (ઋ૦ ૮-૩-૧૭-૭) વગેરે અને વૈદિક પ્રમાણ તો સર્વશ્રેષ્ઠ. ઉપરાંત પ્રકરણના વાકયનો સંદર્ભ જો અહીં પરમાત્માને જ નિશ્ચિત કરતો હોય તો લિંગમાત્રથી અકસ્માત વચ્ચે જીવ કે મુખ્ય પ્રાણને કર્તા તરીકે ખપાવવાનો કશો અર્થ નથી. ઉપરાંત જીવાત્માનું ચિહ્ન તો કેમે કરીને પણ કદાચ સ્વીકારાય પણ જે વચન પ્રમાણ તરીકે આપ્યું છે તે મુખ્ય પ્રાણનું લિંગ જ નથી. यदा सुप्तः..... भवति (કૌ૦ ૪-૧૯) અહીં વપરાયેલ प्राण શબ્દ પરબ્રહ્મ પરમાત્માનો જ વાચક છે. સુષુપ્તિમાં વાગાદિ ઇન્દ્રિયોનો મુખ્ય પ્રાણમાં લય થાય છે એવું કયાંયે વચન નથી. સુષુપ્તિ કાળે પરમાત્મામાં સૌનો લય તો શ્રુતિ કહેતાં થાકતી નથી. स यथा सोम्य! वयांसि वासोवृक्षं सम्प्रतिष्ठन्ते एवं ह वै तत्सर्वं पर आत्मनि सम्प्रतिष्ठते -તે તો જેમ પંખીઓ નિવાસવૃક્ષના ઉપર બેસી જાય છે, એ જ મુજબ તે બધું નિશ્ચય તે પરમાત્મામાં બેસી જાય છે! (પ્રશ્ન૦ ૪-૭) इमाः सर्वाः प्रजाः सति सम्पद्य न विदुः सति सम्पद्यामहे-આ બધી પ્રજાઓ સતમાં સંપત્તિ પામીને પણ જાણતી નથી કે અમો સત્‌માં સંપન્ન થઇએ છીએ. (છાં૦ ૬-૯-૨) વગેરે. અને પ્રાણ શબ્દ બ્રહ્મવાચક પણ છે. प्राणाय नमो यस्य सर्वमिदंवशे-પ્રાણ કે જેને વશ છે એ બધું-તેને નમસ્કાર. (અથર્વ૦ ૧૧-૨-૪-૩) વગેરે.

આમ પ્રાણ શબ્દ બ્રહ્મવાચક પણ છે જ. આથી અહીં પણ એ બ્રહ્મવાચક જ છે.

ઉપરાંત तौ ह सुप्तं पुरुषं आजग्मतुः (કૌ૦ ૪-૧૯) આ શ્રુતિમાં જીવનું ભોકતૃત્વ જોવામાં આવે છે. જગતકર્તૃત્વ નહીં! અહીં સૂતેલા પુરુષ પાસે આવવાનુ પ્રયોજન શું? જેમ પ્રાકૃત પ્રાણાદિથી ભિન્ન છે જીવાત્મા, તેમ જીવાત્માથી ભિન્ન છે તેનો અંતરાત્મા પરમાત્મા. એ પરમાત્મા જ અહીં વેદિતવ્ય તરીકે ઉદ્દિષ્ટ છે. કેમકે क्व एष एतद् बालाके पुरुषः अशयिष्ट. क्व एतद् अभूत?-कुतः आगात? ત્યારે હે બાલાકે? કયાં આ પુરુષ સૂતો હતો? એ કયાં હતો? કયાંથી એ આવ્યો? (કૌ૦ ૪-૧૯) આવું આગળ ઉપર પ્રશ્નોત્થાન છે. આ પ્રશ્નોત્થાન જો જીવાત્મા જગતકર્તા હોત તો ન સંભવત! આથી અહીં જીવાત્માનું લિંગ હોત તો પણ તેનો જગતકર્તા તરીકે વેદ્ય=જાણવા યોગ્ય તરીકે નિર્દેશ નથી. આથી અહીં વેદ્ય તરીકે શ્રુતિ જેનો ઉલ્લેખ કરે છે તે જગતકર્તા પરબ્રહ્મ પરમેશ્વર છે. જીવાત્મા કે મુખ્ય પ્રાણ અહીં સંભવતા નથી ॥ ૧૭ ॥

પોતાનો મત બતાવી હવે પરમતનો ઉલ્લેખ કરતાં કહે છેઃ-

**अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैवमेके ॥१८॥**

"તુ" શબ્દ આ મતાન્તર છે એ બતાવે છે "જિવલિંગ" શબ્દનો અહીં સંબંધ જાણી લેવો. "જૈમિનિ:" જૈમિનિ નામના આચાર્ય અન્યાર્થ=જીવાત્માથી બીજો-પરમાત્મા તેની પ્રતિપત્તિ માટે અહીં જીવલિંગ છે એમ માને છે. કેવી રીતે? તો પ્રશ્નવ્યાખ્યાનાભ્યામ્= પ્રશ્ન અને ઉત્તર ઉપરથી આ સિદ્ધ થાય છે. અપિચ=અને કેવળ આ બેથી જ નહીં એકે=વાજસનેયી શાખાઓવાળા એવં=એ પ્રમાણે પ્રતિપાદિત પણ કરે છે.

કૌષીતકિ શ્રુતિ સંવાદમાં વચ્ચે જ જે જીવનું ચિહ્ન જોવામાં આવે છે તે પરમાત્માની પ્રતીતિ આપવા માટે જ છે. પ્રશ્ન અને ઉત્તરનું આલોચન કરતાં જ આ સ્પષ્ટ થાય છે. तौ ह सुप्तं पुरुषं आजग्मतुः-તેઓ સૂતેલા પુરુષ પાસે આવ્યા. (कौ० ૪-૧૯) આમ સૂતેલા પુરુષ પાસે આવી, बृहत्! पाण्डरवासः सोम! राजन्! (कौ० ४-१९) વગેરે પ્રાણનાં નામે તેને ઉઠાડવાનો પ્રયત્ન કરે છે છતાં તે ઉઠતો નથી ત્યારે ततः एनं यष्ट्याऽभिचिक्षेप स तत एव समुत्तस्थौ-ત્યારબાદ એને લાકડીએ પીટયો તો ત્યારે જ એ ઉઠયો. (कौ० ૪-૧૯) યષ્ટિથી આઘાત કરી જગાડે છે-આજ બતાવે છે કે પ્રાણ કરતાં જીવાત્મા ભિન્ન છે. અને ત્યાર બાદ પાછું પૂછે છે કે क्व एष बालाके! पुरुष अशयिष्ट, क्व वा एतद् अभूत्, कुतः आगात्? હે બાલાકે! કયાં આ પુરુષ સૂતો હતો? કયાંથી આવ્યો? એના જવાબમાં કહે છેઃ-यदा सुप्तः स्वप्नं न कचन पश्यति अथास्मिन् प्राण एव एकधा भवति, तदैनं वाक् सर्वैः नामभिः सहाप्येति, चक्षुः सर्वैः रूपैः सहाप्येति, श्रोत्रं सर्वैः शब्दैः सहाप्येति मनः सर्वैः ध्यानैः सहाप्येति, स यदा प्रबुध्यते यथाग्नेः प्रज्वलतः सर्वा दिशो विस्फुलिंगाः विप्रतिष्ठेरन् एवमेवैतस्मादात्मनः प्राणाः यथायतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवाः देवेभ्यो लोकाः જ્યારે સૂતેલો પુરુષ કોઇ સ્વપ્નું જોતો નથી, ત્યારે આ પ્રાણ જ બધા એક થાય છે ત્યારે એમાં આ સૌ નામો સહિત વાણી લીન થાય છે, સૌ રૂપ સહિત ચક્ષુ એમાં લીન થાય છે, સૌ શબ્દો સહિત શ્રોત્ર એમાં લીન થાય છે, સમસ્ત ધ્યાનો સહિત મન એમાં લીન થાય છે, તે જ્યારે જાગે છે ત્યારે જેમ પ્રજ્વલિત અગ્નિમાંથી સૌ દિશાએ તણખાઓ ઉડીને પથરાય છે તેમ આ આત્મામાંથી પ્રાણો પોતાના સ્થાન પ્રમાણે ફેલાય છે. પ્રાણોમાંથી દેવો અને દેવોમાંથી લોકો ફેલાય છે. (कौ० ૪-૧૯) અને આ પ્રશ્ન અને પ્રતિવચનનો અર્થ સ્પષ્ટ છે. સુષુપ્તિમાં જીવાત્મા પરમાત્માં જ વિલીન થાય છે. અનેક શ્રુતિઓ આ

વાતની સાક્ષી છે. **स एनं यजमानं अहरहः ब्रह्म गमयति** (प्र० ४–४) **स परेऽक्षरे आत्मनि सम्प्रतिष्ठते** (प्र० ४–९) **सता सोम्य! तदा संपन्नो भवति** ( छां० ६–८–१ ) **एवमेवायं पुरुषः प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्यं किंचन वेदनान्तरम्** ( बृ० ४–३–२१ ) આ યજમાન ને દિનપ્રતિદિન બ્રહ્મમાં લઈ જાય છે. (પ્ર० ૪–૪) તે પરઅક્ષર આત્મામાં પ્રતિષ્ઠિત થાય છે. (પ્ર० ૪–૯) સત્ સાથે હે સોમ્ય! ત્યારે સંપન્ન થાય છે. (છાં० ૬–૮–૧) એ જ પ્રમાણે આ પુરુષ પ્રાજ્ઞ આત્માથી આલિંગિત થયેલ હોઈને બહારનું કે અંદરનું કંઈ જાણતો નથી. (બૃ० ૪–૩–૨૧) આથી પ્રશ્ન અને પ્રતિવચન પણ પરબ્રહ્મ પરમેશ્વરનો જ કર્તા તરીકે નિશ્ચય કરાવે છે.

ઉપરાંત વાજસનેયી શાખા તો એ જ પ્રકરણમાં સ્પષ્ટપણે ઉલ્લેખ કરે છે–**य एषः विज्ञानमयः पुरुषः क्व एष तदाऽभूत्? कुतः एतदागात्?** આ વિજ્ઞાનમય પુરુષ છે તે ત્યારે ક્યાં હતો? ક્યાંથી એ આવ્યો? (બૃ० ૨–૧–૧૬) આ છે પ્રશ્ન અને **य एषोऽन्तर्हृदये आकाशः तस्मिन् शेते**–જે આ અંદર હૃદયમાં આકાશ છે તેમાં સૂવે છે. આવું પ્રતિવચન છે અને આ પ્રશ્ન અને પ્રતિવચન પરબ્રહ્મ પરમેશ્વરની પ્રતિપત્તિ માટે જ ઉક્ત છે. આથી અહીં કર્તા પરબ્રહ્મ પરમેશ્વર જ વેદ્ય તરીકે ઉપદિષ્ટ છે એમ જૈમિની આચાર્ય કહે છે. ॥ ૧૮ ॥

પોતાનાં મતના સમર્થનમાં બીજી યુક્તિ સમર્પતાં કહે છેઃ–

## वाक्यान्वयात् ॥ १९ ॥

वाक्यान्वयात्=પૂર્વાપર વાક્યોના સમન્વયથી પણ જીવ અને મુખ્ય પ્રાણનાં લક્ષણોનો પ્રયોગ બીજા જ પ્રયોજન માટે-પરમાત્માની જ સિદ્ધિ માટે છે–એમ સિદ્ધ થાય છે. ॥ ૧૯ ॥

પ્રકરણના પ્રારંભ અને અંતમાં પરમાત્મા–પરબ્રહ્મને જ જાણવા યોગ્ય વર્ણવી, તેના જ્ઞાતાનો મહિમા શ્રુતિ વર્ણવે છે. આમ પૂર્વાપર વાક્યોનો સમન્વય કરતાં પણ વચ્ચે આવેલાં જીવ અને મુખ્ય પ્રાણનાં લિંગો, પરમાત્માના જ જગત્ કારણત્વને સિદ્ધ કરવા માટે છે એ સિદ્ધ થાય છે. આથી પરમાત્મા જ જગતનું કારણ છે–જીવાત્મા કે મુખ્ય પ્રાણ નહીં એમ જૈમિની આચાર્ય કહે છે. ॥ ૧૯ ॥

પ્રકૃત વિષયમાં આશ્મરથ્ય નામના આચાર્યના અભિપ્રાયનો ઉલ્લેખ કરતાં કહે છે કેઃ-

## प्रतिज्ञासिद्धेः लिंगमित्याश्मरथ्यः ॥ २० ॥

લિંગં=ઉક્ત પ્રકરણમાં જીવાત્મા અને મુખ્ય પ્રાણનાં લક્ષણોનું વર્ણન બ્રહ્મને-જ જગતનું કારણ તરીકે દર્શાવવા માટે છે. કેમ? તો प्रतिज्ञासिद्धे=એમ માનવાથી જ પૂર્વે કરેલી પ્રતિજ્ઞાની સિદ્ધિ થાય છે इति=એમ आश्मरथ्यः=આશ્મરથ્ય નામના આચાર્ય કહે છેઃ-

અજાતશત્રુની પ્રતિજ્ઞા છે ब्रह्म ते ब्रवाणि—આ આકારની, આ પ્રતિજ્ઞાની સિદ્ધિ પરમાત્માને જ જગત્‌ના કારણ તરીકે સ્વીકારીએ તો જ થાય! આથી એ સિદ્ધાન્તને જ સમર્થિત કરવામાં જીવ અને મુખ્ય પ્રાણનાં વર્ણનો સહાયક થાય છે. આથી પરમાત્મા જ મુખ્ય—એકમાત્ર જગતના સ્રષ્ટા છે—કારણ છે એમ આશ્મરથ્ય નામના આચાર્ય સમાધાન દે છે. ॥૨૦॥

હવે ઔડુલોમિ નામના આચાર્યનો મત ટાંકતાં કહે છેઃ-

## उत्क्रमिष्यतः एवंभावादित्यौडुलोमिः ॥ २१ ॥

उत्क्रमिष्यतः=ઉત્ક્રમણ= કરનાર બ્રહ્મજ્ઞાનીનો एवंभावात्=બ્રહ્મભાવ થાય છે એવું અન્યશ્રુતિઓનું કથન હોઇને પરમાત્મા જ જગતનું કારણ છે इति=એમ औडुलोमिः=ઔડુલોમી નામના આચાર્ય કહે છે.

આ પ્રકરણમાં સમસ્ત પ્રાણો સહિત જીવાત્માનો સુષુપ્તિમાં જેમ લય બતાવ્યો છે તેમ મુંડકોપનિષદ્‌માં શરીરનો ત્યાગ કરી જનારા બ્રહ્મજ્ઞાનીનો બ્રહ્મમાં જ લય બતાવ્યો છે. અને આથી જીવાત્મા અને મુખ્ય પ્રાણનાં વર્ણન, પરબ્રહ્મ પરમાત્મા જ સમસ્ત જગત્‌ની ઉત્પત્તિ વગેરેનું સર્વથા કારણ છે એ બતાવવા જ છે એ સિદ્ધ થાય છે. મુંડકોપનિષદનું વાકય છે કેઃ-**परेऽव्यये सर्वे एकीभवन्ति**-પર અવ્યયમાં સૌ એકરૂપ થાય છે. (મું૦ ૩-૨-૭) **यथा नद्यः स्यन्दमानाः समुद्रे अस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान् नामरूपाद् विमुक्तः परात्परं पुरुषं उपैति दिव्यम्**-જેમ વહેતી નદીઓ નામરૂપને ત્યજી સમુદ્રમાં અસ્ત પામે છે, તેમ નામરૂપને તજીને મુક્ત થયેલ વિદ્વાન દિવ્ય અને પરથી પણ પર એવા પુરુષને પામે છે. (મું૦ ૩-૨-૮) આ છે ઔડુલોમીનો મત. ॥ ૨૧ ॥

આજ અંગે કાશકૃત્સ્ન નામના આચાર્યના મતનો ઉલ્લેખ કરતાં કહે છે:—

## अवस्थितेः इति काशकृत्स्नः ॥ २२ ॥

अवस्थितेः=પ્રલયકાળે સમસ્ત જગતની પરમાત્મામાં જ સ્થિતિ થતી હોઈને ઉક્ત શ્રુતિઓમાં જીવ અને મુખ્ય પ્રાણનાં વર્ણન પરમાત્માને જ જગત્કારણ તરીકે સિદ્ધ કરવા માટે છે इति=એમ काशकृत्स्नः=કાશકૃત્સ્ન નામના આચાર્ય કહે છે.

પ્રલયકાળે પરમાત્મામાં સમસ્ત વિશ્વ વિલીન થાય છે, એમ પ્રશ્નોપનિષદ્‌માં બતાવ્યું છે. આથી સુષુપ્તિ કાળે જીવ અને મુખ્ય પ્રાણનું પરમાત્મામાં વિલીનીભવન પરમાત્માને સૃષ્ટિ કારણ તરીકે સિદ્ધ કરવા માટે છે એમ કાશકૃત્સ્ન નામના વેદાન્તાચાર્યનો મત છે. અર્થાત્ જ આ પ્રકરણમાં સૃષ્ટિના કર્તા પરમાત્મા જ છે એ નિર્બાધ રીતે સિદ્ધ થાય છે. ॥૨૨॥

હવે આ ઠેકાણેથી એક અગત્યની ચર્ચા શરૂ થાય છે. પરમાત્મા ચેતન હોઈને કુંભારની માફક નિમિત્ત કારણ તો થઈ શકે છે, પણ તે ઉપાદાન કારણ કેવી રીતે થઈ શકે? અને આથી જેમ ચેતન કુંભાર માટીનો અધ્યક્ષ થઈને, પોતાનાથી ભિન્ન એવી માટીને ઘડા વગેરેનો આકાર આપે છે તેમ પરમાત્મા પ્રકૃતિનો અધ્યક્ષ થઈને પોતાની ભિન્ન એવી પ્રકૃતિને જગદાકાર સમર્પે છે એમ માનવું એ યોગ્ય લાગે છે. વેદમાં "શક્તિ" "અજા" "માયા", "પ્રધાન" વગેરે શબ્દો દ્વારા જેનું વર્ણન કર્યું છે તે પ્રકૃતિને જ ઈશ્વરની અધ્યક્ષતામાં જગતનાં કારણ તરીકે બતાવવામાં આવી હોય એમ સંભવે છે. અર્થાત્ જ પરમાત્મા નિમિત્ત કારણ અને પ્રકૃતિ ઉપાદાન કારણ તરીકે યોગ્ય લાગે છે. આમ માનવામાં શી આપત્તિ છે એ બતાવતાં પરમાત્મા જ આ જગતનું સર્વથા કારણ છે—માનવ બુદ્ધિનો ન્યાય અહીં લાગુ પડતો નથી—માનવની તાર્કિકતા અમુક હદ સુધી જ પ્રયોજન સાધક છે—માનવની મતિને સીમા છે—એ સૂચવતાં ભગવાન સૂત્રકાર કહે છે કે:—

## प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ॥ २३ ॥

प्रकृतिः च=ઉપાદાન કારણ પણ બ્રહ્મ જ છે. કેમકે એમ માનવાથી प्रतिज्ञा०= અને દૃષ્ટાન્ત બાધિત નહીં થાય ॥ ૨૩ ॥

કેવળ માટી અને કુંભારે જ જો જગત અને પરમાત્મા સમજાઈ જતાં હોત તો વિશ્વમાં કોઈપણ સમસ્યા સમસ્યા જ ન રહેત! પણ

એવું નથી. માટી કુંભાર–અમુક હદ સુધી જ કાર્યકારણ પરંપરાને સમજાવી શકે છે. તે હદને વટાવીને જોઈશું અને જોવું જ પડે એમ છે—તો પરમાત્મા જ પોતાની કોઈ અગમ્ય શક્તિ દ્વારા આ જગન્નાટકના ત્રણે અંકો–ઉત્પત્તિ–સ્થિતિ–અને લય રૂપી–અંકોનું સંચાલન કરી રહ્યા છે. પ્રકૃતિ પણ પરમાત્માની જ શક્તિ છે. અને આથી તે તેમનાથી ભિન્ન નથી. પોતાની જ શક્તિના અધ્યક્ષ થઈને પોતાનામાં જ પોતે પોતાના વિહાર માટે દેશકાળાદિને જાણે પ્રકટાવી–અપરિચ્છિન્નમાં પરિચ્છિન્નની એ ભવ્ય રમત રમી રહ્યો છે. સાપેક્ષમાં ઉભા રહી નિરપેક્ષનાં દર્શન કરવાની કલ્પનાએ જગતની મતિ ડહોળાયેલી થઈ જાય છે. આથી પરમાત્મા આ સૃષ્ટિનું દિવ્ય કારણ છે, પ્રકૃતિ અને નિમિત્ત બન્ને–એ જ એની અહીં દિવ્યતા છે! એની સામે કંઈકાર–હકીકતની સામે હોઈને અનુત્તરિત જ–સાપેક્ષ ભૂમિકાએ અનુત્તરિત જ રહે છે, આમાં માનવની તાર્કિક બુદ્ધિને પડકાર તેટલો જ વાંચવો રહે છે. બાકી તાર્કિકતાની ઉપકારકતા સામે કશો જ આક્ષેપ નથી. માનવની વ્યક્તિગત કે સામુદાયિક તાર્કિકતાની બુદ્ધિ પણ હાંફી જાય એવો આ રહસ્યમય કોયડો છે. પણ એનો ઉકેલ નથી એમ કોઈ ન માને. એના ઉકેલની ભૂમિકા સાક્ષાત્કારની ભૂમિકા છે. છેવટે તો ત્યાં જ સૌ તર્કો કે તેમના બળવાઓ કે સંશયની આંધીઓ શાન્ત થાય છે. બ્રહ્મવિદ્યા અનુભવવાની વિદ્યા છે. અને આથી પૂર્ણાનુભવે જ પૂર્ણ સંશયશાન્તિ થાય છે. આટલી મર્યાદા સ્વીકારીને શક્ય તેટલો ભવ્ય ઉકેલ આપતાં સૂત્રકાર કહે છે કે જેમ પરમાત્મા નિમિત્ત તેમ જગતનું ઉપાદાન કારણ છે. જો એમ ન માનીએ તો શ્રુતિની પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્ત બન્ને કદર્થિત થાય છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ની શ્વેતકેતુ વિદ્યાનું અહીં પ્રકરણ છે. પિતા, એકવિજ્ઞાને સૌ વિજ્ઞાનની પ્રતિજ્ઞા કરે છે. અને દૃષ્ટાન્ત દ્વારા તેને સમજાવતાં કહે છેઃ यथा सोम्य! एकेन मृत्पिण्डेन विज्ञातेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्–જેમ માટીના એક એક પિંડને જાણવાથી માટીનું બનેલું બધુંય જણાયેલું હોય છે. (છાં૦ ૬–૧–૪) માટીના એક પિંડાને સમજી લેવાથી માટીમય બધું આપમેળે જ સમજાઈ જાય તેમ એક એવું તત્ત્વ છે જેના વિજ્ઞાને બધુંય આપ મેળે વિજ્ઞાત થઈ જાય! અહીં પિતાના પ્રશ્ન પ્રતિજ્ઞા વાક્ય, અને માટી વગેરેનું ઉદાહરણ દૃષ્ટાન્ત વાક્ય છે. જો અહીં બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિને ઉપાદાન કારણ માનવામાં આવે તો તેવા એક અંશને જાણવાથી પ્રધાનનું જ જ્ઞાન થાય! બ્રહ્મનું જ્ઞાન નહીં થાય! અને અહીં તો સર્વનું જ્ઞાન થાય એમ લખ્યું. પ્રધાનનું જ્ઞાન થાય પણ જીવ અને બ્રહ્મનું જ્ઞાન પ્રધાનના તેટલાં જ્ઞાને

કેવી રીતે થાય! અને પ્રધાન તો જડ! જડનાં તેટલાં જ્ઞાને તો ચેતનનું જ્ઞાન ન થાય! અને અહીં તો સર્વનું જ્ઞાન કરાવવાની પ્રતિજ્ઞા છે. એ તો જ થઇ શકે જો બ્રહ્મને નિમિત્તની પેરે ઉપાદાન પણ સમજીએ, આ ઉપરાંત (મું૦ ૧-૧-૨) તથા (મુ૦ ૧-૧-૭) તથા (મું૦ ૪-૫-૬) ઉપનિષદોમાં પણ આવી પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્ત છે. આ પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્તોની તોજ સાર્થકતા જો બ્રહ્મ જ સર્વથા કારણ સ્વીકારાય. ઉપરાંત પ્રકૃતિ પરમાત્માની શક્તિ છે. પરમાત્માની અધીનતામાં છે. પરમાત્માથી અભિન્ન છે. તેના દ્વારા પરમાત્મા જગતની રચના કરે છે કે કરાવે છે એમ કહો તો તેમાં બાધ નથી. પણ પરમાત્માથી સ્વતંત્ર પ્રકૃતિ નામની કોઇ શક્તિ કે તત્ત્વનો સ્વીકાર થઈ શકે એમ નથી! અને આ વાત તો સૌને જ સ્વીકાર્ય હોય! આથી પરમાત્મા જ નિમિત્તની માફક ઉપાદાન કારણ પણ છે એ જ સિદ્ધ થાય છે. ॥ ૨૩ ॥

આજ વાતનું સમર્થન કરતાં વળી કહે છેઃ-

## अभिध्योपदेशाच्च ॥ २४ ॥

અભિધ્યોપદેશાત્ચ=અભિધ્યા-ચિન્તન-ઇક્ષણ-સંકલ્પ પૂર્વક-સૃષ્ટિ રચનાનું શ્રુતિમાં કથન હોઇને પણ જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ જ છે એ સિદ્ધ થાય છે. ॥૨૪॥

શ્રુતિઓમાં જ્યાં જ્યાં સૃષ્ટિ રચના અંગે પ્રકરણ કે ઉલ્લેખ આવે છે ત્યાં ત્યાં સૃષ્ટિરચના ઇક્ષણ કે સંકલ્પપૂર્વકની જ હોય છે એવું જોવામાં આવે છે. દા. ત. सः अकामयत एकोऽहं बहु स्यां प्रजायेय- તેણે ઇચ્છયું-હું એક છું, ઘણો થાઉં-ફાલું ફુલું-(તૈ૦ ઉ૦ ૬-૨-૩) આ અને એવા શ્રુતિઓલોમાં ઇક્ષણપૂર્વક-સંકલ્પપૂર્વક, સૃષ્ટિરચનાનો ઉલ્લેખ છે. અને પરમાત્મા સ્વયં વિવિધરૂપે પોતાને જ પ્રકટાવે છે! આથી પરમાત્મા ઉપાદાન કારણ પણ છે જ એ જ સિદ્ધ થાય છે. ઉપરાંત सर्वं खलु इदं ब्रह्म तज्जलान् इति शान्त उपासीत । (છાં૦ ૩-૧૪-૧) વગેરે-આ બધું બ્રહ્મ છે. તેમાંથી આ બધું જન્મે છે, જીવે છે અને તેમાં લીન થાય છે, એમ શાન્ત થઈ ઉપાસના કરે. આ વાક્યોમાં तज्जलान् શબ્દ પણ પરમાત્માને જ ઉપાદાન કારણ તરીકે સૂચવે છે. આથી પરમાત્મા જ નિમિત્તની પેરે ઉપાદાન કારણ પણ છે એ સિદ્ધ થાય છે. ॥ ૨૪ ॥

ઉપરની વાતની પુષ્ટિ કરતાં કહે છેઃ-

## साक्षाच्चोभयमाम्नानात् ॥ २५ ॥

સાક્ષાત્ ચ=શ્રુતિ સાક્ષાત્ પણ ઉભયા૦=બ્રહ્મ બન્ને પ્રકારનું કારણ છે. એવું કથન કરે છે તેથી પણ બ્રહ્મ ઉપાદાન કારણ છે.

બ્રહ્મ જ જગતનું સર્વથા એકમાત્ર કારણ છે અને આથી ઉપાદાન અને નિમિત્ત ઉભય કારણ તે જ છે એમ શ્રુતિનું સાક્ષાત્ પણ કથન છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ કહે છેઃ-**किं कारणं ब्रह्म कुतस्स्म जाता जीवाम केन क्व च सम्प्रतिष्ठाः । अधिष्ठिताः केन सुखेतरेषु वर्तामहे ब्रह्मविदो व्यवस्थाम्**-આ જગતનું શું કારણ હશે? બ્રહ્મ? શામાંથી આપણે જન્મ્યા છીએ? કોના વડે જીવીએ છીએ? કયાં પ્રતિષ્ઠિત છીએ? કોનાથી અધિષ્ઠિત થયેલા આપણે સુખદુઃખ પામીએ છીએ?-હે બ્રહ્મવાદીઓ! આપણે આ વ્યવસ્થા જાણીએ. (શ્વે૦ ૧-૧) આમ પરમ કારણ અંગે વ્યવસ્થા જાણવા માટે ભેગા થયેલા વેદવેત્તાઓએ એક એક અને સામુદાયિક રીતે પણ કોઈ આ જગતનું સર્વતંત્ર સ્વતંત્ર કારણ હોઈ શકતું નથી એ નિર્ણય ઉપર આવતાં કહે છે કેઃ-**कालः स्वभावो नियतिः यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् । संयोग एषां न तु आत्मभावात् आत्माप्यनीशः सुखदुःखहेतोः**-આ બધાનું કારણ શું છે?-કાલ-સ્વભાવ-નિયતિ-યદૃચ્છા-પંચમહાભૂતો-કે પુરુષ?-આ વિચારવું ઘટે છે કે એ બધાંનો શંભુમેળો કારણ છે? આત્માના ભાવને લઈને એ સંભવતું નથી. અને સુખદુઃખને લઈને આત્મા પણ ઈશ્વર નથી. (શ્વે૦ ૧-૨) ત્યાર બાદ તેમણે ધ્યાનયોગના આશ્રયે જે દર્શન કર્યું તેનો ઉલ્લેખ કરતાં શ્રુતિ કહે છેઃ-**ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिंस्वगुणैर्निगूढाम्**-પોતાના ત્રણ ગુણોથી નિગૂઢ એવી દેવની આત્મશક્તિને તેઓએ ધ્યાનયોગ દ્વારા જોઈ. (શ્વે૦ ૧-૩) આ શ્રુતિવાક્ય પરમાત્માને ઉભય કારણ તરીકે સ્પષ્ટપણે વર્ણવે છે. આથી પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું ઉભયવિધ કારણ છે. ॥ ૨૫ ॥

આ જ વાતને સ્થિર કરતાં પ્રમાણાન્તર દેતાં કહે છેઃ-

**आत्मकृतेः ॥ २६ ॥**

आत्मकृते=પોતાને પોતે જ જગતરૂપે પ્રકટ કરતો હોઈને પરમાત્મા ઉપાદાન કારણ પણ છે એમ સિદ્ધ થાય છે.

શ્રુતિ સ્વયં કહે છે કે એ **आत्मानं स्वयं अकुरुत**-જાતે જાતને તેણે કરી. (તૈ૦ ૨-૭) આમ કર્તા અને કર્મ ઉભય રીતે તે સ્વયં થતો હોઇને પણ તે જ ઉપાદાન કારણ સિદ્ધ થાય છે. **स्वयं आत्मानं** એ શબ્દે કર્મત્વ અને **स्वयं अकुरुत** શબ્દો દ્વારા કર્તૃત્વ બતાવ્યું છે. ॥ ૨૬ ॥

અહીં શંકા ઉદ્‌ભવે છે કે પરમાત્મા તો પહેલેથી જ કર્તારૂપે સ્થિત છે તો તે કર્મ કેવી રીતે થાય? જવાબ દેતાં કહે છે કેઃ-

## परिणामात् ॥ २७ ॥

પરિણામાત્=શ્રુતિએ તેને જગતરૂપે પરિણત થતો-કોઈ અચિન્ત્ય રીતે પરિણત થતો બતાવ્યો હોઇને તે જ ઉપાદાન કારણ પણ છે એમ કહે છે.

તૈત્તિરીય શ્રુતિ કહે છે કે **तत्सृष्ट्वा तदेवानुप्राविशत् तदनुप्रविश्य सच्च त्यच्चाभवत्**-તે સરજી તે જ તેમાં પાછળથી પ્રવેશ્યો. તેમાં અનુપ્રવેશ કરી તે જ સત્ અને ત્યત્ થયો. (તૈ૦ ૨-૬) વગેરે આ શ્રુતિવાકયો પરમાત્માને જ જગતરૂપે પ્રકટ થયેલો બતાવી રહ્યાં છે. આ પ્રાકટ્ય એ જ પરિણામ છે. અહીં પરિણામ શબ્દ વિકારવાચક ન સમજવો. જેમ સૂર્ય સ્વયં પોતાનાં હજારો કિરણો ચારે કોર ફેલાવે તેમ પરમાત્મા પોતાની અદ્‌ભુત અચિન્ત્ય દિવ્ય શક્તિને સંકલ્પમાત્રે ફેલાવે છે અને જગદ્‌રૂપે ભાસતો થઈ જાય છે! બસ-આ એની શક્તિવિક્ષેપ જ પરિણામ છે. આથી પરમાત્માનું કાર્યપણું અને કર્મપણું અતિશંકનીય નથી. આથી ઉભયવિધ કારણ પરમાત્મા જ છે. ॥૨૭॥

ઉક્તાર્થનાં સમર્થનમાં વળી કહે છે કેઃ-

## योनिश्च हि गीयते ॥ २८ ॥

હિ=કેમકે યોનિ=વેદાન્તમાં પુરુષ પરમાત્માને યોનિ ચ=પણ ગીયતે=કહેવામાં આવે છે અને આથી બ્રહ્મ ઉપાદાન કારણ છે.

યોનિ શબ્દ ઉપાદાનવાચક છે અને શ્રુતિઓમાં એ શબ્દ પરમાત્મા માટે અનેક વખત વપરાયો છે. જેમકે **कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम्**-કર્તા-ઈશ-પ્રકૃતિના પણ કારણરૂપ પુરુષને. (મું૦ ૩-૧-૩) ઉપરાંત **यद् भूतयोनिं परिपश्यन्ति धीराः**-તે ભૂતની યોનિને ધીરો સાક્ષાત્ જુએ છે. (મું૦ ૩-૧-૬) અને આથી સચરાચર જગતનાં ઉપાદાન કારણ તરીકે સર્વજ્ઞ સર્વશક્તિ પરબ્રહ્મ પરમાત્મા જ સિદ્ધ થાય છે. અને આટલી વાત માનવના હૃદયમાં પૂરી ઠસે અને જેવી રીતે ઠસવી જોઈએ તેવી રીતે જો ઠસે તો તેનો જન્મ સફળ થઈ જાય છે. કેમકે જેને આવું સહૃદય ભાન થાય છે તેનું જીવન પરમાત્મમય થઈ જાય છે. ॥ ૨૮ ॥

ઉપસંહારમાં અતિદેશ કરતાં કહે છે —

**एतेन सर्वे व्याख्याताः व्याख्याताः ॥ २९ ॥**

एतेन=આ બધા વિવેચન દ્વારા सर्वे=સમસ્ત પૂર્વપક્ષોના व्याख्याताः=પ્રશ્નોનો ઉત્તર દેવાઈ ગયો છે व्याख्याताः=દેવાઈ ગયો છે, એમ જાણવું જોઈએ.

અત્યાર સુધીના સમસ્ત વિવેચન દ્વારા પરમાત્મા જ જગતનું સર્વથા-ઉપાદાન નિમિત્ત વગેરે-સર્વદા કારણ છે એ વાત સિદ્ધ થતાં સમસ્ત ઈતર વાદો નિરુત્તર થઈ જાય છે "વ્યાખ્યાતા" શબ્દની દ્વિરુક્તિ અધ્યાયની પરિસમાપ્તિની દ્યોતક છે આ ઠેકાણે પ્રથમાધ્યાય પ્રભુકૃપાએ પૂર્ણ થાય છે

અને પ્રિયાત્મન્! "जन्माद्यस्य यतः" એ, માનને, વેદાન્તનું ભારેમાં ભારે સૂત્ર છે આ એક સૂત્ર સાચા અર્થમાં સમજાય એટલે જગત અને જીવનના સમસ્ત કોયડાઓના ઉકેલની ચાવી મળી જાય છે **जन्माद्यस्य यतः** ના ગર્ભમાં સમસ્ત શાસ્ત્રો છૂપાયા છે! જેને એ સમજાશે તેને સમસ્ત જીવનનો રહસ્યો સમજાઈ જશે તો પરમાત્માના ચરણોમાં વન્દન પૂર્વક પ્રથમાધ્યાય પૂરો થયેલો જાણજે અત પર તેની જ અસીમ કૃપાથી, ગુરુદેવની નિર્નિમિત્ત કૃપાથી અને પૂર્વાચાર્યોની અથાહ પ્રતિભાની પ્રેરણાથી આગળ ચાલીશું ॥ ૨૯ ॥

**इति श्रीमन्निखिलशास्त्रनिष्णात परमहंसपरिव्राजकाचार्यपंडित स्वामीहरिप्रसादवैदिकमुनिशिष्यभट्टोपाह्व मणिशंकरात्मज नलिनशर्मकृत वेदान्तसूत्र साधनभाष्ये प्रथमाध्याये चतुर्थः पादः ।**

**॥ इति प्रथमोऽध्यायः ॥**

**हरि ॐ तत्सत्**



तत्सत् परमात्मने नमः

# ❁ ब्रह्मसूत्रसाधनभाष्य ❁

## . द्वितीयाध्यायस्य

### પ્રથમ પાદ

પ્રિયાત્મન્!

પરમાત્માની કરુણાથી અને ગુરુદેવની અનુકંપાથી બ્રહ્મસૂત્રનો પ્રથમ અધ્યાય યથામતિ યથાશક્તિ પૂર્ણ થયો. પ્રથમાધ્યાયને વિજ્ઞો "સમન્વયાધ્યાય" કહે છે અને તે યોગ્ય છે. કેમકે પ્રથમાધ્યાયમાં બ્રહ્મ જિજ્ઞાસ્ય છે એવી પ્રતિજ્ઞા કરી, સમસ્ત વેદાન્ત વાકયોનો બ્રહ્મપરક સમન્વય છે એમ સિદ્ધ કર્યું છે. પરમાત્મા આ સમસ્ત જડચેતન જગતનું સર્વથા કારણ છે. માટી સોનું વગેરે જેમ ઘડો વીંટી વગેરેનું તેમ પરમાત્મા આ જગતનું ઉત્પત્તિકારણ છે. માયાવી જેમ માયાનું, તેમ ઉત્પન્ન થયેલા જગતનું એ જ સ્થિતિકારણ છે–અને પૃથ્વી જેમ ચાર જાતના પ્રાણીવર્ગનું તેમ એ પરમાત્મા જ પ્રસારિત જગતનું લય કારણ છે–અહો! આટલી એક વાત જો અંતરમાં સાચી રીતે ઠરે તો જીવનું કલ્યાણ થાય! અસ્તુ. સમસ્ત શ્રુતિઓનું આજ અર્થમાં તાત્પર્ય છે એમ પ્રથમાધ્યાયમાં સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. હવે સ્મૃતિઓ અને તર્ક સાથે પણ આ વાતનો કોઈ વિરોધ નથી, ઉલટું અવિરોધ છે એ બતાવવાને બીજા અધ્યાયની પ્રવૃત્તિ છે. શ્રુતિ–સ્મૃતિ–તર્ક વગેરે સૌ અવિરોધે પરબ્રહ્મ પરમાત્માને વિશ્વના અભિન્નનિમિત્તોપાદાન કારણ તરીકે સિદ્ધ કરે છે. અને આથી એ સૌનો અવિરોધી અર્થ આપણને લાધે માટે હવે પછીની પ્રવૃત્તિ છે, તે પૈકી સ્મૃતિ, શ્રુતિ, વધારે નજીક છે. આથી તર્ક કરતાં પહેલાં તેમની સાથે અવિરોધ છે એ બતાવવું રહ્યું. તે પૈકી પણ સાંખ્યસ્મૃતિ સૌથી અગત્યની છે. એ સ્મૃતિ ઉપર ઉપરથી જાણે

વિરોધી હોય એવું ઉપરટપકે જોનારને ભાસે એવો સંભવ છે. આથી તેની સાથેના વિરોધની આશંકા કરી તેનું નિરાકરણ કરતાં ગૂઢાભિસંધી આચાર્યદેવ કહે છે કેઃ–

## स्मृत्यनवकाशदोषप्रसंग इति चेन्नान्यस्मृत्यनवकाशदोषप्रसंगात् ॥ १ ॥

स्मृत्यनवकाश०=બ્રહ્મને જો જગતના કારણાદિ તરીકે સ્વીકારીએ તો પ્રકૃતિની કારણતા દર્શાવતી સાંખ્ય સ્મૃતિને અવકાશ-તક ન મળવારૂપી દોષ આવી પહોંચવાનો સંભવ છે. એમ चेत्=જો કહેતા હોય તો न=ન કહેવું ઘટે. કેમકે अन्यस्मृति०=એમ કરતાં બ્રહ્મને જગતનાં કારણ તરીકે કહેતી મનુસ્મૃતિને અવકાશ ન મળવારૂપી દોષ લગે છે. ॥ ૧ ॥

આ સૂત્રમાં વેદાન્તવાકયો અને સાંખ્યસ્મૃતિ વચ્ચે કોઈપણ વિરોધ નથી એ દર્શાવવું એ ધ્યેય છે. ઉપરથી જો કે બન્ને વચ્ચે અકાટ્ય વિરોધ જોવામાં આવે છે–પણ તે મૂળમાં નથી એમ સિદ્ધ કરવા આચાર્યનો યત્ન છે. વેદાન્તવાકયો પરબ્રહ્મ પરમાત્મા જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે એમ સાબિત કરે છે. જ્યારે સાંખ્યસ્મૃતિ પ્રધાન કે પ્રકૃતિને જગતના ઉપાદાન કારણ તરીકે સમર્થતી દેખાય છે. તો પછી એ વિરોધમાં અવિરોધ કેવી રીતે છે! આ અવિરોધ બતાવવા માટે અહીં પ્રશ્નોત્તરી જાણવી રહે છે.

પરમ ઋષિ કપિલ [illegible] કારણ તરીકે સ્થાપે છે. એ સાંખ્યશા[illegible] એકમાત્ર વિષય છે. ઉપરાંત એ પ[illegible] એટલું જ નહીં એ સાંખ્યશાસ્ત્ર શિષ્ટોએ સ્વીકારેલું છે. વધારામાં ભગવાન કપિલજીનું માહાત્મ્ય સ્વયં શ્રુતિ ગાય છે કે ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानं च पश्येत्–જે આદિમાં જન્મેલા કપિલ ઋષિને જ્ઞાનથી સુસમૃદ્ધ કરે છે અને જન્મતા એવા એને જાણે છે. (શ્વે૦ ૫-૨) અને એ સાંખ્યશાસ્ત્રના પ્રથમ ભાષ્યકાર મહાત્મા પુંચશિખાચાર્ય પણ એવું ગૌરવગાન કરે છે કેઃ–' आदिविद्वान् निर्माणचित्तं अधिष्ठाय कारुण्याद् भगवान् परमर्षिः आसुरये जिज्ञासमानाय तन्त्रं प्रोवाच– આદિ વિદ્વાન ભગવાન પરમ ઋષિ કપિલજીએ નિર્માણચિત્તને સ્વીકારી જિજ્ઞાસા કરતા આસુરિને, કરૂણા કરી શાસ્ત્ર કહ્યું. આવા પરમાપ્ત ભગવાન કપિલ રચિત સાંખ્યશાસ્ત્રનો પ્રતિકાર કરવો એ યોગ્ય નથી. અને એ

શાસ્ત્રમા પ્રકૃતિ જ જગતનું કારણ છે એમ સ્પષ્ટ કહ્યુ છે સાખ્યશાસ્ત્ર કહે છે—सत्वरजस्तमसा साम्यावस्था प्रकृतिः, प्रकृतेर्महान् महतोऽहकारः अहंकारात् पञ्चतन्मात्राण्युभयमिन्द्रियं, तन्मात्रेभ्यः स्थूलभूतानि पुरुष इति पञ्चविंशतिर्गणः—સત્વ રજ અને તમની સામ્યાવસ્થા તે પ્રકૃતિ; પ્રકૃતિમાથી મહત્તત્ત્વ, મહત્તત્ત્વમાથી અહકાર, અહકારમાથી પચ તન્માત્રાઓ, અને ઉભય પ્રકારની ઇન્દ્રિયો, તન્માત્રાઓમાથી સ્થૂલ ભૂતો અને પુરુષ—આમ છે પચ્ચીસ તત્ત્વોનો સમુદાય (સાં૦ ૧–૬૧) આમ આમ પ્રણીત હોવાથી અને શિષ્ટમાન્ય હોવાથી કાપિલી સ્મૃતિનો નિષેધ નહીં થાય. મોક્ષના સાધન તરીકે કાપિલ સ્મૃતિને શિષ્ટોએ સ્વીકારી છે. અને શ્રુતિ કરતાં વધારે શિષ્ટ કોણ! શ્રુતિ સ્વય એકરાર કરે છે કે तत्कारणं सांख्ययोगाधिगम्यं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः—સાખ્ય અને યોગથી જાણવા જેવું તે કારણ છે તે કારણરૂપ દેવને જાણીને સૌ પાશમાથી છૂટે છે (શ્વેતા૦ ૬–૧૩) અને આમ સાખ્યશાસ્ત્ર પરમ પ્રામાણિક છે અને આથી વૈદિક વાકયો સાથે તેનો વિરોધ હોઈ ન શકે કેમકે વૈદિક વાકયો તો મૂર્ધન્ય પ્રમાણ છે આથી વિરોધ ન હોવો ઘટે, અને છતા દેખાય છે તો તેનો સમન્વય કે પરિહાર હોવો જ જોઇએ

ઉપરાત કપિલ સ્મૃતિ જો તત્ત્વજ્ઞાનના વિષયમા પ્રામાણિક ન રહે તો પછી બીજા કોઈ વિષયમા તો એ માથુ મારતી જ નથી બીજી સ્મૃતિઓ તો વર્ણાશ્રમ ધર્મ વગેરેના વિષયોમા પણ અવકાશ પામે, સાખ્ય સ્મૃતિ માટે તે શકય નથી અને આથી એ તો નિરવકાશ જ રહે, અને આ તો ભારે અન્યાય થઈ જાય! આખુ શાસ્ત્ર જ નિરર્થક થાય! અને પરમાપ્ત અને શિષ્ટ ગૃહીત મહાન ઋષિનુ ભારોભાર અપમાન થાય! આથી જગતના કારણાશ અગે ઇતર સ્મૃતિઓ ભલે નિરવકાશ રહેતી પણ સાખ્ય સ્મૃતિનો તો તે એક જ વિષય હોઇને એને તક મળવી જ જોઇએ આટલી છે પૂર્વપક્ષીની દલીલ

સિદ્ધાન્તી જવાબ વાળતા કહે છે કે જે દોષ કાપિલ સ્મૃતિ અગે ઉદ્ભવે તે જ ઇતર સ્મૃતિ અગે પણ ઉપજે અને ખાસ કરીને મનુસ્મૃતિ અગે ઉપરાત જેમ કપિલ ઋષિ તેમજ મનુ મહારાજની આબરૂ ગાતા પણ શ્રુતિ થાકતી નથી મનુ મહારાજને અગે વેદ કહે છે—यद् वै किञ्च मनुरवदत् तद् भेषजम्—જે કઈ મનુ બોલ્યા તે ઔષધ છે (તૈ સ. ૨–૨–૧૦–૨) ઉપરાત સ્મૃતિ સાક્ષી પૂરે છે કે—यः कश्चित् कस्यचिद् धर्मो मनुना परिकीर्तितः। स सर्वोऽभिहितो वेदे सर्वज्ञानमयो हि सः। જે કોઈનો જે કાઈ ધર્મ મનુએ કહ્યો છે તે બધાય વેદમા કહેવામા

આવ્યો છે. કેમકે તે સર્વ જ્ઞાનમય છે. (મનુ૦ ૨-૭) અને મનુસ્મૃતિ પણ શિષ્ટમાન્ય જ છે. અને એ મનુસ્મૃતિમાં પરબ્રહ્મ પરમાત્માને જગતનાં એકમાત્ર કારણ તરીકે વર્ણવ્યા છે. મનુ કહે છેઃ–

आसीदिदं तमोभूतं अप्रज्ञातं अलक्षणम् ।
अप्रतर्क्यं अविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥
ततः स्वयंभू भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ।
महाभूतादि वृत्तौजाः प्रादुरासीत् तमोनुदः ॥
योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ।
सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥
सोऽभिध्याय शरीरात् स्वात् सिसृक्षुर्विविधाः प्रजाः ।
आपः एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥

આ બધું અંધારારૂપ, અપ્રજ્ઞાત, લક્ષણશૂન્ય; તર્કથી પર, અવિજ્ઞેય અને જાણે ચોમેરથી સૂતેલું હતું. ત્યાર બાદ અવ્યક્ત સ્વયંભૂ ભગવાને આ બધાંને વ્યક્ત કરવા ઇચ્છયું. ત્યારે મહાભૂતો વગેરે સૌની અસ્તિના ઓજસ્‌થી ભરપૂર, અને અંધકારને ભેદનાર તે પ્રકટ્યા. જે ભગવાન અતીન્દ્રિય સમાધિથી ગ્રાહ્ય છે, સૂક્ષ્મ અને અવ્યક્ત અને સનાતન અને સર્વભૂતમય છે, અચિન્ત્ય છે તે જ જાતે ઉપર પ્રકટ્યા. પોતાના જ શરીરમાંથી વિવિધ પ્રજાઓને પ્રકટાવવાની ઇચ્છાવાળા તેણે અભિધ્યાનપૂર્વક શરૂઆતમાં જળ સર્જ્યું અને તેમાં બીજ વાવ્યું. (મનુ૦ ૧ શ્લો૦ ૫ થી ૮)

અને આ સ્મૃતિ જો નિરવકાશ થાય તો એ પણ નિરર્થક થાય, અપ્રમાણિક નીવડે! ધર્માદિના વિષયમાં આ સ્મૃતિ સાવકાશ થઈ શકે એમ જો કહો તો તે ઠીક છે, પણ સ્મૃતિઓ વચ્ચેનો વિરોધ સ્મૃતિ દ્વારા જ દૂર કરવો રહ્યો એવા ગૂઢ અભિપ્રાયથી આચાર્યે "અનવકાશ" દોષને ઉપસ્થિત કર્યો છે. અને એ દોષનો અહીં પરિહાર ઇષ્ટ છે. કપિલ ઋષિ કે મનુમહારાજ વચ્ચે કોઈ વિરોધ નથી. જે વિરોધ જેવો દેખાય છે તે ઉપર ઉપરનો જ છે! કેમકે જો સાચે જ કપિલ મતને વેદાન્ત સાથે વિરોધ હોત તો अन्यस्मृत्यनवकाशदोषप्रसंगात् ને બદલે આચાર્યશ્રીએ अप्रामाणिकत्वात् એવું સૂત્ર રચ્યું હોત! અને આથી જેમ માનવી સ્મૃતિ સાથે તેમ કાપિલ સ્મૃતિ સાથે પણ વેદાન્તનો કોઈ વિરોધ નથી એમ આચાર્યશ્રીનો ગૂઢાભિપ્રાય દેખાય છે. આપાત વિરોધની પણ આશંકા ઉઠાવવી અને તેનું નિરાકરણ કરવું એ તો દાર્શનિકોની પદ્ધતિમાત્ર છે. આથે આથે પણ શંકાનું વાદળ ન રહેવું ઘટે. કેમકે શંકા એ તો જ્ઞાનનો મેલ છે, આથી સાંખ્ય સ્મૃતિને વેદાન્તની સાથે

કોઈ વિરોધ નથી. ઉપર દર્શાવેલું સૂત્ર સ્વતંત્રપણે પ્રકૃતિને કારણ તરીકે રજૂ કરતું નથી. ફક્ત તત્ત્વની સંખ્યાનો જ નિર્દેશ કરે છે. પરમાત્માની શક્તિ તરીકે જ સાંખ્ય પણ પ્રકૃતિનો સ્વીકાર કરે છે. બ્રહ્મ પરતંત્રા પ્રકૃતિ જો જગતનું કારણ છે તો તેમાં વેદાન્તને વિરોધ નથી. સાંખ્ય સૂત્ર છે કે **अकार्यत्वेऽपि तद्योगः पारवश्यात्**-(સાં૦ ૩-૫૫) અકાર્ય હોવા છતાં તેનો યોગ પરવશતાને લઈને પ્રકૃતિ પરવશ છે-અને તે પર તે પરમાત્મા છે. સાંખ્યસૂત્ર કહે છે **स हि सर्ववित् सर्वकर्ता** (સાં૦ ૩-૫૬) અર્થાત્ તે પરમાત્મા જ સર્વવિત્ અને સર્વકર્તા છે. આવા પરમાત્માની શ્રુતિસંગત સિદ્ધિ બતાવતાં સાંખ્ય શાસ્ત્ર કહે છે:-**ईदृशेश्वरसिद्धि सिद्धा**-આ જાતના ઈશ્વરની સિદ્ધિ સિદ્ધ છે (સાં૦ ૩-૫૭) અર્થાત્ આવા ઈશ્વરની સિદ્ધિ અનુમાનથી નહીં-પણ શ્રુતિથી સિદ્ધ થાય છે. અને શ્રુતિ છે કે:-**स विश्वकृद् विश्वविदात्मयोनिः ज्ञः कालकालो गुणी सर्वविद् यः। प्रधान क्षेत्रज्ञपतिर्गुणेशः संसारमोक्षस्थितिबन्धहेतुः** તે વિશ્વકર્તા, વિશ્વવેત્તા છે, સ્વયંભૂ છે, જ્ઞાનરૂપ છે. કાળનો કાળ છે, સર્વગુણસંપન્ન છે. સર્વવિદ્ છે. પ્રધાન અને પુરુષનો પતિ છે. ત્રણ ગુણોનો ઈશ છે. સંસાર, સ્થિતિ અને મોક્ષબંધનું કારણ છે. (શ્વે૦ ૬-૧૫) જેમ વેદાન્ત તેમ સાંખ્ય પણ પરમાત્મ પરતંત્ર પ્રકૃતિ દ્વારા જગતનું સર્જન સ્વીકારે છે. આથી સાંખ્યશાસ્ત્ર સાથે વેદાન્તનો વિરોધ શાણાઓ માની શકતા નથી. ॥ ૨ ॥

આમ સાંખ્ય સાથે વિરોધ નથી એ દર્શાવ્યું. યોગ સ્મૃતિ સાથે નથી એ બતાવશે. વચ્ચે ગૌતમાદિ સ્મૃતિઓ સાથે પણ વેદાન્તને કશો વિરોધ નથી એમ બતાવતાં કહે છે કે:-

## इतरेषां चानुपलब्धेः ॥ २ ॥

इतरेषां च=બહુવચન પૂજાના અર્થમાં જાણવું. બીજા-ગૌતમાચાર્ય કે વૈશેષિકાચાર્યોનો પણ अनुपलब्धेः=સ્વતંત્રપણે પ્રકૃતિને જગતના કારણ તરીકે કથન ન હોવાથી તે સ્મૃતિઓ સાથે પણ વેદાન્તને વિરોધ નથી.

ભગવાન ગૌતમાચાર્યની સ્મૃતિ તે ન્યાયદર્શન. ભગવાન કણાદ મુનિની સ્મૃતિ તે વૈશેષિક દર્શન. તે સ્મૃતિઓ સાથે પણ વેદાન્તને કોઈ વિરોધ નથી. કેમકે તેમણે સ્પષ્ટપણે ઈશ્વરને વિશ્વના કર્તા તરીકે સ્વીકાર્યો જ છે, એ સર્વજ્ઞ અને સર્વશક્તિ પરમાત્મા હોય તો જ પ્રાણીમાત્રના કર્મફળનું વિભાજન અને વિતરણ સમજાવી શકાય. ન્યાયદર્શન કહે છે કે:- **ईश्वरः कारणं पुरुषकर्माफल्यदर्शनात्**-પુરુષનાં કર્મ નિષ્ફળ જતાં ન હોઇને ઈશ્વર કારણરૂપ છે. (છા૦ ૪-૧-૧૯) અર્થાત્ સર્વજ્ઞ અને સર્વશક્તિ

પરમાત્મા વિના જગતની ઉત્પત્તિ આદિ જ નહીં પણ જીવનનાં શુભાશુભ કર્મનાં પ્રિયાપ્રિય ફળનું સમર્પણ પણ ઘટી ન શકે. અને જ્યાં આ સૂત્ર જ છે ત્યાં વેદાન્ત સાથે વિરોધ કલ્પી જ ન શકાય! આથી જેમ સાંખ્ય તેમ ન્યાયવૈશેષિક સાથે પણ વેદાન્તને વિરોધ નથી. ॥ ૨ ॥

હવે અતિદેશ કરતાં કહે છે:—

**एतेन योगः प्रत्युक्तः ॥ ३ ॥**

एतेन=આથી—સાંખ્ય સ્મૃતિના વિરોધના ઈન્કાર દ્વારા योग=યોગ સ્મૃતિ સાથેનો વિરોધ પણ प्रत्युक्तः=પ્રત્યાખ્યાત જાણવો

જેમ કપિલ શાસ્ત્રમાં તેમ પાતંજલ યોગદર્શનમાં પણ એક સૂત્ર વિરોધાભાસ ઉપજાવે એવું આવે છે. એ સૂત્ર તે **निमित्तं अप्रयोजकं प्रकृतिनां वरणभेदस्तु ततः क्षेत्रकवत्** (યો૦ ૪–૩) વખત છે ને કોઈ આ સૂત્રને આધારે વેદાન્ત વિરોધ કલ્પે તેથી આ સૂત્રમાં અતિદેશ કરે છે. "યોગ" શબ્દ અહીં સ્થાનલક્ષણાથી **योग विरोध परक** જાણવો. આ અધ્યાયનો આ પાદ સ્મૃતિપાદ છે. અને આથી સ્મૃતિ વિરોધ જ ઈન્કારવા યોગ્ય ઠરે. યોગનો ઈન્કાર થઈ ન શકે! કેમકે તેમ કરતાં મહા મુશ્કેલી આવી જાય એમ છે. સર્વત્ર શાસ્ત્રમાં યોગ જ તો સાક્ષાત્કારનાં સાધન તરીકે વર્ણવાય છે. જો યોગનો જ વિરોધ હોય તો પછી ઘણાં શાસ્ત્રવચનો અને અનુભવ કદર્થિત થાય! યોગનો ઉપદેશ કરતાં અનેક શાસ્ત્રવચનો છે. **यच्छेद् वाङ्मनसी प्राज्ञः**—શાણો પુરુષ વાણી અને મનનું નિયમન કરે. (કઠો ૩–૧૩) **सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः**—યોગ દ્વારા પરમાત્માની સૂક્ષ્મતાનો સાક્ષાત્કાર કરે. (મનુ૦ ૬–૬૫) શ્વેતાશ્વતરમાં તો આખી યોગ સાધનાનું **त्रिरुन्नतं स्थाप्य समं शरीरं**—ત્રણ જગ્યાએ ઉન્નત શરીરને સરખું કરીને–વગેરે મંત્રોમાં વિધાન છે. ઉપરાંત **युञ्जते मनः उत युञ्जते धियः** (ऋ० ૪–૪–૨૪–૧) **युञ्जानः प्रथमं मनः तत्वाय सविता धियः** (યજુ૦ ૧૧–૧) **अध्यात्मयोगाधिगमेन देवं** (કઠ૦ ૨–૧૨) **तां योगमिति मन्यन्ते** (કઠ૦ ૬–૧૧) **विद्यामेतां योगविधिं च कृत्स्नां** (કઠો૦ ૬–૧૮) **ते ध्यानयोगानुगता अपश्यन्**—મન અને બુદ્ધિ યોગયુક્ત થાય છે. (ऋ० ૪–૪–૨૪–૧) તત્વજ્ઞાન માટે સૌથી પહેલાં એકાગ્ર કરનાર, સવિતા દેવ, બુદ્ધિને વગેરે (યજુ૦ ૧૧–૧) દેવને અધ્યાત્મ યોગના અધિગમે વગેરે (કઠ૦ ૨–૧૨) તેને યોગ એમ માને છે. (કઠ૦ ૬–૧૧) આ વિદ્યા અને સમગ્ર યોગની વિધિને વગેરે. (કઠ૦

૬-૧૮) ધ્યાનયોગથી પૂર્ણ એવા તેઓએ સાક્ષાત્ કરી (શ્વે૦ ૧-૩) વગેરે અનેક શ્રુતિવાકયો યોગની પરમ ઉપયોગિતા દર્શાવે છે. સ્વય આચાર્ય પણ સાક્ષાત્કારના ઉપાય તરીકે તેનો નિર્દેશ કરે છે કે 'अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् (બ્રે૦ ૩-૨-૨૪) આવા ; યોગનું પ્રત્યાખ્યાન સંભવે નહીં. આથી અહીં **योग** શબ્દથી '**योगविरोध**' જ અર્થ લેવો યોગ્ય છે. ઉપર જે યોગસૂત્ર વિરોધાભાસ ઉપજાવે છે તેમાં '**निमित्त**' શબ્દ ઈશ્વર વાચક નથી એ તો ધર્માધર્મનો વાચક છે. આથી યોગ સાથે પણ વેદાન્તને વિરોધ નથી. તે જ પ્રમાણે જૈમિનીશાસ્ત્ર સાથે પણ વેદાન્તને વિરોધ નથી. તેમાં પણ ઈશ્વરની કરુણતા સ્પષ્ટ સ્વીકારી છે. આથી સૌ શાસ્ત્રોને વેદાન્ત સાથે અવિરોધ છે. એ એક સોપાનપદ્ધતિ છે. વેદાન્ત સૌનું શિખર છે એટલું જ. બાકી ઈતર શાસ્ત્રો પણ વેદાન્તનાં જ સહાયક હોઈને અવિરોધી છે. ॥ ૩ ॥

પરબ્રહ્મ પરમાત્મા જગતનું સર્વથા કારણ છે એ અંગેનો સ્મૃતિ નિમિત્ત વિરોધનો પરિહાર કર્યો. હવે તર્કનિમિત્ત વિરોધનો પરિહાર કરવો રહે છે કેમકે તર્ક પણ શ્રુતિમાન્ય છે. ***श्रोतव्यो मन्तव्यः*** કહીને આત્મજ્ઞાન માટે શ્રુતિએ યોગ્ય તર્કનો પણ આદર કર્યો છે એટલું જ નહીં, પણ પરબ્રહ્મ પરમેશ્વર નામનું તત્ત્વ કેવળ શાસ્ત્રગમ્ય જ નથી. તર્ક પણ તેના જ્ઞાનમાં સહાયરૂપ છે. સુનિષ્પન્ન વસ્તુની સિદ્ધિ માટે ઈતર પ્રમાણો પણ સાવકાશ છે. આથી તર્કનિમિત્ત આક્ષેપ થતો હોય તો તેનો પરિહાર કરી તત્ત્વજ્ઞાનને શુદ્ધ કરવું જ જોઈએ. તેમ કરતાં પૂર્વપક્ષનો અવતાર કહે છે કેઃ-

**न विलक्षणत्वादस्य तथात्वं च शब्दात् ॥ ४ ॥**

न=ચેતન બ્રહ્મ જગતનુ કારણ હોઇ શકતું નથી કેમકે अस्य=આ કાર્યરૂપ જગત विलक्षणत्वात=વિરુદ્ધ ધર્મથી યુક્ત છે એટલે કે કારણ કરતાં ભિન્ન ધર્મવાળું. છે-જડ છે. च=અને तथात्वं=તેવાપણું-જડતા शब्दात=શબ્દ પ્રમાણથી-વેદ વચનથી જ સિદ્ધ છે.

અર્થાત્ ચેતન પરબ્રહ્મની કારણતા વિશે અહીં તાર્કિક આક્ષેપ છે. કાર્ય અને કારણ વચ્ચે વિલક્ષણતા હોઈ શકતી નથી. કારણના ધર્મો અને કાર્યના ધર્મોમાં વિલક્ષણતા એટલે કે વિરુદ્ધધર્મતા યુક્તિસંગત નથી. અહીં ચેતન બ્રહ્મ જો કારણ હોય અને જડ જગત જો કાર્ય હોય તો કારણની ચેતનતા અને કાર્યની જડતારૂપી ધર્મો પ્રકાશ અને અંધારની માફક સુસંગત નથી. ઉપરાંત ચેતન બ્રહ્મ શુદ્ધ છે અને જડ જગત

અશુદ્ધ છે. આ શુદ્ધિ અને અશુદ્ધિરૂપી પરસ્પર વિલક્ષણ ધર્મતા તો કદી સુસંગત થઈ શકતી નથી. सत्यं ज्ञानं अनन्तं ब्रह्म એવું બ્રહ્મનું લક્ષણ દેનારી શ્રુતિ બ્રહ્મને ચેતન તરીકે ચીતરે છે. અને विज्ञानं च अविज्ञानं च (તૈ૦ ૩૦-૨-૬) માં જગતને જડ બતાવે છે. ચેતનમાંથી જડ કેવી રીતે જન્મે? આમ શ્રુતિપ્રમાણથી જગતની જગદીશ્વરથી વિલક્ષણતા સિદ્ધ થાય છે. અને આથી ચેતન પરબ્રહ્મ પરમાત્મા અચેતન જગતનું કારણ થઈ શકતું હોય તો તો દૂધમાંથી દૂધપાકને બદલે પાષાણ પણ જન્મી શકે. આમ પરમાત્મા જગતનું કારણ થઈ શકતું નથી કેમકે તેમ માનતાં કાર્ય કારણનો ભાવ દૂભાય છે. ॥ ૪ ॥

અને આ ઠેકાણે मृद् अब्रवीत्–મૃત્તિકા બોલી (શત૦ ૬-૧-૩-૪) आपोऽब्रुवन्-પાણી વદ્યાં (શત૦ ૬-૧-૩-૨) तत् तेजः ऐक्षत તે તેજે જોયું. (છાં૦ ૬-૨-૩) ता आपः ऐक्षन्त–તે પાણીએ જોયું. (છાં૦ ૬-૨-૪) ते ह वाचमूचुः त्वं न उद्गाय–તેઓએ વાણીને કહ્યું કે તું અમારે માટે ગાન કર. (વ૦ ૧-૩-૨) ते ह इमे प्राणाः अहं श्रेयसे विवदमानाः ब्रह्म जग्मुः–પોતપોતાની શ્રેષ્ઠતા માટે વાદ કરનારા આ પ્રાણો-(ઇન્દ્રિયો) બ્રહ્મ પાસે પહોંચ્યા. (બૃ૦ ૬-૧-૭) આ અને આવાં શ્રુતિવચનોથી કોઈ એવી દલીલ કરે કે શ્રુતિ જ આકાશાદિ ભૂત અને ઇન્દ્રિયોની ચેતનતા બતાવે છે. પુરાણોમાં પણ પર્વત નદી વગેરેનો ચેતન જેવો વ્યવહાર જોવામાં આવે છે. અને આથી ચેતનના જેવો જ શ્રુતિમાં વ્યવહાર કરતાં જોવામાં આવતાં આકાશાદિ તત્ત્વોમાંથી બનેલું આ જગત ચેતન જ છે. અને આથી એ પરમાત્મ કારણ હોય તો તેમાં કશી આપત્તિ નથી. અને આથી પરમાત્મા જ જગતનું કારણ છે તો એ શંકાનો જવાબ વાળતાં કહે છેઃ—

## अभिमानिव्यपदेशस्तु विशेषानुगतिभ्याम् ॥ ५ ॥

तु=તુ શબ્દ પૂર્વપક્ષનો વ્યવચ્છેદક છે. કિંતુ अभिमानिव्यपदेशात्=ત્યાં તો તે તે મૃદ વગેરે તત્ત્વોના અભિમાની દેવતાઓનો નિર્દેશ છે. અને આ વાત विशेषानुगतिभ्याम्= વિશેષ શબ્દોના પ્રયોગ અને તે તત્ત્વોમાં દેવતાઓના અનુપ્રવેશથી સિદ્ધ થાય છે.

ઉપર્યુક્ત શ્રુતિઓમાં જડતત્ત્વોનો જે ચેતનમય વ્યવહાર બતાવવામાં આવ્યો છે તે, તે તે જડતત્ત્વોનો સ્વતંત્ર વ્યવહાર નથી. એ વ્યવહાર તો તે તે તત્ત્વોના અભિમાની દેવતાઓને ઉદ્દેશીને કરવામાં આવ્યો છે. અને આથી પૂર્વપક્ષીને કોઈ આત્મલાભ મળતો નથી. અને આ ચેતન લાગતો વ્યવહાર તે તે અભિમાની દેવતા વિશેષોનો જ છે. એ તે તે સ્થળોમાં

દર્શાવેલા વિશેષ શબ્દપ્રયોગો અને અનુપ્રવેશથી જ સિદ્ધ થાય છે. જેમકે हन्ताहमिमाः तिस्रोदेवता: अनेन जीवेन-અહો! આ ત્રણ દેવતાઓ આ જીવ સાથે-વગેરે (છાં૦ ૬-૩-૨) શ્રુતિવાકયો અહીં તેજ-જલ-તથા અન્ન આ ત્રણની ઉત્પત્તિ વર્ણવ્યા બાદ તેમને દેવતાઃ એ શબ્દે ઉલ્લેખ્યા છે. ઉપરાંત अग्निर्वाग् भूत्वा मुखं प्राविशन्-અગ્નિ વાણી બની મુખમાં પ્રવેશ્યો. (એ. આ૦ ૨-૪-૨-૪) વગેરે વાકયો દ્વારા તે તે દેવતાઓનો તે તે ભૂતમાં અને ઇન્દ્રિયોમાં અનુપ્રવેશ બતાવ્યો છે. આથી ભૂતેન્દ્રિઓનો ચેતન સમ વ્યવહાર મૂળમાં તો ચેતન દેવતાઓનો જ છે. અને આથી જગત ચેતન નથી. ચેતન ન હોઇને જડ જ છે. અને જડ હોઇને એ ચેતન પરમાત્માથી સંભવે એ યુક્તિયુક્ત નથી. આથી પરબ્રહ્મ પરમાત્મા ચેતન હોઇને જગતના-જડ જગતના કારણ તરીકે ટકી શકે નહીં. ॥ ૫ ॥ પૂર્વપક્ષ.

ઉપલી શંકાનો પ્રત્યુત્તર દેતાં ભગવાન સૂત્રકાર કહે છે:-

## दृश्यते तु ॥ ६ ॥

તુ=પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરે છે આ "તુ" શબ્દ. કિન્તુ દ્દશ્યતે=ઉપાદાનથી વિલક્ષણ વસ્તુનું ઉત્પાદન પણ થાય છે એવુ શ્રુતિમા જોવામા આવે છે. આથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ છે એ યોગ્ય છે.

પરમાત્મા ચેતન છે અને ચેતનમાથી જડ સભવી શકે નહીં આ વાત અદ્ધર છે. નિરાશ્રય છે. પરમાત્મા જો પરમાત્મા જ છે તો તેનામાંથી શું ન સંભવે? અને આથી જ ઉપાદાન કારણમાથી પણ વિલક્ષણ ધર્મવાળાં કાર્યની ઉત્પત્તિ બતાવી શ્રુતિ પરમાત્મારૂપી કારણને આશ્ચર્યની અવધિરૂપી વર્ણવે છે. માનવબુદ્ધિ કાર્યકારણની પરંપરામાં અમુક હદ સુધી જઈ શકે છે. પણ તાર્કિક મતિને વધારે આગળ જવાનો પરવાનો જ નથી. અને આથી અપર ભૂમિકા ઉપર કાર્યકારણનો એકરસ દેખાતો નિયમ ભલે અભગપણે વર્તતો દેખાતો પણ પરમાત્મા જે કારણ છે તે કારણની વિચિત્ર શકયતાનો પાર નથી અને અધ્યાત્મઅનુભવ પ્રાપ્ત કરવા ઇચ્છનારે એની અધ્યાત્મ યાત્રાની કૂચમાં અમુક ભૂમિકાએ આ સિદ્ધાન્ત સ્વીકારવો જ પડે છે. જગત દ્દષ્ટાન્તોનો ભંડાર છે. પરસ્પર વિરોધી વસ્તુઓ સાધી શકાય એવી પૂરી સામગ્રી એમાં છે. અને આથી બુદ્ધિની દોડ હાંફી જાય તો નવાઈ નહીં. વ્યવસાયાત્મક બુદ્ધિ જ છેવટ સુધી અહીં ટકી શકે છે. અને આથી ચેતન પરમાત્મામાંથી જડ જગત કેવી રીતે ઉદ્ભવે એ કોયડો દ્દષ્ટાન્ત દ્વારા ઉકેલી શકે છે. શ્રુતિ કહે છે:-

यथा सतः पुरुषात् केशलोमानि तथा अक्षरात् संभवति ह विश्वम्— જેમ સત્–જીવતા પુરુષમાંથી કેશ અને લોમો સંભવે છે તેમ અક્ષરમાંથી આ વિશ્વ સંભવે છે. (મુ૦ ઉ૦ ૧–૧–૭) અહીં સજીવ–સચેતન પુરુષમાંથી, નિર્જીવ–અચેતન કેશ–રોમ–નખ વગેરે ઉપજતાં જોવામાં આવે છે. આથી શ્રુતિ અને પ્રત્યક્ષ દર્શનના બળે ચેતન પરબ્રહ્મ પરમાત્મા સમસ્ત જડ જગતનું ઉપાદાન કારણ ઠરે તો તે યોગ્ય છે. અને તર્ક પણ શુષ્ક હોય તેનો કશો જ અર્થ નથી. શુષ્ક તર્કની કોઈ પ્રતિષ્ઠા નથી. શ્રુતિ તો પરપ્રત્યક્ષજન્મા છે. અને આથી તેની અનુકંપાથી મુદ્રિત તર્ક જ श्रोतव्यो मन्तव्यो વગેરે વાક્યમાં ઉદ્દિષ્ટ છે. આથી પરબ્રહ્મ પરમાત્મા જ સમસ્ત જગતનું ઉપાદાનકારણ છે એ અબાધિત છે. ॥ ૬ ॥

સત્કાર્યવાદના આશ્રયે ચેતન કારણવાદ સામે આક્ષેપ કરતાં પૂર્વપક્ષીને સમાધાન દેતાં શાસ્ત્રકાર કહે છે કેઃ—

## असदिति चेन्न प्रतिषेधमात्रत्वात् ॥ ७ ॥

चेत्=જો. એમ માનો કે असत् इति=ચેતન ને કારણ માનતાં અસત્ કાર્યવાદ એટલે કે જેની સત્તા નથી એવી વસ્તુની ઉત્પત્તિનો પ્રસંગ આવે છે તો न=એ વાત યોગ્ય નથી કેમકે प्रतिषेधमात्रत्वात्=કેમકે ત્યાં અસત્ શબ્દ પ્રતિષેધમાત્રનો એટલે કે સર્વથા અભાવનો બોધક છે.

અર્થાત્ પૂર્વપક્ષી કહે છે કે જો ચેતન, શુદ્ધ અને શબ્દાદિહીન, બ્રહ્મ જો જડ–અશુદ્ધ અને શબ્દાદિયુક્ત જગતનું કારણ માનીએ તો અસત્કાર્યવાદ આવીને ઉભો છે. અને સત્કાર્યવાદી માટે એ અનિષ્ટાપત્તિ છે. કાર્ય જેમ ઉત્પત્તિ પછી તેમ તેનાં પહેલાં પણ કારણમાં હોય જ છે એ સત્કાર્યવાદનું હૃદય છે, તો જડ–અશુદ્ધ અને શબ્દાદિથી યુક્ત કાર્ય ઉત્પત્તિ પહેલાં ન હોઈને અસત્કાર્યવાદને જ પ્રસ્થાપિત કરે છે! આ શંકાનો જવાબ છે કે આ વાત યોગ્ય નથી. કેમકે અહીં તો કેવળ પ્રતિષેધમાત્ર છે. પ્રતિષેધનો કોઈ વિષય=પ્રતિષેધ્ય નથી. અર્થાત્ આ કાર્ય જેમ આ પળે, તેમ ઉત્પત્તિની પૂર્વે પણ, કારણ સ્વરૂપે સત્ જ છે. અત્યારે પણ કારણથી સ્વતંત્ર કાર્ય નથી જ. सर्वं तं परादात् योऽन्यत्रात्मनः सर्वं वेद–સૌ તેને દૂર હડી દે છે, જે સૌને આત્માથી અન્યત્ર–બીજે–ભિન્ન જાણે છે. (બૃ૦ ૨–૪–૬) તો શ્રુતિનો ઉદ્‌ઘોષ છે. આથી વેદાન્ત અભાવમાંથી ભાવની ઉત્પત્તિ માનતું નથી. તે તો સત્સ્વરૂપ સર્વશક્તિમાન, સર્વજ્ઞ, ચેતન સ્વરૂપ, પરમાત્મામાં સ્થાવરજંગમ જગત, જે શક્તિરૂપે

વિદ્યમાન જ છે, છતાં અપ્રકટ છે તેનો જ તેના સંકલ્પ દ્વારા આવિર્ભાવ માને છે. અને આથી પરમાત્મામાંથી જગતની ઉત્પત્તિ એ અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ નથી. પણ સત્‌માંથી જ સત્‌નો આવિર્ભાવ છે. અને આથી પરબ્રહ્મ પરમાત્મા જ સ્થાવરજંગમ જગતનું ઉપાદાન કારણ છે એ સિદ્ધ છે. ॥ ૭ ॥

ઉપર્યુક્ત સમાધાનને પડકારતાં વળી પૂર્વપક્ષી દલીલ કરે છે કેઃ–

## अपीतौ तद्वत् प्रसंगादसमंजसम् ॥ ८ ॥

જો ઉપર પ્રમાણે માનીએ તો अपीतौ=પ્રલયકાળે तद्वत्प्रसंगात्=તેના જેવો પ્રસંગ પ્રાપ્ત થતો હોઈને એટલે કે બ્રહ્મને પણ જડત્વ સુખદુઃખત્વ વગેરે સંસારના ધર્મોના સંસ્પર્શનો પ્રસંગ પ્રાપ્ત થાય જ. અને એમ થાય તો असमंजसम्=ઔપનિષદિક દર્શન અસમંજસ જ થાય માટે બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ નથી.

જો જગતનું કારણ બ્રહ્મ હોય તો એક બીજી અનિષ્ટાપત્તિ પ્રાપ્ત થાય છે. જગત સ્થૂળ, સાવયવ, અચેતન, પરિચ્છિન્ન છે. આવું જગત જો બ્રહ્મમાંથી પેદા થતું હોય તો જ્યારે એ જગત પ્રલયકાળે એના કારણમાં મળે ત્યારે એના પોતાના ધર્મોથી તે કારણને દૂષિત કર્યા વિના ન રહે! અને જો એમ થાય તો બ્રહ્મ પોતે સ્થૂલતા, સાવયવતા, અચેતનતા, પરિચ્છિન્નતા વગેરે દોષોનો ભોગ થઈ પડે. અને બ્રહ્મ તો સૂક્ષ્મ, નિરવયવ ચેતન–અપરિચ્છિન્ન છે. ઉપરાંત એક વખત આવુ જગત તેના મૂળ કારણ પરબ્રહ્મમાં જો લીન થઈ જતું હોય તો પુનઃ ઉત્પત્તિ કાળે કયા નિયમાનુસાર એ બ્રહ્મ ભોક્તા અને ભોગ્ય રૂપે જગતને ઉપજાવે. તે વખતે તો નિયમનો જ અભાવ હોય છે. અને વિના કોઈ નિયામકના નિયમને જગત ઉપજતું હોય તો વૈષમ્ય અને નૈઘૃણ્યના દોષો આવ્યા વિના ન રહે! ઉપરાંત પ્રલયકાળે મુક્તાત્માઓ તો પરબ્રહ્મમાં અવિભાગને પામી જાય છે. તેમની પણ આ વ્યવસ્થાએ પુનઃ ઉત્પત્તિ માનવી જ પડે! અને એ તો અસમંજસતાની હદ કહેવાય! મુક્તોને પણ જો પાછું આવવું પડતું હોય તો તો મોક્ષ ન સમજાવી શકાય એવું છે. અને પરિણામે અધ્યાત્મજીવન જ અતારણ્ય થઇને ઉભે! ઉપરાંત પ્રલયકાળે પણ કાર્ય જો કારણમાં રહેતું હોય તો તે પ્રલય જ ન કહેવાય! અને તેનો તો એક માત્ર અર્થ એટલો જ થાય કે કારણથી અભિન્ન કાર્ય જ હોઈ શકતું નથી! આમ એટલા બધા દોષો આવીને ઉભે છે કે બ્રહ્મની કારણતાને વ્યાકુલ કરી મૂકે છે. નિરાકુલપણે તેને સિદ્ધ થવા દેતા નથી. ॥ ૮ ॥

આ શંકાનો જવાબ વાળતાં સૂત્રકાર કહે છે કેઃ-

## न तु दृष्टान्तभावात् ॥ ९ ॥

ઉપર્યુક્ત વૈદિક સિદ્ધાન્તમાં તુ=નિઃસન્દેહ ન=પૂર્વોક્ત દોષો નથી જ. કેમકે દૃષ્ટાન્તભાવાત્=એવાં અનેક દૃષ્ટાન્તો મળે છે જેને લઇને કારણમાં કાર્ય વિલીન થાય તો પણ કાર્યગત ધર્મો કારણને દૂષિત કરતાં નથી એ સિદ્ધ થાય છે.

અર્થાત્ કારણમાં ઓગળતું કાર્ય આત્મીય ધર્મોથી કારણને દૂષિત કરે જ છે એવો નિયમ નથી. ઉલટું કારણમાં ઓગળતું કાર્ય પોતાના ધર્મોથી કારણને અભડાવી શકતું નથી. સોનાની વીંટી-ભાંગી જાય અને તેના મૂળ કારણમાં મળી જાય-સોનામાં જઈ મળે, તેથી મૂળ સોનાને વીંટીના ધર્મો લીંપી શક્તા નથી. ઘડો ફૂટી, ધરામાં મળે તો આત્મીય ધર્મોથી ધરાને એ અભડાવી શકતો નથી. ઉલટું પૂર્વપક્ષીના પક્ષમાં જ આ બધાય દોષો લાગુ પડે છે. કારણમા જો કાર્ય સ્વધર્મો સહિત રહેતું હોય તો તેને લય જ ન કહેવાય! અને કારણ અને કાર્ય એક છે-અનન્ય છે છતાં કાર્યનું કારણાત્મત્વ સ્વીકૃત હોય છે. કારણનું કાર્યાત્મત્વ નહીં! એ આગળ પણ કહેવામાં આવશે. ઉપરાંત લયકાળે જ શા માટે, સ્થિતિકાળે પણ એ જ પ્રસંગ આવીને ઉભો રહે કેમકે કાર્યકારણની અનન્યતા સ્વીકારેલી છે. કાર્ય કારણથી અનન્ય છે, એ તો અનેક શ્રુતિઓ કહે છે. इदं सर्वं यदयमात्मा આ બધું છે તે આ આત્મા છે. (બૃ૦ ૨-૪-૬) आत्मैवेदं सर्वम्-આત્મા જ આ બધું છે. (છાં૦ ૭-૨૫-૨) ब्रह्मैवेदं अमृतं पुरस्तात्-અમૃત બ્રહ્મ જ છે આ સામું બધું. (મું૦ ૨-૨-૧૧) सर्वं खलु इदं ब्रह्म-આ બધું બ્રહ્મ છે. (છાં૦ ૩-૧૪-૧) વગેરે શ્રુતિવાક્યો આનાં સાક્ષી છે. અને સ્થિતિકાળે પણ કાર્યના ધર્મોથી કારણ અસસ્પૃષ્ટ જ રહે છે તેમ લય કાળે પણ રહે છે! છેવટે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે શું?-સિવાય કે પરમાત્માની અનવગાહ્ય લીલા! માયાવી જેમ જાતે પ્રસારેલી માયાથી સદૈવ અસ્પૃષ્ટ જ રહે છે-માયાવીઓનો પણ માયાવી પરમાત્મા પોતાની જ પ્રસારેલી માયાથી અણ-ખોટયો રહેતો હોય તો તેમાં આશ્ચર્ય શું? આથી સાક્ષી પરમાત્મા સાક્ષ્ય જગતના ધર્મોથી ન લેપાતો હોય તો તેમાં નવાઇ નથી. મિથ્યાજ્ઞાન તેમનું તેમ રહેતું હોઇને પ્રલય પછીની ઉત્પત્તિ માટે પણ શંકા નાપાયાદાર છે. ઉલટી શ્રુતિ જ આ વાતને તો સ્પષ્ટપણે સમજાવે છે કે इमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामहे इति त इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतंगो वा दंशो वा मशको वा यद्यद् भवन्ति तदाभवन्ति ॥ આ સમસ્ત પ્રજાઓ સત્‌માં સંપન્ન થઇને પણ

નથી જાણતી કે અમે સત્‌માં સંપન્ન થઈએ છીએ. તે અહીં વાઘ કે સિંહ કે વરાહ, કે કીટ કે પતંગ, મચ્છર કે માંકડ કે જે કંઈ હોય છે તે પાછાં તે જ રૂપે થઈ ને આવે છે. (છાં૦ ૬-૧-૨-૩) મુક્તાઓનું મિથ્યાજ્ઞાન નષ્ટ થયેલું હોઈને એમને પુનર્જન્મનું કોઈ નિમિત્ત રહેતું નથી, અને આથી તેઓ પુનઃ સૃષ્ટિ પામતા નથી. આ અને આ રીતે જોતાં ઔપનિષદ દર્શનમાં કોઈ અસમંજસતા નથી. ॥ ૯ ॥

આમ પ્રતિવાદીની શંકાનું નિવારણ કરી હવે તેણે બતાવેલા દોષો તેના જ પક્ષને દૂષિત કરે છે એમ બતાવતાં સ્વપક્ષની નિર્દોષતા સાધે છે કેઃ-

## स्वपक्षदोषाच्च ॥ १० ॥

ચ=અને સ્વપક્ષદોષાત્=પોતાના પક્ષમાં એ જ દોષો પ્રાપ્ત થતા હોઈને પણ પ્રધાનને જગતનું કારણ માનવું યોગ્ય નથી.

પૂર્વપક્ષે જે દોષો સિદ્ધાન્ત પક્ષના ઉપર આરોપ્યા છે તેના તે દોષો પોતાના પક્ષે પણ છે જ એ પૂર્વપક્ષી જાણતો નથી કે શું? પ્રકૃતિવાદી પણ પ્રકૃતિને અવયવરહિત, અગ્રાહ્ય અને અવ્યક્ત માને છે. અને એવી પ્રકૃતિમાંથી સાવયવ-વ્યક્ત-સાકાર અને ગ્રાહ્ય પદાર્થોની ઉત્પત્તિ માને છે. તો એને પણ કારણથી વિલક્ષણ કાર્યોત્પત્તિનો દોષ લાગે જ. ઉપરાંત એને પણ અસત્કાર્યવાદ સ્વીકારવો પડશે કેમકે શબ્દાદિહીન પ્રકૃતિમાંથી કાર્યની ઉત્પત્તિ બાદ શબ્દાદિધર્મોનો તેમાં અનુપ્રવેશ માને છે અને એ તો અસત્-કાર્યવાદની બાંય ઝાલી જ ગણાય! જે પહેલાં કારણમાં કારણરૂપે નથી તેની પાછળથી ઉત્પત્તિ વર્ણવવી એ શૂન્યમાંથી સત્‌નેજ જન્માવવાનો પ્રયત્ન ગણાય! ઉપરાંત પ્રલયકાળે પ્રધાનવાદીનું પ્રધાન પણ મહદાદિ કાર્યોના ધર્મે લેપાતું નથી એમ તે માને છે તો પછી વેદાન્ત ઉપર જ કાદવ ઉરાડવાની કાંઈ જરૂર! અને આથી પોતાનામાં જે દોષો છે તેનું બીજાનામાં ઉદ્‌ભાવન કરવું એ અયોગ્ય જ ઠરે. અને આથી જગત્ બ્રહ્મકારણક છે એ જ યુક્તિયુક્ત છે. ॥ ૧૦ ॥

ઉપરના કથન અંગે પ્રતિવાદી દ્વારા લાવી શકાય એવા આક્ષેપ સ્વયં ઉઠાવી, ગ્રંથકાર તેનું સ્વયં નિરાકરણ કરતાં કહે છે કેઃ-

## तर्काप्रतिष्ठानादप्यनुमेयमिति चेदेवमप्यनिर्मोक्षप्रसंगः ॥ ११ ॥

શ્રૌત દર્શન અસમંજસ નથી એટલું અનુવર્તિત જાણવું. तर्काप्रतिष्ठानात् अपि તર્કની આબરુ ન હોવાથી પણ તેના બળે પણ શ્રૌત મત અસમંજસ છે એમ ન

માનવું ઘટે. अन्यथा=પ્રકારાન્તરે अनुमेयं=તર્કની પ્રતિષ્ઠા આશરનું અનુમાન કરવું જોઈએ એમ चेत्=જો કહો તો તે પણ યોગ્ય નથી કેમકે एवं अपि=અન્યથા અનુમાન કર્યે પણ अविमोक्षप्रसंगः=તર્કની અપ્રતિષ્ઠારૂપ દોષમાંથી મુક્તિ મળતી નથી.

શ્રુતિથી જ જે પદાર્થનું યથાર્થ જ્ઞાન થઈ શકતું હોય તેમાં તર્કનું ટટ્ટુ ચાલતું નથી. કેમકે તર્કની પ્રતિષ્ઠા-આબરૂ ઓછી છે. તર્ક પુરુષની ઉત્પ્રેક્ષામાત્રરૂપ હોઈને નિરંકુશ હોઈ શકે છે. જગતમાં જોવામાં આવે છે કે આજે તર્કથી જે સ્થાપિત થાય તે આવતી કાલે વધારે બળવાન તર્કથી ઉખડી જાય છે, અને આવતી કાલના તર્કની પ્રતિષ્ઠા પરમ દિવસે ઝોખમાય છે. ઉપરાંત કપિલ ઋષિ જેવા કોઈ એક મહાત્માના તર્કોનો આદર કરવો ઘટે એ પણ ખરાબર નથી કેમકે એવા મહાત્માઓના તર્કો પણ પરસ્પર વિરૂદ્ધ હોય છે. અને આથી જગતના કારણ અંગેની અતિગંભીર વિચારણા અછકલા અને અપ્રતિષ્ઠિત તર્કનો આદર કરતી ન હોય તો તે યોગ્ય છે.

કદાચ એવી શંકા કરી શકાય કે અમે એવું તો અનુમાન કરીશું કે જેથી અપ્રતિષ્ઠાનો દોષ જ ન આવે! પ્રતિષ્ઠાવાળો કોઈ તર્ક જ હોઈ શકતો નથી, એમ તો કહેવાય એમ નથી. કેમકે પૂર્વતર્કને ઉખેડનારા પણ ઉત્તરતર્ક જ હોય છે! તર્કમાત્રજ જો અપ્રતિષ્ઠિત હોય તો લોકવ્યવહારનો જ ઉચ્છેદ થઈ જાય! કેમકે લોકો તર્કના આશ્રયે પણ વ્યવહાર કરે જ છે! ઉપરાંત શ્રુતિપક્ષનું નિર્ધારણ પણ તર્કના ઉપર અવલંબે છે. અને મનુમહારાજ જેવા આપ્ત પુરૂષે તર્કની ઘેરી પ્રતિષ્ઠા ગાઈ છે. प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम्। त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता (મનુ૦ ૧૨-૧૦૫) आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना। यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः॥ પ્રત્યક્ષ, અનુમાન અને વિવિધ આગમથી મંડિત શાસ્ત્ર-આ ત્રણનો ધર્મની શુદ્ધિ ચાહનારે પૂરો પરિચય કરવો. (મનુ૦ ૧૨-૧૦૫) વેદશાસ્ત્રથી અવિરોધી આર્ષ ધર્મોપદેશને જે તર્ક દ્વારા અનુસંધિત કરે છે તે ધર્મને જાણે છે, બીજો નહીં. (મનુ૦ ૧૨-૧૦૬) નિરુક્તના પરિશિષ્ટોમાં પણ તર્કનો સત્કાર જોવામાં આવે છે. ત્યાં કહ્યું છે—मनुष्याः वा ऋषिषु उत्क्रामत्सु देवान् अब्रुवन् को नः ऋषिः भविष्यति तेभ्यः एतं तर्कं ऋषिं प्रायच्छन्॥—ઋષિઓ એક પછી એક ઉત્ક્રમણ કરતા લાગ્યા ત્યારે મનુષ્યોએ દેવોને કહ્યું અમારામાં ઋષિ કોણ રહેશે? ત્યારે તે દેવોએ તેમને-મનુષ્યોને તર્ક આપ્યો (નિ૦ પરિ૦ ૧-૧-૧૨) અને તર્ક પ્રતિષ્ઠ

રહિત હોય એ જ એનું ભૂષણ છે! તો જ ભાવિની પ્રતિભાને અવકાશ રહે છે! અને દાદા મૂઢ હોય એટલે પૌત્રે પણ રહેવું એવો તો ન્યાય હોઈ શકે નહીં! આથી તર્કની અપ્રતિષ્ઠા એ દોષ જ કેમ ગણાય?

આ શંકાના વ્યાજબી અંશો સ્વીકારીએ તોપણ જે વિષયની—જે પ્રકરણની ચર્ચા પ્રસ્તુત છે તે વિષયમાં તો તર્કની પ્રતિષ્ઠા નથી જ નથી! વિશ્વનું ભાવયાથાત્મ્ય અતિ ગંભિર છે. કેવળ તર્કથી એ સમજાય કે ઉકલે એમ નથી. મુક્તિમાં પરિણમનારૂં સમ્યક્ જ્ઞાન, કેવળ તર્કપ્રાપ્ય નથી. અને આથી આગમની સચિવતા વિના એમાં પત્તો નથીજ. પરબ્રહ્મ પરમેશ્વર પ્રત્યક્ષનો વિષય નથી કેમકે તેનાં રૂપ વગેરે નથી. અનુમાનનો પણ એ વિષય નથી કેમકે લિંગાદિનો અહીં અભાવ છે. આમ આ વિષય પૂરતું તો તર્કની આબરૂ ઓછી છે. હાં, અહીં પણ તર્કને સ્થાન છે. પણ તે તર્ક શ્રુતિથી અનુગ્રહીત હોય તો જ. શ્રુતિના અનુગ્રહ વિનાનો કોરો અને અનાર્દ્ર તર્ક આ ઠેકાણે પ્રતિષ્ઠિત નથી. વસ્તુતંત્ર હોઈને તત્વજ્ઞાન એકરૂપ જ હોય! જ્યારે તાર્કિક કલ્પના ઉપર રમનારાઓ તો પરસ્પર વિરૂદ્ધ જ્ઞાન બતાવતા જોવામાં આવે છે! અને જગતના ત્રિકાળના તાર્કિકોનું સંમેલન ભરી છેવટે તે માટે એકરૂપ નિર્ણય કરાવી લેવો પણ શકય નથી. આથી શ્રૌતજ્ઞાન જ સમ્યક્-જ્ઞાન છે. એ સિવાય બીજે બંધન જ છે. અવિમોક્ષ જ છે. અને આથી શ્રુતિ અને શ્રુતિ અનુસારી તર્કાનુસાર પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું સર્વથા કારણ છે એ નિશ્ચિત છે. ॥ ૧૧ ॥

આમ કેવળ પ્રકૃતિવાદનું તાર્કિક ખંડન કરી તેનો જ અતિદેશ કરતાં કહે છેઃ—

**एतेन शिष्टापरिग्रहाः अपि व्याख्याताः ॥ १२ ॥**

*एतेन*=આ દ્વારા *शिष्टा*=શિષ્ટ પુરુષોથી અસ્વીકૃત ઈતર વાદો *अपि*=પણ *व्याख्याताः*= નિરાકૃત થયેલા જાણી લેવા રહે છે. ॥ ૧૨ ॥

પ્રકૃત પ્રધાનવાદના નિરાકરણ દ્વારા એવા જેટલા શિષ્ટોને અમાન્ય વાદો છે તે બધાયનાં નિરાકરણ થઈ ગયાં છે એમ જાણી લેવું. કેમકે નિરાકરણ બધામાં સરખું જ છે. બીજા વાદો સામે પણ આજ દલીલો છે કે જગતના કારણની મીમાંસા અતિગંભીર હોઈને કેવળ તર્કનો તેમાં પત્તો નથી, ઉપરાંત તર્કની સ્વરૂપે જ પ્રતિષ્ઠા નથી, ઉપરાંત બીજી રીતે અનુમાન કરો તો પણ મોક્ષ નથી. અને આગમવિરોધ તો છે જ. આ બધીય દલીલો ઈતર સર્વ અવૈદિક વાદો સામે ધરી શકાય છે. અને તે રીતે તે સૌ પરાસ્ત થાય છે. ॥ ૧૨ ॥

તર્ક નિમિત્તે પ્રધાન કારણવાદનો નિરાસ થયો. બ્રહ્મકારણવાદને હલાવી જોવાને પુનઃ એક તાર્કિક દોષનું આરોપણ અને નિવારણ કરતાં સૂત્રકાર કહે છે કેઃ–

## भोक्तापत्तेरविभागश्चेत् स्याल्लोकवत् ॥ १३ ॥

भोक्तापत्ते.=બ્રહ્મને જગતનું કારણ માની લેતાં તેમાં ભોક્તાપણુ આવતું હોઇને अविभाग=જીવ તથા શિવનો તથા જીવ અને જડનો વિભાગ-પરસ્પર વિભાગ સિદ્ધ નહીં થાય इति चेत्=આમ જો કહેતા હો તો તે બરાબર નથી કેમકે लोकवत्=લોકમાં જેમ જોવામાં આવે છે તેમ એમાં પણ स्यात्=થાય-થઈ શકે છે.

પરબ્રહ્મ પરમાત્માને જગતનું સર્વથા કારણ માનતાં એક બીજું કષ્ટ ઉપસ્થિત થાય છે. એનો સીધો સાદો અર્થ એ થશે કે બ્રહ્મ જ જીવરૂપે કર્મફળ-સુખદુઃખાદિને ભોગવે છે. એટલે કે બ્રહ્મ જ ભોક્તા છે. અને આમ થતાં જીવ અને શિવનો વિભાગ જ નહીં રહે. ઉપરાંત જડ પદાર્થોમાં પણ ભોક્તાપણું આવી જતાં ભોક્તા અને ભોગ્ય એવો વિભાગ પણ સંભવિત નહીં રહે ! અર્થાત્ જ પદાર્થો અને તેમની શક્તિઓનો સર્વથા સંકર જ આવીને ઉભશે અને આ યોગ્ય જ નથી.

ઉપરની દલીલે થતાં સૂત્રકાર જવાબ વાળે છે કે આમ માનવું યોગ્ય નથી, જેમ લોકમાં તેમ પરમાર્થ પ્રકરણમાં એવું થઈ શકે છે यथा लोके तथा वेदे નો ન્યાય અહીં લાગુ પડે છે.

જગતમાં એવું જોવામાં આવે છે કે એક જ કારણમાંથી ઉપજેલી વસ્તુઓનાં પ્રત્યક્ષ વિભાગનું દર્શન થાય છે અને છે. અને એ દર્શન ઉપરથી જગદીશ-જીવ-જગતનો વિભાગ પણ સિદ્ધ થઈ શકે ! જેમ ગર્ભસ્થ બાળક એ પોતાના પિતાનો જ અંશ છે પણ ગર્ભવાસની પીડા તો તે બાળક જ ભોગવે છે-પિતા નહીં, અને તે પિતા અને શિશુનો વિભાગ પણ પ્રત્યક્ષ જ છે. એનો જ-આ દૃષ્ટાન્તનો જ વિનિયોગ આ પ્રકરણાર્થમાં થઈ શકે. -અને તેથી પિતૃસ્થાનીય પરમાત્માને ભોક્તૃભાવની આપત્તિ નહીં આવે. ઉપરાંત જીવ શિવનો વિભાગ પણ નિર્બાધ થાય. ઉપરાંત એક જ પિતાના અનેક સંતાનો પરસ્પર એક બીજાનાં સુખદુઃખ ભોગવનાં નથી સૌ ભિન્ન ભિન્ન જ ભોગવે છે. ઉપરાંત એક જ પૃથ્વીનાં ઘટ પટ વગેરે કાર્યોમાં ભેદની ઉપલબ્ધિ વિના પ્રયત્ને થાય છે અને તે કાર્યો પરસ્પરમાં સંકીર્ણ થનાં નથી. તેમ એક જ પરબ્રહ્મ પરમાત્માનાં અસંખ્ય કાર્યો હોવા છતાં તેમના પારસ્પરિક વિભાગમાં અડચણ નહીં આવે-અને છેવટે તો આ બધાય

વિભાગવાદ છે કઈ ચીજ? એક જ અનન્ત વિચિત્ર શક્તિસંપન્ન પરમાત્માની તે તે શક્તિઓનો પરસ્પરોપયોગી સહકારી મંગલમય વિન્યાસ માત્ર જ છે ને! આ તો વ્યવહાર સિદ્ધિ પૂરતી વિચારણા માત્ર છે. પરમાર્થસત્તા તો પ્રભુની જ–પરમાત્માની જ છે ને? અસ્તુ. આથી નીચેની ભૂમિકાએ બધી વ્યવસ્થા શક્ય છે. ॥ ૧૩ ॥

શંકા ઉઠાવતાં પૂર્વપક્ષી કહે છે કે આમ માનતાં કારણ અને કાર્યની અનન્યતા–નહીં સિદ્ધ થાય! નિરાકરણ કરતાં સૂત્રકાર કહે છે કેઃ–

**तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ॥ १४ ॥**

आरम्भणशब्दादिभ्यः=આરંભણ શબ્દ વગેરે હેતુઓ દ્વારા तदनन्यत्वं=કાર્યની કારણથી અભિન્નતા સિદ્ધ થાય છે.

કારણથી કાર્ય અભિન્ન છે એમ શ્રુતિ સ્વયં સમર્થિત કરે છે. **यथा सोम्य! एकेनमृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद् वाचारंभणं–विकारो नामधेयं मृत्तिका इत्येव सत्यम्** હે પ્રિય દર્શન! જેમ એક માટીના પિંડને જાણવાથી માટીનું બનેલું બધું જણાઈ જાય છે. વિકાર તો વાણીના આરંભમાત્ર–નામમાત્ર છે–મૃત્તિકા જ સત્ય છે એમ વગેરે (છાં૦ ૬–૧–૪) આ શ્રુતિબોલ કારણકાર્ય અનન્યત્વનો પ્રતિપાદક છે. જેમ માટીના પિંડને જાણી લેવાથી તે પિંડમાંથી ઉત્પન્ન થયેલાં સમસ્ત ઘટ શરાવ વગેરે કાર્યો આપમેળે જણાઈ જાય છે. નામ અને રૂપ તો વ્યવહાર માટે છે. વાણીથી તેમનું કથનમાત્ર છે. હકીકતમાં તો કાર્યરૂપે પણ માટી જ છે. તે જ પ્રમાણે કાર્યરૂપે વર્તમાન આ જગત અસલમા તો પરબ્રહ્મ સ્વરૂપ જ છે. સૂત્રમાનો આદિ ( आदि ) શબ્દ **एतदात्म्यमिदं सर्वं**–એનાથી આત્મવાળું છે આ બધું–વગેરે પ્રકરણસ્થ બીજાં વાક્યોનો પણ આ જ અર્થને પ્રતિપાદિત કરતો ધ્વનિ છે, એમ બતાવે છે. **इदं सर्वं यदयमात्मा**–આ બધું જે આ આત્મા છે ( બૃ૦ ૨–૪–૬ ) **ब्रह्मवेदं सर्वम्**–આ બધું બ્રહ્મ જ છે. ( મું૦ ૨–૨–૧૧ ) **आत्मैवेदं सर्वम्** આ બધું આત્મા જ છે. છાં૦૭–૨૫–૨ ) **नेह नानास्ति किञ्चन**–અહીં નાના કશું નથી. બૃ૦ ૪–૪–૧૧ ) વગેરે શ્રુતિબોલો કાર્યથી કારણની અનન્યતાનાં જ પુરસ્કર્તા છે! અને આથી કારણકાર્યની અનન્યતા સ્પષ્ટ છે.

ઉપરાંત એ જ પ્રકરણનો આરંભ કરતાં શ્રુતિએ કહ્યું છેઃ–**सदेव सोम्य इदमग्रे आसीद् एकमेवाद्वितीयम्**–આ બધું આગળ હે સોમ્ય! સત્ જ હતું એક અને અદ્વિતીય. (છાં૦ ૬–૨–૧) આ વાક્ય કારણ કાર્યની અનન્યતા ઉપરાંત આ ભોક્તા ભોગ્ય ભાવે પ્રસરેલું જગત ઉત્પત્તિ

પૂર્વે પણ હતું જ–ફક્ત પરમાત્માની શક્તિ સ્વરૂપે. અને જેમ વીંટી વગેરે અલંકારો ઉત્પત્તિ પહેલાં અને લય પછી પોતાના કારણમાં શક્તિ રૂપે રહે છે તેમ આ સ્થાવર જંગમ જગત્ ઉત્પત્તિ પૂર્વે અને લય પછી પણ પરમાત્મામાં જ રહે છે અને તેનાથી અભિન્ન જ છે. શક્તિ અને શક્તિમાન અનન્ય જ હોય છે. ભગવાને પણ ગીતામાં કહ્યું છે–**भूमिरापो नलो वायुः खं मनो बुद्धिरेव च। अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे परां। जीव भूतां महाबाहो। ययेदं धार्यते जगत्॥** ભૂમિ, જળ. અગ્નિ, વાયુ, આકાશ, મન અને બુદ્ધિ, અહંકાર–આ મારી આઠ પ્રકારે વહેંચાયેલી મારી પ્રકૃતિ છે તે અપરા એમ કહેવાય છે; આથી ભિન્ન મારી પરા પ્રકૃતિ–જીવરૂપ થયેલી છે–જેનાથી આ જગતનું ધારણ થાય છે. અને તે ઉપરાત ઉમેર્યું છે કે **एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय। अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा॥** તમામ ભૂતો આ બે રૂપી–પરા અપરારૂપી કારણવાળાં છે, એમ જાણ. અને હું સમસ્ત જગતનો ઉદ્ભવ અને પ્રલય કરું છું. અને આથી પરમાત્માથી તેની જ વિચિત્ર, દિવ્ય, પરાપરા શક્તિના વિલાસ-વિન્યાસ રૂપ જગત્ અભિન્ન છે. ॥ ૧૪ ॥

વળી કારણથી કાર્યની અનન્યતા સિદ્ધ કરતાં કહે છે કેઃ—

## भावाच्चोपलब्धेः ॥ १५ ॥

ચ=અને આ ઉપરાંત ભાવાત્=પ્રત્યક્ષ દર્શન પણ કારણ કાર્યની અનન્યતા સિદ્ધ રે છે.—

કેવળ શબ્દ પ્રમાણ જ નહીં પ્રત્યક્ષ પણ કારણથી કાર્યનું મભિન્નત્વ સિદ્ધ કરે છે. તંતુઓના જ વિન્યાસરૂપ વસ્ત્રમાં તંતુઓથી મેન્ન વસ્ત્ર નામનું કાર્ય જ નથી. તંતુઓ જ વાણાતાણારૂપે પટાકારે દેખાય છે. અને તે જ પ્રમાણે આગળ વધતાં તંતુઓમાં રૂના અંશો જ એક માસ પ્રકારે ગ્રથિત હોય છે. અને અંશોમા પણ તેના અવયવો જ છે! i જ પ્રમાણે પરંપરાએ બ્રહ્મમાં જ સૌની નિષ્ઠા હોઈ શકે છે અને આથી ાણ કાર્ય કારણથી અભિન્ન જ છે. ॥ ૧૫ ॥

વળી આ જ વાતને દૃઢ કરતાં કહે છેઃ—

## सत्त्वाच्चावरस्य ॥ १६ ॥

અવરસ્ય=કાર્યનું સત્ત્વાત્=સત્ શ્રુતિમાં કહ્યું હોવાથી ચ=પણ અનન્યત્વ સિદ્ધ થાય છે

ઉત્તરકાલીન કાર્યનું પૂર્વે પણ સત્વ હોય છે જ એ વાત શ્રુતિ કહે છે. सदेव सोम्य! इदमग्र आसीद्—હે સૌમ્ય! આ બધું આગળ સત્ય જ હતું. (છાં૦ ૬-૨-૧) आत्मा वा इदमेक एवाग्र आसीद्—નિશ્ચય આ બધું આગળ એક આત્મારૂપ જ હતું. (છાં૦ ૨-૪-૧-૧). વગેરે શ્રુતિવાક્યો આ અર્થનાં દ્યોતક છે. જે જેમાં જે રૂપે ન હોય તે તેમાંથી ઉપજી શકે નહીં! જેમકે રેતીમાંથી તેલ! આથી ઉત્પત્તિ પહેલાં કારણથી અભિન્ન કાર્ય ઉપજે તો પણ કારણથી અભિન્ન જ હોય છે, એમ સિદ્ધ થાય છે. બ્રહ્મ અને જગત બન્ને ત્રણે કાળમાં સત છે અને સત્ય એક જ છે-આથી પણ બન્નેનું અનન્યત્વ જ સિદ્ધ થાય છે. ॥ ૧૬ ॥

શ્રુતિવાક્યોમાં આ અંગે દેખાતા વિરોધાભાસનું નિરાકરણ કરતાં કહે છે કે:-

## असद्व्यपदेशात् नेति चेन्न धर्मान्तरेणवाक्यशेषात् ॥१७॥

चेत्=જો એમ કહો કે બીજી શ્રુતિમા કાર્યને ઉત્પત્તિ પહેલા असद्व्यपदेशात्=અસત્ તરીકે બતાવ્યુ હોઈને न=સત્કાર્યવાદ બરાબર નથી इतिचेत्=આમ જો કહો તો न=બરાબર નથી એ અસત્નો નિર્દેશ તો धर्मान्तरेण=ઇતર ધર્મની અપેક્ષાએ છે અને એ વાત वाक्यशेषात्=વાક્યશેષ-વાક્યના અંતિમ ભાગથી સિદ્ધ થાય છે.

ભલા! શ્રુતિ જ કવચિત્ સત્માથી અસત્ની તો કવચિત્ અસત્માથી સત્ની ઉત્પત્તિ બતાવે છે. असदेवेदमग्र आसीत् (છાં૦ ૩-૧૧-૧) ઉપરાંત તૈત્તિરીય શ્રુતિ પણ કહે છે "असद्वा इदमग्रे आसीद्" (તૈત્તિ૦ ૨-૭-૧) અને આમ અસત્ તરીકે કાર્યનો ઉલ્લેખ હોઈને ઉત્પત્તિની પહેલાં કાર્યનું સત્વ-હોવાપણું ઉચિત નથી.

આનો જવાબ આપતા સૂત્રકાર કહે છે કે ભલા! "असत्" શ્રુતિનો અર્થ પૂર્વપક્ષ સમજ્યો લાગતો નથી. અસત્ શબ્દે અહીં અત્યંત અસત્ય એવો અર્થ દ્યોતિત નથી. અસત્ શબ્દે અહીં જે નિર્દેશ છે તેના ધર્માન્તરનો ઉલ્લેખ મળે છે કાર્ય ઉત્પત્તિ પહેલા "અપ્રકટતા" રૂપી ધર્મથી આક્રાન્ત હતુ એ જ કાર્ય ઉત્પત્તિ બાદ પૂર્વધર્મ ત્યજીને ઉત્તરધર્મ -પ્રકટતા રૂપે ધર્મને સ્વીકારે છે. બાકી ન હોય તે કદી અસ્તિત્વમા આવી શકે નહીં. અને આ વાત વાક્યના શેષે સિદ્ધ થાય છે. શરૂઆતમાં જે સંદિગ્ધ તે અંતે નિશંક છે. અહીં असदेव ...आसीत् એમ કહ્યુ છે. "असत्" શબ્દથી પ્રારંભ કરી તે અસત્નો જ "तत्" શબ્દે પુન ઉલ્લેખ

કરી તેને सत् એ પ્રમાણે વિશિષ્ટ કરે છે કે तत् सदासीत् "आसीत्" એટલે હતું. असत् વસ્તુને પૂર્વ કે ઉત્તરકાળ સાથે સંબંધ જ હોતો નથી. અહીં તો "હતું" એમ કરી પૂર્વકાળ સાથે સંબંધ બતાવે છે. ઉપરાંત असद्वा इदमग्र आसीत् આ શ્રુતિમાં પણ છેવટે तदात्मानं स्वयमकुरुत-એવો વાક્યશેષ છે, અને આથી અહીં પણ "असत्" શબ્દ અત્યંતાભાવના અર્થમાં નથી. આથી પ્રાકટ્યરૂપી ધર્માન્તર વિનાનું આ જગત્ પૂર્વે હતું-અને કારણ સ્વરૂપે હતું એ જ સિદ્ધ થાય છે. આથી શ્રુતિઓમાં કોઈ વિરોધ કે તકરાર નથી. ॥ ૧૭ ॥

ઉક્તવાતને દૃઢ કરતાં વળી કહે છે કેઃ-

## युक्तेः शब्दान्तराच्च ॥ १८ ॥

युक्तेः=યુક્તિથી च=તથા शब्दान्तरात्=ઇતર શ્રુતિથી પણ કારણથી કાર્યની અનન્યતા જ સિદ્ધ થાય છે.

કારણથી કાર્ય અનન્ય છે એ યુક્તિથી પણ તેટલું જ સિદ્ધ થાય છે. વસ્તુગત્યા જેનો અભાવ જ હોય તેનો પ્રયત્ને પણ ઉત્પાદ થઈ શકે નહીં. રેતીમાં તેલ રહેતું નથી અને આથી કરોડો યત્ને પણ તેમાંથી તેલ નીકળતું નથી! તલમાંથી જ તેલ જન્મે એ જ બતાવે છે કે તેલ જન્મ્યું તે પહેલાં તે તલમાં હતું જ અને હતું એવું જ તેલ તેલી કે યન્ત્ર વગેરેના યત્ને પ્રકટયું છે. અને આમ ઉત્પત્તિ પૂર્વે પણ હોનારૂં કાર્ય કારણથી અનન્ય હોય તો જ શકય છે. કેવળ અભાવમાંથી કંઇ પણ જનમતું હોત તો તો બધી વસ્તુ બધામાંથી જન્મી પડત અને પછી દૂધપાક ખાવા ઇચ્છનારે દૂધ માટે રાહ જોવાની જરૂર ન રહેત! કેરોસીનમાંથી પણ દૂધપાક નીકળી શકત! પણ તેવું જોવામાં આવતું નથી. અને આથી યુક્તિ કહે છે કે કારણથી કાર્ય અનન્ય જ છે. બ્રહ્મથી જગત જુદું નથી! બ્રહ્મમાં જ એ હતું છે અને હશે અને તે પણ તેની શક્તિરૂપે જ. ઉપરાંત છાંદોગ્યમાં कथं असतः सज्जायेत-આમ આક્ષેપ કરી વિધાન કર્યું છે કે सदेव सोम्य ! इदमग्र आसीत्। ( છાં૦ ૬-૨-૧ ) ઉપરાંત કારણથી કાર્ય જો અનન્ય હોય તો येनाश्रुतं श्रुतं भवति ( છાં૦ ૬-૧-૩ ) આ શ્રુતિની પ્રતિજ્ઞા પીડાય! આથી કારણથી કાર્ય અનન્ય છે, અને સત્કાર્યવાદ જ ઘટે છે. ॥ ૧૮ ॥

બીજાં દૃષ્ટાન્ત દ્વારા પુનઃ ઉકત સિદ્ધાન્તને દૃઢતર કરતાં કહે છે કેઃ

## पटवच्च ॥ १९ ॥

पटवत्=સૂતરમા વસ્ત્રની પેરે च=પણ બ્રહ્મમા પહેલેથી જ જગત હોય છે

સૂતરમા જ વસ્ત્ર છૂપાયુ છે એ હકીકત છે અને તેમાથી જ એ પ્રકટે છે એ જાણીતુ છે જ્યા સુધી વણકરની ઇચ્છા અને પ્રયત્ન સૂતર રૂપે અજમાવતા નથી ત્યા સુધી છે એવુ વસ્ત્ર પ્રકટતુ નથી તે થતા પ્રકટે છે અને આમ પ્રાકટ્ય પહેલા અને તે પછી પણ વસ્ત્ર સૂતરમા જ છે તેમ સમસ્ત સ્થાવર જંગમ જગતનુ પણ સમજવુ રહે છે ॥ ૧૯ ॥

ઉક્ત સિદ્ધાન્તને જ દૃઢતમ કરતા કહે છે કે –

## यथा च प्राणादि ॥ २० ॥

च=અને यथा=જેમ प्राणादि=પ્રાણ ઇન્દ્રિયો વગેરે તેમ આ જાણવુ

જેમ મૃત્યુકાળે પ્રાણ ઇન્દ્રિયો વગેરે જીવાત્માના સહચર હોય છે છતા પ્રત્યક્ષ દેખાતા નથી તેમ પ્રલયકાળે પરમાત્મામા સત્તાવાળુ જગત છે છતા જણાતુ નથી આમ કાર્યની સત્તા કારણમા હોય છે જ. અને પરિણામે કારણથી કાર્ય અભિન્ન છે, અને સત્કાર્યવાદ કેવળ બુદ્ધિગમ્ય છે એમ સિદ્ધ થાય છે ॥ ૨૦ ॥

ચેતન પરબ્રહ્મ પરમાત્મા જગત કારણ છે એ સિદ્ધાન્ત ઉપર બીજી રીતે આક્રમણ કરતા પૂર્વપક્ષી કહે છે કે –

## इतरव्यपदेशात् हिताकरणादिदोषप्रसक्तिः ॥२१॥

इतरव्यपदेशात्=બ્રહ્મનો જ જીવાત્મા રૂપે અગરતો જીવનો જ બ્રહ્મરૂપે નિર્દેશ થયેલો હોઇને બ્રહ્મને જગતનુ કારણ માનતા हिताकरणादिदोषप्रसक्ति:=પોતાનુ જ હિત ન કરવારૂપી વગેરે દોષોની પ્રાપ્તિ થાય છે આથી બ્રહ્મ જગતનુ કારણ કેવી રીતે હોય ?

આ સૂત્રમા બીજા જ દૃષ્ટિકોણથી ચેતન–બ્રહ્મ–કારણવાદ ઉપર આક્ષેપ કરવામા આવે છે શ્રુતિઓમા જીવાત્માનો બ્રહ્મરૂપે નિર્દેશ જોવામા આવે છે, જેમકે तत्त्वमसि (છા૦ ૬–૮–૭) અગર તો એથી ઉલટુ બ્રહ્મનો જ જીવાત્મા રૂપે નિર્દેશ જોવામા આવે છે જેમકે–तत् सृष्ट्वा तदेवानुप्राविशत् તે સરજીને તેમા તેણે જ પ્રવેશ કર્યો (तै० ૨–૬) ઉપરાંત अनेन जीवेना त्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि–આ જીવાત્મારૂપે અનુપ્રવેશીને નામ

અને રૂપનું વ્યાકરણ કરું. (છાં૦ ૬-૩-૨) અને આ રીતે જીવ અને શિવની વચ્ચે પૂરો અભેદ જ થયો ગણાય. અને જો આ જ સાચું છે તો એ સ્વીકારમાંથી પરિણમતી પરિસ્થિતિનો સ્વીકાર પણ ન્યાય્ય જ હોવો જોઈએ. અને આથી બ્રહ્મનું સ્રષ્ટૃત્વ એ જીવાત્માનું જ ગણાય! આવું માન્યા સિવાય છૂટકો જ નથી. અને આથી એ સ્વતંત્ર હોઈને, કર્તા પણ થાય જ! અને સ્વતંત્ર કર્તા થાય તો પોતાનું તો હિત જ કરે, અશુભનું નહીં કરે. જે સ્વતંત્ર હોય તે પોતાને જેલમાં કે કારાગારમાં કેવી રીતે ધકેલે! સંસારની જેલ જાતે જ નિર્મી તેમાં શા માટે જાતે જ પૂરાય! ઉપરાંત બ્રહ્મ તો અત્યંત નિર્મળ! શાને તે અત્યંત ગંદા દેહમાં પ્રવેશે? ઉપરાંત કંઈક દુઃખકર કરી બેસે તો તેનો સ્વેચ્છાએ ત્યાગ કરી શકે! અને પુનઃ કંઈ સુખકર બનાવે! પણ આવું જોવામાં આવતું નથી એટલું જ નહીં. એનાથી ઉંધું જ નજરે પડે છે. સો કરીને યાદ કરી શકે છે. જીવાત્માએ જો જગત કર્યું હોય તો તેની યાદ રહેવી જોઈએ ને! અને ઉપરાંત એ પોતાની મીઠી મરજીથી માયાવી જેમ માયાને તેમ આ પોતાની સૃષ્ટિને ઉપસંહરી શકે. પણ પોતાના શરીરનો પણ એ સ્વેચ્છાથી ઉપસંહાર કરી શકતો નથી. આમ હિત-અકરણ, અહિત કરણ વગેરે અનેક દોષોનો સામનો કરવો પડે, જો ચેતન બ્રહ્મને કારણ તરીકે સ્વીકારીએ તો. માટે અકાટ્ય એવા આ દોષોને જોતાં બ્રહ્મ જગત્કારણ નથી જ એમ જ સિદ્ધ થવું જોઈએ. એના સિવાયનું બીજું ગમે તે હો! આ છે પૂર્વપક્ષ. ॥૨૧॥

આનો જવાબ વાળતાં સિદ્ધાન્તી કહે છે કેઃ-

अधिकं तु भेदनिर्देशात् ॥ २२ ॥

તુ=પૂર્વપક્ષનો વ્યાવર્તક છે તુ શબ્દ. અર્થાત્ (તુ) અધિકને બ્રહ્મ કહ્યો છે કેમકે ભેદનિર્દેશાત્=શ્રુતિમાંથી જીવનો શ્રુતિ ભેદ બતાવે છે.

હિતાકરણાદિ દોષો તરફ અંગુલિનિર્દેશ કર્યો તે બરાબર નથી. કેમકે જે જગતનું બ્રહ્મ જગતનું સ્રષ્ટા છે તે જગતના બ્રહ્મને એ દોષો સ્પર્શે પણ શકતા નથી. એ બ્રહ્મ સર્વજ્ઞ-સર્વશક્તિ-નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત સ્વભાવ છે. અને તે બ્રહ્મ જગતનું કારણ છે. આવું બ્રહ્મ ઉપર્યુક્ત દોષોથી અસ્પૃષ્ટ જ છે. નિત્ય મુક્તને હિતાહિતનું કરણ કે અકરણ હોતું નથી. સર્વજ્ઞ અને સર્વશક્તિને કોઈ જ્ઞાન કે શક્તિનો પ્રતિબંધ નથી. જીવાત્મા જ્યાં સુધી જીવાત્મા છે ત્યાં સુધી એવો નથી. ત્યાં સુધી એનાથી ભિન્ન છે. એ અલ્પજ્ઞ-અલ્પશક્તિ છે. અશુદ્ધિ વગેરેથી ઘેરાયેલ છે. આવો જીવ

જગતનો સ્રષ્ટા નથી. આ ભેદનો નિર્દેશ શ્રુતિ કરે છે. आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः-આત્મા સાચે જ દ્રષ્ટવ્ય, શ્રોતવ્ય, મન્તવ્ય, અને ધ્યેય છે. (બૃ૦ ૨-૪-૫) सोऽन्वेष्टव्यः विजिज्ञासितव्यः-તે અન્વેષણ કરવા જેવો છે તે વિશેષ જાણવા યોગ્ય છે. (છાં૦ ૮-૭-૧) सता सोम्य तदा संपन्नो भवति (છાં૦ ૬-૮-૧) शारीरः आत्मा प्राज्ञेनात्मना अन्वारूढः (બૃ૦ ૪-૩-૩૫) શારીર આત્મા, પ્રાજ્ઞઆત્માથી, ચોમેરથી આરૂઢ થયેલો હોઇને; આ બધી શ્રુતિઓમાં કર્મ કર્તા વગેરે ભેદ્દ એનો નિર્દેશ જોવામાં આવે છે.

પણ જેમ ભેદ તેમ तत्त्वमसि વગેરે વાક્યોમાં અભેદ પણ બતાવવામાં આવ્યો છે તો એકજ તત્વનું એકી વખતે પરસ્પર વિરૂદ્ધ દર્શન કેવી રીતે સમંજસ થાય? બરાબર. આ ભેદાભેદની વ્યવસ્થા થઇ શકે છે, આકાશ ઘટાકાશ વગેરેની જેમ સમાધાનભરી વ્યવસ્થા થઈ શકે તેમ અહીં પણ સંભવે છે.

અને ઉપરાંત ભલા પૂર્વપક્ષી! સત્યનો સ્વીકાર કરતાં ગભરાય છે કેમ? અભેદ પ્રતિપાદક વાક્યોને અનુસરી જ્યારે જીવ અને શિવના અભેદની પ્રતીતિ જ થાય ત્યારે આ જીવનું જીવપણું અને શિવનું સ્રષ્ટાપણું પણ આપમેળે અદૃશ્ય થાય જ! આ બધા પ્રપંચો તો પેલી અતિભવ્ય પ્રતીતિ નથી થઈ ત્યાં સુધીના જ છે! એ પ્રતીતિ થતાં મિથ્યાજ્ઞાનનો અતિ સાચો લેખાતો આ અત્યાચાર શાંત જ થાય! સત્ય ખૂબ અદ્દભુત હોય છે. કદી બની શકે નહીં એવી ભ્રાન્તિમાં જ તે છુપાતું ફરે છે! ભ્રાન્તિનાં પોલાણ ખુલ્લાં પડતાં સત્યની ઘનતા સમજાય છે. અને જ્યાં સુધી આમ પ્રતીતિ નથી થઈ ત્યાં સુધી આ ભેદ વ્યવહાર વણટોક વણરોક ચાલ્યા જ કરશે અને ત્યાં સુધી સિદ્ધાન્તી તેને વગ પણ આપશે જ. આ સિદ્ધાન્તીની કરૂણા છે કે ભ્રાન્તિને એ ટકવા દે છે. પણ જ્યારે એ એને દૂર કરવા ઇચ્છે ત્યારે વિપળના કરોડમા ભાગમાં એને દૂર કરી શકે છે! અને આથી સર્વજ્ઞ-સર્વશક્તિ-નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત સ્વભાવ પરમાત્માને હિતાકરણ વગેરે દોષો સ્વપ્ને પણ અડતા નથી. નવાઈની હદ લાગતું આ સત્ય-સત્યનું પણ સત્ય છે. અસ્તુ. ॥ ૨૨ ॥

આજ વાતને-સિદ્ધાન્તને સમર્થિત કરતાં સૂત્રકાર બીજી યુક્તિ કહે છે કે:

## अश्मादिवत् च तदनुपपत्तिः

च=અને अश्मादिवत्=પાષાણ વગેરેની માફક રહીને तदनुपपत्ति=તે હિતાકરણ વગેરે દોષોની બ્રહ્મમાં ઉપપત્તિ-પ્રસક્તિ નથી.

જેમ અનેક પ્રકારના પત્થરોમાં પૃથિવીપણું સામાન્ય છે છતાં તેમાં અનેક પ્રકારના ભેદો છે તેમ બ્રહ્મ સૌમાં સામાન્ય છે છતાં તેનું સૃષ્ટિ વૈચિત્ર્ય વિચિત્ર હોઇને જીવ અને પ્રાજ્ઞનું પૃથક્કપણું પણ બતાવી શકે છે. પાષાણોમાં કેટલાક અતિ કિંમતી જેમકે હીરા વૈદૂર્ય વગેરે હોય, કેટલાક મધ્યમ કિંમતના હોય જેવાં કે સૂર્યકાન્ત વગેરે અને કેટલાક કૂતરાં બલાડાંને મારવા જેવા જ હોય છે તેમ પરમાત્માની અનન્ત વિચિત્ર શક્તિ હોઈને એની સૃષ્ટિની વિચિત્રતાના વિરોધનો કોઈ પાર નથી. છતાં એ દેખાતા અનન્ત-અપાર-અનવગાહ્ય વિરોધમાં પણ એક અવિરોધ જ છે. આથી એ પોતાનાથી જીવાત્માને ભિન્ન પણ બતાવી શકે છે. અને સંસાર ચાલુ રહે તે માટે તે જરુરી પણ લાગે છે. આથી ઈશ્વરની-પરબ્રહ્મ પરમાત્માની શક્તિને કેવળ તર્કના માપદંડે ડાહ્યો ન માપે ! અને આથી જ પરમાત્મામાં અહિતાકરણ વગેરે દોષો અસંભવિત છે એ સિદ્ધ જ છે. ॥૨૩॥

હવે પ્રકારાન્તરે ચેતનવાદના ઉપર આવતા આક્ષેપનું નિરાકરણ કરતાં સૂત્રકાર કહે છેઃ-

## उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि ॥ २४ ॥

ચેત્=એ ઉપસંહારદર્શનાત્=ઘટપટ વગેરે બનાવવાને માટે બાહ્ય સાધન સંપત્તિનો સંગ્રહ જોવામાં આવે છે તેથી ન=અન્ય-સાધનાદિ શૂન્ય પરબ્રહ્મ પરમાત્મા કારણ નથી ઇતિ=તો ન=એ વાત બરાબર નથી. હિ=કેમકે ક્ષીરવત્=દૂધની માફક એ સંભવી શકે છે ! આથી પરબ્રહ્મ પરમાત્મા જ કારણરૂપ છે.

પ્રકારાન્તરે બ્રહ્મ કારણવાદના ઉપર આક્ષેપ ઉપજાવી તેનું સમાધાન અહીં આપે છે. આ જગતમાં જ્યારે પણ કોઈ કર્તા કંઈક કાર્ય કરે છે તો તે સાધન સંપન્ન જ હોય છે. ઘટ બનાવવાની સાધનસામગ્રી ન હોય તો કુંભાર ઘડો બનાવે કેવી રીતે ? વસ્ત્ર વણવાના સાધનના અભાવે વણકર વસ્ત્ર વણી જ ન શકે! આમ પ્રત્યેક કાર્ય માટે કર્તાને કાંઈક ને કાંઈક સાધન સંપત્તિની જરૂર જોવામાં આવે છે. આ બિચારૂં બ્રહ્મ તો મહાદરિદ્રી છે. એની પાસે પોતા સિવાય કશું નથી! અસહાય બ્રહ્મ આવાં મોટાં અને અનવગાહ્ય જગતને રચે તો તો પછી દરિદ્રી પણ રાજસૂય યજ્ઞ કરે! આથી નિઃસહાય અદ્વિતીય ચેતન બ્રહ્મ જગત્સષ્ટા હોય એ યોગ્ય નથી. આ છે પૂર્વપક્ષ.

જવાબ આપતાં સિદ્ધાન્તી કહે છે કે આ દલીલ બરાબર નથી. દૂધ વગેરે જેમ દ્રવ્યના સ્વભાવને લઈને કોઈ પણ બાહ્ય સાધન સામગ્રીની

આશા રાખ્યા વગર જ દધિભાવમાં ફેરવાઈ જાય છે તેમ બ્રહ્મની શક્તિ એવી છે કે બાહ્ય સાધન નિરપેક્ષપણે એ જગદ્રૂપે ભાસે! અને આથી નિરપેક્ષ ભાવે જ જગતની ઉપજ બ્રહ્મ કરી શકે છે.

પણ દૂધ પાણી વગેરે દહીં કે બરફના ભાવમાં ફેરવાય તે કેવળ બાહ્ય સાધન નિરપેક્ષ રીતે જ થાય છે એમ કહેવું યોગ્ય નથી. તેમાં પણ ગરમી વગેરે સહાયરૂપ થાય છે. તો એમ કહેવું બરાબર નથી. ગરમી વગેરે દૂધમાંથી દહીં કે પાણીમાંથી બરફ થવાની ક્રિયામાં ત્વરા તેટલી જ સાધે છે. બાકી દૂધમાં જ દહીં થવાની શક્તિ ન હોય તો ગમે તેટલી ગરમીએ પણ તે તેમાંથી ન નીપજે! બ્રહ્મ પૂર્ણશક્તિ છે. અને બ્રહ્મમાં જગતનો આભાસ અયોગ્ય નથી. શ્રુતિ કહે છે:-**न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते । पराऽस्य शक्ति विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च**-તેને કાર્ય કે કરણ નથી. તેના સમોવડો કે તેનાથી અધિક દેખાતો નથી. એની વિવિધ પરમશક્તિઓ શ્રુતિઓ ભાખે છે. એનામાં જ્ઞાન-બલ અને ક્રિયાશક્તિ સ્વાભાવિક છે. (શ્વે૦ ૬-૨) અને આથી બ્રહ્મની જગત્કારણતા નિઃશંક છે. ॥ ૨૪ ॥

ઉપર્યુક્ત સિદ્ધાન્તને જ સમર્થિત કરવા બીજું દૃષ્ટાન્ત દેતાં કહે છેઃ

## देवादिवदपि लोके ॥ २५ ॥

लोके=લોકમા देवादिवदपि=દેવ વગેરેની પેઠે પણ આ-વિના-સાધન-સામગ્રીએ સંકલ્પમાત્રથી પદાર્થો રચવાની શક્તિ જોવામા આવે છે. તેથી પરમાત્માની બાબતમાં એ શંકા ઉચિત નથી.

અર્થાત્ પૂર્વપક્ષી કહે છે કે સિદ્ધાન્તીએ આપેલું દૂધનું દૃષ્ટાન્ત બરાબર બંધ બેસતું નથી. અચેતન પદાર્થોનું વિવિધ ભવન જોવામાં આવે છે તે રીતે, ભલે વિના સાધને તે થતું. પણ ચેતન કારણની બાબતમાં તો ઉલટું જોવામાં આવે છે. કુંભાર ચેતન હોઇને વિના સાધન સામગ્રીએ કદી હાંલ્લુ બનાવી શકતો નથી. બ્રહ્મ પણ ચેતન હોઇને સહાય નિરપેક્ષ હોઈ, કેવી રીતે જગતની રચના કરી શકે?

સિદ્ધાન્તી કહે છે કે પૂર્વપક્ષીનો આ પરિતાપ મફતનો છે. દેવ વગેરેની માફક આ સમજાવી શકાય છે. દેવો-પિતરો-ઋષિઓ યોગીઓ વગેરે બાહ્ય સાધન-નિરપેક્ષ રીતે સંકલ્પ માત્રથી તે તે સૃષ્ટિ કરી શકે છે. પુરાણો વગેરે એના સાક્ષી છે. અરે! દેવો વગેરેની વાતને કોરે મૂકીએ. એક કરોળીઆ જેવું ક્ષુદ્ર પ્રાણી પણ સાધન નિરપેક્ષ થઇને તંતુજાળ ગૂંથે

છે. અને તે ઉપરાંત બલાકા નામનું પક્ષી વિના શુક્રસિંચને જ ગર્ભધારણ કરે છે એમ પક્ષી શાસ્ત્રવેત્તાઓ કહે છે. અને પદ્મિની વિના કોઈ સાધન જ એક સરોવરમાંથી બીજામાં સરકતી જાય છે એમ પુષ્પશાસ્ત્રના જાણકારોનું કથન છે. તો પછી સર્વજ્ઞ સર્વશક્તિ ચેતન પરબ્રહ્મ પરમાત્મા જો કોઈપણ સાધન વિના જ—સંકલ્પમાત્રથી સ્થાવર જંગમને જન્માવી શકતા હોય તો તેમાં નવાઈ શી?

ઉપરાંત ઉપલા દૃષ્ટાન્તોમાં જડ અંશ જ સાધન નિરપેક્ષ ક્રિયા કરે છે અગર તો ચેતન પ્રધાન જ તેને ક્રિયા હોય છે અને આથી બ્રહ્મને સમજાવવા માટે આ દૃષ્ટાન્તો યોગ્ય નથી તો તે બરાબર નથી. કેમકે અહીં આશય જુદો છે. જેમ કુંભાર અને દેવ બન્ને ચેતન છે, પણ કુંભારને સાધનની અપેક્ષા રહે છે દેવને નહીં—તેમ બ્રહ્મને કોઈ સાધનની અપેક્ષા હોતી નથી સૌનું એક સરખું સામર્થ્ય થોડું જ હોય? પરમાત્માનું સામર્થ્ય અમાપ છે. માટે બ્રહ્મ જ જગતનું અભિન્ન નિમિત્તોપાદન કારણ છે એ સિદ્ધ છે. ॥૨૫॥

દૂધ અને દેવાદિની પેરે બાહ્યસાધનનિરપેક્ષપણે ચેતન પરમાત્મા સૃષ્ટિનું સર્વથા કારણ છે એ વાત નિ:શંક થઈ ગણાય. છતાં શાસ્ત્રાર્થની પરિશુદ્ધિ માટે પુન: આક્ષેપ કરતાં પૂર્વપક્ષ કહે છે.

## कृत्स्नप्रसक्तिः निरवयवत्वशब्दकोपो वा ॥ २६ ॥

कृत्स्नप्रसक्ति=બ્રહ્મને જો જગતનું કારણ માનવામાં આવે તો તે કૃત્સ્ન=પૂર્ણપણે જગતના રૂપમાં પરિણમે છે એવું માનવાનો દોષ આવી જશે. वा=અગર તો निरवयवत्व शब्दकोप=તેનું નિરવયવ બતાવનારી શ્રુતિઓ કુપિત થતાં પ્રસંગ આવશે. આથી બ્રહ્મ જગતનું કારણ ન હોઈ શકે

અર્થાત્ પૂર્વપક્ષી સિદ્ધાન્તીને સપડાવવા માટે સબળ દલીલ કરે છે પરબ્રહ્મ પરમાત્મા નિરવયવ છે. જો એ બ્રહ્મનું જ જગત કાર્ય હોય તો સમસ્ત બ્રહ્મ જ જગતરૂપે પરિણમે. કેમકે એ બ્રહ્મ અવયવરહિત છે. અને જો એમ માનીએ કે બ્રહ્મ અવયવસહિત છે તો તે બ્રહ્મનો એક ભાગ તેટલો પરિણમે અને બાકીનો સ્વરૂપમાં જ રહે પણ તેમ માનવા પરબ્રહ્મ પરમાત્માને વર્ણવતી શ્રુતિઓનો વ્યાકોપ થાય। શ્રુતિઓ બ્રહ્મને નિરવયવ તરીકે વર્ણવે છે. निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्—નિષ્કલ-નિષ્ક્રિય-શાન્ત-નિરવદ્ય-નિરંજન-(શ્વે૦ ૬-૧૯) दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः -દિવ્ય-અમૂર્ત-બાહ્ય, અને અભ્યન્તર અને અજ છે આ પુરુષ (મુ૦ ૨-૧-૨) इदं महद्भूतमनन्तमपारं विज्ञानघन एव-

આ મહાન સત્યસ્વરૂપ પરમાત્મા અનંત, અપાર વિજ્ઞાનઘન જ છે. (બૃ૦ ૨-૪-૧૨) **स एष नेतिनेति**-(બૃ૦ ૩-૯-૨૬) **अस्थूलमनणु**-અસ્થૂલ અને અનણુ છે- (બૃ૦ ૩-૮-૮) વગેરે શ્રુતિઓ છે. અને આમ બ્રહ્મના એકદેશનું પરિણામ માનવું અસંભવિત છે અને આથી પૂર્ણબ્રહ્મનું પરિણામ માનવું પડે તો તેમ કરતાં તો મૂળનો જ ઉચ્છેદ થાય. ઉપરાંત આખું બ્રહ્મ જ જો જગતરૂપે પરિણામ પામતું માનીએ તો **द्रष्टव्यः श्रोतव्यः** વગેરે શબ્દો નિરર્થક જ થાય. કેમકે તે તો આપણી સમક્ષ છે જ! કેમકે જગતથી ભિન્ન પછી બ્રહ્મ જ ન સંભવે! અને એમ માનીએ તો **अजत्व** વગેરે શ્રુતિ શબ્દો કુપિત થાય. આ દોષમાંથી છૂટવા જો બ્રહ્મ સાવયવ છે એમ માનીએ તો બ્રહ્મને નિરવયવ તરીકે પેશ કરતી શ્રુતિઓ કંરમાય! ઉપરાંત બ્રહ્મને સાવયવ માનીએ તો તેનું અનિત્યપણું પણ આવે જ! અને બ્રહ્મ તો નિત્ય છે. આથી કોઈપણ દૃષ્ટિકોણથી જુઓ-બ્રહ્મકારણવાદ ઘટતો નથી. આ છે પૂર્વપક્ષીનો અવષ્ટંભ! ॥ ૨૬ ॥

ઉપરના આક્ષેપનો પરિહાર કરતાં આચાર્યદેવ ભણે છે કેઃ-

**श्रुतेस्तु शब्दमूलत्वात्** ॥ २७ ॥

तु=પરંતુ આ દોષ નિરાધાર છે કેમકે श्रुतेः=જગતનું સર્વથા કારણ હોવા છતાં પરબ્રહ્મ નિર્વિકાર જ છે એમ શ્રુતિ કહે છે शब्दमूलत्वात्=બ્રહ્મના સ્વરૂપ નિર્ણયે વેદ જ ઉચિતનું પ્રમાણ છે. આથી વેદઅનુસાર જ એનુ-બ્રહ્મનુ સ્વરૂપ સમજવું રહે છે.

સિદ્ધાન્તી કહે છે કે અમારો પક્ષ કેવળ નિર્દોષ છે. અમારા પક્ષે- "કૃત્સ્ન પ્રસક્તિ"-પૂર્ણબ્રહ્મનું જગતરૂપે પરિણામરૂપી દોષ ચોંટતો નથી. જેમ બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ શ્રુત્યાધાર છે તે જ પ્રમાણે બ્રહ્મનું જગતથી વ્યતિરિક્ત અવસ્થાન પણ શ્રુતિ જ દર્શાવે છે. **सेयं देवता पेक्षत, हन्त अहं इमाःतिस्रो देवताः अनेन जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणि**-તે આ દેવતાએ વિચાર્યું-અહો! હું આ ત્રણ દેવતાઓ, આ જીવાત્મા સહિત અનુપ્રવેશીને નામરૂપે વ્યાકરણ કરૂં. (છાં૦ ૬-૩-૨) **तावान् अस्य महिमा ततो ज्यायाँश्च पुरुषः। पादोऽस्य सर्व भूतानि त्रिपादस्यामृतं दिवि**-તેવડો આનો મહિમા છે-તેથી પણ મહામ છે પુરૂષ-સમસ્ત પ્રાણીઓ એનું ચરણમાત્ર છે એના ત્રણ ચરણો તો અમૃત સ્વરૂપ સ્વર્ગમાં છે. (છાં૦ ૩-૧૨-૬) વગેરે શ્રુતિ વચનો કાર્ય જગત અને કારણ બ્રહ્મનો ભેદનિર્દેશ કરે છે. એટલે કે કાર્યરૂપે ભાસતાં જગત ઉપરાંત પણ બ્રહ્મ છે

એમ બતાવે છે. ઉપરાંત કાર્યરૂપી જગતરૂપે જ જો ખતમ થઈ જતું હોય તો **सता सोम्य तदा संपन्नो भवति**–સૌમ્ય! સતની સાથે ત્યારે સંપન્ન થાય છે. (છાં૦ ૬–૮–૧) આ સુષુપ્તિગત વિશેષણ સમજાવું મુશ્કેલ થઈ પડે –કારણ કે પરબ્રહ્મ જો જગતરૂપે જ પરિણમતું હોત તો અને તે ઉપરાંત જડ રહેતું હોત તો 'સત્' સાથે સંપન્ન થાય છે એમાં 'સત' જ ન રહેત! ઉપરાંત બ્રહ્મ ઇન્દ્રિયગ્રાહ્ય નથી અને જગત ઇન્દ્રિયગાહ્ય છે. અને આથી બ્રહ્મ અવિકૃત છે.

ઉપરાંત નિરવયવત્વનો પણ કોપ થતો નથી. કેમકે બ્રહ્મની નિરવયવતા પણ શ્રુતિ જ પોકારીને કહે છે. પરમાત્માના વિષયમાં શબ્દ જ છેવટનું પ્રમાણ છે અને આથી ઈતર પ્રમાણોનો ત્યાં શબ્દપ્રમાણ જેટલો અધિકાર નથી, અને એ શબ્દપ્રમાણ એકીવખતે બ્રહ્મને "અકૃત્સ્ન પ્રસક્ત" અને 'નિરવયવ' તરીકે વર્ણવે છે. ઉપરાંત આ વિષય જ એવો છે કે એમાં શબ્દપ્રમાણ જ ચક્રવર્તી હોઈ શકે! કેવળ તર્કનો એમાં ગજ ખાતો નથી. ઈન્દ્રિયાતીત પદાર્થો માટે તો શબ્દપ્રમાણ જ છેવટનું.

પણ પૂર્વપક્ષી ભોળો નથી કે આમ સિદ્ધાન્તીને ઠરવા દે! વેદનું પ્રમાણ ગમે તેટલું સ્વીકારીએ પણ તેથી ઘોડાની ગાય અને ગાયનો ઘોડો કેવી રીતે સમજાય? વિરૂદ્ધ અર્થનું પ્રતિપાદન કેવી રીતે ન્યાયી વિચારસરણી સહી શકે? બ્રહ્મ નિરવયવ છે અને તે પરિણમે છે ને પાછું આખું બ્રહ્મ પરિણમતું નથી આ કેવી રીતે બને? પરબ્રહ્મ જો નિરવયવ જ છે તો તેનું પરિણામ નહીં સંભવે. અગર જો પરિણમે તો આખું જ પરિણમે! થોડા અંશે પરિણમે અને થોડા અંશે તેમનું તેમ રહે એમ કહો તો એનો અર્થ એ સાવયવ છે એજ દ્રાવિડી પ્રાણાયામથી આવે! ઉપરાંત આ કંઇ ક્રિયાનો વિષય નથી કે તેમાં વિકલ્પનો આશ્રય લેવાય! ક્રિયા પુરૂષતંત્ર છે. તેમાં વિકલ્પ શક્ય. પણ બ્રહ્મજ્ઞાન તો વસ્તુ ને તંત્ર છે. તેમાં વિકલ્પ નહીં નભે! અને આથી સમાધાન થવું મુશ્કેલ છે.

પૂર્વપક્ષીની આ ન્યાયનિષ્ઠા યોગ્ય છે પણ સિદ્ધાન્તીને તેની ચિંતા નથી. કેવળ તર્કથી આ ગંભીરતમ વસ્તુને અંગે ચોકખો નિર્ણય થઈ શકે નહીં! ન્યાયબુદ્ધિને બ્હેરી કરી મૂકે એજ તો અવિદ્યાનો ચમત્કાર છે! માનવની મર્યાદા છે. એ મર્યાદામાં એને આ વિષયનો છેવટનો નિર્ણય મળવો મુશ્કેલ છે. અને મનની મર્યાદાનો સ્વીકાર કરી નમ્રતમ થઈ, એ શબ્દપ્રમાણને સ્વીકારી યત્ન કરે તો પ્રભુની કરૂણાથી આ ભાવયાથાત્મ્ય એના અંતરમાં ઠરે! છેવટે જગત છે શું? પરબ્રહ્મ પરમાત્માની માનવબુદ્ધિને પડકારે એવી વિચિત્રતમ શક્તિનો જ એ

વિન્યાસમાત્ર છે ને ! પરબ્રહ્મ પરમાત્માને અવિદ્યાના ચશ્માએ જોઈએ ત્યારે એમા નામરૂપ આદિ સમસ્ત ભેદો પ્રતીત થાય છે એટલુ જ ! અને આથી એ વ્યવહારને મહન કરવા પૂરતુ જ પરબ્રહ્મ પરમાત્મા જગતરૂપે પરિણમે છે એમ કહેવામા આવે છે બાકી મૂળમા—એના પારમાર્થિક સ્વરૂપની અપેક્ષાએ પરમાત્મા અવિકૃત જ છે ! અને એ દ્દષ્ટાન્તનુ દર્શન છે તિમિરરોગે પીડાતુ લોચન બે ચન્દ્ર જુવે તેથી બે ચન્દ્ર થઈ જતા નથી, ચન્દ્ર એક જ છે ! બ્રહ્મ એક અને અદ્વિતીય જ છે ! અને આથી સૃષ્ટિને સમજાવવા માટેની અશક્તિને લઈને આ પલાયનવાદ છે એમ કોઈ ન માને ! ભાવયાથાત્મ્ય સમાધિમય હૃદયે જ પકડાય છે કેવળ તર્કથી એ પર છે અને આથી સમ્યક્દૃષ્ટિકોણથી જોનારને માટે આમા કશુ અજુગતુ નહીં દેખાય .

ઉપરાત પરિણામવાદના પ્રસ્થાપન માટે પરિણામ જણાવનારી શ્રુતિઓ નથી કેમકે તેનુ કશુ ફળ બતાવ્યુ નથી સર્વ વ્યવહારથી પર પરબ્રહ્મના પ્રસ્થાપન માટે જ ઉક્ત શ્રુતિઓ છે **स एष नेति** વગેરેથી શરૂ કરી છેવટે શ્રુતિ ફલશ્રુતિ દર્શાવે છે કે-**अभयं वै जनक प्राप्तोऽसि**-હે જનક ! તુ અભયને પ્રાપ્ત થયો છે ( બ૦ ૪-૨-૪) આથી સિદ્ધાન્ત પક્ષ કેવળ નિર્દોષ જ છે ॥ ૨૭ ॥

શાસ્ત્ર ઉપરાત ઉપરની વાતને યુક્તિથી પણ દૃઢ કરતા કહે છે કે –

**आत्मनि चैवं विचित्राश्च हि ॥ २८ ॥**

च=આ ઉપરાત યુક્તિથી પણ ઉક્ત વાતનો વિરોધ નથી हि=કેમકે आत्मनि=નિરવયવ જીવાત્મામા च=પણ एवं=આ રીતે આવી विचित्राः=વિચિત્ર સૃષ્ટિઓ જોવામા આવે છે અને આથી કોઈ વિરોધ નથી

ઉપરાત આ વિષય વિવાદથી પર છે અને કેવળ શાસ્ત્ર જ યદ્યપિ છેવટનુ પ્રમાણ છે છતા યુક્તિ પણ શાસ્ત્રના સમર્થનમા સહાયક છે અવયવશૂન્ય પરબ્રહ્મ પરમાત્મામાથી આ જગતનો ઉદ્ગમ સગત નથી સ્વપ્નાવસ્થામા જીવાત્મામાથી નાના પ્રકારની સૃષ્ટિ પેદા થતી જોવામા આવે છે અને છતા જીવાત્મા તો અવિકૃત જ છે જીવના સ્વરૂપનુ મર્દન થયા વિના જ સ્વપ્નાવસ્થાની વિચિત્ર સૃષ્ટિ સૌને અનુભવમા આવે છે શ્રુતિના બોલ છે કે **न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्ति अथ रथान् रथयोगान् पथः** सृजते-ત્યા રથો નથી, રથના યોગો નથી, રસ્તાઓ નથી, અને છતા રથોને, રથના યોગોને, રસ્તાઓને તે સર્જે છે

(બૃ૦ ૪-૩-૧૦) તો અવયવરહિત જીવાત્મા જો સ્વરૂપે વિકૃતિ પામ્યા સિવાય જ વિચિત્ર સૃષ્ટિ કરી શકતો હોય તો પરબ્રહ્મ પરમાત્માની તો વાત જ શી? પરમાત્માની અનન્ત પરસ્પર વિરોધી છતાં મહાઅવિરોધીપણે વર્તતી વિચિત્ર અનવગાહ્ય શક્તિઓનો કયાં પાર છે? **तदपि तव गुणानां ईश! पारं न यान्ति**–અમસ્તું લખાયું હશે?–ઉપરાંત યોગીઓ–દેવો–મહર્ષિઓમાં સ્વરૂપે અવિકૃત રહીને વિચિત્ર સૃષ્ટિ ઉપજાવવાનું સામર્થ્ય હોય છે એવું ઈતિહાસ પુરાણ વગેરેમાંથી જણાય છે. અને યોગની સિદ્ધિઓ ઠંડા પહોરનાં ગપ્પાં નથી. એ તો પ્રકૃતિના દિગ્વિજયની શૌર્ય ગાથા છે. અને આથી સ્વરૂપના ઉપમર્દ સિવાય જ પરબ્રહ્મ પરમાત્મામાં વિચિત્ર સૃષ્ટિ હોઈ શકે છે એ નિઃશંક છે. ॥૨૮॥

આ ઉપરાંત વેદ્યે પોતાને જ અનાતુર કરવાની જરૂર છે એમ કહેતાં નોંધે છે કેઃ–

## स्वपक्षदोषाच २९

स्वपक्षदोषात्=પોતાના પક્ષમાં પણ આ જ દોષો હોવાથી च=પણ પૂર્વપક્ષીએ શાંતવાક થવું ઘટે.

અને જે દોષોનો ટોપલો પૂર્વપક્ષી સિદ્ધાન્તીના ઉપર ઢાળવા આવે છે તે બધાય દોષો પોતાના પક્ષમાં પણ જેમના તેમ છે! પ્રધાન–પ્રકૃતિ જો જગતનું કારણ હોય તો પ્રધાન પણ નિરવયવજ છે! અપરિચ્છિન્ન જ છે. શબ્દાદિહીન જ છે. તેમાંથી સાવયવ–પરિચ્છિન્ન, શબ્દાદિમત્ જગત કેવી રીતે ફૂટી નીકળે? અને આથી જે દોષો બ્રહ્મવાદપક્ષે આવે તે જ પ્રધાનવાદ પક્ષે પણ આવે છે, તો સ્વપક્ષના દોષો સ્વમાં ભૂલી જઈ પરમાં કેવી રીતે ઉદ્ભાવિત કરાય. અને સિદ્ધાન્તીએ તો સ્વપક્ષના દોષોનું આગળ નિરાકરણ કરી જ દીધું છે. આથી પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે એ જ સિદ્ધ છે. ॥ ૨૯ ॥

આમ પૂર્વપક્ષનું ઉત્ખાતન કરી સ્વપક્ષને જ મજબૂત કરતાં હવે આચાર્યદેવ કહે છેઃ–

## सर्वोपेता च तद्दर्शनात् ॥ ३० ॥

च=અને આ ઉપરાંત તે પરા દેવતા–પરબ્રહ્મ પરમાત્મા सर्वोपेता=સમસ્ત શક્તિઓથી સંપન્ન છે. तद् दर्शनात्=કેમકે તેવું શ્રુતિનું દર્શન છે.

પરમાત્માની અનન્ત વિચિત્ર શકિતઓ છે-અને એ શકિતઓ દ્વારા એ જાદુ ગણાય એવા કામો કરતો દેખાય છે એ સમસ્ત શકિતઓનો નિધિ છે આવુ અનેક શ્રુતિઓનુ દર્શન પણ છે અને વેદાન્ત સિદ્ધાન્ત તો શ્રુતિગમ્ય છે શ્રુતિઓ કહે છે કે-**सर्वकर्मा, सर्वकाम. सर्वगन्ध सर्वरस सर्वमिदं अभ्यात्तोऽवाक्यनादर**-સર્વકામ, સર્વગધ, સર્વરસ, આ બધાને વ્યાપી વળેલો અવાક્ અને નિરપેક્ષ છે (છાં० ૩-૧૪-૩) **सत्यकाम: सत्यसकल्प**-સત્યકામ અને સત્યસકલ્પ-(છાં० ૮-૭-૧) **य: सर्वज्ञ सर्वविद्**-જે સર્વજ્ઞ અને સર્વવિદ છે (મુ० ૧-૧-૯) **एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि ! सूर्याचन्द्रमसौ विधृत तिष्ठत**-આ અક્ષરના પ્રશાસનમા ગાર્ગિ! સૂરજ અને ચાદ વિધારિત થયેલા છે (બૃ० ૩-૮-૯) અને દર્શનમા શકા શાની! આથી પરબ્રહ્મ પરમાત્મા જ જગતનુ સર્વથા કારણ છે ॥ ૩૦ ॥

બ્રહ્મકારણવાદને પૂરો નિષ્કટક કરવા ચાહતા આચાર્ય વળી શકા ઉઠાવી સમાધાન આપે છે કે-

## विकरणत्वात् नेति चेत्तदुक्तम् ॥ ३१ ॥

विकरणत्वात्=આ પરમાત્મા કરણ-સાધન મન ઈન્દ્રિયો વગેરે વિનાનો હોઇ તે न=જગતનુ કારણ ન સભવી શકે इति चेत्=આમ જો શકા હોય તો तत्=તે તો उक्तम्-આ પૂર્વે જ ઉત્તરિત થઈ ગયુ છે

પરમાત્માને વર્ણવતા શ્રુતિ કહે છે કે **अचक्षुष्क अश्रोत्र अवाग् अमना** - ચક્ષુ, શ્રોત્ર, વાણી, મન સિવાયનો (બૃ० ૩-૮ ૮) તે પરમાત્મા ચક્ષુ વગેરે વિનાનો છે તો ચક્ષુ વગેરે કરણો, સાધનો વિના સર્વશક્તિ હોય તો પણ કેવી રીતે વર્તી શકે? જેવુ જોઇએ તેવુ અનુમાનીએ-મોટા મોટા દેવો વગેરે પણ-ચેતન હોવા છતા પણ-સર્વશક્તિ હોવા છતા પણ-જ્યારે જ્યારે કાઈ કરતા દેખાય છે ત્યારે ત્યારે કરણસપન્ન થઇને જ કરતા જોવામા આવે છે અને બ્રહ્મ તો બીચારૂ नेति नेतिना સપાટામા આવેલુ છે! તો એવા પગુ કુઠા બ્રહ્મને સર્વશક્તિયોગ કેવી રીતે સભવી શકે?

તો આ બાબતમા તો જે જવાબ આપવો ઘટે તે પહેલા જ આપી દીધો છે આગળ કહ્યુ જ છે કે આ ભાવયાથાત્મ્ય કેવળ તર્ક દ્વારા મપાય એવુ નથી અને સૌની શક્તિ સરખી હોવી જોઇએ એવો નિયમ પણ કયા છે? અને ઉપરાત ભૂલી ન જવાવુ ઘટે કે આ તો અવિદ્યા-અજ્ઞાનની જ વ્યવસ્થામાત્ર છે અને વેદાન્તી એને સહન કરી લે છે એ એની ખાનદાની

માત્ર છે! બાકી અજ્ઞાન કે અવિદ્યાને એની છે તેથી વધુ કિંમત આપવા એ કદી તૈયાર નથી–ન હોઈ શકે! તર્ક–કેવળ તર્ક–પણ અજ્ઞાનની સીમાથી પર નથી. પ્રમાણોનું ગજું નથી કે તે પરમાત્માની શક્તિને માપી કે પૂરી સમજાવી શકે. અને આથી નેતિ નેતિમાં એ સપડાયો નથી પણ એ જ એની મહત્તા છે. નિર્વિશેષ હોવા છતાં સર્વસમર્થ હોવું એ વિસ્મયાવહ ન હોય તો બીજું શું હોઈ શકે? ઉપરાંત શ્રુતિનો બોલ પણ છે કે–**अपाणिपादो जवनो गृहीता पश्यत्यचक्षुः स शृणोति अकर्णः**–હાથ અને પગ વિનાનો છતાં ગ્રહણ કરનારો અને વેગીલો છે. આંખ વિના જુવે છે, કાન વિનાનો છતાં સુણે છે. (શ્વે૦ ૩–૧૯) જીવની કને આંખ વગેરે સાધન છે અને એ જ એની નિર્બળતા છે, ભગવાન કે પરબ્રહ્મ પાસે એ બધામાંનું કશું જ નથી એ જ એનું સામર્થ્ય છે! અવિદ્યા–અજ્ઞાનથી ન બોટાયેલો પરમાત્મા સર્વસમર્થ છે! માટે "વિકરણ" શંકા અસ્થાને છે. ॥ ૩૧ ॥

હવે બીજી દૃષ્ટિથી બ્રહ્મકારણવાદના ઉપર આક્ષેપ કરતાં પૂર્વપક્ષી કહે છે કેઃ–

## न प्रयोजनवत्त्वात् ॥ ३२ ॥

પરબ્રહ્મ પરમાત્મા જગતનું કારણ ન=હોઈ શકે નહીં કેમકે પ્રયોજનવત્વાત્= ચેતનની પ્રવૃત્તિ પ્રયોજનવતી જ હોય છે એવો નિયમ જોવામાં આવે છે.

આ સૂત્ર પૂર્વપક્ષીનું છે. જગતમાં ચેતનની પ્રવૃત્તિ પ્રયોજનપૂર્વક જ હોય છે. મન્દમતિ પણ વિના પ્રયોજને પ્રવર્તતો નથી. અને મન્દમતિની પણ આ આબરૂ છે તો પછી વિવેકી પ્રજ્ઞાશાળીની વાત જ શી? અને પ્રયોજન પણ બે પ્રકારનાં, એક તો "સ્વ" પ્રયોજન, બીજું પરપ્રયોજન; પરબ્રહ્મ પરમાત્માને બેમાંથી એક પણ પ્રયોજન ઘટી શકતું નથી. પરમાત્મા તો આનન્દ સ્વરૂપ હોઈને નિત્યતૃપ્ત છે. અને આથી જગદ્રચનામાં તેને કશો રસ હોઈ શકે નહીં! *એટલે જગત પ્રવૃત્તિનાં પ્રયોજનની જ* અસિદ્ધિ છે. શ્રુતિઓ કહે છે. **आनन्दरूपं अमृतं यद्विभाति**–આનન્દરૂપ અને અમૃતરૂપ જે ચમકે છે. (મું૦ ૨–૨–૭) **एतमानन्दमयमात्मानं उपसंक्रामति**–આ આનન્દમય આત્માને ઓળંગી જાય છે (તૈ૦ ૨–૮) **विज्ञानं आनन्दं ब्रह्म**–વિજ્ઞાન અને આનન્દરૂપ બ્રહ્મ છે. (બૃ૦ ૩–૯–૨૮) અને આથી જ તેનું નિત્યતૃપ્તત્વ વર્ણવતાં મન્ત્ર કહે છે કેઃ–**अकामो धीरो अमृतः स्वयंभूरसेन तृप्तो न कुतश्चनोनः**–અકામ–ધીર–અમૃત એવો એ

પરમાત્મા સ્વયભૂ ગમે તૃપ્ત છે કોઈ પણ દૃષ્ટિએ એ ઊન નથી (અથર્વ૦ ૧૦-૪-૮-૪૪) અને આમ સ્વરૂપાનન્દથી નિત્યપરિતૃપ્ત પરમાત્માને જગતની રચના પાછળ કોઈ આત્મપ્રયોજન નથી।

અને પર પ્રયોજન પણ પરાનુકપાએ જ ઘટે! અને સૃષ્ટિ સર્જાઈ તે પહેલા "પર" જ કોઈ હોતુ નથી! અને આથી પરાનુકપા જ હોઈ શકતી નથી। ઉપગત ભાવિમા પેદા થનાર "પરો"-બીજાઓ માટે ભગવાન પ્રવર્તે એમ માનવુ પણ યોગ્ય નથી જો એમ માનીએ તો પરમાત્મા જે જગત બનાવે તે સુખમય જ હોવુ ઘટે! પરાનુકપાથી પ્રવર્તતો પુરૂષ પરદુખ દેવા કેમ વર્તી શકે! અને જગત દુખમય છે એ વાત તો વેદાન્તીને પણ સ્વીકારે જ છુટકો છે અનુભવનો અપલાપ કેવી રીતે થાય? અને વિના પ્રયોજને જ ભેજા વગરનાની માફક પ્રવર્તે છે એમ માનીએ તો પછી પરમાત્મા સર્વજ્ઞ ન કહેવાય! સર્વજ્ઞ અને ભ્રમ બે સાથે સમાઇ ન શકે! અને બ્રહ્મ તો સર્વજ્ઞ છે ય सर्वज्ञ सर्ववित्-જે સર્વજ્ઞ-સર્વવિત્ છે (મુ૦ ૧-૨-૯) એ તો શ્રુતિબોલ છે અને આથી પરબ્રહ્મ પરમાત્મા જગત રચે એ પરમાત્માને બચાવવા ખાતર પણ ન કહેવુ ઘટે! ॥ ૩૨ ॥

આક્ષેપનુ સમાધાન કરતા ભણે છે કે-

## लोकवत् तु लीलाकैवल्यम् ॥ ३३ ॥

तु=આક્ષેપના પરિહાર માટે તુ શબ્દ છે કિન્તુ પરબ્રહ્મ પરમાત્માની પ્રવૃત્તિ તો लोकवत्=લોકમાના આપ્તકામ પુરુષોની પેરે लीलाकैवल्यम्-કેવળ લીલામાત્ર છે

જગતમા ચેતનમાત્રની પ્રવૃત્તિ પ્રયોજનવાળી જ હોવી જોઇએ એવુ કશુ નથી અને આથી તેવી દલીલ ઉપર આધાર રાખીને પરમાત્માનુ સ્વકીય કે પરકીય પ્રયોજન શોધવાની જરૂર નથી જગતમા કોઈક રીતે વિશિષ્ટ થયેલા રાજા કે મહાત્માઓ સુખના ઉદ્રેકમાત્રે નાચગાનમા પ્રવૃત્ત થયેલા જોવામા આવે છે, અને તેમ કરવામા તેમનુ કોઈ પણ પ્રયોજન નથી તે જ પ્રમાણે પરબ્રહ્મ પરમાત્માનુ પણ સૃષ્ટિ રચના પાછળ સ્વસુખોદ્રેક સિવાય કોઈ પ્રયોજન નથી પરમાત્મા "અવાપ્ત સમસ્ત કામ છે નિત્યાનન્દ તૃપ્ત છે અને આથી તેની પ્રવૃત્તિમા પ્રયોજન શોધવુ જ જાત ગગકાવવા જેવુ છે જે કદી નિસ્વાર્થભાવે વર્ત્યો નથી તેને નિસ્વાર્થભાવે પણ વર્તી શકાય છે, એ કલ્પના જ આપવી મુશ્કેલ છે સ્વાર્થના જાગા જેવો માનવ-

નિષ્કામભાવે પણ વર્તી શકાય છે એ ભાગ્યે જ સમજી શકશે! અને આથી પ્રભુની પ્રવૃત્તિમાં પ્રયોજન શોધે તો પણ ન્યાય કે શ્રુતિથી તો એ ઘટી શકતું નથી.

ઉપરાંત સ્વભાવની સામે પ્રશ્ન ન હોઈ શકે! એના-પરમાત્માના,-સ્વભાવે જ પોતાના જ આનન્દનો ઉદ્રેક જગતરૂપે ઉપસી આવે છે. અને જે પરમાત્મા વિના સ્વાર્થે વર્તે છે તે પરમાત્માથી કોઈપણ વસ્તુ ભિન્ન સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી નથી, એ ભૂલી ન જવું ઘટે. અને જગતને દુઃખરૂપ માનવું એ પણ ઈશ્વરનો દ્રોહ જ છે. અકૃતજ્ઞતા જ છે. કૃતઘ્નતા જ છે. અવિદ્યાના ટનબંધી ભાર નીચે પીડાતું માનવપ્રાણી કઈ કઈ ચીસ નથી પાડતું?-એને અજ્ઞાન સદી ગયું છે અને આથી એ દુઃખની નિરંતર ચીસ પાડે છે. યથાર્થ દર્શનમાં દુઃખ નથી. સુખ હી સુખ જ છે. આથી જગતને દુઃખરૂપ ગણનારનું દર્શન સુમેળ સૂતું છે. બાકી આ તો પૂર્ણમિદં છે. અદઃપૂર્ણ છે. એમાં કોઈ ઊનતા નથી. અને પરમાત્મા ઉદાસીન છે તેથી નિર્દય છે એમ સિદ્ધ થતું નથી. ભૂતોને સંસારાર્ણવમાંથી ઉદ્ધારવા જ એની પ્રવૃત્તિ છે! અને સંસારનું આદિપણું સિદ્ધ થઈ શકતું નથી. અને આથી પરમાત્માના ઉપર દુઃખમય જગતની સૃષ્ટિનો આક્ષેપ ટકતો નથી.

ઉપરાંત જીવાત્મા પોતાના માપે પરમાત્માને માપવાની બાલિશ ચેષ્ટા કરે છે. એનાથી એક ઘડો પણ સ્વતંત્રપણે પોતાનાથી બનાવી શકાતો નથી. એટલે એની અદેખાઈ એને આ વિશ્વની રચના કરનારના ઐશ્વર્ય વિષે સાશંક અને અસૂયાવિદ્ધ કરે છે! આપણા મનમાં આ જગદ્ રચના-આ અનન્ત બ્રહ્માંડની રચના બહુ મોટી ભાસે છે. ઈશ્વરને તો એનો હિસાબ પણ નથી. અનન્ત શક્તિ પરમાત્માનો એક અંશ માત્ર પણ પૂરો જગતરૂપે પ્રકટ્યો નથી. આકાશમાં તલના કરોડમા ભાગ જેટલું પણ પરમાત્માના સ્વરૂપમાં અખિલ બ્રહ્માંડ નથી. એવાં અસંખ્ય બ્રહ્માંડો એનાં રોમકૂપમાં તરવર્યા કરે છે. એ તો *અનન્તવાન્ નામ* છે. કોણ એના ભાવગાંભીર્યને માપી શકે? કોણ એની અસ્તિનો પાર કાઢી શકે? કોણ એના રચના કૌશલ્યને પૂરી અંજલિ આપી શકે? બસ, અનન્તને અનન્ત જ જાણવો જોઈએ.

ઉપરાત માનવ જગતમાં વિના પ્રયોજને પ્રવૃત્તિ ન જ સંભવતી હોય તો પણ પ્રભુના વિષયમાં તો પ્રયોજન નથી જ! કેમકે એ આપ્તકામ છે. એની અપ્રવૃત્તિ પણ નથી કેમકે શ્રુતિમાં સૃષ્ટિ વર્ણવી છે. ઉન્મત્ત સાથે પણ એ સરખાવી શકાય એમ પણ નથી. કેમકે તે સર્વજ્ઞ છે! ઉપરાંત શ્રુતિને પણ જગતને વર્ણવવામાં જે રસ છે તે સ્વતંત્ર-જગત વર્ણવવા જેવું છે માટે નથી એ તો પરમાત્માને સૂચવે છે. સૃષ્ટિ દ્વારા પરમાત્માનો

કઈ ખ્યાલ આવે એટલા માટે વર્ણવે છે બાકી સ્વતંત્રપણે સૃષ્ટિ વર્ણન-નો વધ્યપ્રયોગ શ્રુતિ ન કરે! આથી પરમાત્માની આ જગત સૃષ્ટિ એ કેવળ લીલા જ છે. લીલા સિવાય બીજુ કશુ નથી. ॥ ૩૩ ॥

બ્રહ્મકારણતાવાદને પુનઃ હલાવી જોવા માટે-અને તે દ્વારા એને સમૂળ દૃઢ કરવા માટે, આક્ષેપ દ્વારા સમાધાન આપતા આચાર્ય કહે છે –

## वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथा हि दर्शयति ॥ ३४ ॥

वैषम्यनैर्घृण्ये=वैषम्य=વિષમતા-સમતાનો અભાવ, नैर्घृण्य=નિર્દયતા=દયાનો અભાવ આ બે=વિષમતા અને નિર્દયતારૂપી દોષ-न=ઉપ્યાસય જગતને જન્માવતા પરબ્રહ્મ પરમાત્માને અડી શકતા નથી, કેમકે सापेक्षत्वात्=કારણ સાપેક્ષ છે કેવી રીતે એ માનુ ? તો हि=કેમકે तथा=સાપેક્ષ કારણતા दर्शयति=શ્રુતિ જ પ્રતિપાદિત કરે છે

અર્થાત્ પૂર્વપક્ષી અહીં એક લગભગ સર્વવ્યાપી સમર્થ દલીલ બ્રહ્મકારણવાદ સામે ખડી કરે છે! તેનો આશય છે કે કેવળ લીલારૂપ હોય તો પણ બ્રહ્મને માટે જગતની રચના રૂપી પ્રવૃત્તિ ઘટતી નથી કેમકે પરબ્રહ્મ પરમાત્મા જો જગતને જન્માવતા હોય તો વિષમતા અને નિર્દયતારૂપી દોષોમાથી તે કદી મુક્ત નહીં થાય પરમાત્માની સૃષ્ટિમા અનુપમ વિષમતા જોવામા આવે છે કેટલાક ગોળ જ ખાયા કરે છે કેટલાક ખોળ જ ખાયા કરે છે તો કેટલાક માર જ ખાયા કરે છે કોઈક અતિસુખી તો કોઈ અતિદુખી-કોઈ મધ્યમ સુખી-જોવામા આવે છે અને વિના અપરાધે કોઈને દુખી કરતો પરમાત્મા વિષમ નહીં તો બીજુ શુ ? વિષમ જ નહીં-એની નિર્દયતા પણ અનુપમ જ છે! આતતાયી અને અત્યાચારી દઈ શકે એવો એ પરમાત્મા ક્યાંક સીતમ ગુજારતો જોવામા આવે છે! કુસુમકોમળ બાળકનુ જન્મતાવેંત ગળુ ઘોટી કાઢતો પરમાત્મા-જગતના ઉપર અસહ્ય યાતના વરસાવતો પરમાત્મા-સમસ્ત જગતને પેટમા ગરકાવ કરી દેતો પરમાત્મા નિર્દયતાથી પણ વધારે નિર્દય છે! અને આવી વિષમતા અને નિર્દયતા તો રાગદ્વેષવિદ્ધની હોય-પરમાત્મા તો ક્લેશથી અસ્પૃષ્ટ છે અને આથી આ વૈષમ્ય-નિર્ઘૃણત્વરૂપી બે દોષો તો ઓ સિદ્ધાન્તી! અનર્થ્ય જ છે! આ શંકાનુ અહીં ભવ્ય સમાધાન-છે!

સિદ્ધાન્તી કહે છે-બેટા પૂર્વપક્ષી! ગેલમા રખે આવી જતો તુ આ દલીલ દ્વારા ગઢ જીતતો નથી તારી દલીલ સમજણથી દૂર છે-પરમાત્મા વિષમ અને નિર્દય જેવો દેખાય છે, પણ તેવો નથી! એમ તો દોરડીમા

સાપ પણ દેખાય છે! પણ બધું દેખાતું ક્યાં સાચું હોય છે! માટે ભાગે દેખાતું જ ખોટું હોય છે અને ન દેખાતું જ સાચું હોય છે. પરમાત્માને તે કહેલા દોષો લાગે—જો તે નિરપેક્ષપણે વર્તતા હોય તો, પણ તેની જગત્પ્રવૃત્તિ સાપેક્ષ છે. જગતની દેખાતી વિષમતા અને નિર્દયતા ઈશ્વરની મીઠી મરજીની ઉપજ નથી. એ તો પ્રાણીના કર્મોની અપેક્ષાએ હોય છે! જેનાં જેવાં કર્મો તેવું તેને ફળ આપતો પ્રભુ દોષભાગી નથી. વિષમતા અને નિર્દયતાનાં પ્રેરક છે તે તે જીવનાં અદૃષ્ટ જ, અને આથી અપરાધી છે તે તે જીવનાં કર્મો જ. પરમાત્માનો એ અપરાધ નથી, ઉલટી પરમાત્માની તો એ નિર્વ્યાજ દયા છે. તે તે જીવને તે તે શુભાશુભ કર્મનાં ફળ આપતો પરમાત્મા, તેના ભોગાપવર્ગનો ક્ષય કરતો હોઈને પોતાની પ્રાપ્તિમાં થતા વિલંબને ટાળે છે. પ્રાણીમાત્ર—ના—સ્થાવરજંગમ—અણુ અણુ પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રતીક્ષા કરે છે! કર્મનો કાયદો એ પ્રાપ્તિમાં વિલંબ કરે છે. પરમાત્મા, ભોગાપવર્ગ દ્વારા સૌનાં કર્મનો ક્ષય કરીને તે તે જીવના, પોતાની પ્રાપ્તિના અંતરાય અને વિલંબને દૂર કરે છે. અને આથી પરમાત્મા તો પરમ સમ અને દયાળુ છે!

અને પરમાત્મા તો માનો વરસાદ જેવો છે. પ્રાણીનું કાર્ય બીજ જેવું છે. બીજ જ તે તે ફળનિર્માણે અસાધારણ કારણ છે. વરસાદ તો સર્વત્ર સાધારણ કારણ છે. તો દોષ અસાધારણનો છે. સાધારણનો નથી. બ્રહ્મનું નિર્માણ સ્વેચ્છાએ નથી. કેમકે તેને કોઈ પ્રયોજન નથી. અને પ્રાણી કર્માપેક્ષ તેની પ્રવૃત્તિ તેને દૂષિત કરતી નથી. શ્રુતિઓ સ્વયં આ વિષયમાં વ્હારે ધાય છે કેઃ—**पुण्येन पुण्यं लोकं नयति पापेन पापं उभाभ्यां मनुष्य लोकम्**—પુણ્ય દ્વારા પુણ્યલોકમાં અને પાપ દ્વારા પાપલોકમાં તથા પાપપુણ્ય બન્ને દ્વારા મનુષ્યલોકમાં લઈ જાય છે. (પ્ર૦ ૩–૭) **पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन**—પુણ્ય કર્મથી પુણ્ય અને પાપકર્મથી પાપી થાય છે. (બૃ૦ ૩–૨–૧૩) પ્રાણી અદૃષ્ટવશાત્ તેનો અનુગ્રહ નિગ્રહ ગીતાજી પણ કહે છે. "**ये यथा मां प्रपद्यन्ते तां-स्तथैव भजाम्यहम्**"—જે જે રીતે મને પ્રપન્ન થાય છે તેને તે જ રૂપે હું સામો ભજું છું. (**भ. गीता०** ૪–૧૧) આથી વિષમતા અને નિર્દયતારૂપી દોષો પરમ સમ અને દયાળુ પરમાત્મા ઉપર આવી શકતા નથી. ॥ ૩૪ ॥

ઉપરના સૂત્રમાંથી જન્મતી શંકાનું નિરાકરણ કરતાં ઉક્તાર્થને જ દૃઢ કરે છે કેઃ—

## न कर्म अविभागात् इति चेन्नानादित्वात ॥ ३५ ॥

ન=ઉત્પત્તિની પૂર્વે પ્રાણી કર્મ નથી. કેમકે અવિભાગાત્=અત્રમાં તેનો અવિભાગ-પ્રલય થયેલો હોય છે. इतिचेत्=આમ જો કરતા હો તો તે ન=બરાબર નથી. કેમકે અનાદિત્વાત્=જગતની પેરે તે કર્મ પણ અનાદિ છે.

પરમાત્માનો વૈષમ્ય નૈર્ઘૃણ્યરૂપી દોષોમાંથી છૂટકારો નથી જ એમ પૂર્વપક્ષી સ્થાપિત કરવા ચાહે છે. તે કહે છે કે પ્રાણીના કર્મની અપેક્ષાએ વિષમતા નિર્દયતા આવે છે એ બરાબર નથી. કેમકે ઉત્પત્તિ પહેલાં કર્મનો જ અભાવ છે. પ્રલય વેળાએ પ્રાણીનાં કર્મ અરે-ભોગ્ય અને ભોક્તા રૂપે વર્તતું આખું જગત બ્રહ્મમાં મળી જાય છે. બ્રહ્મથી અવિભક્ત થઈ જાય છે! અને તે ઉપરાંત ઉત્પત્તિ પૂર્વ પરમાત્માનું એકલાપણું શ્રુતિ કહે છે. आत्मा वा इदं एक एव अग्रे आसीत् नान्यत् किञ्चन मिषत्–આ બધું એક આત્મા જ હતું. બીજું કંઇ પલકારા પાડતું ન હતું. (ऐ० ૧-૧) ઉપરાંત सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्–આ આત્મા-સદ્ જ હતું એક અને અદ્વિતીય (छा० ૬-૨-૧) અને પ્રલય વેળાએ એક વખત જે પ્રભુમાં મળી જાય તેનું "સ્વરૂપે" અસ્તિત્વ હોઈ શકે નહીં અને આથી ઉત્પત્તિ વેળાએ તો કર્મ ન હોઇને, બ્રહ્મ કર્મની અપેક્ષાએ વિષમ કે નિર્દય થઈ શકે નહીં.

કર્મની અપેક્ષાએ જો બ્રહ્મ વર્તે છે એમ કહો તો તે કર્મ બે પ્રકારનું હોઈ શકે! એક તો સૃષ્ટિ પહેલાંનું, બીજું સૃષ્ટિ પછીનું. પહેલું પણ ઘટતું નથી. બીજું તો તેનાથી પણ વધારે અઘટિત છે. સૃષ્ટિની પૂર્વે જો કર્મ હોય તો તે તો પ્રભુમાં અવિભાગને પામી જાય. અને આથી સૃષ્ટિ પછીનું કર્મ તો ઉપજે જ નહીં. સૃષ્ટિ જ ન જન્મે ત્યાં તે પછીના કર્મની તો વાત જ શી? આથી ક્યાં કર્મની અપેક્ષાએ બ્રહ્મને વિષમ અને નિર્દય થવાનું શક્ય બને? અને આથી વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષો દુર્નિવાર જ છે.

આની સામે દલીલો આપતાં સિદ્ધાન્તી કહે છે કે ભાઈ! તારી વાત બરાબર નથી. જેમ જગત તેમ તેના વૈચિત્ર્યના કારણરૂપ કર્મ પણ અનાદિ છે. અને લીઙ્ શ્લેષણે ધાતુ ઉપરથી લય શબ્દ બને છે. શ્લેષણ એટલે જોડાણ! મળવું-સંયુક્ત થવું એવો એનો અર્થ. પ્રલય એટલે શું? અત્યંત જોડાણ-મિલન! એનો અર્થ એ વસ્તુનો અભાવ એવો થતો નથી. અને આથી જગત કે તેના વૈચિત્ર્યના કારણરૂપ કર્મનો પ્રલય થાય છે એનો અર્થ એટલો જ કે તે અતિ સૂક્ષ્મરૂપે રહે જ છે. પાણીમાં ઓગળી

ગયેલું મીઠું તેમાં હોય છે જ! અને છતાં તે લીન થયેલું કહેવાય છે. આથી પ્રલયકાળે વિશ્વનો કે કર્મનો અત્યન્તાભાવ થતો નથી. એ કર્મનો આત્યંતિક પ્રધ્વંસ તો બ્રહ્મદર્શનનું માહાત્મ્ય છે. બિચારો પ્રલય! એ પ્રલય કર્મનો નાશ કરી શકતો નથી, કે તેના દ્વારા ઉપજતા સંસારનો પણ નાશ કરી શક્તો નથી, થાય એમ નથી. આથી અહીં અન્યોન્યાશ્રય દોષ વાંચવાની જરૂર નથી. કેમકે તેમાં તો એક બીજાના ઉપર એવો આધાર હોય છે કે એક બીજા વિના અસ્તિત્વમાં જ ન આવી શકે. અહીં તો જગત પણ અત્યારે પણ દેખાય છે ને કર્મ પણ પ્રત્યક્ષ છે. આથી અહીં બીજાંકુર ન્યાયે કર્મ અને જગતની અનાદિતા સમજવી રહે છે! અને આથી પ્રભુ નિર્દોષ છે. ॥ ૩૫ ॥

અને વળી પૂર્વપક્ષી માથું ઊંચકે છે અને તેનો જવાબ વાળતાં સિદ્ધાન્તી સ્વપક્ષની નિર્મળતાં ગાતા કહે છે કે:

## उपपद्यते चाप्युपलभ्यते च ॥ ३६ ॥

च=અને તે ઉપરાંત જીવ-કર્મ-જગત વગેરેનું અનાદિપણું उपपद्यते=યુક્તિથી પણ સિદ્ધ થાય છે अपि=અને તે ઉપરાંત વળી च उपलभ्यते=શ્રુતિ સ્મૃતિઓના પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષી કહે છે કર્મ તો જન્મે છે ને? જે જન્મે તે અનાદિ હોય નહીં, અને તે ઉપરાંત જે અનાદિ હોય તે અનન્ત પણ હોવું જ ઘટે. અને આથી કર્મને અનાદિ માની શકાય નહીં, અને અનાદિ માનશું તો તેને અનન્ત પણ માન્યે જ છુટકો છે. અને તેમ માનીએ તો મોક્ષ નામની ચીજ જ સિદ્ધ નહીં થાય, અને પછી તો સાધના જ્ઞાન વગેરે બધું જ લુપ્ત થઈ જાય! એના કરતાં તો છોને ઇશ્વર વિષમ અને નિર્દય સિદ્ધ થતો! એની અનન્ત વિષમતા નિર્દયતાના પાપનું છો ને એ નિન્દા અને જીવના નિસાસારૂપે ફળ ભોગવતો! અને આમ સિદ્ધાન્તીની અચળ સ્થિરતા સામે પૂર્વપક્ષી માનો લગભગ રડવા જેવો થઈને તાગાં ઉપર ઉતરી જાય છે! સિદ્ધાન્તી એને શાંત અને સ્વસ્થ થતાં કહે છે-કર્મનું અનાદિપણું બેટા! યુક્તિપૂર્વક સિદ્ધ થઈ શકે છે. તે ઉપરાંત એની સિદ્ધિ શબ્દ પ્રમાણથી પણ થાય છે. માટે રખે આંસું પાડતો-રખે નિર્દોષ ઈશ્વરને દૂષિત કરતો-રખે જીવનનું નૈષ્ફલ્ય બોલી લેતો.

જો-કર્મની પ્રથમતા સ્વીકારીએ તો પછી સંસાર અકસ્માત પેદા થયો છે એમ માનવું પડે! અને આ દુનિયામાં અકસ્માત જેવું કશું નથી.

कस्मात्‌ને શોધવા જ તો આ પ્રવૃત્તિ છે! અને તેમાં અ-कस्मात् ક્યાંથી નડે? ઉપરાંત અકસ્માત ઉત્પત્તિ માનીએ તો મુક્તાત્માઓને પણ પુનઃજન્મ આપવો પડે. અને એ તો મૂળમાં જ કુઠારાઘાત નીવડે! ઉપરાંત કર્મ જો સાદિ હોય તો પ્રથમ સૃષ્ટિ વખતે જીવોને તેમણે જે કર્યું ન હોય તેનાં જ ફળ મળવાનો પ્રસંગ આવે! કેમકે તો તો સુખદુઃખની વિષમતા નિષ્કારણ છે એમજ બને! અને એવું નથી. આથી કર્મને અનાદિ જ માનવું પડે! ઉપરાંત અવિદ્યાને જો આપણે વિષમતાનું કારણ માનીએ તો તે પણ બરાબર નથી, કારણ કે તે અવિદ્યા પણ એકરૂપ જ હોય છે. તેમાં વિક્ષેપ કરાવી, દોષાદિની વાસનાઓ દ્વારા થતાં કર્મનાં ચેડાં મળે તો જ વિષમતા જન્માવનારી થાય! અને આથી કર્મ અનાદિ જ છે એમજ માનવું પડે. અને એ જ અક્કલવાળું છે.

ઉપરાંત જે અનાદિ હોય તે અનન્ત જ હોવું જોઈએ એવો નિયમ નથી. વાસનાઓ અનાદિ છે છતાં તત્ત્વજ્ઞાને તેની નિવૃત્તિ થાય છે. અનાદિપણું અનન્તતામા કારણ નથી. અન્ત ન પામવાની શક્તિ જ અનન્તતામાં હેતુ છે. અને આથી અનાદિ છતાં કર્મમાં અન્ત પામવાની શક્તિ છે; અને આથી તેનું કારણ ખરતાં તે પણ જીવતાં નથી! યોગસૂત્ર કહે છેઃ-तासां अनादित्वं चाशिषः नित्यत्वात् (यो० ४-१०) આ સૂત્ર વાસનાઓનું અનાદિપણું બતાવે છે પણ સાથે સાથેઃ-हेतुफलाश्रयालम्बनैः संगृहीतत्वात्तेषामभावे तदभावः (यो० ४-११) આ સૂત્રમાં, તેમની નિવૃત્તિ પણ દર્શાવે છે. આમ કર્મ અનાદિ છે, અને અનન્ત નથી. આથી મોક્ષાદિ બધીય વ્યવસ્થાઓ થઈ શકે છે.

અને શાસ્ત્રપ્રમાણ તો છે જ. तं विद्याकर्मणी समन्वारभेते पूर्व प्रज्ञा च-તેમની પાછળ જાય છે વિદ્યા કર્મ અને પૂર્વની પ્રજ્ઞા. (बृ० ४-४-२) तदेव सक्तः सह कर्मणेति लिंगं मनो यत्र निषक्तमस्य (बृ० ४-४-६) આનું લિંગ-મન જ્યાં સંસક્ત હોય છે તેની સાથે જ ચોટેલો તે કર્મસહિત આવે છે. प्राणाधिपः संचरति स्वकर्मभिः-જીવાત્મા પોતાના કર્મ દ્વારા સંચરે છે. (श्वे० ५-७) कर्मवैचित्र्यात् सृष्टिवैचित्र्यम्-કર્મની વિચિત્રતાથી સૃષ્ટિની વિચિત્રતા થાય છે. (सो० ६-४१) ઉપરાંત વેદ ભગવાન કહે છેઃ-सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्-પૂર્વ કલ્પની પેરે જ ધાતા-બ્રહ્માએ સૂરજ ચાંદને બનાવ્યા છે. (ऋ० ८-८-४८-३) પૂર્વ કલ્પનું સૂચન કરતો આ મંત્ર કર્મનું અનાદિપણું જ સિદ્ધ કરે છે. ઉપરાંત "अनेन जीवेनात्मना"-આ જીવસ્વરૂપે-(छां० ६-६-२) માં જીવ શબ્દનો પ્રયોગ

છે. એ પણ એ જ સિદ્ધ કરે છે. ગીતાજી પણ સંસારને અનાદિ તરીકે ગાય છે કેઃ–न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा॥ કહ્યું તેવું તેનું રૂપ સમજાતું નથી, એનો આદિ મધ્ય અન્ત પકડાતો નથી. અને આમ તર્ક અને શાસ્ત્ર ઉભય સિદ્ધાન્તને જ અનુકૂળ છે. ॥૩૬॥

હવે સમસ્ત પાદની ચર્ચાનો ઉપસંહાર કરતાં આચાર્યશ્રી કહે કેઃ–

## सर्वधर्मोपपत्तेश्च ॥ ३७ ॥

च=અને सर्वधर्मोपपत्तेः=સમસ્ત ધર્મોની પરબ્રહ્મ પરમાત્મામાં યુક્તિપૂર્વક ઉપપત્તિ થઈ શકતી હોઇને સર્વજ્ઞસર્વશક્તિ–મહામાયી છે આ પરમાત્મા એ સિદ્ધ થાય છે.

અત્યાર સુધીમાં આચાર્યે પરબ્રહ્મ પરમાત્મા જ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે એ સિદ્ધ કરતાં જે કોઈ વાદો–શંકાઓ–કે આક્ષેપો સામે આવ્યા તેને પરાસ્ત કર્યા! અને હવે બીજો પાદ શરૂ કરે તે પહેલાં પ્રકરણાર્થનો ઉપસંહાર કરે છે કે આ રીતે પરમાત્મા પરબ્રહ્મમાં કારણના સમસ્ત ધર્મો, યુક્તિસંગત છે અને આથી પરબ્રહ્મ પરમાત્મા જ સર્વજ્ઞ–સર્વશક્તિ–મહામાયી છે, જગતનું સર્વથા કારણ છે એ ઔપનિષદ દર્શનનો જ વિજય છે. ॥ ૩૭ ॥

इति द्वितीयाध्याये प्रथमः पादः



## वेदान्तसूत्रसाधनभाष्ये द्वितीयाध्याये

### द्वितीयस्तर्कपादः ॥

પ્રિયાત્મન્! પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી દ્વિતીયાધ્યાયનો પ્રથમ સ્મૃતિપાદ આપણે જોયો! પરમાત્મા પરબ્રહ્મ આ જગતનું ઉપાદાન અને નિમિત્ત અને તે ઉપરાંત પણ બધીય રીતે કારણ છે, એ વેદાન્તની સુનિશ્ચિત ધારણા છે! એ અંગે સ્મૃતિપાદમાં જે જે દોષો ઉદ્‌ભવી શકે તે તમામનું નિરાકરણ કર્યું. સ્મૃતિ અને તર્ક-બન્નેનો વિરોધ વેદાન્ત સાથે વિરોધ-ઉપર ઉપરથી જ છે! છતાં આપાતવિરોધ પણ ઓગાળવો જ રહ્યો. અને તે દ્વારા જગતના કારણની મીમાંસાને સ્વચ્છ કરી, જગતના કારણ અંગે નીતરો નિશ્ચય થાય તો એ નિશ્ચયની અસર સમસ્ત જીવનને અડે છે. જો આવો નિર્ણય થાય તો સાચું જીવાય અને જીવન કૃતાર્થ થાય! હવે સ્વપક્ષની દઢતા માટે ઇતર વાદોના દોષોનું પણ દર્શન અને માર્જન કરવું ઘટે. આમ થાય તો નિરાકુળપણે સાધક પ્રવર્તી શકે. શંકાના શૂળ હૃદયમાં ચાલુ રહે તો સ્વસ્થ નિરાંત કેમ મળે? અને આથી હવે પછીના પાદમાં કેવળ તાર્કિક વિચારસરણીનો કેવળ તાર્કિક સામનો આચાર્ય કરશે. અને વેદાન્તના દર્શન સામે જે કોઈ વાદ આવશે તેને મ્હાત કરવાનો યત્ન કરશે. જેવો "યક્ષ તેવી બલિ" એ ન્યાયે તર્કને તર્કથી જ મોટે ભાગે આ પાદમાં પરાજિત કરવાનો યત્ન છે. આજકાલ તાર્કિકતા નિરંકુશ થતી જાય છે, માણસની માહિતીનું વર્તુલ અતિ વિસ્તૃત બન્યું છે, ખરો અને ઉપખરો બૌદ્ધિક દશાએ પણ ખૂબ નજીક આવ્યાં છે. વિજ્ઞાનના વિકાસે માનવને અણછાજતી તોછડાઈ પણ આવી હોય તો નવાઈ નથી. અને આથી કેવળ બુદ્ધિપ્રધાન-તર્કજીવી જીવોને પણ સમાધાન થાય એવી પરમ તાર્કિક વિચારસરણિ હવે શરુ થાય છે. આપણે પણ પરમાત્માને યાદ કરી, ભગવાન ભાષ્યકારને પ્રણમી-ગુરુદેવની કૃપા યાચી આગળ ચલાવીએ ને?

સ્વતંત્ર પ્રધાન કારણવાદી સામે મોરચો માંડતા આચાર્યશ્રી ભણે છે કે:—

### रचनाऽनुपपत्तेः च नाऽनुमानम् ॥१॥

ચ=આ ઉપરાંત આનુમાન=કેવળ અનુમાનથી ગમ્ય પ્રધાન ન=જગતનું કારણ સંભવી શકતું નથી કેમકે-રચનાનુપપત્તેઃ=કેમકે સ્વતંત્ર પ્રધાન કે પ્રકૃતિ આ અદ્‌ભુત જગતની રચના કરી શકે એ યુક્તિયુક્ત નથી.

પ્રધાન કારણવાદી કહે છે કે જેમ તમારું બ્રહ્મ સ્વભાવસિદ્ધ શક્તિઓ દ્વારા જગતની રચના કરી શકે છે તેમ અમારું પ્રધાન પણ તેની સ્વભાવિક શક્તિથી પોતાનામાંથી જગતને ઉપજાવી શકે છે. અમારાં પ્રધાનને એમાંથી કોણ અટકાવી શકે? અને "પ્રધાન" શબ્દ અમારો પારિભાષિક શબ્દ છે. એ જગતની ઉત્પત્તિ અને પ્રલય ઉભય અર્થમાં વ્યુત્પન્ન થઇ શકે છે, અને આથી તમારું બ્રહ્મ જ જગતના કારણ તરીકે યશ ખાટે એ બરાબર નથી. સુખ, દુઃખ અને મોહથી ભરપૂર આ જગતઃ રૂપી કાર્ય જોઈને તેને અનુરૂપ જ સુખ, દુઃખ, મોહાત્મક કારણ જ હોઈ શકે! જેવું કાર્ય તેવું જ તેનું કારણ હોવું ઘટે! અને આ રીતે પ્રધાન જ અનુમાન પ્રમાણથી જગતના કારણ તરીકે સ્થાપિત થઈ શકે- માટે આનુમાનિક પ્રધાન જ જગત્ કારણ તરીકે યોગ્ય છે.

પૂર્વપક્ષની આ દલીલ સાંભળી સ્મિત કરતાં સિદ્ધાન્તી કહે છે કે "ભલા! મારું બ્રહ્મ તારું પણ કંઈ સગું થાય છે! જ્યારે તારું પ્રધાન અમારું સગું તો હોઈ શકે છે, પણ તું જે સગપણ સ્થાપવા માંગે છે તે સગાઈ કદી સંભવી શકતી નથી. પ્રધાનને તો જગતના કારણ તરીકે સ્વીકારીએ તો આ અદ્દ્ભુત જગતની રચના સંભવે જ નહીં! કેમકે તારું પ્રધાન તો જડ છે! પદાર્થોનો પ્રયોજનપૂર્વકનો વિન્યાસવિશેષ એટલે રચના. જગતની આવી રચના છે! જડ હોઈ ને પ્રધાન એવી વ્યવસ્થિત-ભલભલા બુદ્ધિમાનોની બુદ્ધિને પણ મ્હાત કરે એવી-પ્રયોજન પૂર્ણ-અદ્દ્ભુત જગત રચના કરવે કુશળ હોઈ ન શકે! ચેતનથી અનધિષ્ઠિત જડ જો કશું કરતું હોય તો તો વિના કુંભારે જ ઈંટો બની હોત-ઘર બંધાયું હોત-તું અને હું એમાં રહ્યાં હોત અને ઘડો ભરીને પાણી પીધું હોત! રથ તને અને મને સ્વયમેવ દ્વારિકા પહોંચાડી શકયો હોત! ભલા! અલ્પ કાર્ય કે પ્રવૃત્તિ પણ ચેતનના અનુગ્રહ વિના જો શકય નથી તો અનન્ત બ્રહ્માંડ અને તેનાં અગાધ વિસ્મયો, તેની સુવ્યવસ્થા તેના તમામ પદાર્થોની આયોજના બસ-અદ્દ્ભુત રસની અવધિ હી અવધિ બતાવતું આ જગત, જડ પ્રધાન કેવી રીતે નિર્મી શકે? ચેતન વિના જડને કોણ પ્રવર્તાવી શકે? અને આથી પ્રધાનને ગમે તેટલો યશ આપવા તું ઇચ્છે પણ તેના ભાગ્યમાં એ યશ નથી જ! ચેતન પરમાત્મા જ સર્વજ્ઞ અને સર્વશક્તિ હોઇને આ વિસ્મયાવહ વિશ્વને રચી શકે! એની પ્રતિભાની જ એકાદ કણિકા વિશ્વરૂપે વર્તી શકે! આથી ઈક્ષાપૂર્વક જન્મતું-જીવતું-વખત આવ્યે જતું અને સદા પ્રવર્તતું જગત ઈક્ષાવાનની જ કરામત હોય! અંધની નહીં ॥ ૧ ॥

આજ વાતને બીજા હેતુથી દઢ કરતા કહે છે –

## प्रवृत्तेश्च ॥ २ ॥

च=અને આ ઉપગાન प्रवृत्ते=જગતની રચના માટે પ્રધાનની પ્રવૃત્તિ પણ સંભવતી નથી, આથી પણ જડ પ્રકૃતિ જગતનું કારણ નથી.

ભલા! જગત્ રચનાની વાત તો કોરે મૂકીએ તે માટે પ્રવૃત્તિ પણ પ્રધાનમાં–જડમાં સંભવતી નથી પ્રધાન એટલે જે પ્રલયની દૃષ્ટિએ તારા મત પ્રમાણે સત્વ–રજસ–તમસની સામ્યાવસ્થા છે તે સામ્યાવસ્થામાંથી તેની પ્રચ્યુતિ=વિષમાવસ્થા તરફનો ઝોક પણ, સ્વતંત્ર જડ પ્રધાનનો, તર્ક યુક્ત નથી કોઈક કાર્યવિશેષ માટેનો ક્રિયાવિશેષ એટલે પ્રવૃત્તિ! અને તે જડમાં હોય તો પણ તે જડ ચેતન સંયુક્ત હોય તો જ સંભવે છે! ચેતનની વિચારપૂર્વકની અને સપ્રયોજન પ્રવૃત્તિ થઈ શકે છે એકલો રથ દોડવા મંડી પડતો નથી ઘોડા સાથે જોડાય તો તે સીધે અગર તો આડે રસ્તે, પણ ચાલે! તો જેના ભાવે ભાવ અને અભાવે અભાવ–તેની જ પ્રવૃત્તિપ્રેરકતા હોઇ શકે! ચેતનના ભાવે જડમાં ક્રિયાનો ભાવ અને તેના અભાવે અભાવ હોય છે અને આથી જડની ક્રિયામાં ચેતનની જ પ્રવૃત્તિ પ્રેરકતા હોઈ શકે છે! પ્રવૃત્તિ ભલે જડની હો પણ તેની પ્રેરકતા તો ચેતનને જ આભારી હોય અને આટલું જ કહેવું પણ ઇષ્ટ છે! આથી અદૃષ્ટ કલ્પના કરવામાત્રથી સ્વપક્ષની સિદ્ધિ થતી નથી! અને આથી પ્રધાન યશોભાગી થઈ શકતું નથી એ યશ તો પરમાત્માને જ ફાળે જાય છે આમ પ્રવૃત્તિ પણ તર્ક અસંગત હોઈને ચેતન પરમાત્મા જ જગત કારણ હોઈ શકે, જડ–ચેતન વિહોણું પ્રધાન–નહીં ॥ ૨ ॥

આ પ્રસંગે શંકા ઉઠાવી તેનું નિરસન કરતા આચાર્યશ્રી કહે છે –

## पयोऽम्बुवच्चेत् तत्रापि ॥ ३ ॥

पयोऽम्बुवत्=નીરક્ષીરની પેરે પ્રધાનની પણ પ્રવૃત્તિ તર્કસંગત થઈ શકે છે એમ चेत्=જો કહેતા હો તો तत्रापि=નીરક્ષીરની પણ પ્રવૃત્તિ તો ચેતનથી અધિષ્ઠિત છે તેથી જ થઇ શકે છે

જેમ દૂધ ચેતનના અધિષ્ઠાન વિના જ, સ્વભાવે જ વાછરડાની પુષ્ટિ વૃદ્ધિ માટે પ્રવર્તે છે અગર તો નદી નિર્ઝરના પાણી સ્વભાવે જ લોકોપકાર માટે વહે છે તેમ પ્રધાન પણ વર્તી શકે! પ્રધાન જેટલું નિ:સ્વાર્થ કોણ? અને આથી પ્રધાન પણ જગતના કારણ તરીકે સિદ્ધ થાય એમાં કોઇ પ્રત્યવાય દેખાતો નથી

પૂર્વપક્ષની આ દલીલ પણ અસાવધતા જ સૂચવે છે! જેમ રથ વગેરે ચેતનના સહયોગ વિના કદી પ્રવૃત્ત થતાં નથી તેમ દૂધ કે પાણી પણ અવ્યક્ત ચેતનની પ્રેરણા વિના પ્રવર્તી શકતાં નથી. આવું સહજ અનુમાન થઈ શકે! શાસ્ત્ર પણ આ અનુમાનનું સમર્થન કરે છે. શ્રુતિ કહે છે. **योऽप्सु तिष्ठन् आपः अन्तरः यमयति**-જે પાણીમાં ઉભો હોઈને પાણીનું અંદરથી નિયમન કરે છે. (बृ० ३-७-४) **एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि ! प्राच्योऽन्याः नद्यः स्यन्दन्ते**-આ અક્ષર બ્રહ્મના શાસને ગાર્ગિ! પૂર્વની અને બીજી નદીઓ ઝરપે છે. (बृ० ३-८-९) આ શ્રુતિ વાક્યો સમસ્ત જડ ઉપર ચેતનનું અધિષ્ઠાન કહે છે. અને વત્સની વિવૃદ્ધિ માટે દૂધનો ન્હાનો સ્વભાવ જ ઝરપતો નથી. ચેતન ગાયના વાત્સલ્ય અને ચેતન વત્સની ચોષણક્રિયાથી એ પ્રવર્તે છે! ઉપરાંત નદી વગેરેનાં પાણી ઉપરથી નીચે વહે છે. લોકોના ઉપર ઉપકાર કરવા માટે સ્વયમેવ ઉપલી ભૂમિ ઉપર જતું નથી. હાં. ચેતન જીવોનો પ્રયત્ન તેમને ઉપર વળાંક આપે તો એ જાય! અને આથી કેવળ સ્વભાવે જ જડ પ્રવર્તતું નથી. આમ પ્રવૃત્તિમાત્ર ચેતન સાપેક્ષ જ છે. આથી આપમેળે જગત રચનામાં પ્રધાન ગમે તેટલું ઉપકારક માનીએ તોપણ પ્રવર્તી ન શકે. ॥ ૩ ॥

આમ સ્વતન્ત્ર પ્રધાનને કારણ માનીએ તો રચનાનો સંભવ અને પ્રવૃત્તિનો ભાવ તર્કસંગત થતો નથી. અને પરિણામે સૃષ્ટિનો સંભવ જ શક્ય નથી. આ દૂષણ જોયું. અને જેમ સૃષ્ટિ તેમ પ્રલયની વ્યવસ્થા પણ અશક્ય છે. એ આ પક્ષનું બીજું દૂષણ છે. આ બીજાં દૂષણ તરફ અંગુલિ-નિર્દેશ કરતાં કહે છે—

## व्यतिरेकानवस्थितेश्चानपेक्षत्वात् ॥ ४ ॥

च=તે ઉપરાંત व्यतिरेकानवस्थिते:=પ્રધાનથી ભિન્ન, પ્રધાનની પ્રવૃત્તિ, નિવૃત્તિનો કોઈ નિયામક ન માન્યો હોઈને સૃષ્ટિથી ભિન્ન પ્રલયની વ્યવસ્થાનો અભાવ થતો હોવાથી પણ પ્રધાન જગતનું કારણ નથી, કેમકે अनपेक्षत्वात्=તેની વ્યવસ્થા કરનાર ચેતનની અપેક્ષાને અપેક્ષા હોઈ શકે નહીં.—

જેમ પ્રધાન કારણવાદમાં સૃષ્ટિનો સંભવ નથી તેમ તેમાં પ્રલયની પણ વ્યવસ્થા નહીં થઈ શકે! જેમ વિરૂપ પરિણામ એટલે સૃષ્ટિ, તેમ સરૂપ પરિણામ એટલે પ્રલય! અને તેવી મર્યાદા કરવી એટલે વ્યવસ્થા. તો પ્રધાનના સરૂપ કે વિરૂપ પરિણામની વ્યવસ્થા કરનાર કોણ? પ્રધાને અમુક સમય સરૂપ થવું પછી વિરૂપ થવું—વળી થોડો વખત રહીને

સરૂપ બનવું એવું કોણ વ્યવસ્થિત કરે? આવી વ્યવસ્થા કરવી એ તો ચેતનનો ધર્મ છે, તે તો પ્રધાનમાં છે નહીં. જડ પ્રધાન જો આવી મર્યાદા કરવે કુશળ હોય તો તો થઈ રહ્યું! આ બધી વિચારણા જ પછી તો અસ્થાને થાય! અને સૃષ્ટિ અને પ્રલય તો સુવ્યવસ્થિતપણે થતાં જોવામાં આવે છે! ઉપરાંત ક્વચિત્ એ વિકૃતિઓ રૂપે પરિણમે, ક્વચિત્ ન પણ પરિણમે! અને આ તર્કસંગત કેવી રીતે થાય! ચેતનની તો એને અપેક્ષા નથી. અને આ ઉપરાંત જગતની ઉત્પત્તિ પ્રધાનનો સ્વભાવ હોય તો એ સ્વભાવનો કદી અભાવ ન થતો હોઈને પ્રલય થશે જ નહીં! અને જો એ એનો સ્વભાવ જ હોય તો ઉત્પત્તિ માટે તેની પ્રવૃત્તિ જ નહીં થાય! કર્મ વગેરેથી પ્રેરિત પ્રધાન જો પ્રવર્તતું હોય તો તે પણ બરાબર નથી. કેમકે કર્મ સ્વયં જડ છે! અને આથી સૃષ્ટિની પેરે પ્રલયની વ્યવસ્થા પણ કેવળ પ્રધાનથી ન થઈ શકે. આથી સ્વતંત્ર પ્રધાનકારણવાદ યોગ્ય નથી. સૃષ્ટિ રચના અને તેનો ઉત્સર્ગ તો ચેતન પરમાત્માની જ લીલા હોઈ શકે! ॥ ૪ ॥

વળી સ્વતંત્ર પ્રધાન કારણવાદી નવી દલીલ કરે છે. તેની દલીલ સહિત તેનો ઉત્તર આપતાં કહે છે:—

## अन्यत्राभावाच्च न तृणादिवत् ॥ ५ ॥

અન્યત્ર=બીજે ઠેકાણે અભાવાત્=તેવાં પરિણામનો અભાવ હોઇને ચ=પણ તૃણાદિવત્=ઘાસ, પાંદડાં, પાણી વગેરેની માફક ન=સ્વતંત્રપણે પ્રધાન જગતરૂપે પરિણમે છે એ સિદ્ધ થતું નથી. ॥ ૫ ॥

પૂર્વપક્ષી કહે છે કે સ્વતંત્ર પ્રધાન કારણવાદને સ્વીકારીએ તો પણ કશો વાંધો અમને જણાતો નથી, કેમકે સ્વતંત્ર પ્રધાનમાંથી પણ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય વગેરે તર્કસંગત થઈ શકે એમ છે, જેમ ગાય બકરી વગેરે પ્રાણીઓ ઘાસચારો ચરે અને એ ઘાસચારો બીજાં કોઈ નિમિત્તની અપેક્ષા વિનાજ સ્વયમેવ દૂધરૂપે પરિણમે છે તેમ સ્વતંત્ર પ્રધાન પણ નિમિત્તાન્તરની અપેક્ષા વિના જ પરિણમી શકે છે. છેવટે સ્વભાવ તો સ્વભાવ જ હોઈને પ્રશ્નથી પર છે. આથી પ્રધાન કારણવાદ સિદ્ધ થઇ શકે છે.

પૂર્વપક્ષની આ દલીલમાં રહેલાં પોલાણને બતાવતાં સિદ્ધાન્તી કહે છે કે ભલા! ઘાસ ચારો પાણી વગેરે શું સર્વત્ર ક્ષીરભાવે સ્વયમેવ પરિણમે છે કે ગાય ભેંસ બકરી ખાય તો જ પરિણમે છે? જો સર્વત્ર

ઘાસ વગેરે દૂધરૂપે પરિણમતું હોય તો તે બળદ, પાડા, ઘોડા, બકરાને આપીએ તોયે શો વાંધો છે? જેમ ગાય તેમ બળદ પણ દૂધ આપી શકશે ને? પણ તારે-તર્કનિષ્ઠે પણ એમાં રહેલો વ્યભિચાર કબૂલવો જ પડશે. ઘોડા કે સાંઢને ખવડાવેલું ઘાસ કે નીરેલું પાણી દૂધરૂપે પરિણતું જોવામાં આવતું નથી! અને આથી તૃણાદિનો ક્ષીરાદિભાવ નિમિત્તાન્તર નિરપેક્ષ નથી. ઉલટું ઘાસ વગેરે ગાય વગેરેનાં શરીરમાં રહેલા ચેતનના સહયોગે જ દૂધ વગેરે રૂપે પરિણમે છે. તે જ પ્રમાણે જડ પ્રધાન સ્વતંત્રપણે નિમિત્તાન્તરની અપેક્ષા વિના પરિણમી શકે નહીં. અને સૃષ્ટિ પ્રલયની વ્યવસ્થા બની શકે નહીં. આથી સ્વતંત્ર પ્રધાન જગત્ કારણ હોઇ શકે નહીં! ॥ ૫ ॥

વળી પ્રધાન કારણવાદીને નિરુત્તર કરતાં સિદ્ધાન્તી ભણે છે કેઃ-

## अभ्युपगमेऽप्यर्थाभावात् ॥ ६ ॥

અભ્યુપગમેઽપિ=નિરપેક્ષ આનુમાનિક પ્રધાનનું કારણત્વ હોય તો પણ સૃષ્ટિ પ્રલય ઘટી શકતાં નથી કેમકે અર્થાભાવાત્=પ્રયોજનનો અભાવ છે.

આમ સ્વતંત્રપણે જગદ્‌રચના કે પ્રલયરૂપી સ્વાભાવિક પ્રવૃત્તિ તર્ક-સંગત નથી. છતાં ઘડીભર પ્રતિપક્ષીની શ્રદ્ધાને માન આપીને તેને ખોટું ન લગાડવા પૂરતું, એવું છે-એમ માની પણ લઈએ તોપણ પ્રધાન કારણવાદ ઘટતો નથી! કેમકે તેમ માનતાં અર્થાભાવનો દોષ આવીને ઉભે છે. અર્થાભાવ એટલે પ્રયોજનનો અભાવ! પણ પ્રધાન તો પુરુષના ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનને સાધવા પ્રવર્તે છે એમ સાંખ્યવાદી માને છે. પ્રધાન તો જડ છે. જડને પ્રયોજનવત્ત્વરૂપી ચેતનધર્મ હોઇ શકતો નથી.

અને આ ઉપરાંત કદાચ પૂર્વપક્ષી દલીલ કરે કે પ્રધાનને સહકારની જ જરૂર નથી. પ્રયોજન તો છે જ! તો પછી તે સિદ્ધ કરવું પડે ને? જગદ્‌રચના પાછળ જીવોને ભોગ આપવાનું પ્રયોજન સ્વીકારીએ તો કોને ભોગ પીરસવાને એની પ્રવૃત્તિ છે? પુરુષને? તો પુરુષને તો સ્વરૂપે જ ભોગ ઘટતો નથી! સાંખ્યવાદી પણ પુરુષને તો અસંગ-ચૈતન્યમાત્ર-નિષ્ક્રિય, નિર્વિકાર, ઉદાસીન, નિર્મલ, નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત સ્વભાવ માને છે! અને આવા પુરુષને ભોગ-એ તો વદતોવ્યાઘાત. ઉપરાંત ભોગાર્થે પ્રવૃત્તિ હોત તો પુરુષનો મોક્ષ પણ ન સંભવે. જો અપવર્ગાર્થે પ્રવૃત્તિ હોત તો પુરુષનો અપવર્ગ તો સ્વરૂપસિદ્ધજ છે. તેને માટે પ્રવૃત્તિ નિરર્થક! ઉપરાંત ઔત્સુક્યની નિવૃત્તિ જો પ્રયોજન હોય

પ્રધાન જડ-અચેતન હોઈને તેને ઉત્સુકતા પણ ઘટતી નથી ઉપરાંત નિર્મલ, નિષ્કલ, પુરુષને પણ ઔત્સુક્ય હોઈ શકતું નથી! આમ કોઈપણ રીતે જોઈએ-પ્રધાન કારણવાદ પોલો જ દેખાય છે. પ્રધાનની પુરુષાર્થે પ્રવૃત્તિ છે એમ માનવુ મનાવવુ અયોગ્ય છે આથી પ્રયોજનનો અભાવ હોઇને પ્રધાનનો સૃષ્ટિ પ્રલયનો કારભાર યુક્તિયુક્ત નથી, એ સિદ્ધ થાય છે. ॥ ૬ ॥

દૃષ્ટાન્ત દ્વારા પરાર્થે પ્રધાનની પરિણામ પ્રવૃત્તિની યથાર્થતા સુસંગત થઇ શકે છે એવી પ્રતિપક્ષીની દલીલની સંભાવના થતા તેનો નિરાસ કરતા કહે છે કે —

## पुरुषाऽश्मवदिति चेत् तथाऽपि ॥ ७ ॥

चेत् इति=જો એમ કહો કે पुरुषाश्मवत्=આંધળા તથા લંગડાના સંયોગની પેરે કે લોખંડ કે લોહચુંબકના સંયોગની પેરે પ્રકૃતિ પુરુષની સમીપતા જ પ્રકૃતિને સૃષ્ટિ રચનામાં પ્રેરે છે तथापि=તો પણ તમારા સિદ્ધાંતની સિદ્ધિ થતી નથી.

હવે પૂર્વપક્ષી બીજી રીતે સિદ્ધાન્તીને સપડાવવા યત્ન કરે છે તે કહે છે કે પ્રકૃતિ અને પુરુષનો સંયોગ જ રચનાનુ કારણ બની જાય છે અને આ વાતને તે લૌકિક દૃષ્ટાન્તથી સમર્થવવા યત્ન કરે છે. આંધળા પાંગળાની જોડી જામે તો આંધળાની ખાંધે પાંગળો ચાલતો થાય અને પાંગળાની આંખે આંધળો દોરાય! અને આમ આ જોડી ગંતવ્યસ્થાને પહોચે પ્રકૃતિ આંધળી, પુરુષ પાંગળો એકમેકના સહયોગે ગંતવ્યસ્થાને જાય! અગર તો લોહચુંબકની સંનિધિ માત્રે જેમ લોહ પ્રેરાય-પ્રવૃત્તિ પામે, તેમ પુરુષની સંનિધિ માત્રે પ્રકૃતિ-કે પ્રધાન પ્રેરાય અને સૃષ્ટિ વ્યાપાર થઈ શકે! આમ સાંખ્ય સિદ્ધાન્ત નિર્દોષ સિદ્ધ થઈ શકે!

આનો જવાબ વાળતા સિદ્ધાન્તી કહે છે કે બેટા! તુ ખૂબ ભોળો છે તારા દૃષ્ટાન્તો પણ તારી વાત સિદ્ધ કરી શકે એમ નથી આંધળો અને પાંગળો, બન્ને ચેતન છે-ચેતનવાળા છે એ કેમ ભૂલી જાય છે! આંધળામાં દર્શનશક્તિ ખૂટે છે તો બીજામાં ચલનશક્તિનો અભાવ છે ત્યાં એક બીજાને પ્રેરણા આપે છે અને તદનુસાર બીજો ચાલે છે આથી ત્યાં પણ ચેતનનો સહયોગ જ સ્પષ્ટ છે

ઉપરાંત લોખંડ ચુંબકને પરસ્પરની સમીપ લાવવા પણ એક ત્રીજી ચેતન વ્યક્તિની જરૂર પડે ! વિના ચેતનની પ્રેરણા બન્ને એકબીજાની કને આવતા નથી આમ અહીં પણ ચેતનનો સહયોગ અનિવાર્ય છે અને

આ દૃષ્ટાન્તોથી ઊલટો સિદ્ધાન્ત પુષ્ટ થાય છે! ચેતન પુરુષની પ્રેરણા વિના જડ પ્રધાન કદી સૃષ્ટિ પ્રક્રિયામાં વર્તતું નથી! પરસિદ્ધાન્તને પુષ્ટ કરતો તું ભારે પરોપકારી લાગે છે! અને તે ઉપરાંત પુરુષ તો અસંગ અને ઉદાસીન છે. તેથી તે પ્રેરક થઈ ન શકે. આથી જડ સ્વતંત્ર નિરપેક્ષ પ્રધાન સૃષ્ટિનું કારણ થઈ શકતું નથી. ॥ ૭ ॥

હવે પ્રધાન કારણવાદને સ્થિર ન થવા દેનારી બીજી યુક્તિ બતાવતાં સૂત્રકાર કહે છે કે :—

## अंगित्वानुपपत्तेश्च ॥ ८ ॥

अगित्वानुपपत्ते:=અંગાગિભાવ-સત્વાદિ ગુણોના ઉત્કર્ષ કે અપકર્ષની સિદ્ધિ ન થતી હોઇને च=પણ કેવળ નિરપેક્ષ પ્રધાન જગતનું કારણ થઈ શકતું નથી

ત્રણ ગુણોની સામ્યાવસ્થા એટલે પ્રધાન. અને વિષમાવસ્થા એટલે સૃષ્ટિ. આમ સાંખ્યશાસ્ત્રી માને છે. જો આ સામ્યાવસ્થા સ્વાભાવિક હોય તો તેનો કદી પણ ભંગ જ ન થાય! અને તે વખતે ગુણોમાં વિષમતા ન હોઇને અંગાગિભાવ જ સિદ્ધ ન થાય! કારણ કે વિષમતા થાય તો ગુણોનો અંગાગિભાવ થાય ને! ઉપરાંત ગુણાન્તર વિષમતાને જો સ્વાભાવિક માનવામાં આવે તો તો કદી પ્રસવનો જ અવકાશ ન રહે! ઉપરાંત પુરુષ તો અસંગ અને ઉદાસીન છે! તેની પ્રેરણા તો સંભવી શકે નહીં! હવે રહ્યો એક પરમાત્મા. તે જો પ્રેરક છે એમ માનો તો તું પ્રતિવાદી નથી. અસ્મદીયોમાંનોજ એક ઠરે છે! અને આમ ચારે કોર તારો નિસ્તાર નથી. આથી ગુણોના અંગાગિભાવની જ અસિદ્ધિ હોઇને તું જડ પ્રધાનને કારણના બાદશાહી સિંહાસન ઉપર અભિષિક્ત ન કરી શકે! ॥ ૮ ॥

આ ઉપરાંત કાળ વગેરેને વચ્ચે લાવી જો તું સાંખ્યવાદી બીજી રીતે ગુણક્ષોભ કરાવી પ્રકૃતિ દ્વારા જગત પ્રવૃત્તિ કરાવવા ચાહતો હોય તો તે પણ સંભવિત નથી-એમ સિદ્ધ કરતાં કહે છે કે :—

## अन्यथानुमितौ च ज्ञशक्तिवियोगात् ॥ ९ ॥

अन्यथा=બીજી કોઇ રીતે अनुमितौ=સામ્યાવસ્થાના ભંગનું અનુમાન કરીએ च= તો પણ ज्ञशक्तिवियोगात्=પ્રધાનમાં જ્ઞાનશક્તિ ન હોઇને બુદ્ધિપૂર્વક રચાય એવી રચના પ્રકૃતિ ન કરી શકે!

સામ્યવસ્થાનો ભંગ કરાવવા કાલ વગેરે નિમિત્તો માનીએ તો પણ દોષમુક્તિ નથી! કેમકે કાલ વગેરેમાં પણ પ્રાધાનિકતા હોઇને ચેતના નથી. અને આથી કાલ વગેરેમાં પણ ચેતનનો બુદ્ધિપૂર્વક ગુણોની

સામ્યાવસ્થાનો ભંગ કરી સૃષ્ટિ રચનામાં પ્રધાનને પ્રેરી ન શકે! જગતની રચના તો બુદ્ધિપૂર્વક દેખાય છે. આવી રચના તો સર્વજ્ઞ સર્વશક્તિ-પરમકૃપાળુ પરમાત્મા જ કરી શકે. ઉપરાંત કાળ પણ પરમાત્માને અધીન છે. શ્રુતિ કહે છે:—યः कारणानि निखिलानि तानि कालात्मयुक्तानि मधितिष्ठति एकः—જે, કાળ અને આત્માથી યુક્ત પેલાં સમસ્ત કારણો ઉપર એકલો રાજ ચલાવે છે. (શ્વે૦ ૧-૩) ઉપરાંત પરમાત્મા કાળનો પણ કાળ છે. શ્રુતિબોલ છે કે:-ज्ञः कालकालो गुणी सर्वविद् यः-જે જ્ઞાન સ્વરૂપ કાળનો કાળ અનન્ત કલ્યાણગુણસંપન્ન અને સર્વજ્ઞ છે. (શ્વે૦ ૬-૨) ગીતાજી કહે છે:-कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः-લોકના ક્ષય કરનાર કાળ હું છું. (गी० अ. ११ श्लो० ३२) આથી જડ પ્રધાન જગત્કારણ ન હોઇ શકે. ॥ ૯ ॥

શ્રુતિ સ્મૃતિના પ્રતિષેધે પણ સ્વતંત્ર પ્રધાન કારણવાદ નિન્દિત હોઇને અગ્રાહ્ય છે એમ સિદ્ધ કરતાં કહે છે કે:-

## विप्रतिषेधाच्चासमञ्जसम् ॥ १० ॥

च=અને વળી विप्रतिषेधात्=અહીં વિપ્રતિષેધ એટલે વિશિષ્ટ નિન્દાપૂર્વક જણાવેલો પ્રતિષેધ-ઇન્કાર. તે દ્વારા પણ असमंजसम्=સ્વતંત્ર પ્રધાન કારણ છે એ વાત યુક્તિયુક્ત નથી

શ્રુતિ કહે છે કે असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत्-જે બ્રહ્મને અસદ્ જાણે છે તે અસત્ જ થઇ જાય છે. (तै० २-६) સ્મૃતિ કહે છે કે असत्यम् अप्रतिष्ठं ते जगदाहुः अनीश्वरम्-જગતને તેઓ અસત્ અપ્રતિષ્ઠિત અને ઈશ્વરવિહોણું માને છે. (गी० १-६-८) આમ શ્રુતિ અને સ્મૃતિ વિશેષ રૂપે અનીશ્વરવાદની નિન્દા કરે છે. અને આથી સ્વતંત્ર પ્રધાન કારણવાદ શ્રુતિ સ્મૃતિથી નિન્દિત હોઈને પ્રતિષિદ્ધ છે. અને સૌ પ્રમાણોમાં બલવાન છે શ્રુતિ અને તદનુસારિણી સ્મૃતિ. એ બે જો ઈન્કારે તો કોઇ પ્રમાણનું ગજુ નહીં કે જડ પ્રધાનને કારણ સ્થાપી શકે! આથી સ્વતંત્ર પ્રધાન શ્રુતિ સ્મૃતિથી ઈન્કાર પામેલો હોઈને અયુક્ત છે. સ્મૃતિ કહે છે:—

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ॥
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥
योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ॥
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥

શ્રુતિને વેદ જાણવો, અને સ્મૃતિને ધર્મશાસ્ત્ર જાણવું. તે બન્ને સર્વ પદાર્થો અંતે છેવટનું પ્રમાણ છે. કેમકે તે બેમાંથી ધર્મ નીકળ્યો છે. તર્કશાસ્ત્રને આધારે જે કોઈ વિપ્ર તે બેને અવમાને છે તે નાસ્તિક અને વેદનિન્દકનો સાધુઓએ બહિષ્કાર કરવો. (મનુ ૨-૧૦-૩૨)

આમ જેમ પ્રધાન કારણવાદ તર્કે અપ્રતિષ્ઠિત છે તેમ શ્રુતિ સ્મૃતિ નિન્દાએ પણ એ પ્રતિષ્ઠાવાળો નથી. આથી તે અયુક્ત છે એમ નિશ્ચિત કરવું રહે છે. ॥ ૧૦ ॥

આમ અત્યાર સુધીમાં સ્વતંત્ર પ્રધાન કારણવાદનું નિરાકરણ કર્યું. હવે વૈશેષિકોના સ્વતંત્ર પરમાણુ કારણવાદનું નિરસન શરૂ થાય છે. વૈશેષિક દર્શનની આ માન્યતા કયાં અસંગત છે તે બતાવતાં ભગવાન્ સૂત્રકાર કહે છેઃ-

## महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्याम् ॥ ११ ॥

ह्रस्वपरिमण्डलाभ्याम्=હ્રસ્વ=દ્વયણુક, તથા પરિમણ્ડલ=પરમાણુથી મહદ્દીર્ઘવત્= મહત્ અને દીર્ઘ=દ્વયણુકની ઉત્પત્તિ દર્શાવવાની રીતે વા=પણ સ્વતંત્ર પરમાણુ કારણવાદ દ્વારા પ્રતિપાદિત થતી બધી વાતો અસંગત માનવી રહે છે.

વૈશેષિકાદિ દર્શનોનો આજકાલ વિરલ પ્રચાર જોવામાં આવે છે. અને આથી એની પ્રક્રિયા જાણીશું તો જ હવે પછીનાં સૂત્રોનાં રહસ્ય સમજાશે- વેદાન્તનાં દર્શનને નિર્મલ અને સ્વચ્છ કરવા માટે અહીં પ્રયત્ન છે. તો જે જે વાદોમાં જ્યાં જ્યાં કચરૂં હોય ત્યાં ત્યાં તેને સાફ કરીને આગળ ચાલવું જોઈએ. કેમકે જગતનાં કારણ તરીકે દરેક વાદને પોતાની સમજ જ સાચી છે એમ પ્રતિષ્ઠા જોઈએ છે. અને એ તે તે વાદીને માટે યોગ્ય પણ છે. છતાં તે તે વાદીની વિચારની ભૂલ ન દર્શાવે તો બ્રહ્મકારણવાદ-જે છેવટનો વાદ છે-તે પ્રતિષ્ઠિત ન થાય. અને એ જો ન થાય તો અનર્થ જ જન્મે. આથી દરેક વાદની પ્રક્રિયા અને તેમાં રહેલી તાર્કિક કે ઇતર અસંગતિને દર્શાવી-બ્રહ્મજ્ઞાનમાં કયાંયે કશ્મલ ન રહે એ જોવું એ દાર્શનિકોની પદ્ધતિ છે. મંગલમયી પદ્ધતિ છે. છેવટે તત્ત્વજ્ઞાન તો અભંગ સોપાન જ છે ને? ચાર્વાક જો છેક નીચેનું તો શાંકર દર્શન છેક ઉપરનું પણ પગથિયું છે. વચ્ચેનાં બધાંય પગથીઆં પોતપોતાની રીતે આ આરોહણ માટે ઉપયોગી છે. સમ્યક્ દર્શનનો પ્રયોગ પૂરો થાય તે પહેલાં સમ્યક્ દર્શનનો આભાસ ઉપજાવે એવાં તમામ દર્શનોનું નિરસન કરવુંજ જોઈએ. તો જ છેવટનું દર્શન નિર્મલ અને સ્થિર થાય. અસ્તુ.

પરમાણુ કારણવાદીઓની આ પ્રક્રિયા શાણાઓએ વર્ણવી છે. (૧) એક દ્રવ્ય બીજા સજાતીય દ્રવ્યને તથા એક ગુણ બીજા સજાતીય ગુણને જન્માવે છે. (૨) કાર્યની ઉત્પત્તિ ત્રણ કારણોથી થાય છે. સમવાયી કારણ; અસમવાયી કારણ અને નિમિત્ત કારણ. આ ત્રણે કારણોથી કાર્ય ઉપજે છે. વસ્ત્રની ઉત્પત્તિમાં તન્તુ સમવાયી કારણ, તંતુઓનો સંયોગ અસમવાયી કારણ; અને શાલ-કાંડલો-કારીગર વગેરે નિમિત્ત કારણ. (૩) પરમાણુઓના ચાર પ્રકાર છે. પાર્થિવ પરમાણુઓ; તૈજસ્ પરમાણુઓ અને વાયવીય પરમાણુઓ, આ પરમાણુઓ નિત્ય, નિરવયવ અને રૂપ વગેરે ગુણોવાળાં છે. આ પરમાણુના પરિમાણ=માપ=Size ને "પારિમાંડલ્ય" કહે છે.

પ્રલયકાળે આ પરમાણુઓ કોઈપણ કાર્યનો આરંભ ન કરતાં હોઈને જેમનાં તેમ રહેતાં હોય છે. સૃષ્ટિકાળે સૃષ્ટિરૂપી કાર્યની સિદ્ધિ માટે પરમાણુઓ તો સમવાયિ કારણ બને છે, એમ તો પારસ્પારિક "સંયોગ" અસમવાયી કારણ બને છે અને અદૃષ્ટ અગર તો ઇશ્વરની ઇચ્છા વગેરે નિમિત્ત કારણ થાય છે.

સૃષ્ટિકાળે ભગવાનની ઇચ્છાથી સૌથી પહેલાં વાયવીય પરમાણુઓમાં કર્મારંભ પ્રકટે છે. પછી તે પરમાણુઓનો પરસ્પર સંયોગ થાય છે. બે પરમાણુઓ જોડાઈ જઈને એક દ્વચણુક રૂપ કાર્યને જન્માવે છે. ત્રણ દ્વચણુકો (છ પરમાણુઓ) માંથી એક ત્ર્યણુક પ્રકટે છે. ચાર ત્ર્યણુકોમાંથી (૨૪ પરમાણુઓમાંથી) એક ચતુરણુક ઉપજે છે. આમ પંચાણુક વગેરે ક્રમે મહાનવાયુ તત્ત્વ પ્રકટે છે, અને નભોમંડળમાં વેગે વહુવા લાગે છે. એ જ ક્રમે તૈજસ્ પરમાણુઓનાં મિલનમાંથી અગ્નિ ઉપજે છે અને તે જલવા લાગે છે. આપીય (જલ) પરમાણુઓમાંથી એ જ ક્રમે મહાસાગરો ખડા થઇ જાય છે. અને પાર્થિવ પરમાણુઓમાંથી એ જ ક્રમે મહાન પૃથ્વી પેદા થઈ જાય છે. કારણગત ગુણોમાંથી જ કાર્યગત ગુણો ઉપજે છે, તંતુગત શુક્લતા વગેરે ગુણોમાંથી જ વસ્ત્રગત શુક્લતા વગેરે ગુણો જન્મે છે. તે જ પ્રમાણે પરમાણુનિષ્ઠ શુક્લતા વગેરે ગુણોમાંથી જ દ્વચણુક નિષ્ઠ શુક્લતા વગેરે ગુણો પ્રકટે છે.

અને દ્વચણુકના આરંભક જે બે પરમાણુઓ તે બે પરમાણુઓની દ્વિત્વ સંખ્યા-તે દ્વિત્વ સંખ્યા દ્વચણુકમાં અણુત્વ અને હ્રસ્વત્વરૂપી બે પરિમાણોનો આરંભ કરે છે. પણ પ્રત્યેક પરમાણુમાં તે તે પરમાણુનું જે પારિમાંડલ્ય નામનું પરિમાણ, તે પરિમાણ દ્વચણુકમાં બીજું પારિમાંડલ્ય

પ્રકટાવતું નથી! કેમકે જો એવું કરવામાં આવે તો કાર્ય પહેલાં કરતાં પણ વધારે સૂક્ષ્મ થતું જાય! અને આ ઠેકાણે જ પરમાણુવાદની નિર્બળતા છે!

તે જ પ્રમાણે સંહારકાળે પરમેશ્વરીય ઇચ્છાથી પરમાણુઓમાં કાર્યનો આરંભ થાય છે તેથી તેમનો પારસ્પારિક સંયોગ નાશ પામે છે. પછી દ્વયણુક વગેરેનો નાશ થતાં થતાં પૃથ્વી આદિનો પણ નાશ થઈ જાય છે!

વૈશેષિકોની આ પ્રક્રિયા ઉપર અહીં કુઠારાઘાત છે. જો કારણના ગુણ કાર્યમાં ઉપજતા હોય તો "પારિમાંડલ્ય" નામનું પરમાણુનું જે માપ-કે જે ગુણ છે-તે દ્વયણુક વગેરેમાં પણ પ્રકટવું જ જોઇએ! પણ એવું થતું નથી! વૈશેષિક પરમાણુ કારણવાદીઓના મત પ્રમાણે તો બે પરમાણુઓમાંથી હ્રસ્વગુણ વિશિષ્ટ દ્વયણુકની ઉત્પત્તિ થાય છે. અને હ્રસ્વ દ્વયણુકોમાંથી મહત્ અને દીર્ઘ પરિમાણવાળું ત્ર્યણુક ઉપજે છે! આમ માનવું અસંગત છે. તો જેમ આ બાબતમાં એમની માન્યતા અક્કલ-નિરાધાર છે તેમ બીજી વાતોમાં પણ એમની અસંગતતા તરી આવે છે. અને આથી પરમાણુ કારણવાદ અસંગત છે. ॥ ૧૧ ॥

ક્યાં ક્યાં એ વાદ અસંગત છે એ બાબતમાં કહે છે કે:

## उभयथाऽपि न कर्मातस्तदभावः ॥ १२ ॥

ઉભયથાઽપિ=બન્ને રીતે જ કર્મ=પરમાણુઓમાં કર્મનું હોવું ન=સિદ્ધ થઈ શકતું નથી. અતઃ=આથી તદભાવઃ=પરમાણુઓના સંયોગપૂર્વક દ્વયણુક વગેરેની ઉત્પત્તિના ક્રમે જગતનાં જન્માદિનો સંભવ નથી.

આ વાદીઓના મત પ્રમાણે સૃષ્ટિ પહેલાં-પ્રલયકાળે પરમાણુઓ નિશ્ચલ રહે છે. તેમાં ક્રિયા ઉત્પન્ન થતાં પરમાણુઓનો સંયોગ થાય છે અને તે દ્વારા જગતની ઉત્પત્તિ થાય છે. અહીં આ માન્યતાનું નિરાકરણ સૂત્રકાર કરે છે. નિશ્ચલ પરમાણુઓને ચલિત કરવા માટે કોઈ પણ નિમિત્ત તો હોવું જ જોઇએ ને? સ્વયમેવ તેમાં ક્રિયા કે ગતિ ઉપજી જાય છે એમ માનવું એ તો અશક્ય છે. કેમકે તેમની જ માન્યતા પ્રમાણે તે કાળે પરમાણુઓ તો નિશ્ચલ હોય છે! કોણ પરમાણુઓમાં પ્રથમ સ્પંદન ઉપજાવે? આ કોયડો અનુકેલ્યો જ રહે છે. અને એમને એમ તો કાંઈ થાય નહીં. નિશ્ચલ પરમાણુઓ જડ હોઇને સ્વતઃ પ્રવૃત્તિશીલ થઇ ન શકે! તો પ્રથમ ગતિ કોણ દે?

કદાચ એમ માનવામાં આવે કે પરમાણુઓમાં પ્રથમ સ્પંદન કરનાર જીવોનું અદૃષ્ટ જ છે. તો તે પણ નાપાયાદાર વાત છે. અદૃષ્ટ જીવમાં રહે કે પરમાણુઓમાં? જો જીવમાં જ રહેતું હોય તો પરમાણુને કેવી રીતે હલાવી શકે? આમ આ બન્ને રીતે પરમાણુઓમાં કર્મનો અસંભવ જ છે. આથી જગતનાં કારણ થવા લાયકાત એ ગુમાવી બેસે છે.

ઉપરાંત જીવનું અદૃષ્ટ પણ છેવટે તો જડ જ છે. અને કોઈ જડ ચીજ ચેતનના સહયોગ કે પ્રેરણા સિવાય ન તો સ્વયં કાંઈ કરી શકે છે, ન તો કોઈની કને કશું ય કરાવી શકે!

અને કદાચ એમ પણ દલીલ થાય કે અદૃષ્ટનો નિર્માતા તો ચેતન જીવ જ છે ને! આથી જીવાત્માની ચેતનતાનો તેને સહયોગ છે જ. તો એ વાત પણ ઠીક નથી. કેમકે પ્રલયકાળે-સૃષ્ટિ પહેલાં જીવની ચેતનતા જાગ્રત હોતી નથી. અને આથી એ પણ અચેતન જેવી જ છે! ઉપરાંત જીવાત્મામાં જ અદૃષ્ટ રહેતું હોઈને એ પરમાણુઓમાં ક્રિયાશીલતા પેદા કરવા નિમિત્તરૂપ ન જ બને! કેમકે પરમાણુઓ સાથે તેને શો સંબંધ! આમ કોઈ પણ નિયત નિમિત્તના અભાવમાં, પરમાણુઓના પ્રથમ પરિસ્પંદરૂપી કર્મ જ ન જન્મતું હોઈને, દ્વયણુકાદિ ક્રમે તેમાંથી જગત જન્મશે એમ માનવું યુક્તિવિરુદ્ધ છે. આથી પરમાણુ કારણવાદ અસંગત છે. ॥ ૧૨ ॥

પુનઃ પરમાણુ કારણવાદના ખંડનની યુક્તિ બતાવતાં કહે છેઃ-

## समवायाभ्युपगमात् च साम्यादनवस्थितेः ॥ १३ ॥

समवायाभ्युपगमात्=સમવાય સબંધનો સ્વીકાર કરેલો હોઈને च=પણ પરમાણુ કારણવાદ સિદ્ધ થઈ શકતો નથી. કેમકે साम्यात्=કાર્ય અને કારણની પેરે સમવાય અને સમવાયીમાં પણ ભિન્નતાની સમાનતા છે. અને આથી अनवस्थितेः=અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય છે. અને એ કારણે પરમાણુઓના સંયોગથી જગતની સૃષ્ટિ સંભવે નહીં.

વૈશેષિક મતાનુસાર બે પ્રકારના સંબંધો છે. સંયોગ સંબંધ અને સમવાય સંબંધ. સંયોગ સંબંધને યુતસિદ્ધ અને સમવાય સંબંધને અયુતસિદ્ધ સંબધ કહે છે. યુતસિદ્ધ એટલે કે સંયોગસંબંધ, બે પરસ્પર ભિન્ન રહી શકનારી વસ્તુઓમાં હોય છે. અને અયુતસિદ્ધ એટલે કે સમવાયસંબંધ બે પરસ્પરથી ભિન્ન ન રહી શકનારી વસ્તુઓ વચ્ચે હોય છે. રજ્જુ અને ઘડા વચ્ચે સંયોગ સંબંધ જ હોઈ શકે! તંતુ અને વસ્ત્રમાં સમવાય સંબંધ જ હોય. કેમકે એ બન્ને અયુતસિદ્ધ છે. અને યદ્યપિ કારણથી કાર્ય તદ્દન ભિન્ન છે છતાં વૈશેષિકોના મતે કારણ=સમવાયી કારણ

અને કાર્યની વચ્ચેનો જે સબંધ તે સમવાયસબંધ કહેવાય છે આમ માનતા બે પરમાણુઓમાથી ઉપજતુ દ્વયણુક નામનુ કાર્ય એ અણુઓથી-કારણથી ભિન્ન છે છતા સમવાય સબંધ દ્વારા તે કારણ સાથે સબંધ છે! જો આમ માની લઈએ તો ઉપાધિ ઉભી થાય છે કેમકે જેમ દ્વયણુક-પરમાણુઓથી ભિન્ન છે તેમ સમવાય પણ સમવાયીથી ભિન્ન જ છે! ભેદની દૃષ્ટિએ બન્નેમા સમાનના છે અને આથી જેમ દ્વયણુક સમવાય સબધે પહેલા બે પરમાણુઓ સાથે સબદ્ધ છે તેમ સમવાય પણ પોતાની સમવાથી સાથે નવા સમવાય સબધે સબદ્ધ છે એમ માનવુ જ પડે-અને આમ નવા ને નવા સમવાય સબધની પરપરાનો આશ્રય લીધે જ છૂટકો થાય! અને એમ તો અનવસ્થા દોષ આવે જ! આમ સમવાય સબધ જ અસિદ્ધ હોઈને બે અણુઓમા દ્વયણુકના ક્રમે અખિલ બ્રહ્માડનુ સર્જન અદ્ધરટાલ વાત ગણાય! આથી પરમાણુવાદ અપ્રતિષ્ઠિત છે ॥ ૧૩ ॥

અને પરમાણુઓમા સ્વાભાવિક ક્રિયા માનીએ તો? તો પણ નિસ્તાર નથી એ બતાવતા કહે છે કે –

## नित्यमेव च भावात् ॥ १४ ॥

च=આ ઉપરાત પરમાણુઓના પ્રવૃત્તિ નિવૃત્તિની ક્રિયાને સ્વાભાવિક માની લેતા नित्यं=હમેશા एव=જ भावात्=સૃષ્ટિ અગર તો પ્રલયનુ અસ્તિત્વ બની રહેશે આથી પરમાણુવા૰ અસગત છે.

પરમાણુઓ નિત્ય હોઈને એનો જે કાઈ સ્વભાવ કલ્પીએ તે પણ નિત્ય જ હોવાનો જો પરમાણુમા પ્રવૃત્તિમૂલક કર્મને સ્વાભાવિક માનીએ તો પછી સદા સૃષ્ટિ જ રહેશે પછી પ્રલય સભવશે જ નહીં! અને જો એમા નિવૃત્તિમૂલક કર્મની સ્વાભાવિક સત્તા માનીએ તો પછી સદા પ્રલય જ પ્રલય રહે! કદી સૃષ્ટિની સભાવના પણ નહીં થય! અને પ્રવૃત્તિ નિવૃત્તિ-બન્ને કર્મો સ્વાભાવિક માનીએ તો તે તો પરસ્પર વિરોધી છે! એકી વખતે પરસ્પર વિરોધી સ્વભાવ તો સ્વરૂપનો જ નાશ કરે! ઉપરાત જો બન્ને પ્રકારના કર્મનો અભાવ જ માનીએ તો પછી કર્મ માટે નિમિત્તાન્તરને માનવુ જ પડશે! અને આ વાત તો પહેલેથી જ અસગ સિદ્ધ થઇ છે અને આથી પરમાણુકારણવાદ યુક્તિ સમક્ષ સહેજે ટકતો નથી. ॥ ૧૪ ॥

ઉપરાત પરમાણુઓની નિત્યતા સદિગ્ધ છે અને આથી પણ આ વાદ નિર્થક છે એમ સિદ્ધ કરતા કહે છે કે –

## रूपादिमत्वाच्च विपर्ययः दर्शनात् ॥ १५ ॥

ચ=તથા રૂપાદિમત્વાત=પરમાણુઓમાં રૂપ રસ વગેરે ગુણો હોવાને લીધે વિપર્યય:= નિત્યતાની વિપરીતતા એટલે કે અનિત્યતાનો દોષ પણ આવે છે—અને દર્શનાત્=એવું જ એવું જ જણાય છે:–

ઉપરાંત આ વાદમાં પરમાણુઓની નિત્યતા સાથે જ તેમની ગુણયુક્તતા પણ સ્વીકારી છે. આથી તેમની માનેલી નિત્યતા દુષિત થાય છે. કેમકે રૂપાદિગુણયુક્ત ઘટાદિ પદાર્થોનો નાશ પ્રત્યક્ષ જોવામાં આવે છે. અને આમ ગુણયુક્ત પદાર્થ નાશયુક્ત છે એટલે કે નિત્ય હોઇ શકતો નથી. ઉપરાંત જો ગુણનો અભાવ માનીને એમને નિત્ય માનીએ પરમાણુઓને નિત્ય ગણીએ તો કારણગત ગુણો કાર્યમાં આવવા જોઈએ, એ માન્યતાને બાધા આવે જ! પરમાણુઓનાં રૂપ રસ વગેરે ન હોય તો તેમનાં કાર્યોમાં પણ તેમનો અસંભવ જ થાય! આમ અસંગતતાની હદરૂપ પરમાણુ કારણવાદ અસિદ્ધ જ છે. ॥ ૧૫ ॥

વળી પરમાણુ કારણવાદનો દોષ બતાવતાં કહે છે કે:—

## उभयथा च दोषात् ॥ १६ ॥

उभयथा=બન્ને રીતે એટલે કે પરમાણુઓને ન્યૂનાધિક ગુણયુક્ત માનો કે ગુણરહિત માનો–બન્ને રીતે च=જ दोषात्=દોષ નડે છે–અને આથી આ પરમાણુ કારણવાદ અસિદ્ધ જ છે.

ઉપરાંત પૃથ્વી વગેરે ભૂતો પૈકી કોઈકમાં ગુણની અધિકતા તો કોઈકમાં ગુણની ન્યૂનતા જોવામાં આવે છે. અને આથી તે તે ભૂતોમાં ભૂતોનાં આરંભક પરમાણુઓમાં પણ ગુણોની ન્યૂનાધિકતા માનવી જ પડે અને આ પરિસ્થિતિમાં જો તેમને અધિક ગુણોથી સંપન્ન માનવામાં આવે તો પછી બધાંય કાર્યોમાં તેટલા જ ગુણો હોવા જોઈએ. કારણ કે એમની પ્રક્રિયા અનુસાર કારણગત ગુણો કાર્યમાં સમાન જાતીય ગુણાન્તરને પ્રકટાવે છે. અને આમ માનીએ તો પછી જલમાં પણ ગંધ અને તેજમાં પણ ગંધ, અને રસ પ્રકટવાનો દોષ આવે! ઉપરાંત પૃથ્વીમાં સૌથી અધિક ગુણોવાળી પૃથ્વીમાં સ્થુલતા નામનો પણ ગુણ છે. અને એ ગુણ છે. અને એ ગુણ પછી તો કારણભૂત પરમાણુઓમાં પણ માનવો જ પડે! પણ પરમાણુમાં તો સૂક્ષ્મતા છે! આ દોષને દૂર કરવા પ્રત્યેક ભૂતમાં એક જ ગુણ માનીએ–ન્યુનતમ ગુણ માનીએ, તો પ્રત્યેક ભૂતમાં એકજ

ગુણ પ્રકટ થવો જોઈએ! એ દશામાં તેજમાં સ્પર્શ નહીં હશે. જલમાં રૂપ અને સ્પર્શ નહીં હશે પૃથ્વીમાં રસ, રૂપ અને સ્પર્શનો અભાવ હશે! કેમકે કારણભૂત પરમાણુમાં ન્યુનતમ એક જ ગુણ છે! પરમાણુઓમાં ગુણ જ નથી એમ માનીએ તો પછી કાર્યમાં કયાંથી આવ્યા ?—એ પ્રશ્ન જ રહે છે! ઉપરાંત ભૂતે ભૂતાનુસાર પરમાણુઓમાં ન્યુનાધિક ગુણો માનીએ તો જે પરમાણુઓમાં અધિક ગુણ હોય તેની પરમાણુતા જ નહીં રહે! આથી પરમાણુવાદ ઢંગધડા વિનાનો જ છે. ॥ ૧૬ ॥

પ્રકરણની સમાપ્તિ ભણતાં કહે છેઃ—

## अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥ १७ ॥

अपरिग्रहात्=શિષ્ટ પુરુષોથી અગ્રહીત-અસ્વીકૃત હોઈને च=પણ अत्यन्त अनपेक्षा= આ વાદની અત્યંત ઉપેક્ષા પ્રાપ્ત થાય છે.

આ પરમાણુ કારણવાદ શિષ્ટોએ કયાંયે સ્વીકાર્યો નથી, અને આથી પણ એની તો છેક જ ઉપેક્ષા ઘટે છે. અર્થાત્ પ્રધાન કારણવાદમાં સત્કાર્યાદિ અંશો પણ શિષ્ટોને સમંત છે અને આથી તો અંશતઃ પણ સ્વીકાર ઘટે. પણ આ વાદ તો કોઈ શિષ્ટને માન્ય નથી અને આથી ઉપેક્ષા જ ઉચિત છે. ॥ ૧૭ ॥

આમ અગીઆરથી તે સત્તરમા સૂત્ર સુધીમાં પરમાણુ કારણવાદનું ખંડન કર્યું. હવે ક્ષણિકવાદના નિરાકરણનું પ્રકરણ રજૂ થાય છે. આચાર્યશ્રી કહે છેઃ—

## समुदाये उभयहेतुकेऽपि तदप्राप्तिः ॥ १८ ॥

उभयहेतुके=પરમાણુ જેનું કારણ છે એવો બાહ્ય સમુદાય અને સ્કંધ જેનું કારણ છે એવો આંતર સમુદાય-આ બન્ને પ્રકારનો समुदाये=સમુદાય સ્વીકારીએ તો अपि=પણ तदप्राप्तिः=એ સમુદાયની સિદ્ધિ થતી નથી.

બૌદ્ધતત્ત્વજ્ઞાન ચાર શાખાઓમાં વિભક્ત થયેલું છે. બધીય શાખાઓમાં થોડો થોડો મતભેદ છે. એ ચારે શાખાઓનાં નામ છે-(૧) વૈભાષિક (૨) સૌત્રાન્તિક (૩) યોગાચાર (૪) માધ્યમિક તે પૈકી વૈભાષિક અને સૌત્રાન્તિક શાખાઓ બાહ્ય પદાર્થોની સીમાને સ્વીકારે છે. એ બેમાં પણ ફેર ફક્ત એટલો છે કે વૈભાષિક પ્રત્યક્ષ દેખાતા બાહ્ય પદાર્થોની સીમા સ્વીકારે છે જ્યારે સૌત્રાન્તિક વિજ્ઞાનથી અનુમિત બાહ્ય પદાર્થોની અસ્તિને માન્ય રાખે છે! અર્થાત્ વૈભાષિક ઘટાદિ પદાર્થો પ્રત્યક્ષ પ્રમાણનો વિષય

છે એમ માને છે સૌત્રાન્તિકો ઘટાદિ પદાર્થોનુ વિજ્ઞાનાનુમિત અસ્તિત્વ સ્વીકારે છે, એટલે કે ઘટ વગેરેના રૂપના વિજ્ઞાનને જ પ્રત્યક્ષ માને છે અને તેના દ્વારા ઘટાદિ પદાર્થોની સત્તાનુ અનુમાન કરે છે

યોગાચાર મતાનુસાર 'નિરાલબન વિજ્ઞાન" માત્રની જ સત્તા છે બાહ્ય પદાર્થો સ્વપ્ન પદાર્થોની પેરે મિથ્યા છે

માધ્યમિક મત પ્રમાણે બધુ શૂન્ય જ છે એમના મત પ્રમાણે દીપની શિખાની પેઠે, સસ્કારવશ, ક્ષણિક વિજ્ઞાનની ધારા જ બાહ્ય પદાર્થોરૂપે પ્રતીત થાય છે બાહ્ય પદાર્થો પ્રતિક્ષણ નષ્ટ થતા રહે છે તેમની વિજ્ઞાન ધારા જ, દીપ શિખાની પેરે પ્રતીત થતી રહે છે। તેલ ખૂટતા જેમ દીપ કલિકા, તેમ સસ્કાર ખૂટતા વિજ્ઞાનધારા શાન્ત થઈ જાય છે અને આ વિજ્ઞાનધારાની શાન્તિ જ અપવર્ગ છે અર્થાત્ સર્વાભાવ અગર શૂન્યતા જ પરમોચ્ચ પ્રાપ્તવ્ય સ્થિતિ છે।

ઉપરના સૂત્રમા પ્રથમ બે વાદોનુ વૈભાષિક અને સૌત્રાન્તિક વાદોનુ નિરાકરણ છે। બન્નેને એક જ ઝાટકે વેદાન્તી ખતમ કરે છે। એ બન્નેની સૃષ્ટિ વ્યવસ્થા અગે આવી કલ્પના છે પાચ છે સ્કધ, રૂપસ્કન્ધ વિજ્ઞાનસ્કન્ધ, વેદનાસ્કન્ધ, સજ્ઞાસ્કધ, અને સસ્કાર સ્કધ, તે પૈકી રૂપસ્કધમા, પૃથિવી વગેરે ચાર મહાભૂતો, ભૌતિક પદાર્થો–શરીર–ઇન્દ્રિયો અને વિષયો–આત્માનો સમાવેશ થાય છે ઉપરાત પાર્થિવ પરમાણુઓમા રૂપ–રસ–ગધ–અને સ્પર્શ–આ ચાર ગુણો હોય છે અને કઠોરતા તેમનો સ્વભાવ છે આ પરમાણુઓ જ સગઠિત થઈને પૃથ્વી આકારે દેખાય છે તેજ મુજબ આપીય=જલીય–પરમાણુઓ સ્નિગ્ધ હોય છે અને રૂપ–રસ અને સ્પર્શ ગુણથી યુક્ત હોય છે આ પરમાણુઓના સગઠને જલતત્ત્વ જન્મે છે તેજ મુજબ તેજસ્ પરમાણુઓ ઉષ્ણતા ધર્મથી યુક્ત હોઈને, રૂપ અને સ્પર્શગુણસપન્ન હોઈને, સગઠિત થઈ તેજસ્ તત્ત્વને જન્માવે છે અને વાયવીય પરમાણુઓ સ્પર્શગુણયુક્ત છે અને ગતિધર્મવાળા છે તેઓ વાયુરૂપે સગઠિત થાય છે ત્યારબાદ એ ચાર ભૂતો જ શરીર, ઇન્દ્રિય, વિષયોના રૂપે સગઠન પામે છે ઉપરાત આ ચારે પ્રકારના પરમાણુઓ ક્ષણિક હોય છે અને ભૂતભૌતિક પદાર્થોની ઉત્પત્તિમા કારણરૂપ છે આ ભૂતભૌતિક પરમાણુજન્મ્યા પદાર્થોને જ બાહ્યસમુદાય કહે છે

વિજ્ઞાનના આભ્યતર પ્રવાહને વિજ્ઞાનસ્કધ કહે છે એમા જ અહની પ્રતીતિ થાય છે અને એ જ ઘટજ્ઞાન–પટજ્ઞાન–મઠજ્ઞાન વગેરેના રૂપે અભગપણે વર્તતો હોય છે એને જ જ્ઞાતા–ભોક્તા–આત્મા વગેરે નામે કહે છે। વ્યવહારમાત્ર એ વિજ્ઞાનસ્કધમૂલક છે

સુખદુ:ખ વગેરેની અનુભૂતિને વેદના સ્કંધ કહેવામાં આવે છે.

જે ઉપલક્ષણ દ્વારા વસ્તુની પ્રતીતિ કરાવવામાં આવે છે તેને સંજ્ઞા સ્કંધ કહે છે. જેમકે ધનથી ધરની, દેહાદિ દ્વારા પુરુષની!

રાગ-દ્વેષ-મોહ-મદ-મત્સર-ભય-શોક-વિષાદ વગેરે ચિત્ત વૃત્તિઓને સંસ્કાર સ્કન્ધ કહેવામાં આવે છે!

વિજ્ઞાન વગેરે ચાર સ્કન્ધોને ચિત્ત-ચૈત્તિક કહેવામાં આવે છે. તે પૈકી વિજ્ઞાન સ્કંધરૂપ ચિત્ત જ બૌદ્ધોનો આત્મા છે. બાકીના ત્રણ સ્કંધોને ચૈત્ય અગર તો ચૈત્તિક કહેવામાં આવે છે. સમસ્ત વ્યવહારના આશ્રય બનીને એ અંતઃકરણમાં સંગઠિત થાય છે, ચાર સ્કંધના આ સમુદાયને એટલે કે ચિત્ત અને ચૈત્યના સમુદાયને આભ્યન્તર સમુદાયની સંજ્ઞા મળે છે! આ બે સમુદાયથી ભિન્ન હોય એવી કોઈ આત્મા આકાશાદિ પદાર્થોની સત્તા જ નથી! આ બે-બાહ્ય આભ્યન્તર સમુદાયો દ્વારા સમસ્ત લોક વ્યવહારનો નિર્વાહ થઈ જાય છે! અને આમ સમસ્ત વ્યવહાર થઈ શકતો હોઈને કોઈ સ્થિર નિત્ય આત્માનો સ્વીકાર કરવાની એમને-બૌદ્ધોને જરૂર લાગી નથી!

આ કલ્પનાને મ્હાત કરવા માટે આ સૂત્રની પ્રવૃત્તિ છે. પરમાણુ જન્ય ભૂતભૌતિક બાહ્ય સમુદાય અને સ્કંધજન્ય આભ્યન્તર સમુદાય માનીએ તો પણ પ્રમાણપૂર્વક એ સિદ્ધ થઈ શકતા નથી! કારણકે ઉભય સમુદાયની ઘટક જેટલી ચીજો માની લેવામાં આવે છે તે બધી જ જડ-અચેતન છે. પરસ્પરાપેક્ષા શૂન્ય છે! નિરપેક્ષ જડતત્ત્વો સંગઠિત કેવી રીતે થાય? અને આથી સમુદાય કે સંઘાતની ઉત્પત્તિ જ અશક્ય છે!

ઉપરાંત પરમાણુ અને તજ્જન્ય વસ્તુમાત્ર ક્ષણિક છે. અને ક્ષણ વિધ્વંસી પરમાણુઓ અને પૃથ્વી વગેરે પદાર્થો સંઘાતના રૂપમાં એકત્ર થવાનો પ્રયત્ન કેવી રીતે કરી શકે? એમનો સંઘાત કરવા કોણ યત્ન કરે? કોણ તેમને પ્રેરે? અને આ રીતે પરમાણુઓ અને તજ્જન્ય પદાર્થોનો સંઘાત કોઈ પણ રીતે તમારી જ માન્યતા અનુસાર ન થઈ શકતો હોઈને વૈભાષિક અને સૌત્રાન્તિક મત નિતાન્ત અનાદરણીય છે. ॥ ૧૮ ॥

સ્વયં અપેક્ષિત શંકાને જન્માવીને સમાધાન કરતાં કહે છે કેઃ-

**इतरेतरप्रत्ययत्वादिति चेन्नोत्पत्तिमात्रनिमित्तत्वात् ॥१९॥**

ચેત્=જો इतरेतरप्रत्ययत्वात्=અવિદ્યા, સંસ્કાર, વિજ્ઞાન, વગેરેમાંથી એક એક, બીજા બીજાનાં કારણ છે, આથી એમના દ્વારા જ સમુદાયની સિદ્ધિ થઇ શકે છે. इति=

તો એ નક્કી નથી કેમકે उत्पत्तिमात्रनिमित्तत्वात्=એ અવિદ્યા વગેરે ઉત્તરોત્તરની ઉત્પત્તિમાં જ નિમિત્ત માનવામાં આવે છે, સમુદાય કે સંઘાતમાં નહીં–આથી એમના દ્વારા સમુદાયની સિદ્ધિ નહીં થઇ શકે.

અવિદ્યા, સંસ્કાર, વિજ્ઞાન, નામરૂપ, ષડાયતન, સ્પર્શ, વેદના, તૃષ્ણા, ઉપાદાન, ભવ, જાતિ, જરા, મરણ, શોક, પરિદેવના, દુઃખ, દૌર્મનસ્ય વગેરેને વિજ્ઞાનની સંતતિમાં હેતુ તરીકે બૌદ્ધ શાસ્ત્રોમાં માનવામાં આવે છે. તે પૈકી ક્ષણિક વસ્તુઓમાં નિત્યતા અને સ્થિરતાનો જે ભ્રમ તેને અવિદ્યા કહે છે. આ અવિદ્યા વિષયોમાં રાગાદિરૂપ સંસ્કારોની ઉત્પત્તિમાં કારણરૂપ હોય છે. આ સંસ્કાર ગર્ભસ્થ બાળકમાં આલય–વિજ્ઞાન ઉપજાવે છે. આ આલય વિજ્ઞાનમાંથી પૃથિવી વગેરે ચાર ભૂતો ઉપજે છે. આ ભૂતો શરીર વગેરે સમુદાયનું કારણ છે. એને જ નામનો આશ્રય હોઈને "નામ" રૂપે ઓળખવામાં આવે છે. આ નામ જ કાળાં ગોરાં રૂપવાળાં શરીરને ઉપજાવવામાં કારણરૂપ છે. ઉપરાંત ગર્ભસ્થ શરીરની જે કલલ–બુદ્બુદ વગેરે અવસ્થાઓ તેને જ નામ અને રૂપ કહેવામાં આવે છે. પૃથિવી વગેરે ચાર ભૂતો–નામ–રૂપ–શરીર–વિજ્ઞાન અને ધાતુ–આ છ જેના આશ્રય છે એવી ઇન્દ્રિયોના સમુદાયને ષડાયતન કહેવામાં આવે છે. નામ–રૂપ ઇન્દ્રિયોના પરસ્પર સંબંધને સ્પર્શ કહેવામાં આવે છે. તેમાંથી સુખ વગેરેની વેદના ઉપજે છે. એ વેદનાઓમાંથી તૃષ્ણા–ઉપાદાન–ભવ–જાતિ–જરા–મૃત્યુ–શોક–પરિદેવના–દૌર્મનસ્ય વગેરે પણ એ જ રીતે ઉપજે છે. અને ત્યારબાદ વળી અવિદ્યા વગેરેને ક્રમે પૂર્વોક્ત બધીય વાતો પ્રકટે છે. આ બધાં રહેંટની માફક નિરન્તર ઘુમ્યા કરે છે! આ બધામાંથી જ સમુદાયની સિદ્ધિ થાય એમ કહો તો તે પણ બરાબર નથી. કેમકે પૂર્વવર્તી અવિદ્યા ઉત્તરવર્તી સંસ્કાર વગેરેની ઉત્પત્તિમાં તો કારણરૂપ થાય! પણ સંઘાતની ઉત્પત્તિમાં થતી નથી. આથી સંઘાતની ઉત્પત્તિ અસિદ્ધ છે. ॥ ૧૯ ॥

ઉપલા સૂત્રમાં અવિદ્યા વગેરેને સંસ્કારની ઉત્પત્તિમાત્રમાં કારણરૂપ માન્યાં હોઇને તેમાંથી સંઘાતની અસિદ્ધિ વર્ણવી. હવે પછીના સૂત્રમાં અવિદ્યા વગેરે, સંસ્કાર વગેરેની ઉત્પત્તિમાત્રમાં પણ કારણરૂપ હોઇ શકતાં નથી એ દર્શાવતાં કહે છેઃ–

## उत्तरोत्पादे च पूर्वनिरोधात् ॥ २० ॥

च=તે ઉપરાંત उत्तरोत्पादे=ઉત્તરક્ષણની ઉત્પત્તિ વેળાએ पूर्वनिरोधात्=પૂર્વક્ષણનો નિરૂધ થઇ જતો હોઇને ઉત્પત્તિમાત્રમાં પણ અવિદ્યા વગેરે યુક્તિયુક્ત થતાં નથી.

આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ કે કારણ પોતાના કાર્યમા વર્તે છે–રહે છે મૃત્તિકા કે તન્તુ ઘટ કે વસ્ત્રની ઉત્પત્તિ પછી પણ ઘટ અને વસ્ત્રમા રહેતા જોવામા આવે છે અને આમ હોય તો જ તેમની વચ્ચે કારણકાર્યભાવની સિધ્ધિ થાય! પણ બૌદ્ધો તો વસ્તુમાત્રને ક્ષણિક માને છે અને આથી એની માન્યતા પ્રમાણે તો કાર્યકારણભાવની સત્તા જ સિદ્ધ થતી નથી જે ક્ષણે કાર્યની ઉત્પત્તિ થશે તે જ ક્ષણે કારણનો નિરોધ થયો હશે! પણ એવુ જોવામા આવતુ નથી આથી અવિદ્યા વગેરે, સસ્કાર વગેરે ઉત્તરોત્તર પદાર્થોની ઉત્પત્તિમા કારણરૂપ થઈ ન શકે આથી પણ સૌગત મત અસગત છે ॥ ૨૦ ॥

અને કારણ ન રહે તો પણ કાર્યની ઉત્પત્તિ માની લઈએ તો શો વાધો?–આમ જો પૂર્વપક્ષ કહે તો તેનો જવાબ વાળતા કહે છે કે –

## असति प्रतिज्ञोपरोधः यौगपद्यमन्यथा ॥ २१ ॥

असति=કારણ ન રહેતુ હોઇને પણ કાર્યની ઉત્પતિ જો માનીએ તો प्रतिज्ञोपरोध = પૂર્વક્ષણ એ કારણ અને ઉત્તરક્ષણ કાર્ય છે એવી પ્રતિજ્ઞાનો ભગ થાય अन्यथा= નહીં તો–પૂર્વક્ષણની અસત્તા સ્વીકરીએ તો यौगपद्यम्=પૂર્વ અને ઉત્તરક્ષણનુ–કારણકાર્ય યૌગપદ્ય–એકી વખતે હોવુ માનવુ પડશે અને તેમ થતા ક્ષણિકત્વની હાનિ થાય!

પૂર્વક્ષણ ન હોય અને ઉત્તરક્ષણની ઉત્પત્તિ સ્વીકારીએ તો પ્રતિજ્ઞાનો બાધ થાય છે પૂર્વક્ષણ કારણ અને ઉત્તરક્ષણ કાર્ય છે એ તો સૌગતોની પ્રતિજ્ઞા છે માટીનુ અસત્ત્વ હોય અને જો ઘડો ઉપજતો હોય તો પછી માટીમાથી ઘડો જન્મે છે એ પ્રતિજ્ઞા રૂધાય! હવે જો એમ માનો કે ઉત્તરક્ષણની ઉત્પત્તિ સુધી પૂર્વક્ષણ રહે છે તો પછી પૂર્વક્ષણ બેક્ષણ રહેતી હોઇને ક્ષણિકત્વ સિદ્ધ થતુ નથી આમ ઉભયથા પાશા રજ્જુ છે અને આમ કારણત્વની સિદ્ધિ ન હોય તો પછી સમુદાય કેવી રીતે જન્મે?

અગર તો બીજી રીતે પણ પ્રતિજ્ઞાનુ રૂધન સમજાવી શકાય જો કારણ ન રહેતુ હોય અને છતા કાર્યની ઉત્પત્તિ માનીએ તો એમની પ્રતિજ્ઞાનો ભગ થાય છે બૌદ્ધ સિદ્ધાન્ત પ્રમાણે વિજ્ઞાનની ઉત્પત્તિમા ચાર હેતુઓ છે અધિપતિપ્રત્યય, સહકારી પ્રત્યય, સમનન્તર પ્રત્યય અને આલબન પ્રત્યય, ઇન્દ્રિય, પ્રકાશ, મનોયોગ અને વિષયો, એના આ ચાર સજ્ઞાઓના ક્રમશ અર્થ છે આ ચારે હેતુઓ હોય તો જ વિજ્ઞાનની ઉત્પત્તિ થાય છે, એમ એ લોકો માને છે જો કારણ વિના જ કાર્યની ઉત્પત્તિ થતી હોય

તો ઉક્ત પ્રતિજ્ઞાનો બાધ થશે અને કારણ અને કાર્યની એકકાલિક ઉત્પત્તિ માનવી પડે અને એ તો પ્રત્યક્ષ વિરૂદ્ધ છે આથી આ મત અસમીચીન જ છે ॥ ૨૧ ॥

બૌદ્ધમત અનુસાર પ્રતિસંખ્યા નિરોધ, અપ્રતિસંખ્યાનિરોધ તથા આકાશ આ ત્રણ પદાર્થો નિત્ય છે એ સિવાયના તમામ પદાર્થો પ્રતિક્ષણ વિનાશી છે–ક્ષણિક છે આ ઉપરાંત બન્ને ઉપર કહ્યા તે નિરોધો અને આકાશ કોઈ વસ્તુ નથી–અભાવમાત્ર છે વિનાશનુ બોધન કરતો હોઈને નિરોધ તો અભાવ જ છે પણ આકાશ પણ એમના મતે આવરણનો અભાવ માત્ર જ છે! આકાશ અંગેની આ મૂઢ માન્યતાનો વિરોધ પછીથી કરવામા આવશે હવે પછીના સૂત્રમા બૌદ્ધોના માનેલા ઉભય પ્રકારના નિરોધોનુ ખંડન કરતા કહે છે કે –

**प्रतिसंख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिः अविच्छेदात् ॥२२॥**

પ્રતિસંખ્યા=પ્રતિસંખ્યા નિરોધ તથા અપ્રતિસંખ્યા નિરોધ–આ બન્ને પ્રકારના નિરોધોની સિદ્ધિ થઈ શકતી નથી કેમકે અવિચ્છેદાત્–સંતાન પ્રવાહનો વિચ્છેદ થતો નથી

પ્રતિસંખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધ આ શબ્દો પારિભાષિક છે બે પ્રકારના પ્રલયો છે એક આત્યંતિક, બીજો સ્વાભાવિક પ્રતિસંખ્યા આત્યંતિક પ્રલયનુ નામ છે એમા બુદ્ધિપૂર્વકનો સહેતુક નાશ હોય છે અને આથી પૂર્ણજ્ઞાનથી થતા આત્યંતિક પ્રલયનો એ બોધક છે અપ્રતિસંખ્યા સ્વાભાવિક પ્રલયનુ નામ છે એમા અબુદ્ધિ પૂર્વકનો નિર્નિમિત્ત સ્વાભાવિક વિનાશ છે આ ઉભય નિરોધ–કોઈ પણ વસ્તુનુ ન રહેવુ–રૂપી નિરોધ સિદ્ધ થઈ શકતો નથી બૌદ્ધોની કલ્પના પ્રમાણે તો સૌ પદાર્થો પ્રતિક્ષણ વિનાશી છે ઉપરાંત અસત્ કારણમાથી સત્ કાર્યની ઉત્પત્તિ અને વિનાશનો ક્રમ તો સતત જારી જ રહે છે અને આથી આ બન્નેની પરંપરા અવિચ્છિન્ન જ રહે છે એમને રોકનારુ કોઈ કારણ જ એમની માન્યતા પ્રમાણે નથી અને આથી એકે નિરોધની સિદ્ધિ થઈ શકતી નથી આથી સૌગતમત પાયા વિનાનો છે ॥ ૨૨ ॥

આમ નિરોધની શક્યતા જ નથી એમ સિદ્ધ કર્યું ત્યારે બીજી રીતે સૌગતમત માથુ ઊંચકે છે પદાર્થમાત્ર ક્ષણિક છે અને અસત્ય છે છતા ભ્રાન્તિરૂપી અવિદ્યાને લઈને જાણે એ સ્થિર અને સત્ય છે એવી પ્રતીતિ ઉપજાવે છે આથી સમ્યક્જ્ઞાન દ્વારા અવિદ્યાનો નાશ થતા તેના કાર્યરૂપ સૌનો અભાવ થાય અને આમ બુદ્ધિપૂર્વક નિરોધ સાધી શકાય છે આ દલીલને નિરાધાર કરતા આચાર્યદેવ કહે છે –

## उभयथा च दोषात् ॥ २३ ॥

ઉભયથા=બન્ને પ્રકારે ચ=પણ દોષ રહેલો પ્રાપ્ત થતો હોઈને ઉપરનો મત ન્યાય સંગત નથી

અવિદ્યાના નાશે તેની ભ્રાન્તિથી ઉપજતા પદાર્થમાત્ર જો નાશ પામે છે એમ માનો તો પછી અપ્રતિ-સંખ્યા નિરોધની સિદ્ધિ નહીં થાય! કેમકે અપ્રતિસંખ્યા નિરોધમા તો નાશને નિર્નિમિત્ત માન્યો છે અને આ ઉપરાત પૂર્ણજ્ઞાન વિના જ અવિદ્યાની ભ્રાન્તિથી ઉપજનારા તમામ પદાર્થો નાશ પામે છે, એમ માનતા સમ્યકજ્ઞાન અને "सर्वं दुःख" ની સાધનાપ્રેરક ઉપદેશાદિ વ્યર્થ થાય! અને આ અનિષ્ટાપત્તિ જ છે આથી અસંગત છે આ કલ્પના ॥ ૨૩ ॥

આવરણનો અભાવમાત્ર છે આકાશ આ માન્યતામાં રહેલી ભ્રાન્તિ બતાવતા કહે છે

## आकाशे चाविशेषात् ॥ २४ ॥

આકાશે=આકાશની બાબતોમા ચ=પણ એમની માન્યતા અદ્ધર છે કેમકે અવિશેષાત્=બીજા ભાવ પદાર્થોથી એમા કંઈ વિશેષતા નથી.

અને આકાશ અભાવરૂપ છે એ કેવી રીતે માની શકાય? પૃથ્વી વગેરે ભુતો જેમ ભાવરૂપ છે તેમ આકાશ પણ ભાવરૂપ જ છે શબ્દ જો ગુણ છે તો તેના આધાર માટે કોઈ દ્રવ્ય હોવુ જ જોઈએ જે દ્રવ્ય છે તે જ આકાશ છે આકાશના વિરહમા શબ્દની શ્રુતિ જ ન સભવે! ઉપરાત વસ્તુમાત્રને આધાર અને અવકાશ જોઈએ જ! પૃથ્વી વગેરે સૌનો આધાર છે આકાશ-અવકાશદાન આકાશ ન કરે તો કોઈ વસ્તુ ટકી ન શકે! આથી આકાશ નથી એમ માનવુ મૂઢતા છે ઉપરાત ભાષાના ખગ-વિહગ -વિહગમ-ખેચર-વગેરે શબ્દો પણ આકાશના અસ્તિત્વની ખાત્રી આપે છે, ભાવ પદાર્થ અભાવમા કેવી રીતે સચરે? પખી ઉડે છે અને આથી પણ આકાશ છે જ ઉપરાત શ્રુતિ કહે તે-*आत्मन आकाश सम्भूतः* આત્મામાથી આકાશ ઉપજ્યુ આમ યુક્તિ અને પ્રમાણ ઉભયથી આકાશ સિદ્ધ થાય છે એવુ કોઈ વિશેષ કારણ નથી કે જેથી આકાશને ભાવરૂપ પદાર્થ ન માની શકીએ આમ આકાશની અભાવરૂપતા કોઈ પણ રીતે સિદ્ધ ન થતી હોઈને સુગતમત અમાન્ય જ ઠરે ॥ ૨૪ ॥

હવે આત્માના ક્ષણિકત્વનો નિરાસ કરતા આચાર્યદેવ ભણે છે કે -

## अनुस्मृतेश्च ॥ २५ ॥

अनुस्मृतेः=પૂર્વાનુભવની પાછળથી સ્મૃતિ થતી હોઇને એ સ્મૃતિનો અનુભવ કરનાર આત્મા ક્ષણિક હોઇ શકે નહીં! આ યુક્તિથી च=પણ સૌગતમત ભ્રાન્ત જ છે!

પૂર્વાનુભવનું અનુસંધાન એટલે સ્મૃતિ. સૌને પૂર્વાનુભવનું પુનઃ પુનઃ સ્મરણ થાય છે જ. પચ્ચીસ વર્ષ પૂર્વેના નિજાનુભવને સ્મૃતિ દ્વારા ઉપસ્થિતિ કરીને રસપૂર્વક આપણે વાતો કરીએ છીએ. આ પૂર્વાનુભવની પુનઃ પુનઃ સ્મૃતિ એટલે અનુસ્મૃતિ. અનુભવ કરનાર આત્મા એક અને નિત્ય હોય તો જ આ ચમત્કાર સમજાવી શકાય. આત્મા ક્ષણિક હોય તો પ્રત્યેક અનુભવનો અનુભવનારો આત્મા જુદો હોય અને આપના અનુભવની જેમ મને, તેમ તે આત્માને–ક્ષણ ક્ષણ બદલાતા આત્માને સ્મૃતિ થઈ શકે નહીં. અને પચ્ચીસ વર્ષોમાં તો ક્ષણને હિસાબે લાખો આત્મા થઈ જાય! પણ સ્મૃતિનો સંકર કે વ્યાકુળતા થતી નથી. એ સિદ્ધ કરે છે કે અનુભવો જુદા પણ અનુભવનારો તો એક અને સદા હોનારો નિત્ય છે! આમ ક્ષણિકવાદ કેવળ વાહ્યાત્ જ ઠરે છે. ॥ ૨૫ ॥

વળી બીજી રીતે હુમલો લાવતા બૌદ્ધ પક્ષને પરાસ્ત કરતાં શાસ્ત્ર કહે છેઃ–

## नासतोऽदृष्टत्वात् ॥ २६ ॥

असत्=અસત્માંથી=અભાવમાંથી કાર્યની ઉત્પત્તિ न=થઈ શકતી નથી કેમકે अदृष्टत्वात्=એવું જોવામાં આવતું નથી.

બૌદ્ધ લોકો માને છે કે અભાવમાંથી જ=અસત્માંથી કાર્ય ઉપજે છે. વાવેલું બીજ નાશ પામે પછી જ તેમાંથી અંકુર ફૂટે છે. દૂધ દૂધરૂપે મટી ગયા પછી જ દહીં થાય છે. આ જ રીતે કારણનો નાશ જ કાર્યની ઉત્પત્તિ શક્ય કરે છે. અર્થાત્ જ અભાવમાંથી જ ભાવોત્પત્તિ માનવી જોઈએ.

આ માન્યતાનું નિરાકરણ કરતાં આચાર્ય કહે છે કે આ બરાબર નથી અસત્માંથી સત્ કદી ઉપજી શકતું નથી. સસલાના શીંગડામાંથી તપખીરની ડબ્બી નહીં બનાવાય! આકાશના ફૂલે વરરાજાને નહીં સજાવાય! મૃગજળે સ્નાન નહીં કરાવાય! ઊલટું સાબરના શીંગડામાંથી જ તપખીરની ડબ્બી બનવી જોઈએ. ઉદ્યાનની વેલી કે વૃક્ષનાં ફુલે જ વરરાજા સજાય છે. અને ગંગા કે ગંગલી ખાડીના કે ડોલના પાણીએ જ સ્નાનસિદ્ધિ સંભવતી જણાય છે. આથી ઊલટું એ સિદ્ધ થાય છે કે જે વસ્તુગત્યા નથી, જે કેવળ વાગ્વિલાસમાં જ માત્ર છે, જેની નિરાધાર પ્રતીતિ થાય છે એવામાંથી

કોઈ કાર્યની ઉત્પત્તિ થતી નથી! બીજા કે દૂધનાં દૃષ્ટાન્ત પણ અસ્થાને જ છે. કેમકે તેમના રૂપાન્તર માત્ર છે તે અંકુર અને દહીં છે. અને આથી જગતકારણનો નિર્ણય કરવા બેસીએ ત્યારે તે કારણ સત્ જ હોઈ શકે અને સત્ય જ હોઈ શકે છે. આથી આ મત પ્રામાણિક નથી. ॥ ૨૬ ॥

કોઈ નિત્ય ચેતન કર્તાના અભાવમાં ક્ષણિક પદાર્થોમાંથી સ્વયમેવ કાર્ય ઉત્પત્તિ માનવામાં વળી કયાં દોષ છે એ બાબતમાં કહે છે:-

## उदासीनानां अपि च एवं सिद्धिः ॥ २७ ॥

च=આ ઉપરાંત एवं=આમ વિના કર્તાએ સ્વયં સ્વતઃ ઉત્પત્તિ માનીએ તો उदासीनानां=ઉદાસીન=કાર્યસિદ્ધિ માટે કોઈ પુરુષાર્થ કે ચેષ્ટા ન કરનારાઓની अपि=પણ सिद्धिः=કાર્ય સિદ્ધિ થઈ શકે.

નિત્ય ચેતન કર્તાના અભાવમાં પણ સ્વયમેવ ક્ષણિક પદાર્થોના સમુદાયમાંથી કાર્યની ઉત્પત્તિ જો માનીશું તો પછી ઉદાસીન લોકોના કાર્યની સિદ્ધિ પણ પદાર્થગત શક્તિથી સ્વયમેવ થાય! કોણ તેને અટકાવે? પણ એવું જોવામાં આવતું નથી! આથી બૌદ્ધમત બુદ્ધિથી બારમો ગાઉ આઘો છે. ॥૨૭॥

ક્ષણિકવાદના ખંડન બાદ હવે વિજ્ઞાનવાદનું ખંડન શરૂ થાય છે. વિજ્ઞાનવાદી બૌદ્ધ એટલે કે યોગાચાર બૌદ્ધ પ્રતીત થતા બાહ્ય પદાર્થોની અસ્તિ માનતો નથી. એટલું જ નહીં એને સ્વપ્નની કલ્પના-બુદ્ધિની કેવળ કલ્પના તરીકે જ ચીતરે છે. આ માન્યતાનો દોષ બતાવતાં કહે છે કે:-

## नाभावः उपलब्धेः ॥ २८ ॥

अभाव=જ્ઞાનનો વિષય થનારા-જણાતા પદાર્થોનો અભાવ न=નથી. કેમકે उपलब्धेः=તેની ઉપલબ્ધિ થાય છે.

વિજ્ઞાનવાદીના મતે ક્ષણિક વિજ્ઞાન જ એક પરમાર્થ વસ્તુ છે. એ ક્ષણિક વિજ્ઞાન જ અનાદિ વાસનાને લઈને તે તે બાહ્યાર્થ-પદાર્થના આકારે ભાસે છે. આથી બાહ્ય પદાર્થો કેવળ ભાસે જ છે. પરમાર્થતઃ=વસ્તુગત્યા તેમનું અસ્તિત્વ જ નથી!

એમની આ માન્યતા નાપાયાદાર જ છે બાહ્ય વસ્તુઓ વસ્તુતઃ નહીં હોય તો પ્રમાણો દ્વારા તેમની અસ્તિ સિદ્ધ થઈ શકે નહી, પણ થાય છે. અને આથી વિજ્ઞાન વ્યતિરિક્ત બાહ્ય પદાર્થો નથી, એમ કહેવાનું સાહસ તો મૂઢ જ કરી શકે!

અને પૂર્વપક્ષી તડુકી ઉઠે છે કે ભલા સિદ્ધાન્તી! તું જેને પ્રમાણ કહે છે તે પ્રમાણ પણ વિજ્ઞાનથી વ્યતિરિક્ત નથી અને આથી પ્રમાણ પણ

ર પદાર્થોની ઉપલબ્ધિ માટે પ્રામાણિક નથી. તો આ વાત પણ ચીકાર્ય જ છે. કેમકે તારા વિજ્ઞાનાત્માનું જેને ભાન થાય છે તે ભાનને ાવવું અશકય છે. એક પ્રમાણુથી ઉપલબ્ધ વસ્તુ વધારે બળવાન એવાં ન પ્રમાણથી પરાસ્ત થાય એ સમજી શકાય-પણ વિજ્ઞાનાત્માએ-તારાં મ પ્રમાણે-ઉપલબ્ધ થયેલી વસ્તુનો અભાવ કેવી રીતે કલ્પી શકાય? ાં જો એમ માનવું જ હોય તો પછી જીભને તો કયાં અંકુશ છે!

કદાચ પૂર્વપક્ષી એમ પણ કહે કે અમે બાહ્ય અર્થની ઉપલબ્ધિને ારતા નથી. પણ તે ઉપલબ્ધિ વિજ્ઞાનાત્માથી ભિન્ન નથી! તો પણ વાત ાજબી નથી. વિજ્ઞાનાત્મા ઉપલબ્ધા છે તેથી જ લબ્ધ અને લબ્ધા ોનો ભેદ સિદ્ધ થાય.છે. બાહ્યજ્ઞાન પામનાર કોઇને પણ પૂછીએ તો એ કહે? ઘોડો જોયો તો જોનાર કહેશે મેં ઘોડો જોયો. ઘોડા જ્ઞાન ' એમ નહીં કહે અને આથી વિજ્ઞાન અને તેના વિષયો જુદા છે એ જ. દ્ધ થાય છે!

કદાચ કહેનારને ભ્રમ થયો છે અને તેથી તે ભ્રમનો માર્યો વિજ્ઞાનથી ન પદાર્થોને જુવે છે એમ કહે તો તે પણ બરાબર નથી જ! નિયમપૂર્વકની હુપ્રાપ્તિને લઇને ભ્રમ થાય એ સંભવે! જેની જેની સાથે નિયમપૂર્વક હુપ્રાપ્તિ હોય તે તેનાથી જુદું નહીં હોય! જેમકે એક ચંદ્રની સાથે જ બીજો દ્ર! (તિમિર રોગીને જણાય છે) બાહ્ય અર્થ પણ નિયમથી વિજ્ઞાન સાથે જ વામાં આવે છે! અને આથી વિજ્ઞાનથી વ્યતિરિક્ત બાહ્ય પદાર્થ નથી જ- આ વાત પણ અયોગ્ય જ છે! બે પદાર્થો જો એકબીજાથી ભિન્ન ન હોય તેમની સહપ્રાપ્તિ જ કેવી રીતે થાય? બે જુદા જુદા પદાર્થો હોય તો નો સહભાવ થાય! બે જ નથી અને એક વિજ્ઞાન જ છે તો પછી તેમાં હભાવની કલ્પના જ અસંગત થાય! આથી આ દલીલ પણ વાહ્યાત જ છે.

ઉપરાંત ભ્રમ હોય તે એક દિવસ પણ બાધિત થાય! પણ ઘટપટ ારે પદાર્થો કે જે પ્રમાણથી સિદ્ધ થાય છે અને ભિન્ન છે તેમનો બાધ ામાં આવતો નથી. બીચારો વિજ્ઞાનવાદી એટલું પણ કેમ નહીં સમજતો, ાય કે ગાય નામનો શબ્દ-ગાય નામનો પદાર્થ અને ગાયનુ જ્ઞાન ત્રણે ભેન્ન છે! શબ્દ શબ્દકોષમાં, પદાર્થ સ્વમાં, અને જ્ઞાન જ્ઞાતામાં રહે છે! ાથી તે ત્રણે એક થઈ જતાં નથી. ત્રણે ભિન્ન છે-અને પ્રામાણિક અનુ- વ આ સ્થાપિત કરે છે. તો તેનો ઈન્કાર બુદ્ધિગમ્ય નથી. ॥ ૨૮ ॥

આ ઠેકાણે બૌદ્ધ વિજ્ઞાનવાદી બીજી રીતે મોરચો માંડતાં કહે છે કે મો જેને બાહ્ય પદાર્થોની ઉત્પત્તિ કહો છો તે સ્વપ્નમાં જોયેલા પદાર્થોથી

કોઈ રીતે વિશિષ્ટ નથી! સ્વપ્નમાં પદાર્થો હોતા નથી. અને પદાર્થોની વાસનાથી વાસિત થયેલું જ્ઞાન જ તેને પદાર્થાકારે દેખાય છે અથવા તો જાદુગર પોતાના ખેલ પૂરતો જાદુઈ પદાર્થો તેટલા કરે પણ તે પદાર્થો પણ તે તે પદાર્થોની વાસનાના માહાત્મ્યે જ જાણે સાચા હોય એમ લાગે છે, તેમ જાગરિત અવસ્થામાં દેખાતા ઘટપટાદિ પદાર્થો પણ ભાસે છે-પણ તેમનો તે ભાસ, વાસનાવિદ્ધ વિજ્ઞાનમાત્ર જ છે. અને આથી તેમનો-પદાર્થોનો વિજ્ઞાનથી વ્યતિરિક્ત ભાવ નથી! આનો જવાબ વાળતાં શાસ્ત્રકાર ભણે છે કેઃ-

## વૈધર્મ્યાચ્ચ ન સ્વપ્નાદિવત્ ॥ ૨૯ ॥

વૈધર્મ્યાત્=જાગ્રત અવસ્થા કરતાં, બીજી અવસ્થાઓનાં ધર્મમાં ભેદ હોઈને ચ= પણ જાગ્રતમાં ઉપલબ્ધ થતા પદાર્થો સ્વપ્નાદિવત્=સ્વપ્ન વગેરે-વગેરે શબ્દથી માયા-ગન્ધર્વનગર વગેરે પણ જાણવાં-માં ઉપલબ્ધ પદાર્થોની પેરે ન=મિથ્યા નથી.

અર્થાત્ વિજ્ઞાનવાદીની શંકાનું સત્ય એ છે કે કેવળ ઉપલબ્ધિ માત્રથી પદાર્થની સત્તાની સિદ્ધિ થતી નથી. સ્વપ્ન પદાર્થો કે બીજા એવા માયિક પદાર્થો ઉપલબ્ધ થતા હોવા છતાં સત્ય નથી. તેનો જવાબ આ સૂત્રમાં આપે છે. સ્વપ્નાદિ અવસ્થામાં દેખાનારા ધર્મો જાગ્રતના ધર્મોથી ઘણા ભિન્ન છે. અને આથી જાગ્રતમાં જણાતા પદાર્થો સ્વપ્નાદિમાં જણાતા પદાર્થોની માફક ભ્રાન્તિમાત્ર નથી.

સૌથી પહેલી વાત તો એ કે સ્વપ્નમાં જણાતા પદાર્થો પણ સંસ્કાર રૂપે જ છે. અને એ સંસ્કારો જાગૃતના અનુભવોની જ વાસી છાપ છે. ઉપરાંત એ સ્વપ્નાદિ પદાર્થો, જાગ્રત થતાંવેંત રહેતા નથી. જાદુગરના ખેલો પણ થોડા વખત બાદ રહેતા નથી! જાદુઈ આંબાની કેરી ટકતી નથી! રેતીમાં દેખાતું મૃગજળ, છીપમાં દેખાતી ચાંદી, ગગન કુસુમ-વગેરે ભ્રામક પ્રતીતિઓ કોઈ વસ્તુની સત્તારૂપે ઉપલબ્ધ થતી નથી. જાગ્રતનું દર્શન આથી ભિન્ન છે. જાગ્રતમાં અનુભવમાં આવતા પદાર્થો એકી વખતે અનેકના અનુભવમાં આવે છે. કાલાન્તરે પણ એમની અનુભૂતિ થાય છે. અગર બીજા આકારે તે વસ્તુ દેખાય છે! આમ સ્વપ્નભ્રમો અને વાસ્તવ અનુભવોમાં ઘણો ધર્મભેદ છે. આથી ઉપલબ્ધિ માત્ર ઉપરથી સત્તા સિદ્ધિ નથી એમ સિદ્ધ થઈ શકતું નથી. આથી વિજ્ઞાનથી ભિન્ન વાસ્તવ પદાર્થો છે-પ્રમાણ સિદ્ધ પદાર્થો છે. ॥ ૨૯ ॥

આ ઠેકાણે વળી વિજ્ઞાનવાદી કહે છે કે બાહ્ય પદાર્થોના અભાવમાં પણ પૂર્વ વાસનાને કારણે બુદ્ધિ દ્વારા તે તે વિચિત્ર પદાર્થોની ઉપલબ્ધિ સંભવે છે. આ વાહ્યાત વિચારનું ખંડન કરતાં આચાર્ય કહે છેઃ-

## न भावः अनुपलब्धेः ॥ ३० ॥

ભાવ—વિજ્ઞાનવાદની કલ્પેલી વાસનાનો ભાવ-સત્તા ન=સિદ્ધ થતી નથી કેમકે અનુપલબ્ધેઃ=તેમના મત પ્રમાણે બાહ્ય પદાર્થની સત્તા–ઉપલબ્ધિ જ થઇ શકતી નથી.

વસ્તુનો અનુભવ ચિત્ત ઉપર સસ્કાર કોરી જાય છે આ અનુભવ, વસ્તુની ચિત્ત ઉપર થતી અકનામાત્ર છે એ જ વાસનારૂપે પછીથી સ્ફુરે છે જ્યા બાહ્ય પદાર્થોની જ સત્તા ન સ્વીકારી હોય ત્યા અનુભવ કે અનુભવજનિત વાસનાઓને અવકાશ જ ક્યાથી મળે? પદાર્થો હોય તો તેનો અનુભવ, અને અનુભવ થાય તો સસ્કાર, અને સસ્કાર પડે તો વાસના સિદ્ધ થાયને! પદાર્થો જ નથી તો પછી मूलाभावे कुतः शाखा? અને આમ એમની માન્યતા બરાબર નથી

ઉપગત બીજો હેતુ આપી વાસનાની ઉત્પત્તિનો જ નિષેધ કરે છે –

## क्षणिकत्वाच्च ॥ ३१ ॥

क्षणिकत्वात्=બૌદ્ધની માન્યતા મુજબ વાસનાના આધારરૂપ બુદ્ધિ ક્ષણિક હોઇને च= પણ વાસનાની સત્તા સિદ્ધ થઈ ન શકે

બુદ્ધિ એ વાસનાનો આધાર છે વિજ્ઞાનવાદીના મત મુજબ તે બુદ્ધિ પણ ક્ષણિક જ છે અને સ્થિર આધાર કે આશ્રય સિવાય નિરાધાર વાસનાની સત્તા જ કેવી રીતે થાય? અને આથી આ મત ભ્રાન્તિપૂર્ણ જ છે ॥૩૧॥

પ્રકરણનો ઉપસહાર કરતા કહે છે કે –

## सर्वथा अनुपपत्तेश्च ॥ ३२ ॥

सर्वथा=દરેક રીતે વિચાર કરતા अनुपपत्तेः=અસગતતા દેખાતી હોઇને च=પણ બૌદ્ધમત અસમજસ જ છે।

જેમ જેમ વિચાર કરવામા આવે છે તેમ તેમ બૌદ્ધમતના પગ બધી રીતે જ લૂલા જોવામા આવે છે આ મતની પ્રત્યેક માન્યતા યુક્તિ આગળ ખડિત થઈ જાય છે અને આથી આ મત શ્રદ્ધેય રહેતો નથી આ ઉપરથી જ માધ્યમિક બૌદ્ધોનો શૂન્યતાવાદ–सर्व शून्यनी બૂમરાણ પણ અસિદ્ધ જ ઠરે છે આ જ યુક્તિઓ તેના–શૂન્યવાદના ખડન માટે સમર્થ છે આથી સર્વથા અસગત છે, બુદ્ધાનુયાયીઓના વાદો–શ્રેયોર્થી માટે નકામા છે ॥ ૩૨ ॥

સુગત મતનું નિરસન કર્યું. હવે દિગંબર મતનું નિરસન ક્રમપ્રાપ્ત છે. આથી જૈન મતની અસંગતતા દર્શાવવી યોગ્ય છે. તેનું પ્રકરણ આરંભતાં કહે છે કેઃ-

## नैकस्मिन्नसंभवात् ॥ ૩૩ ॥

एकस्मिन्=એક વાસ્તવિક પદાર્થમાં न=પરસ્પર વિરોધી અનેક ધર્મો એકી વખતે રહી ન શકે કેમકે असंभवात्=એ અસંભવ છે. અને આથી જૈન મત અપ્રમાણિક સિદ્ધ થાય છે.

જૈન આગમ સાત પદાર્થોને માને છે. જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જર, બન્ધ અને મોક્ષ, આ બધાંયને ટુંકાવતાં છેવટે બે જ પદાર્થો બાકી રહે છે અને તે જીવ અને અજીવ-ઉપરાંત આ સાત અગર તો છેવટે દ્વિત્વ પામેલા પદાર્થોને બીજી રીતે પણ રજૂ કરવામાં આવે છે. એને "અસ્તિકાય" કહે છે. આવા પાંચ અસ્તિકાયો છે. જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશાસ્તિકાય ઉપરાંત આ સમસ્ત પદાર્થોને સંસિદ્ધ કરવા માટે સપ્તભંગીન્યાયનો ઉપયોગ કરે છે. સપ્તભંગી ન્યાયની કલ્પના આવી છે. (૧) 'स्याद् अस्ति' (સંભવ છે કે પદાર્થોની સત્તા હોય!) (૨) स्यान्नास्ति=(સંભવ છે કે તેમની સત્તા ન હોય!) (૩) स्यादस्ति च नास्ति च=(સંભવ છે કે પદાર્થોની સત્તા હોય પણ અને ન પણ હોય!) (૪) स्याद् अवक्तव्यः=(સંભવ છે કે એ વર્ણવવા યોગ્ય ન હોય) (૫) स्यादस्ति च अवक्तव्यश्च=(સંભવ છે કે તેમની સત્તા હોય પણ તે વર્ણવવા યોગ્ય ન હોય) (૬) स्यान्नास्ति च अवक्तव्यश्च=સંભવ છે કે તેમની સત્તા પણ ન હોય અને વર્ણવવા યોગ્ય પણ ન હોય અને (૭) स्यादस्ति च नास्ति च अवक्तव्यश्च=સંભવ છે તેમની સત્તા હોય, કે ન પણ હોય, અને તે 'વર્ણન કરવાને યોગ્ય ન પણ હોય! આમ આ ન્યાયમાં પ્રત્યેક પદાર્થ માટે અનેક વિકલ્પોની કલ્પના જૈનાગમો રાખે છે. સૂત્રકાર આ કલ્પનાને આ સૂત્ર દ્વારા નાપાયાદાર ઠેરવે છે. એક સત્ય પદાર્થના પ્રકારભેદ હોઇ શકે છે, પણ ધર્મભેદ હોઈ શકતા નથી. જે છે તેનો અભાવ નથી. જે નથી તેની વિદ્યમાનતા હોઈ શકતી નથી. ઉપરાંત જે નિત્ય છે તે અનિત્ય નથી. જે અનિત્ય છે તે અનિત્ય જ છે, નિત્ય નથી! અને આમ સર્વત્ર સમજવું ઘટે. એક સત્ય પદાર્થમાં એકી વખતે પરસ્પર વિરૂદ્ધ ધર્મો અક્રમમાં આવી શકે નહીં! આથી સપ્તભંગી ન્યાય પદાર્થોની સિદ્ધિ અંગે અસમંજસ જ છે! એક જ પદાર્થને લઇને તેના ઉપર સપ્તભંગી ન્યાય અજમાવતાં તે પદાર્થ બીચારો ગભરાઈ જાય એ સમજી

શકાય એમ છે. ઘડો 'स्यादस्ति' છે તો તે જ ક્ષણે ત્યો नास्ति કેવી રીતે હોઈ શકે? અને स्यादस्ति च नास्ति च તો વળી તેનાથી વિચિત્ર ગણાય. આમ પદાર્થોની પ્રામાણિક વિચારણા કાળે, છે તે જ રીતે સપ્તભંગી ન્યાય અજમાવીએ તો પદાર્થો મુંઝાઈ મરે. અને તેના ઉપર અવલંબતો જીવનવ્યવહાર અસિદ્ધ જ થાય. વરરાજા પરણવા નીકળે ને કન્યા स्यादस्ति स्यान्नास्ति કે स्यादस्ति च स्यान् नास्ति च–તો વરરાજાનું શું થાય એ સમજી શકાય એવી વાત છે. અને આથી વિચારઅસંગત છે આખો ન્યાય! અને આમ આ વાદ અસમંજસ છે. ॥ ૩૩ ॥

જૈનાગમની બીજી પણ એક માન્યતાને નાપાયાદાર ઠેરવતાં આચાર્ય કહે છેઃ-

## एवं चात्माऽकात्स्र्न्यम् ॥ ३४ ॥

एवं च=અને એ જ પ્રકારે आत्मा अकात्स्र्न्यम्=આત્માને અપૂર્ણ-એકદેશીય-એટલે કે શરીરના માપવાળો માનવો પણ યુક્તિ વિરુદ્ધ છે.

પ્રત્યેક જીવ તે તે શરીરના માપવાળો હોય છે એમ જૈનવાદ કહે છે. કીડીમાં કીડીશરીરના અને હાથીમાં હાથીશરીરના માપવાળો હોય છે! અને આથી એક વાસ્તવ પદાર્થમાં યુગપદ્ અનેક વિરુદ્ધ ધર્મોનો અસંભવ છે તેથી એમની આ માન્યતા પણ અદ્ધર જ છે. જો પ્રત્યેક શરીરમાં આત્મા–જીવ જો તે તે શરીરના માપવાળો હોય તો આ જન્મે મનુષ્ય શરીરમાં રહેલો આત્મા, કર્મવશાત્ દેહ છોડયા પછી જો કીડીના શરીરમાં પ્રવેશે તો તો તેમાં રહે કેવી રીતે? ઉપરાત જો હાથી શરીરમાં કર્મવશાત્ જાય તો તેમાં આખા શરીરના જેવડો થાય કેવી રીતે? અને માનવ શરીરમાં પણ જન્મ-જુવાની વચ્ચે શરીરભેદ હોય છે જ તો જન્મ વખતે નાનાં કદનો, યુવાનીમાં મોટા કદનો થાય કેવી રીતે? અને આમ શરીરની કઈ અવસ્થાના માપનો આત્માને સમજવો? ઉપરાંત શરીરના અંગો કવચિત્ કપાય તો તેના કપાઈ જવાથી આત્મા તો કપાઈ જતો નથી! અને આ રીતે અનેક અનિષ્ટાપત્તિ મફતની આવે છે! આ અસંગતતા સમજાવી શકાય નહીં, સંકોચ વિકાસ જો આત્માનો ધર્મ માનીએ તો આત્મા અનિત્યતા વગેરે ધર્મોથી લેપાય જ! અને તે તો ઇષ્ટ નથી! આથી આત્માની અપૂર્ણતા વગેરે દોષો અનિવાર્ય થતા હોઈને આ મત શ્રદ્ધેય કેમ મનાય! ॥૩૪॥

કદાચ પૂર્વપક્ષ એમ કહે કે જેવું શરીર તેવો આત્મા થઈ જાય છે–નાનામાં નાનો અને મોટામાં મોટો–અને આથી અમારો મત નિર્દોષ છે તો આનો ઉત્તર દેતાં કહે છેઃ-

## न च पर्यायादप्यविरोधः विकारादिभ्यः ॥ ३५ ॥

च=આ ઉપરાંત પર્યાયાત્=આત્માને વૃદ્ધિ હ્રાસવાળો માનવાથી અપિ=પણ અવિરોધ.=વિરોધનો અભાવ ન=થઇ શકતો નથી. કેમકે વિકારાદિભ્ય:=એમ માનવાથી આત્મામાં વિકારાદિ દોષો પ્રાપ્ત થાય છે.

કદાચ એમ માનવામાં આવે કે આત્મા, જેવું શરીર મળે તેવા માપનો થઇ જાય છે અને આમ આત્મામાં નાના મોટા પ્રમાણુના થવાની સ્વતઃ તાકાત છે તો પણ આ મનની નિર્દોષતા સિદ્ધ નહીં થાય! કેમકે વૃદ્ધિહ્રાસ એ આત્માનો ધર્મ માનીએ તો બકરી કાઢતાં ઊંટ પેસી જાય એવો સંભવ છે. જ્યાં આત્માનો વૃદ્ધિહ્રાસ થતો માનીએ કે તેની સાથે જ વિકારિતા–સાવયવતા–અનિત્યતા વગેરે અનેક દોષો પેધા પડયા જ જાણવા. જેનો વૃદ્ધિહ્રાસ તે અવયવયુક્ત હોય. પણ આત્મા તો નિરવયવ છે. ઉપરાંત એ નિત્ય છે. આથી વૃદ્ધિહ્રાસ જે અનિત્યતાને લાગે છે તે આત્મામાં ઘટતો નથી! ઉપરાંત વૃદ્ધિહ્રાસની વિક્રિયા જો આત્માને લાગે તો આત્મા વિકારી થાય. એ છે નિર્વિકાર અને આમ સત્યને આકુલ વ્યાકુલ કરનારી આ ઉપદ્રવજનક માન્યતા બરાબર નથી. આથી જૈનમત અસાધુ છે. ॥ ૩૫ ॥

જીવાત્માના યથાશરીર પરિમાણુને અસંગત ઠેરવતાં વળી બીજી યુક્તિ રજૂ કરે છે કેઃ–

## अन्त्यावस्थितेश्चोभयनित्यत्वादविशेषः ॥ ३६ ॥

च=તથા અન્ત્યાવસ્થિતેઃ=મોક્ષાવસ્થાના જીવનાં પરિમાણની નિત્યસ્થિતિ સ્વીકારી છે આથી ઉભયનિત્યત્વાત્=આદિ અને મધ્યઅવસ્થામાં જીવનું પરિમાણ પણ નિત્ય જ માનવું રહે. અને આથી અવિશેષઃ=કોઈ ભેદ રહી શકતો નથી. અર્થાત્ સૌ શરીરમાં તેનું એક જ પરિમાણ સિદ્ધ થાય છે.

જૈન આગમ મોક્ષની અવસ્થામાં જીવના પરિમાણુને નિત્ય માને છે! એટલે કે તેમાં વૃદ્ધિહ્રાસ માનતો નથી. અને આથી આદિ અને મધ્યમાં પણ તેને નિત્ય પરિમાણ માનવો જ રહે. કેમકે નિત્ય વસ્તુ, સદા સરખી જ રહે. જો એ વધઘટ થાય તો તેટલા અંશમાં એ અનિત્ય જ થાય! જીવનું પહેલું પરિમાણ જો અનિત્ય હોય તો છેવટનું નિત્ય કેવી રીતે થાય! અને આથી એક જીવ જેટલાં શરીરનો સ્વીકાર કે ત્યાગ કરે તે બધાંયમાં તે એક જ પરિમાણુવાળો હોઈ શકે! અને આથી યથાશરીર પરિમાણુવાળો જીવ છે એ માનવું ઠીક નથી. કોઈ પણ પ્રકારની વિશેષતા યુક્તિપૂર્વક સુસંગત નથી. ॥ ૩૬ ॥

આમ તર્કસુસંગત ન હોઇને આર્હત મતને અયુક્ત ઠેરવ્યો. હવે પાશુપત મતનું છિદ્ર બતાવતા તેને દૂષિત કરતાં કહે છે કે –

पत्युः असामञ्जस्यात् ॥ ३७ ॥

પત્યુ=પશુપતિ મત પણ યોગ્ય નથી. કેમકે અસામઞ્જસ્યાત્=એ મત અસંગતતાથી ઉભરાય છે.

અર્હત મત પછી પાશુપત મતનું ખંડન કરતાં કહે છે કે આ મત પણ અનાદરણીય છે. કેમકે વિચિત્ર માન્યતાઓથી એ ભરપૂર છે. એક તો એમના મત પ્રમાણે જે તત્ત્વોની કલ્પના છે તે વેદ વિરૂદ્ધ છે. ઉપરાંત મુક્તિને માટે એ મત જે સાધન સંપત્તિ ઉપદેશ છે તે અક્કલ બહાર જાય છે. કંઠી, રૂચિકા, કુંડળ, જટા-ભસ્મ અને યજ્ઞોપવીત-એમની કલ્પનાની આ છ મુદ્રાઓને ધારણ કરવાથી, શરીરને એ મુદ્રાઓથી મુદ્રિત કરવાથી મુક્તિ મળે છે. મોક્ષ અને આ મુદ્રાઓને શો સંબધ તે તો તેઓ જ જાણે. આટલો સસ્તો મોક્ષ તો કોઈ બતાવી ન શકે. ઉપરાંત તેઓ મહેશ્વરને સાકાર માને છે અને જગતનાં કેવળ નિમિત્ત કારણ તરીકે સ્વીકારે છે. ઉપરાત પ્રકૃતિને ઉપાદાન કારણ માને છે. સશરીર સર્વસર્જને સમર્થ ન હોય! આથી સશરીર ઇશ્વર અક્કલમાં ન આવે. ઉપરાંત કેવળ નિમિત્ત કારણ થનારો ઇશ્વર, જગતમા નહીં હોય-જગતથી આઘે કોઈ સાતમા આસમાનમા જ હોય. ઉપરાત એવો ઈશ્વર અને રાજા રજવાડાઓમાં પણ ખાસ ભેદ ન રહે! આમ કેવળ સાકાર-નિમિત્ત કારણ ઈશ્વરને માનતા અનેક અકાટય મુશ્કેલીઓ આવીને ઉભી છે! અને મુદ્રામાત્રે મુક્તિ તો કેવળ હાસ્યજનક જ લેખાય! આમ આ મત અસંગત છે. ॥ ૩૭ ॥

આમ પહેલો ઘા કરી હવે નિમિત્ત કારણ તરીકે ઈશ્વરને રજૂ કરતા એ વાદનુ દાર્શનિક ખડન કરતા કહે છે કે –

सम्बन्धानुपपत्तेश्च ॥ ३८ ॥

સમ્બન્ધાનુપપત્તે=સંબધની ઉપપત્તિ યુક્તિપૂર્વકની સિદ્ધિ ન થતી હોઇને ચ=પણ ઇશ્વર-નિમિત્ત કારણ છે એ વાત અસગત ઠરે છે.

ઇશ્વર જો નિમિત્ત કારણ છે તો તે કુભારના જેવો જ ઠરે! તો પછી ઇશ્વર=નિમિત્ત કારણ અને જગતનું ઉપાદાન કારણ-એ બેની વચ્ચે કઈ જાતનો સબધ હોઈ શકે? કુભાર-શરીરવાળો હોઈ તે મૃત્તિકા વગેરે ઉપાદાન સાથે પોતાનો સયોગ સબધ સ્થાપી ઘટ વગેરે કાર્યો કરે છે.

અર્થાત્ નિમિત્ત અને ઉપાદાન વચ્ચે સંયોગ સંબંધ જ માનવો પડે. પણ ઈશ્વર–નિમિત્ત કારણ અને પ્રધાનરૂપી ઉપાદાન કારણ વચ્ચે સંયોગ સંબંધ સંભવી શકતો નથી. ઈશ્વર સ્વયં નિરાકાર છે. શરીર વગેરે સિવાયનો છે. અને આથી નિરાકાર સાકારનો સંયોગ સંબંધ થઈ ન શકે. અને આથી સૃષ્ટિની રચના અસંભવિત જ થાય! વેદ પ્રમાણ ઉપર જીવતાં વેદાન્તને આ બાધા નડતી નથી. કેમકે વેદાનુસારી જ તેમની તર્કગતિ હોય છે. વેદસંમત તર્ક મળી આવે તો તેનો સ્વીકાર કરવામાં વાંધો નથી. વેદ વિરૂદ્ધ તર્કને સ્વીકારવા વેદાન્તી બંધાયેલો નથી અને વેદ ઈશ્વરને કે બ્રહ્મને સર્વશક્તિમાન કહે છે. એટલે વેદાન્તીનો તર્ક ઉપર અવલંબ નથી, તારો છે. આથી તારો તર્ક સુસંગત નથી. આમ પાશુપત મત અસંગત છે. ॥૩૮॥

આ ઉપરાંત પણ એક દૂષણ બતાવતાં કહે છે કે:–

## अधिष्ठानानुपपत्तेश्च ॥ ३९ ॥

अधिष्ठानअनुपपत्ते=અધિષ્ઠાનની ઉપપત્તિ=યુક્તિપૂર્વકતા ન હોવાથી च=પણ ઈશ્વરને કેવળ નિમિત્ત કારણ માનવું બરાબર નથી.

કુંભાર મૃત્તિકા વગેરે સાધન સામગ્રીનો અધિષ્ઠાતા થઈને ઘટાદિ કાર્ય ઉપજાવે છે. પણ ઈશ્વર તે રીતે કરી શકે નહીં. ઈશ્વર કુંભારની માફક શરીરી નથી. અને પ્રધાન પણ માટીની માફક આકારવાળું નથી. પ્રધાન તો રૂપાદિહીન છે. અને ઈશ્વર તો નિરાકાર છે. તો રૂપાદિહીન પ્રધાન ઉપર સ્થાન જમાવી નિરાકાર ઈશ્વર કેવી રીતે સૃષ્ટિ ઉપજાવે? પ્રધાન ઈશ્વરનું અધિષ્ઠેય નથી. ઈશ્વર પ્રધાનનો અધિષ્ઠાતા જ ન સંભવે. અને આથી આ મત અસમંજસ છે. ॥ ૩૯ ॥

તો પછી ઈશ્વરને પણ સાકાર સેન્દ્રિય વગેરે માનીએ તો શું વાંધો? જવાબ છે કે:—

## करणवच्चेन्न भोगादिभ्यः ॥ ४० ॥

चेत्=જો करणवत्=શરીર ઇન્દ્રિય વગેરે સાધનો યુક્ત ઈશ્વરને માનીએ તો न=એ બરાબર નથી કેમકે તેમ માનતાં भोगादिभ्यः=ભોગ વગેરે સાથે તેનો સંબંધ સિદ્ધ થાય.

જો ઈશ્વરને સ્વસંકલ્પ માત્રથી પોતાને અધિષ્ઠાતા થવાનું મળે એ હિસાબે શરીર ઇન્દ્રિયો વગેરે ધારણ કરતો માનવામાં આવે અને તે રીતે

સાકાર થઇ સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે કરતો સ્વીકારવામાં આવે તો તે પણ અયોગ્ય જ છે. કેમકે તો પછી જીવોની માફક તેને પણ કર્મો કર્યાં તેનો ભોગ આવીને નડે જ! જ્યાં જ્યાં શરીર ત્યાં ત્યાં કર્મભોગ આવે જ. અને તેમ થતાં તેનાં ઇશ્વરત્વની જ હાનિ થાય. આમ ઇશ્વરનો અનીશ્વરત્વ પ્રસંગ અનુચિત હોઇને આ માન્યતા સાચી નથી. ॥ ૪૦ ॥

વળી ઇતિર દોષોનો ઉલ્લેખ કરી પાશુપત મતની કલુષિતતા સિદ્ધ કરતાં કહે છે:—

## अन्तवत्त्वं असर्वज्ञता वा ॥ ४१ ॥

अन्तवत्त्वं=ઇશ્વરતી, પાશુપત મતમાં કયાં તો સાન્તતા वा=કે ક્યાં તો असर्वज्ञता= અસર્વજ્ઞતાનો દોષ આવશે.

પાશુપત મત પ્રમાણે ઇશ્વર, જીવો અને પ્રધાન અનન્ત છે-ઉપરાંત ઇશ્વર સર્વજ્ઞ પણ છે. તો પ્રશ્ન એ છે કે જીવો કેટલા છે અને કેવા છે તે ઈશ્વર જાણે છે કે નહીં? ઉપરાંત પ્રધાનના સ્વરૂપથી એ અભિજ્ઞ છે કે નહીં? ઉપરાંત પોતે કોણ અને કેવો છે તે તે સમજે છે કે નહીં? જો આ મત પ્રમાણે પ્રધાન અને જીવો અનંત છે અને પ્રભુ તે સૌને જાણે છે તો પછી ઇશ્વરની જ્ઞાનની પહોંચમાં આવેલા પદાર્થો અનન્ત નહીં રહે-તે સાન્ત-સીમિત જ ગણાય! અને જો ઇશ્વર એ જાણતા ન હોય તો પછી તેનું અસર્વજ્ઞપણું છે એ વાત આવી પડે! આમ કયાં તો ત્રણે પદાર્થોને સાન્ત માનવા પડશે અથવા તો ઇશ્વરની અલ્પજ્ઞતા સ્વીકારવી પડશે! આમ દોષયુક્તતા અનિવાર્ય છે તેથી અને વેદથી પણ વિરૂદ્ધ જતો હોઇને આ વાદ સન્માન્ય નથી. ॥ ૪૧ ॥

આમ અત્યાર સુધી વેદ બાહ્ય આગમો અને તેમના વાદોનું તર્કપ્રધાન નિરાકરણ કર્યું. હવે વેદને જ પ્રમાણ તરીકે સ્વીકારતા પણ જેમાં યુક્તિ યુક્તતાનો અભાવ છે એવા કેટલાક મતની આંશિક અયોગ્યતા ઠેરવતું પ્રકરણ શરૂ થાય છે. ભાગવત-પાંચરાત્ર આદિનીપ્રક્રિયા છે કે પરબ્રહ્મ પરમાત્મા પરમ કારણ છે અને તે વાસુદેવ છે. તેમાંથી-સંકર્ષણ નામના જીવની ઉત્પત્તિ થાય છે. સંકર્ષણમાંથી 'પ્રદ્યુમ્ન' નામનું મન અને એ પ્રદ્યુમ્નરૂપી મનમાંથી "અનિરૂદ્ધ"-અહંકાર પ્રકટે છે. આ પ્રક્રિયામાં રહેલી અસંગતતાને બતાવતાં કહે છે કેઃ-

## उत्पत्त्यसंभवात् ॥ ४२ ॥

उत्पत्त्यसंभवात्=જીવની ઉત્પત્તિ સંભવતી ન હોઇને વાસુદેવમાંથી સંકર્ષણ ઉપજે છે એ વાત યુક્તિયુક્ત નથી.

યદ્યપિ ભાગવત પાંચરાત્રાદિ મતો વેદાનુકૂલ જ છે. વેદવિરૂદ્ધ એમાં કશું-અગત્યનું કશું નથી. **पुराणंब्रह्म संमितम्** એ તો ભાગવતમાં સ્વયં કહ્યું છે. અને આથી પૂર્વપક્ષી તરીકે આ મત નથી. પણ એમાં પણ આંશિક પ્રક્રિયાભેદ યુક્તિવિરૂદ્ધ છે અને આથી તેનું તેટલા અંશમાં નિરસન યોગ્ય છે. બીજી બધીય રીતે એ મતો વૈદિક જ છે. વાસુદેવમાંથી સંકર્ષણની ઉત્પત્તિ થતી નથી. જીવ જો ઉપજતો હોત તો તે અનિત્ય થાત! કેમકે ઉત્પત્તિ અને વિનાશ એક જ લાકડીના બે પરસ્પર વિરોધી છેડાઓ છે. આથી જીવ ઉપજતો નથી. આ ઉપરાંત જીવને ઉત્પત્તિવિનાશશીલ માનીએ તો એની બુદ્ધ મુક્ત અવસ્થા નિરર્થક થાય! ઉપરાંત વિનાશાક્રાન્ત જીવાત્માને માટે પ્રભુ પ્રાપ્તિનાં સાધનોનો ઉલ્લેખ પણ એની ક્રૂર મશ્કરી જ ગણાય! અને આથી જીવની ઉત્પત્તિ નથી. વેદમાં-શાસ્ત્રમાં જીવની અમૃતતા-પોકારી પોકારીને ગાઈ છે. આથી જીવની ઉત્પત્તિ બતાવતાં અંશમાં આ વાદ ગ્રાહ્ય ઠરતો નથી. ॥ ૪૨ ॥

ઇતર શંકાનું નિરાકરણ કરતાં કહે છેઃ-

## न च कर्तुः करणम् ॥ ४३ ॥

च=તથા कर्तुः=કર્તામાંથી=જીવમાંથી करणं=કરણ-મન અને મનમાંથી અહંકારની ઉત્પત્તિ પણ સંભવતી નથી

કર્તામાંથી કરણની ઉત્પત્તિ થતી નથી. આ લોકો જીવમાંથી મન અને તેમાંથી અહંકારરૂપી કરણની ઉત્પત્તિ માને છે. જીવાત્મા તો કર્તા અને ચેતન છે. દેવદત્તમાંથી પરશુ કેવી રીતે ઉપજે? આમ કર્તામાંથી કરણની ઉત્પત્તિ અસંગત છે. ઉપરાંત આવા વિચારનાં સમર્થનમાં કોઈ શ્રુતિ વાક્ય પણ નથી. આથી આ કલ્પના સુસંગત નથી. ॥ ૪૩ ॥

હવે પૂર્વપક્ષીની દલીલનો પ્રથમ સ્વીકાર કરી પછી તેનો સામનો બતાવતાં આ પ્રક્રિયામાં રહેલી અસંગતતાને જ સમર્થિત કરતાં કહે છે:-

## विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥ ४४ ॥

વિજ્ઞાનાદિભાવે=જ્ઞાન ઐશ્વર્યનો સંકર્ષણમાં ભાવ હોઈને તે વાસુદેવથી ભિન્ન નથી વા=તોપણ તદપ્રતિષેધ=પ્રકારાન્તરે ઉત્પત્તિનો અસંભવરૂપી દોષ પ્રાપ્ત થાય છે જ. અને આથી આટલા પ્રક્રિયા અંશમાં એ મત માન્ય કરાતો નથી.

પૂર્વપક્ષી કહે છે કે અમો સંકર્ષણ-પ્રદ્યુમ્ન-અનિરૂદ્ધ વગેરેને ભિન્ન માનતા નથી. એ બધાય ઇશ્વરો જ છે. સૌ જ્ઞાન-ઐશ્વર્ય-શક્તિ-બલ વીર્ય-તેજ વગેરે ઇશ્વરીય ધર્મોથી સંપન્ન હોઈને વાસુદેવ સ્વરૂપ જ છે.

અધાય નિર્દોષ=ક્લેશશૂન્ય ,પ્રકૃતિમાંથી જ જન્મેલા, અને નાશ વગેરેથી અસ્પૃષ્ટ હોઇને વાસુદેવ રૂપ જ છે. વેદ કહે છે કે **अजायमानो बहुधा विजायते**–ન જન્મતો તે અનેક પ્રકારે જન્મે છે. **(यजु० ३१-१९)** અને આથી ભગવાન વાસુદેવનું જ તે તે રૂપે-વ્યૂહરૂપે-એ તો પ્રાકટ્ય માત્ર છે અને આથી આ મત વેદ વિરુદ્ધ નથી! આનો જવાબ આપતાં સૂત્રકાર કહે છે કે આવું માનવું એ પણ યુક્તિ સુસંગત નથી. જો વાસુદેવ વગેરે ચાર પરસ્પર ભિન્ન ન હોય અને સૌ ઇશ્વર રૂપ જ હોય-તુલ્ય ધર્મીઓ જ હોય તો પછી એમની અનેકાત્મતા ક્યાં રહી? અને એમ માનતાં અનેક ઇશ્વરની કલ્પના પણ જન્મે જ! અને એક જ ઇશ્વરથી જો કાર્ય સધાતુ હોય તો અનેક ઇશ્વરનો સ્વીકાર બુદ્ધિ સંગત નથી.

ઉપરાંત ભગવાન વાસુદેવ એક જ પરમતત્ત્વ છે એવો તો આપનો સિદ્ધાન્ત છે. ચાર ઇશ્વરોને તુલ્યધર્મી માનીએ તો આ સિદ્ધાન્તની હાનિ થાય!

અગર જો એવી કલ્પના હોય કે એક જ ભગવાનનો આ ચાર 'વ્યૂહ રૂપે વિન્યાસ માત્ર જ છે! અને તે તુલ્ય ધર્મો તે રીતે અવિરોધી છે તો પણ ઉત્પત્તિની અસંભવિતતા રૂપી દોષતો તેમજ રહે છે. વાસુદેવમાંથી સંકર્ષણ વગેરેના ક્રમે ઉત્પત્તિ સંભવતી નથી. ઉત્પત્તિ થાય એટલે કાર્યકારણમાં કાંઇકની કાંઇક અતિશયતાનો સ્વીકાર કરવો જ પડે! કાર્ય કારણ ભાવે સંકળાયેલાં તત્ત્વો જો નિરતિશય હોય તો કાર્યકારણ ભાવ જ સિદ્ધ ન થાય! આ મત વાસુદેવાદિ ચારે વ્યૂહોમાં કોઈ અતિશય-કોઇ તારતમ્યનો સ્વીકાર કરતો નથી. અને તે ઉપરાંત ચાર જ વ્યૂહ શા માટે?-અખિલ બ્રહ્માંડ જ પરબ્રહ્મ પરમાત્માનો વ્યૂહ વિશેષ છે! આમ પ્રક્રિયાનો ભેદ થોડો અસંગત ઠરે છે. એટલા અંશમાં આ મત સુસંગત નથી. ॥ ૪૪ ॥

પ્રકરણ અને અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છેઃ-

**विप्रतिषेधाच्च ॥ ४५ ॥**

ચ=અને विप्रतिषेधात्=વિશેષ પ્રતિષેધ-નિષેધ-ઇન્કાર જોવામાં આવતો હોઇને આ મત અસંગત છે.

ઉપરાંત આ માન્યતામાં કેટલાક વિપ્રતિષેધો જોવામાં આવે છે. એટલે કે પરસ્પર વિરોધો જોવામાં આવે છે. જ્ઞાન-ઐશ્વર્ય-શક્તિ-બલ-વીર્ય વગેરે ગુણો છે. અને તે ભગવાન વાસુદેવ, સ્વરૂપ જ છે-વગેરે વિરોધી વાતો જોવામાં આવે છે. ઉપરાંત વેદ ચતુષ્ટયીમાંથી સમાધાન ન મળતાં મહર્ષિ શાંડિલ્ય આ શાસ્ત્ર ભણ્યા-વગેરે કલ્પના પણ વેદસુસંગત નથી. આમ

યદ્યપિ તાત્વિક રીતે પાંચ–રાત્રાદિમતો વેદાન્ત વિરોધી નથી, છતાં એ મતમાં જે યુક્તિસુસંગત અંશ નથી તેટલાનું, અહીં ખંડન માટે ખંડન, તેટલું જાણવું! આમ સમસ્ત ઈતર વેદ વિરૂદ્ધ વાતોનું તર્કાધારે આ પાદમાં ખંડન થાય છે.

પ્રિયાત્મન્! આ પાદ તો વિચારની સાફસૂફીનો પાદ છે. વિચારોમાં રહેલી રજસ્વલતા કે તમોમયતા માત્રનું જ અહીં ખંડન છે! બાકી દુનિયાના સમસ્ત વાદોએ વેદાન્તને સ્વચ્છ કર્યું છે એટલું જ. સૌ વાદોની એક પોતાની ગણાય એવી વિશિષ્ટતા હોય છે. વિરોધી અંશોમાં જ ત્યાગ વિહિત છે. બાકી તત્વજ્ઞાનની ઈમારતમાં દરેક વાદે પોતાનો કિમતી ગણાય એવો ફાળો આપ્યો જ છે. એ ઋષિઋણના સ્વીકારપૂર્વક આપણે પણ આ પાદને પૂર્ણ થયેલો માનીએ. વધુ હવે પછી. ॥ ૪૫ ॥

॥ इति ब्रह्मसूत्र साधनभाष्ये द्वितीयाध्याये द्वितीयः पादः ॥

હરિઃ ૐ તત્સત્

॥ ॐ तत्सत् ब्रह्मणे नमः ॥

# ब्रह्मसूत्रसाधनभाष्ये

## द्वितीयाध्याये तृतीयः पादः

પ્રિયાત્મન્ !

પરમ કરૂણ પરમાત્માની કૃપાથી આપણી આ પ્રભુવિચારયાત્રા બીજા અધ્યાયના બીજા પાદ સુધી આવી છે. આમાં પ્રભુની નિર્ભેળ કરૂણા જ જોવી રહે છે! કયાં એક સંસારના રંગરાગમાં નિશદિન નિમગ્ન ક્ષુદ્રાદિક્ષુદ્ર જીવ અને કયાં આ અલક ગંગા સમી દૈવી અને મંગલમયી વિચારસરણી! પરમાત્મા કામ લેવા ચાહે છે ત્યારે માછલાં-કાચબા ઘોડા-સિંહ પાસે પણ અવતારી કાર્યો કરાવે છે. તેની ઈચ્છા જ મહતી ચીજ છે! બાકી કેવળ પુરૂષાર્થ-તેની અનુકંપાથી આર્દ્ર ન થયેલો પુરૂષાર્થ તો મોટી વિડંબના જ છે! પરબ્રહ્મ પરમાત્મા આ દેખાતાં સ્થાવર જંગમ વિશ્વનું સર્વથા કારણ છે એ વિચારને—એ સત્યને નિર્ભેળ કરવા-આ બધો પ્રયત્ન છે! પરમાત્મા જ કારણ છે એટલું એક મહાસત્ય હૃદયવાસી થાય તો બેડો પાર થઇ જાય. આથી જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓને તપાસી તપાસીને નિર્ભેળ-સ્વચ્છતમ-દૃષ્ટિની સ્થાપના કરવી રહે છે. સ્મૃતિ ન્યાય સાથેનો વિરોધ ઑગળ્યો-બીજા અધ્યાયના પહેલા અને બીજા પાદમાં. આ ઉપરાંત પણ અનેક વાદોના વાવંટોળને શાન્ત કર્યા. હવે જેમ અનેક પ્રકારના વિપ્રતિષેધોને લઇને પરપક્ષ શંકાક્રાન્ત થયો અને તેનું નિરાકરણ કરવું પડયું તેમ સ્વપક્ષમાં પણ દેખાતા વિરોધોનું શમન કરવું જોઈએ. નહીં તો સ્વપક્ષ પણ તે જ દોષોથી દૂષિત થવાનો સંભવ રહે! આથી સ્વીય વિચારધારાને સાફ કરવાને માટે અતઃપરના ગ્રંથનો પ્રારંભ છે! ઉપરાંત જીવાત્માના સ્વરૂપનું પણ નિર્ધારણ કરવું રહે. તે પણ એ જ પાદનો વિષય છે. તે પૈકી આકાશાદિ ભૂતતત્ત્વને લગતી જે સૃષ્ટિ શ્રુતિઓ છે તેમાં દેખાતા વિરોધનું શમન કરતું પ્રકરણ આરંભતાં, પૂર્વપક્ષનું ઉત્થાન કરતાં કહે છે કેઃ-

## न वियद् अश्रुतेः ॥ १ ॥

વિદત્=આકાશ ન=બ્રહ્મમાંથી ઉપજે છે એવો સ્વીકાર કરતાં પરવડે એમ નથી કેમકે અશ્રુતે:=કેમકે છાંદોગ્યના સૃષ્ટિપ્રકરણમા–તેની ઉત્પત્તિનો ઉલ્લેખ નથી.

છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકની સૃષ્ટિશ્રુતિનો **सदेव सोम्य इदमग्र आसीदेकमेवाद्वितीयम्**–હે સૌમ્ય! એક સત્ જ આદિમાં હતું. એક અને અદ્વિતીય! (છાં૦ ૬–૨–૩) આ શબ્દોથી પ્રારંભ થાય છે. એ શ્રુતિમાંનો સત્ શબ્દ પરબ્રહ્મ–નો વાચક છે. આ સત્ શબ્દ વાચ્ય પરમાત્માંથી તેજ–પાણી–અને અન્ન રૂપ ત્રણ મહાભૂતોની ઉત્પત્તિનું જ શ્રવણ જોવામા આવે છે. શ્રુતિનો બોલ છે કે **तदैक्षत बहुस्यां प्रजायेयेति तत् तेजः असृजत**–તેણે જોયું–હું ઘણો થાઉં. ફાલુ ફુલુ–અને તેણે તેજ સર્જ્યું. (છાં૦ ૬–૨–૩) આમાં આકાશ કે વાયુની ઉત્પત્તિ નથી જો હોય તો શ્રુતિમાં ઉલ્લેખ થયો હોત. પણ નથી થયો અને વૈદિકો માટે તો વેદ જ પ્રમાણ અને તે પણ આવા સૂક્ષ્મ–અતિન્દ્રિય પદાર્થોની સિદ્ધિ માટે તો વેદ જ પ્રમાણ, અને આથી આકાશને લગતી ઉત્પત્તિ શ્રુતિના અભાવમાં પરબ્રહ્મ સૃષ્ટિનું સર્વથા કારણ કેવી રીતે મનાય? આથી શ્રુતિનો સમન્વય પીડાય છે. ॥૧॥

ઉપલી શંકાનો જવાબ વાળતાં સિદ્ધાન્તી કહે છેઃ–

## अस्ति तु ॥ २ ॥

તુ=પૂર્વપક્ષનું વ્યાવર્તન કરનાર શબ્દ છે કિન્તુ બીજી શ્રુતિમાં અસ્તિ=બ્રહ્મમાંથી આકાશની ઉત્પત્તિ જોવામા આવે છે.

છાંદોગ્યમાં ભલે બ્રહ્મમાંથી આકાશાદિની ઉત્પત્તિ ન બતાવી હોય, તૈત્તિરીય શ્રુતિમાં તો ઉલ્લેખ છે ને! શ્રુતિઓ તો પરસ્પર પૂરક છે. તૈત્તિરીય શ્રુતિમાં–**सत्यं ज्ञानं अनन्तं ब्रह्म**–બ્રહ્મ સત્ય, જ્ઞાન, અનન્ત છે. (તૈ૦ ૨–૧) શબ્દોથી પ્રકરણનો આરંભ કરી **तस्माद् वा एतस्मात् आत्मनः आकाशः संभूतः आकाशाद् वायुः**–નિશ્ચય તે આ આત્મામાંથી આકાશ જન્મ્યું. આકાશમાંથી વાયુ–(તૈ૦ ૨–૧) આ શબ્દોમાં આકાશની પરબ્રહ્મ પરમાત્મામાંથી ઉત્પત્તિ સ્પષ્ટ બતાવી છે. અને આથી જગત્ કારણમાં કોઈ દોષ નથી. અને શ્રુતિઓમાં પણ સમન્વય છે. ॥ ૨ ॥

આ વાતને ન સહન કરતો કોઈક પાર્શ્વસ્થવાદી કહે છેઃ—

## गौण्यसंभवात् ॥ ३ ॥

ગૌણી=તૈત્તિરીય શ્રુતિમા દર્શાવેલી આકાશોત્પત્તિ ગૌણ માનવી ઘટે કેમકે અસંભવાત્= મુખ્ય તરીકે એનો સ્વીકાર શક્ય નથી.

આકાશને વ્યાપક માનવામાં આવ્યું છે. विभवान्महानाकाशः तथा चात्मा (वै० ७-१-२२) शब्दसंयोगविभवाच्च सर्वगतम् (न्या० ४-२-१९) अव्यूहाविष्टम्भविभुत्वानि चाकाशधर्माः (न्या० ४-२-२०) વગેરે સૂત્રો આનું સમર્થન કરે છે.

આ ઉપરાંત વ્યાપક હોય તે નિરવયવ જ હોય. અને જે નિરવયવ તેની કદી મુખ્ય ઉત્પત્તિ સંભવતી નથી. આથી નિત્ય નિરવયવ સત્ આકાશની મુખ્ય ઉત્પત્તિ સંભવતી નથી. હા, ગૌણ ઉત્પત્તિ તો વ્યવહાર અનુસાર સંભવે. નટવર જન્મ્યો—નલિની જન્મી-એવા પ્રયોગોમાં જેમ ગૌણી જન્મ કલ્પના સંભવે તેમ અહીં કલ્પી શકાય. બાકી મુખ્ય તો નહીં સંભવે. ॥ ૩ ॥

આજ વાતનું સમર્થન કરતાં બીજો હેતુ સમર્પે છે કે:—

**शब्दाच्च ॥ ४ ॥**

शब्दात्=શ્રુતિ વચનથી च=પણ આકાશની ઉત્પત્તિ ગૌણ જ માનવી પડે છે.

બૃહદારણ્યક ઉપનિષદ્માં આકાશનું અમૃતત્વ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે. वायुश्च अन्तरिक्षं च एतद् अमृतम् વાયુ અને અન્તરિક્ષ એ આ વાયુ છે (બૃ० ૨-૩-૩). અને આમ અમૃત હોઈને તેની ઉત્પત્તિ મુખ્યતયા હોઈ શકે નહીં. ઉપરાંત आकाशशरीरं ब्रह्म-બ્રહ્મ આકાશરૂપી શરીરવાળું છે (તૈ० ૧-૬-૨) આ શ્રુતિ આકાશનું આનન્ત્ય કહે છે. કેમકે તે બ્રહ્મનું શરીર છે! અને જે અનન્ત હોય તેની ઉત્પત્તિ નથી. આથી શ્રુતિવિરોધ જેમનો તેમજ રહે છે. ॥ ૪ ॥

આ ઠેકાણે પૂર્વપક્ષીની સામે એક દલીલ આવે છે. પૂર્વપક્ષીની દલીલને પડકાર કરતાં પાર્શ્વસ્થ કહે છે કે ભલા! "आकाशः संभूतः"-માં ઉત્પત્તિ વાચક संभूत શબ્દનો પ્રયોગ છે. અને એ શબ્દ પ્રયોગ જેમ આકાશની સાથે તેમજ વાયુ અગ્નિ વગેરેની સાથે સંબંધ ધરાવે છે. તો એક જ વાક્યમાં એક જ શબ્દ એકી વખતે એકને માટે ગૌણ અને એકને માટે મુખ્ય કેવી રીતે થઈ શકે? કોઈપણ શબ્દની એક જ વાક્યમાં એકી વખતે બે વૃત્તિઓનો સ્વીકાર હોઈ ન શકે-આ દલીલનો જવાબ વાળતાં પૂર્વપક્ષી કહે છે કે:-

**स्याच्चैकस्य ब्रह्मशब्दवत् ॥ ५ ॥**

एकस्य च=એક જ "સભૂત" શબ્દની स्यात्=ગૌણ અને મુખ્ય બન્ને અર્થ થઈ શકે ब्रह्मशब्दवत्=જેમકે બ્રહ્મ શબ્દનો.

તૈત્તિરીય શ્રુતિનો આ બોલ છે. तपसा ब्रह्म विजिज्ञासस्व तपो ब्रह्मेति–વિચાર દ્વારા બ્રહ્મને જાણે. તપ બ્રહ્મ છે. (તૈ૦ ૩–૨) આ વાક્યમાં ભિન્નાર્થ પ્રયોગ છે. પ્રથમોક્ત બ્રહ્મ શબ્દ પરબ્રહ્મનો તો દ્વિતીયોક્ત બ્રહ્મ શબ્દ તપનો વાચક છે. એટલે કે પ્રથમ મુખ્ય અને બીજો ગૌણાર્થ છે. બને એ જ રીતે સંભૂત શબ્દ તેજ વગેરેના સંબંધમાં મુખ્ય અને આકાશ સંબંધમાં ગૌણ હોઈ શકે છે. અને આથી આકાશની ઉત્પત્તિ ગૌણી જ માનવી રહે છે. અને તેમ કરતાં શ્રુતિનો પરસ્પર વિરોધ છે તેવો જ છે. ॥૫॥

અને આમ પૂર્વપક્ષીને પોતાનાં વક્તવ્યને માટે પૂરી તક આપી હવે સિદ્ધાન્તી પૂછે છે કે જો तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः–તે આ આત્મામાંથી આકાશ જન્મ્યું. (તૈ૦ ૨–૧) વગેરે શ્રુતિ વાક્યોમાં આકાશની ઉત્પત્તિને ગૌણ માનીશું તો પછી "सोऽकामयत बहुस्यां प्रजायेयेति । स तपोऽतप्यत स तपस्तप्त्वा इदं सर्वं असृजत यदिदं किंच–તેણે ઈચ્છયું–હું ઘણો થાઉં ફાલુંફૂલું. તેણે તપ કર્યું–તેણે તપ કરીને આ બધું સરજ્યું–જે કાંઈ બધું છે તે. (તૈ. ૨–૬) આ ઉત્તર શ્રુતિમાં "सर्वं" ની સૃષ્ટિના ઉલ્લેખનું શું ? કારણ કે સર્વમાં તો આકાશનો પણ સમાવેશ થાય જ! અને નહીંતર સર્વોત્પત્તિની પ્રતિજ્ઞા પીડાય જ! અને નિત્ય સત્ આકાશનો તો સર્જાતા પદાર્થોમાં સમાવેશ ન કરી શકાય! આથી પૂર્વપક્ષી કહે છે:—

## प्रतिज्ञाऽहानिरव्यतिरेकाच्छब्देभ्यः ॥ ६ ॥

प्रतिज्ञाऽहानि=આકાશને નિત્ય માનીએ તો પણ સર્વોત્પત્તિ પ્રતિજ્ઞાની પીડા ઉભી થતી નથી. કેમકે अव्यतिरेकात्=આકાશ વ્યાપક હોઈને ઉત્પન્ન થનારા પદાર્થોથી તેનું અલગપણું હોઇ શકતું નથી. અને शब्देभ्यः=શ્રુતિના શબ્દો જ જણાવે છે. આથી આકાશની ઉત્પત્તિ ગૌણ છે.

વ્યાપક છે આકાશ. અને વ્યાપક હોઈ તે જ તેનો સમસ્ત ઉપજતા પદાર્થો સાથે અન્વય હોય જ. પરિચ્છિન્ન દ્રવ્યનો ક્યાંક વ્યતિરેક તો ક્યાંક સમન્વય હોય! આકાશ તો અપરિચ્છિન્ન છે. અને આકાશનું વ્યાપકપણું પ્રામાણિક છે. અને આકાશનો સમસ્ત પદાર્થોની સાથેનો વ્યતિરેકનો અભાવ એટલે કે અન્વય, સાક્ષાત્ શ્રુતિઓ જ દર્શાવે છે. आकाशः परायणम्–આકાશ પરાયણ છે (છાં૦ ૧–૯–૧) आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता–આકાશ સાથે નામ રૂપનો નિર્વાહ કરે છે. (છાં૦ ૮–૧૪–૧) आकाश एव तदोते च प्रोतं च–આકાશમાં જ તે

ઓતપ્રોત છે. (બ્ર૦ ૩-૮-૭) વગેરે શ્રુતિ વાક્યો આનાં સાક્ષી છે. અને આમ નિત્ય હોવા છતાં સર્વોત્પત્તિ પ્રતિજ્ઞાની હાનિ નથી. અને આથી આકાશની ઉત્પત્તિ ગૌણ છે. મુખ્ય નથી અને શ્રુતિ વિરોધ તદવસ્થ જ છે.

હવે પૂર્વપક્ષીને નિરૂત્તર કરતાં સિદ્ધાન્તી સમાધાન ભણે છે કે:-

## यावद्विकारं तु विभागो लोकवत् ॥ ७ ॥

तु= કિન્તુ यावद्विकारं=કાર્યમાત્રમાં विभागः=અવયવ વિભાગ હોય છે એ વાત लोकवत्=ઘટપટાદિ લૌકિક પદાર્થો અને વ્યવહારની પેરે જાણવી ઘટે.

જે પદાર્થોનો અવયવ વિભાગ હોય તે કાર્ય જ હોય છે એવો નિયમ છે. કારણ કે લોકમાં પણ ઘટપટાદિ વિકારોનો જ અવયવ વિભાગ જોવામાં આવે છે. જોયેલા ઉપરથી નિયમ નિરપવાદ સિદ્ધ થાય છે. આમ જે પદાર્થ સાવયવ હોય તેનો અવયવે વિભાગ થાય જ! અને તે જ પ્રમાણે આકાશનો પણ અવયવે વિભાગ થાય છે જ. જેમ ઘટપટ વગેરે પદાર્થો દ્રવ્યના જ ભેદ છે તેમ અવકાશથી ઉપલબ્ધિત થતુ આકાશ પણ દ્રવ્યભેદ જ છે. આકાશ એ દ્રવ્યનો જ એક પ્રકાર છે એ કેવળ સૂક્ષ્મદર્શીઓને જ સમન્તય છે એટલો ભેદ છે! અને આથી આકાશનો અવયવ વિભાગ પણ સૂક્ષ્મદર્શી વિદ્વાનોને જ સમન્તય એવો છે. અને આથી આકાશ નિરવયવ છે એ જ અસિદ્ધ છે.

અને તે ઉપરાંત એની વ્યાપક્તા સાપેક્ષ છે. પૃથિવી વગેરેની અપેક્ષાએ એની વ્યાપક્તા ગાવામા આવે છે. પદાર્થમાત્રની અપેક્ષા એ એની વ્યાપકતા નથી જો એમ હોત તો તો આત્માની વ્યાપક્તા એનાથી વધારે છે એમ શ્રુતિ ન વર્ણવત. પણ વર્ણવે છે. ज्यायात् आकाशात् તો શ્રુતિ બોલ છે. અને આથી એની સાપેક્ષ વ્યાપક્તા એના અવયવ વિભાગનો ઈન્કાર કરતી નથી, અને તે જ મુજબ તેની નિરવયવતા પણ સિદ્ધ કરતી નથી. ઉપરાંત સૌ પદાર્થો સાથેનો એનો સમન્વય બતાવતા શ્રુતિ વાક્યો અન્ય અર્થને સમર્પનારાં છે અને અને આથી વિરોધ નથી. આકાશનું અમૃતત્વ પણ એનુ ચિરસ્થાયીપણું જ બતાવે છે. નહીં કે નત્યત્વ! અને આમ કાર્ય એવું આકાશ જો ઉપજતું હોય તો તેને લગતી ઉત્પત્તિ શ્રુતિ ગૌણ નથી. અને આથી तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः (तै० २-१) માં આકાશની સૃષ્ટિ ગૌણ નથી. પણ મુખ્ય જ છે. અને આથી વેદાન્ત શ્રુતિના સમન્વયમાં કોઈ વિરોધ સિદ્ધ થતો નથી. ॥ ७ ॥

આકાશની પેરે વાયુની બાબતમા આ જ વિચારસરણીનો અતિદેશ કરતા કહે છે —

## एतेन मातरिश्वा व्याख्यातः ॥ ८ ॥

एतेन=આના વડે એટલે કે આકાશની ઉત્પત્તિ સિદ્ધ કરતા કથન દ્વારાજ मातरिश्वा=વાયુની ઉત્પત્તિ પણ व्याख्यात=કહેલી જાણવી

અર્થાત્ અહીં-વાયુની ઉત્પત્તિમા પણ આજ વિચારસરણી જાણી લેવી ઘટે અર્થાત્ જે યુક્તિઓ અને શ્રુતિ પ્રમાણો દ્વારા આકાશની ઉત્પત્તિ નિશ્ચિત કરવામા આવી છે તેજ યુક્તિઓ અને શ્રુતિઓદ્વારા વાયુ પણ બ્રહ્મમાથી જ ઉપજે છે, એ સિદ્ધ થાય છે તેને માટે પુનરાવર્તનની જરૂર નથી દેવદત્તના દસ દીકરાઓ હોય તેમને માટે આ બધા દેવદત્તના દીકરાઓ છે એવો પરિચય આપ્યા પછી જો કદાચ આગળ વાત ચલાવતા ફક્ત બે જ દીકરાના નામનો ઉલ્લેખ કરવામા આવે તો તેથી બાકીના આઠ દેવદત્તના દીકરા મટી જતા નથી તેમ આકાશ અને વાયુનો છાંદોગ્યમા ઉત્પત્તિ પ્રકરણમા ઉલ્લેખ ન હોય તો પણ તે દેવદત્તના જ ફરજંદ છે એમ સ્વત સિદ્ધ થાય છે આથી શ્રુતિઓમા કોઈ સમન્વય વિરોધ નથી ॥ ૮ ॥

આકાશ અને વાયુનો અસ્ત થતો નથી અને તે બન્ને અમૃત છે આથી નિત્ય છે એમ કવચિત્ ઉપર દર્શાવ્યું તેમ શ્રુતિ કહેતી જણાય છે તે જ પ્રમાણે **नित्यो नित्यानां**-અનિત્યોમા જે નિત્ય છે-(કઠ૦ ૫-૧૩) આ શ્રુતિમા બ્રહ્મનુ નિત્યત્વ પણ દર્શાવે છે આમ શ્રુતિના સકીર્તન પછી પણ જો આકાશ અને વાયુ બ્રહ્મમાથી ઉપજતા હોય તો તે જ રીતે શ્રુતિકીર્તિત નિત્ય પરબ્રહ્મ પણ કયાકથી ઉપજતુ હોય છે એમ કેમ ન માનવુ ? કેમકે શ્રુતિકીર્તન જો સમાન છે તો પછી બે વચ્ચે ભેદ જ નથી અને આકાશ વાયુનુ નિત્યત્વ જો સાપેક્ષિક છે તો બ્રહ્મનુ નિરપેક્ષ છે એમ કહેવુ એ પણ કલ્પનામાત્ર જ છે! અને કલ્પના જો એક ઠેકાણે સાવકાશ હોય તો બીજે ઠેકાણે શાને નિરવકાશ? તે તો છેવટે નિકુશ ઠરી! આવી શકા થતા ઉત્તર દે છે કે -

## असंभवस्तु सतः अनुपपत्तेः ॥ ९ ॥

तु=પરતુ सतः—સત્ રા દ્વાચ્ય પરબ્ર । પરબ્રહ્માની असंभव=ઉત્પત્તિ સંભવ નથી કેમકે अनुपपत्तेः=તે સિદ્ધ છે એવુ સિદ્ધ થતુ નથી

પૂર્વપક્ષની આ શંકા નિરાધાર છે. વિકાર હોય-કાર્ય હોય તેની ઉત્પત્તિ સભવે! પરંતુ સત્ બ્રહ્મ વિકાર જ નથી કેમકે તે નિરવયવ છે. જે નિરવયવ હોય તે કદી કાર્ય-વિકાર હોઇ શકતું નથી આ નિયમ છે અને પરબ્રહ્મ પરમાત્મા તો નિરવયવ છે. શ્રુતિ કહે છે.-विरजं ब्रह्म निष्कलम्-બ્રહ્મ વિરજ અને નિષ્કલ છે. (મું૦ ૨-૨-૯) ततस्तु तं पश्यते निष्कलं ध्यायमान -પછી તે નિષ્કલનું ધ્યાન ધરતો (મું૦ ૩-૧-૮) निष्कलं निष्क्रियं शान्त-નિષ્કલ શાન્ત-(શ્વે૦ ૬-૧૯) આમ નિરવયવ બ્રહ્મનો ઉત્પત્તિ યોગ અસંભવિત છે. ઉપરાત શ્રુતિ કહે છે-"न चास्य कश्चित् जनिता"-અને એનો કોઈ જનક નથી. (શ્વે૦ ૬-૯) આમ પરબ્રહ્મનો કોઇ જનક નથી! અને તે રીતે પણ પરબ્રહ્મ કોઇનો વિકાર નથી એમ સૂચવે છે.

ઉપરાત બ્રહ્મ સન્માત્ર છે, સન્માત્ર બ્રહ્મની સન્માત્રમાંથી ઉત્પત્તિ થઈ શકે નહીં કેમકે સન્માત્રથી સન્માત્ર વિશિષ્ટ કઈ રીતે થાય? અને કાર્યકારણભાવ તો કાર્યકારણની વિશિષ્ટતા ઉપર અવલએ છે!

ઉપરાત સદ્‌વિશેષમાથી સન્માત્ર જન્મી ન શકે! નિયમ તો એ છે કે સામાન્યમાથી જ વિશેષ જન્મે! વિશેષમાથી સામાન્ય નહીં!

ઉપરાત અસત્‌માથી સત્ તો જન્મી શકે નહીં જો જન્મે તો તે પણ નિરાત્મક જ હોય! અને બ્રહ્મ તો આત્મા છે

ઉપરાંત कथमसतः सज्जायेत-અસત્‌માથી સત્ કેવી રીતે જન્મે- આવો શ્રુતિનો પણ સકારણ આશય છે અને અનવસ્થાન થાય એટલે મૂળકારણ તો હોવુ જ જોઇએ, અને તે જ સદ્‌બ્રહ્મ છે આથી તેની ઉત્પત્તિ નથી. ॥ ૯ ॥

છાદોગ્ય ઉપનિષદ્‌મા વાકય છે કે तत् तेजः असृजत અને તૈત્તિરીય ઉપનિષદ્‌મા વચન છે કે तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः आकाशाद् वायुः वायो: अग्निः તો પછી તેજ શામાથી ઉપજે છે? વાયુમાથી કે બ્રહ્મમાથી? આ શ્રુતિવચનોનો અવિરોધ સાધતાં કહે છે-

## तेजः अतः तथा ह्याह ॥ १० ॥

तेजः=તેજ अत =આમાથી-આ વાયુમાથી ઉપજે છે तथाहि=તેવુ જ आह=બીજે ઠેકાણે કહેવામા આવ્યુ છે

અર્થાત્ તેજની ઉત્પત્તિ અંગે શ્રુતિઓમા જે વિરોધ જેવો દેખાય છે તે ઉપરછલ્લો જ છે! તેજની ઉત્પત્તિ વાયુમાથી જ થાય છે એમ બીજી શ્રુતિએ કહ્યુ જ છે અર્થાત્ બ્રહ્મ–પરમાત્માએ પહેલા આકાશ–તેમાથી વાયુ–અને વાયુમાથી પછી તેજની ઉત્પત્તિ કરી છે એમ કહેવાનો તત્તેજ અસૃજત એ શ્રુતિનો આશય છે કેમકે આકાશ અને વાયુની ઉત્પત્તિ થયા પહેલા તેજની ઉત્પત્તિ તર્કસિદ્ધ નથી ઉપરાત તેજ વાયુ જન્ય છે એ પ્રત્યક્ષ છે અને શ્રુતિ–તૈત્તિરીય શ્રુતિ "વાયો અગ્નિ –વાયુમાથી અગ્નિ–અર્થાત્ એની શાખ પૂરે છે આથી વાયુમાથી જ તેજને પરમાત્મા ઉપજાવે છે આમ શ્રુતિઓમા સગાન છે વિગાન નથી છેવટે સાક્ષાત્ અગર પરપરાએ પણ કારણ તો પરમાત્મા જ છે એ ભૂલવુ ન ઘટે ॥ ૧૦ ॥

હવે જલની ઉત્પત્તિનો વિચાર કરતા વિધાન કરે છે કે–

**आपः ॥ ११ ॥**

આપ–પાણી પણ તે જ રીતે અગ્નિમાથી ઉપજે છે

જેમ વાયુમાથી અગ્નિ તેમ અગ્નિમાથી પાણી પેદા થાય છે તેજની સૃષ્ટિ બાદ પાણીની સૃષ્ટિ છે એમ છાદોગ્ય અને તૈત્તિરીય બન્ને શ્રુતિઓ કહે છે तदापोऽसृजत–તેણે પાણી સરજ્યુ ( છા૦ ૬ ૨–૩ ) अग्नेरापः–અગ્નિમાથી પાણી ( તૈ૦ ૨–૧ )

હવે પૃથ્વીની સૃષ્ટિ વિષે વિચાર કરતા કહે છે કે–

**पृथिव्यधिकाररूपशब्दान्तरेभ्यः ॥ १२ ॥**

પૃથિવી–ભૂમિ પાણીમાથી ઉપજે છે કેમકે છાંદોગ્યમા એવુ શ્રવણ છે ભના! ત્યા તો અનનુ ઉપાનન કર્યુ છે અનનુ પૃથિવીપણુ કેમ તેતે સભવે તો અધિકાર રૂપશબ્દાન્તરેભ્ય =અધિકાર પ્રકરણથી રૂપથી અને શ્રુત્યન્તરોથી એ સિદ્ધ થાય છે

જેમ તેજમાથી જલ, તેમ જલમાથી પૃથિવી જન્મે છે છાદોગ્ય શ્રુતિ છે કે–ता आप ऐक्षन्त बह्व्य स्याम प्रजायेमहि इति ता अन्नमसृजन्त–તે પાણીએ જોયુ–અમો ઘણા થઈએ ફાલીએ ફુલીએ–અને આમ પાણીએ અન્નને સરજ્યુ ( છા૦ ૬–૨–૪ ) અને અહીં અન્ન શબ્દથી પૃથ્વી સમજવાની છે કેમકે પ્રકરણ જ એનુ સાક્ષી છે तत् तेज असृजत તેણે તેજ સરજ્યુ ( છા૦ ૬–૨–૩ ) तदप असृजत–તેણે પાણી સરજ્યુ ( છા૦ ૬–૨–૩ ) આ શબ્દો દ્વારા પ્રકરણ છે મહાભૂતોને

જગત્ આથી પ્રકરણ વશાત્ અન્ન શબ્દ પૃથ્વીનો વાચક છે ઉપરાંત વ્યુત્પત્તિ પણ આ અર્થનુ સમર્થન કરે છે अद्यते अत्ति च भूतानि तस्माद् अन्न तदुच्यते-ભૂતો જેને ખાય અને જે ભૂતોને જે ખાઈ જાય તે અન્ન કહેવાય છે (તૈ૦ ૨-૨) આમ અન્ન શબ્દની વ્યુત્પત્તિ છે

ઉપરાંત यत्कृष्णं तदन्नस्य-(છા૦ ૬ ૪-૨) અહીં અન્નનુ જે રૂપ વર્ણવ્યુ છે તે પણ પૃથ્વીને જ સૂચવે છે અન્નનુ રૂપ મના કાળુ નથી પૃથ્વી તો મોટે ભાગે કાળી છે એ દેખાય છે

ઉપરાંત બીજી શ્રુતિઓ આ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે तद् यद् अपां शर आसीत् तत् समहन्यत सा पृथिव्यभवत्-તે જે પાણીના શર હતો તે એકઠો થયો અને તે જ પૃથ્વી બની (બૃ૦ ૧-૧૦૦) अद्भ्यः पृथिवी (તૈ૦ ૧-૧) ઉપરાંત पृथिव्या ओषधयः ओषधीभ्योऽन्नम्-પૃથિવીમાથી ઓષધિઓ ઓષધીમાથી અન્ન (તૈ૦ ૨-૧) આમ શ્રુતિમા પૃથિવી પછી અન્ન બતાવ્યુ છે આથી પૂર્વ અન્ન પૃથ્વીનુ જ વાચક છે આથી પૃથ્વી પાણીની પુત્રી છે ॥ ૧૨ ॥

પરબ્રહ્મ પરમાત્મામાથી આકાશ ઉપજે છે તેમાથી વાયુ વગેરેના ક્રમે ભૂત-ભૌતિક સૃષ્ટિ જન્મે છે અને આ રીતે શ્રુતિઓનો સમન્વય નિર્ણીત કર્યો પણ અહીં એક શકા થાય છે આકાશ પૂરતુ તો બ્રહ્મ, શ્રુતિ કહે છે તે રીતે કારણ જરૂર ગણાય કારણ આકાશને સાક્ષાત્ બ્રહ્મમાથી નીપજતુ શ્રુતિ કહે છે પણ ત્યાર બાદની વાયુ વગેરેની સૃષ્ટિ તો આકાશમાથી જન્મતી બતાવે છે અને આથી પુત્રાદિ દ્વારા પૌત્રાદિને અંગે જેમ દાદા કારણરૂપ ગણાય તેવુ જ આ બ્રહ્મ ગણાય! અને તેવુ ગણીએ તો તો પછી જીવે શો અપરાધ કર્યો? તે પણ કારણ ગણાય જ! અને તેમ થાય તો પછી પરબ્રહ્મ પરમાત્મા સૃષ્ટિનુ સાક્ષાત્ કારણ છે એવો શ્રુતિ વાક્યોનો સમન્વય પીડાય જ! આ શકાનો જવાબ વાળતા કહે છે—

## तदभिधानादेव तु तल्लिंगात् सः ॥ १३ ॥

तदभिधानाद् एव=તે તત્ત્વોને લગતા સકલ્પગર્ભ ઇક્ષણને લઈને જ तु=તો એ સિદ્ધ થાય છે કે सः=તે પરમાત્મા-સત્શબ્દ વાચ્ય પરમાત્મા જ તે સૌની રચના કરે છે કેમકે तल्लिंगात्=ઉક્ત લક્ષણ તેને જ અનુરૂપ છે

પરમાત્મા પુત્રપૌત્રાદિ દ્વારા એટલે કે પરપરાએ કારણ નથી પણ સાક્ષાત્ કારણ છે આ પ્રકરણમા કાર્યવર્ગ વારવાર ચિંતન કરતો જોવામા

આવે છે. तत् तेजः ऐक्षत તે તેજે વિચાર્યું-(છાં૦ ૬-૨-૩) તા आपः ऐक्षन्त । તે પાણીએ વિચાર્યું-(છાં૦ ૬-૨-૪) વગેરેમાં તેજ-આપ વગેરે તત્ત્વોનું ઈક્ષણ બતાવ્યું છે. આ ચિંતન સ્વરૂપ ઈક્ષણ, ચેતનનો ધર્મ છે. જડનો એ સ્વતંત્ર પણ ધર્મ નથી. અને આ પરમ ઈક્ષણ, જીવનું પણ હોઈ શકતું નથી. જીવની જીવરૂપે શક્તિ મર્યાદિત છે. અને આથી આ ઈક્ષણ પરમાત્માનું જ છે. પરમાત્મા ક્રમશઃ ભૂતોને સ્વયં ઉપજાવે છે. અને પરમાત્માના આ સર્જનને એક તત્ત્વમાંથી બીજા તત્ત્વની ઉત્પત્તિને ક્રમે કેવળ નિરૂપિત કરવામાં આવે છે. પરસ્પર કારણભાવ બતાવવાનો એમાં ઉદ્દેશ નથી. અને આથી શ્રુતિ વાક્યોમાં સમન્વય જ છે, વિરોધ નથી. ॥ ૧૩ ॥

આમ ઉત્પત્તિ શ્રુતિઓદ્વારા જગતનું કારણ પરબ્રહ્મ પરમાત્મા છે એમ શ્રુતિ સમન્વયદ્વારા સાધ્યું. હવે પ્રલયનો ક્રમ નક્કી કરતાં ઉક્ત વાતને જ સમર્થિત કરતાં કહે છે કેઃ—

## विपर्ययेण तु क्रमोऽतः उपपद्यते च ॥ १४ ॥

तु=પરંતુ अतः=આ ઉત્પત્તિના ક્રમથી क्रमः=પ્રલયનો ક્રમ विपर्ययेण=ઉંધો-ઉલટો છે. उपपद्यते=કેમકે એ જ યોગ્ય છે. च=તેમજ એવું સ્મૃતિમાં કહ્યું છે પણ ખરું.

ઉપનિષદોમાં ઉત્પત્તિનો ક્રમ તો બતાવ્યો છે. પણ લયનો ક્રમ આપણે શોધવો રહ્યો. તો લયનો ક્રમ ઉત્પત્તિના ક્રમથી ઉલટો જ હોવો ઘટે. સૃષ્ટિના ક્રમ પ્રમાણે એ હોઈ ન શકે! કેમકે સૃષ્ટિ ક્રમ પ્રમાણે જ જો લયનો ક્રમ હોય તો સૌથી પહેલાં જન્મેલું આકાશ સૌથી પહેલાં લીન થાય તો આકાશના વાયુ વગેરે વિકારો ત્યાર પછી લીન થાય! અને એમ થતું હોય તો કારણ વિના પણ કાર્ય ક્ષણભર પણ રહે એમ માનવું પડે. અને એવું જોવામાં આવતું નથી. આથી જે ક્રમે સૃષ્ટિ ઉપજે તેનાથી તદ્દન વિપરીત ક્રમે એ વિનષ્ટ થાય એ માનવું જ યુક્તિયુક્ત અને સપ્રમાણ છે. આથી લીન થતું કાર્ય કારણમાં જ ઉત્તરોત્તર લીન થવું ઘટે. યુક્તિ પણ એ જ વાત સમજાવે છે. ભાંગતો ઘડો પૃથ્વીમાં જ મળે! કેમકે કાર્યની છેવટની ગતિ કારણ જ છે. આથી અનુલોમ ક્રમે જગત્ ઉપજે અને પ્રતિલોમ ક્રમે વિનષ્ટ થાય છે એજ યોગ્ય છે. અને આવું સ્મૃતિઓમાં વિધાન પણ છે. મહાભારતમાં કહ્યું છે કે जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु विलीयते । ज्योतिष्यापः प्रलीयन्ते ज्योतिर्वायौ प्रलीयते-હે દેવર્ષે! જગતના આધારરૂપ પૃથ્વી પાણીમાં લીન થઇ જાય છે. પાણી જ્યોતિમાં જ્યોતિ પવનમાં લીન થઈ જાય છે. (મહા૦ ૧૨-૩૪૧-૨૯) તો જે યુક્તિ સંગત અને સ્મૃતિ સંમત હોય તે જ માનવું ઘટે. ॥ ૧૪ ॥

આમ ભૂતોનો ઉત્પત્તિ અને પ્રલયનો ક્રમ તો સુનિશ્ચિત થયો. પણ જગતમાં કેવળ ભૂતો જ નથી. તે ઉપરાંત મન-બુદ્ધિ-ઇન્દ્રિયો વગેરે પણ છે. આથી એ બધાંની ઉત્પત્તિ ભૂતોમાંથી થાય છે કે પરમાત્મામાંથી એ અંગે નિર્ણય થવો ઘટે. ઉપરાંત પરમાત્મામાંથી જ એ બધાં ઉપજતાં હોય તો એમની ઉત્પત્તિ પહેલી કે ભૂતોની ઉત્પત્તિ પહેલી? આ જિજ્ઞાસાને સંતોષતાં સૂત્રકાર કહે છેઃ-

## अन्तरा विज्ञानमनसी क्रमेण तल्लिंगादितिचेन्नाविशेषात् ॥ १५ ॥

चेन्=જો विज्ञानमनसी=વિજ્ઞાન અને મન એટલે કે મહત્તત્ત્વથી માંડીને બધીય ઇન્દ્રિયો વગેરે क्रमेण=ઉત્પત્તિના ક્રમની દૃષ્ટિએ अन्तरा=પરમાત્મા અને આકાશ વગેરે ભૂતોની વચ્ચે જ હોવી જોઈએ કેમકે तल्लिंगात् શ્રુતિનાં શબ્દરૂપી પ્રમાણે છે. इति चेन् ન૦=શ્રુતિમાં કોઈ ક્રમ વિશેષનું વર્ણન નથી.

અર્થાત્ પૂર્વપક્ષી કહે છે કે વિજ્ઞાન-મન એટલે કે પ્રાણ-મતિ-મન ઇન્દ્રિયો વગેરેની ઉત્પત્તિ બાદ આકાશાદિની ઉત્પત્તિ માનવી ઘટે. કારણ કે શ્રુતિ વાક્યો આવાં તાત્પર્યને દર્શાવનારાં છે. મુંડક શ્રુતિમાં કહે છેઃ-

**यथा सुदीप्तात् पावकाद् विस्फुलिंगाः सहस्रशः प्रजायन्ते सरुपाः॥ तथा अक्षराद् विविधाः सोम्य ! भावाः प्रजायन्ते तत्र चैव अपियन्ति॥**
જેમ પ્રદીપ્ત અગ્નિમાંથી હજારો એક સરખા તણખાઓ પ્રભવે છે તેમ અક્ષરમાંથી વિવિધ ભાવો હે સૌમ્ય! જન્મે છે અને તેમાં જ લીન થાય છે.
(મું૦ ૨-૧-૧)

આ શ્રુતિ વાકય પરબ્રહ્મ પરમાત્મામાંથી સર્વે પદાર્થોનો આવિર્ભાવ સૂચવે છે અર્થાત્ પરમાત્મા જ સર્વ જગતનું કારણ છે એમ કહી-પછી "**दिव्यो ह्यमूर्तः पुरुषः**" દિવ્ય અમૂર્ત છે એ પુરુષ-(મું૦ ૨-૧-૨) એ શબ્દોમાં પરમાત્માના સ્વરૂપનું વર્ણન કરે છે. અને ત્યાર બાદ વળી કહે છે કેઃ-**एतस्मात् जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च। खं वायुः ज्योतिः आपः पृथिवी विश्वस्य धारिणी॥** એમાંથી પ્રાણ-મન-સમસ્ત ઇન્દ્રિયો ઉપરાંત આકાશ-વાયુ-જ્યોતિ-પાણી-અને વિશ્વની ધારક પૃથ્વી જન્મે છે. (મું૦ ૨-૧-૩) આ શ્રુતિવાક્યમાં પરમાત્મામાંથી પ્રથમ પ્રાણ વગેરે જન્મ્યાં છે, અને ત્યાર બાદ આકાશાદિની ક્રમિક ઉત્પત્તિ બતાવી છે. અને આથી પ્રાણાદિની ઉત્પત્તિ પરમાત્મા અને આકાશાદિની વચ્ચે થાય છે એમ સિદ્ધ થાય છે. આ છે પૂર્વપક્ષ.

જવાબ વાળતાં સિદ્ધાન્તી કહે છે કે આ માન્યતા બરાબર નથી. અહીં કોઈ ક્રમ વિશેષનું વર્ણન નથી. અહીં તો સૌ પ્રભુમાંથી જ જન્મે છે એ જ મુખ્ય ભાવ છે. પરમાત્મા જગતનું સર્વથા કારણ છે એ જણાવતાં અહીં શ્રુતિ ક્ષીણબળ થાય છે. ઉપરાંત ભિન્ન ભિન્ન કલ્પોમાં ભિન્ન ભિન્ન ક્રમે સૃષ્ટિની ઉત્પત્તિ હોઈ શકે છે. એવાં શ્રુતિ સ્મૃતિઓમાં વર્ણન પણ છે. અને પરમાત્માની પ્રતિભા માટે એ જ યોગ્ય પણ છે. આથી કોઈ એક જ ક્રમ નિશ્ચિત કરવો યોગ્ય નથી. ઉપરાંત ક્રમ ઠેરવીએ તો ભૂતો પછીથી જ ઇન્દ્રિયાદિની ઉત્પત્તિ માનવી જોઇએ. શ્રુતિ કહે છે કે-**अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाग्**-અન્નમય છે હે સૌમ્ય! મન; આપોમય છે પ્રાણ; તેજોમયી છે વાક્-(છાં૦ ૬-૫-૪) જે જે-મય હોય તે તેના પછી જ આવવાં ઘટે! અને આથી ક્રમ રાખીએ તો પણ-ક્રમભંગ માનવાની જરૂર નથી. ॥ ૧૫ ॥

આમ અત્યાર સુધી આકાશ વગેરે ભૂતોની ઉત્પત્તિ અને તેને લગતો શ્રુતિઓનો કલહ વિચાર્યો. હવે જીવાત્માની ઉત્પત્તિ પ્રલય વગેરે જો હોય તો, વિચારણીય છે. અને તેને લગતું શ્રુતિઓનું સંધાન જોવું ઘટે. શ્રુતિઓમાં જો એ અંગે કલહ હોય તો તેને શાંત કરવો જોઇએ. જીવના, સ્વરૂપે-ઉત્પત્તિ-પ્રલયને લગતી લોકકલ્પનાનો રદીઓ આપતાં સૂત્રકાર કહે છેઃ-

## चराचराव्यपाश्रयस्तु तद्व्यपदेशो भाक्त-स्तद्भाव भावित्वात् ॥ १६ ॥

તુ=આ તુ શબ્દ જન્મ મરણનો આત્મા એ આશ્રય છે એ માન્યતાનું વ્યાવર્તન કરે છે. કિન્તુ तद्व्यपदेशः=જન્મ મરણને લગતુ કથન चराचरव्यपाश्रयः=સ્થાવર જંગમ શરીરને આશ્રયે મુખ્ય હોઇને भाक्तः=જીવાત્માના વિષયમાં ગૌણ છે. કેમકે तद्भावभावित्वात्= ચરાચર શરીરના ભાવમાં તે હોય તો જ વ્યપદેશ થાય છે-અભાવમાં નહીં.

લોક વ્યવહારમાં અમુક જન્મ્યો અને અમુક મર્યો એવો એકરાર આપણે સાંભળીએ છીએ તો આ જન્મ મરણનો ઉલ્લેખ જીવાત્મા માટે મુખ્ય છે કે ગૌણ છે!-આ છે શંકા. એવો નિર્દેશ મુખ્ય જ હોવો ઘટે એવો છે પૂર્વપક્ષ. એ ગૌણ છે એવો છે સિદ્ધાન્ત. પૂર્વપક્ષી કહે છે કે આ જાતનો જન્મ મરણને લગતો ઉલ્લેખ મુખ્ય જ હોવો ઘટે છે કેમકે એ પ્રત્યક્ષ છે. "અમુક જન્મ્યો અમુક ગયો."-આ પ્રમાણે સગી આંખે જોઇએ છીએ. અને પ્રત્યક્ષ પ્રમાણ તો અકાટ્ય! અને આથી આ ઉલ્લેખ ગૌણ હોઈ શકે નહીં.

ઉપરાંત શાસ્ત્રોમાં સંસ્કારનું વિધાન જોવામાં આવે છે. જો જીવાત્મા સાચે જ જન્મ મરણથી પર હોત તો શાસ્ત્ર તેને માટે સંસ્કારોનું વિધાન ન કરી શકત, પણ કરે છે. મનુ મહારાજ કહે છેઃ-**प्राङ् नाभिवर्धनात् पुंसः जातकर्म विधीयते । मन्त्रवत् प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम्** પુરૂષને નાભિવર્ધનથી પહેલાં જાતકર્મનું વિધાન છે એને હિરણ્ય-મધ અને ઘીનું પ્રાશન પણ મંત્રપૂર્વક થવું જોઈએ. (મનુ૦ ૨-૧૯) અને આ સ્મૃતિ વાકયમાં **पुमान्** શબ્દનો પ્રયોગ છે. આથી આ સંસ્કાર પુરૂષનો જ હોઈ શકે-શરીરનો નહીં. માટે જન્મ મરણનું જીવાત્મા માટે જે કથન છે તે મુખ્ય છે-ગૌણ નથી.

વળી શ્રુતિનો પણ અહીં સંવાદી સૂર છે. શ્રુતિ કહે છે-**स वा अयं पुरुषः जायमानः शरीरं अभिसंपद्यमानः सः अक्रामत् म्रियमाणः**-તે આ પુરૂષ જન્મે એટલે કે શરીરને સ્વીકારે-અને ઉત્ક્રમણ કરે એટલે કે મરતો-(બૃ૦ ૪-૩-૮) આ શબ્દોમાં શ્રુતિ પણ જીવનાં જ જન્મ અને મરણ સ્વીકારે છે. આથી જીવનાં લૌકિક વ્યવહારે સમર્થિત કરેલાં જન્મ મરણ મુખ્ય જ માનવાં ઘટે.

અને પૂર્વપક્ષીની દલીલ પૂરી થઈ કે તરત સિદ્ધાન્તી જવાબ વાળે છે કે જીવાત્માના જન્મ મરણનો ઉલ્લેખ એ મુખ્ય નથી-પણ ગૌણ જ છે! કેમકે જીવાત્મા અપ્રત્યક્ષ જ છે. સ્મૃતિ કહે છે કે **तत्रात्मामनश्चा प्रत्यक्षे** (વૈશે૦ ૮-૧-૨) અને એ સાચે જ પ્રત્યક્ષ હોઈ શકતા નથી! અને આથી એ કથન મુખ્યાર્થમાં ઘટતું નથી. તો પછી એ કથન કેવી રીતે સંવાદી થાય. તો ચરાચર શરીરને લગતાં જ જન્મ મરણના ઉલ્લેખ છે. કારણ કે ચરાચર શરીરની ઉત્પત્તિ અને પ્રલય પ્રત્યક્ષ છે. અને આથી **गंगायां घोषः** ની માફક જીવાત્માના પક્ષે એ ગૌણ જ હોઇ શકે છે. સંસ્કારોનું વિધાન પણ શરીરની અપેક્ષાએ જ છે. જીવના જન્માદિની અપેક્ષાએ એ હોઇ શકતું નથી! એ સંસ્કારનું વિધાન જો જીવને ઉદ્દેશીને હોત તો-**गार्भैः होमैः जातकर्म चैलमौञ्जी निबन्धनैः। बैजीकं गार्भिकं चैनो द्विजानां अपमृज्यते**-(મનુ૦ ૨-૨૭) આવું વિધાન ન હોત! ઉપરાંત **स वा अयं पुरुषः जायमानः** (બૃ૦ ૪-૩-૮) વગેરે શ્રુતિનું તાત્પર્ય પણ એ જ છે કે જીવનો શરીરના સંબંધે જન્મ ગણાય, અસંબંધે મરણ ગણાય! આથી શરીરના ભાવ અભાવે જ જીવાત્માના જન્મ મરણ કલ્પાય છે. આમ શરીરની બાબતમાં જન્મમરણ મુખ્યાર્થમાં છે. આમ શરીર સંસર્ગે ગૌણ વ્યપદેશ છે. ॥ ૧૬ ॥

આ આત્માનાં જન્મમરણુ, સર્ગના વચલા ગાળામાં ભલે ગૌણુ ગણાતાં, પણુ મહાસર્ગના આદિ અને અંતમાં તો એની ઉત્પત્તિ અને લય–આકાશ વગેરેની માફક થવાં જ જોઈએ–આનો જવાબ વાળતાં કહે છેઃ–

## नात्माऽश्रुतः नित्यत्वाच्च ताभ्यः ॥ १७ ॥

आत्मा=જીવાત્મા न=ઉપજતો કે મરતો નથી કેમકે अश्रुते=તેના જન્મ મરણુની પ્રતિપાદક કોઇ શ્રુતિ નથી. च=ઉલટું ताभ्यः=જન્મ પ્રલયની પ્રતિષેધક શ્રુતિઓ દ્વારાજ नित्यत्वात्=નિત્યત્વ સિદ્ધ છે.

જેમ સૃષ્ટિના વચલા ગાળામાં જીવાત્માના જન્મ મરણુ ગૌણુ જ છે તેમ મહાસર્ગ અને મહાપ્રલયમાં પણુ તેના જન્મ મરણુ ગૌણુ જ છે, મુખ્ય નથી. મહાસર્ગે એ જન્મતો નથી. મહાપ્રલયે એ મરતો નથી. આથી આકાશાદિની માફક એના ઉત્પત્તિ પ્રલય નથી.

જો હોત તો શ્રુતિએ કહ્યાં હોત, પણુ કહ્યાં નથી. ઉલટું એના જન્મ મરણુનો ઈન્કાર કરીને શ્રુતિ તો તેનું નિત્યપણું કહે છે. **न जायते म्रियते वा विपश्चित्**–આ સર્વજ્ઞ આત્મા જન્મતો કે મરતો નથી. (कठ० २–१८) **अजो नित्यः शाश्वतोऽयं पुराणः**–આ આત્મા અજ, નિત્ય, શાશ્વત અને પુરાણુ છે. (कठ० २–१८) **जीवापेतं किलेदं म्रियते न जीवो म्रियते**–જીવ વિનાનું આ શરીર મરી જાય છે, પણુ જીવ મરતો નથી. (छां० ६–११–३) **अविनाशी वा अरे अयमात्मा अनुच्छित्तिधर्मा**–અરે નિશ્ચય અવિનાશી છે આ આત્મા–ઉચ્છેદ એનો ધર્મ નથી. (बृ० ४–५–१४) અને જે નિત્ય છે તેનો સ્વરૂપે ઉદયવ્યય–જન્મ મરણુ હોઇ શકતાં નથી. ઉપરાંત શ્રુતિઓમાં જ્યાં જ્યાં એની ઉત્પત્તિ પ્રલયનો નિર્દેશ છે ત્યાં ત્યાં સર્વત્ર શરીરને આશ્રયે જ તે સમજવો રહે છે. **यथाऽग्नेः क्षुद्रा विस्फुलिंगाः व्युच्चरन्ति एवमेव अस्मात् आत्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि च व्युच्चरन्ति**–જેમ અગ્નિમાંથી અલ્પ સ્ફુલિંગો વિશેષરૂપે ઉપર આવે છે તેમજ આ આત્મામાંથી સમસ્ત પ્રાણો, સૌ લોકો, સૌ દેવો, અને સમસ્ત પ્રાણીઓ વિશેષરૂપે ઉપર આવે છે–જન્મે છે. (बृ० २–१–२०) આમાં જીવની ઉત્પત્તિનું શાસન છે અને **प्रज्ञानघनः एव एतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञास्ति**–આ ભૂતોમાંથી ઉઠીને તે પ્રજ્ઞાનઘન જ જાય છે, તે ભૂતો જ નાશ પામે છે. મર્યા બાદ એને વિશેષ સંજ્ઞા–ચેતન હોતું નથી. (बृ० ४–५–१३) આ પ્રલયનું શાસન છે. આ અને આવાં બીજાં શ્રુતિવાકયોમાં જીવના જન્મ મરણુનો જે ઉલ્લેખ

છે તે ગૌણ જ છે, મુખ્ય નથી. આથી શ્રુતિઓ વચ્ચે કોઈ કલહ નથી. અને જીવાત્મા અજ અને અમર-નિત્ય જ છે! ઉપરાંત આત્મા નિત્ય હોય તો જ સૃષ્ટિ પૃણ અર્થમાં સમજાવી શકાય છે. આત્મા નિત્ય ન હોય તો જન્મમરણ વગેરે વ્યવસ્થા, કર્મફળ વગેરેની વ્યવસ્થા બુદ્ધિપૂર્વક સમજાવી શકાય એમ નથી! સમસ્ત જગતની આ મહામંગલમયી યોજના જીવ જો અનિત્ય હોય તો બીલકુલ સમજાવી શકાય એમ નથી. આથી બધીય દૃષ્ટિએ જોતાં આત્મા નિત્ય છે-ઉત્પત્તિ પ્રલય રહિત છે એ જ નિશ્ચિત છે. ॥૧૭॥

આમ આત્માનું નિત્યત્વ સિદ્ધ કર્યું. હવે એ આત્મા જ્ઞાન સ્વરૂપ છે, કેવળ જ્ઞાનાશ્રય નથી, એ સાધતાં કહે છે કેઃ-

**ज्ञः अतः एव ॥ १८ ॥**

अतः=આથી एवः=જ એટલે નિત્ય હોવાથી જ એ આત્મા ज्ञ=જ્ઞાનસ્વરૂપ છેઃ

અર્થાત્ આત્મા જ્ઞાનનો આશ્રય છે કે જ્ઞાનસ્વરૂપ જ છે-એ અહીં સંશય છે. પૂર્વપક્ષ કહે છે કે આત્મા જ્ઞાનાશ્રય છે. સિદ્ધાન્તીનો નિર્ણય છે કે આત્મા જ્ઞાનસ્વરૂપ છે તો એ કેવો છે? તો એ જ્ઞાનાશ્રય-જ છે એમ પૂર્વપક્ષ કહે છે. કેવી રીતે? તો આત્મા શબ્દ અહીં કર્તા તરીકે જોવામાં આવે છે. જો એ જ્ઞાનસ્વરૂપ હોય તો કર્તા તરીકે એનો નિર્દેશ નહીં થઈ શકે! જો એ જ્ઞાનસ્વરૂપ હોત તો ભાવપ્રત્યયે એનો નિર્દેશ થાત. પણ શ્રુતિ તો તેનો કર્તા પ્રત્યય દ્વારા નિર્દેશ કરે છે. **एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः-** આ છે દૃષ્ટા-સ્પર્શનારો, શ્રોતા, સુંઘનાર, રસલેનાર, મનન કરનાર-જાણકાર કર્તા-જે આ વિજ્ઞાનાત્મા પુરૂષ છે. (પ્રશ્નો૦ ૪-૯) **यो वेदेदं जिघ्राणीति स आत्मा**-છે. (છાં૦ ૮-૧૨-૪) આ શ્રુતિમાં જ્ઞાનક્રિયાના કર્તા તરીકે આત્માની ઓળખ આપવામા આવી છે. અને આથી એ જ્ઞાનનો આશ્રય જ હોઇ શકે! હા, કવચિત આત્મા જ્ઞાનસ્વરૂપ છે એવું પણ શ્રુતિદર્શન તો છે પણ તે શ્રુતિનું દર્શન તો આત્માના એ અસાધારણ ગુણનો નિર્દેશ કરનાર તરીકે સમજી શકાય. અને આથી આત્મા જ્ઞાનાશ્રય જ સિદ્ધ થાય છે!

આ દલીલને નિરાધાર કરતાં સિદ્ધાન્તી કહે છે કે આત્મા જ્ઞાનાશ્રય નથી પણ જ્ઞાનસ્વરૂપ જ છે. કેમકે આત્મા નિત્ય છે. અર્થાત્ જ્ઞાનરૂપી ગુણનો આત્મા આશ્રય થઇ શકતો નથી! જો આત્માને જ્ઞાનનો આશ્રય માનીએ તો એની એ આશ્રયિતા નિત્ય છે કે અનિત્ય છે?-આ પૂછવું ઉચિત છે. જો એ અનિત્ય છે એમ કહો તો તે બરાબર નથી. કેમકે તેમ

માનતાં સંદેહ વગેરેનો પ્રસંગ પ્રાપ્ત થાય. જે અનિત્ય જ હોય તે ક્વચિત હોય ને ક્વચિત ન હોય. આ ભાવાભાવ જ અનિત્યતાનું લક્ષણ છે ને! તો જ્યારે એ ન હોય ત્યારે આત્મામાં જ્ઞાન હોવાથી "હું છું કે નથી"?- આવો સંદેહ અગર તો "હું નથી" એવો અવળો ખ્યાલ-વિપર્યય પણ આવી શકે! પણ આત્માના હોવા ન હોવા વિષે આવો સંદેહ કે વિપર્યય ઘટતો જ નથી! અને આથી એ અનિત્ય એવું જે જ્ઞાન તેનો આશ્રય થઈ શકતો નથી. ઉપરાંત જો આત્માને જ્ઞાનરૂપી ગુણના આશ્રય તરીકે સ્વીકારીએ તો તે વિકારનો શિકાર થઈ શકે છે એ અર્થાત્ જ સ્વીકારવું પડે છે! જે આત્મા જન્મ મૃત્યુથી પર છે તે આત્મા, ઉત્પન્ન થતા અને નાશ પામતા ગુણનો જો આશ્રય થાય તો તેથી તે આત્મા પણ વિકારી જ થાય. કેમકે ધર્મનો વિકાર ધર્મીમાં પણ વિકારને જન્માવે જ-એવો નિયમ છે. જ્ઞાનરૂપી ધર્મ જો ઉત્પાદ વિનાશથી સંપન્ન છે તો તેનો ધર્મી આત્મા તે વિકૃતિથી અભડાયા વિના કેવી રીતે રહે? ન્યાયતંત્રના વિદ્વાનો કહે છે કેઃ-**उपयन्नपयन् धर्मो विकरोति हि धर्मिणम्** ॥ પણ આત્મા તો અવિકાર્ય છે. કેમકે તે કૂટસ્થ નિત્ય છે. ગીતાજી સ્વયં કહે છેઃ-**अविकार्योऽ यमुच्यते-(गीता० २-२५)** આથી જ્ઞાનની અનિત્યતા યુક્તિયુક્ત નથી.

ઉપરાંત જ્ઞાનને જો નિત્ય માનીએ તો પણ છૂટકારો નથી. કેમકે તો પછી જ્ઞાન ગુણ છે એ સિદ્ધ થતું નથી! જો જ્ઞાનને આપણે નિત્ય માનીએ તો તે જ્ઞાન આત્માનું સતત આશ્રય સ્વીકારે છે કે ક્વચિત સ્વીકારે ને ક્વચિત એ આત્માથી ભિન્ન રહે? જો ક્વચિત એ આત્માથી વેગળું રહેતું હોય તો તે જ્ઞાન ગુણ નથી. કેમકે ગુણવાળાને છોડીને ગુણ સ્વતંત્રપણે ઉભી શકતો નથી. અને ગુણ હોવા છતાં જો ગુણીને છોડીને વર્તી શકે છે એમ માનીએ તો પછી એ દ્રવ્ય જ હોય-ગુણ નહીં! કેમકે દ્રવ્ય જ પૃથક્ રહી શકે છે-ગુણ નહીં.

ઉપરાંત જો જ્ઞાનરૂપી ગુણ સતત આત્માશ્રયે જ રહે છે એમ માનીએ તો તો તે આત્માનું સ્વરૂપ થઈને જ ઉભું રહે! નિત્ય હોઈને જે નિત્યને આશ્રયે રહે તે તેનાથી જુદું હોઈ ન શકે! અને આથી એ ગુણ ન રહે! એ તો સ્વરૂપ જ થાય! આથી જ્ઞાન આત્મસ્વરૂપ જ છે, અર્થાત્ આત્મા જ્ઞાનરૂપ જ છે! એ જ સિદ્ધ થાય છે.

ઉપરાંત આત્મા જો જ્ઞાનાશ્રય ન સિદ્ધ થઈ શકે તો જ્ઞાન સ્વરૂપ છે એ સિદ્ધ કરવું પણ શક્ય નથી, એમ જો દલીલ કરવામાં આવે તો તે યોગ્ય નથી. કેમકે આત્મા નિત્ય છે. આ નિત્ય આત્મા નિત્ય જ્ઞાનનો કે

અનિત્યજ્ઞાનનો આશ્રય સિદ્ધ ન થતો હોય તો પછી એ જ્ઞાનસ્વરૂપ છે એ વિકલ્પ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી—અને એ જ્ઞાન સ્વરૂપ છે એ સિદ્ધ થઈ શકે છે. શ્રુતિ અને સ્મૃતિ એકસૂરે આત્મા જ્ઞાન સ્વરૂપ છે એમ કહે છે. यो विज्ञाने तिष्ठन्-જે વિજ્ઞાનમાં ઉભો હોઈને (બૃ૦ ૩-૭-૨૨) योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः-જે આ વિજ્ઞાનમય-પ્રાણોમાં હૃદયની અંદર જ્યોતિ છે તે પુરુષ છે. (બૃ૦ ૪-૩-૭) अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति-આ અવસ્થામાં પુરુષ સ્વયંજ્યોતિ થાય છે. (બૃ૦ ૪-૩-૯) अनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव-આંતર બાહ્ય સિવાયનો—પૂર્ણ—આખો પ્રજ્ઞાનઘન જ છે. (બૃ૦ ૪-૫-૧૩) अंगुष्ठमात्रो रवितुल्यरूपः-અંગૂઠા જેવો અને સૂર્યશાં રૂપવાળો—(શ્વે૦ ૫-૮) जडव्यावृत्तो जडं प्रकाशयति चिद्रूपः-જડથી ભિન્ન જડને પ્રકાશિત કરતો તે ચિદ્રુપ છે. (સાં૦ ૬-૫૦) चिदवसाना मुक्तिस्तत्कर्मार्जितत्वात्-તેના કર્મથી અર્જિત હોવાને લઈને મુક્તિ ચિતરૂપી અંતવાળી છે. (સાં૦ ૬-૫-૫) द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानुपश्यः-દ્રષ્ટા પુરુષ કેવળ જ્ઞાનરૂપ છે, શુદ્ધ છે છતાં વૃત્તિઓ દ્વારા જોવા યોગ્ય છે. (યો૦ ૨-૨૦)—આ અને આવી શ્રુતિ સ્મૃતિઓ આત્માનું સ્વરૂપ જ્ઞાન છે એ નિઃશંક દર્શાવે છે.

પરંતુ આત્માને જ્ઞાનના આશ્રય તરીકે વર્ણવતી શ્રુતિઓ પણ છે. તો હા છે. પણ તે શ્રુતિઓ તેનાં જ્ઞાનસ્વરૂપની બાધક તરીકે તેના જ્ઞાનાશ્રયનું વર્ણન કરતી નથી. આ શ્રુતિઓનું તાત્પર્ય એ છે કે આત્મા જ્ઞાનસ્વરૂપ હોઈને તે ઉપરાંત જ્ઞાનાશ્રય થાય છે. બે પ્રકારનાં જ્ઞાનનો સ્વીકાર કરવામાં આવે છે. એક સ્વરૂપભૂત જ્ઞાન. બીજું વૃત્તિસ્વરૂપ જ્ઞાન. અને આથી સ્વરૂપભૂત જ્ઞાનની દૃષ્ટિએ આત્મા જ્ઞાનસ્વરૂપ કહેવાય છે. વૃત્તિજ્ઞાનની દૃષ્ટિએ તે જ્ઞાનાશ્રય લેખાય છે. અને एष हि द्रष्टा स्प्रष्टा श्रोता—આ છે દ્રષ્ટા શ્રોતા—સ્પ્રષ્ટા (પ્ર૦ ૪-૯) વગેરે શ્રુતિમાં કર્તા તરીકે જે ઉલ્લેખ છે તે આજ રીતે સમજવાનો છે. गन्धाय घ्राणम्-ગંધ માટે ઘ્રાણ—(છાં૦ ૮-૧૨) વગેરે શ્રુતિઓ આજ કહેવા માગે છે. આમ વ્યવસ્થા થઈ શકે છે—અને છે; આથી આત્માના જ્ઞાન સ્વરૂપને પ્રતિપાદિત કરતી શ્રુતિઓ ગૌણ નથી—તેમને ગૌણ માનવાની જરૂર નથી. મુખ્ય ન સંભવે તો ગૌણનો ઉપયોગ. આથી આત્મા જ્ઞાનસ્વરૂપ છે એ વાત નિરૂપદ્રવ છે. ॥૧૮॥

આમ આત્મા નિત્ય છે અને જ્ઞાન સ્વરૂપ છે એમ સિદ્ધ કર્યું. વળી તેના નિત્યત્વને સમર્થિત કરતી દલીલો પેશ કરતાં આચાર્યદેવ કહે છેઃ—

## उत्क्रान्तिगत्यागतीनाम् ॥ १९ ॥

उत्क्रान्तिगत्यागतीनाम्=ઉત્ક્રમણ એટલે જીવતાં શરીરમાંથી બહાર જવું, પરલોકમાં જવું એટલે ગમન અને આગતિ એટલે આલોકમાં પુનરાગમનનું શ્રુતિઓ વર્ણન કરે છે આથી જીવાત્મા નિત્ય છે એ સિદ્ધ થાય છે.

શ્રુતિઓ જીવાત્માનું શરીરમાંથી ઉત્ક્રમણ-ગમન અને આગમન વર્ણવે છે અને આજ બતાવે છે કે જીવાત્માનો નાશ થતો નથી. એક જ જીવાત્મા શરીરની ફેરવણી કરે છે. આલોક પરલોકની યાત્રા કરે છે. અને આથી શરીરાદિના પરિણામે પણ એ પરિણત થતો નથી. એકરસ અને અમર રહે છે. શ્રુતિઓ કહે છે કેઃ-योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः। स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम्-પોતાના કર્મ અને જ્ઞાન અનુસાર બીજા જીવો શરીર પ્રાપ્તિ માટે યોનિને પ્રાપ્ત થાય છે. બીજા સ્થાવરતાને પામે છે-(कठ० २-२-७) अथ यद्दि द्विमात्रेण मनसि संपद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते स सोमलोके विभूतिमनुभूय पुनः आवर्तते-અને અગર જો દ્વિમાત્ર ઓંકાર દ્વારા એ મનમાં સંપન્ન થાય તો તે યાજુષ મંત્રો દ્વારા અંતરિક્ષમાં દોરાય છે. તે સોમલોક છે. અને તે સોમલોકમાં વિભૂતિ અનુભવીને બળી પુનરાવર્તન કરે છે. (प्र० ३०-५-४) બળી स यदाऽस्मात् शरीरात् उत्क्रामति सह एव एतैः सर्वैरुत्क्रामति-તે ત્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે ત્યારે આ બધાં સાથે જ ઉત્ક્રમણ કરે છે. (कौषीत० ૩-૩) આમાં ઉત્ક્રાન્તિ, येकेचास्मात् लोकात् प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति-જે કોઈ આ લોકમાંથી જાય છે તે સૌ ચન્દ્રમાં જ જાય છે. (कौ० ૧-૨) આમાં ગતિ, અને तस्मात् लोकात् पुनः एत्यस्मै लोकाय कर्मणे-તે લોકમાંથી પુનઃ આવે છે-આ લોકના કાર્યાર્થે-માં આગતિ વર્ણવે છે. આમ એક જ આત્માની અવરજવર હોઈને પણ આત્મા અમર છે. નિત્ય છે એ સિદ્ધ થાય છે. ॥ ૧૯ ॥

વળી આત્માના નિત્યત્વની જ સાધનાને સ્થિર કરતાં કહે છેઃ-

## स्वात्मना चोत्तरयोः ॥ २० ॥

उत्तरयोः=પરલોકમાં ગમન અને ત્યાંથી પુનરાગમન-આ બે ક્રિયાની સિદ્ધિ स्वात्मना=સ્વરૂપે च=જ થતી હોઈને પણ આત્મા નિત્ય છે.

આત્માને અનિત્ય માનીએ તો પણ ઉત્ક્રાન્તિ તો થાય જ! એટલે બે વાતને ન અડીએ તો પણ ગતિ અને આગતિરૂપી ક્રિયાઓ તો એક

કર્તૃક જ હોઈ શકે! જે જાય તે જ જો પાછો આવે તો જ બીજી ક્રિયાઓ એકનિષ્ઠ છે એ સમજાવી શકાય! અને એ ક્રિયાઓનો કર્તા એક જ હોવો ઘટે છે. અને આથી પણ આત્મા નિત્ય છે એ સિદ્ધ થાય છે. આથી શરીરના નાશે આત્માનો નાશ થતો નથી. ॥ ૨૦ ॥

આમ આત્માનું સચ્ચિત્પણું સિદ્ધ કર્યું. પણ અહીં ભકરૂં કાઢતાં ઊંટ પેસી જાય છે. જીવાત્માનું ગમન અને આગમન થાય છે એ ઉપરથી ઘણી ઘણી ઈતર શંકાઓ ઉભી થાય છે! એનું ગમનાગમન એના પરિમાણ અંગે શંકાઓ ઉભી કરે છે! આત્મા ઉપજતો નથી, નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે અને આથી પરમાત્મા જીવાત્મા સ્વરૂપ જ છે એ સ્વીકારવું જ રહે છે છતાં આ ઉત્ક્રાંતિ–ગતિ–વગેરે ઉપરથી એના પરિમાણ વિષે ચિન્તા કરવી જ પડે! તો જીવાત્મા અણુ–પરિમાણ છે કે મધ્યમ–પરિમાણ છે કે મહા–પરિમાણ છે કે એને કોઇ પરિમાણ ઘટતું જ નથી. આનો નિર્ણય થવો ઘટે. આ નિર્ણય મેળવવા હવે પછીનું પ્રકરણ છે. ખૂબ અગત્યનું પ્રકરણ છે. અને તેમાં પૂર્વપક્ષી દ્વારા પહેલાં આત્માના અણુત્વની સિદ્ધિ કરાવી પછીથી તે અયોગ્ય છે એમ સિદ્ધ કરી, આત્માના વિભુત્વની સિદ્ધિ કરી–જીવ મૂળમાં શિવ જ છે એ મંગલમય સિદ્ધાન્તનું નિરૂપણ કરવાની શરુઆત કરતાં કહે છે કેઃ–

## नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात् ॥ २ ॥

चेत्=જો એમ કહો કે જીવાત્મા अणुः=અણુ न=નથી કેમકે अतच्छ्रुतेः= શ્રુતિમાં એને અણુ ન માનતાં વિભુ–મહાન–વ્યાપક કહ્યો છે. इति=તો એ વાત न= બરાબર નથી કેમકે इतराधिकारात्=કેમકે તે તે શ્રુતિઓમાં જીવથી બીજો જે પરમાત્મા તેનો અધિકાર છે એટલે કે પ્રકરણ છે આથી જીવાત્મા અણુ પરિમાણ છે.

જીવાત્માનું પરિમાણ કયું?–આ છે અહીં ચર્ચાનો વિષય. પૂર્વપક્ષી કહે છે કે આત્મા અણુ પરિમાણ છે. કેમકે બીજાં કોઇ પરિમાણ બંધ બેસતાં નથી. તેની સામે સિદ્ધાન્ત કહે છે કે આ જીવાત્મા અણુ નથી પણ વ્યાપક છે. કેમકે અણુત્વનો નિષેધ કરનારાં શ્રુતિવાકયો છે. **स वा एषः महान् अजः आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु** પ્રાણોમાં જ આ વિજ્ઞાનમય છે તે આત્મા મહાન અને અજ છે. (બૃ૦ ૪–૪–૧૨) **आकाशवत् सर्वगतः च नित्यम्; सत्यं ज्ञान अनन्तं ब्रह्म**–આકાશની માફક, સર્વગત છે જે સદા હોનાર બ્રહ્મ છે. સત્ય જ્ઞાન અનન્ત (તૈ૦ ૨–૧–૧) શ્રુતિઓ આત્માના અણુત્વનું સમર્થન કરતી નથી. આથી આત્મા વિભુ

છે, અણુ નથી–આ દલીલની સામે પૂર્વપક્ષી કહે છે કે તમારી આ માન્યતા સુસંગત નથી કેમકે ઉપલાં શ્રુતિવાક્યો જીવાત્માનાં પ્રકરણનાં નથી. આ વાક્યો તો પરમાત્માનાં પ્રકરણનાં છે. આથી આ શ્રુતિમાં વપરાયેલ "આત્મ" શબ્દ પરબ્રહ્મનો વાચક છે, જીવાત્માનો નથી. માટે જીવાત્મા અણુ જ છે. ॥૨૧॥

આ ઉપરાંત જીવાત્મા અણુ પરિમાણ છે એ સાધતાં પૂર્વપક્ષી કહે છેઃ–

## स्वशब्दानुमानाभ्यां च ॥ २२ ॥

स्वशब्दानुमानाभ्याम्=શ્રુતિમાં અણુત્વ વાચક શબ્દનો સાક્ષાત્ પ્રયોગ હોઇને તથા અનુમાનથી च=પણ જીવાત્મા અણુ પરિમાણ છે એ સિદ્ધ થાય છે.

જીવાત્મા અણુ છે એમ શ્રુતિ સ્વયં-અણુ શબ્દના પ્રયોગપૂર્વક કહે છે. **एषोऽणुरात्मा चेतसा वेदितव्यः**–આ અણુ આત્મા ચિત્તથી જાણવા જેવો છે. (પ્ર૦ ૩-૧-૯) ઉપરાંત શ્વેતાશ્વતર શ્રુતિનો બોલ છે કે **"वालाग्र शतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः**– વાળના અગ્રના સોમા ભાગના, એક ભાગના સોમા ભાગ જેવો આ જીવ છે–તે જાણવા જેવો છે. (શ્વે૦ ૫-૯) આમ જીવાત્મા અણુ છે એમ શ્રુતિ પોતે કહે છે. અને તેને ઉપમા દ્વારા બતાવે છે. ઉપરાંત અનુમાન પણ એમ જ કહે છે. જો આત્મા અણુ પરિમાણ ન હોય તો તેનો સૂક્ષ્મતમ શરીરોમાં પ્રવેશ ન સમજાવી શકાય! અને આથી જીવાત્મા અણુ જ હોઈ શકે છે. ॥ ૨૨ ॥

આ ઠેકાણે સિદ્ધાન્તી પૂર્વપક્ષીને પ્રશ્ન પૂછે છે તેનો ઉત્તર વાળતાં પૂર્વપક્ષી કહે છેઃ–

## अविरोधश्चन्दनवत् ॥२३॥

चन्दनवत्=ચંદનની પેરે–અર્થાત્ જેમ ચંદન શરીરના કોઈ એક ભાગમાં રહેતું હોવા છતાં પોતાના ગંધાદિ ગુણે સમસ્ત શરીરને વ્યાપે છે તેમ જીવાત્મા અણુ હોઇને શરીરના એકાદ ભાગમાં સ્થિત હોવા છતાં પોતાના વિજ્ઞાનરૂપ ગુણે સુખદુઃખનો સર્વત્ર જ્ઞાતા થઇ શકતો હોઇને अविरोध=કોઈ વિરોધ નથી.

અર્થાત્ સિદ્ધાન્તવાદી પૂછે છે કે જો જીવાત્મા અણુ છે તો પછી તે શરીરના કોઈ દેશ વિશેષમાં જ રહે. અને જો તેમ છે તો સમસ્ત શરીરનાં સુખદુઃખાદિનો અનુભવ કેવી રીતે થઈ શકે? આમ જીવને જો અણુ માનવામાં આવે તો શરીરના પ્રત્યેક ભાગમાં થતી વેદનાનું ભાન જીવાત્માને

થાય એ યુક્તિપૂર્વકનુ સમતતુ નથી આનો જવાબ વાળતા પૂર્વપક્ષી કહે છે કે ભલા! શક અસ્થ ને છે ચન્દનની પેરે એ સમન્તવી શકે એમ કે ચદન જેમ કોઈ એક સ્થળમા ક શરીરના ભાગમા લગાવ્યુ હોય તો તેની સુગધ સર્વત્ર ફેલાઈ જાય છે તેમ ગમે તે એક ભાગમા વસતો અણુ જીવાત્મા પોતાના જ્ઞાનની સુગધ સમસ્ત શરીરમા ફેલાવી શકે અને વેદનાનુ ભાન નણી શકે છે અને આથી જીવાત્માના અણુત્વની સાથે એના અનુભવજ્ઞાનને વિરોધ આવી શકતો નથી માટે જીવાત્મા અણુ છે ॥ ૨૩ ॥

ચદનની પેરે. અવિરોધ છે આમ જે કહ્યુ તે બરાબર નથી કેમકે દ્રષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકમા તુલ્યતાનો અભાવ છે આત્મા જો શરીરના કોઈ એક ભાગમા સ્થિત છે એમ સિદ્ધ થાય તો ચદનનુ દૃષ્ટાન્ત યોગ્ય જણાય! આત્મા તો સમસ્ત શરીર વ્યાપી લાગે છે કેમકે સમસ્ત શરીરની વેદના એ અનુભવે છે કોઈ એક દેશમા આત્મા છે એમ નથી અનુમાન પણ અહીં સભવતુ નથી કેમકે આત્માની સમસ્ત શરીરમા જણાતી વેદના એ સમસ્ત શરીર વ્યાપી છે તેથી છે કે એ વિભુ છે તેથી છે કે ચદનના બિંદુની સફક અણુ હોઈને એકદેશસ્થ છે તેથી છે એ સશય તો તેમનો તેમ રહે છે આનો જવાબ વાળતા પૂર્વપક્ષી કહે છે –

## अवस्थितिवैशेष्यादितिचेन्नाभ्युपगमाद् हृदि हि ॥ २४ ॥

ચેત્–જો એમ કહેતા હો કે અવસ્થતિવૈશેષ્યાત્–ચદન અને આત્માની સ્થિતિમા ફેર હોઈને દષ્ટાન્ત બરાબર નથી તો ઇતિ ન તો તે બરાબર નથી હિ–કેમકે હૃદિ–હૃદય પ્રદેશમા અભ્યુપગમાત્–આત્માની સ્થિતિનો સ્વીકાર શ્રુતિએ કર્યો છે

ચદનની પેરે આત્માની એકદેશમા સ્થિતિ પ્રત્યક્ષ નથી, ઉપરાત અનુમાનથી પણ સશયની નિવૃત્તિ થતી નથી તો આ કથન અયોગ્ય છે કેમકે શ્રુતિએ સ્વય આત્માનો પ્રદેશ નક્કી કરી આપ્યો છે શ્રુતિનુ વચન છે કે **हृद्येष आत्मा** હૃદયમા આ આત્મા ( प्र० ૩-૬ ) **स वा एष आत्मा हृदि** નિશ્ચય તે આ આત્મા હૃદયમા છે-( છા૦ ૮-૩-૬ ) **कतम आत्मेति योऽय विज्ञानमय प्राणेषु हृद्यन्तर्ज्योति पुरुष** –આત્મા કયો છે? તો જે આ પ્રાણોમા–હૃદયમા–અન્તર જ્યોતિ સ્વરૂપ વિજ્ઞાનમય પુરૂષ છે (બૃ૦ ૪–૩–૭) આથી કોઈ વિરોધ નથી અને આત્મા અણુ પરિમાણ જ સિદ્ધ થાય છે ॥ ૨૪ ॥

વળી ઉપરની વાતને જ સિદ્ધ કરતાં કહે છે કેઃ-

## गुणाद् वा लोकवत् ॥ २५ ॥

वा=અથવા એમ સમજો કે અણુપરિમાણુ જીવાત્માના गुणात्=ચેતનતારૂપી ગુણે સમસ્ત શરીર ચેતનાયુક્ત થાય છે કેમકે लोकवत्=લોકમાં એ પ્રમાણે જોવા મળે છે.

જેમ લોકમાં જોવામાં આવે છે તેમ અહીં વેદમાં પણ માનવું જોઈએ. દીવો એક દેશમાં હોય છે પણ તેની પ્રભા સર્વત્ર વ્યાપિની હોય છે તેમ અણુ જીવાત્મા હૃદયરૂપી એકદેશમાં છે; તેની ચેતનતારૂપી પ્રભા સર્વશરીર વ્યાપિની, અને પ્રકાશિની હોઈ શકે છે. આથી જીવાત્મા અણુ હોય તોપણ કોઈ વિરોધ ટકતો નથી. ॥ ૨૫ ॥

આ ઠેકાણે સિદ્ધાન્તી પૂર્વપક્ષીને પૂછે છે કે ભલા! ગુણ ગુણીથી ભિન્ન દેશમાં કેવી રીતે રહી શકે! વસ્ત્રનો ધોળાંપણાનો ગુણ વસ્ત્રને છોડીને બીજે ઠેકાણે રહી શકતો નથી! દીવો અને તેની પ્રભાની માફક સમજાવી શકાય એમ કહો તો તે પણ બરાબર નથી. દીવો અને પ્રભા બન્ને દ્રવ્યો જ છે. તેજ નિબિડ હોય તો દીવો કહેવાય, વિરલ હોય તો પ્રભા કહેવાય! અને આથી ચેતનારૂપી ગુણ અણુ જીવાત્માને પરહરી તેનાથી ભિન્ન આશ્રયમાં પહોંચી જ કેવી રીતે શકે? આનો જવાબ વાળતાં પૂર્વપક્ષી કહે છેઃ-

## व्यतिरेको गन्धवत् ॥ २६ ॥

गन्धवत्=ગન્ધ નામના ગુણની માફક व्यतिरेकः=ગુણનું ગુણીથી ભિન્ન રહેવું શક્ય છે. આથી કોઈ વિરોધ નથી.

પૂર્વપક્ષી કહે છે કે સિદ્ધાન્તીની આ દલીલ નિરાધાર છે. ગુણ હોય, છતાં તે ગુણીથી ભિન્ન આશ્રયમાં રહેતો જોવામાં આવે છે. પુષ્પ ગુણી છે. ગંધ ગુણ છે. પુષ્પને પરહરીને પુષ્પ જ્યાં ન હોય ત્યાં પણ ગંધ હોય છે. પુષ્પથી વ્યતિરિક્ત પ્રદેશમાં એ ફેલાતો અનુભવાય છે. તે જ રીતે અણુ જીવાત્માનો ચેતનતારૂપ ગુણ સર્વશરીર વ્યાપી છે એમ નિરાંતે કહી શકાય છે. અને આથી જીવ અણુ છે એ જ દૃઢતર થાય છે. ॥ ૨૬ ॥

શ્રુતિ પ્રમાણુના આધારે પોતાના પક્ષને દૃઢતમ કરતાં પૂર્વપક્ષી કહે છેઃ-

## तथा च दर्शयति ॥ २७ ॥

तथा=તેમ च=જ दर्शयति=શ્રુતિ પણ બતાવે છે

આત્માનુ હૃદયાયતનત્વ અને અણુ પરિમાણુત્વ બતાવી શ્રુતિ સાક્ષાત્ આ વાત દર્શાવે છે અને આથી કેવળ યુક્તિથી જ નહીં-શ્રુતિબોલ પણ આત્માના અણુત્વ અંગે પોતાનુ વજન નાખે છે શ્રુતિ કહે છે आलोमभ्य‌ आनखेभ्य-લોમથી માંડીને તે નખ સુધી-(છાં૦ ૮-૮-૧) આમ અણુ હોવા છતા પોતાના ચૈતન્યગુણે જીવાત્મા સર્વશરીરવ્યાપી છે એમ સિદ્ધ થાય છે આથી જીવ અણુ છે ॥ ૨૭ ॥

આજ વાતને સમર્થિત કરતા વળી કહે છે કે –

## पृथगुपदेशात् ॥ २८ ॥

पृथक्=આત્મા અને પ્રજ્ઞાનો, કર્તા અને કરણભાવે ભિન્ન उपदेशात्=ઉપદેશ હોઈને પણ આત્મા અણુ છે એ જ સિદ્ધ થાય છે

ઉપરાત प्रज्ञया शरीरं समारुह्य (કૌષી૦ ૩-૬) આ શ્રુતિમા આત્મા અને પ્રજ્ઞાનો, કર્તા અને કરણ તરીકે ભિન્ન ઉપદેશ હોઈને ચૈતન્યરૂપી ગુણે જ એની શરીરમા વ્યાપિતા બતાવી છે એમ સમજાય છે ઉપરાત तदेषां प्राणानां विज्ञानेन विज्ञानं आदाय-તે આ પ્રાણોના વિશેષજ્ઞાનને વિજ્ઞાનથી લઈને-(બૃ૦ ૨-૧-૧૭) અહીં શરીર આત્મા કે જે કર્તા છે તેનાથી વિજ્ઞાનનો ઉપદેશ પૃથક્ બતાવ્યો છે અને આ નિર્દેશ પણ આત્મા અણુ છે એ માન્યતાને પરિપુષ્ટ કરે છે અને આથી આત્મા અણુ જ છે આવો છે પૂર્વપક્ષી ॥૨૮॥

આમ એકવીસમા સૂત્રથી લઈને તે અઠ્ઠાવીસમા સૂત્ર સુધી પૂર્વપક્ષીએ પોતાના સમસ્ત શ્રુતિ-યુક્તિ વગેરેના બળપૂર્વક જીવાત્મા અણુ છે એમ સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો આત્માના સ્વરૂપનુ પરિમાણ નક્કી કરવુ એ ખૂબ જ સૂક્ષ્મ દર્શનની અપેક્ષા રાખે છે આ એક એવો પ્રશ્ન છે કે ભલભલા દાર્શનિકોની બુદ્ધિ પણ મ્હાત થઈ જાય છે પરમાત્માની સૃષ્ટિ ચાતુરી એટલી તો બેનમૂન છે કે દરેક વાદને માટે તેણે પૂર્ણ યુક્તિ-પ્રયુક્તિ-, દૃષ્ટાન્તોનો જાણે વિશ્વરૂપે સંગ્રહ જ રાખ્યો છે આથી તમામ વાદોની સિદ્ધિ અને સમર્થન થઈ શકે છે અને છતા છેવટના નિર્ણયમા તો તેની કૃપા જ વિજયિની નિવડે છે ! દુનિયાભરના ત્રૈકાલિક વિચારકોની અહીં મૂઝવણ

ભૂમિ છે અને આથી યથાર્થ નિર્ણય અશક્ય નથી છતાં દેવદેવની અનુકંપા વિના નથી જ થતો! કોઈ કેમ તો કોઈ કેમ-પણ માને છે! અને માનવું તો ઘણી ઘણી પરિસ્થિતિઓનું ફરજંદ છે. આ બધીય મૂંઝવણોમાંથી વસ્તુતત્ર નિર્ણય શોધવા એ પરિપૂર્ણ સમાહિત અને તટસ્થ સમજણની અપેક્ષા રાખે છે. પૂર્વપક્ષીની દલીલો યુક્તિઓ વગેરે હૃદયને ચોંટી જાય એવાં છે. પણ સત્ય અતિ-અતિ સૂક્ષ્મ છે. અને આથી જીવાત્મા અણુ હોવાનો પૂરો સંભવ છે એમ લાગતું છતાં તે સત્ય નથી. જીવાત્મા અણુ હોઈ શકે નહીં એ સિદ્ધાન્તનું સમર્થન કરતાં અને અણુવાદનું ખંડન કરતાં અને તે દ્વારા સત્યનું મંગલ મંડન કરતાં ભગવાન સૂત્રકાર ભણે છે કેઃ

## तद् गुणसारत्वात् तु तद्व्यपदेशः प्राज्ञवत् ॥ २९ ।

तद्व्यपदेशः=તે જાતનું કથન તુ=તો तद्= गुणसारत्वात्=તે બુદ્ધિ વગેરે ઉપાધિઓની પ્રધાનતાને લઈને છે. प्राज्ञवत्=પરમાત્માને લગતા વ્યપદેશ-કથનની પેરે

અર્થાત્ આત્મા અણુ સ્વરૂપ નથી-પણ પરમાત્મસ્વરૂપ જ છે. અર્થાત્ જીવ અને શિવની વચ્ચે પરિમાણનો કે સ્વરૂપનો, સ્વભાવનો કે ઈતર કોઈ ભેદ નથી. जीवो ब्रह्मैव છે. આ છે પરમ સત્ય. જીવાત્માની ઉત્પત્તિ શ્રુતિ સંમત નથી. શ્રુતિ જીવ ઉત્પન્ન થાય છે એમ કહેતી નથી. કેમકે આત્મા આત્મા હોઈને જ-સત્ હોઈને જ ઉત્પત્તિ પ્રલયથી પર છે. ઉપરાંત પરબ્રહ્મ પરમાત્માનો જ જીવરૂપે ઘટઘટમાં પ્રવેશ શ્રુતિ દર્શાવે છે. ઉપરાંત જીવ અને શિવનું તાદાત્મ્ય શ્રુતિ છાપરે ચઢીને ગાય છે. અને આથી શ્રુતિના બળે વિચારતાં જીવ અને બ્રહ્મમાં ભેદ નથી. આથી જેવો પરમાત્મા-જેવડો છે તેવો અને તેવડો જ જીવાત્મા અર્થાત્ જ સિદ્ધ થાય છે. પરમાત્મા વિભુ છે-સર્વવ્યાપક છે. આથી જીવ પણ તેવો જ છે. એ સ્વયમેવ ઉપસ્થિત થાય છે. શ્રુતિનો જ બોલ છે કે स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु-તે આ મહાન અજ આત્મા પ્રાણોમાં વિજ્ઞાનમય છે, (बृ० ૪-૪-૨૨) ગીતાનું વચન છે કે नित्यः सर्वगतः स्थाणुः अचलोऽयं सनातनः-નિત્ય સર્વવ્યાપી એકરૂપ અચળ અને સનાતન છે. (गीता० ૨-૨૪) વળી ગીતાજી ઉમેરે છે કે यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते-सर्वत्रावस्थितो देहे तथात्मानोप-लिप्यते જેમ સૂક્ષ્મતાને લઈને સર્વવ્યાપી આકાશ લેપાતું નથી તેમ ઉચનીચ બધા દેહોમાં રહેલો આ આત્મા કદી લેપાતો નથી. (गीता० ૧૩-૩૨) વળી તેનું સમર્થન જોવામાં આવે છે કે अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम्-જેનાથી આ બધું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ-

(ગીતા૦ ૨-૩૭) વળી જીવ બ્રહ્મની એકતા ગાતા ભગવાન સ્વયં કહે છે કે ક્ષેત્રજ્ઞં ચાપિમાં વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત! સર્વક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ તું મને જ જાણ (ગીતા૦ ૧૩-૨) આ અને આવા અનેક વાક્યો કે જે જીવને લગતા છે તે જીવ શિવની વ્યાપકતાના સમર્થક છે

ઉપરાંત જીવ જો અણુ પરિમાણ હોય તો તેને સર્વ શરીરગત વેદના નહીં થઈ શકે! ચામડીને લઈને થાય-કેમકે ચામડીથી આખું શરીર મઢાયેલું છે-તો તે પણ બરાબર નથી એમ હોય તો કાંટો વાગે તો પણ આખા શરીરને વેદના થવી જોઈએ તેમ થતું નથી જ્યાં વાગે ત્યાં જ વેદના થાય છે, એ તો પ્રત્યક્ષ અનુભવ છે અને આથી આત્મા અણુ નથી

ઉપરાંત અણુની ગુણવ્યાપ્તિ હોઈ શકતી નથી કેમકે ગુણ તો ગુણીના દેશમાં જ વ્યાપી શકે! જો જ્યાં ગુણવાન ન હોય ત્યાં પણ તેનો ગુણ વ્યાપી શકતો હોય તો પછી તે ગુણ જ ન રહે! કેમકે ગુણ હોય તે નિરાશ્રય હોઈ શકતો નથી! પ્રદીપ અને પ્રભા તો દ્રવ્ય જ છે એમ કહી ચૂક્યા જ છીએ ગંધનું ઉદાહરણ પણ યોગ્ય નથી કેમકે આશ્રય વિના ગંધ ગુણ ટકી ન શકે ટકે છે માટે તે આશ્રયવાળો જ હોવો જોઈએ નહીંતર તેનું ગુણપણું જ ન કહેવાય

ઉપરાંત જીવનું ચૈતન્ય જો સમસ્ત શરીરને વ્યાપ્યું છે તો પછી જીવ અણુ છે એમ કેમ મની શકાય! કેમકે ચૈતન્ય જીવનો ગુણ નથી-એ તો સ્વરૂપ છે અને આથી ચેતનતારૂપી ગુણ છે અને તેના આશ્રયરૂપી જીવ છે અને તે ગુણવાન છે-આવો ગુણગુણી વિભાગ જ નથી! અને એ શરીર પરિમાણ છે એ વાત તો નિષિદ્ધ થઈ ગઈ છે બીજી કોઈ ગતિ નથી આથી પરિશેષમાં જીવનું વિભુત્વ જ બાકી રહે આથી જીવ અણુ નથી પણ વ્યાપક છે

તો પછી જીવાત્માના અણુ પરિમાણનો શ્રુતિઓ ઉલ્લેખ કરે છે તે શ્રુતિઓની શી ગતિ? એમની ગતિ છે કઈ? એ જ વાત આ સૂત્ર બતાવે છે એટલે કે બુદ્ધિ વગેરે ઉપાધિઓના ધર્મોથી આત્મા વીંટળાયેલ છે બુદ્ધિ આદિના આધ્યાત્મિક આરોપણ વિના આત્માનું સંસારીપણું જ નથી બુદ્ધિ આદિના અભાવમાં આત્માનું કર્તૃત્વ નથી ભોક્તૃત્વ નથી અને કર્તૃત્વ ભોક્તૃત્વ જ તો સંસાર છે! સ્વરૂપે આત્મા આ ઉપદ્રવ વિનાનો છે અને આથી બુદ્ધિ વગેરેના સંસર્ગે જ તેની આ અવદશા માનવી રહે છે! અને પરિમાણની બક્ષીસ આ બુદ્ધિ વગેરે ઉપાધિઓ જ આપે છે આથી સ્વરૂપે આત્મા વિભુ છે અણુ નથી. અને પરરૂપે એ ગમે તે ભાસે કે દેખાય તો તે સ્વરૂપ નથી

ઉપરાંત એ બુદ્ધિથી માંડીને તે શરીર સુધીના પદાર્થોની-ઉત્ક્રાન્તિ ગતિ આગતિને લઈને જ તે આત્માની ઉત્ક્રાન્તિ વગેરેનો ઉલ્લેખ છે! સ્વરૂપે આત્માની ઉત્ક્રાન્તિ જ નથી. અને વિભુ તત્વની ગતિ આગતિ તર્કસુસંગત નથી! કોઈ પ્રદેશ આત્માની વ્યાપ્તિ વિનાનો-નિરવકાશ હોય તો ગતિ આગતિ સંભવે! સર્વવ્યાપક માટે ગતિ આગતિ આધ્યાસિક હોઈ શકે!

ઉપરાંત **वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः** (શ્વે૦ ૫-૯) આમ જીવાત્માના અણુત્વનો સ્વીકાર કરી-ઉપાધિ નિમિત્તે સ્વીકાર કરી શ્રુતિ વખત છેને કોઈ એને એવો જ માની બેસે એટલે વિના વિલંબે ટહુકો કરી કહે છે કે **स चानन्त्याय कल्पते!** આ આનન્ત્ય સ્વરૂપે ન હોય તો તેને તાણવાથી આવતું નથી. અને આથી આનન્ત્ય જ મુખ્ય છે. અણુત્વ ઔપચારિક છે. આ આનન્ત્ય જ ઔપચારિક કેમ ન માનવું એવો પૂર્વપક્ષ નાપાયાદાર જ ગણાય! કેમકે આત્માના બ્રહ્મભાવની સિદ્ધિ માટે તો વેદાન્ત છે! ઉપરાંત **अंगुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितोयः। बुद्धेः गुणेनात्मगुणेनचैव आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः**- કેવળ અંગુઠા જેવો, રવિ જેવાં સ્વરૂપવાળો, સંકલ્પ અને અહંકારથી, અને તે ઉપરાંત બુદ્ધિના ગુણે અને દેહના ગુણે ખરડાયેલો આ શ્રેષ્ઠ આત્મા આરાગ્રમાત્ર જોવામાં આવે છે. (શ્વે૦ ૪-૮) આ શ્રુતિમાં પણ બુદ્ધિ વગેરેના સંપર્ક એને આરાગ્રમાત્ર કલ્પ્યો છે-સ્વરૂપે નહીં એ સ્પષ્ટ છે. ઉપરાંત **एषोऽणुरात्मा चेतसा वेदितव्यः**-આ અતિશય સૂક્ષ્મ આત્મા એકાગ્ર ચિત્તે જાણવા જેવો છે. (મું ૩-૧-૯) આ શ્રુતિમાં આત્માનું અણુત્વ બતાવ્યું છે તે એની નિરતિશય સૂક્ષ્મતાના દ્યોતન માટે બતાવ્યું છે અગર તો જ્ઞાનપ્રસાદમાત્રથી જ એ તત્ત્વ સમન્વય એવું છે એ બતાવવા દર્શાવ્યું છે. આત્માના અણુ પરિમાણના સમર્થન માટે નથી. અને આથી આવી સમસ્ત અણુ પરિમાણ સમર્પતી શ્રુતિઓ આત્માની દુર્જ્ઞેયતાની અગર તો ઉપાધિના અત્યાચારની પ્રદર્શક છે. એ જ માનવું ઉચિત છે **प्रज्ञया शरीरं समारुह्य**-પ્રજ્ઞા દ્વારા શરીરના ઉપર ચડીને (કૌ૦ ૩-૬) વગેરે ભેદદર્શિની શ્રુતિઓ પણ ઉપાધિ દ્વારા જ જીવનો શરીર ઉપર સમારોહ બતાવે છે. એ અણુત્વ પ્રસ્થાપિકા નથી. આમ સર્વત્ર ઉપાધિ દ્વારા જ આ અતિ વિલક્ષણ વાત ગળે ઉતરે એવી છે. અને જીવનું આ ઉપાધિદત્ત અણુત્વ સમજવા પ્રાયઃ-પરમાત્માનું જ ઉદાહરણ દે છે. ઉપાધિને લઈને જેમ વ્યાપક પરમાત્મા હૃદયાંતન છે-અંગુષ્ઠમાત્ર છે **अणीयान् व्रीहेः वा यवाद् वा**-વ્રીહિ અને યવથી પણ બારીક-(છાં૦ ૩-૧-૧૪-૨) **मनोमयः प्राणशरीरः**-મનોમય

પ્રાણ શરીર (છા૦ ૩-૧૪-૨) વગેરે રૂપે સ્વીકાર્યો છે તેમજ જીવાત્મા અંગે પણ સમજવુ ઘટે અને આથી સ્વરૂપે આત્મા વિભુ વ્યાપક જ છે, અણુ હોઈ શકતો નથી ॥ ૨૯ ॥

આ ઠેકાણે આ શકા વિચારશીલને સતાવશે જો આત્મા બુદ્ધિ વગેરેની ઉપાધિને લઈને જ અણુકમાન-અણુ-એકદેશીય થતો હોય અને સ્વરૂપે જો એવો ન હોય તો પછી પ્રલયકાળે આત્માની સાથે બુદ્ધિ વગેરે ગુણોનો સબધ વિચ્છિન્ન થઈ જશે કેમકે પ્રલય એટલે પ્રલય જ જેનો થતો હોય તેનો તો થાય જ ને આત્માનો થતો નથી બુદ્ધિ વગેરેનો થાય છે જ-તો પછી પ્રલયકાળે સમસ્ત જીવોની અકસ્માત જ મુક્તિ થવાની ને ઉપગત પ્રલય પછી પાછી સૃષ્ટિ પણ નહીં જ થવાની -કેમકે સૃષ્ટિ માટે કોઈ નિમિત્ત રહેતુ નથી અગર જો સૃષ્ટિ થાય તો મુક્તાત્માઓનો પણ પુનરુત્પાદ થશે જ અને તેમ થાય તો મુક્તિ નામની ચીજ કલ્પના માત્ર જ ઠરે અને શાસ્ત્રો મતો વગેરે વચક જ નીવડે-અને અધ્યાત્મ જીવન એક મડાદભ જ ગણાય। આથી આત્મા વ્યાપક છે એમ માનવુ બરાબર નથી આનો જવાબ વાળતા ભગવાન સૂત્રકાર હૃદયગમ સમાધાન આપે છે કે-

## यावदात्मभावित्वाच्च न दोषस्तद् दर्शनात् ॥ ३० ॥

यावदात्मभावित्वात्-ત્રણે પ્રકારના શરીર જ્યા સુધી વિદ્યમાન છે ત્યા સુધી તે એકદેશી જ રહે છે-च=આથી પણ दोष=દોષ न=નથી तद्दर्शनात्=આવુ શ્રુતિ સ્વય કહે છે

જ્યા લગી આત્માનુ સમ્યક્દર્શન થતુ નથી ત્યા સુધી સસારિત્વ હટતુ નથી અને ત્યા સુધી તેનુ જીવપણુ પણ કાયમ રહે છે સમ્યક્દર્શનના અભાવમા વિપરીત દર્શન હટતુ નથી અને એ વિપરીત દર્શન જ તો કારણ-સૂક્ષ્મ સ્થૂલાદિ શરીર અને બુદ્ધયન્ત પદાર્થોરૂપી ઉપાધિનુ જન્મદાતા છે આથી અજ્ઞાનાન્ત સસાર છે બાકી પરમાર્થ દૃષ્ટિએ જીવ નામની કોઈ વસ્તુ સિદ્ધ થતી નથી અને અવિદ્યાનો આ ચમત્કાર વિદ્યાએ જ નિવૃત્ત થાય છે। બાકી શિવથી ભિન્ન કોઇ જીવ નથી શ્રુતિ કહે છે કે **न अन्य अत अस्तिद्रष्टा**-આનાથી બીજો દ્રષ્ટા કે શ્રોતા નથી વગેરે (બૃ૦ ૩-૭-૨૩) **नान्यदतोऽस्ति द्रष्टृ**-આથી બીજો દ્રષ્ટા નથી વગેરે (છા૦ ૬-૮ ૭) **तत्त्वमसि**-તે તુ છે (છા૦ ૬-૧-૬) **अह ब्रह्मास्मि**-હુ બ્રહ્મ છુ (બૃ૦ ૧-૪-૭) વગેરે સેકડો શ્રુતિવાક્યો આ વાત કહે છે અને આથી અકસ્માત્ મુક્તિ-કે મુક્તનો પુનરુત્પાદ કે ભાવિ સૃષ્ટિનો અનુત્પાદ વગેરે દોષો આવી શકતા નથી

અને જ્યાં લગી શરીરાદિ છે, ત્યાં લગી બુદ્ધિનો સંયોગ છે એમ શ્રુતિ સ્વયં કહે છે योऽयं विज्ञानमयः, ध्यायतीव लेलायतीव-જે આ વિજ્ઞાનમય-જાણે ધ્યાન કરતો જાણે ધ્રજતો-(બૃ૦ ૪-૩-૪) વગેરે શ્રુતિ સંદર્ભો આ વાતને સુસ્પષ્ટ કરે છે। અર્થાત્ આત્માનો બુદ્ધિ વગેરે સાથેનો સંબંધ મિથ્યાજ્ઞાનથી જ જન્મે છે એ મિથ્યાજ્ઞાન સમ્યગ્જ્ઞાનથી જ નષ્ટ થાય છે અને આથી જ્યાં સુધી સમ્યગ્જ્ઞાનનો અરૂણોદય નહીં થાય ત્યાં સુધી અજ્ઞાનની રાત્રિનો અન્ત નહીં થાય અને સંસાર વણરોક વણટોક ચાલ્યા કરે तमेव विदित्वा अतिमृत्युमेति नान्यः पन्थाः विद्यतेऽयनाय-તેને જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે ગમન માટે બીજો માર્ગ નથી (શ્વે૦ ૩-૮) વગેરે તો શ્રુતિવચનો છે. આથી પૂર્વપક્ષીની શંકા નિરાધાર છે ॥ ૩૦ ॥

અહીં પૂર્વપક્ષી શંકા ઉઠાવે છે કે, सता सोम्य तदा सम्पन्नो भवति स्वं अपीतो भवति-હે પ્રિયદર્શન! સત્ સાથે ત્યારે સંપન્ન થાય છે (છા૦ ૬-૮-૧) એ શ્રુતિ વાક્યાનુસાર આત્માનો બુદ્ધિ વગેરેની સાથે સુષુપ્તિ અને પ્રલયમાં સંબંધ હોવો સંભવિત નથી ઉપગત વિકારમાત્રનો પ્રલય સ્વીકારવામાં આવે છે તો પછી બુદ્ધિ આદિના સમૂહરૂપ સૂક્ષ્મ અને કારણ શરીરનો જીવાત્મા સાથે સંબંધ કેવી રીતે રહે? અને જો એ સંબંધ વિચ્છિન્ન થઇ જતો હોય તો સૃષ્ટિકાળે પુનઃ કેવી રીતે થઈ શકે! આ શંકાનો ઉત્તર આપતા સિદ્ધાન્તી કહે છે—

## पुंस्त्वादिवत्त्वस्य सतोऽभिव्यक्तियोगात् ॥ ३१ ॥

पुंस्त्वादिवत्=પુરુષત્વ વગેરેની માફક सतः=પહેલેથી જ હોનાર अस्य=શરીરાદિના સંબંધનો तु=જ अभिव्यक्तियोगात्=સૃષ્ટિકાળે પ્રાકટ્ય યોગ થતો હોઇને એ નડતો નથી

અને સૂક્ષ્મ શરીર વિદ્યમાન જ હોય એ સમ્યક્ જ્ઞાન જ્યાં સુધી ન સ્ફુરે આથી સુષુપ્તિ કે પ્રલય તેમના નાશનું સાધારણ કારણ જ છે અસાધારણ કારણ વિના નાશ નથી. આથી તે તે અવસ્થામાં પણ તે હોય છે જ અને છે એના તેમનો જ સૃષ્ટિકાળે પરમાત્માના સંકલ્પાનુસાર યથાવત્ આવિર્ભાવ થાય છે અને આ વાત પુંસ્ત્વ વગેરે દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે બાળકમાં પુંસ્ત્વ=રેત સિંચનનું સામર્થ્ય બાલ્યમાં પણ હોય છે જ છતાં તે જાગ્યું નથી એવું દેખાય છે પણ અપ્રકટ અવસ્થામાં તે રહેતું હોઇને છે છતાં દૃષ્ટિગોચર થતું નથી

યૌવનનું આગમન થતાં તે પુંસ્ત્વ પ્રકટ થાય છે. આથી તે ન હતું ને પ્રકટયું એમ સિદ્ધ થતું નથી. તેમ આ સૂક્ષ્માદિ શરીરો યાવદ્આત્મભાવિ હોય છે જ. અને અકસ્માત્ તેમની ઉત્પત્તિ થતી નથી. અકસ્માત્ થતી હોય તો પછી પંઢને પણ પુરુષત્વની પ્રાપ્તિ થાય! અને એ તો અતિ પ્રસંગ લેખાય. આથી આકસ્મિક ઉત્પત્તિ બુદ્ધિસંમત નથી. કારણ અને સૂક્ષ્મ શરીર તો બીજરૂપે હોય છે એમ શ્રુતિ સ્વયં દર્શાવે છે. **"सति संपद्य न विदुः सति संपद्यामह इति" त इह व्याघ्रो वा सिंहो** વા-સત્‌માં સંપન્ન થતાં છતાં સત્‌માં સંપન્ન થયાં છે એમ જાણતાં નથી-અહીં તે વાઘ કે સિંહ કે-(છાં૦ ૬-૯-૩) વગેરે વાકયો શ્રુતિ કહે છે. આથી બુદ્ધિ વગેરેનો જીવાત્મા સાથે સંબંધ હોય છે. અને આથી પૂર્વપક્ષીની શંકા અસ્થાને છે. ॥ ૩૧ ॥

બીજી શંકા ઉઠાવતાં પૂર્વપક્ષી આક્ષેપ કરે છે કે જીવાત્મા તો સ્વયં પ્રકાશરૂપ છે. તો તેને મનબુદ્ધિના સંબંધે બાહ્યાન્તર જ્ઞાન થાય છે એમ માનવાની શી જરૂર છે! આથી મનમતિ વગેરેનાં અસ્તિત્વ જ જ્યાં નથી ત્યાં તેમનો પ્રલયકાળે પણ સૂક્ષ્મરૂપે જીવાત્મા સાથે સંબંધ છે અને તે યાવત્ મોક્ષ રહે છે એમ માનવાની જરૂર નથી. આ શંકાનો પ્રત્યુત્તર વાળતાં કહે છેઃ-

**नित्योपलब्ध्यनुपलब्धिप्रसंगोऽन्यतरनियमो वाऽन्यथा ॥३२॥**

अन्यथा=નહીંતર-અર્થાત્ જીવને અંતઃકરણ સિવાય જ વિષયજ્ઞાન થાય છે એમ જો માનીએ તો नित्योपलब्ध्यनुपलब्धिप्रसंगः=તો સર્વદા બાહ્ય વિષયોની ઉપલબ્ધિ-અનુભવ અગર તો અનુપલબ્ધિ-કદી પણ અનુભવ ન થવાનો પ્રસંગ આવીને ઊભે वा=અગરતો अन्यतरनियमः=આત્માની ગ્રાહકતા અગરતો વિષયોની ગ્રાહ્યતા શક્તિ ઉપર નિયમન-પ્રતિબંધનો સ્વીકાર કરવો પડશે. અને આથી અંતઃકરણનું અસ્તિત્વ અને તેની સાથે સંબંધ માનવો જ યુક્તિસંગત છે.

જો આત્માની સાથે અંતઃકરણ નામના સાધનનો સંયોગ થાય છે એમ ન માનીએ તો બે મહાન દોષો આવીને ઉભે. સર્વજ્ઞ અને ચૈતન્ય સ્વરૂપ આત્માને અંતઃકરણના સંબંધ વિના જ જ્ઞાન-વિષયજ્ઞાન થતું હોય તો યુગપત્ સર્વવિષયક જ્ઞાન એને સદા જ થતું હોવું ઘટે. પણ એવું જોવામાં આવતું નથી. જીવાત્માને કવચિત્ જ્ઞાન થાય છે, કવચિત્ થતું નથી. અગર જો એનામાં જાણવાની સ્વાભાવિક શક્તિ નથી એમ માનીએ તો પછી એને કદી વિષયનું જ્ઞાન થઈ શકે જ નહીં, પણ એવું પણ જોવામાં

આવતું નથી. ઉપરાંત આત્મા અને અંતઃકરણ=ગ્રાહકશક્તિ અને ગ્રાહ્ય શક્તિ-એ બેમાંથી કોઈ એકની શક્તિનો સંકોચ સ્વીકારવો પડશે! અર્થાત્ કોઈક નિમિત્તવશાત્ જીવાત્માની ગ્રાહકશક્તિનો પ્રતિબંધ થાય છે અગરતો વિષયોની ગ્રાહ્ય તાકાતનો પ્રતિબંધવશાત્ સંકોચ થાય છે. પ્રતિબંધ હઠતાં જ્ઞાન થાય; રહેતાં જ્ઞાન થઈ શકતું નથી. પણ અવિક્રિય હોઈને આત્માની શક્તિ અપ્રતિબદ્ધ જ હોય છે. અને અંતઃકરણની શક્તિનો પણ અકસ્માત્ પ્રતિબંધ કેવી રીતે થાય? અને આથી અંતઃકરણદ્વારાજ આત્માને ઉપલબ્ધિ અનુપલબ્ધિ થાય છે એ માનવું યુક્તિયુક્ત છે. અર્થાત્ અંતઃકરણના અવધાન કે અનવધાન ઉપર જ ઉપલબ્ધિ કે અનુપલબ્ધિનો આધાર છે. શ્રુતિ પણ આ અર્થમાં સંમતિ દર્શાવે છે. **अन्यत्रमना: अभूवं नादर्शम्**-મારું મન બીજે હતું એટલે ન જોયું-વગેરે (બૃ૦ ૧-૫-૩) ઉપરાંત **मनसा ह्येव पश्यति**-મનથી જ જુવે છે.-વગેરે (બૃ૦ ૧-૫-૩) કામ વગેરે એ મનની જ વૃત્તિઓ છે. શ્રુતિ કહે છેઃ-**काम: संकल्पो विचिकित्सा श्रद्धा अश्रद्धा धृतिरधृति र्ह्रीर्धीर्भीरित्येतत् सर्वं मन एव**-કામ, સંકલ્પ, શંકા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, હ્રી, ધી, ભી-આ બધું ય મન જ છે. (બૃ૦ ૧-૫-૩) અને આમ અંતઃકરણનું સત્વ છે અને તેની જરૂર પણ છે. અને આથી યાદવાત્મભાવી જીવાત્મા સાથે તેનો સંબંધ પણ છે. અને તેથી ઠીક કહેવામાં આવે છે કે-"**तद्गुणसारत्वात् तद्व्यपदेश:**"

આમ આત્મા નિષ્પરિમાણ છે અગર તો વિભુ છે, અનન્ત છે, એ જ સિદ્ધ થાય છે. એનું અણુત્વનું શ્રુતિએ કરેલું પ્રદર્શન સૂક્ષ્મતાનું દ્યોતક જ છે. એનું અંગુષ્ઠમાત્ર પરિમાણ હૃદયાપેક્ષાએ જ છે. તાત્ત્વિક નથી. એનો નાનો આકાર પણ સંકીર્ણ અંતઃકરણને લઈને છે. આથી જીવ શિવાકાર જ છે—જો તેને આકાર માનીએ તો, એ સિદ્ધ થાય છે. ॥ ૩૨ ॥

હવે બુદ્ધિના ગુણની પ્રધાનતા આત્મામાં અધ્યસ્ત હોઈને એ જીવ સંજ્ઞા પામે છે. તો જીવરૂપે એનામાં પ્રાપ્ત થતા બીજા ધર્મનો ઉલ્લેખ કરતાં કહે છેઃ—

## कर्ता शास्त्रार्थवत्वात् ॥ ३३ ॥

કર્તા=જીવાત્મા કર્તા છે કેમકે શાસ્ત્રાર્થવત્વાત=તો જ શાસ્ત્રોની વિધિનિષેધની આજ્ઞાઓ સાર્થક થાય.

અથાત્ જ ગૌણદૃષ્ટિએ જીવાત્મા કર્તા છે. મુખ્ય દૃષ્ટિએ એ કર્તા નથી જ. સ્વરૂપે કર્તા નથી. પરરૂપમાં એની સમાધિ હોઈને એવું કર્તૃત્વ

છે. અને એને કર્તા માનીએ તો જ "यजेत" "जुहुयात्" दद्यात् વગેરે વિધિશાસ્ત્ર સાર્થક થાય. અને શાસ્ત્ર વચન ખોટું હોય નહીં. કર્તા જડ તો સંભવે નહીં અને શાસ્ત્રવચન મિથ્યા બને નહીં. આથી બુદ્ધાદિ સંસર્ગી સંસારી આત્મા કર્તા છે. આજ દૃષ્ટિએ एष हि द्रष्टा श्रोता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः—આજ નિશ્ચય દ્રષ્ટા-શ્રોતા-મન્તા-બોદ્ધા કર્તા-વિજ્ઞાન સ્વરૂપ છે. (प्र ૫-૯)-પણ સાર્થક છે. આથી જીવાત્માને જો જીવાત્મા રહે છે ત્યાંસુધી ગૌણ કર્તૃત્વ હોય છે. ગૌણ એટલે ત્રિગુણ સંબંધ આવવું અને અમુખ્ય એ બન્ને અર્થમાં. ॥ ૩૩ ॥

જીવાત્મા કર્તા છે એ સિદ્ધ કરતાં બીજો હેતુ આપે છે કે:—

## विहारोपदेशात् ॥ ३४ ॥

विहारोपदेशात्=વિહાર એટલે કામાચાર. તે કામાચારનો ઉપદેશ હોઈને પણ આત્મા કર્તા છે એ સિદ્ધ થાય છે.

ભગવતી શ્રુતિ જીવાત્માને સ્વપ્નમાં વિહાર કરતો ઉપદેશે છે. स्वशरीरे यथाकालं परिवर्तते-પોતાના શરીરમાં યથેચ્છ ઘૂમતો રહે છે. (बृ० ૨-૧-૧૮) स ईयतेऽमृतो यत्र कामम्-તે અમૃત ઇચ્છા મુજબ વર્તે છે. (बृ ૪-૩-૧૨) જડ પ્રકૃતિમાં આ સ્વેચ્છાએ વિહાર સંભવે નહીં. અને કર્તા હોય તે સ્વતંત્ર હોય. આત્મા વિહાર કરે છે સ્વતંત્રપણે અને આથી તે કર્તા છે. આથી સંસારી આત્મા કર્તા છે. ॥ ૩૪ ॥

આ જ વાતનું સમર્થન કરતાં વળી બીજો હેતુ સમર્પે છે કે:-

## उपादानात् ॥ ३५ ॥

उपादानात्=ઉપાદાન એટલે ગ્રહણ, કરણ-સાધન શક્તિનું ગ્રહણ કરતો હોઇને પણ આત્મા કર્તા છે.

શ્રુતિ સુષુપ્તિ અવસ્થામાં આ આત્મા પોતાની કરણ શક્તિનું ગ્રહણ કરીને વર્તે છે એમ દર્શાવે છે. तदेषां प्राणानां विज्ञानेन विज्ञानं आदाय य एषोऽन्तर्हृदये आकाशः तस्मिन् शेते-તે આ પોતાના વિજ્ઞાને પ્રાણો= ઇન્દ્રિયોનાં વિજ્ઞાનને સમાવીને હૈયાંની અંદર જે આકાશ છે તેમાં સૂઈ જાય છે. (बृ० ૨-૧-૧૭) જે કર્તા ન હોય તે કશાં સાધનનું ગ્રહણ ન કરે. આ કરે છે તેથી તે કર્તા છે. શ્રુત્યન્તર પણ કહે છે કે स यथा महाराजो जानपदान् गृहीत्वा स्वे जनपदे यथाकामं परिवर्तेत एवमेवैष एतत् प्राणान्

**गृहीत्वा स्वशरीरे यथाकामं परिवर्तते**-જેમ કોઈ મહારાજા, પોતાના નાગરિકોને લઈને પોતાના જનપદમા યથેષ્ટ વિહરે છે એ જ મુજબ આ આત્મા આ પ્રાણોને લઈને પોતાના શરીરમા યથાકામ ઘુમે છે (બૃ૦ ૨-૧-૩૮) આથી ઈન્દ્રિયાદિના સબધે આત્મા કર્તા છે ॥ ૩૫ ॥

વળી પ્રકારાન્તરે એ જ વાત સિદ્ધ કરે છે કે-

## "व्यपदेशाच्च क्रियायां न चेन्निर्देशविपर्ययः" ॥ ३६ ॥

क्रियायां-ક્રિયા કરવામા व्यपदेशात्=જીવાત્મા કર્તા છે એવો શ્રુતિનો બોધ છે च=નો તેથી પણ તે કર્તા છે चेत्=જો न=જીવાત્મા કર્તા નથી એમ બતાવવાનો આશય હોત તો निर्देशविपर्यय=શ્રુતિનો સકેત તેનાથી ઉલટો હોત। •

શ્રુતિ જીવાત્માના કર્તૃત્વનો સાક્ષાત્ નિર્દેશ કરે છે *विज्ञानं यज्ञं तनुते कर्माणि तनुतेऽपि च* (તૈ૦ ૨-૫) આ શ્રુતિમા **विज्ञान** શબ્દ જીવાત્માનો વાચક હોઈને, કર્તા વિભક્તિમા હોઈને જીવાત્માના કર્તૃત્વને સિદ્ધ કરનારો છે **विज्ञानं** શબ્દનો અહીં "બુદ્ધિ" એવો અર્થ લઈ શકાય એમ નથી કારણકે અહીં પ્રકરણ છે જીવાત્માનુ અને "વિજ્ઞાન"નો અર્થ બુદ્ધિ એવો લેવો ઈષ્ટ હોત તો તેને પ્રથમા વિભક્તિ ન દીધી હોત એ શબ્દ તૃતીયા વિભક્તિમા વાપર્યો હોત જ્યારે એવો અર્થ કરવો ઈષ્ટ લાગ્યો છે ત્યારે શ્રુતિએ તે રીતે એનો પ્રયોગ કર્યો છે દા ત **तद्देषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय**-(બૃ૦ ૨-૧-૧૭) આથી અહીં કર્તાનો નિર્દેશ છે એટલે કે જીવનો નિર્દેશ છે બુદ્ધિનો નહીં તેથી જીવાત્મા સસાર દશામા કર્તા છે ॥ ૩૬ ॥

આમ આત્માનુ-કર્તૃત્વ સમર્થિત થયુ હવે પ્રશ્ન એ છે કે આત્માનુ આ કર્તૃત્વ નિત્ય છે કે અનિત્ય? આત્માનુ સ્વરૂપભૂત જ્ઞાન જો નિત્ય છે તો એનુ કર્તૃત્વ પણ નિત્ય જ હોવુ ઘટે અને એક વખત જો કર્તૃત્વ નિત્ય છે એમ સિદ્ધ થાય તો પછી મોક્ષાદિની આશા જ શી? આમ પરિસ્થિતિ પ્રાપ્ત થતા જવાબ વાળે છે કે-

## उपलब्धिवदनियमः ॥ ३७ ॥

उपलब्धिवत्-સ્વરૂપભૂત જ્ઞાનની પેરે-તેની નિત્યતાની માફક अनियम=કર્તૃત્વના નિત્યતાનો નિયમ નથી અર્થાત્ જ એ અનિત્ય છે

અર્થાત્ જીવાત્માના સ્વરૂપભૂત જ્ઞાનની નિત્યતાની પેરે એનુ કર્તૃત્વ નિત્ય નથી કારણકે આ કર્તૃત્વ એનામા સ્વરૂપભૂત નથી એ એનુ સ્વરૂપ નથી, એ

તો આહાર્ય છે. બુદ્ધિ આદિના સંબંધે એ એનામાં આવે છે. આથી બુદ્ધિ વગેરે-નો સંબંધ તૂટી જાય તો એ કર્તૃત્વ પણ વિરમી જાય ! આત્માનું કર્તૃત્વ બુદ્ધિ સાપેક્ષ છે અને બુદ્ધિઆદિ અનિત્ય હોઈને તેની અપેક્ષાએ અધ્યસ્ત કર્તૃત્વ નિત્ય હોઈ ન શકે ! કૂટસ્થનિત્ય આત્મસ્વરૂપને જો કર્તૃત્વનિત્યતા નડતી હોય તો તે વિકારી થાય ! આત્મા નિર્વિકાર છે સ્વરૂપે અને આથી તેનું કર્તૃત્વ આહાર્ય છે—સ્વરૂપભૂત નથી આથી આ કર્તૃતાની નિવૃત્તિ યોગ્ય પરિસ્થિતિમાં થઈ શકતી હોઈને મોક્ષાદિ વ્યવસ્થાને વાધો આવતો નથી ॥ ૩૭ ॥

કદાચ અહીં આ શંકા ઉપજે. કર્તૃત્વ એટલે કૃત્યાશ્રયત્વ એમ અમે માનતા નથી એમ માનીએ તો કૃત્યાશ્રયત્વ નૈમિત્તિક હોઈને-કર્તૃત્વ નૈમિત્તિક થાય અને તેનું અનિત્યત્વ પ્રાપ્ત થાય અમે તો કર્તૃત્વ એટલે ક્રિયાશક્તિમત્વ માનીયે છીએ કારણ કે પુરૂષ જ્ઞાનક્રિયાશક્તિવાળો છે અને આથી જેમ તેની જ્ઞાનશક્તિ તેમ ક્રિયાશક્તિ પણ નિત્ય જ છે. અને આથી તેનુ કર્તૃત્વ પણ નિત્ય જ ઠરશે અને અનિત્ય નહીં, આ શંકાનો જવાબ વાળતા કહે છે કે —

## शक्तिविपर्ययात् ॥ ३८ ॥

અનિયમ આટલો શબ્દ આગલા સૂત્રમાથી ખેચી લેવો શક્તિવિપર્યયાત્=ક્રિયા શક્તિનો વ્યતિક્રમ થતો હોઈને કર્તૃત્વનિત્યતાનો નિયમ સુસગત થતો નથી. અર્થાત આત્માનું કર્તૃત્વ અનિત્ય જ છે

આત્મા નિત્ય જ્ઞાન અને ક્રિયા શક્તિ સપન્ન છે અને આથી જ્ઞાનની પેરે તેનુ કર્તૃત્વ પણ નિત્ય છે એમ માનતા હો તો પછી આ ક્રિયાશક્તિ એટલે શું ? છેવટે એનુ બીજુ નામ પ્રયત્ન જ છે. કેમકે જેનો પ્રયત્ન ન હોય તેની ક્રિયા પણ ન હોય ! આમ પ્રયત્નથી અતિરિક્ત ક્રિયા શક્તિ નથી. જો હોય તો અવશ્ય પ્રયત્ન સિવાય પણ કાર્ય કરવા શક્તિ-માન થાય અને પ્રયત્નથી ભિન્ન એ કોઈ શક્તિ હોય તો પણ તે નિત્ય હોઇ શક્તિ નથી. કેમકે મુક્તિની અવસ્થામા તેનો વિપર્યય જોવામા આવે છે મુક્તિ અવસ્થામા ક્રિયાશક્તિનો અભાવ જોવામા આવે છે. તે અવસ્થામાં આત્મા તો હોય છે પણ ક્રિયાશક્તિ હોતી નથી ક્રિયાશક્તિ તે અવસ્થામા હોય તો તેના કાર્યનું દર્શન થવું જોઈએ કેમકે કાર્ય અર્થની શક્તિ દર્શાવે છે કાર્ય ન હોય તો પછી શક્તિ માનવી નિર્થક છે ક્રિયા જ ક્રિયાશક્તિનુ કાર્ય છે મુક્તિમા ક્રિયાનો

અભાવ શાસ્ત્ર સંમત નથી. स तत्र पर्येति जक्षत् क्रीडन् रममाणः તે ત્યાં ખાતો રમતો સ્ત્રીઓ સાથે વિહરતો અગર તો વાહનો સાથે ફરતો અગર તો સ્વપ્નો સાથે રમતો. (છાં० ૮-૧૨-૩) આ ક્રિયાઓ તો જીવન્મુક્તિની છે અત્યંત મુક્તિની નથી. કેમકે તે તો સંસારથી અતીત હોઈને તેની સ્ત્રીયાન વગેરે ક્રીડાઓ સંભવતી નથી. અને તેવી ક્રિયાના દર્શનના અભાવે આત્માની ક્રિયા શક્તિ છે એમ માનવું યોગ્ય નથી અને આથી તેનું કર્તૃત્વ યાવત્સંસાર ભાવી જ છે. નિત્ય નથી.

કદાચ કહેવામાં આવે કે ક્રિયાશક્તિ હોવા છતાં બીજાં નિમિત્તોના અભાવે એ પ્રકટ થતી નથી તો તે પણ યોગ્ય નથી કેમકે નિમિત્તાન્તરની અપેક્ષાએ જો એ હોય તો તે નિમિત્તજન્ય ક્રિયા જ કહેવાય-સંસિદ્ધ નહીં. અગ્નિની દાહક શક્તિ સાંસિદ્ધિક છે. ઘાસ વગેરેને બાળવા માટે તેને નિમિત્તાન્તરની જરૂર પડતી નથી! અને આમ નૈમિત્તિક ક્રિયા શક્તિ થતી હોય તો તે તો સ્વીકાર્ય જ છે. કેમકે નિમિત્તાભાવે નૈમિત્તિકનો સ્વયમેવ અભાવ થશે. નિમિત્ત છે બુદ્ધિ વગેરેની સચિવતા. આત્મામાંથી એ સચિવતાનો બહિષ્કાર થતાં નૈમિત્તિક ક્રિયાશક્તિ અને તે દ્વારા આવતું કર્તૃત્વ પમેળે જ ઉડી જશે. અને પછી તો પૂર્વપક્ષી! તું જે કહે છે તે પક્ષ છે. આથી આત્માનું કર્તૃત્વ નિત્ય નથી. અનિત્ય જ છે. પુરુષ જ્ઞાન ક્રિયાશક્તિ સંપન્ન છે એવું કથન તો બીજા જ ઉદ્દેશથી l આત્માનું કર્તૃત્વ નિત્ય નથી. ॥ ૩૮ ॥

ત્માનું કર્તૃત્વ નિત્ય નથી પણ નૈમિત્તિક છે અને આથી તે સ્વરૂપ ી એ દર્શાવતો બીજો હેતુ આપે છે કેઃ-

## समाध्यभावाच ॥ ३९ ॥

અને તે ઉપરાંત समाध्यभावात्=સમાધિ એટલે યોગ તે અવસ્થામાં કર્તૃત્વનો હને કર્તૃત્વનું નિત્યત્વ નથી.

ક્ષ શાસ્ત્રસિદ્ધ હોવા છતાં લોકસિદ્ધ ન હોઈને કદાચ તેમાં લોકોને ન બેસે આથી અહીં લોકસિદ્ધ ઉદાહરણ અર્પે છે યોગ એટલે વૃત્તિઓનો નિરોધ. અભ્યાસ અને વૈરાગ્યના બળે પ્રાપ્ત થતી આ વસ્થામાં જે રમે છે તે જાણે છે કે તે અવસ્થામાં જ્ઞાનનો તો હોય છે પણ ક્રિયાનો સદ્ભાવ હોતો નથી—એટલે કે કર્તૃત્વનો હોતો નથી! તે વેળાએ કૃતિ કે ક્રિયાની જનેતા ક્રિયાશક્તિ હોતી એ નિત્ય હોત તો જ્ઞાનની પેરે અવશ્ય તેનો અનુભવ થાય! પણ

થતો નથી. હોય અને ન અનુભવાય એવું બનતું નથી. આથી જ્ઞાનને તો સદ્‌ભાવ છે પણ ક્રિયા કે કર્તૃત્વ અધ્યારોપિત છે. સાંસિદ્ધિક નથી જેનો વ્યુત્થાનમાં સદ્‌ભાવ છે. અને સમાધિમાં અભાવ છે તે નિત્ય હો શકે નહીં. આથી બુદ્ધિ સત્ત્વના સંયોગે કે વિયોગે કર્તૃત્વનો સંબંધ વિયોગ હોય છે. આથી આત્માનું કર્તૃત્વ નથી! એ નૈમિત્તિક છે. અને જે નૈમિત્તિક હોય તેની તો અનિત્યતા નિર્વિવાદ હોય છે—સ્ફટિકની અરુણતાની પેરે. આથી આત્માનું કર્તૃત્વ અનિત્ય છે. તેના સ્વરૂપભૂત જ્ઞાનની પેઠે નિત્ય નથી. ॥ ૩૯ ॥

આ જ વાતને પુનઃ લૌકિક દૃષ્ટાન્ત દ્વારા સમર્થિત કરતાં કહે છે કે:—

**यथा च तक्षोभयथा ॥ ४० ॥**

ચ=અને વળી યથા=જેમ તક્ષા=સુથાર ઉભયથા=બંને પ્રકારે-એટલે કે વાંસલા વગેરેના સંબંધના ભાવે અને અભાવે કર્તા અને અકર્તા કહેવાય છે તેમ બુદ્ધિના સંબંધે કે અસંબંધે આત્મા પણ કર્તા અને અકર્તા કહેવાય છે. બાકી સ્વરૂપે તે તેવો નથી. ॥ ૪૦ ॥

આત્માનું કર્તૃત્વ અકર્તૃત્વ કારીગર—સુથાર વગેરેની પેરે સમજવું ઘટે છે. કારીગર જેમ પોતાના સહકારી સાધનોથી સંપન્ન થઈ કાર્ય પ્રવૃત્ત થાય ત્યારે તે કર્તા છે એ સાધનોનો ત્યાગ કરી શાંત અ સ્વસ્થ બેસે ત્યારે અકર્તા છે તેમ આત્મા અંતઃકરણ તથા ઇન્દ્રિયોરૂપી સાધનો સહિત વર્તે ત્યારે તે તે સાધનો દ્વારા કર્તા ગણાય છે. જ્યારે એ બધાંનો ત્યાગ કરી ચૂપચાપ સ્વસ્થ થઈને વર્તે ત્યારે તે અકર્તા છે. અને અને આથી જીવાત્માનું કર્તૃત્વ સ્વભાવ સિદ્ધ નથી. સ્વરૂપે તે અકર્તા જ છે. एष हि द्रष्टा स्प्रष्टा श्रोता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा—આ દૃષ્ટા, સ્પર્શનારો, શ્રોતા, મનન કરનારો, જાણકાર કર્તા અને વિજ્ઞાન સ્વરૂપ પુરુષ (પ્ર૦ ૪–૯) गुणान्वयो यः फलकर्मकर्ता—ગુણોની અંદર જનારો ફળ અને કર્મનો કર્તા—(શ્વે૦ ૬–૭) વગેરે શાસ્ત્ર વચનો બુદ્ધિસત્વવિશિષ્ટ આત્માનું કર્તૃત્વ પ્રતિપાદિત કરે છે. કેવળ શુદ્ધ પુરુષનું નહીં. अहंकारः कर्ता न पुरुषः—અહંકાર કર્તા છે પુરુષ નહીં—(સો૦ ૬–૬૪) ઉપરાંત न नित्य-शुद्ध-बुद्ध-मुक्त-स्वभावस्य तद्योगस्तद्योगादृते—નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ પુરૂષનો તેના યોગ વિના તેનો યોગ નથી. (સે. ૧–૧૯) વગેરે વચનો આત્માના અકર્તૃત્વના જ પ્રતિપાદક છે. ઉપરાંત प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः अहंकार विमुढात्मा कर्ताहमिति मन्यते ॥ (गीता० ३–२७) સમસ્ત કર્મો પ્રકૃતિના ગુણો વડે કરાય છે. પણ

અહંકારથી વિમૂઢ થયેલો આત્મા હું કર્તા છું એમ માને છે. नैव किंचि करोमीति युक्तो मन्येत तत्त्ववित्। पश्यन् शृण्वन् स्पृशन् जि 'अश्नन् गच्छन् स्वपन् श्वसन्॥ प्रलपन् विसृजन् गृह्णन् उन्मिषन्निमिषन् इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन्-તત્વને જાણકાર અને યે એવો હું કાંઈ જ કરતો નથી એમ માને છે. આવો જોતો સાંભળ અડતો સુંઘતો-ખાતો-જતો-ઉંઘતો-શ્વાસ લેતો-બોલતો ત્યાગતો સ્વીકારતો-આંખમીંચામણાં કરતો-છતાં ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં વ છે એમ તે જાણતો હોય છે. (गीता० ૫-૮-૯) प्रकृत्यैव च कर्मा क्रियमाणानि सर्वशः। यः पश्यति तथात्मानं अकर्तारं स पश्यति સમસ્ત કર્મો પ્રકૃતિ દ્વારા જ કરાવાય છે, આમ જે જુવે છે. અને આત્મા અકર્તા જે જુવે છે તે જ સાચું જુવે છે. (गीता० ૧૩-૨૯) વગે ગીતાવાકયો પણ આત્માનાં અકર્તાપણાનાં જ સાધક છે. આથી આત્મા સ્વરૂ અકર્તા છે. પરયોગે કર્તા થાય છે. અને આ કર્તૃત્વ અનિત્ય છે. મોક્ષાવસ્થા એ સ્વયં નિવૃત્ત થાય છે. ॥ ૪૦ ॥

આમ મોક્ષપર્યન્ત જીવાત્માનું કર્તાપણું, આવિદ્યક સિદ્ધ થાય છે. પણ પ્રશ્ન એ છે કે જીવાત્મા કરે છે તે સ્વયં કરે છે કે પરબ્રહ્મ પરમાત્માની પ્રેરણાથી કરે છે? અર્થાત્ એનું કર્તૃત્વ ઈશ્વરાપેક્ષ છે કે ઇશ્વર નિરપેક્ષ છે? જીવાત્માનું કર્તૃત્વ સ્વતઃ છે એ પૂર્વપક્ષ છે. ઈશ્વર પ્રેરિત છે એ સિદ્ધાન્ત છે. તો પછી સાચું શું? જીવાત્મા સ્વતઃ કર્તૃત્વ ધરાવે એ જ અક્કલમાં આવે છે. કેમકે એ કર્તા છે. કર્તા હોય તે સ્વતંત્ર જ હોય! स्वतन्त्रः कर्ता-(अष्टा० ૧-૪-૫૪) એવું પાણિનિનું શાસન છે. જોએ પરપ્રેરણાથી કરતો હોય તો તેનું સ્વાતંત્ર્ય જ જોખમાય! અને એનું સ્વતન્ત્ય જોખમાતાં એનું કર્તૃત્વ જ ન સિદ્ધ થાય. અને કર્તા તો એ છે જ. ઉપરાંત એના પ્રવર્તક રાગદ્વેષાદિ દોષો તો છે જ! એ દોષો હોય પછી એને કર્મમાં પ્રવર્તક પરમેશ્વરને કલ્પવાની જરૂર રહેતી નથી. કેમકે પ્રવર્તક હોય પછી બીજા પ્રવર્તકની કલ્પના જ વ્યર્થ છે. રાગદ્વેષાદિ દોષો જ એની પ્રવર્તના માટે સમર્થ છે. ઉપરાંત એની પાસે કર્મ કરવાની સાધન સામગ્રી પણ છે જ. બીચારા પરબ્રહ્મ પરમાત્માને એના પ્રવર્તક માનીશું તો પરમાત્મા સ્વયં વિષમ અને નિર્દય લેખાશે. એતીમાં બળદ વગેરેની માફક એની અપેક્ષા નથી. અને અને આથી પરમાત્મા તેના પ્રેરક છે, એમ માનવાની જરૂર નથી! અને આમ સ્વતઃ એવ જીવાત્મા કર્તા છે-પરબ્રહ્મ પરમાત્માની પ્રેરણા કે પ્રવર્તના એને માટે જરૂરી નથી આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી કહે છે કેઃ-

# परात् तु तत् श्रुतेः ॥ ४१ ॥

તત્=જીવાત્માનુ કર્તૃત્વ પરાત્=પરમાત્મામાથી તુ=જ થાય છે કેમકે શ્રુતે=
વેદ્યત્વાત્ શ્રુતિ એમ કહે છે—

પરમાત્મા સૌનો નિયન્તા અને અન્તર્યામી છે એ સિદ્ધ વાત છે શ્રુતિઓ કહે છે य ईशोऽस्य द्विपदश्चतुष्पद —જે બેપગા અને ચોપગાનો સ્વામી છે (ઋ૦ ૮–૭–૩–૩) य आत्मनि तिष्ठन् आत्मानम् अन्तरो यमयति— જે શરીરમા હોઈને શરીરને અંદરથી નિયમિત કરે છે (બૃ૦ ૩–૭–૩૦) આ શ્રુતિઓ જીવાત્માને નિયમ્ય અને પરમાત્માને નિયામક તરીકે વર્ણવે છે જે નિયમ્ય છે તે સ્વતન્ત્ર કર્તા હોઈ શકે નહીં જડ પદાર્થો પણ પ્રભુ નિયમ્ય જ છે તો ચેતન જીવાત્મા પ્રભુ પ્રેરણાથી વર્તતો હોય તેમા નવાઈ શી? અર્થાત્ દલીલનુ હૃદય એ છે કે જો જીવાત્મા સ્વતન્ત્રકર્તા હોય તો એ મીઠી મરજી મુજબ બધુ કરી શકત—"શત્રુ મારીને મિત્ર"ને જ રાખી શકત પોતાની કલ્પના મુજબ જ બધુ કરી શકત. પણ નથી કરી શકતો અને આથી પરમાત્માની—સર્વજ્ઞ અને સર્વશક્તિમાનની પ્રેરણા હેઠળ જ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ સસારાવસ્થામા વર્તી શકે! ઉપરાત એનુ સ્વાતન્ત્ર્ય જો ખોવાય તો એનુ કર્તૃત્વ સિદ્ધ ન થાય, એ દલીલ પણ નિર્બળ જ છે! કેમકે સ્વાતન્ત્ર્ય એટલે શુ? ક્રિયા પ્રતિ અગુણ ભાવનુ નામ જ સ્વાતન્ત્ર્ય છે ને? તો રાગદ્વેષાદિ હેતુઓ હોય ને જો જીવાત્માનુ સ્વાતન્ત્ર્ય ન હણાતુ હોય તો પછી પરમાત્મા પ્રેરક હોય તો તે કેવી રીતે હણાઈ જાય? રાગદ્વેષાદિની અધીનતામા જો કર્તૃત્વ અક્ષત રહેતુ હોય તો સર્વજ્ઞ નિર્દોષ પરમાત્માની અધીનતામા કેવી રીતે એ ક્ષત થાય? કેમકે પરાધીનતા ઉભયમા સમાન છે પૂર્વકર્મની વાસના અનુસાર પરમાત્મા જીવોને પ્રેરતો હોઈને વિષમતા નિર્દયતાનો પ્રશ્ન ઉઠતો નથી આથી સસાર દશામા અવિવેકી અવિદ્યાગ્રસ્તદર્શન—જીવાત્માની સમાનસિદ્ધિ અને તેનો જ્ઞાન દ્વારા મોક્ષ, સર્વજ્ઞ સર્વશક્તિમાન, કર્માધ્યક્ષ—સર્વભૂતાધિવાસી, સાક્ષી ચેતન વિના સભવે નહીં આથી પરમાત્મા પ્રેરક છે એ સિદ્ધ છે યદ્યપિ દોષો જ પ્રવર્તક છે અને જીવાત્મા સાધન સામગ્રી સંપન્ન છે છતા સમસ્ત પ્રવૃત્તિઓમા જીવનુ ઈશ્વરપ્રેર્યત્વ સ્વીકારવુ જ રહે છે આથી સ્વતન્ત્ર જીવાત્માનુ કર્તૃત્વ નથી પણ એ કર્તૃત્વને ઈશ્વરની પ્રેરણા આવશ્યક છે ॥ ૪૧ ॥

પરમાત્માની પ્રેરણાથી જીવનુ કર્તૃત્વ છે—મોક્ષ પર્યન્ત એ સિદ્ધાન્ત સ્થિર થયો પણ એની સામે આ શકા ઉપજી શકે છે જો પરમાત્માની

પ્રેરણાથી જીવમાં કર્તૃત્વ હોય તો પણ વિધિનિષેધ શાસ્ત્રો નિરર્થક જ થાય. જે પરપ્રેરણાથી વર્તે તેને માટે વિધિનિષેધ નકામો જ છે! કેમકે છેવટે તો એ જે કરે છે તે પરબ્રહ્મથી પ્રેરાઈને જ કરે છે. ઉપરાંત જો પરપ્રેરણાથી જીવ પ્રવર્તતો હોય તો જગતની વિચિત્રતા યુક્તિયુક્ત થઈ ન શકે. જો રાગદ્વેષાદિ દોષો જીવના પ્રવર્તક હોય તો જીવ પાપ પુણ્ય કમાય અને તે દ્વારા સુખદુઃખાદિથી ભરપૂર જગતની વિચિત્રતા સમજાવી શકાય! જો પરબ્રહ્મ પરમાત્મા પ્રેરક હોય તો તે જીવને પુણ્યકર્મમાં જ પ્રેરી શકે. અને આથી જીવો પુણ્યશાળી જ હોત. પરમાત્મા કદી કોઈને અપુણ્યમાં યોજી શકે નહીં. અને પુણ્યની પ્રવર્તના થાત તો અધર્મનો સંચય નહીં થાય. અને પરિણામે જગતમાં જોવામાં આવતી વિચિત્રતા નહીં સંભવે! અને જો જગતમાં દેખાતું વૈચિત્ર્ય સમજાવવા જો પરમાત્માનું પાપપુણ્ય ઉભયમાં પ્રેરકત્વ સ્વીકારીએ તો ઈશ્વરને વૈષમ્ય અને નિર્દયત્વનો દોષ લાગ્યા વિના ન રહે. ઉપરાંત એવી વ્યવસ્થા સ્વીકારતાં "અકૃત અભ્યાગમ" ન કર્યું હોય તે ભોગવવાનો પ્રસંગ પણ અનિવાર્ય જ થાય! આથી પ્રભુપ્રેરણાથી જીવ પ્રવર્તે છે!–સ્વતઃ નહીં એ બરાબર લાગતું નથી. આનો જવાબ વાળતાં ભગવાન સૂત્રકાર કહે છેઃ–

**कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः ॥ ४२ ॥**

તુ=પૂર્વપક્ષની વ્યાવૃત્તિસૂચક શબ્દ છે. કિન્તુ કૃતપ્રયત્નાપેક્ષ=જીવાત્માનાં પૂર્વે કરેલાં કર્મની અપેક્ષા એ ઈશ્વર પ્રેરક થાય છે. કેવી રીતે આ જાણવું? તો કહે છે કે– વિહિત૦=વિધિ નિષેધ શાસ્ત્રોની સફળતા વગેરે કારણોથી એ જણાય છે.

ઉપર્યુક્ત દોષોથી પરમાત્મા લેપાતો નથી. કેમકે પરમાત્મા તે તે જીવોના પૂર્વજન્મના ધર્માધર્મ અનુસાર તે તે જીવોને પ્રેરે છે! અર્થાત્ પ્રાચીન કર્મના ફળભોગે જીવાત્મા પરતંત્ર છે. પણ નવીન કર્મ કરતી વખતે પણ પૂર્વવાસનાનું પ્રેરકત્વ હોય છે. પણ તે વાસના પુરુષ પ્રયત્ને જીતી શકાય છે. અને આ રીતે પરમાત્માનું પ્રેરકત્વ અને જીવનું સ્વાતંત્ર્ય ઉભય એકી વખતે ભજી શકે છે. પરમાત્મા પર્જન્ય જેવા છે. પર્જન્ય જેમ જુદી જુદી જાતનાં બીજોના પ્રાદુર્ભાવમાં સામાન્ય નિમિત્ત છે તેમ પરમાત્મા અનન્ત જીવોના કર્મ અને તેના ફલાદિભાવમાં સામાન્ય નિમિત્ત છે. પર્જન્ય ન હોય તો તે તે બીજોનું વૈષમ્ય ન ઘટે અને બીજો ન હોય તો પણ તે ઘટતું નથી. અને આમ જીવાત્માનું કર્તૃત્વ અને પ્રભુનું પ્રેરકત્વ ઉભય શ્લિષ્ટ છે. વિધિપ્રતિષેધ શાસ્ત્ર આમ હોય તો જ પ્રામાણિક થાય. "स्वर्गकामो यजेत" ब्राह्मणो न हन्तव्यः વગેરે વિધિ

નિષેધ શાસ્ત્રો તો જ સફળ થાય. કેમકે જો એમ ન હોય તો ઈશ્વર જ વિધિનિષેધમાં પ્રયુક્ત થાય! કેમકે જીવાત્મા તો તેમ માનતાં અત્યન્ત પરતન્ત્ર ગણાય! અને તેમ થતાં વિહિત કરનારને અનર્થ મળે-નિષિદ્ધ આચરનારને પણ અર્થપ્રાપ્તિ થાય. અને છેવટે વેદશાસ્ત્ર નિરર્થક થાય. ઈશ્વરની જો અપેક્ષા જ ન રહે તો તો આગળ કહ્યું તેમ "સૌ મિત્ર રાખી શત્રુ મારે" અને પરિણામે આ જ પહેલાં જ જગત ખતમ થયું હોત! અને આથી કયા અંશમાં જીવનું પારતન્ત્ય અને કયા અંશમાં સ્વાતન્ત્ય છે એ જો સમજાય તો ઈશ્વર નિર્દોષ છે એમ સમજાયા વિના ન રહે! વૈષમ્ય નિર્દયત્વનો રદીયો તો આગળ દીધો જ છે. ॥ ૪૨ ॥

આમ જીવ અને શિવ કર્તા અને કારયિતા છે એ વાત સિદ્ધ થઈ અને આથી જ જીવ અને શિવ ભિન્ન છે એ અર્થાત્ સિદ્ધ થાય છે. ઉપરાંત શ્રુતિઓમાં ઠેકઠેકાણે ભેદનું જાણે પ્રતિપાદન કર્યું છે. પરંતુ મઝા તો એ છે કે શ્રુતિઓમાં ઘણે ઠેકાણે જીવ શિવનો અભેદ પણ છાપરે ચડીને પોકારવામાં આવ્યો છે. અને તે ઉપરાંત સમસ્ત જડ ચેતન જગતનું એકમાત્ર કારણ પરબ્રહ્મ પરમાત્મા છે એ સિદ્ધ કરવામાં પણ શ્રુતિઓ નિત્યતત્પર છે. અનેક કારણ હોઈને એ કાર્યથી ભિન્ન ન હોઈ શકે, અને તેથી અભેદ પણ તેટલોજ સિદ્ધ થાય છે. તો આ ભેદ અને અભેદ એકી વખતે કેવી રીતે ભજે? કયાં તો જીવ શિવ જુદો હોય-કયાં તો એક જ હોય! પણ એકી વખતે ભિન્નભિન્ન ન હોઈ શકે. આ વિરોધનું નિરાકરણ કરતાં કહે છે કેઃ-

## अंशो नानात्वव्यपदेशादन्यथा चापि दाशकितवादित्वमधीयत एके ॥ ४३ ॥

नानात्वव्यपदेशात्=શ્રુતિમા જીવોનું અનેકપણુ અને ભિન્નત્વ બતાવ્યું હોઇને च=તથા अन्यथा=બીજી રીતે अपि=પણ એ જ સિદ્ધ થાય છે કે अंश=જીવ ઇશ્વરનો અંશ છે કેમકે एके=એક શાખાવાળાઓ दाशकितत्व=બ્રહ્મને દાશકિતવ વગેરે રૂપે કહીને अधीयते=ભણે છે

શ્રુતિ કહે છે-एको वशी निष्क्रियाणां बहुनां एकं बीजं बहुधा यः करोति। तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः तेषां सुखं शाश्वतंनेतरेषाम्। नित्योऽनित्यानां चेतनश्चेतनानां एको बहूनां यो विदधाति कामान्। तत्कारणं सांख्ययोगाधिगम्यं ज्ञात्वादेवं मुच्यते सर्व पाशैः-જે એક અનેક નિષ્ક્રિયોને કાબૂમાં રાખનારો છે. એક બીજને જે

અનંત રીતે વિસ્તારે છે, તેને જે કોઈ આત્મામાં રહેલો જુવે છે તેવા ધીરને શાશ્વત સુખ હોય છે. બીજાને નહીં. અનિત્યમાં જે નિત્ય છે. ચેતનાનું પણ જે ચેતન છે. જે એકલો સૌની ઇચ્છાને પૂરી કરે છે તે કારણરૂપ અને સાંખ્ય અને યોગ દ્વારા સાક્ષાત્કરવા યોગ્ય દેવને સાક્ષાત્ કરીને સૌ પાશોમાંથી મુક્ત થવાય છે (શ્વે૦ ૬–૧૨–૧૩) આ અને આવી શ્રુતિઓમાં જીવોને અનેક અને ભિન્ન ભિન્ન બતાવ્યા છે. અને સાથે સાથે તે જીવો ચેતન સ્વરૂપ છે અને નિત્ય એમ પણ બતાવ્યું છે. અને તે ઉપરાંત ઇશ્વર જ જગતનું સર્વથા- કારણ છે એમ પણ પ્રતિપાદિત કર્યું છે. અને આથી સિદ્ધ થાય છે કે જીવનો સમુદાય એ પરમેશ્વરનો અંશ છે. જીવ, શિવનો અંશ છે એ વાત વેદ પણ કહે છે **ब्रह्म दाशा, ब्रह्म दासा ब्रह्मैवेमे कितवाः**–આમ આ અથર્વવેદના વાકયમાં જીવોનું બહુત્વ અને બ્રહ્મરૂપત્વ કહ્યું છે. અને આથી જીવશિવ અંશાશિભાવે સંબંધ છે એજ સિદ્ધ થાય છે. જો જીવો ઇશ્વરના અંશ ન હોય અને તેનાથી ભિન્ન જ હોય તો બ્રહ્મની જગત્કારણતા અને દાશ, કિતવાદી રૂપતામાં રહેલો વિરોધ સમજાવી ન શકાય. આથી એ બન્ને અંશાશી છે એમ. માનવું જ યુક્તિયુક્ત છે અને છેવટે આ ભાવ–અંશાશીભાવ પણ વ્યવસ્થા પૂરતો જ સમજવો રહે છે. છેવટે તો જીવ અને શિવ એક જ છે! પણ અજ્ઞાનની જ્યારે સમજપૂર્વક વ્યવસ્થા જ કરવાની રહે છે ત્યારે આ વ્યવસ્થા જ યુક્તિયુક્ત છે. અને બ્રહ્મ નિરવયવ હોઇને આ અંશાંશીભાવ સાકાર વસ્તુના ટુકડા જેવો હોઈ શકતો નથી. અને આથી કાર્ય કારણ ભાવનો પુરસ્કાર કરીને જ અશાંશીભાવ સમજવો રહે છે. અને આ કાર્યકારણભાવ પણ પ્રલયકાળ અને સૃષ્ટિકાળની કલ્પનાએ જ સમજવો રહે છે. નિત્ય અને ચેતન જીવાત્મા પ્રલયકાળે બ્રહ્મમાં અવ્યક્તરૂપે રહે છે. તે જ સૃષ્ટિકાળે પ્રકટ થાય છે. વળી સંહારકાળે તેમાં એકરૂપ એકરસ થઈ જાય છે. તેના શરીરાદિની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથી જ થાય છેઃ–**मम योनिर्महद् ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्। संभवः सर्वभूतानां ततो भवति भारत॥ सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः तासां ब्रह्म महद्योनिः अहं बीजप्रदः पिता**–મહાન પ્રકૃતિ મારી આવિર્ભાવસ્થલી છે. તે પ્રકૃતિમાં હું બીજક્ષેપ કરૂં છું. અને તેથી હે ભારત! સમસ્ત ભૂતોનો આવિર્ભાવ થાય છે. તમામ યોનિઓમાં જે મૂર્તિઓ ઉપજે છે તે તમામની એક યોનિ છે મહાન પ્રકૃતિ હું છું બીજપ્રદ પિતા!–આ ગીતાવાકયોમાં ઉપરોક્ત વાત સ્પષ્ટ જ છે. આથી પિતાપુત્રની પેરે શિવજીવને અંશી અને અંશ માનીએ એ જ સંસારદશામાં યોગ્ય છે. આ રીતે સમજતાં અભેદ બતાવનારી શ્રુતિઓ

પણ કૃતકૃત્ય થાય છે. ફક્ત એક વાત ન વિસરાવવી ઘટે. આ ફક્ત તાત્કાલિક યુક્તિપ્રધાન વ્યવસ્થા માત્ર છે. સિદ્ધાન્ત તો એક જ છે, અને તે એ કે "जीवो महीर" શ્રુતિ વિરોધનું નિરાકરણ આ રીતે ઉત્તમ રીતે થાય છે. ॥ ૪૩ ॥

આમ જેમ પિતાનો પુત્ર તેમ પરમાત્માનો જીવાત્મા અંશ છે એ વાત સિદ્ધ થઈ. એને જ દૃઢતર કરતાં બીજો હેતુ આપે છે કે:-

## मन्त्रवर्णाच ॥ ४४ ॥

मन्त्रवर्णात्=વેદના મંત્રોના અક્ષરોથી च=પણ જીવ શિવનો અંશ છે એ સિદ્ધ થાય છે.

**एतावान् अस्य महिमा अतो ज्यायान् च पुरुषः । पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि**-આવડો એનો મહિમા છે. અને એનાથી અદકો છે. તે પુરુષનો સમસ્ત ભૂતો તો ચોથાઇ માત્ર છે. તેના અમૃત ત્રણ પાદો તો સ્વર્ગમાં છે. (ऋ० ८-४-१७-३) આ છે મન્ત્ર. એ મન્ત્રમાં જીવાત્મા જેમાં પ્રધાન છે એવાં સમસ્ત સ્થાવર જંગમ ભૂતોને પરમાત્માના પાદ તરીકે વર્ણવ્યાં છે. પાદ કહો-ભાગ કહો-કે અંશ કહો-વાત એકની એક છે. અને મુખ્ય અંશ તો સંભવી શકતો નથી. આથી જાણે જીવ પરબ્રહ્મનો અંશ છે એમ જ વર્ણવવું રહે છે. આથી જીવ સમુદાય પરમાત્માનો અંશ જ છે. ॥ ૪૪ ॥

સ્મૃતિ પ્રમાણથી એ જ વાતને વધારે સુદૃઢ કરતાં કહે છે:—

## अपि च स्मर्यते ॥ ४५ ॥

अपि=આ ઉપરાંત પણ स्मर्यते च=આ બાબતમાં સ્મૃતિ પણ સંમત છે.

જેમ શ્રુતિ તેમ સ્મૃતિ પણ આ બાબતમાં સંમત છે. ભગવતી ગીતા કહે છે:— **ममैवांशो जीवलोके जीवभूतः सनातनः**— જીવલોકમાં મારો જ અંશ જીવરૂપ થયો છે. (गीता० १५-७) ઉપરાંત- અથવા **बहुनैतेन किं ज्ञातेन तवार्जुन। विष्टभ्याहमिदं कृत्स्नं एकांशेन स्थितो जगत्।** અગર તો અર્જુન! આ બધું વધારે જાણીને શું? આ સમસ્ત જગતને મારા એક અંશે ધારીને હું ઉભો છું. (गीता० १०-४२) આથી જીવાત્મા પરમાત્માનો અંશ છે એ કથન ઠીક છે. ॥ ૪૫ ॥

આ પ્રસંગે આ શંકા અહીં ઉદ્‌ભવે ! જો જીવ શિવનો અંશ છે તો તે શિવ પણ જીવના અંશી તરીકે જીવના ક્લેશો, કર્મો અને તેના ફળોથી લેપાય જ ! જીવના દોષે શિવ દૂષિત થાય જ ! આનો જવાબ વાળતાં ભગવાન સૂત્રકાર કહે છે :—

**प्रकाशादिवन्नैवं परः ॥ ४६ ॥**

एवं=આમ-અર્થાત્ જેમ અંશ ભૂત જીવાત્મા ક્લેશ-કર્મ-વિપાકથી અભડાય છે તેમ परः=પરબ્રહ્મ પરમાત્મા न=અભડાતો નથી. કોની માફક ? તો प्रकाशादिवत्=પ્રકાશ દેતો હોઇને પ્રકાશ એટલે અહીં સૂર્ય. આદિથી આકાશ વગેરેનું ગ્રહણ થાય છે.

સૂર્ય-આકાશ-વાયુ વગેરે અંશીઓ છે અને ચક્ષુ-શ્રોત્ર-સ્પર્શ વગેરે તેમના અંશો છે. અંશરૂપ આંખ, કાન-ચામડી વગેરેના ઉપઘાતરૂપી દોષોથી જેમ સૂર્ય-આકાશ-વાયુ વગેરે અભડાતાં નથી તેમ જીવાત્માના ક્લેશ-કર્મ-વિપાકરૂપી દોષોથી પરમાત્મા અભડાતો નથી. શ્રુતિઓ આ અર્થની સાક્ષી છે. **अग्निः वाग् भूत्वा मुखं प्राविशत्**-અગ્નિ વાણી થઇને મુખમાં પ્રવેશ્યો. વગેરે (ઐ૦ ૨-૪) **सूर्यं चक्षुर्गच्छतु वातमात्मा**-સૂર્યમાં ચક્ષુ જુઓ. આત્મા પવનમાં. (ઋ૦ ૭-૬-૨૦-૩) **देवाश्च सर्वे प्रतिदेवतासु**-સૌ દેવો તેમના પ્રતિદેવોમાં (મું૦ ૩-૨-૭) **अग्निं वाग् अप्येति वातं प्राणः चक्षुः आदित्यम्**-વાણી અગ્નિમાં, પ્રાણ પવનમાં, ચક્ષુ સૂર્યમાં, લીન થાય છે. (બૃ૦ ૩-૨-૧૩) **यथा सूर्यो सर्वलोकस्य चक्षुः न लिप्यते चाक्षुषैः बाह्यदोषैः। एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः** જે સૌ લોકનું ચક્ષુ-સૂર્ય બાહ્ય ચક્ષુને લગતા દોષોથી અભડાતો નથી, તેમ સૌ ભૂતોનો અંતરાત્મા એક હોઈને સૌથી અસ્પૃષ્ટ હોઇ ને લોકદુઃખથી લેપાતો નથી. (કઠ૦ ૨-૨-૧૧) આથી પરમાત્મા જીવના ક્લેશાદિથી સદૈવ અસ્પૃષ્ટ જ છે. ॥ ૪૬ ॥

આ જ બાબતને સ્મૃતિ પ્રમાણે વધારે પુષ્ટ કરતાં કહે છે:-

**स्मरन्ति च ॥ ४७ ॥**

स्मरन्ति=સ્મૃતિઓ પણ કહે છે च=અને શ્રુતિઓની પણ સંમતિ છે.

યોગશાસ્ત્રકાર ભગવાન પતંજલિ મુનિ કહે છે કે **क्लेशकर्म विपाकाशयैरपरामृष्टः पुरुषविशेषः ईश्वरः**-ક્લેશ કર્મ, વિપાક અને આશયોથી અણઓટાયેલો પુરુષવિશેષ ઈશ્વર છે. (યો. સૂ૦ ૨૪-૧) ભગવતી

ગીતા કહે છે કે-अनादित्वान् निर्गुणत्वात् परमात्मायमव्ययः । शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते-અનાદિતા અને નિર્ગુણતાને લઈને આ પરમાત્મા અવ્યય છે. તેથી શરીરમાં રહ્યો છતાં હે અર્જુન! એ નથી તો કરતો કે લેપાતો. (ગીતા૦ ૧૩-૩૧) ઉપરાંત શ્રુતિઓ પણ ઉમેરે છે કેઃ-द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन् अन्योऽभिचाकशीति-બે સુંદર પાંખવાળાં સાથે રહેતાં-સખા પંખીઓ છે, એક જ વૃક્ષને ભેટીને ઉભાં છે, તેમાંથી બીજું સ્વાદુ એવાં પીપળફળને ચાખે છે. ન ખાતું બીજું એ ફળનો પ્રકાશ કરે છે. (શ્વેતા૦ ૪-૬) ઉપરાંત तत्र यः परमात्मा हि स नित्यो निर्गुणः स्मृतः । न लिप्यते फलैश्चापि पद्मपत्रमिवांभसा ॥ તે બે પૈકી જે પરમાત્મા છે તે નિત્ય નિર્ગુણ છે કમળપત્ર જેમ પાણીથી તેમ તે કર્મનાં ફળે લેપાતો નથી. (મહાભારત શાન્તિપર્વ૦ ૩૫૧-૧૪-૧૫) આથી પરમાત્મા જીવના દોષે સ્પૃષ્ટ થતો નથી ॥ ૪૭ ॥

આ ઠેકાણે આ શંકા ઊઠે. જીવાત્મા જેવું બ્રહ્મ ભલે ન હો-પણ જીવાત્મા તો બ્રહ્મસમો છે ને? કેમકે અંશી અને અંશની વચ્ચે સરૂપતા હોવી ઘટે. બે વચ્ચે જો વિરૂપતા હોય તો અંશાંશી ભાવ ઘટે નહીં, અને આથી જેમ અંશી પરમાત્માને વિધિ કે નિષેધ નથી તેમ અંશીભૂત જીવાત્માને માટે પણ વિધિ કે નિષેધ નથી સંભવતાં. કેમકે બન્ને ચૈતન્ય છે. જો આમ ન હોય તો વૈરૂપ્ય આવ્યા વિના ન રહે. અને આથી વિધિ નિષેધ શાસ્ત્રોની ક્યાંએ આવશ્યક્તા જ નથી. આ શંકાનો ઉત્તર દેતાં કહે છેઃ-

## अनुज्ञापरिहारौ देहसंबन्धात् ज्योतिरादिवत् ॥ ४८ ॥

अनुज्ञापरिहारौ=વિધિનિષેધ देहसंबन्धात्=શરીરના યોગે અંશભૂત જીવાત્માના જ જાણવા. કોની માફક? ज्योतिरादिवत्=અગ્નિ પાણી વગેરેની માફક.

જીવ અને શિવ વચ્ચે કશો ભેદ નથી. છતાં જીવાત્માને માટે દેહના યોગને લઈને વિધિનિષેધો શાસ્ત્રમાં બતાવ્યા છે. સ્વરૂપે તેને કોઈ વિધિ કે નિષેધ સ્પર્શતા નથી. જેમ અગ્નિ વગેરેને સ્થળવિશેષના સંબંધે વિધિનિષેધ સ્પર્શે છે-સ્વરૂપે નહીં તેમ જીવને પણ સ્વરૂપે વિધિનિષેધ નથી જ. પણ સ્થૂળ-સૂક્ષ્મ-કારણ શરીરના સંબંધે વિધિનિષેધો સ્પર્શે છે. સ્મશાનના સંબંધે અગ્નિ ક્રવ્યાગ્નિ બને છે. અગ્નિહોત્રનો અગ્નિ-યજ્ઞીયાગ્નિ કહેવાય છે. બાકી અગ્નિને સ્વરૂપે ક્રવ્યત્વ કે યજ્ઞીયત્વ નથી. તેમ જીવાત્માની બાબતમાં પણ જાણવું જોઈએ. જીવનો દેહસંબંધ બ્રહ્મદર્શને તૂટે! ત્યાં સુધી તે

ચાલુ રહે છે. આ વિધિનિષેધો શાસ્ત્રમાં બતાવ્યા છે. જેમકે-स्वाध्यायोऽध्येतव्यः-સ્વાધ્યાય કરવો જોઇએ. (શત૦ ૨-૨-૨-૧૮) अग्निहोत्रं होतव्यम् અગ્નિહોત્ર હોમ કરવો ઘટે. (૨-૮-૨-૧૮) सत्यं वद धर्मं चर-સાચું બોલજે ધર્મ આચરજે. (तै० १-११) प्रयंत-प्रार्यत (ऋ०६-५-६-८) कृषिमित् कृषस्व ખેતી કર (ऋ० ७-८-५-१३) संगच्छध्वं संवदध्वं-સાથે જાઓ-સાથે બોલો (ऋ ८-८-४९-२) गां मा हिंसीः-ગાયને રખે મારતો. (यजुः १३-४३) अविं मा हिंसीः ઘેટાને ન મારતો. (यजुः-१३-१४) अक्षैः मा दिव्यः (ऋ० २-८६५-१६) यानि अनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि જે નિર્દોષ કર્મો હોય તે કરવાં બીજાં નહીં. (तै० १-१८) વગેરે. આથી શાસ્ત્ર નિરર્થક નથી. ॥ ૪૮ ॥

આમ વ્યવસ્થા થતી હોવા છતાં શંકા તો જીવે જ છે! જીવાત્મા પણ વિભુ જ છે! અને જીવાત્માઓ વિભુ હોઇને જીવાત્માઓ અને તેમનાં કર્મો અને ફળોનો પરસ્પર વિભાગ થવો અશક્ય થાય! વિભુ પરિમાણવાળા અનેક ન હોઈ શકે. હોય તો પણ છેવટે તે બધા એક જ થાય, અને તેમનાં કર્મો અને ફળો પણ વિભુત્વને લઈને જ મિશ્રિત થઈ જાય અને આથી એકનુ કરેલું સૌને ભોગવવું જ પડે. ઉપરાંત એકની મુક્તિએ સૌની મુક્તિ પણ આવે જ! અને આમ બકરું કાઢતાં ઊંટ પેસી જ જાય, આ ઉપરાંત પણ અનેક અકાટ્ય મુશ્કેલીઓ ઊભી થાય! આનો જવાબ વાળતાં કહે છે કેઃ—

## असन्ततेः च अव्यातिकरः ॥ ४९ ॥

च=આ ઉપરાંત असन्ततेः=શરીરોના આવરણોને લઈને વ્યાપકતાનો વિરોધ થતો હોઇને अव्यतिकरः=જીવો-તેમના કર્મો અને કમના ફળોનો વ્યતિકર-મિશ્રણ-સેળભેળ થતો નથી.

કે [illegible] લઇને જીવાત્મા
વ્યાપક [illegible] ગ કાયમ જ રહે
છે, તેમ [illegible] જીવોની પરસ્પર
વ્યાપ્તિ [illegible] પણ સગાસગ
થઈ જતી નથી. પણ વિભાગ રહે જ છે! સંસાર કાળમાં જીવની વ્યાપકતા પરમાત્મા જેવી હોતી નથી. એ વ્યાપકતા શરીર-અંતઃકરણ-અનાદિકર્મ સંસ્કાર વગેરે ઉપાધિઓને લઇને સીમિત થઈ જાય છે! અને આથી શબ્દ માત્રની આકાશમાં વ્યાપ્તિ હોવા છતાં પ્રત્યેક શબ્દનું પરસ્પર મિશ્રણ

ન્તુ નથી, પણ પ્રત્યેક વિભક્તિ સમન્વય છે, તેમજ જીવોના વિષયમા, ણ સમજવુ રહે છે આમ જેમ શબ્દનુ વિભુત્વ અને અમિશ્રપુ એકી ખને હોઈ શકે છે તેમ જીવાત્માનુ વિભુત્વ અને પરસ્પર અમિશ્રણ સમજી શાય છે આથી કોઈ બાધા નડતી નથી ॥ ૪૯ ॥

ઉપરની વાતને જ દૃઢ કરતા કહે છે કે -

## आभासः एव च ॥ ५० ॥

ચ=આ ઉપરાન્ત મૂળમા તો આભાસ એવ=જીવા મા પરમાત્માનો આભાસ જ છે અને આથી કર્મ કે કર્મફળનો ભેળ થઈ જતો નથી

છેવટે તો વાતની એક વાતનુ સ્મરણ દેતા આચાર્યશ્રી કહે છે કે જીવ એ પરમાત્માનો-શિવનો છેવટે આભાસ જ છે જીવરૂપે દેખાતો પરમાત્મા સાક્ષાત જીવરૂપ થઈ જતો નથી-અન્ય વસ્તુ પણ બની જતો નથી એ આભાસ જ છે અને આભાસ માત્ર હોઈને વ્યવસ્થા થઇ શકે છે સૂર્ય એક છે તેના જુદા જુદા જળાશયોમા જુદા જુદા પ્રતિબિબ ભાસે છે તે પૈકીનુ એક જળ પ્રતિબિબ ધ્રૂજે તો તેથી બીજા જળાશયમાનુ પ્રતિબિબ કપતુ નથી તેમ એક જીવાત્માના કર્મફળ સબધે બીજા જીવને તે કર્મફળનો સબધ થઇ જતો નથી અને આ રીતે પણ કર્મ અને કર્મફળનો વ્યતિકર-સકર-શભુમેળો થઈ જતો નથી। અને આભાસનુ મૂળ, અજ્ઞાન છે અને આથી સમાર આભાસને આશ્રયે હોઈને મૂળમા અવિદ્યાનો જ વિસ્તાર માત્ર છે। એ અવિદ્યાનો ક્ષય થતા જીવની પારમાર્થિક શિવતા પ્રકટયા વિના રહેતી નથી અને તે સમયે -।। ભેદવ્યવહાર સ્વપ્નની પેરે અપ્રતિષ્ઠિત જ લાગે છે। આથી જીવ છેવટે તો શિવ જ છે। અને શિવ હોઈને જ એને મૂળમા સસાર કે તેના કોઇપણ ધર્મનો સ્વરૂપે સ્પર્શ નથી ॥ ૫૦ ॥

ઉપરની ચર્ચાનો અર્થ એ થયો કે આત્મા-પરમાત્મા એક જ છે! અને તે જ જીવરૂપે ભાસે છે આથી નાના પ્રકારના જીવો ભાસતા હોવા છતા છેવટે એ અજ્ઞાનનો જ મહાચમત્કાર છે, અવિદ્યાનો જ એ અગમ્ય મહારાસ છે એક અને અજોડ પરમાત્મા જ પોતાની અનન્ત વિભવા શક્તિ દ્વારા પોતે જ પોતાનામા પોતાની રીતે ખેલી રહ્યો છે અને એના આ ખેલ માત્રને આપણે એટલો વાસ્તવિક માનીએ છીએ કે એમા રહેલી લીલામાત્રને પેખી શક્તા નથી जीवो ब्रह्मैव नापर -એ દેવનુ સત્ય છે આ સત્યથી જેટના વાદો વેગળા છે તે પારમાર્થિક દૃષ્ટિએ અસ્વીકાર્ય છે આ પૈકી કેટલાક વાદો પ્રમાણે આત્મા અનેક છે-અને સૌ વિભુત્વ સપન્ન છે એમ મનનાર પણ કેટલાક છે એમા રહેલા દોષોને દર્શાવતા આચાર્ય કહે છે કે -

## अदृष्टानियमात् ॥ ५१ ॥

अदृष्टानियमात्=અદૃષ્ટના નિયમનો અભાવ થતો હોઇને જીવો મૂળમાં અનેક અને વિભુ હોઇ શકતા નથી. તેથી આત્મા એક અને વિભુ છે એ સિદ્ધ થાય છે.

વ્યાપકતા અને અનેકતા બન્ને એકી વખતે સાથે ભજતાં નથી. જો જીવો અનેક હોય અને બધા જ જો વ્યાપક હોય તો અદૃષ્ટના નિયમનો અભાવ થાય ને પરિણામે સુખદુઃખના ઉપભોગનો શંભુ મેળો-સેળભેળ જ થાય! અદૃષ્ટનો નિયમ એટલે જન્મજન્માન્તરમાં કરેલાં કર્મના ફળભોગની નિયત વ્યવસ્થા! અને સુખદુઃખનો ઉપભોગ તો અદૃષ્ટને અધીન છે એમ સ્વીકૃત છે. જો એમ નહીં સ્વીકારીએ તો સુખદુઃખાદિ ભોગની આકસ્મિકતા સ્વીકારવી પડે. અને આકસ્મિકતા જેવી કોઈ ચીજ જ નથી. આથી અદૃષ્ટનો સ્વીકાર કરવો જ પડે! અને જીવાત્મા અણુ કે મધ્યમ પરિમાણુ હોઇ શકતો નથી. એ વિભુ જ હોઈ શકે છે. અને આથી આત્મા એક જ હોઈ શકે છે. અને એનું અનેકત્વ એ ઉપાધિકૃત જ સ્વીકારી શકાય! આથી આત્મા એક અને વ્યાપક બ્રહ્મ સ્વરૂપ જ છે-એનું અનેકત્વ માત્ર આભાસ જ છે-ભેદદર્શક શ્રુતિઓનું પણ અંતિમ તાત્પર્ય તો અભેદ પ્રદર્શિત કરવાનું જ છે એ જ સિદ્ધ થાય છે. આથી આત્મા મૂળમાં એક છે, અને સર્વવ્યાપી છે. જીવ મૂળમાં શિવ જ છે. અને ઉપાધિ તો-આત્માની વિચિત્ર માયા શક્તિનો ચમત્કાર પણ અવર્ણનીય જ છે. ॥ ૫૧ ॥

આ ઠેકાણે શંકા ઉઠાવીને સમાધાન કરતાં કહે છે કેઃ-

## अभिसंध्यादिष्वपिचैवम् ॥५२ ॥

च=અને આ ઉપરાંત अभिसंध्यादिषु=રાગદ્વેષ ગર્ભ સંકલ્પ એટલે અભિસંધિ આદિ શબ્દથી પ્રયત્ન વગેરેનું સૂચન છે. સંકલ્પ વગેરેમાં પણ एवं=એ જ પ્રમાણે નિયમનો અભાવ થશે. ॥ ૫૨ ॥

જેમ તમામ જીવોની સંનિધિમાં કરાતું કર્મ, સૌ જીવો વિભુ હોઈ કોઈ એકનું અદૃષ્ટ બાંધી શકે એવો નિયમ સંભવતો નથી તેમ અદૃષ્ટના પણ કારણરૂપ રાગદ્વેષાદિગર્ભ સંકલ્પ, પ્રયત્નોમાં પણ નિયમનો અભાવ જ થાય-ઉપરની જ દલીલનો તેમાં પણ અતિદેશ થાય છે. તમામ આત્માઓની સંનિધિમાં જ રાગદ્વેષાદિ પણ કરાતાં હોઇને એ કોનાં છે- એ જાણવાનો નિયમ જ ન થઈ શકે! તો જેમને પોતાને જ નિયમ નથી તે અદૃષ્ટનું નિયમન કરે એમાં કશો જ સાર નથી. આથી આત્મા અનેક અને વિભુ નથી પણ એક અને વિભુ છે એ જ સિદ્ધ થાય છે. વચ્ચેનો વ્યવહાર ઉપાધિકૃત જ માન્યે છુટકો ॥ ૫૨ ॥

આ ઉપર કોટી કરીને નિરાકરણ કરતાં કહે છેઃ-

**प्रदेशादिति चेन्नान्तर्भावात् ॥ ५३ ॥**

પ્રદેશાત્=શરીર પ્રદેશને લઈને અભિસંધિ વગેરેમાં નિયમ થઈ શકે ઇતિ ચેત્= એમ જો કહેતા હો તો ન=તે બરાબર નથી કેમકે અન્તર્ભાવાત્=સૌ આત્માઓનો શરીરાદિમાં અંતર્ભાવ છે.

રાગદ્વેષથી યુક્ત સંકલ્પો મનના સંયોગને લઈને આત્મામાં થાય છે. અને શરીર તો પ્રત્યેક જીવને હોય છે. આમ એ શરીર પ્રતિજીવ નિયત હોઈને તે શરીરના પ્રદેશમાં જીવ સાથે મનના સંયોગથી થતા રાગદ્વેષાદિ પણ નિયત થઈ શકે છે. અને તે જો નિયત થાય તો અદૃષ્ટ પણ નિયત થાય. અને અદૃષ્ટ જો નિયત થાય તો સુખદુઃખનો ઉપભોગ પણ નિયત થાય! અને આ બધી વ્યવસ્થાની ખટપટ જ જાય! આવી છે આ સ્થાને શંકા.

પણ આ શંકા બરાબર નથી. કેમકે એક શરીરમાં સૌ આત્માઓનો અંતઃસદ્ભાવ પણ તેવો જ નક્કી હોઈ ને અભિસંધિ વગેરે નિયમ નહીં થઈ શકે—અક્રમપૂર્વક નહીં થઈ શકે! જો શરીરમાં એક જ જીવાત્મા હોય તો તે શરીરના પ્રદેશમાં મનના સંયોગે જન્મતા રાગદ્વેષાદિ સંકલ્પો નિયત થાય, પણ આ ઠેકાણે તો જીવ અનેક છે અને તે બધાય વ્યાપક છે એમ પૂર્વપક્ષી લવી રહ્યો છે. અને આથી કોઈપણ શરીરમાં તે શરીરના જીવ ઉપરાંત બાકીના બધાય જીવોનો અંતર્ભાવ માનવો જ પડે! કેમકે તો જ તે વિભુ છે એમ નિર્દોષપણે કહી શકાય! અને જ્યારે બધા જ જીવો વિભુ હોઈને એક શરીરમાં વર્તતા હોય તો તે પૈકી એ શરીર કયા જીવનું એ કહેવું જ અશક્ય થાય! અને પરિણામે આખી વ્યવસ્થા તૂટી પડે! આથી જીવો અનેક છે અને તે બધા વ્યાપક છે એ ટકી શકે એવી વાત નથી. જીવ માત્ર પ્રભુનો આભાસ માત્ર છે. અને પ્રભુથી ભિન્ન ન હોઈને છેવટે એક જ વ્યાપક આત્મા છે અને તે જ બ્રહ્મરૂપ છે એ જ વાત નિર્દોષ છે. અને અવિદ્યાની વ્યવસ્થા તો કરવાની પણ શી હોય! અવિદ્યા જ અવિદ્યાની વ્યવસ્થા કરી લે છે! અને ભેદદર્શન એ અવિદ્યાની જ ચમત્કારિક વ્યવસ્થા છે! આથી અકળાવી નાખે એવા ભેદમાં એકરસ અભેદ જ છે. "जीवो ब्रह्मैव" છે—આ સિદ્ધાન્ત જ મનોરમ અને હૃદયંગમ અને મતિપ્રસાદન છે. ॥ ૫૩ ॥

॥ इति द्वितीयाध्याये तृतीय पादः ॥

હરિ ૐ તતસત

ॐ

# ब्रह्मसूत्रसाधनभाष्ये द्वितीयाध्याये

## चतुर्थः पादः

પ્રિયાત્મન્! બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયના ત્રીજા પાદમાં પંચમહાભૂતો-અંતઃકરણ વગેરેની ઉત્પત્તિ દર્શાવી. સાથે સાથે ગૌણરૂપે જીવાત્માની ઉત્પત્તિ બતાવી-અને ઉપરાંત જીવાત્માના સ્વરૂપની પણ ચર્ચા કરી. એ પાદમાં પ્રાણ કે ઇન્દ્રિયોની ઉત્પત્તિની ચર્ચા સ્પર્શવામાં આવી ન હતી. આથી પ્રાણ અને ઇન્દ્રિયોની ઉત્પત્તિ અંગે વિચારપૂર્વક ચર્ચા કરવાના આશયથી અને એમને લગતી શ્રુતિઓના વિરોધનો સમન્વય કરવાના હેતુથી હવે પછીનો આ અધ્યાયનો છેલ્લો અને ચોથો પાદ શરૂ કરવામાં આવે છે. ત્રીજા પાદમાં આકાશ વગેરેની ઉત્પત્તિ અંગેનો શ્રુતિવિરોધ દૂર કર્યો. હવે ઇન્દ્રિઓને લગતા શ્રુતિ વિરોધને દૂર કરવા માટે અતિદેશ કરતાં કહે છે કેઃ-

### तथा प्राणः ॥ १ ॥

તથા=તેજ પ્રમાણે-જેમ આકાશ વગેરે મહાભૂતો બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે તેજ રીતે પ્રાણ:=ઇન્દ્રિયો પણ તેમાંથી જ, બ્રહ્મમાંથી જ ઉપજે છે.

સંશયનું સ્વરૂપ આ છે. ઇન્દ્રિયો મહાભૂતોની પેરે બ્રહ્મમાંથી ઉપજે છે કે જીવાત્માની પેરે ઉપજતી નથી! ઉપજતી નથી એવો પૂર્વપક્ષ છે. ઉપજે છે એવો સિદ્ધાન્ત છે. તો એમાંથી સાચું શું? ઇન્દ્રિયો બ્રહ્મમાંથી ઉપજતી નથી એ જ સાચું લાગે છે. કેમકે ઇન્દ્રિયોની બ્રહ્મમાંથી ઉપજ થાય છે એમ કોઈ શ્રુતિ કહેતી નથી. तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः-આ આત્મામાંથી આકાશ પેદા થયું છે. (તૈ૦ ૨-૧) વગેરે શ્રુતિઓ ઉત્પત્તિની ચર્ચા કરે છે. આ અને આવી શ્રુતિઓમાં ક્યાંયે ઇન્દ્રિયો બ્રહ્મમાંથી ઉપજે છે એમ કહ્યું નથી. સર્વની ઉત્પત્તિ બતાવવા નીકળેલી શ્રુતિ ઇન્દ્રિયોત્પત્તિની બાબતમાં મૌન સેવે છે, એ જ બતાવે છે કે તેમની બ્રહ્મમાંથી ઉત્પત્તિ થતી નથી.

ઉપરાંત પ્રલયકાળે તેમનો-ઇન્દ્રિયોનો અભાવ હોય છે એમ શ્રુતિઓ ઉચ્ચરે છે. દા. ત. सद् वा इदमग्रे आसीत् तदाहुः किं तद् सद् आसीद् इति। ऋषयो वाव तदग्रेऽ सदासीत्। तदाहुः के ते ऋषय इति प्राणाः वा ऋषयः—આરંભમાં નિશ્ચય આ બધું સત્ હતું. એ બાબતમાં કહે છે તે સત્ શું હતું! તે વખતે નિશ્ચય ઋષિઓ સત્ હતા. તો કહે છે કે તે ઋષિઓ કયા? તો પ્રાણો=ઇન્દ્રિયો ઋષિઓ છે. (શતઃ બ્રા૦ ૬-૧-૧-૧) જો ઇન્દ્રિયોની ઉત્પત્તિ થતી હોય તો પ્રલયકાળે તેમનો સદ્ભાવ શક્ય ન હોત. કેમકે જે જન્મે તે જાય જ એવો નિયમ છે. આ જતી નથી માટે તે જન્મની ન જ હોવી જોઈએ. આથી જીવાત્માની પેરે ઇન્દ્રિયોની ઉત્પત્તિ ન થતી હોવી ઘટે. આ છે પૂર્વપક્ષ.

આના જવાબમાં સિદ્ધાન્તી કહે છે કે-"तथा प्राणः" સાચું "तस्माद् वा एतस्माद्" શ્રુતિમાં ઇન્દ્રિયોની ઉત્પત્તિ કહી નથી. પણ તેથી શું? એ નહીં તો બીજી શ્રુતિમાં તેમની ઉત્પત્તિ ગાઈ જ છે. દા. ત. सप्तप्राणाः प्रभवन्ति तस्मात्-સાત પ્રાણો ઇન્દ્રિયો તેમાંથી પ્રભવે છે. (મું૦ ૨-૧-૮) तस्माद् आत्मनः सर्वे प्राणाः-તે આત્મામાંથી બધા પ્રાણો (બૃ૦ ૨-૧-૨૦) આવી અનેક શ્રુતિઓમાં પ્રાણશબ્દવાચ્ય ઇન્દ્રિયોની પરબ્રહ્મમાંથી ઉત્પત્તિ બતાવી જ છે. એક ઠેકાણે તેમનું શ્રવણ ન પણ હોય તેથી બધે જ અશ્રવણ કેમ મનાય? ઉપરાંત तस्माद् वा एतस्माद् શ્રુતિમાં પણ ઇન્દ્રિયોની ઉત્પત્તિનું અર્થાક્ષિપ્ત શ્રવણ છે જ. એ જ પ્રકરણમાં આગળ ચાલતાં શ્રુતિ કહે છેઃ-पृथिव्या ओषधयः ओषधीभ्यः अन्नं अन्नाद् रेतः रेतसः पुरुषः- પૃથ્વીમાંથી ઓષધિઓ, તેમાંથી અન્ન, અન્નમાંથી વીર્ય, વીર્યમાંથી શરીર-(તૈ૦ ૨-૧) અહીં પુરૂષ એટલે શરીર. તેની ઉત્પત્તિનું જે કથન છે તો નિરિન્દ્રિય શરીરની ઉત્પત્તિ હોઈ શકતી નથી. એટલે ઇન્દ્રિયોની ઉત્પત્તિ સ્વયમેવ કહી છે એમ જાણી શકાય છે.

ઉપરાંત પ્રલયકાળે ઇન્દ્રિયોનો સદ્ભાવ વર્ણવ્યો છે. એ ઠીક છે પણ એ મહાપ્રલયની કથા નથી. એ તો અવાન્તર પ્રલયોની વાત છે. મહાપ્રલયકાળે તો ઇન્દ્રિયો પણ લીન થઈ જ જાય છે એમ શ્રુતિ કહે છે. देवाश्च सर्वे प्रतिदेवतासु-તમામ દેવો-ઇન્દ્રિયો તેમના અધિષ્ઠાતા દેવોમાં પ્રવેશે છે. (મું૦ ૩-૨-૭) આવો શ્રુતિબોલ છે. મહાપ્રલયમાં કાર્યમાત્રનો વિનાશ થાય છે. અવાન્તરમાં સ્થૂલ કાર્યોનો જ-આટલો તફાવત છે. અને 'પ્રાણ' શબ્દ જેમ મુખ્ય પ્રાણના અર્થમાં તેમ ઇન્દ્રિયોના અર્થમાં પણ અનેક શ્રુતિઓમાં વપરાયેલ જ છે. આથી આકાશ વગેરે ભૂતોની પેરે જ

ઇન્દ્રિયોની પણ પરબ્રહ્મ પરમાત્મામાંથી ઉત્પત્તિ થાય છે એમ માનવું યુક્તિપૂર્વકનું છે. ॥ ૧ ॥

પણ આ ઇન્દ્રિયોત્પત્તિ શ્રુતિને ગૌણ કેમ ન માનવી? અને એને જો ગૌણ માનીએ તો ઉપર જે અતિદેશ કર્યો તે યોગ્ય નથી. આનો જવાબ વાળતાં આચાર્યશ્રી કહે છે:-

## गौण्यसंभवात् ॥ २ ॥

ગૌણ્યસંભવાત્=ઇન્દ્રિયોને લગતી ઉત્પત્તિ શ્રુતિ ગૌણ સંભવી શકતી ન હોઇને અતિદેશ યોગ્ય જ છે.

મુખ્યાર્થનો બાધ થાય તો અમુખ્યાર્થનો સ્વીકાર કરવો રહે. અર્થાત મુખ્યાર્થ બાધ થાય તો ગૌણ અર્થ આવે. પણ અહીં મુખ્યાર્થનો બાધ નથી. ઇન્દ્રિયોનો વિનાશ પ્રત્યક્ષ છે. અને આથી તેમની ઉત્પત્તિનું અનુમાન થાય જ. અને આથી અનુમાન પ્રમાણનો ઉત્પત્તિ શ્રુતિને અનુગ્રહ મળતો હોઈને એ શ્રુતિ ગૌણી નથી. આથી અતિદેશ ઉચિત છે. ॥ ૨ ॥

વિચાર આગળ ચલાવતાં પ્રશ્ન થાય છે કે આ ઇન્દ્રિયો પંચભૂતોની પહેલાં ઉપજે છે કે પંચભૂતો પછી ઉપજે છે? જવાબ દેતાં કહે છે કે:-

## तत्प्राक् श्रुतेश्च ॥ ३ ॥

ઇન્દ્રિયો તત્પ્રાક્=તે મહાભૂતોની પહેલાં ઉપજે છે શ્રુતેઃ=કેમકે શ્રુતિનું ચ=તથા સ્મૃતિનું એવું પ્રમાણ છે.

શ્રુતિઓ અને સ્મૃતિઓ મહાભૂતોથી પૂર્વે, ઇન્દ્રિયોની ઉત્પત્તિનું શ્રવણ સ્મરણ કરાવતી હોઈને પંચભૂતો પહેલાં જ ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે એમ નિશ્ચય થાય છે. एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च। खं वायु ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी-એમાંથી જન્મે છે પ્રાણ-મન-સૌ-ઇન્દ્રિયો-આકાશ-વાયુ-જ્યોતિ પાણી અને વિશ્વધારિણી પૃથ્વી (મું૦ ૨-૧-૩) સાંખ્ય સ્મૃતિ કહે છે:-सत्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः प्रकृतेः महान्, महतः अहंकारः अहंकारात् पञ्चतन्मात्राणि उभयमिन्द्रियं, तन्मात्रेभ्यः स्थूलभूतानि, पुरुषः इति पञ्चविंशतिर्गणः (સાં૦ ૧-૬-૧) અને શ્રુતિ સ્મૃતિ તો પ્રમાણરૂપ છે. અને આથી મહાભૂતોથી પૂર્વે ઇન્દ્રિયો ઉપજે છે-એ સ્પષ્ટ છે.

स प्राणमसृजत प्राणात् श्रद्धां खं वायुः ज्योतिरापः पृथिवीन्द्रियं मनः તેણે પ્રાણ સરજ્યો–પ્રાણમાંથી શ્રદ્ધા આકાશ–જ્યોતિ–પૃથ્વી–ઇન્દ્રિય મન–(પ્ર૦ ૬–૪) આ શ્રુતિમાં ख=આકાશ વગેરે ભૂતોનુ' જે પ્રથમોત્પન્ન દર્શન છે તે સ્થૂલ ભૂતોના અર્થમાં નથી–પણ સૂક્ષ્મ ભૂતોનાં અર્થમાં છે આથી ક્યાંયે શ્રુતિ વિરોધ વાંચવાની જરૂર નથી. ॥ ३ ॥

આ ઠેકાણે આ શંકા ઉપજે. જો ઇન્દ્રિયો મહાભૂતોથી પહેલાં ઉપજતી હોય તો तेजोमयीवाक् (છાં૦ ૬–૫–૪) આ શ્રુતિમાં દર્શાવેલું વાક્ ઇન્દ્રિયનું તેજોમયત્વ કેવી રીતે સિદ્ધ થાય? શ્રુતિઓનો તો પરસ્પર વિરોધ નથી. અને અહીં તો દેખાય છે. ઉપરાંત પ્રાચીનનું અર્વાચીનપણું કેવી રીતે તર્કસંગત થાય? આ શંકાનું નિરાકરણ કરતાં કહે છે કે.–

तत्पूर्वकत्वाद् वाचः ॥ ४ ॥

વાચઃ=વાણીરૂપી ઇન્દ્રિયનું તત્પૂર્વકત્વ હોવાથી તન્મયત્વનું શ્રવણ છે. तत्पूर्वकत्वात् શબ્દમાં तत्=એટલે તેજ. પૂર્વક શબ્દ કારણવાચક છે. અર્થાત્ વાણીરૂપી ઇન્દ્રિયની જે કાર્યજનક શક્તિ છે તેની અભિવ્યક્તિનું કારણ તેજ હોઇને તેને તેજોમયી કહેવામાં આવે છે.

શ્રુતિમાં अन्नमयं हि सोम्य ! मनः आपोमयाः प्राणाः–હે સોમ્ય ! અન્ન પ્રધાન છે મન, પાણીપ્રધાન છે પ્રાણ. (છાં૦ ૫–૪) મનને અન્નમય કહ્યું છે. પ્રાણને આપોમય–જળમય કહ્યો છે. અહીં મન તો અન્નથી પ્રાચીન છે. છતાં તેને અર્વાચીન બતાવ્યું છે. તો ત્યાં "અન્નમય છે મન" એનો શું અર્થ થાય ? તો એનો એટલો જ અર્થ કે મનની સંકલ્પરૂપી જે કાર્યશક્તિ તેની અભિવ્યક્તિનું કારણ તેટલું અન્ન છે, પ્રાણની જે પ્રાણનરૂપ કાર્યશક્તિ તેની અભિવ્યક્તિનું કારણ તેટલું પાણી છે. તેથી મન અન્નમાંથી કે પ્રાણ જળમાંથી ઉપજે છે એવું સિદ્ધ થતું નથી. અને આથી અન્ન અને જળ જ મન અને પ્રાણુથી અર્વાચીન છે–અને મન અને પ્રાણ જ પ્રાચીન છે એ સિદ્ધ જ છે તેમ तेजोमयी वाक्–આ શ્રુતિમાં પણ વાણીની જે વચન શક્તિ તેની અભિવ્યક્તિનું કારણ તેટલું તેજ છે એટલું જ ઉદ્દિષ્ટ છે. તેજમાંથી વાણી જન્મે છે, એ કહેવાનો આશય જ નથી. અને આથી શ્રુતિઓમાં પરસ્પર વિરોધ જ નથી. એટલું જ નહીં–કાંઈ પણ તર્કથી વિસંગત નથી. આથી આકાશ વગેરે ભૂતો જેમ બ્રહ્મમાંથી જન્મે છે તેમ ઇન્દ્રિયો પણ ઉપજે છે એવો અતિદેશ યોગ્ય જ છે. ॥ ४ ॥

આમ આકાશ વગેરેની પેરે જ ઈન્દ્રિયોની બ્રહ્મમાથી જ ઉત્પત્તિ થાય છે એટલું સ્પષ્ટ થયુ હવે એ ઈન્દ્રિયોની સખ્યાનુ નિર્ધારણ કરવુ ઘટે છે. તે માટે પૂર્વપક્ષનુ અવતરણ કરતા કહે છે –

## सप्तगतेः विशेषितत्वात् ॥ ५ ॥

सप्त=સાત છે પ્રાણો=ઇન્દ્રિયો કેમ જાણ્યુ ? તો गतेः=ઉત્ક્રાન્તિને લઇને च=તથા विशेषितत्वात्=વિશેષણને લઇને એ જણાય છે

ઇન્દ્રિયો કેટલી માનવી ? સાત કે અગિઆર ? એમા સશય કેવી રીતે થયો ? તો શ્રુતિઓનો વિરોધી સૂર છે માટે-કેટલીક શ્રુતિઓ ઇન્દ્રિયો સાત છે એમ કહે છે તો કેટલીક આઠ ઇન્દ્રિયો છે એમ કથે છે તો વળી કેટલીક શ્રુતિઓ તેમની અગિયારની સખ્યા વદે છે એક શ્રુતિ કહે છે **सप्त प्राणा प्रभवन्ति तस्माद्** સાત પ્રાણો–ઈન્દ્રિયો તેમાથી પ્રભવે છે (मु० ૨–૧–૮) આ સાત તે વાણી, ચક્ષુ, નાક, જીભ, કાન, મન અને ચામડી બીજી શ્રુતિ "હાથ" નો ઉમેરો કરી પ્રાણને આઠ બતાવે છે-**अष्टौ गृहा अष्टौ अतिगृहा** (बृ० ૩–૨–૧) કયાક પાચ જ્ઞાનેન્દ્રિય, પાચ કર્મેન્દ્રિય અને અગિયારમુ મન–એમ અગિયાર છે એમ કહે છે–જેમકે **दशेमे पुरुषे प्राणा आत्मैकादश** (बृ० ૩–૯–૪) આથી શ્રુતિઓ જ માહોમાહે અઘડતી હોઈને શકા થાય એ સ્વાભાવિક છે આ ચડભડમા પૂર્વપક્ષી કહે છે કે સાત ઇન્દ્રિઓ જ છે સિદ્ધાન્તી ઠરવે છે અગિયાર ઇન્દ્રિયો

પૂર્વપક્ષી કહે છે ઉત્કાન્તિ શ્રુતિને લઈને, પ્રાણ–ઇન્દ્રિયોની સખ્યા સાત જ હોઈ શકે છે. ઉત્ક્રાન્તિ કાળે શરીરમાથી આત્મા સાથે સાત ઇન્દ્રિયો જ જાય છે એવો શ્રુતિબોલ છે **तमुत्क्रामन्तं प्राण· अनूत्क्रामति प्राणे मनुत्क्रामन्तं सर्वे प्राणा· अनुत्क्रामन्ति**–તેનુ ઉત્કામણ થતા પ્રાણને અને પ્રાણની પાછળ બધા પ્રાણો ઉત્કમણ કરે છે (बृ० ૪–૪–૨) આ છે તે શ્રુતિ ઉપલી શ્રુતિમા "**सर्वे**" શબ્દ છે **सप्त**–શબ્દ નથી એમ જો કહો તો તે બનવાજ નથી કેમકે અહીં "**सर्वे**"–**सप्त** ના જ અર્થમા છે જેમ "**सर्वे ब्राह्मणा भोजयितव्या** " એ વાકયમા **सर्वे** શબ્દ પૃથ્વી ઉપરના તમામ બ્રાહ્મણોનો દર્શક નથી—પણ જેટલા પ્રકૃત અને નિમન્ત્રિત હોય તેટલાનો જ વાચક છે તેમ અહીં પ્રકરણમા પણ **सर्वे** શબ્દ "**सप्त**" સખ્યાનો જ નિર્ધારક છે અહીં સાત પ્રાણો જ પ્રકૃત છે

ઉપરાત અહીં ચક્ષુથી માડીને તે ત્વચા સુધીના સાત પ્રાણો જ વિશેષણ વિશિષ્ટ થયેલા જોવામા આવે છે-चाक्षुषः पुरुषः पराङ् पर्य्या ऽऽवर्ततेऽथारूपज्ञः भवति-ચાક્ષુષ પુરુષ પાછો ચોમેરથી આવર્તન કરે છે ત્યારે તે રૂપને ન જાણનારો થાય છે-એક જેવો થઈ જાય છે ત્યારે જોતો નથી એમ તેને કહે છે (બૃ૦ ૪-૪-૧-૨) જે વિશેષણ વિશિષ્ટ હોય તેમનુ જ ગ્રહણ યોગ્ય છે આ પ્રકરણમા આઠમુ વિજ્ઞાન છે તેનુ પણ વિશેષણ જોવામા આવે છે તેની પાછળ જુદો અભિપ્રાય છે મન અને વિજ્ઞાનમા તાત્ત્વિક ભેદ નથી-આથી વૃત્તિ-ભેદના અભિપ્રાયે આઠમુ વિશેષણ સમજવુ રહે છે ઉપરાત કેટલીક શ્રુતિમા હાથ વગેરે બીજી અધિક ઇન્દ્રિયોનો નિર્દેશ છે પણ તેમની આત્મા સાથે ઉત્ક્રાન્તિ થતી નથી, અને તે ઉપરાત એ બીજી ઇન્દ્રિયો આત્માને અતિ ઉપકારક ન કહેવાય આથી ત્યા તેમનો પ્રાણ તરીકે નિર્દેશ ગૌણ છે આથી ઇન્દ્રિયો તો સાત જ છે એમ પૂર્વપક્ષી કહે છે –

સિદ્ધાન્તી સૂત્રનુ અવતરણ કરતા કહે છે –

## हस्तादयस्तु स्थितेऽतो नैवम् ॥ ६ ॥

સ્થિતે=ઉત્ક્રાન્તિ જે ઇન્દ્રિયોની સખ્યાના નિર્ધારણમા નિયામક હોય तु=તો हस्तादय=હાથ પગ પાયુ ઉપસ્થ-આ ચાર પણ ઇન્દ્રિયો છે એમ માનવુ રહ્યુ अत-આથી एव=ઇન્દ્રિયો સાત જ છે એમ न=નથી

ઉત્ક્રાન્તિને જો પ્રાણ સખ્યાની નિયામક માનવામા આવે તો ઇન્દ્રિયો સાત નહીં પણ અગિયાર છે એમ જ માનવુ રહે છે કેમકે આત્મા સાથે અગિયાર ઇન્દ્રિયોનુ ઉત્ક્રમણ જ શ્રુતિ બતાવે છે दशेमे पुरुषे प्राणाः आत्मैकादशस्ते यदाऽस्माच्छरीरान्मर्त्यादुत्क्रामन्ति अथ रोदयन्ति-આ શરીરમા દશ પ્રાણો અને અગિયારમુ મન છે તેઓ જ્યારે આ મર્ત્ય શરીરમાથી ઉત્ક્રમણ કરે છે અને રડે છે (બૃ૦ ૩-૯-૪) અને આ અગિયારની અપેક્ષાએ જ બીજી શ્રુતિમા "सर्व" શબ્દનો પ્રયોગ છે દા ત प्राणमुत्क्रामन्त च सर्वे प्राणा अनूत्क्रामन्ति (બૃ૦ ૪-૪-૨) એક શ્રુતિ જે કહે તે કથન જ બીજે અપેક્ષિત હોય એ ઉચિત છે આ વાક્યમા પ્રકરણની અપેક્ષાએ सर्व શબ્દનો પ્રયોગ છે-બીજી શ્રુતિની અપેક્ષા નહીં અને પ્રકરણમા તો સાત જ ઇન્દ્રિયો દર્શાવી છે એમ જો કહો તો તે ઠીક છે પણ ભૂલવુ ન ઘટે કે શ્રુતિ અને પ્રકરણ-એ બેમા શ્રુતિ બળવાન છે પ્રકરણ નિર્બલ છે અને સબળ-જીતે, નિર્બળ નહીં મીમાસાનો નિયમ છે

કે श्रुति-लिंगवाक्य-प्रकरण-स्थान-समाख्यानां समवाये पार दौर्बल्यं अर्थविप्रकर्षात् (મીમાં૦ ૩-૩-૧૪).

ઉપરાંત સર્વ શબ્દ અશેષનો વાચક છે. અને અશેષ ઈન્દ્રિયો અગિયાર છે. અને આથી અહીં સર્વ શબ્દ અશેષનો જ વાચક ગણાય. સાતનો જ નહીં! "सर्वे ब्राह्मणा भोजयितव्याः" વાક્યમાંનો સર્વ શબ્દ પણ મૂળમાં તો ભૂદેવ માત્રનો વાચક છે. પણ તે બધાને જમાડવા શક્ય ન હોઈને પરિસ્થિતિ અનુસાર તેમનો સંકોચ હિતાવહ છે. અહીં સર્વ શબ્દના સંકોચ માટે કોઈ કારણ નથી માટે ઇન્દ્રિયો અગિયાર છે.

ઉપરાંત વિશેષણ અહીં પ્રદર્શન માટે છે. એ બીજી શ્રુતિના બળે સમજી શકાય એમ છે. જેમ એક શ્રુતિમાં ચક્ષુ વગેરે ઇન્દ્રિયોનો પોતપોતાના વિષયો સહિત ઉલ્લેખ છે તેમ બીજીમાં હસ્ત વગેરેનો પણ ઉલ્લેખ છે. દા. ત. चक्षुश्च द्रष्टव्यं च (પ્ર૦ ૪-૮) થી લઈને તે हस्तौ च आदातव्यं च उपस्थश्च आनन्दयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च (પ્ર૦ ૪-૮) આથી અગિયાર ઈન્દ્રિયોનું ગ્રહણ જ યુક્ત છે.

ઉપરાંત જીવાત્માના ઉપકારક તરીકે બધી જ ઇન્દ્રિયો છે તો બધીનું જ ગ્રહણ ન્યાય્ય છે.

વળી अष्टौ ग्रहः (બૃ૦ ૩-૨-૧) અહીંની આઠ સંખ્યામાં પણ ખૂટતી બીજી સંખ્યા સ્વીકારી જ લેવી જોઈએ. કેમકે ઘ્રાણ વગેરે જો આસક્તિના કારણ હોઈને જીવાત્માનું મુક્તિ પર્યન્ત ગ્રહણ કરતા હોય તો હાથ વગેરે પણ તેવા જ છે. અને આથી ઇન્દ્રિયો એકંદરે અગિયાર જ છે, સાત નહીં એ સિદ્ધ છે. ॥ ૬ ॥

બ્રહ્મમાંથી પ્રાણોની-ઈન્દ્રિયોની ઉત્પત્તિ તથા તેમની સંખ્યા નક્કી થઈ. હવે સૂક્ષ્મ ભૂતોની ઉત્પત્તિ અંગે અતિદેશ કરતાં કહે છેઃ-

अणवश्च ॥ ૭ ॥

ચ=અને અણવઃ=જેમ બ્રહ્મમાંથી આકાશાદિ મહાભૂતોની પૂર્વે ઇન્દ્રિયો ઉપજે છે તેમ પ્રમાણે અણુઓ એટલે કે સૂક્ષ્મ ભૂતો-તન્માત્રાઓ પણ ઉપજે છે.

પ્રશ્નોપનિષદમાં પોતપોતાના વિષયો સહિત જેમ ઇન્દ્રિયો તેમ આકાશાદિ પંચભૂતો અને તેના કારણરૂપ પંચતન્માત્રાઓનો પણ ઉપન્યાસ જોવામાં આવે છે. पृथिवी च पृथिवीमात्रा च, आपश्चापोमात्रा च વગેરે.

(પ્ર૦ ૪-૮) કાર્યકારણ ભાવે જકડાયેલા પદાર્થો પૈકી કારણ પદાર્થોની ઉત્પત્તિ પહેલી જ હોવી જોઈએ. કેમકે જે પૂર્વવર્તી હોય તે જ કારણ હોઈ શકે છે. અને આકાશ વગેરે પાંચ મહાભુતો કાર્ય છે, અને પંચ સૂક્ષ્મભૂતો-તન્માત્રાઓ કારણ છે. સ્મૃતિ કહે છે કે तन्मात्रेभ्यः स्थूलभूतानि (સાં૦ ૧-૬૧) ઉપરાંત મનુસ્મૃતિ કહે છેઃ-अणव्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः । ताभिः सार्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः (मनु० ૧-૨૭) આથી જેમ આકાશ વગેરે પંચમહાભૂતોની પહેલાં પ્રાણો તેમ તેના કારણરૂપ-પંચમહાભૂતોના કારણરૂપ પંચતન્માત્રાઓ પણ પહેલાં ઉપજે છે, એવો અતિદેશ યોગ્ય છે.

એ જ પ્રમાણે મુખ્ય પ્રાણની ઉત્પત્તિને નિર્ધારિત કરતાં અતિદેશ કરે છે કેઃ-

## श्रेष्ठश्च ॥ ८ ॥

શ્રેષ્ઠ-જેમ બ્રહ્મમાંથી આકાશાદિ પાંચમહાભૂતોથી પૂર્વે પ્રાણો ઉપજે છે તેમ શ્રેષ્ઠ મુખ્ય પ્રાણ ચ=પણ ઉદ્ભવે છે.

प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च (છાં૦ ૫-૧૧) अयं वै नः श्रेष्ठ (બૃ૦ ૧-૫-૨૧) तान् वरिष्ठः प्राण उवाच (પ્ર૦ ૨-૫) શ્રુતિઓના આધારે અહીં શ્રેષ્ઠ શબ્દ મુખ્ય પ્રાણના અર્થમા છે.

તો મુખ્ય પ્રાણ ઉપજે છે કે નથી ઉપજતો એ સંશય છે. નથી ઉપજતો એવો પૂર્વપક્ષ છે, ઉપજે છે એવો સિદ્ધાન્ત પક્ષ છે. તો શું સાચું ? તો નથી ઉપજતો એમ કહેવુ જ સાચુ લાગે છે. કેમકે પ્રલય કાળે પણ મુખ્ય પ્રાણનો વ્યાપાર શ્રુતિ સ્વયં બતાવે છે. न मृत्युरासीदमृतं न तर्हि न रात्र्या अह्न आसीत् प्रकेतः आनीदवातं स्वधया तदेकं तस्माद् ह अन्यन्न परः किंचिनास—તે વખતે મૃત્યુ કે જીવન ન હતું અને રાત્રિ કે દિવસનું ચિહ્ન ન હતું. તે વખતે તે એક પ્રકૃતિ સાથે નિસ્પંદ પ્રાણતત્ત્વ હતું તેનાથી પર બીજુ કશું ન હતું, (ऋ० ૮-૭-૧૭-૭) ઉપલા મન્ત્રમાં आनीत् શબ્દનો પ્રયોગ છે એ પ્રાણ વ્યાપારનો વાચક છે अन् प्राणने-એમ પાણિની મુનિ કહે છે. તે વેળા જો પ્રાણ ન હોત તો તેના વ્યાપારનો ઉલ્લેખ ન કર્યો હોત પણ કર્યો છે. અને પ્રલયકાળે પણ જે હોય તે ઉપજે છે એમ કહેવું અયોગ્ય છે. કેમકે ઉપજે તે અવશ્ય નાશ પામે જ. આથી મુખ્ય પ્રાણ પ્રલયકાળે પણ, હોઇને, ઉપજતો નથી.

આ વાતને નિરાધાર કરતાં શ્રેષ્ઠશ્ચ એ જાતનું સૂત્ર સૂત્રકાર આગળ કરે છે. જેમ બ્રહ્મમાંથી આકાશાદિ તન્માત્રાદિ, પ્રાણાદિ, તેમ મુખ્ય પ્રાણ પણ ઉપજે જ છે. પ્રાણની. ઉત્પત્તિ દર્શાવનારી પણ શ્રુતિઓ જ છે. **आत्मनः एष प्राणः जायते** (પ્ર૦ ૩-૬) **एतस्मा ज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च** (મું૦ ૨-૧-૩) અને શ્રુતિ તો પ્રમાણ છે. ઉપલા મંત્રમાંના **आनीत्** શબ્દ પ્રાણના વ્યાપારનો સદ્ભાવ બતાવનારો છે. તે વખતે એક પરબ્રહ્મ પરમાત્મા જ પોતાની **સ્વધા**=જગદ્ગર્ભા પ્રકૃતિ સહિત પ્રાણન કરે છે. બીજી મૃત્યુ આદિ કોઈપણ ચીજ નહીં-એવા એ શ્રુતિનો અભિપ્રાય છે. અને પરમાત્માનું પ્રાણન એટલે તેનું ચૈતન્યાત્મક પ્રાણન છે-પ્રાણાત્મક પ્રાણન અર્થ નથી. કેમકે **आनीत्** ની સાથે **अवातं** એ વિશેષણ વપરાયું છે! ઉપરાંત **अप्राणो ह्यमनाः शुभ्रः** (મું૦ ૨-૧-૨) આ શ્રુતિ પરમાત્માના પ્રાણનનો નિષેધ કરે છે. આથી પ્રાણ પરબ્રહ્મ પરમાત્મામાંથી ઉપજે છે-એ વાત સિદ્ધ છે. આથી અતિદેશ યોગ્ય જ છે.

આ પ્રાણનું સ્વરૂપ શું? આનો નિર્ણય દેતાં પહેલાં, પૂર્વપક્ષીને સંમત એવું એનું વાયુપણું કે તેના-વાયુના વિકાર તરીકેનું હોવાપણું દૂર કરતાં કહે છેઃ-

## न वायु-विक्रिये पृथगुपदेशात् ॥ ९ ॥

वायुविक्रिये=વાયુ અને તેના વિકારરૂપ न=મુખ્ય પ્રાણ નથી કેમકે पृथगुपदेशात्=વાયુ અને પ્રાણનો ભિન્ન ભિન્ન ઉપદેશ શ્રુતિ કરે છે.

મુખ્ય પ્રાણ વાયુ કે તેના વિકારોરૂપ નથી, પણ તેનાથી ભિન્ન છે. શ્રુતિ સ્વયં આમ કહે છે. પ્રાણ સૃષ્ટિના કથન બાદ વાયુની સૃષ્ટિનો ઉલ્લેખ કરતી શ્રુતિ એ બંન્ને ભિન્ન છે એમ જ કહે છે. શ્રુતિવચન છે કે **स प्राणमसृजत, प्राणात् श्रद्धां, खं वायुः ज्योतिः आपः** (પ્ર૦ ૬-૪) ઉપરાંત **एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुः ज्योतिः आपः** (મું૦ ૨-૧-૩) જો પ્રાણ વાયુ કે વાયુના વિકારરૂપ હોત તો વાયુની સૃષ્ટિએ જ તેની સૃષ્ટિ પ્રતિપાદિત થઈ હોત અને તેનો વિશેષ નિર્દેશ વ્યર્થ હોત. અને આથી પ્રાણ, વાયુ કે તેનો કોઈ વિકાર વિશેષ નથી. ॥ ૯ ॥

જો વાયુ કે તેના વિકારરૂપ પ્રાણ નથી તો પછી જીવની પેરે ભલે એ કોઈ સ્વતંત્ર તત્ત્વ હોતું! આનો જવાબ વાળતાં કહે છેઃ-

## चक्षुरादिवत्तु–तत्सहशिष्टयादिभ्यः ॥ १० ॥

चक्षुरादिवत्=જેમ ચક્ષુ વગેરે ઇન્દ્રિયો જીવતાં સાધન વિશેષ છે તેમ મુખ્ય પ્રાણ પણ જીવનું સાધન વિશેષ જ છે, કેમકે तत्सहशिष्टयादिभ्यः=શિષ્ટિ એટલે શાસન, આદિ શબ્દ સહતના અને અચેતનતાનો સગ્રાહક છે, તે વાક ચક્ષુ વગેરે ઇન્દ્રિયોની સાથે જ તેનું–પ્રાણનું શાસન ઉપદેશ હોવાથી અને તે ઉપરાંત સંહતત્વ અને અચેતનત્વ પણ હોવાથી એ જીવનું ઉપકરણ જ છે જીવની માફક એ સ્વતંત્ર પદાર્થ નથી

શ્રુતિઓમાં બધે વાક્ ચક્ષુ વગેરે પ્રાણોની સાથે જ મુખ્ય પ્રાણનું પણ શાસન જોવામાં આવે..अथ ह प्राणः अहं श्रयसे व्यूदिरे–ત્યાર બાદ પ્રાણો પોતપોતાની શ્રેષ્ઠતા માટે વિવાદ કરવા લાગ્યા. (છાં૦ ૪–૧–૬) વગેરે એનાં ઉદાહરણ છે. આમ બધે ચક્ષુ વગેરે ઇન્દ્રિયો સાથે મુખ્ય પ્રાણનો ઉપદેશ જોવામાં આવે છે. અને આ સહશાસન સમાન ધર્મીઓનું હોઈ શકે. જીવાત્માનું સાધન હોવું એ ઇન્દ્રિયો અને મુખ્ય પ્રાણમાં સમાન ધર્મ છે. જેમ ઇન્દ્રિયો વગેરે જીવાત્માના કર્તૃત્વમાં સાધનરૂપ બને છે તેમ મુખ્ય પ્રાણ પણ જીવાત્માના સમસ્ત અર્થસંપાદનમાં સાધનરૂપ થાય છે અને જીવાત્માનુ ઉપકરણ હોઈને, બાકીની ઇન્દ્રિયો વગેરેની માફક તેનુ શેષત્વ યોગ્ય છે. સ્મૃતિ કહે છે.–**पुरुषार्थ करणो द वोऽप्य-दृष्टोल्लासात्** (સાં૦ ૨–૨૩) એજ પ્રમાણે સહતતા અને અચેતનતા પણ પ્રાણ જીવનુ ઉપકરણ–સાધન છે એ વાતને સમર્થિત કરે છે. અને આથી પ્રાણ શ્રેષ્ઠ હોવા છતા એ કોઈ જીવાત્માના જેવો સ્વતંત્ર પદાર્થ નથી, પણ જીવાત્માનુ સાધન જ છે. ॥ ૧૦ ॥

પૂર્વપક્ષી શંકા ઉઠાવે છે કે પ્રાણ જીવનુ ઉપકરણ છે–આ વાત કઈ બાજુ ઉતરે એવી નથી ચક્ષુ વગેરે ઇન્દ્રિયોનો પોતપોતાના વિષયોનુ ગ્રહણ કરતી હોઈને જીવાત્માના ઉપર ઉપકાર કરે છે અને આથી તે ઉપકરણ થઈ શકે. પ્રાણનું એવુ કોઈ કાર્ય વિશેષ અને તે દ્વારા જીવની ઉપાસના કે આરાધના જોવામા આવતી નથી, તો પછી એ જીવાત્માનું ઉપકરણ કેવી રીતે થઈ શકે? આનો જવાબ વાળતા કહે છે –

## अकरणत्वाच्च न दोषस्तथा हि दर्शयति ॥ ११ ॥

दोष=શ્રેષ્ઠ મુખ્ય પ્રાણનો કોઈ વિષય પરિચ્છેદરૂપી કાર્યનો અભાવ હોવો એ દોષ न=નથી. કેમ? તો अकरणत्वात्=એ પ્રાણ ઇન્દ્રિયરૂપ નથી. तथा हि=એનું અનીન્દ્રિયપણું–ઇન્દ્રિયાભાવરૂપતાને दर्शयति=જીવાત્માનુ ઉપકરણ થઈ શકવાનુ સમર્થક બીજુ કાર્ય શ્રુ બતાવે છે

જો મુખ્ય પ્રાણ ઇન્દ્રિયરૂપ હોત તો તેનું કાર્ય પણ હોત. પણ મુખ્ય પ્રાણ કારણરૂપ નથી. પણ તે જીવાત્માને ઉપકાર કરતો અટકી જતો નથી. ઇતર કાર્ય દ્વારા જીવાત્માને એ ઉપકૃત કરતો હોઈ ને એ કરણરૂપ છે. પ્રાણ, શરીર, ઇન્દ્રિય વગેરેનાં ધારણ દ્વારા જીવાત્માને સહાયરૂપ થાય છે, અને અપેક્ષિત વસ્તુનું સાધક તે જ ઉપકરણ છે. આથી શરીર ઇન્દ્રિયાદિના ધારણ દ્વારા જીવોપકારક હોઈને પ્રાણ જીવાત્માનું ઉપકરણ છે એ સિદ્ધ છે. આ વાત શ્રુતિ પણ કહે છે કે **तान् वरिष्ठः प्राणः उवाच मा मोहमापद्यथ अहमेव एतत् पञ्चधाऽत्मानं प्रविभज्य एतद् बाणमवष्टभ्य विधास्यामि**-તેમને વરિષ્ઠ પ્રાણે કહ્યુ-રખે મોહ પામતા! હું જ આ પાંચ રીતે જાતને વિભક્ત કરી આ શરીરને ટેકવી ધારણ કરું છું. (પ્ર૦ ૨-૩) ઉપરાંત **तेनयदश्नातियत् पिबति तेनेतरान् प्राणानवति**-તેથી જે કાંઈ ખાય છે જે પીએ છે તે દ્વારા ઇતર ઇન્દ્રિયોને રક્ષે છે. (છાં૦ ૧-૨-૯) અને આથી ઇન્દ્રિય ન હોવા છતાં પણ શરીર ઇન્દ્રિયાદિકનો ધારક હોઈ ને એ જીવાત્માનું ઉપકરણ જ છે એ નિશ્ચિત છે. ॥ ૧૧ ॥

એ મુખ્ય પ્રાણના સ્વરૂપ અને પેટાભેદનો ઉલ્લેખ કરતાં કહે છે કેઃ-

**पञ्चवृत्तिः मनोवद् व्यपदिश्यते ॥ १२ ॥**

મનોવત્=જેમ અંતઃકરણ=બુદ્ધિ જ્ઞાનશક્તિને લઈને "મન" એ રીતે કહેવાય છે તેમ ક્રિયાશક્તિને લઈને પઞ્ચવૃત્તિ-ભાવને માટે આ પ્રયોગ છે. પાંચ વૃત્તિઓવાળો કહેવાય છે આ મુખ્ય પ્રાણ

અંતઃકરણરૂપી બુદ્ધિની બે શક્તિઓ છે. જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ. જ્ઞાનશક્તિની અપેક્ષાએ અને બુદ્ધિ, મન, ચિત્ત, વગેરે કહેવાય છે. ક્રિયાશક્તિની અપેક્ષાએ એ પ્રાણ શબ્દે ઓળખાય છે. અને આથી ક્રિયાશક્તિપ્રધાન અંતઃકરણના વ્યાપારને મુખ્ય પ્રાણ કહેવામાં આવે છે. ક્વચિત્ જ્ઞાનશક્તિની અપેક્ષાએ ક્રિયાશક્તિની પ્રધાનતાના આધારે મનને પણ પ્રાણ કહી દેવામાં આવે છે જેમકે **न वै वाचः न चक्षु न मनांसी त्याचक्षते प्राण इत्येवाचक्षते प्राणो ह्येवैतानि सर्वाणि भवन्ति** તેને વાચા કે આંખ-કે-કાન-કે મન એમ કહેતા નથી. પ્રાણ એમ જ કહે છે. પ્રાણ જ આ બધાં રૂપે બને છે. (છાં૦ ૫-૧-૧૫) આ પ્રાણને વાયુની ક્રિયાના ભેદના કારણે અને સંચરણશીલ હોઈ ને ક્વચિત્ વાયુ પણ કહેવામાં આવે છે. આમ જીવનશક્તિ એ પ્રાણ છે. અને જ્ઞાનશક્તિ પ્રધાન અંતઃકરણ જેમ મન-બુદ્ધિ-ચિત્ત એ સંજ્ઞાને પામે છે તેમ ક્રિયાશક્તિ

પ્રધાન અંતઃકરણ કાર્યભેદે અને સ્થાનભેદે પ્રાણ-અપાન-સમાન-ઉદાન-વ્યાન એ નામે ઓળખાય છે શ્રુતિ કહે છે-પ્રાણોઽપાનો વ્યાન ઉદાનઃ સમાનોઽ ન ઇત્યેતત્ સર્વં પ્રાણઃ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, આ બધુ પ્રાણ છે (બૃ૦ ૧-૫-૩) અંતઃકરણનો આ વ્યાપાર વિશેષ છે એ તમુત્ક્રમન્તં પ્રાણોઽનુત્ક્રામતિ (બૃ૦ ૪-૪-૨) વગેરે શ્રુતિલિંગથી અનુમતિ થાય છે ઉપરાંત પ્રાણની પૃથક્ ઉત્પત્તિનુ શ્રુતિમા કથન પણ નથી આથી પ્રાણ કોઈ સ્વતંત્ર તત્વ નથી જીવનુ ઉપકરણ જ છે અને મનની પેઠે અંતઃકરણનો ક્રિયાપ્રધાન વ્યાપાર વિશેષ જ છે એમ નક્કી થાય છે ॥ ૧૨ ॥

આમ પ્રાણના સ્વરૂપનુ નિર્ધારણ થયુ હવે સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ અંગે અતિદેશ કરતા કહે છે –

## अणुश्च ॥ १३ ॥

ચ=અને વળી અણુ=જેમ પરન્તુ પરમાત્મામાથી વાક ચક્ષુ વગેરે પ્રાણો, શબ્દ તન્માત્ર વગેરે સૂક્ષ્મ ભૂતો, આકાશાદિ ભૂતો પહેલા ઉપજે છે તેમ અણુ-સૂક્ષ્મ દેહ પણ ઉપજે છે

સાંખ્યશાસ્ત્ર કહે છે-सप्तदशैकं लिंगम् (સા૦ ૩ ૯) પાચ સૂક્ષ્મ ભૂતો, પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, મન અને અહંકાર સહિત બુદ્ધિ આ સત્તર તત્વોનુ લિંગ શરીર બને છે આ લિંગદેહ જ્યા સુધી જીવે છે, ત્યાં સુધી જીવાત્મા જન્મ મરણના ચક્ર ઉપર ઘૂમ્યા જ કરે છે મોક્ષ પર્યન્ત જીવને એ ચોર્યાસી લાખ યોનિઓમા રમાડયા જ કરે છે વેદ કહે છે –

अपाङ् प्राङ् एति स्वधया गृभित

ઉપર નીચે માયાથી જકડાયેલ જીવ શરીર વગેરે (ઋ૦ ૨-૩-૨૧-૩૮) ઉપરાંત तदेव सक्तः सहकर्मणैति लिंगं मनो यत्र निषिक्तमस्य-તે જ આસક્ત કર્મ સહિત લિંગશરીરને પામે છે જ્યા એનુ મન ચોટ્યુ છે (બૃ૦ ૪-૪-૬) પ્રાણ અંતઃકરણની ક્રિયાશક્તિ રૂપ હોઈને અંતઃકરણના નિર્દેશમા જ તેનો નિર્દેશ થઈ જાય છે અને આથી લિંગ શરીરના ઘટક તત્વોમા પ્રાણનો સમાવેશ શ્રુતિ કે શાસ્ત્ર કરતા નથી શ્રુતિ સૂક્ષ્મ દેહનુ રૂપ બતાવતી હોઈને એ પંચતન્માત્ર પ્રધાન છે એ સમજી શકાય છે શ્રુતિ કહે છે-तस्य ह एतस्य पुरुषस्य रूपं यथा माहारजनं वासः, यथा पाण्डवाविकं, यथा इन्द्रगोपः, यथाग्न्यर्चि यथा पुण्डरीकं यथा सकृद् विद्युत्तम તે આ પુરૂષનુ રૂપ રંગીન વસ્ત્ર જેમ પીળુ છે એનુ ચામડ જેવ

ઇન્દ્રગોપનું જીવડું-જેવી અગ્નિની અર્ચિ, જેવું કાગળ-જેમ ચમકતી વીજળી (બૃ૦ ૨-૩-૬) ઉપરાંત આચાર્ય સ્વયં આગળ સૂક્ષ્મદેહનું ભૂતસૂક્ષ્મમયત્વ બતાવનાર છે. આ ભોગાપવર્ગાદિની સિદ્ધિ માટે ઉપયોગી સૂક્ષ્મ દેહ પ્રથમ સર્ગમાં બ્રહ્મમાંથી જ ઉપજે છે. આ મોક્ષ એ ઘટતો નથી. સ્થૂલ દેહનો સ્વીકાર અને ત્યાગ એ સૂક્ષ્મ દેહની સાધારણ પ્રવૃત્તિ છે. એનું પરિમાણ પણ સૂક્ષ્મભૂત જેવું જ છે. કેમકે એ પણ જન્મે છે. એનો દેહ પ્રમાણે સંકોચ વિકાસ પણ થઈ શકે છે. સાંખ્યશાસ્ત્ર કહે છે કે:- **अणु परिमाणं तत्कृति श्रुतेः** (સાં૦ ૩-૧૪) **तदन्नमयत्व श्रुतेः** (સાં૦ ૩-૧૫) **संसृतिः लिंगानां सुपकारवत्** (સાં૦ ૬-૬૫) આથી જેમ બ્રહ્મમાંથી પ્રાણ વગેરે આકાશાદિ પહેલાં ઉપજે છે તેમ સૂક્ષ્મદેહ પણ જાણવો આવો અતિદેશ યોગ્ય છે. ॥ ૧૩ ॥૩ ॥

અહીં શાખો-ઈન્દ્રિયોને તેમના અધિષ્ઠાતા અનુગ્રાહક દેવતાઓ હોય છે કે નહીં? નથી હોતા એમ પૂર્વપક્ષ અને હોય છે એમ સિદ્ધાન્તી કહે છે. તો શું નક્કી થઈ શકે? નથી હોતા એ જ સિદ્ધ થાય છે. કેમકે હોય તો તે તે દેવતાઓ જણાવા જોઈએ ને? પણ દેખાતા નથી. અને તે તે ઈન્દ્રિયો સ્વયમેવ પોતપોતાનું કાર્ય કરતી જોવામાં આવે છે. અધિષ્ઠાત દૈવત એટલે અનુગ્રાહક દેવતા કહાય નેત્રેન્દ્રિયની અધિષ્ઠાતા સૂર્ય દેવના પ્રત્યક્ષ છે અને આથી બાકીની ઈન્દ્રિયોની અનુગ્રાહક દેવતાઓનું અનુમાન થઈ શકે છે. અને આથી તેમને દેવતાઓ નથી એમ ન કહેવાય! તો આ વાત બરાબર નથી! મનુષ્યની આંખનો અનુગ્રહ સૂર્યદેવ કરતા દેખાય છે. પણ બિલાડીની આંખનું શું? અંધારામાં પણ એ તો દેખે છે. અને આથી અહીં અનુમાનનો પત્તો નથી. અને પ્રત્યક્ષ અને અનુમાનથી જે ન સિદ્ધ થાય તેનો સ્વીકાર ડાહ્યાઓ ન કરે, આથી તે તે ઇન્દ્રિયોની અનુગ્રાહક દેવતાઓ નથી એમ જ કહેવું પડે છે. આનો નિકાલ આપતાં કહે છે.

## ज्योतिराद्यधिष्ठानं तु तदामननात् ॥ १४ ॥

તુ=કિન્તુ જ્યોતિરાદ્યધિષ્ઠાન=અગ્નિ વગેરેનું અધિષ્ઠાન છે. એટલે કે વાગાદિકરણોમાં અગ્નિ વગેરે દેવતાઓનું અધિષ્ઠાન હોય છે કેમકે તદામનનાત્=શ્રુતિઓમાં તેનું પ્રતિપાદન કર્યું છે।

પ્રત્યક્ષ એક જ કાંઈ પ્રમાણ નથી. એનુ બધું જ જો પ્રત્યક્ષથી જ મપાતું હોત તો બીજા પ્રમાણોનો અર્થ જ ન રહેત! સ્થૂલ પદાર્થો પ્રત્યક્ષ

પ્રમેય છે સૂક્ષ્મ પ્રત્યક્ષાતીત છે અને વસ્તુનો અભાવ, યોગ્ય પ્રમાણોની નિવૃત્તિ થતી હોય તો નક્કી થાય! અગ્નિ વગેરે દેવતાઓ યદ્યપિ સ્થૂલ છે પણ ઇન્દ્રિયો અતીન્દ્રિય હોઈને તેમનુ અધિષ્ઠાન પ્રત્યક્ષ નથી તો પછી એમનુ–દેવતાઓનુ અનુગ્રાહકત્વ છે એમ કેવી રીતે જાણવુ ? તો શ્રુતિ પ્રમાણ દ્વારા શ્રુતિ કહે છે–**अग्निर्वाग् भूत्वा मुखं प्राविशत् वायुः प्राणो भूत्वा नासिके प्राविशत्, आदित्य: चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशत्, दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशत्**–અગ્નિ વાણી થઈને મુખમા, વાયુ પ્રાણ થઈને નાસિકામા, સૂર્ય આખ થઈને આખમા, દિશાઓ કાન થઈને કાનમા પ્રવેશ્યાં–(ઐ૦ ૧-૨) **वागेव ब्रह्मण. चतुर्थ: पाद सोऽग्निना ज्योतिषा भाति च** વાણી જ બ્રહ્મનો ચોથો પાદ છે તે અગ્નિરૂપી જ્યોતિથી ચમકે છે અને તપે છે વગેરે (છા૦ ૩-૧૮-૩ થી ૬) આ શ્રુતિઓ તે તે દેવતાઓનુ અનુગ્રાહકત્વ છે એ સ્પષ્ટ દર્શાવે છે ઉપરાત **स वै वाचमेव प्रथमामत्यवहत् । सा यदा मृत्युमत्यमुच्यत सोऽग्नि: अभवत्**–તેણે વાણી ને જ સૌ પહેલા ધારણ કરી તે જ્યારે મૃત્યુ પામી તો તે અગ્નિરૂપ થઈ (બૃ૦ ૧-૩-૧૨) વગેરે શ્રુતિઓ વાગ વગેરે ઈન્દ્રિયોનો અગ્ન્યાદિભાવ–થાય છે એમ સિદ્ધ કરે છે અને તે પણ તેઓ અધિષ્ઠાન છે એમ સૂચવે , **सूर्यं चक्षु. गच्छतु** (ઋ૦ ૭-૬-૨૦-૩) **सूर्यो मे चक्षु. वात प्राण** (અથર્વ૦ ૫-૨-૯-૭) વગેરે મન્ત્રો ચક્ષુ વગેરેની સૂર્યાદિ રૂપતાનુ સ્પષ્ટ કથન કરે છે બિલાડી વગેરે જનાવરોને પણ સૂર્ય રશ્મિનો થોડો પણ સબધ હોય છે જ! અને એ જ વાત બીજી ઇન્દ્રિયોની બાબતમા પણ સમાન છે અને આથી વાગાદિ પ્રાણોના અગ્નિ વગેરે દેવતાઓ અધિષ્ઠાન છે એટલે કે તેઓ અનુગ્રાહક છે અને વાગાદિ ઇન્દ્રિયો તેમની અનુગ્રાહ્ય છે–એ નિસશય છે ॥ ૧૪ ॥

હવે પ્રશ્ન એ છે કે આ પ્રાણોનો સબધ કોની સાથે છે! ભોગના સાધન તરીકે પરબ્રહ્મ–જગતના જન્માદિ કારણ બ્રહ્મ સાથે છે કે જીવાત્મા સાથે છે? જવાબ વાગતા કહે છે–

**प्राणवता शब्दात् ॥ १५ ॥**

प्राणवता=પ્રાણના સ્વામી જીવાત્મા સાથે પ્રાણો ઇન્દ્રિયો સમ્બન્ધવાળી છે એમ શબ્દાત્=શ્રુતિનુ એવુ વચન છે

ભોગના સાધનોનો સબધ ભોક્તા સાથે જ ન્યાયી રીતે હોઈ શકે અભોક્તા સાથે એઓ સકળાય તો તે નિરર્થક જ છે! સ્વામીને કામકીનો

શો અર્થ ? કેમકે ભોગની સિદ્ધિ માટે ભોક્તાની કને ભોગનાં સાધનો હોય એ ઇષ્ટ છે. જેને અંગે ભોગની કલ્પના પણ નથી સંભવતી, એવા પરમાત્માને ઇન્દ્રિયો સાથેનો સંબંધ ઘટતો નથી. ભોક્તા જીવ છે. બ્રહ્મ તો અભોક્તા છે. तयोः अन्यः पिप्पलं स्वादु अत्ति अनश्नन् अन्यो अभिचाकशीति (ઋ૦ ૨-૩-૧૭-૨૦) વગેરે શ્રુતિઓ બહુ જાણીતી છે. ઉપરાંત ભોગ સાધનોનો જીવ સાથે જ સંબંધ હોય છે એમ શ્રુતિ દર્શાવે છે. अथ यत्र एतदाकाशं अनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषः दर्शनाय चक्षुः अथ यो वेदेदं जिघ्राणीति स आत्मा, गन्धाय घ्राणम् (છાં૦ ૮-૧૧-) બ્રહ્મને તેનો સંબંધ નથી. શ્રુતિ જ પુનઃ કહે છેઃ न तस्य कार्यं करणं च (શ્વે ૬-૮) ઉપરાંત सहस्राक्षः सहस्रपाद् (ઋ૦ ૮-૪-૧૭-૧) વગેરે શ્રુતિઓ પરમાત્મા સર્વાન્તરાત્મા છે, એ અભિપ્રાયથી કહેવાઈ છે–એ ભોક્તા છે એ અભિપ્રાય નહીં. આથી ભોગનાં સાધનો જીવાત્માનાં છે–પરમાત્માનાં સંબંધીઓ નથી. ॥ ૧૫ ॥

જીવાત્માના ભોગ સાધનો છે વાગાદિ પ્રાણો. પણ જ્યારે જીવાત્માનો અભાવ થાય ત્યારે તો તેને બ્રહ્મ સંબંધ થાય ને ? કેમકે સાધના હોઇને તેને કોઈના કોઈ ચેતન સાથે સંબંધ હોવો આવશ્યક છે. ભોગનાં સાધનો કોઈને ભોક્તા વિના તેમની કલ્પના કરવી મુશ્કેલ. અને તે પરબ્રહ્મ પરમાત્મા ભોક્તા નથી છતાં તેનો તે ભોગ સાધનો સાથે સંબંધ થતાં પરબ્રહ્મ પણ ભોક્તા થાય ! આનો જવાબ વાળતાં કહે છેઃ–

## तस्य च नित्यत्वात् ॥ १६ ॥

च=પણ तस्य=જીવાત્માનું नित्यत्वात्=નિત્યત્વ હોઇને આ શંકા ઊઠતી નથી.

જીવાત્મા અનિત્ય હોય તો તેનો કવચિત્ અસંભવ થાય ને ભોગ સાધનો રૂપી પ્રાણો–ઇન્દ્રિયો પરબ્રહ્મ પરમાત્મા સાથે સંબંધ થાય ! પણ જીવાત્મા તો નિત્ય છે. અને તે નિત્ય હોઇને તેનો અભાવ અને તે અભાવમાં ચેતનાન્તર સાથેના તેના સંબંધની કલ્પના જ અનુચિત છે. ભોગનાં સાધનોનો સંબંધ કર્મ નિમિત્તે હોય છે. અને આ કર્મ પરબ્રહ્મ પરમાત્માને તો ત્રણ કાળમાં પણ સ્પર્શતાં નથી ! ચેતનત્વરૂપી સામાન્ય ધર્મના ઓઠાં હેઠળ પણ પરબ્રહ્મને જીવાત્માની પેરે ભોગ સાધનોની પ્રાપ્તિ હોઈ શકતી નથી. કારણ કે ચેતનત્વ સામાન્ય માત્રથી જ જો પરબ્રહ્મ પરમાત્મા ભોક્તા થાય તો પછી પદાર્થત્વ સામાન્યે જડ પ્રકૃતિ પણ ભોક્તા થાય. અને તેમ થાય તો ભારે આફત આવે. અને આથી ભોગ સાધનો જીવાત્માના જ ભાગ્યમાં છે. ॥ ૧૬ ॥

આ જીવાત્માના ભોગના સાધનરૂપ પ્રાણોનુ એવુ કોઈ નામ છે જેથી તેઓ તેના ભોગનાં સાધન જ છે એમ સુસ્પષ્ટ સમજાય ?–તો કહે છે –

**ते इन्द्रियाणि तद्व्यपदेशादन्यत्र श्रेष्ठात् ॥ १७ ॥**

તે=જીવાત્મા સાથે સબંધ ધરાવના તે પ્રાણો શ્રેષ્ઠાદ્ અન્યત્ર=એક મુખ્ય પ્રાણને છોડીને इन्द्रियाणि=ઇન્દ્રિયો કહેવાય છે કેમકે तद्व्यपदेशात्=તેમનો શ્રુતિ સ્મૃતિઓમા ઇન્દ્રિય શબ્દે નિર્દેશ કર્યો છે

જે કાઈ શરીરને આશ્રયે હોઈ ને જીવાત્માનુ ભોગ સાધન હોય તેને ઇન્દ્રિય કહે છે. વાગાદિ પ્રાણો તેવા છે અને આથી તેમને ઇન્દ્રિયોને નામે ઓળખવામા આવે છે અને આ પ્રત્યક્ષ છે ઉપરાત શ્રુતિ સ્મૃતિઓમા તેમને ઇન્દ્રિય શબ્દે સ્પષ્ટ રીતે ઉલ્લેખવામા આવ્યા છે શ્રુતિ બોલે છે કે– **इन्द्रियाणि शतक्रतो! या ते जनेषु पञ्चसु इन्द्र! तानि त आवृणे** (ऋ० ३-२-२२-९) **इमानि यानि पञ्चेन्द्रियाणि मनः षष्ठानि** (अथर्व० ११-१-९-५) **एतस्मा ज्जायते प्राणो मन सर्वेन्द्रियाणि च** (मु० २-१-३) **एकादशेन्द्रियाण्याहुः**-(मनु० ८९-२) વગેરે જ્યેષ્ઠ પ્રાણ ઇન્દ્રિયરૂપ ન હોઈને તેનો તે રીતે વ્યપદેશ નથી ઉપરાત **इन्द्रिय इन्द्रलिंगम्** (अष्टा० ५-२-९३) એ સૂત્રાનુસાર વાગાદિ પ્રાણોનુ ઇન્દ્રિયપણુ સુસ્પષ્ટ પણે અભિવ્યક્ત થાય છે આથી પ્રાણોને ઇન્દ્રિય શબ્દે કહેવામા આવે છે ॥ ૧૭ ॥

ભલા શ્રેષ્ઠ પ્રાણને છોડીને બીજા પ્રાણોને ઇન્દ્રિય કહે છે એમ કેમ? તો કહે છે –

**भेद श्रुतेः ॥ १८ ॥**

ભેદશ્રુતે=વાગાદિ પ્રાણોથી ભિન્ન તરીકે એનુ શ્રુતિમા શ્રવણ હોવાથી શ્રેષ્ઠ પ્રાણ સિવાય બીજા પ્રાણોને" એમ કહેવામા આવે છે

પ્રાણો અને મુખ્ય પ્રાણની વચ્ચે ભેદનુ પ્રતિપાદન શ્રુતિ જ કરે છે દા ત **वाङ् मन चक्षुः श्रोत्र च ते प्रीता प्राण स्तुवन्ति**-વાણી–મન–ચક્ષુ–શ્રોત્ર–તે પ્રસન્ન થઈને પ્રાણને સ્તવે છે (प्र० २-४) અહીં કર્તા પ્રાણો અને કર્મ પ્રાણ છે **ते ह वाचमूचुः** (बृ० १-३-२) અહીંથી માડીને વાગાદિ પ્રાણોનો અસુરોના પાપસ્પર્શે વિધ્વસ બતાવી, તે પ્રકરણનો ઉપસહાર કરી શ્રુતિ **अथ हेमं आसन्य प्राणमूचुः**-

(બૃ૦ ૧-૩-૭) વગેરે શબ્દોમાં મુખ્ય પ્રાણ તે પાપનો નાશક છે, એમ કહીને પ્રાણો અને મુખ્ય પ્રાણની વચ્ચેનો ભેદ શ્રુતિ જ સ્પષ્ટ કહે છે. **त्रीणि आत्मने अकुरुत मनो वाचं प्राणम्** (બૃ૦ ૧-૫-૩) વગેરે બીજી શ્રુતિઓ પણ આ અર્થમાં સંમતિ અર્પે છે. અને આથી "श्रेष्ठादन्यत्र" એ કથન યોગ્ય જ છે. ॥ ૧૮ ॥

આ જ વિષયમાં બીજો હેતુ સમર્પતાં કહે છે:-

## वैलक्षण्याच्च ॥ १९ ॥

वैलक्षण्यात्=વાગાદિ પ્રાણોથી વિરુદ્ધ ધર્મવાળો હોઈને च=પણ अन्यत्र श्रेष्ठात् એ કથન યોગ્ય છે.

વાગાદિ પ્રાણો અને મુખ્ય પ્રાણમાં ધર્મનો પણ ભેદ છે. વાગાદિ પ્રાણો સુષુપ્તિમાં મનમાં એકરૂપ થઈને ઊંઘી જાય છે. મુખ્ય પ્રાણ તો તે વેળા પણ જાગતો રહે છે. શ્રુતિ કહે છે:-**यथा गार्ग्य ! मरीचयः अर्कस्या संगच्छतः सर्वा एतस्मिन् तेजो मंडले एकीभवन्ति ताः पुनः पुनरूदयतः रचरन्ति एवं ह वै तत्सर्वं परे देवे मनसि एकीभवन्ति...प्राणानयः एव एतस्मिन् पुरे जाग्रति**-હે ગાર્ગ્ય ! અસ્ત પામતાં સૂર્યનાં કિરણો બધાં આ તેજોમંડળમાં એક થાય છે અને તેના પુનઃ ઉદય સાથે ફરી પ્રસરે છે તે જ પ્રમાણે તે બધું પરાદેવતા રૂપ મનમાં એક થાય છે-પ્રાણાગ્નિઓ જ આ નગરીમાં જાગે છે. (પ્ર૦ ૪-૨-૩) શરીરને આશ્રયે રહીને શબ્દના ઉચ્ચાર વગેરેમાં હેતુરૂપ થવું એ વાગાદિનું લક્ષણ છે. શરીર ઇન્દ્રિય વગેરેનું ધારણ કરવું એ પ્રાણનું લક્ષણ છે. શ્રુતિ કહે છે:-**तान् वरिष्ठः प्राणः उवाच-मा मोहमापद्यथ अहमेव एतत् पञ्चधाऽऽत्मानं प्रविभज्य एतद् बाणम् अवष्टभ्य विधारयामि** (પ્ર૦ ૨-૩) ઉપરાંત વાગાદિ પ્રાણને અસુરોના પાપનો વેધ લાગે છે. મુખ્ય પ્રાણને નહીં. અને વૈલક્ષણ્ય તો વ્યાવૃત્તિનું કારણ છે. આથી **अन्यत्र श्रेष्ठात्** એ ઠીક કહ્યું છે. ॥ ૧૯ ॥

આમ અત્યાર સુધી પ્રાણાદિ સૂક્ષ્મતત્ત્વો અને તેમના પેટાભાગોની ચર્ચા કરી ઉપરાંત જીવાત્માના આલોક પરલોક વગેરેમાં આવાગમનના સાધનરૂપ સૂક્ષ્મદેહની ઉત્પત્તિ પણ વર્ણવી. હવે તે સૂક્ષ્મ દેહને આધારે રહેલી ચરાચર સ્થુલ દેહની ઉત્પત્તિની ચર્ચા કરવી રહી. કેમકે તે જ ઉપસ્થિત થાય છે. આથી કહે છે:-

नाम रूप निर्देश

संज्ञा मूर्ति क्लृप्तिस्तु त्रिवृत्कुर्वतः उपदेशात् ॥ २० ॥

તુ=પરંતુ-આ શબ્દ સંજ્ઞા મૂર્તિનું નિર્માણ જીવાત્માનું પરાક્રમ નથી એમ બતાવે છે સંજ્ઞામૂર્તિક્લૃપ્તિ=સંજ્ઞા એટલે નામ, મૂર્તિ=રૂપ-આકૃતિ તે બંનેની ક્લૃપ્તિ=નિર્માણ-અર્થાત્ નામરૂપાત્મક ચરાચર સૃષ્ટિ ત્રિવૃત્કુર્વત="ગત"ને અર્થે ત્રિવૃત્કુર્વત=એનુ ત્રિગુણ કીધું-અહીં વાપર્યું છે તેને પહેલા ત્રિવૃત્કરણ અને પછી સંજ્ઞા અને મૂર્તિનુ નિર્માણ થાય છે એવું ઘોતન કરે છે. અર્થાત્ ત્રિવૃત્કરણ કરનાર સત્ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મામાથી ઉપજે છે. કેમકે એવો ઉપદેશાત્=શ્રુતિએ નો ઉપદેશ છે

છાંદોગ્ય ઉપનિષત્‌ની સત્પ્રક્રિયામાં તેજ, આપ, અન્નની, દેવતાઓની સૃષ્ટિ દર્શાવ્યા બાદ ઉપદેશ જોવામાં આવે છે કે सेयं देवता ऐक्षत-हन्ताहमिमास्तिस्रो देवताः अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे करवाणि तासां त्रिवृतं त्रिवृतं एकैकां करवाणि (છાં૦ ૬-૩-૨) આ ઉપદેશ અંગે સંશય છે. ઉપલી શ્રુતિમાં જેનો ઉપદેશ છે તે નામરૂપનું વ્યાકરણ એટલે કે ચરાચર સૃષ્ટિ શરીરનુ ઉત્પાદન કોનું કર્મ છે! કોનું પરાક્રમ છે! ત્રિવૃત્કરણ કરનાર પરમાત્માનું કે જીવાત્માનુ? જીવાત્માનું કર્મ છે એવો પૂર્વપક્ષ છે. પરમાત્માનુ એ કર્મ છે એ સિદ્ધાન્તી છે. તો પછી શો નિર્ણય આવી શકે? જીવાત્માનું એ કર્મ છે એ જ નિર્ણય છે. કેમકે, એવુ જોવામાં આવે છે જેવું લોકમાં તેવું જ વેદમાં હોવું ઘટે. લોકમાં જીવાત્માનું શકર-કૃષ્ણ વગેરે નામકરણ જોવામા આવે છે. ઉપરાંત જીવાત્મા જ ઘર-મઠ બનાવતો રૂપ નિર્માણ કરતો પ્રત્યક્ષ જોવામાં આવે છે. આથી આ ચરાચરનુ નામરૂપ વ્યાકરણ પણ જીવાત્માનો જ ઉદ્યોગ માનવો રહે છે.

આ ઠેકાણે કદાચ કોઈ શકા કરે કે નામરૂપનુ વ્યાકરણ જો જીવાત્માનુ કર્મ હોય તો नामरूपे व्याकरवाणि (છાં૦ ,૬-૩-૨) આ આકારનો પરદેવતા જેને કર્તા છે એવા ઉત્તમ પુરુષનો પ્રયોગ અસ્થાને થાય! પણ આ શકા પણ અસ્થાને છે. કેમકે પરદેવતા અહીં જીવાત્માની પ્રયોજક હોઈ શકે છે. અને તે જાસુસની માફક જેમ શત્રુ સૈન્યનું સંકલન કર્મ છે જાસુસનું, છતા તેનો-જાસુસનો પ્રયોજક છે રાજા. અને આથી ઉત્તમ પુરુષનો પ્રયોગ સંભવે છે. તેમ નામરૂપનું વ્યાકરણ કર્મ છે જીવાત્માનું છતા "नामरूपे व्याकरवाणि" એ રીતનો પ્રયોજક તરીકે આવતો, પરદેવતાનો, ઉત્તમ પુરુષ તરીકેનો પ્રયોગ યોગ્ય થઈ શકે છે પ્રયોજક કર્મ કરે છે અને પ્રયોજક ને કર્મ પોતાના ઉપર અધ્યસ્ત કરે છે એ

જાણીતું છે! રાજા સ્થાનીય છે પરમાત્મા, અને જાસુસ સ્થાનીય છે જીવાત્મા અને આથી પ્રયોગ માટે એકનું કર્મ કંઇ બીજાને નામે થોડું જ ચડાવાય? આથી આ નામરૂપનું વ્યાકરણ જીવનું જ કર્મ હોઈ શકે છે. પરમાત્માનું નહીં.

આવો પૂર્વપક્ષ ઉપસ્થિત થતાં સિદ્ધાન્તી કહે છે **त्रिवृत्कुर्वतः उपदेशात्** શ્રુતિ સ્વયં **सेयं देवता**થી શરૂ કરી **नामरूपे व्याकरवाणि**-એવો ઉપદેશ દે છે. અને એવો ઉપદેશ જ સ્પષ્ટપણે કહે છે કે નામરૂપ વ્યાકરણ જીવાત્માનું નહીં-પણ પરમાત્માનું જ કર્મ છે, શ્રુતિ કહે તેની સામે પ્રશ્ન ન હોઈ શકે! શ્રુતિ પ્રશ્નથી પર છે. ત્રિવૃત્કરણ કરતા પરમેશ્વરનું જીવાત્મા તો દેવતાનું પ્રવેશદ્વારમાત્ર છે. જેમ આકાશના અનુપ્રવેશે ઘટ દ્વારમાત્ર છે તેમ જાસુસ અને રાજા જેવો અહીં પ્રયોજ્ય અને પ્રયોજકભાવ ઘટતો નથી. અને ઉપરાંત જીવનું એ સામર્થ્ય જ નથી! અલ્પશક્તિ જીવ સચરાચરનું નામરૂપનું વ્યાકરણ કરે-એ તો વદતો-વ્યાઘાત છે. અને આથી જ સચરાચર શરીરના નામરૂપનું વ્યાકરણ કરે છે એ સિદ્ધ છે. ॥૨૦॥

ચરાચર શરીર સૃષ્ટિ પરમેશ્વરીય કર્મ છે એમ સિદ્ધ કર્યું, હવે એ શરીરો પંચભૂતોમાંથી ઉપજાવે છે એ કહેતાં કયા ભૂતનું કયું કાર્ય તે વર્ણવતાં કહે છેઃ-

## मांसादि भौमं यथाशब्द इतरयोश्च ॥ २१ ॥

मांसादि=માંસ વગેરે भौमं=ભૂમિનું કાર્ય છે इतरयोश्च=આપ અને તેજનું કાર્ય यथाशब्दम्=શ્રુતિ પ્રમાણે તે તે શરીરોમાં જાણવું.

આપણા શરીરમાં જે માંસ વગેરે છે, લોહી વગેરે છે તે જળનું કાર્ય છે, હાડકાં વગેરે છે તે તેજનું કાર્ય છે, શ્રુતિ કહે છેઃ- **अन्नं अशितं त्रिधा विधीयते तस्य यः स्थविष्टः धातुः तत् पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठः तन्मनः**-તેનો જે સ્થૂલભાગ તે વિષ્ટા થાય છે. ને મધ્યભાગ તે માંસ અને જે સૂક્ષ્મ ભાગ તે મન થાય છે. (છાં૦ ૬-૫-૧) આ ત્રણ ભૂતો ઉપરાંત વાયુ અને આકાશનું તે તે શરીરમાં જે કાર્ય છે તે સ્વયમેવ સમજી લેવું રહે છે. આથી શરીર પાંચ ભૌતિક છે એ સિદ્ધ થાય છે. ॥ ૨૧ ॥

ભલા, જો આ શરીર પાંચભૌતિક છે તો પછી એ પાર્થિવ કાયા છે એમ શા માટે કહેવામાં આવે છે? જવાબ વાળતાં પાદ અને અધ્યાયની ઇતિ ભણતાં આચાર્યદેવ કહે છે કે-

## वैशेष्यात् तद्वादः तद्वादः ॥ २२ ॥

वैशेष्यात्=બહુલતા એટલે વૈશેષ્ય-તે તે ભૂતોની તે તે શરીરમાં બહુલતા હોવાથી तद्वादः तद्वादः=પાર્થિવ આપીય એવો લોકબોલ પ્રવર્તે છે

આપણા જેવા શરીરોમાં પૃથ્વી તત્ત્વની બહુલતા જોવામાં આવે છે, અને આથી બીજાં ભૂતો અંદર હોવા છતાં પ્રધાનપણે પૃથ્વી તત્ત્વનો એ વિહાર હોઇને એને પાર્થિવ કહેવામાં આવે છે. એ જ પ્રમાણે "આપીય" વગેરે પ્રયોગોમાં પણ સમજવું રહે છે. "तद्वाद" શબ્દની પુનરાવૃત્તિ અધ્યાયની સમાપ્તિની દ્યોતક છે.

આમ પ્રિયાત્મન્! યથાશક્તિ યથાભાન, પૂર્વાચાર્યોની અસીમ કૃપાથી બ્રહ્મસૂત્રોનો અહીં બીજો અધ્યાય પ્રભુકૃપાથી પૂર્ણ થાય છે. જે થાય કે કરીએ તે તેની પૂજા જ છે ને? આ તે હો!

હરિઃ ॐ તત્સત્ ॥ ૨૨ ॥

इति ब्रह्मसूत्र साधन भाष्ये
द्वितीयाध्याये चतुर्थः पादः
समाप्तोऽयमध्यायः
હરિઃ ॐ તત્સત્

## तृतीयाऽध्याये प्रथमः पादः

પ્રિયાત્મન્! પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અને સૌ સતોના આશીર્વાદથી બ્રહ્મસૂત્રનો બીજો અધ્યાય પૂર્ણ થયો પ્રથમ અધ્યાયમા તમામ શ્રુતિઓના સમન્વય દ્વારા બ્રહ્મ જાણવા યોગ્ય છે એ સિદ્ધ કર્યું બીજા અધ્યાયમા પણ શ્રુતિ–સ્મૃતિ–ન્યાયાદિનો ઉપરછલ્લો દેખાતો વિરોધ શાત કરીને બ્રહ્મજિજ્ઞાસાને જ સમર્થિત કરી હવે બ્રહ્મજ્ઞાનના સાધનોનુ પ્રતિપાદન કરવુ ઘટે કેમકે સાધ્યની સિદ્ધિ તો છેવટે સાધન ઉપર અવલબે છે ને? જેની કને સાધના નથી તેને સિદ્ધિ નહી મળે? સાધના એટલે સાધનોનુ અનુષ્ઠાન વિવેક વૈરાગ્ય વગેરે બ્રહ્મજ્ઞાનના સાધન છે સાધનો પૈકી પણ વૈરાગ્ય સૌથી અગત્યનુ સાધન છે વૈરાગ્ય એ પ્રસન્ન સમજણની જ અવસ્થા છે એ 'જ્ઞાનપ્રસાદ" છે વૈરાગ્ય સમ્યક્ દર્શનમાથી ઉપજે છે સાચી વિચારસરણીનુ સેવન કુદરતી રીતે જ વૈરાગ્યને જન્માવે છે આથી વિરાગ એ કોઈ તિરસ્કાર ઘૃણા–અવમાન–કટાળો, નિન્દા–ભાગેડુ વૃત્તિ–ધિક્કાર વગેરે ભાવોની અવસ્થા નથી વિરાગ તો વિશ્વ કાવ્યનુ રસદર્શન છે! વિરાગમા પ્રસન્નતમ, જ્ઞાનનો મુક્ત વિહાર છે! અને આથી વૈરાગ્ય એ પરમશુદ્ધ, પ્રેમની જ્ઞાનમયી અવસ્થા છે એ પ્રાપ્ત થાય તો જ અણુમોટયો પરમાત્મા મળે સાચુ વિચાર રતન જ વિરાગનુ પ્રયોજક છે, જીવાત્માનુ લોક પરલોકમા ગમન આગમન તેનો પ્રકારભેદ વગેરે આ વિચારનુ પ્રરક બીજ છે છાદોગ્ય ઉપનિષદ્ની પચાગ્નિ વિદ્યાના આશ્રયે વૈરાગ્ય પ્રયોજક આ વિચારસરણીને છેડતા ભગવાન સૂત્રકાર કહે છે –

**तदन्तर प्रतिपत्तौ रंहति सम्परिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम्**

॥ १ ॥

तदन्तरप्रतिपत्तौ=દેહાન્તરની પ્રાપ્તિ માટે सम्परिष्वक्त=લિંગ સૂક્ષ્મ દેહથી વીંટળાયેલો આત્મા रंहति=સચરે છે આ વાત प्रश्ननिरूपणाभ्याम्=પ્રશ્નોત્તરીથી જણાવવામા આવે છે

કર્મના ફળભોગ માટે જીવ દેહમાથી દેહાન્તરમા જાય છે એ સિદ્ધાન્ત વાત છે તો અહીં વિચારણીય વાત એ છે કે ન તો દેહાન્તરમા સચરતો જીવાત્મા સૂક્ષ્મ દેહથી વીંટળાયેલ હોઈને દેહાન્તરમા સચરે છે કે ભૂતમાદિથી વીંટળાયેલ એ જાય છે એ સિદ્ધાન્ત છે સૂક્ષ્મ દેહના આવરણ વિના જ જાય છે એવો પૂર્વપક્ષ છે!

તો પછી શું સાચું? સૂક્ષ્મ દેહની વળગાડ વિના જ જાય છે એ જ સાચું હોઈ શકે છે. કેમકે સૂક્ષ્મ દેહને લઈ જવાની એને કોઈ જરૂર નથી. જેમ સ્થૂલ દેહ પણ તેને માટે સર્વત્ર સુલભ જ છે અને આથી જતો જીવ જેમ સ્થૂલ દેહને તેમ સૂક્ષ્મને પણ લીધા વિના જ જતો હોવો જોઈએ! સ્થૂલ દેહનાં કારણો જેમ સર્વત્ર સુલભ છે તેમ સૂક્ષ્મ દેહનાં પણ બધે મળવાં સહેલાં છે. આથી જો જીવાત્મા સૂક્ષ્મ દેહને લઈને જતો હોય તો તેનું તે સૂક્ષ્મ દેહનું ગ્રહણ નિષ્ફળ જ કહેવાય! અને પ્રવૃત્તિ તો અપ્રયોજન હોય-નિષ્પ્રયોજન નહીં. અને આથી દેહાન્તરનો યાત્રાળુ વિના કોઈ સૂક્ષ્મ દેહે જ જાય છે એમ માનવું જ અક્કલવાળું લાગે છે.

પૂર્વપક્ષીની આ દલીલ થતાં તેનું સમાધાન ભણતાં કહે છે કે આ વાત બરાબર નથી. જતો જીવ સૂક્ષ્મ દેહથી આલિંગિત હોઈને જ જાય છે. કેમકે આ, પ્રકરણમાં-પ્રશ્ન અને ઉત્તર દ્વારા શ્રુતિએ એ નક્કી કર્યું છે.

છાંદોગ્ય ઉપનિષદ્‌માં પંચાગ્નિ વિદ્યામાં પ્રશ્ન અને ઉત્તર આવે છે. **वेत्थ यथा पञ्चम्यां आहुतौ आपः पुरुषवचस भवन्ति**-જેમ પાંચમી આહુતિમાં પાણી પુરૂષનું નામધારી થાય છે. (છાં૦ ૫-૩-૩) આ છે પ્રશ્ન. તેના ઉત્તરમાં દ્યુ-પર્જન્ય-પૃથ્વી-પુરુષ-અને સ્ત્રીરૂપી પાંચ અગ્નિઓમાં, શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન, અને વીર્યરૂપી પાંચ આહુતિઓને દર્શાવી પછી **इति तु पञ्चम्यां माहुतौ आपः पुरुषवचसो भवन्ति**-અને આ રીતે પાંચમી આહુતિએ પાણી પુરૂષનામધારી થાય છે. (છાં૦ ૫-૯-૧) આવો ઉત્તર આપ્યો છે. આ ઉક્ત શ્રુતિઓમાં **आपः** શબ્દનો અર્થ જીવાત્માથી વિશિષ્ટ એવો સૂક્ષ્મદેહ એવો થાય છે. તે "આપ" ને પુરૂષશબ્દ વાચ્ય કહ્યુ છે કેમકે સ્થૂળ દેહની પ્રાપ્તિ થતાં તેને પુરુષ કહેવામા આવે છે. જો જતો જીવાત્મા સૂક્ષ્મ દેહને લઈને ન જતો હોત તો આપ=લિંગદેહની સ્ત્રીમાં પાંચમી આહુતિ પ્રસંગે એને "પુરુષ" તરીકે ન તો પૂછયો હોત, ન તો તેનો ઉત્તર દીધો હોત. ગમનકાળે જો લિંગદેહના ભેટણાં જીવને ન હોત તો તેને લગતી પ્રશ્નોત્તરી ન ઘટી શકત. પણ અહીં તો તેને ઉદ્દેશીને પ્રશ્નોત્તરી છે. અને આથી જતો જીવ લિંગદેહથી વીંટળાયેલો જ જાય છે.

ઉપરાંત સ્થૂળની માફક સૂક્ષ્મ દેહ સર્વત્ર સુલભ છે એ વાત પણ હજી સિદ્ધ થવાની છે. જો તેમ હોત તો જીવનું આવાગમન જ અસિદ્ધ થાત. કેમકે લિંગદેહની અપેક્ષાએ તો આવાગમન થાય છે. કેવળ આત્મા તો કૂટસ્થ નિત્ય છે. અને કૂટસ્થ નિત્ય હોઈને કોઈ પણ ક્રિયા વિકારનો આશ્રય થઈ શકતો નથી. આથી પદાર્થાન્તરના સંસર્ગ કે પરિષ્વંગ વિના

ગતાગમન જ સિદ્ધ થતું નથી. શ્રુતિ તો સ્પષ્ટ કહે છે:-तदेव सक्तः सहकर्मणैति लिंगं मनो यत्र निषिक्तमस्य-તેમાં જ આસક્ત, કર્મસહિત જાય છે, જ્યાં એનું લિંગ શરીર આસક્ત હોય છે ત્યાં (બૃ૦ ૪-૪-૬) ઉપરાંત સાક્ષાત્ વેદ પણ જીવાત્માની સૂક્ષ્મ દેહ સહિત પ્રવ્રજ્યા વર્ણવે છે:-अपाङ् प्राङ् एति स्वधया गृभीतोऽमर्त्यो मर्त्येना सयोनिः-માયાથી ઘેરાયેલો તે અમર્ત્ય ઉપર નીચે મર્ત્ય શરીરમાં જાય છે. (ઋ૦ ૨-૩-૨૧-૩૮) આમ શ્રુતિ કહેતી હોઈને જીવાત્મા દેહમાંથી દેહાન્તરમાં જાય ત્યારે સૂક્ષ્મ દેહથી સંસક્ત થઈને જાય છે.એ સિદ્ધ થાય છે. ॥ ૧ ॥

આ ઠેકાણે પૂર્વપક્ષીની શંકાનું સમાધાન કરતાં આચાર્યદેવ કહે છે:-

## त्र्यात्मकत्वात् तु भूयस्त्वात् ॥ २ ॥

त्र्यात्मकत्वात्=(શરીર) ત્રણે તત્ત્વોનું સંમિશ્રણ છે આથી જળના નિર્દેશે સૌ ભૂતોનો નિર્દેશ જાણવો જોઈએ. तु=તથા भूयस्त्वात्=વીર્યમાં સૌથી વધારે જળનો જ ભાગ હોવાથી પણ જળના નામે લિંગદેહનું અહીં વર્ણન છે

પૂર્વપક્ષી કહે છે કે પંચાગ્નિ વિદ્યામાં તો ફક્ત જળનું જ પુરુષરૂપે થવું વર્ણવ્યું છે. તો જળ સિવાયનાં બીજાં સૂક્ષ્મ ભૂતોનું ગ્રહણ કેવી રીતે અહીં સમજાય? અને શ્રુતિને જો એ જ મંજૂર હોત તો સૂક્ષ્મ દેહના ઘટક અવયવો તરીકે ફક્ત જળનું નામ જ શાને લીધું? બીજાને કેમ વિસાર્યા-તેનો જવાબ આ સૂત્રમાં આપ્યો છે.

જગતની ઉત્પત્તિના પ્રકરણમાં પહેલાં બતાવ્યું જ છે કે તેજ વગેરે ત્રણ તત્ત્વોનું સંમેલન કર્યા બાદ પરમાત્માએ નામ અને રૂપ પ્રકટાવ્યાં છે. ત્યાં ત્રણ તત્ત્વોનો ઉલ્લેખ છે છતાં સમસ્ત તત્ત્વોનું ગ્રહણ કરવામાં આવે છે તેમ આ ઠેકાણે પણ જાણવું જોઈએ. સ્ત્રીમાં સીંચવામાં આવતાં વીર્યમાં સમસ્ત ભૌતિક તત્ત્વો હોય છે પણ તેમાં જળતત્ત્વની અધિકતા હોઈને તેના જ નામે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે. બાકી વસ્તુગત્યા તો आपः શબ્દ સમસ્ત સૂક્ષ્મ ભૂતોનો નિર્દેશ કરનારો છે. ઉપરાંત જીવની દેહાન્તર યાત્રા વખતે તે પ્રાણમાં સ્થિત થઈ જાય છે અને તે પ્રાણને "आपोमय" તરીકે વર્ણવ્યો છે અને આથી પણ જળને જ પુરુષરૂપ થતું બનાવવામાં આવે તો તે યોગ્ય છે. આથી સિદ્ધ થાય છે કે જતો જીવાત્મા સમગ્ર સૂક્ષ્મ તત્ત્વોથી યુક્ત થઈને જ જાય છે. ॥ ૨ ॥

આ જ વાતને પ્રકારાન્તરે પરિપુષ્ટ કરતાં કહે છે:-

## प्राणगतेश्च ॥ ३ ॥

प्राणगते:=જીવાત્માની સાથે પ્રાણોના ગમનનું વર્ણન च=પણ આ જ વાતને સિદ્ધ કરે છેઃ-

જીવાત્માની સાથે વાગ્ વગેરે પ્રાણોની ઉત્ક્રાન્તિ અને ગતિ, શ્રુતિ દર્શાવે છે. तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति, प्राणमुत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति-તે ઉત્ક્રાન્તિ કરે એટલે તેની પાછળ પ્રાણ ઉત્ક્રાન્તિ કરે અને પ્રાણની પાછળ સમસ્ત પ્રાણો ઉત્ક્રમણ કરે છે. (બૃ૦ ૪-૪-૨) જો દેહાન્તરની પ્રાપ્તિ માટે લિંગદેહથી વીંટળાયેલ એ જતો ન હોત તો તેના ઉત્ક્રમણ વખતે લિંગદેહનું ઉત્ક્રમણ બતાવ્યું ન હોત! જીવાત્માની ઉત્ક્રાન્તિથી લિંગદેહની ઉત્ક્રાન્તિ પણ સ્પષ્ટ સમજાય છે. કેમકે વાગ્ વગેરે પ્રાણો લિંગદેહથી કોઈ ભિન્ન વસ્તુ નથી! ઉપરાંત विज्ञानात्मा सहदेवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठन्ति यत्र-તમામ ઇન્દ્રિયો સહિત વિજ્ઞાનાત્મા કે જેમાં પ્રાણો અને ભૂતો પ્રતિષ્ઠિત છે-તે વગેરે (પ્ર૦ ૪-૧૧) આ શ્રુતિ જીવાત્માનું લિંગદેહ સહિત ગમન અત્યંત સ્પષ્ટપણે બતાવે છે. આથી સૂક્ષ્મદેહ સહિત જીવાત્મા દેહમાંથી દેહાન્તરમાં પ્રવ્રજ્યા કરે છે એ વાત સિદ્ધ છે. ॥ ૩ ॥

આ વાતના ઉપર આક્ષેપ કરી સમાધાન દેતાં કહે છેઃ-

## अग्न्यादिगतिश्रुतेरितिचेन्न भाक्तत्वात् ॥ ४ ॥

चेत्=જો એમ કહો કે अग्न्यादिगतिश्रुते:=અગ્નિ વગેરેમાં પ્રવેશ કરવાની વાત બીજી શ્રુતિઓમાં કહી છે અને આથી ઉપલી વાત અસિદ્ધ છે इति न=તો તે બરાબર નથી, કેમકે भाक्तत्वात्=કેમકે આ શ્રુતિઓ એ વિષયમાં ગૌણ છે

જીવાત્મા લિંગદેહથી વીંટળાયેલ હોઈને પ્રવ્રજ્યા કરે છે એ વાત યોગ્ય નથી. કેમકે વાગ્ વગેરે પ્રાણો તો મરણકાળે અગ્નિ વગેરે દેવતાઓમાં પ્રવેશે છે, એમ શ્રુતિ કહે છે. શ્રુતિનો બોલ છે કે यत्रास्य पुरुषस्य मृतस्य अग्निं वागप्येति वातं प्राणः-જ્યારે મરેલા આ પુરુષની વાક્ અગ્નિમાં, પ્રાણ વાયુમાં મળી જાય છે. (બૃ૦ ૩-૨-૧૩) ઉપરાંત देवांश्च सर्वे प्रतिदेवतासु (મુ૦ ૩-૨-૭) વગેરે. જો વાગાદિ પ્રાણોથી નિર્ભિન્ન સૂક્ષ્મદેહ જીવાત્મા સાથે જતો હોત તો તેમની અગ્નિ વગેરેમાં ગતિ શ્રુતિએ ન દર્શાવી હોત, પણ દર્શાવી છે. અને આથી લિંગદેહ સમન્વિત જીવાત્મા જાય છે એ તર્કયુક્ત લાગતું નથી.

તો પૂર્વપક્ષીની આ દલીલ બરાબર નથી. કેમકે અગ્નિ વગેરેમાં પ્રવેશ બતાવતી શ્રુતિઓ ગૌણ છે. અગ્નિ વગેરે દેવો વાણી વગેરે પ્રાણોને જીવનકાળે પોતપોતાની શક્તિ દ્વારા અનુગ્રહ તેટલો કરે છે. તે જ અનુગ્રહને મરણકાળે પાછો ખેંચી લે છે. બસ–આટલા માત્રથી જ આ શ્રુતિ-સંતુષ્ટ થાય છે. બાકી અગ્નિ વગેરેમાં વાગાદિ પ્રાણોનો વાસ્તવિક પ્રવેશ બતાવતી નથી. શ્રુતિનો વાક્યશેષ આ વાતને વધારે સ્પષ્ટ કરે છે. વાક્યશેષ છે કે **ओषधीर्लोमानि वनस्पतीन् केशाः**–ઓષધિઓમાં લોમ, વનસ્પતિઓમાં કેશ (બૃ ૩–૨–૧૩) આ શ્રુતિમાં લોમ અને કેશની ઓષધિ કે વનસ્પતિમાં મુખ્ય ગતિ સંભવતી નથી. તેજ પ્રમાણે ઈતર પ્રાણોની પણ ઈતર દેવતાઓમાં મુખ્ય ગતિ નથી. જો આમ ન માનીએ તો અર્ધજરતીયન્યાય આવી પડે! આથી જીવાત્મા સાથે જ પ્રાણો જાય છે. અને તેથી લિંગદેહથી સમન્વિત જીવ દેહાન્તર પ્રાપ્તિ માટે જાય છે એ સિદ્ધ થાય છે. ॥ ૪ ॥

વળી શંકા ઉઠાવી સમાધાન કરતાં કહે છે કેઃ–

**प्रथमेऽश्रवणादिति चेन्न ता एव ह्युपपत्तेः ॥ ५ ॥**

प्रथमे=દ્યુલોક નામના પહેલા અગ્નિમાં अश्रवणात्=જલનું હોમ્ય દ્રવ્ય તરીકે શ્રવણ ન હોવાથી લિંગદેહથી સમન્વિત જીવાત્મા દેહાન્તરની પ્રાપ્તિ માટે જતો નથી इति=આમ चेत्=જો કહેતા હોય તો न=એ વાત ઠીક નથી हि=કેમકે ता एव=લિંગદેહ જેનો અર્થ છે એવું જલ જ ત્યાં હોમ્ય દ્રવ્ય તરીકે શ્રદ્ધા "શબ્દથી અભિપ્રેત છે, અને આ વાત उपपत्तेः=પ્રશ્નોત્તરની એકવાક્યતાની યોગ્યતાથી સિદ્ધ થાય છે.

જીવાત્મા સૂક્ષ્મ દેહથી ઘેરાયેલો હોઈને દેહાન્તરની પ્રાપ્તિ માટે સંચરે છે એ સિદ્ધાન્ત પંચાગ્નિ વિદ્યાની પ્રશ્નોત્તરીથી સિદ્ધ થાય છે એમ જો સિદ્ધાન્તી કહે છે તે બરાબર નથી. કેમકે દ્યુલોક નામના પ્રથમ અગ્નિમાં, લિંગદેહ જેનો અર્થ થાય છે એવાં જલનો હુતદ્રવ્ય તરીકે નિર્દેશ જ નથી. જો જલનો હુતદ્રવ્ય તરીકે શ્રુતિએ ઉલ્લેખ કર્યો હોત તો અંતિમ આહુતિમાં જલ પુરુષરૂપે સંપન્ન થાત. ત્યાં તો પાંચ અગ્નિની પહેલાં કલ્પના કરી છે. અને તે પૈકી પહેલા અગ્નિ તરીકે દ્યુલોકને બતાવ્યો છે. **असौ वाव लोको गौतम! अग्निः**–હે ગૌતમ! તે લોક નક્કી અગ્નિ છે. (છાં૦ ૫–૪–૧) આવો છે શ્રુતિબોલ. અને અગ્નિમાં આહુતિદ્રવ્ય તરીકે શ્રદ્ધાનો નિર્દેશ છે. જલનો ઉલ્લેખ નથી. શ્રુતિ કહે છે કેઃ–**तस्मिन् एतस्मिन् अग्नौ देवा श्रद्धां जुह्वति**–તે આ અગ્નિમાં દેવો શ્રદ્ધાને હોમે છે. (છાં૦ ૫–૪–૨) અને શ્રદ્ધા એટલે અસ્તિબુદ્ધિ અગર તો ચિત્તની અભિરુચિ! આવા

અર્થવાળી શ્રદ્ધા "પાણી" કેવી રીતે બને છે? જે ગુણ છે તે દ્રવ્ય કેવી રીતે બને? અને આથી લિંગદેહયુક્ત જીવાત્મા સંચરે છે આ વાત બંધબેસતી જણાતી નથી.

આ શંકાનું નિરસન કરતાં સિદ્ધાન્ત કહે છે કે આ શંકા ઉચિત નથી. શ્રદ્ધા શબ્દ અહીં પાણીના અર્થમાં જ અભિપ્રેત છે. જે શબ્દ જે અર્થમાં જ્યાં અભિપ્રેત હોય તે શબ્દ ત્યાં તે જ અર્થનો વાચક હોય છે. જેમકે **गोभिः श्रीणीत मत्सरम्**–ગાયના દૂધની સાથે સોમરસ મેળવે. (ઋ૦ ૭-૧-૩-૪) અહીં ગો શબ્દ ગાયના કાર્યરૂપ દૂધના અર્થમાં અભિપ્રેત છે. સ્મૃતિ પણ કહે છે કેઃ–**गोभिः श्रीणीत मत्सरमिति पयसः मत्सरः सोमो मन्दते तृप्तिकर्मणः**- "गोभिः" **श्रीणीत मत्सरम्**-માં ગોભિઃ એટલે દૂધ સાથે, મત્સર એટલે સોમરસ. તૃપ્તિના અર્થમાં મન્દ ધાતુ હોઈને મત્સર એટલે સોમ એવો અર્થ છે. (નિ૦ ૨-૨-૧) તેમ શ્રદ્ધા શબ્દ પણ ઉપરના સંદર્ભમાં જલના અભિપ્રાયે વપરાયો છે–આસ્તિક્ય બુદ્ધિના અર્થમાં નહીં. અને આ અભિપ્રાય પ્રશ્ન અને ઉત્તરની એક-વાક્યતા ઉપરથી નિશ્ચિત થાય છે. પ્રશ્ન છે કે **वेत्थ यथा पञ्चम्या माहुतावापः पुरुषवचसः भवन्ति**-તું જાણે છે ખરો કે પાંચમી આહુતિ-એ પાણી પુરુષ નામનું થાય છે. (છાં૦ ૫-૩-૩) તેના ઉત્તર પ્રસંગે પ્રથમાહુતિના સ્થાને, જો શ્રદ્ધા શબ્દ દ્વારા હોમ્ય દ્રવ્ય તરીકે આસ્તિક્ય બુદ્ધિ એટલો જ અર્થ લઈએ તો પછી પ્રશ્ન એક અને જવાબ જુદો–એમ વાક્યોની એકવાક્યતા ન થાય! ઉપરાંત **इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति**–આ રીતે પાંચમી આહુતિએ પાણી પુરુષ નામનું થાય છે. (છાં૦ ૫-૩-૩) આવો ઉપસંહાર પણ યોગ્ય ન થાય! અને ઉપક્રમની અને ઉપસંહારની સંગતિ તો હોવી ઘટે. અને "आपः" શબ્દ દ્વારા લિંગદેહ યુક્ત જીવાત્મા સમજવો એ વાત તો ઉપર કહી જ છે! અને પુરુષ છે શ્રદ્ધામય! શ્રદ્ધામયનો શ્રદ્ધા શબ્દે ઉલ્લેખ અનુચિત નથી! ઉપરાંત જલના અર્થમાં પણ શ્રદ્ધા શબ્દનો પ્રયોગ શ્રુતિમાં છે. **श्रद्धा वा आपः**-શ્રદ્ધા નિશ્ચિત પાણી છે. (તૈ૦ બ્રા૦ ૩-૨-૪) આથી સ્વકર્મના ફળભોગ માટે જતો જીવાત્મા લિંગદેહથી ઘેરાયેલો જ જાય છે - એ અચળ સિદ્ધાન્ત છે. ॥ ૫ ॥

પુનઃ શંકા ઉઠાવી સમાધાન ભણતાં કહે છે કેઃ–

## अश्रुतत्वादिति चेन्नेष्टादिकारिणां प्रतीतेः ॥ ६ ॥

અશ્રુતત્વાત્=પંચાગ્નિ વિદ્યાની પ્રશ્નોત્તરીમાં જીવાત્મા પુરુષનો ઉલ્લેખ ન હોવાથી તેમની સાથે જીવાત્મા જાય છે એમ કહેવું યુક્તિયુક્ત નથી ઇતિચેત્=એમ જો કહેતા હો તો ન=એ વાત ઠીક નથી કેમકે ઇષ્ટાદિકારિણાં=ઈષ્ટાદિ કર્મ કરનારાઓનાં એ જ પ્રસંગે આગળ પ્રતીતેઃ=વર્ણનની પ્રતીતિ સ્પષ્ટ છે.

પંચાગ્નિ વિદ્યાની પ્રશ્નોત્તરીમાં તો જલનું જ સંચરણ શ્રુતિ બતાવે છે–તેનાથી સંયુક્ત જીવાત્માનું નહીં! તેનો બતાવનારો એક પણ શબ્દ ત્યાં શ્રુતિ ઉપજાવતી નથી. અને જ્યાં શ્રુતિ જ જીવાત્માનું સંચરણ બતાવતી નથી ત્યાં તે જીવાત્મા સંચરણ કરે છે એમ કેવી રીતે માનવું? આ દલીલ બરાબર નથી. કેમકે આગળ આવતાં શ્રુતિ વાક્યો ઉપરથી જીવાત્મા જ તેમની સાથે સંચરે છે એ સ્પષ્ટ થાય છે. આગળ ઉપર શ્રુતિનો બોલ છે કે–**अथ य इमे ग्रामे इष्टापूर्ते दत्तमि........रात्रि**–અને હવે જે આ ગામમાં ઇષ્ટ અને પૂર્ત કર્યાં છે અને દાન દીધું છે એમ માની ઉપાસના કરે છે તેઓ ધૂમ માર્ગે જઈને જન્મે છે. ધૂમથી રાત્રિ–વગેરે! (છાં૦ ૫–૧૦–૪) **पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसं एषः सोमो राजा**–પિતૃલોકમાંથી આકાશમાં, આકાશમાંથી ચંદ્રમાં,–એ છે રાજા સોમ. અહીં સુધી, આજ વાતનો નિર્દેશ છે. આ યજ્ઞાદિ કર્મો કરનારાની ગતિ આ શ્રુતિ વાક્યો બતાવે જ છે તેની તે જ ગતિનું અહીં પણ અનુસંધાન છે. કેમકે શ્રુતિની અહીં સમાનતા છે. શ્રુતિ છે કે **तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या: आहुते: सोमो राजा संभवति**–તે આ અગ્નિમાં દેવો શ્રદ્ધાને હોમે છે. તે આહુતિમાંથી રાજા સોમ જન્મે છે. (છાં૦ ૫–૪–૨) અને જ્યારે શ્રુતિની સમાનતા હોય ત્યારે એક ઠેકાણે લિંગદેહ સહિત જીવાત્માનું જો દેહાન્તરમાં સંચરણ હોય તો બીજે ઠેકાણે પણ તેનું અનુસંધાન થાય જ! ઉપરાંત એકલો લિંગદેહ સંચરે તો તે તો વ્યર્થ! કેમકે ભોક્તા છે જીવાત્મા! આથી જીવાત્મા સૂક્ષ્મ શરીર સાથે સંચરે છે એ અચળ સિદ્ધાન્ત છે.

કર્મના ફળ ભોગ માટે જીવાત્મા લિંગદેહથી વીંટળાયેલ હોઈને એક લોકમાંથી બીજા લોકમાં પ્રવ્રજ્યા કરે છે આ વાત બરોબર લાગતી નથી. કેમકે ચંદ્રલોકમાં શુભ કરનારાઓ જાય છે એવો શ્રુતિનો બોલ છે. શ્રુતિ કહે છે **एष सोमः राजा तद् देवानां अन्नं तं देवा भक्षयन्ति**–આ રાજા સોમ છે. તે દેવોનું અન્ન છે. તેને દેવો ખાય છે. (છાં૦ ૫–૧૦–૪) અને

દેવો જેને ખાઈ જાય તેમને માટે કર્મફળનો ભોગ ઘટે નહીં! કેમકે ભોગવનાર જ ખવાઈ ગયો છે. જો ભોગવનાર હોય તો ભોગવેને! આ શંકાનો જવાબ વાળતાં સૂત્રકાર કહે છે:–

**भाक्तं वाऽनात्मवित्त्वात् तथा हि दर्शयति ॥ ७ ॥**

अनात्मवित्त्वात्=આત્મજ્ઞાની ન હોવાને લઈને वा=જ भाक्तं=ચન્દ્રલોકમાં પરવરેલા ઈષ્ટ વગેરે શુભ કર્મ કરનારાઓ અગે ઉપદેશવામાં આવતું દેવાન્નપણું અને દેવો દ્વારા તેમનું ભક્ષિત થવું એ ગૌણ છે. हि=કેમકે तथा=તે રીતે दर्शयति=શ્રુતિ કહે છે.

અહીંથી ચંદ્રલોકમાં પરવરેલા શુભ કર્મ કરનારા જીવો દેવોનું અન્ન થાય છે અને દેવો તેમને આરોગી જાય છે એવું જે શ્રુતિકથન છે તે ગૌણ છે એમ જ સમજવું જોઈએ. જો એવું કથન સાચે જ મુખ્ય હોય તો તો તે તે કર્મોનું વિધાન કરનારાં શાસ્ત્રો નિરર્થક થાય. સ્વર્ગ વગેરે ફળભોગની કામનાથી પ્રેરાયેલ જીવો શાસ્ત્રીય કર્મમાં પ્રવૃત્તિ કરે છે. ચંદ્રલોકમાં જતાં જો એવા જીવો દેવોનું અન્ન થઈ જતા હોય અને ભોજ્ય થઈ જતા હોય તો પછી એવા શાસ્ત્રીય કર્મો કોણ કરવા પ્રેરાય! આપઘાત કરવાની કે કરાવવાની તો કોઈને ઈચ્છા ન હોય! ઓછામાં ઓછું શાસ્ત્રવિહિત કર્મ કરનારાઓ તો એવું ન જ ઈચ્છે! કેમકે આત્મા સૌને વ્હાલો છે. શાસ્ત્ર અનુભવને દૃઢ કરતાં કહે છે:–न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति–બધાંને માટે ખરે! બધું પ્રિય નથી, આત્માને ખાતર બધું પ્રિય હોય છે. (બૃ૦ ૪–૫–૬) અને શાસ્ત્રીય કર્મનું અનુષ્ઠાન જો ન થવાનું હોય તો પછી अग्निहोत्रं होतव्यम्–અગ્નિહોત્ર કરવું જોઈએ. (શત૦ ૨–૨–૨–૧૮) कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः—આ કર્મભૂમિમાં કર્મ કરતાં જ સો વર્ષ જીવવા ઈચ્છે. (યજુ૦ ૪૦–૩) વગેરે વિધાનો નિરર્થક જ થાય. અને શાસ્ત્રની તો માત્રા પણ વ્યર્થ નથી. આથી દેવોનું અન્ન થાય છે. દેવો તેમનું ભક્ષણ કરે છે વગેરે વિધાનો ગૌણ જ છે. આવાં વાક્યોનો અભિપ્રાય સ્પષ્ટ છે. જેમ કર્મ દ્વારા અન્ન ઉપજે છે અને કામ વગેરે દ્વારા તે ક્ષીણ થાય છે. તેમ કર્મ દ્વારા ચંદ્રાદિ લોકો ઉપજે છે અને કાલ વગેરે દ્વારા તે લોકો પણ ક્ષીણ થાય છે. કર્મજન્ય લોક શાશ્વત હોતો નથી આવો છે અભિપ્રાય–तद् देवानां अन्नं तं देवाः भक्षयन्ति–તે દેવોનું અન્ન છે. તેને દેવો ભક્ષે છે. (છાં૦ ૫–૧૦–૪) વગેરે શ્રુતિઓના સમાન વિષયની બીજી શ્રુતિઓ પણ છે. ते चन्द्रं प्राप्य अन्नं भवन्ति ताँ तत्र देवा यथा सोमं राजानं आप्यायस्व अपक्षीयस्वेत्येवमेताँस्तत्र

भक्षयन्ति-તે ચંદ્રને પામીને અન્ન થાય છે. તેમને ત્યાં સોમરાજાને તેમ, વૃદ્ધિ પામ, ક્ષીણ થા-એમ તેમને ખાય છે. (બૃ૦ ૬-૨-૧૬) કર્મ દ્વારા ઉત્પન્ન થના લોકોનું ક્ષયિષ્ણુપણું શ્રુતિ સ્વયં બતાવે છે. तद्यथा **इह कर्मचितो लोकः क्षीयते**-તે તો જેમ અહીં કર્મથી સંચિત થયેલા દેહ ક્ષીણ થાય છે એ જ રીતે ત્યાં પુણ્યથી સંચિત દેહ ક્ષીણ થાય છે। (છાં૦ ૮-૧-૬) ઉપરાંત **इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः । नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति**-ઇષ્ટ અને પૂર્તને જ સર્વશ્રેષ્ઠ માનતા-બીજું કોઈ શ્રેય નથી એમ જાણતા મૂઢો, પુણ્ય પ્રાપ્ત સ્વર્ગની પીઠે પુણ્ય ભોગવી, આ અગર તો એનાથી પણ હીન લોકોને પાછા પામે છે. (મું૦ ૧-૨-૧૦) આ દેવાન્નપણું અને દેવભક્ષ્યતા ગૌણ છે એમ શ્રુતિ પણ એક ઠેકાણે સ્પષ્ટ કરે છે:-**सोमलोके विभूतिमनुभूय पुनरावर्तते**-સોમલોકમાં વિભૂતિને અનુભવીને ફરી પાછા આવે છે. (પ્ર૦ ૫-૪) અહીંથી જનારા સુકર્મીઓ જો મુખ્યત્વે દેવોનું અન્ન કે ભક્ષ્ય બનતાં હોત તો આ કર્મફળનો ઉપભોગ સંભવી શકે નહીં. પણ ઉપજવું અને ક્ષીણ થવું એ અર્થમાં એ લઈએ તો એ ગૌણ થઈ, અર્થને નિર્બાધ કરે। આથી કર્મફળના ભોગ માટે લિંગદેહથી વીંટળાયેલ જીવાત્મા લોકાન્તરમાં જાય છે એ સિદ્ધ જ છે. ॥ ૭ ॥

આમ જીવ લિંગદેહથી સંયુક્ત થઈને દેહાન્તરની પ્રાપ્તિ માટે ઇષ્ટાદિ કર્મો દ્વારા ચંદ્રલોક સુધી જાય છે એ નિશ્ચિત થયું. ચંદ્રલોક એટલે વૈદિક પરિભાષામાં પિતૃલોક-અન્તરિક્ષલોક-સ્વર્લોક. શ્રુતિ કહે છે:- **कर्मणा पितृलोकः** કર્મે પિતૃલોક. (બૃ૦ ૧-૫-૧૬) **अन्तरिक्षमथोस्वः**-અન્તરિક્ષ અને પછી સ્વર્ગલોક, (ઋ૦ ૮-૮-૪૮-૩) પણ ચંદ્રલોકમાં ગયેલ જીવાત્માનું ત્યાંથી પાછું અવરોહણ કેવી રીતે થાય છે એ નક્કી કરવું રહે છે. આરોહણ જ અવરોહણને અર્થાત્ જ ઉપસ્થિત કરે છે. તેનો નિર્ણય કરતાં કહે છે:-

## कृतात्ययेऽनुशयवान् दृष्टस्मृतिभ्यां यथेतमनेवं च ॥ ૮ ॥

कृतात्यये=કરેલાં, ચન્દ્રલોકની પ્રાપ્તિનાં સાધનરૂપ ઇષ્ટાદિ કર્મોનો ભોગ દ્વારા ક્ષય થતાં अनुशयवान्=અનુશય એટલે ભોગવતાં બાકી રહેલો કર્માશય તે સંચિત કર્માશયથી યુક્ત જીવ આ લોકમાં પાછો અવરોહણ કરે છે, કેમ જાણવું? તો दृष्टस्मृतिभ्याम्= શ્રુતિ અને સ્મૃતિઓ આમ કહે છે. અને કેવી રીતે એ પાછો આવે છે? તો यथा=જે રીતે-પ્રકારે इतं=ગયેલો તે રીતે अनेवं च=ને રીતે નહીં એટલે કે બીજા કોઈ પ્રકારે પણ પાછો આવે છે એમ જાણવું:

શ્રુતિ સ્વયં ચંદ્રલોકમાં ગયેલાનું પુનરાગમન કહે છે. तस्मिन् यावत् संपातं उषित्वा अथ एतमेव पन्थानं पुनर्निवर्तन्ते यथेतत्-તેમાં યાવત્ પુણ્યકર્મ, વસીને ત્યારબાદ આ જ માર્ગે જેમ ગયા હતા તેમ પાછા આવે છે. (છાં૦ ૫-૧૦-૫) ઉપલી શ્રુતિમાં સંપાત શબ્દ કર્માશયનો વાચક છે. તો અહીં સંશય શો છે? સંશય એ છે કે ચંદ્રલોકમાં ભોગ ભોગવીને પાછો ફરતો જીવાત્મા અહીં આવે છે તો તે કર્માનુશય સહિત આવે છે કે કર્મના અનુશય રહિત થઈને આવે છે? કર્માનુશય રહિત આવે છે એવો પૂર્વપક્ષ છે. કર્માનુશય સહિત આવે છે એ સિદ્ધાન્ત છે. તો સાચું શું? એ કે यावत् संपात શબ્દના બળે આવતો જીવાત્મા સમસ્ત કર્મોનો ભોગ ભોગવીને આવે છે એમ જ બતાવે છે; તો જ "यावत्" શબ્દ સાર્થક થાય! ઉપરાંત બીજી શ્રુતિ પણ એ જ વાતનું સમર્થન કરે છે. तेषां यदा तत् पर्यवैति अथेममेवाकाशमभिनिष्पद्यन्ते-તેઓનું તે જ્યારે પૂરૂ થાય છે ત્યાર બાદ આ આકાશને તેઓ પામે છે. (બૃ૦ ૬-૨-૧૬) આ શ્રુતિ પણ સમસ્ત કર્માશયનો ભોગ કરીને પુનઃ ફરે છે એવો જ અર્થ સમર્પે છે ત્યાં ભોગવવા જેટલો કર્માશય ભોગવીને જ બાકીના કર્માશય સહિત જીવ પાછો ફરે છે એમ માનીએ તો બીજી એક શ્રુતિ સાથે ટકરાણ ઉભુ થાય એમ છે प्राप्यान्तं कर्मणस्तस्य यत् किञ्चिद् करोत्ययम्। तस्माल्लोकात् पुनरेति अस्मै लोकाय कर्मणे-જે કાંઈ એણે અહીં કર્યું હોય તે કર્મનો અંત પામીને તે લોકમાંથી આ લોકના કર્મ માટે પાછો આવે છે. (બૃ૦ ૪-૪-૬) આ શ્રુતિનો यत्किञ्च-શબ્દનો પ્રયોગ સમસ્ત કર્માશયનો જ સૂચક છે આમ બધુય ભોગવીને આવનો જીવ સાનુશય-હોય એ બરાબર નથી આથી નિરનુશય થઈને જ એ આવે છે એમ માનવુ યોગ્ય લાગે છે.

આવો પૂર્વપક્ષ થતા સિદ્ધાન્તી કહે છે કે જીવાત્મા સાનુશય જ અવરોહ કરે છે એટલે કે એના અભુક્ત અને ભુક્તમાંથી બાકી રહેલાં સંચિત કર્મોની વાટખર્ચી લઈને જ ચંદ્રાદિલોકમાંથી એ આલોકમાં પાછો આવે છે, કારણ કે શ્રુતિ અને સ્મૃતિઓ એમ કહે છે અને શ્રુતિ તો પ્રમાણોમાં મૂર્ધન્ય. શ્રુતિ અનુશય સહિત જીવાત્મા પુનરાગમન કરે છે એમ સ્પષ્ટ કહે છે. तद् इह रमणीयचरणाः अभ्याशो ह यत्ते रमणीयां योनि मापद्येरन्-ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा, अथ य इह कपूयचरणा अभ्याशोह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा शूकरयोनिं वा चण्डालयोनिं वा-તો અહીં જેમનુ આચરણ રમણીય હોય તેઓ તરત જ રમણીય યોનિને પામે છે-પછી તે બ્રાહ્મણની-ક્ષત્રિયની કે

વૈશ્યની યોનિ હોય! જેઓ બદકર્મવાળા હોય તેઓ તરત જ બદયોનિને પામે છે, પછી તે કૂતરાની કે ભૂંડની કે ચંડાલની યોનિ હોય! (છાં૦ ૫-૧૦-૭) ઉપલી શ્રુતિમાં ચરણ શબ્દ કર્માશયનો વાચક છે. જો ચન્દ્રલોકમાંથી પાછા ફરતા જીવોનો કર્માશય ન રહેતો હોય તો તેમના અવરોહણ પછી તરત જ તેમને રમણીય અરમણીય યોનિની પ્રાપ્તિ ન બતાવી હોત! કેમકે કર્માશયના અભાવમાં તે તે યોનિની પ્રાપ્તિ તો આકસ્મિક જ ગણાય! અને બુદ્ધિદશાએ અકસ્માત જેવી તો કોઈ ચીજ જ નથી! કર્માશય તો સંસારદાતા છે! ઉપરાંત સ્મૃતિ કહે છે કેઃ- चन्द्रादिलोकेऽप्यावृत्तिः निमित्तसंभावात् (સાં૦ ૬-૫૬) આ સ્મૃતિમાં निमित्तसंभव શબ્દ જ આશયનો સૂચક છે! અને આથી સાનુશય જીવાત્મા જ અવપતન પામે છે. જો કર્માશય જ ન હોય તો તો પછી મુક્તિ સ્વયમેવ આવી જાય!

ઉપરાંત "यावत्संपातं" શબ્દનો આશ્રય લઈને જે વાત કહી છે તે પણ યોગ્ય નથી. કેમકે यावत् નો અર્થ તો તે લોકમાં ભોગવવા યોગ્ય જેટલાં કર્મ તેટલો જ એવો થઈ શકે છે. અને ચિત્તમાં તો અનન્ત આશય હોય છે! तेषां यदा तत् पर्यवैति (બૃ૦ ૬-૨-૧૬) શ્રુતિ પણ તે લોકમાં ભોગ્ય કર્મનો જ ઉલ્લેખ કરે છે. ઉપરાંત यत्किंच करोत्ययम् (બૃ૦ ૪-૪-૬) વગેરે શ્રુતિમાં પણ ત્યાં ભોગ્યકર્મનો જ સમાવેશ જાણવો, કર્મમાત્રનો નહીં! ઉપરાંત જીવ જો ચન્દ્રલોકમાં બધાં જ કર્મો ભોગવતો હોય તો તે લોકમાં જેના ભોગની વ્યવસ્થા નથી એવાં કર્મો પણ હોય છે! તેવાં કર્મોની વ્યવસ્થા કરવી મુશ્કેલ થઈ પડે! અને આથી ચન્દ્રલોકમાં ભોગ્ય કર્મો જ ત્યાં ભોગવી બાકી આ લોકમાં ભોગવવા યોગ્ય કર્મના આશય સહિત જ તે અહીં પાછો ફરે છે. શ્રુતિ કહે છે नाकस्य पृष्टे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति (મું૦ ૧-૨-૧૦) સ્મૃતિ કહે છે ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति (ગીતા૦ ૯-૨૧) આમ સ્મૃતિ અને શ્રુતિ બન્ને આ બાબતમાં સંમત છે. આથી અનુશય સહિત જીવનું જ અવરોહણ થાય છે, નિરનુશય જીવનું નહીં એ સિદ્ધ છે.

એનું આ અવરોહણ, જેમ ગયો તેમ એટલે કે તેજ રસ્તે અગર તો પ્રકારાન્તરે થાય છે, પણ ધૂમાદિ માર્ગે એનું ગમન થાય' છે એ સિદ્ધ છે. ॥ ૮ ॥

## चरणादिति चेन्नोपलक्षणार्थेति कार्ष्णाजिनिः ॥ ९ ॥

चरणादिति=શ્રુતિ પ્રતિપાદિત આચરણથી જીવાત્મા અવરોહ કરે છે એમ चेत्=જો કહેતા હો તો न=તે બરાબર નથી. કેમકે उपलक्षणार्था ચરણ શ્રુતિ કર્મના ઉપલક્ષણ માટે છે. इति=એમ कार्ष्णाजिनिः=કાર્ષ્ણાજિનિ નામના આચાર્ય માને છે.

અનુશયને લઈ ને જીવાત્માનુ ચદ્રલોકમાથી અવરોહણ થાય છે એમ કહેવુ બરાબર નથી કેમકે શ્રુતિ તો "ચરણ" દ્વારા તેનુ અવરોહણ કયે છે બ્રાહ્મણ વગેરે યોનિની પ્રાપ્તિ થાય એમ કહેતી શ્રુતિ જીવાત્માનુ "ચરણ" ને લઈને અવરોહણ કથે છે શ્રુતિ કહે છે–**त य इह रमणीय चरणा** (છા૦ ૫-૧૦-૭) વગેરે અહીં ચરણ શબ્દનો પ્રયોગ છે અને ચરણ એટલે આચરણ–ચારિ ય–શીલ–વૃત્ત ચરણ શબ્દ અનુશયનો વાચક નથી અનુશય શબ્દનો અર્થ તો ભોગવતા વધેલા સચિત કર્મોનો રાશિ એવો થાય છે શ્રુતિ સાક્ષી છે કે **यानि अनवद्यानि कर्माणि तानि सेवित-यानि नो इतराणि । यान्यस्माक सुचरितानि तानि त्वयोपास्यानि**–જે અમારા નિર્દોષ કર્મો હોય તે તારે સેવવા–બીજા નહીં જે અમારા સુચરિત હોય તે તારે ઉપાસવા–(તૈ૦ ૧-૧૧) ઉપરાત **यथाकारी यथाचारी तथा भवति**–જેવુ કરનારો અને ચરનારો હોય તેવો થાય છે (બૃ૦ ૪ ૪-૬) આથી અનુશયયુક્ત જીવાત્મા અવરોહ કરે છે એમ કહેવુ યોગ્ય નથી

આનો જવાબ વાળતા સિદ્ધાન્તપક્ષી કહે છે કે આમ માનવુ યોગ્ય નથી અહીં "**चरण**" શબ્દ અનુશયનો ઉપલક્ષક છે આચાર અર્થમા એનો પ્રયોગ નથી "**गगाया घोष**" મા જેમ ગગા શબ્દનો મુખ્ય અર્થ પ્રવાહ હોવા છતા તે અર્થ અહીં બાધપ્રેરતો ન હોઈને જેમ "તીર" એવા અર્થનુ સમર્પણ કરે છે તેમ લક્ષણા દ્વારા ચરણ શબ્દ અહીં અનુશયનો અર્થ સમર્પે છે, આથી ઉક્ત શ્રુતિ અનુશયવશાત્ જ બ્રાહ્મણાદિ યોનિની પ્રાપ્તિ કહે છે, ચરણથી નહીં આવી સમજૂતી આપે છે કાર્ષ્ણાજિનિ નામના આચાર્ય ॥ ૯ ॥

વળી આ સ્થાને શકા સમાધાન દેતા કહે છે કે –

## आनर्थक्यं इति चेन्न तदपेक्षत्वात् ॥ १० ॥

आनर्थक्य–ચરણ શબ્દનો લક્ષણા દ્વારા અનુશય એવો અર્થ લેતા અને તે દ્વારા યોનિ વિશેષની પ્રાપ્તિ માનતાં ચરણ શબ્દની નિરર્થકતા થાય इति चेत्–આમ જો કહેતા હો તો न–ને બરાબર નથી કેમકે तदपेक्षत्वात्–ચરણની અનુશયને અપેક્ષા રહે છે

ચરણ શબ્દનો અનુશય એવો લાક્ષણિક અર્થ લઈએ તો પછી ચરણ શબ્દ નિરર્થક થાય કેમકે યોનિ વિશેષની પ્રાપ્તિ માટે પછી અનુશય જ જવાબદાર થાય અને ચરણ શબ્દ વગર કારણે જ વપરાયેલો ગણાય! આથી ચરણ શબ્દનો અનુશય એવો અર્થ યોગ્ય નથી પૂર્વપક્ષની આ વાત ઠીક નથી કેમકે અનુશય સ્વય ચરણ–આચરણની અપેક્ષા રાખે છે અનુશય

એટલે ભુક્તાવશિષ્ટ સંચિત કર્મોનો રાશિ. આનો અર્થ વાસના એવો થઇને ઉભે છે. અને આ વાસનાઓ તો કર્મની અપેક્ષા રાખે જ. વિના કર્મ વાસનાનો જન્મ થાય નહીં! આથી વાસના સ્વયં કર્માપેક્ષ છે અને આથી ચરણ શબ્દ અહીં નિરર્થક નથી, પણ સાર્થક છે. અને આથી અનુશયને કારણ માનીએ તો પણ "ચરણ" નિરર્થક નથી-આવો કાર્ષ્ણાજિનિનો મત છે. ॥ ૧૦ ॥

આમ કાર્ષ્ણાજિનિ આચાર્યને મતે ચરણ શબ્દ લક્ષણા દ્વારા અનુશયનો અર્થ સમર્પે છે એમ બતાવ્યું. પણ એમ દ્રાવિડી પ્રાણાયામ કરવાની જરૂર નથી. ચરણ શબ્દનો મુખ્યાર્થ જ અનુશય એવો થાય છે એમ બાદરિ નામના આચાર્યનો મત છે એમ રજૂ કરતાં કહે છે કેઃ-

## सुकृतदुष्कृते एवेति तु बादरिः ॥ ११ ॥

सुकृतदुष्कृते एव=પુણ્ય અને પાપ એ બન્ને જ "ચરણ" એટલે કે ચરણ શબ્દનો મુખ્યાર્થ છે इति=એમ बादरिः=બાદરિ નામના આચાર્ય કહે છે.

**रमणीयचरणाः**=અને **कपूयचरणाः** પ્રયોગોમાં ચરણ શબ્દ મુખ્યવૃત્તિથી જ સુકૃત અને દુષ્કૃત-પુણ્ય અને પાપનો વાચક છે એમ જ માનવું જોઇએ. કેમકે चर् ધાતુ કરવાના અર્થમાં વપરાય છે. **धर्मं चरति महात्मा** આવો પ્રયોગ જોવામાં આવે છે. આથી ચરણ શબ્દ સ્વયં પાપ પુણ્યનો જ મુખ્યતયા વાચક છે. આથી લક્ષણાનો આશ્રય લેવાની જરૂર નથી. અર્થાત્ જ જીવાત્મા અનુશય સહિત અવરોહ કરે છે એ સિદ્ધ જ છે. ॥૧૧॥

આ પ્રકરણમાં શંકા ઉઠાવતાં પૂર્વપક્ષી કહે છેઃ-

## अनिष्टादिकारिणामपि च श्रुतम् ॥ १२ ॥

च=કિન્તુ अनिष्टादिकारिणामपि=પાપ કરનારાઓનું પણ ચન્દ્રલોકમાં ગમન श्रुतम्=વેદમાં સાંભળવામાં આવે છે.

કૌષીતકિ બ્રાહ્મણોપનિષદ્‌માં કહ્યું છે કેઃ-**ये वै के चास्मात् लोकात् प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति** (कौ० १-२) અહીંથી જે કોઇ જાય છે તે બધા ચંદ્રલોકમાં જાય છે એમ કહ્યું છે. અને આથી ઇષ્ટાદિ શુભ કર્મકારીઓ જ ચન્દ્રલોકમાં પરવરે છે એવું કહ્યું નથી. પાપીઓનું પણ ત્યાં જ ગમન શ્રુતિ સંભળાવે છે. આથી ઇષ્ટાદિ શુભ કર્મ કરનારાઓ જ ધૂમમાર્ગે ચન્દ્રલોકમાં જાય છે એવું કથનારી શ્રુતિ સાથે આ ઉપર્યુક્ત

શ્રુતિનો વિરોધ આવે ! અને શ્રુતિ વિરોધ તો અસહ્ય છે. આથી પાપી કે પુણ્યકર્મી બધા જ ચન્દ્રલોકમા જાય છે એમ જ નક્કી કરવું રહ્યુ. ॥૧૨॥

આનો જવાબ વાળતા સૂત્રકાર કહે છે –

**संयमने त्वनुभूयेतरेषामारोहावरोहौ तद्गतिदर्शनात ॥१३॥**

તુ=કિન્તુ સંયમને=નિયમિત ભગવાન યમદેવનું સદન તે સંયમન તેમા-યમલોકમા અનુભૂય=નિવિ। પાપફળને એને ભોગવીને ઇતરેષા=ઇષ્ટાદિ કરનારાઓથી બીજા પાપકર્મીઓનો આરોહાવરોહૌ=આરોહ અવરોહ-પૃથ્વીલોકમાં પ્રત્યાગમન એટલે અવરોહ-આ બન્ને થાય છે અને આ વાત તદ્‌ગતિદર્શનાત્ તે જાતની ગતિ શ્રુતિમા કરેલી જોવામા આવે છે તે ઉપરથી નક્કી થાય છે

[illegible] કૌષીતકિ શ્રુતિમાં પાપીઓ ચન્દ્રલોકમા જાય છે એવુ કહ્યુ [illegible] સ્વર્ગગમન તો પુણ્ય ભોગને માટે જ છે ચન્દ્રલોકમા પાપ[illegible] ફળભોગની વ્યવસ્થા જ નથી આથી ચન્દ્રલોકમા તેઓ જ જાય છે જેઓ પુણ્યશાળી છે એમ સમજવુ રહે છે. અને પાપીઓ યમસદનમા જાય છે. ત્યા પાપકર્મનું ફળ ભોગવી અંતે પુનઃ બીજા કર્માનુસાર અહીં કે ત્યા-ઇતર લોકમા-નવા કર્માનુસાર સ્વર્ગલોક-ચન્દ્રલોકમા પણ જાય છે આમ પાપી અને પુણ્યશાળીની વ્યવસ્થા થઈ શકે છે સ્વયં શ્રુતિ આ વાતનો ઉલ્લેખ કરે છે. **यो ममार प्रथमो मर्त्यानां यः प्रेयाय प्रथमो लोकमेतम् । वैवस्वत सगमनं जनानां यमं राजानं हविषा सपर्यत्** માનવોમા જે પહેલો મર્યો જે કોઈ પ્રથમ આ લોકમા આવ્યો-માનવોના કર્મ પ્રમાણે ફળ આપનારા યમરાજાને હવિ દ્વારા પૂજો (અથર્વ૦ ૧૮-૩-૩-૧૬) ઉપરાત-**न सांपराय प्रतिभाति बाल प्रमाद्यन्त वित्तमोहेन मूढम् । अय लोक नास्ति पर इति मानी पुन पुनः वशमापद्यते मे**-પ્રમાદી અને વિત્તના મોહે મૂઢ એવા અસંસ્કારીને પરલોક ભાસતો નથી પણ આ લોક જ છે-બીજો નથી એમ માનનારો વારંવાર મારા વશમાં આવે છે (ક૦ ૧-૨-૬) આ કારણે શ્રુતિઓમા કોઈ વિરોધ નથી ॥૧૩॥

આ વાતને દૃઢ કરવા સ્મૃતિનુ પ્રમાણ ટાંકતા કહે છે –

**स्मरन्ति च ॥ १४ ॥**

ચ=અને આ સિદ્ધાન્તનુ સ્મરન્તિ=સ્મૃતિઓ પણ સમર્થન કરે છે

આ વાત-યમસદનમા પાપીઓ વિવિધ પ્રકારની યાતનાઓ ભોગવીને પુનઃ સ્વકર્માનુસાર આગમન કરે છે અને આથી ચન્દ્રલોકમા-સ્વર્ગમા ભીડ

થતી નથી એ વાત સ્મૃતિમાં પણ કહી છે. ગીતાજી કહે છેઃ-प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ (ગીતા૦ ૧૬-૧૬) મનુ વ્યાસ વગેરે શિષ્ટો પણ એ વાતનું સમર્થન કરે છે. આથી પાપકર્મીઓ યામી યાતનાઓ ભોગવે છે. ॥ ૧૪ ॥

પ્રકારાન્તરે આ જ વાતને સુદૃઢ કરતાં કહે છે કેઃ-

## अपि च सप्त ॥ १५ ॥

अपि च=અને આ ઉપરાંત सप्त=સાત પ્રકારનાં મુખ્ય નરકોનો પણ પુરાણોમાં ઉલ્લેખ કરવામાં આવે છે.

આ ઉપરાંત પુરાણોમાં રૌરવાદિ સાત મુખ્ય નરકોનું વર્ણન પણ જોવામાં આવે છે. આ નરકોમાં પાપીઓ યાતના [illegible] જવાની તો તેમને માટે સંભાવના પણ નથી.

અગર તો આ સૂત્ર બીજી રીતે પણ સમજાવી શકાય! વિશ્વ નિયન્તા ભગવાન પરમાત્મા-યમદેવનું સંયમન-એટલે કે સદન ક્યાં જાણવું? તો અહીં જ, માનવ શરીરમાં જ સાત પ્રાણો એ એનું સંયમન-નિકેતન છે. प्राणाः वा ऋषयः-પ્રાણો નિશ્ચય ઋષિઓ છે. (શત: ૬-૧-૧-૧) આ પાટ્કૌશિક જીવાત્મશરીરમાં એ પ્રાણો સ્થિત છે. શ્રુતિ કહે છેઃ-सप्तऋषयः प्रतिहिताः शरीरे, सप्त रक्षन्ति सदमप्रमादम्। सप्तापः स्वपतो लोकमीयुः तत्र जागृतो अस्वप्नजौ सत्रसदौ च देवौ-શરીરમાં સાત ઋષિઓ પ્રતિષ્ઠિત છે. સાવધપણે એ સાત શરીરરૂપી ઘરને રક્ષે છે. સાત જણા ઉંઘનારના લોકમાં જાય છે. ત્યાં જાગ્રત એવા બે દેવો-સત્રમાં બેસનારા બે દેવો સ્વપ્નમાંથી જન્મતા નથી. (યજુ૦ ૩૪-૫૫) ઉપરાંત सप्त प्राणाः प्रभवन्ति तस्मात् सप्तार्चिषः समिधः सप्त होमाः। सप्त इमे लोकाः येषु चरन्ति प्राणाः गुहाशया निहिताः सप्त सप्त-સાત પ્રાણો તેમાંથી પ્રભવે છે. સાત અર્ચિ, સાત સમિધ, સાત હોમો તેમાંથી જન્મે છે. આ સાત લોકો કે જેમાં આ ગુહાશય અને તેમાં-ગુહામાં નિહિત સાત સાત પ્રાણો ચરે છે. (મું૦ ૨-૧-૮) પ્રાણો હૃદય પ્રતિષ્ઠિત છે. અને ભગવાન યમદેવનું એ જ-હૃદય જ નિકેત છે. મનુસ્મૃતિ કહે છે यमो वैवस્वतो देवः यस्तवैषहृदि स्थितः। વિવસ્વાનનો પુત્ર યમ જે આ તારા અંતરમાં વસ્યો છે. (મનુ૦ ૮-૬૨) પ્રાણી જેઓ અંતર્યામી દેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને દુઃખ પામે છે

તેઓ આજ જીવનમા, આ જ જીવ શરીરમા અકથ્ય યાતનાઓ અનુભવે છે અને આ યાતના જીવ અને શિવ વચ્ચેનો અગત ડિમાણ થઈને વર્તે છે આથી આ દેહ જ ભગવાન વિશ્વનિયન્તા યમદેવનુ નિકેત છે આત જ નહી, અહીવીને નરકની યાતના અહીં ભોગવતા જીવો જોવામા આવે છે ॥૧૫॥

કદાચ કોઈ એમ કહે કે નરકમા તો ચિત્રગુપ્તાદિ કારભાર કરે છે યમદેવની ત્યા કયા મહત્તા આવી? તો તેનો જવાબ વાળતા કહે છે કે –

## तत्रापि च तद्व्यापारात् अविरोधः ॥ १६ ॥

च=તથા तत्रापि=એ યાતનાઓના સ્થાનમા પણ तद्व्यापारात्=તે વિશ્વનિયન્તા યમદેવની આજ્ઞાનુસાર જ સર્વ થતું હોઇને અવિરોધ=કોઈ વિરોધ નથી.

અર્થાત્ યમદેવ-વિશ્વનિયન્તા પરમાત્માની આજ્ઞાનુસાર જ ત્યાના ચિત્રગુપ્તાદિ અધિકારીઓ વર્તતા હોય છે આથી યમદેવની અભગ સત્તા માટે કોઇ સશય નથી, આથી કોઈ વિરોધ નથી સર્વવ્યાપી અને સર્વાન્તર્યામિ કે પરમાત્મા જ યમદેવ છે, આથી તેની સત્તાનો કયાંયે વ્યભિચાર કે અવ્યાપકતા નથી ॥ ૧૬ ॥

પૂર્વપક્ષ થયો–હવે સિદ્ધાન્તનુ ઘોતન કરતા કહે છે

## विद्याकर्मणोः इति तु प्रकृतत्वात् ॥ १७ ॥

तु પરતુ विद्याकर्मणो–વિદ્યા એટને ઉપાસના કર્મ એટલે ઈષ્ટાપૂર્ત વગેરે પુણ્ય કર્મ ઉપર કહ્યુ તે ફળ વિદ્યા અને કર્મનુ છે અર્થાત્ દેવયાન પથ અર્ચિરાદિ માર્ગ કાર્ય બ્રહ્મલોકમાં ગમન અને પિતૃયાન પથ ધૂમાદિ માર્ગ ચન્દ્રલોકમાં ગમનરૂપી ફળ અનુક્રમે વિદ્યા અને કર્મનુ છે इति=આ વાત प्रकृतत्वात् પ્રકરણવશાત્ નક્કી થાય છે

વિદ્યા અને કર્મના ફળનુ અહીં પ્રકરણ છે **विद्वान्**–ઉપાસકનુ આ–માર્ગે–દેવયાન પથે પ્રયાણ થાય છે ઇષ્ટાપૂર્ત કર્મ કરનારનુ ધૂમ માર્ગે=પિતૃયાન પથે સચરણ થાય છે–આ બતાવતુ અહીં પ્રકરણ છે **विद्वान्**-ઉપાસકને ઉદ્દેશીને ફળનિર્દેશ કરતા શ્રુતિ કહે છે કે **तद् ये इत्थ विदु ये चेमेऽरण्ये श्रद्धातप इत्युपासते तेऽर्चिषमभिसभवन्ति**–તેઓ–કે જેઓ આમ જાણે છે અને જેઓ અરણ્યમા શ્રદ્ધા અને તપ જ એનુ સાધન છે એમ માની ઉપાસે છે તે અર્ચિ તરફ જન્મે છે (છા૦ ૫–૧૦–૧) ઈષ્ટાપૂર્ત કર્મ કરનારાઓને ઉદ્દેશીને ફળ નિર્દેશ કરતા શ્રુતિ કહે છે કે **अथ ये इमे ग्रामे इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसभवन्ति**–અને જેઓ ગામમા ઈષ્ટાપૂર્ત અને દાન જ સાધન છે એમ માનીને ઉપાસે છે તેઓ

ધૂમ માર્ગે જન્મવા જાય છે. (છાં૦ ૫-૧૦-૩) આથી અહીં વિદ્યા અને કર્મનું ફળ વિવરણ છે એ સ્પષ્ટ છે. જે પ્રકરણમાં જે ફળ શ્રુતિ હોય તે તેની જ હોય-બીજી નહીં-એ સ્પષ્ટ છે. બીજાની એ ફળશ્રુતિ હોય તો પછી શ્રુતિનો ઉપદેશ વ્યર્થ થાય. અને શ્રુતિ ઉપદેશ વ્યર્થ હોઈ શકે નહીં. આથી ચન્દ્રલોકમાં પુણ્યશાળીઓ જ જાય છે, પાપી નહીં.

ઉપરાંત વેત્થ યથાऽसौ लोकः न संपूर्यते-જાણે છે પેલો લોક કેમ પૂરાઈ જતો નથી તે? (છાં૦ ૫-૩-૩) આમાં પેલો લોક ભરાઈ કેમ જતો નથી-એવા પ્રશ્નના જવાબમાં પાપીઓને માટે ત્રીજો જ માર્ગ છે એમ પ્રવાહણ જૈવલિ કહે છે. અને એ ત્રીજા માર્ગનું અસ્તિત્વ હોઈને ચંદ્રલોક ઉભરાઈ જતો નથી એમ સ્પષ્ટ કહે છે. શ્રુતિ કહે છેઃ-**अथ एतयोः पथोः न कतरेणचन तानीमानि क्षुद्राण्यसकृदावृत्तीनि भूतानि भवन्ति, जायस्व म्रियस्व इति एतत् तृतीयं स्थानं, तेन असौ लोकः न संपूर्यते**-હવે આ બે માર્ગોમાંથી ગમે તે એક પણ માર્ગે નથી-તેવા-આ ક્ષુદ્ર અને વારંવાર જન્મતાં "જન્મો અને મરો" એજ જ્યાં સુર છે આવું ત્રીજું સ્થાન છે અને તેથી પેલો લોક ઉભરાઈ જતો નથી! (છાં૦ ૫-૧૦-૮) અહીં સ્થાન શબ્દ માર્ગવાચક છે. પેલો ચંદ્રલોક પૂરાઈ જતો નથી તેનું અહીં કારણ આપ્યું છે. જો પાપી પુણ્યશાળી બધા જ ચન્દ્રલોકમાં જતા હોત તો આ પ્રતિવચન યોગ્ય ન થાત; ઉપરાંત ચન્દ્રલોકમાં પાપના ફળભોગની વ્યવસ્થા જ નથી! આથી **ये वै केचास्मात् लोकाद् प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति** જે કોઈ પણ આ લોકમાંથી જાય છે તે બધાય ચન્દ્રલોકમાં જ જાય છે. (कौ० ૧-૨-૨) માં આવતો **सर्वे** શબ્દ પુણ્યશાળીઓ પૂરતો જ મર્યાદિત થાય છે. ઉપરાંત પુણ્યશાળીઓ જ સ્વર્ગમાં-ચન્દ્રલોકમાં જાય છે, એમ કહેનારો મંત્ર છે. **संगच्छस्व पितृभिः संयमेनेष्टापूर्तेन परमे व्योमन्। हित्वा यावद्यं पुनरस्तमे हि संगच्छस्व तन्वा सुवर्चा**-પિતરોની સાથે જઈને મળ, પરમ ભોમમાં, સંગમન અને ઈષ્ટાપૂર્ત દ્વારા, અને અવધિ બાદ તેને છોડીને પાછો તેમાં જ આવ અને સુતેજસ્વી શરીર સાથે જઈને મળ! (ऋ० ૭-૬-૧૫-૮) આ મંત્રના બળે પણ કૌષીતકિ ઉપનિષદનું **सर्वे** શબ્દ પુણ્યશાળીઓના અર્થમાં સંકુચિત થાય છે. આથી ઈષ્ટકારીઓ જ ચન્દ્રલોકમાં જાય છે. બીજા માટે તો **जायस्व म्रियस्व** નો ત્રીજો માર્ગ ખુલ્લો જ છે એ સિદ્ધાન્ત છે. ॥ ૧૭ ॥

આ ઠેકાણે આ શંકા હજી જીવે છે. શરીરના આરંભને માટે પુણ્યશાળીની માફક પાપીઓએ પણ ચન્દ્રલોકમાં જવું જ પડે છે. કેમકે

આહુતિની સંખ્યાનો શ્રુતિએ નિયમ કહ્યો છે. શ્રુતિનો બોલ છે કે **पञ्चम्यामाहुतौ आपः पुरुषवचसो भवन्ति**-પાંચમી આહુતિએ આપ પુરુષવાચ્ય થાય છે. આથી પુરુષવાચ્ય થવા માટે પાંચ આહુતિઓ અનિવાર્ય છે. આથી શરીર પ્રાપ્તિ માટે પણ પાંચ આહુતિની સંખ્યા પૂર્તિ થવી જોઇએ આનો જવાબ વાળતાં કહે છે કેઃ-

## न तृतीये तथोपलब्धेः ॥ १८ ॥

तृतीये=ત્રીજે માર્ગ ગમન કરનારા જીવોને માટે શરીરની પ્રાપ્તિ માટે न=આહુતિની સંખ્યાનો નિયમ નથી. કેમ? તો तथोपलब्धेः=તે જાતનું તે વર્ણનમાં જોવામાં આવે છે.

દેવયાન અને પિતૃયાન માર્ગો દ્વારા જતા જીવોને માટે જ શરીરારંભને માટે પાંચ આહુતિઓનો નિયમ છે. એ સિવાયના પાપકર્મી જીવો માટે એવો નિયમ નથી. તેઓ તો સતત જન્મે અને મરે છે. શ્રુતિના વાકયમાંથી જ આ અર્થ સ્પષ્ટ પ્રતીત થાય છે. "जायस्व म्रियस्व" इत्येतत् तृतीयं स्थानं (છાં૦ ૫-૧૦-૮) આમાં આહુતિની સંખ્યાનો નિયમ જ નથી! અને આથી આ લોકમાં જ તેમનો અજસ્રપણે જન્મમરણ પ્રવાહ થાય છે. ઉપરાંત પાંચમી આહુતિએ આપ પુરૂષવાચ્ય થાય છે. એ વાકયમાં પાંચમી આહુતિએ પુરૂષવચનતાનું પ્રતિપાદનમાત્ર છે. પાંચમી આહુતિના અભાવમાં તેમનાં પુરૂષ વચનત્વનો નિષેધ નથી. અને આથી તૃતીયમાર્ગે પરવરતા જીવોને માટે, શરીરના આરંભ માટે, આહુતિની સંખ્યાનો નિયમ નથી. ॥ ૧૮ ॥

સ્મૃતિ પ્રમાણ ટાંકતાં આજ વાતને દૃઢ કરતાં કહે છે કેઃ-

## स्मर्यतेऽपि च लोके ॥ १९ ॥

च=આ ઉપરાંત लोके=વેદથી અતિરિક્ત તમામ શાસ્ત્રો એટલે અહીં લોક-અર્થાત્ ઇતર તમામ શાસ્ત્રોમાં स्मर्यतेऽपि=આહુતિની સંખ્યાના નિયમ વિના જ શરીરનો આરંભ બતાવવામાં આવે છે.

દર્શન શાસ્ત્રોમાં સૃષ્ટિની આદિમાં હોનારા ઋષિઓ અને પશુઓ વગેરેનો જન્મ "અયોનિજ" બતાવ્યો છે. જેમકે-**सन्ति अयोनिजाः** (વૈ૦ ૪-૨-૧૧) તો આરંભમાં સ્ત્રી અને પુરુષરૂપ બન્ને આહુતિઓનો અભાવ છે, છતાં ઉત્પત્તિ વર્ણવી છે. તો જેમ અહીં સંખ્યાના નિયમનો અભાવ છે, છતાં ઉત્પત્તિ વર્ણવી છે. તેમ બીજે પણ હોઈ શકે છે. આથી તૃતીય માર્ગે પરવરતા જીવો માટે આહુતિની સંખ્યાનો કોઈ નિયમ નથી. ॥૧૯॥

ઉપરાંત લૌકિક દર્શનને પણ પ્રમાણરૂપે ટાંકતાં કહે છેઃ–

## दर्शनाच्च ॥ २० ॥

च=ઉપરાંત दर्शनात्=ચાર પ્રકારના પ્રાણીઓમાં સ્વેદજ અને ઉદ્‌ભિજ્જની ઉત્પત્તિ ગ્રામ્ય ધર્મ વિના જ થતી જોવામાં આવે છે, અને આથી ત્યાં કોઈ આહુતિની સંખ્યાનો નિયમ નથી.

જરાયુજ–અંડજ–સ્વેદજ–ઉદ્‌ભિજ્જ આ ચાર પ્રકારનો ભૂત સમુદાય છે. તે પૈકી સ્વેદજ અને ઉદ્‌ભિજ્જની ઉત્પત્તિ કોઈ ગ્રામ્ય ધર્મની અપેક્ષા રાખતી નથી. સ્ત્રી કે પુરુષ વિષયક આહુતિની તેમાં જરૂર હોતી નથી, આથી કોઈ એકાદ જગ્યાએ એક નિયમ હોય તો તેથી તે સર્વત્ર નિયમ છે એમ ન માની શકાય. આથી સંખ્યા નિયમનો સંકોચ કરી શકાય છે. ॥૨૦॥

ઉપર ચાર પ્રકારનાં પ્રાણીઓ છે એમ કહ્યું. પણ શ્રુતિ તો ત્રણ પ્રકારનાં જ પ્રાણીભેદનો ઉલ્લેખ કરે છે, આથી લોકપ્રસિદ્ધિ અને શ્રુતિ વચ્ચે વિરોધ છે. શ્રુતિ કહે છે– **तेषां खलु एषां भूतानां त्रीण्येव बीजानि भवन्ति-आण्डजं जीवजं उद्भिज्जं इति-** તે આ ભૂતોનાં ત્રણ જ બીજ છે. અંડજ–જીવજ–અને ઉદ્‌ભિજ્જ. (છાં૦ ૬–૩–૧) આ શંકાનો જવાબ વાળતાં કહે છેઃ–

## तृतीयशब्दावरोधः संशोकजस्य ॥ २१ ॥

संशोकजस्य=સંશોક એટલે પ્રસ્વેદ–તેમાથી જન્મેલાં–એટલે કે સ્વેદજ પ્રાણી સમુદાયનો तृतीयशब्दावरोध:=ત્રીજા શબ્દમાં સમાવેશ જાણવો. ઉદ્‌ભિજ્જ કોટિમાં તેમનો સંગ્રહ સમજવો.

અર્થાત્ અહીં કોઈ વિરોધ નથી. સ્વેદજ સૃષ્ટિનો ઉદ્‌ભિજ્જમાં જ સમાવેશ જાણવો રહે છે. બન્નેનો પૃથ્વી અને પાણીમાંથી પ્રભવ થાય છે, એ સમાનતા છે. ઉપરાંત લોકમાં જે પ્રસિદ્ધિ છે તેનો આધાર શ્રુતિજ છે. બીજી શ્રુતિ કહે છે કે **बीजानीतराणि चेतराणि चाण्डजानि च जारुजानि च स्वेदजानि चोद्भिज्जानि च**–અને બીજાં બીજો–અંડજ–જરાયુજ–સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ. (ઐ૦ ૩–૧) અને આથી અવિરોધ છે. આમ વિદ્વાનો માટે દેવયાન, અને પુણ્યકર્મીઓ માટે પિતૃયાન છે. આ બે પરલોક સંબંધી બે માર્ગો છે. શ્રુતિ પણ કહે છે કેઃ–**द्वे सृती अशृणवं पितॄणामहं देवानामुत मर्त्यानाम्। ताभ्यामिदं विश्वं एजत् समेति यदन्तरा पितरं मातरं च** –પિતરો હને બે માર્ગો મેં સુણ્યા– એક દેવોનો–બીજો મર્ત્યોનો–તે બે

માર્ગે આ વિશ્વ અવરજવર કરે છે માતા અને પિતાની વચ્ચે છે એ બે માર્ગો (યજુ૦ ૧૮-૪૭) બાકી રહેલાઓ માટે આ જગત જ જન્મમરણની ઘંટી છે શ્રુતિનો બોધ છે કે योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन । स्थाणु मन्येऽनुसयन्ति यथा कर्म यथाश्रुतम्–કર્મ અને જ્ઞાન પ્રમાણે શરીર લેવાને માટે દેહી આત્મા યોનિને પામે છે–બીજાઓ સ્થાવરને પામે છે (કઠ૦ ૪-૭) આમ ઇષ્ટાદિ કરનારાઓ જ પોતાના કર્મના ફળભોગ માટે સૂક્ષ્મ શરીરથી અન્વિત થયેલ હોઇને પરલોકમા દેવયાનાદિ પથે જાય છે આ છે વૈદિક સિદ્ધાન્ત ॥ ૨૧ ॥

પુણ્યશાળીઓ અહીંથી ચન્દ્રલોકમા જાય છે ત્યા સ્વર્ગીય ભોગો યથાકર્મ ભોગવે છે એ સ્વર્ગફલદાતા કર્મનો ક્ષય થતા તેઓ પુન અહીં પધારે છે તેમનો કર્માશય હજી બાકી છે તો નીચે આવતા એવા જીવોનો અવરોહણનો પ્રકાર પણ વિચારણીય છે તે પ્રકારનુ સમર્થન કરનારી શ્રુતિ પણ છે अथ एतमेव अध्वान पुन निवर्तन्ते यथा–आकाश आकाशाद् वायु वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वा अभ्र भवति अभ्र भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति–વળી આજ માર્ગે પાછા આવે છે જેમ ગયા હોય તેજ રીતે પહેલા આકાશમા, તેમાથી વાયુમા વાયુ બન્યા પછી ધુમાડો થાય, ધુમાડો થઇને વાદળુ થાય, મેઘ થઈને વર્ષે છે! (છાન્દો ૫-૧૦-૭) આ અવરોહણ માટે લખ્યુ છે કે आकाश आकाशाद् वायु–वायु भूत्वा–વગેરે, તો અહીં આવતા એવા પુણ્યશાળી જીવોનુ આકાશ વગેરે સાથે તાદાત્મ્ય બતાવ્યુ છે કે સાદૃશ્ય? તાદાત્મ્ય હોય છે એવો પૂર્વપક્ષ છે સાદૃશ્ય જ હોય છે એવો છે સિદ્ધાન્ત તો સાચુ શું? તાદાત્મ્ય જ હોઈ શકે કેમકે भवति એવો અહીં શબ્દ પ્રયોગ છે मृद् घटो भवति, सुवर्ण कुण्डल भवति વગેરે પ્રયોગોમા મૃદ વગેરેનો ઘટ વગેરે સાથે તાદાત્મ્યભાવ જ જોવામા આવે છે આથી "भवति" શબ્દના શ્રવણે અહીં પણ જીવાત્માનો આકાશાદિ સાથે તાદાત્મ્ય ભાવ જ માનવો જોઇએ ઉપગત શબ્દની મુખ્ય વૃત્તિ સભવતી હોય તો પછી ગૌણ વૃત્તિનો સ્વીકાર ઉચિત નથી આથી પાછા ફરતા પુણ્યશાળી જીવોનુ આકાશાદિ સાથે તાદાત્મ્ય જ થાય છે એમ માનવુ યોગ્ય છે સાદૃશ્ય માટે અવકાશ જ નથી આનો જવાબ વાળતા કહે છે કે–

## तत्साभाव्यापत्तिः उपपत्तेः ॥ २२ ॥

તત્=તે આકાશાદિની સાથે साभाव्यापत्ति સામ્યાપત્તિ થાય છે તાદાત્મ્યાપત્તિ નહીં એમ માનવુ જ યોગ્ય છે કેમકે उपपत्ते=તે જ યુક્તિ સુસગત છે

વળી અહીં પ્રશ્ન ઉઠે છે. નીચે ઉતરતા પુણ્યાત્માઓનો વ્રીહ્યાદિભાવ પણ શ્રુતિ દાખવે છે. **इह व्रीहि-यव-ओषधि-वनस्पतयः-तिलमाषाः इति जायन्ते**-તે અહીં વ્રીહિ-યવ-ઓષધિ-વનસ્પતિ-તલ- અડદ વગેરે રૂપે જન્મે છે. (છાં૦ ૫-૧૦-૬) તો અહીં એવા સાનુશય જીવોનો વ્રીહિ વગેરે રૂપે જન્મ કહેવા માંગે છે કે આકાશાદિની સાથે જેમ સાદૃશ્ય તેમ સાદૃશ્ય કહેવા માંગે છે! જન્મ જ થાય છે એવો પૂર્વપક્ષ છે. કેમકે જન્મ થાય છે એમ સાક્ષાત્ શ્રુતિ કહે છે. **जायन्ते** શબ્દનો અહીં પ્રયોગ હોઇને વ્રીહિ વગેરે રૂપે તેઓ જન્મે છે એમ માનવું જ યોગ્ય છે. આવી શંકા થતાં નિર્ણય આપતાં આચાર્યદેવ કહે છેઃ-

## अन्याधिष्ठिते पूर्ववदभिलापात् ॥ २४ ॥

अन्याधिष्ठिते=અહીં ભોગ્ય અને ભોક્તા ભાવરૂપ જે સંબંધ તે અધિષ્ઠાન એમ જાણવું. વ્રીહિ વગેરે ભોગ્ય; ભોક્તા છે તેમનાથી ભિન્ન પુરુષો. તે પુરુષોથી અધિષ્ઠિત વ્રીહિ વગેરે હોય ત્યારે તેમાં સાદૃશ્યભાવ થાય છે એમ શ્રુતિ કહેવા માંગે છે. કેમકે पूर्ववद् अभिलापात्=પૂર્વ કહેલાં આકાશાદિની પેરે જ શ્રુતિબોલ છે.

જેમ आकाशं आकाशाद् वायुं વગેરેમાં (છાં૦ ૫-૧૦-૫) આકાશનો નિર્દેશ છે તેમ અહીં પણ તે **इह व्रीहियां** (છાં૦ ૫-૧૦-૬) વ્રીહિ વગેરેનો નિર્દેશ છે. તો જેમ આકાશાદિની બાબતમાં સાદૃશ્ય ભાવનો નિર્ણય થઈ ચૂકયો છે તેમ અહીં પણ તેજ નિર્ણયનો અતિદેશ પ્રાપ્ત થાય છે. **जायन्ते** શબ્દ પણ **भवति** ની પેરે જાણવો રહે છે આથી વ્રીહિ, યવ વગેરેની સમાનતાને જ તેવા જીવો પામે છે. તદ્રૂપતાને નહીં એ જ અર્થ ઉચિત છે. અર્થાત્ વ્રીહિ વગેરે રૂપે તેમનો જન્મ નથી. પણ તેમની સમાનતાની પ્રાપ્તિ તેટલી જ થાય છે એવો **जायन्ते** નો અર્થ થાય છે. ॥ ૨૪ ॥

અહીં શંકા ઉઠાવી સમાધાન દેતાં કહે છેઃ-

## अशुद्धमितिचेन्न शब्दात् ॥ २५ ॥

अशुद्धं=વ્રીહિ વગેરે અન્નની સાથે સમાનત્વ પામેલા જીવો પણ અન્નાદિના ખંડન દલન વગેરેથી દળાઈ જતા હોઇને તે અન્ન અશુદ્ધ બને અને તેથી અભોજ્ય ગણાય इति चेत्=એમ જો કહેતા હો તો न=એ બરાબર નથી કેમકે शब्दात्=વેદ તેને ભોજ્ય તરીકે કહે છે.

વ્રીહિ-અન્નનાં ખંડન વગેરે-પચન વગેરે સંસ્કારો થાય છે. તેમની સાથે સમાનભાવે રહેલા અનુશયી જીવોના પણ તે સંસ્કાર અર્થાત્ જ

માનવા પડે કેમકે વ્રીહિ વગેરે તો તે જીવોનાં શરીર જેવાં છે, અને આથી જીવોની હિંસા આવ્યા વિના ન રહે. અને તેવું હિંસાવિદ્ધ જીવોથી ભરેલું અન્ન ભોજ્ય ન ગણાય! અને આથી હિંસાદોષને ટાળવા માટે પણ વ્રીહિ વગેરે સાથે સ્વાભાવ્ય–સમાનતાપત્તિ ન માનવી જોઈએ. તો આ માન્યતા બરાબર નથી. કેમકે વેદ ભગવાન અન્નને ભોજ્ય તરીકે વર્ણવે છે. વ્રીહિયવાદિક અન્ન મનુષ્યોને માટે છે એમ વેદ સાક્ષાત્ કહે છે. શ્રુતિ કહે છે કે **अहं भुवं वसुनः पूर्व्यस्पतिरहं धनानि सञ्जयामि शश्वतः। मां हवन्ते पितरं न जन्तवोऽहं दाशुषे विभजामि भोजनम्**– હું છું સ્વામી–અનેક પ્રકારના ધનનો સૌથી પહેલો સ્વામી; સનાતન કાળથી મેં સૌ ધનોને મારા વશમાં લીધા છે. જેમ પિતાને તેમ મને સૌ પ્રાણીઓ ધન પ્રાપ્તિ માટે પોકારે છે. હું દાતારોને ભોગ્ય ધન દઉં છું. (ऋ० ૮–૧–૫–૧) *मया सोऽन्नमत्ति यो विपश्यति यः प्राणिति य ईंशृणोत्युक्तम्*–મારા દ્વારા જ તે અન્ન ખાય છે. જે જુવે છે. જે શ્વાસોશ્વાસ લે છે તથા જે કહેલા શબ્દોને સુણે છે. (ऋ० ૮–૭–૧૪–૪) માનવ કલ્યાણ માટે પ્રવર્તતો વેદ જો એ અન્ન અશુદ્ધ થતું હોત તો તો તેને ભોજ્ય તરીકે ન કહેત–જીવાત્મા આકાશની માફક અસંગ હોઈને અન્નની દલનાદિ ક્રિયાનો ભોગ થતો નથી. **असङ्गो न हि सज्जते**–અસંગ એવો તે ક્યાંયે સક્ત થતો નથી વગેરે (બૃ૦ ૩–૨–૪) તો શ્રુતિવાક્ય છે. ઉપરાંત "અહં મમ" હોય તો વસ્તુ, ભોગનું કારણ થાય. આ અનુશયવાન જીવોને અન્નાદિમાં સ્વયં મૂર્છિત હોઈને તે વખતે કોઈ અહં મમ હોતું નથી. આથી સાદૃશ્યાપત્તિ થાય છે એ કથન નિર્દોષ જ છે. ॥ ૧૫ ॥

આમ વ્રીહિ વગેરે અન્નની સાથે સાદૃશ્ય પામ્યા બાદ શ્રુતિ આગળ કહે છે કેઃ–**यो यो हि अन्नमत्ति यो रेतः सिंचति तद्भूय एव भवति**–જે જે અન્ન ખાય છે. જે શુક્ર સિંચન કરે છે. તેની સાથે તદ્રૂપ થાય છે. (છાં૦ ૫–૧૦–૬) અહીં **भवति**નો કર્તા અનુશયવાળો જીવાત્મા છે એમ જાણવું. અહીં સંશય એ છે કે અનુશયવાન જીવાત્મા રેતઃસેકરૂપ છે કે રેતઃસેક=વીર્ય સિંચનનો તેને યોગમાત્ર છે! રેતઃસિંચનરૂપ જીવાત્મા થાય છે એવો છે પૂર્વપક્ષ, તેને રેતઃસેકનો યોગમાત્ર થાય છે એ છે સિદ્ધાન્ત. તો શું માનીશું? તો રેતઃસિંચનરૂપતા જ પ્રાપ્ત થાય છે. **तद्भूयः एव भवति**–એવો શ્રુતિબોલ છે. **तद्भूयः**નો અર્થ જ તદ્રૂપ એવો થાય છે. અને આથી સ્પષ્ટ અર્થમાં સંશય શાને? આવી પરિસ્થિતિ થતાં કહે છેઃ–

## રેતઃસિગ્યોગોઽથ ॥ ૨૬ ॥

अथ=વ્રીહ્યાદિ ભાવને પામ્યા બાદ रेत सिग्योगः=રેતસ્ એટલે વીર્ય: તે વીર્યનું સિંચન કરનાર પુરુષની સાથે યોગ એટલે કે સંબંધ થાય છે અર્થાત્ વ્રીહ્યાદિ અન્ન દ્વારા પુરુષની કુક્ષિમાં અનુશયવાળા જીવોનો પ્રવેશ થાય છે.

અર્થાત્ અન્નયુક્ત થઈને ત્યાર બાદ કર્મફલના ભોગ માટે કેવી રીતે શરીર ધારણ કરે છે તેનો ક્રમ બતાવે છે. અન્નસંયુક્ત અનુશયવાળો જીવાત્મા તે અન્નના ખાનારના પેટમાં જાય છે. ત્યાં તેના વીર્યમાં પ્રવેશ કરે છે. અને આ રીતે તે તે અન્ન ખાનાર પુરુષની સાથે સંયોગ પામે છે. આમ આકાશથી લઈને અન્ન સુધી બધે જ અનુશયી જીવાત્માનો કેવળ સંયોગ જ થાય છે. સંયોગ જ તદાકારતા છે એમ માનવામાં આવે છે. બાકી સ્વરૂપે જીવાત્મા કોઈપણ પદાર્થ સાથે તદાકાર થતો નથી. ॥ ૨૬ ॥

આમ અનુશયવાળા જીવોનો વ્રીહિ વગેરે અન્ન દ્વારા વીર્યસિંચન કરનાર પુરૂષની સાથે સંયોગ કહ્યો. હવે ઋતુકાળે સ્ત્રીયોનિમાં વીર્યસિંચન થતાં તે તે શરીરની પ્રાપ્તિ થાય છે એમ દર્શાવતાં કહે છે:-

## યોનેઃ શરીરમ્ ॥ ૨૭ ॥

ત્યારબાદ योनै=જેમાં વીર્યનુ સિંચન કરવામાં આવ્યું તે સ્ત્રી યોનિ દ્વારા शरीरं= તે તે શરીરની પ્રાપ્તિ તેમને થાય છે

યથાસમય રેતઃસિંચન થતાં તે દ્વારા સ્ત્રી ઉદરમાં પ્રવેશેલા જીવો કર્માનુસાર શરીરને પ્રાપ્ત કરે છે. આજ વાત **त य इह रमणीयचरणाः**- તો જે અહીં રમણીય આચરણવાળા છે. (છાં૦ ૫-૧૦-૭) વગેરેમાં શ્રુતિ સ્વયં કહે છે. આ શરીરની પ્રાપ્તિ આત્માના શુભાશુભરૂપી ઉપભોગના સાધનરૂપ હોઈને સંસાર કહેવાય છે. ગર્ભાશયમાં જઇ તે તે શરીરનો લાભ થાય ત્યાંથી જ એના કર્મફળનો ઉપભોગ શરૂ થાય છે. આથી પહેલાં એટલે ચંદ્રલોકમાંથી અવતરવાથી માંડીને તે વીર્યપ્રવેશ સુધી તેનો કોઇ જન્મ કે શરીર ધારણ, હોતું નથી. તેને આકાશાદિ તત્ત્વો સાથે સંયોગ તેટલો જ હોય છે. અન્નાદિ શરીરોના અધિષ્ઠાતા જીવો તો વળી બીજા જ હોય છે! આ સંસાર આવાગમનરૂપ હોઈને જ દુઃખરૂપ છે. વિદ્વાન આંખ

જેવો હોય. મૂઢ બરડા જેવો હોય! વિદ્વાનનો આત્મા આ સંસારના આવાગમનમાં રહેલાં દુઃખનું અનુસંધાન કરી શકે છે. અને આથી ધીમાન વિદ્વાને સંસારની ગતિ જોઈને વિરક્ત થવું ઘટે. મુમુક્ષુ વિરાગી થાઓ.

અને આ ઠેકાણે પરમાત્માની કૃપાથી તૃતીય અધ્યાયનો પ્રથમ પાદ પૂરો થાય છે. આ અધ્યાય વિરાગની ઉત્પત્તિ અને પુષ્ટિ માટે છે. વિરાગ પુષ્ટ જીવાત્મા જ અધ્યાત્મક્ષેત્રે પ્રગતિ કરી શકે છે એની પ્રિયાત્મન્! નોંધ લેજો! અને વિરાગ, પ્રસન્ન જ્ઞાનની જ શુચિતમ અવસ્થા છે એ ન ભૂલાઓ. અસ્તુ. વધુ હવે પછી.

॥ इति तृतीयाध्याये प्रथमः पादः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ॐ

# अथ तृतीयाध्याये

## ॥ द्वितीयः पादः ॥

પ્રિયાત્મન્! પરમાત્માની કૃપાથી–અનુકંપાથી ત્રીજા અધ્યાયના પ્રથમ પાદમાં પંચાગ્નિ વિદ્યાને આધારે, જીવનું આવાગમન, તેના પ્રકારો સહિત બતાવવાનો યત્ન કર્યો. આવાગમનનું વર્ણન વૈરાગ્યપ્રબોધન માટે છે. હવે વૈરાગ્ય સ્થિરપણે પ્રાપ્ત થઈ ચૂકયો છે એમ માનીને આગળની કૂચ વર્ણવવી રહે છે. પરમાત્મા ઉપર નિરતિશય ભક્તિ થાય તો વિરક્ત જીવાત્મા પ્રપંચના અનંત દુઃખમાંથી છૂટે! આ ભક્તિ પરમાત્માની ઉપાસનાનું મુખ્ય અંગ છે. ભક્તિ દ્વારા પ્રભુકૃપાથી વિક્ષેપ નામનું ચિત્તમાલિન્ય ધોવાઇ જાય છે. અને નિરાકુલ એકાગ્રતાથી પરમાત્માનું સહજ ચિન્તન અને પ્રેમ ઉપજે છે અને ટકે છે. અને પ્રેમ તો મહિમા જ્ઞાનમાંથી ઉપજે છે. ભગવાનનો અચિન્ત્ય–અપૂર્વ–અગાધ મહિમા જ્યાં સુધી ન સમજાય ત્યાં સુધી જીવની રીઢી–છીછરી, બાલિશ, ક્ષુદ્રતા ઓગળતી નથી. અને નિર્નિમિત્ત પ્રેમાતિશયની ઉત્પત્તિ માટે આ અગાધ મહિમાજ્ઞાન આવશ્યક છે. અને આ મહિમા સંસારાવસ્થામાં સીઝતા જીવાત્માને ત્યાં સુધી નથી સૂઝતો જ્યાં સુધી તે પરમાત્માને યથાર્થપણે જાણતો નથી. અને પરમાત્માનું જ્ઞાન આત્મજ્ઞાન વિના થતું નથી. આત્મજ્ઞાન માટેની વૈરાગ્યની પૂર્વભૂમિકા રચી. હવે ઉત્તર ભૂમિકાનું રચન પ્રાપ્ત છે. જીવાત્માની સંસાર ગતિ નિરૂપી. હવે તેની અવસ્થા ભેદનું નિરૂપણ કરવામાં આવશે. અને પરમાત્મામા આ બધીય અવસ્થા વગેરેનો અભાવ બતાવવામાં આવશે. આમ હવે વિવેકનું પ્રકરણ માનો શરૂ થાય છે અર્થાત્ જ "त्वं" અને "तत्" પદાર્થની શોધ હવે પછીના પ્રકરણનો વિષય છે. આથી ત્રીજા અધ્યાયના બીજા પાદની શરુઆત છે. જીવાત્માની જાગ્રત અવસ્થા પ્રસિદ્ધ હોઈને તેનું નિરૂપણ શાસ્ત્રકારે યોગ્ય માન્યું નથી, આથી સૌથી પહેલાં જીવની સ્વપ્નાવસ્થાનું નિરૂપણ કરતાં ભગવાન સૂત્રકાર પૂર્વપક્ષનું સૂત્રોત્થાન કરતાં કહે છે:–

### सन्ध्ये सृष्टिः आह हि ॥ १ ॥

सन्ध्ये=જાગ્રત અને સુષુપ્તિની સંધિમાં જે થાય તે સંધ્ય એટલે કે સ્વપ્ન संध्यं तृतीयं स्थानं ( बृ० ४-३-९ ) આવો છે શ્રુતિબોધ તે સ્વપ્નમાં सृष्टिः= રથ વગેરે તે તે પદાર્થની સૃષ્ટિ–રચના થાય છે. हि=કેમકે आह=શ્રુતિ આમ તેમ કહે છે.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં સ્વપ્નનું પ્રકરણ છે. **स यत्र प्रस्वपिति**-તે જ્યાં ગાઢ ઊંઘે છે. (બૃ૦ ૪-૩-૯) આ શબ્દોથી એ શરૂ થાય છે. તેમાં **न तत्र रथाः न रथयोगाः न पन्थानः भवन्ति अथ रथान् रथयोगान् पथश्च सृजते** ત્યાં નથી તો રથો-નથી તો રથયોગો, નથી તો માર્ગો અને છતાં રથોને-રથયોગોને-પંથોને સર્જે છે. (બૃ૦ ૪-૩-૧૦) આ વાકય અંગે સંશય છે. શું સ્વપ્નાવસ્થામાં જાગ્રતની માફક તે તે પદાર્થોની રચના અહીં કહેવામાં આવી છે કે ફક્ત તે તે પદાર્થોને લગતું એ ભ્રમજ્ઞાન જ-વિપર્યય જ છે એમ કહેવા માંગે છે? અર્થાત્ સ્વપ્નસૃષ્ટિ વાસ્તવિક છે કે માયિક? એ વાસ્તવિક છે એવો પૂર્વપક્ષ છે. એ કેવળ માયિક છે એવો છે સિદ્ધાન્ત.

તો પછી સાચું શું? સૃષ્ટિ થાય છે એમ જ માનવું રહે છે, કેમકે શ્રુતિનું એવું સાક્ષાત્ કથન છે. અને શ્રુતિ તો સૌ પ્રમાણોનું એક પ્રમાણ છે. શ્રુતિ સ્વપ્નમાં તે તે પદાર્થોની સૃષ્ટિ થાય છે એમ સાક્ષાત્ કહે છે. **अथ रथान् रथयोगान् पथः सृजते** (બ૦ ૪-૩-૧૦) એવું સાક્ષાત્ કથન છે. અને તેનો સૃષ્ટા જીવાત્મા છે-**स हि कर्ता** એવો સુસ્પષ્ટ ઉપસંહાર છે. અને આથી સ્વપ્નમાં વાસ્તવિક સૃષ્ટિનાં સર્જન થાય છે, માયિકનાં નહીં ॥ ૧ ॥

ઉપરાંત આ વાતને સમર્થિત કરવા બીજો હેતુ પૂર્વપક્ષ દે છે કે :-

## निर्मातारं चैके पुत्रादयश्च ॥ २ ॥

च=તથા एके=એક શાખા-કઠશાખાવાળાઓ निर्मातारं=જીવને સ્વપ્ન પદાર્થોનો સૃષ્ટા પણ માને છે च=અને તેમના મનમાં पुत्रादयः=નિર્માણ યોગ્ય પદાર્થો છે તે પુત્રો વગેરે છે એમ જાણવું.

કઠશાખીઓનું આ દર્શન છે. *य एष स्वप्नेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः*-જે આ સ્વપ્નમાં જાગે છે-તે ઇચ્છા મુજબના પદાર્થોનું નિર્માણ કરનારો પુરૂષ (કઠો૦ ૫-૮) જો સ્વપ્નમાં વાસ્તવ સૃષ્ટિ નિર્મિત ન થતી હોત તો તેના નિર્માતા તરીકે શ્રુતિએ પુરૂષનો નિર્દેશ ન કર્યો હોત. અને નિર્માણ થાય તો તે પદાર્થોનું જ હોય. માયાનું-મિથ્યાજ્ઞાનનું કે વિપર્યયનું નિર્માણ ન થાય. કદાચ એવો પૂર્વપક્ષ સિદ્ધાન્તવાદી ઉપસ્થિત કરશે કે અહીં તો **कामं कामं पुरुषो निर्मिमाणः** એવો ઉલ્લેખ છે. અને **काम** શબ્દ તો ઇચ્છાનો વાચક છે, પદાર્થોનો નહીં! તો આ વાત ઉચિત નથી. કેમકે કામ શબ્દ-અહીં પુત્રો વગેરે પદાર્થોનો જ વાચક છે. કેમકે પ્રકરણ

છે પદાર્થોનુ શતાયુષ પુત્રપૌત્રાન્ વૃણીષ્વ-(કઠ૦ ૧-૨૩) આથી પ્રકરણને છોડીને કેવળ ઈચ્છા વિશેષનુ અહીં ગ્રહણ ન કરાય નહીંતર પ્રકૃતહાન અને અપ્રકૃત કથનનો દોષ આવે ઉપરાત ત્યા "કામ" શબ્દ પદાર્થવાચક છે એવો શ્રુતિ જ નિર્ણય દે છે કામાના ત્વા કામભાજં કરોમિ-તારી ઈચ્છા મુજબના પદાર્થોનો તને ભાગી કરૂ છુ (કઠ૦ ૧-૭) ઉપરાત યે યે કામા દુર્લભા મર્ત્યલોકે-આ લોકમા જે જે પદાર્થો દુર્લભ છે (કઠ૦ ૧-૨૫) આ વાક્યોમા કામ શબ્દ પદાર્થવાચક છે એ પ્રસિદ્ધ છે અને આથી સ્વપ્નસૃષ્ટિ વાસ્તવિક છે, માયિક નથી એમ સૂત્રે સિદ્ધ થાય છે ॥ ૨ ॥

આમ સૃષ્ટિની વાસ્તવિકતા અને જીવકર્તૃતા બતાવી આ યોગ્ય નથી એવુ ઠેરવતા સિદ્ધાન્તી કહે છે કે—

## मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥ ३ ॥

તુ-કિન્તુ તુ શબ્દ પૂર્વપક્ષનુ વ્યાવર્તન કરે છે માયામાત્ર-કેત ચેત ચિત્ત ક્રતુ અસુ ધી શચી માયા વયુન અભિખ્યા इति एकादश प्रज्ञा नामानि (નિઘ૦ ૩ ૧) આ નિઘંટુ પ્રમાણે માયા શબ્દ સામાન્ય વચન હોવા છતા એક પ્રકારના ખાસ જ્ઞાનરૂપ વિપર્યયનો-અજ્ઞાનનો વાચક છે અર્થાત્ જ સ્વપ્ન માયામાત્ર છે માત્ર શબ્દ પદાર્થ સૃષ્ટિનો એટલે કે વાસ્તવિક સૃષ્ટિનો વ્યવચ્છેદ કરે છે કેવળ વિપર્યય જ છે એવો એનો અર્થ છે શાથી? તો कार्त्स्न्येन-अनभिव्यक्त स्वरूपत्वात्=સંપૂર્ણપણે એટલે કે ઉચિત દેશ-કાળ નિમિત્ત વગેરેની સંપત્તિ એટલે અહીં પૂર્ણતા તે રીતે એટલે કે પૂર્ણપણે તેના સ્વરૂપની અભિવ્યક્તિ ઉપલબ્ધિ થતા નથી અર્થાત્ ઉચિત દેશકાળ નિમિત્ત વિનાજ તેનુ સ્વરૂપ ભાસતુ હોઈને એ વાસ્તવિક નથી પણ માયામાત્રજ છે એમ જાણવુ

સ્વપ્ન અવસ્થામા તે તે પદાર્થો કેવળ ભાસે છે, ઉપજતા નથી! પદાર્થોની ઉત્પત્તિ દેશ-કાળ નિમિત્તની અપેક્ષા રાખે છે તે ઉચિત દેશ કાળ-નિમિત્ત શરીરની અદર આવેલી કંઠનાડીરૂપી સ્વપ્નના પ્રદેશમા હોતા નથી તે બધાના અભાવે પદાર્થોની સૃષ્ટિ થઈ શકે નહીં, કોઈ એક પદાર્થનુ સર્જન પણ દેશાદિ વિના થતુ નથી તો પછી રથ વગેરે પદાર્થોનો સમુદાય તો ત્યા કેવી રીતે ઉપજે? અને સ્વપ્નમા તો જીવાત્મા ક્ષણમા અમેરિકા જઈ આવે અને બીજી જ ક્ષણે આફ્રિકામા પણ હોય! અને ત્રીજી જ ક્ષણે એ સ્વર્ગમા પણ ફરી આવે! આ બધુ સર્જીને તેને અનુભવવુ સ્વપ્નસ્થાનમા શક્ય જ નથી! અરે જ્યા જેની અવસ્થિતિ પણ ન સભવે ત્યા તેનુ નિર્માણ કરવુ જ અશક્ય ઉપરાત बहिष्कुलायादमृतश्चरित्वा स ईयते अमृतो यत्र कामम् (બૃ૦ ૪-૩ ૧૨)

આ શ્રુતિના બળે પૂર્વપક્ષ કદાચ દલીલ કરે કે સ્વપ્નમા જીવ ભલે તે તે પદાર્થોનુ નિર્માણ ન કરતો હોય પણ તે તે પદાર્થ બહાર જ્યા હોય ત્યા જઈને તેનો અનુભવ કરે છે તો આ વાત પણ યોગ્ય નથી કારણ કે એ સભવતુ નથી જીવતો પુરુષ કદી પણ દેહની બહાર જઈ શકતો નથી સિવાય કે યોગ દ્વારા પણ તે યોગ પણ તે વેળા તેનામા સભવતો નથી કેમકે તેનુ મન જ નિદ્રાક્રાન્ત છે! સૂતેલો માણસ સ્વપ્નમા ક્ષણમાત્રમા કરોડો માઈલ જઈને પાછો આવે છે! આ સુતેલાનુ સામર્થ્ય જ ન હોઈ શકે જે જાગ્રતમા સભવતુ નથી તે સ્વપ્નમા કેવી રીતે સભવે? ઉપરાત સ્વપ્નમા એ જાય તો પાછો કવચિત્ નથી પણ ફરતો અને છતા એ જ્યા સૂતો હોય છે ત્યા જ પાછો જાગતો થાય છે જો એ બહાર ગયો હોય અને પાછો ન આવ્યો હોય તો તેની જાગૃતિ શક્ય નથી! ઉપરાત એ જાય છે ત્યારે એ સ્થૂળ દેહ દ્વારા જ જતો જોવામા આવે છે અને એનો સૂક્ષ્મ દેહ તો સ્વપ્નમા પથારીમા જ પડયો હોય છે! અને જે અનુભવમા ન આવે તે શ્રુતિ કદી કહે નહીં! આથી સ્વપ્નમા જીવનુ બહિર્ગમન કહેનારી શ્રુતિ ગૌણ છે ઉપરાત બીજી શ્રુતિ દેહની અદર જ—સ્વપ્ન દર્શન બતાવે છે **स यत्र पतत् स्वप्नया चरति**—તે જ્યા આ સ્વપ્નમા ચરે છે (બૃ૦ ૨–૧–૧૮) અહીંથી શરૂ કરી **स्वशरीरे यथाकाम परिवर्तते**= પોતાના શરીરમા યથેચ્છ ફરે છે (બ૦ ૨–૧–૧૮) એમ કહે છે આથી દેહની બહાર સ્વપ્નસ્થનુ ગમન જ સભવતુ નથી ઉપરાત કાળનો પણ સ્વપ્નમા વિસવાદ જોવામા આવે છે રાત્રિએ સૂતેલો એ ભારતવર્ષમા તે વખતે દિવસ પણ જુએ છે! ક્ષણસ્થાયી સ્વપ્નમા એ અનન્ત વર્ષોનો પણ કવચિત્ અનુભવ કરે છે! ઉપરાત નિમિત્તોનો પણ સવાદ નથી <u>જ્ઞાન અને કર્મ માટેના નિમિત્ત પણ સ્વપ્નમા ઉચિત નથી</u> સ્વપ્નમા ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો ઉપસહાર થયેલો હોઈ ને રથ વગેરેના જ્ઞાન માટે ત્યા શકયતા જ નથી ઉપરાત કર્મેન્દ્રિયો પણ તે વખતે અક્રિય હોતી નથી, અને સ્વપ્નમા જોયેલા રથ વગેરેને એ ક્ષણમાત્રમા ત્યાથી કેવી રીતે હકારી શકે! ઉપરાત સ્વપ્નદૃષ્ટ પદાર્થોનો જાગ્રતમા બાધ થાય છે જાગ્રતની વાત કોરે મૂકીએ તો પણ સ્વપ્નમા જ કવચિત્ એજ પદાર્થો બાધિત થાય છે! સ્વપ્નમા જોયેલા મનુષ્યને વૃક્ષ બની જતા વાર લાગતી નથી આમ પરમાર્થ વસ્તુના ધર્મો પૂર્ણપણે સ્વપ્નમા અભિવ્યક્ત ન થતા હોઇને <u>સ્વપ્ન માયિક જ છે</u> તેમા પરમાર્થનો ગધ પણ નથી

આમ સ્વપ્નમા તે તે પદાર્થોનુ નિર્માણ નથી અને જીવાત્મા શરીરમાથી બહાર નીકળતો પણ નથી પણ તે તે પદાર્થો દેખાય છે તો સહી તો

પછી તે દેખાય કેવી રીતે ? અવિદ્યમાનનું તો દર્શન ન હોઇ શકે ! વાત બરાબર છે. પણ પદાર્થોનું દર્શન એ તો સંસ્કારોનું=વાસનાઓનું માહાત્મ્ય છે. જાગૃતાદિ અવસ્થામાં થતા અનુભવમાત્રના સંસ્કારો ચિત્તમાં મોજૂદ હોય છે તે સંસ્કારની સૃષ્ટિનું અંદર રહેલો આત્મા સ્વચૈતન્યે પ્રકાશન કરે છે. અર્થાત્ સંસ્કારોના આયતનરૂપ મન ક્ષણે ક્ષણે પરિવર્તન પામતું હોઈને મનમાં રહેલા તે તે અનુભૂત પદાર્થોના સંસ્કારો તેટલા, જીવાત્મા સમક્ષ તે વખતે હોય છે અને અપરિણામિની ચૈતન્યશક્તિ તે પરિણામી મનઃસંસ્કારોનું પ્રકાશન કરતી હોઈને વિચિત્ર સ્વપ્ન સૃષ્ટિનાં દર્શન થાય છે. આ દર્શન યથાર્થ નથી. પણ વિપર્યય જ છે. અર્થના અભાવમાં જન્મતું જ્ઞાન યથાર્થ હોતું નથી. સ્વપ્નાવસ્થામાં પદાર્થાભાવ હોય છે એમ શ્રુતિ પ્રત્યક્ષ કહે છેઃ- **न तत्र रथाः न रथयोगा न पन्थानो भवन्ति**-ત્યાં રથો નથી. રથયોગો નથી. પંથો નથી. (બૃ૦ ૪-૩-૧૦) અને સંસ્કારમાત્રથી જન્મતું હોઈને એ જ્ઞાન સ્મરણ જ છે! નિદ્રા, એ જ્ઞાનને દેશ કાળાદિને વિપર્યયે બતાવવામાં, કેવળ નિમિત્તરૂપ છે. અને તેથી જ દર્શનાન્તરમાં તે તે પદાર્થોને લગતું જે મિથ્યાજ્ઞાનાત્મક સ્મરણજ્ઞાન તેને જ સ્વપ્ન કહ્યું છે. **आत्ममनसोः संयोग विशेषात् संस्काराच्च स्मृतिः** (વૈ૦ ૯-૨-૬) તથા **स्वप्नः** (વૈ૦ ૯-૨-૭) વગેરે. ઉપરાંત જીવાત્મા સ્વાપ્ન પદાર્થોનો કર્તા છે એવું કહેનારી શ્રુતિ પણ ગૌણી છે. **अथ रथान् रथयोगान् पथः सृजते** (બૃ૦ ૪-૩-૧૦) વગેરે તે શ્રુતિ છે. અહીં **सृजते**નો જાણે સર્જે છે એવો જ અર્થ થઈ શકે છે. **स हि कर्ता**-તે કર્તા છે. (બૃ૦ ૪-૩-૧૦) આ શ્રુતિમાં કથેલું કર્તૃત્વ-દર્શન સૃષ્ટિનું કારણ હોઈને યુક્ત છે. વળી **य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः** (કઠ૦ ૫-૮) સુતેલાઓમાં જાગતો આ પુરુષ ભાતભાતના પદાર્થોના નિર્માણ કરતો, માં પરમાત્માનુ કર્તૃત્વ કહ્યું છે, જીવનું નહીં. કેમકે જો એમ સમજીએ તો જ **तदेव शुक्रं तद् ब्रह्म**-તે શુક્ર છે. બ્રહ્મ છે. (કઠ૦ ૫-૮) વગેરે વાકયશેષ સંભવે. **अन्यत्र धर्मात् अन्यत्राधर्मात्**-ધર્મથી અને અધર્મથી ભિન્ન. (કઠ૦ ૨-૧૪) વગેરે શ્રુતિઓમાં પરમાત્મ પ્રકરણ છે. જીવાત્માનું નથી. અને "**सुप्तेषु**"નો અર્થ **जीवेषु सुप्तेषु** લેવાનો છે, **प्राणेषु सुप्तेषु** નહીં. આથી સ્વપ્ન એ વિપર્યય જ્ઞાન જ છે અને તેમાં પરમાર્થ સૃષ્ટિનો ગંધ પણ નથી એ સિદ્ધ થાય છે. ॥૩॥

ઉપલાં વિવેચનને પરિણામે તો એ સિદ્ધ થાય કે સ્વપ્નમાં પરમાર્થનો ગંધ પણ નથી. એ સર્વથા નિરર્થક છે. તેનો જવાબ વાળતાં, સ્વપ્નની સાર્થકતા સાથે જ તે કેવળ વિપર્યય જ્ઞાન જ છે એવું સમર્થન કરતાં કહે છેઃ-

## सूचकश्च हि श्रुतेः आचक्षते च तद्विदः ॥ ४ ॥

च=આ ઉપરાંત सूचक=ભાવિમાં હોનારા શુભ અશુભ પરિણામનું સૂચક છે हि=કેમકે श्रुते=શ્રુતિથી આ વાત સિદ્ધ થાય છે. च=અને તે ઉપરાંત तद्विद=સ્વપ્નશાસ્ત્રના જાણકારો आचक्षते=એવું કહે છે પણ ખરા.

સ્વપ્ન કેવળ નિરર્થક નથી. તેઓ સૂચક છે. ભાવિમાં બનનારા શુભાશુભ અસંગોના તેઓ સૂચક હોઈ શકે છે. શ્રુતિ સ્વયં કહે છે કે **यदा कर्मसु काम्येषु स्त्रियं स्वप्नेषु पश्यति । समृद्धिं तत्र जानीयात् तस्मिन् स्वप्ननिदर्शने**-જ્યારે કામ્ય કર્મોમાં, સ્વપ્નકાળે જે સ્ત્રીને જુએ તો તેવાં સ્વપ્ન-દર્શનમાં સમૃદ્ધિ મળવાની એમ જાણે (છાં૦ ૫-૨-૯) ઉપરાંત **पुरुषं कृष्णं कृष्णदन्तं पश्यति स एनं हन्ति**-(ઐ૦ આ૦ ૩-૨-૪-૧૭) આમ શુભાશુભનું સ્વપ્ન સૂચન કરે છે એમ શ્રુતિ કહે છે. આથી તે છેક વ્યર્થ નથી. ઉપરાંત સ્વપ્ન શાસ્ત્રના જાણકારો પણ કહે છે "**स्वप्ने गजारोहण-छत्रचामर लाभादिकं शुभावेदकं भवति तैलाभ्यञ्जन-खरोष्ट्रारोहणादिकं चाशुभावेदकं भवति**-સ્વપ્નમાં હાથી ઉપર સ્વારી વગેરે જો જણાય તો તે અશુભ આણનારૂં થાય છે. અને તેલનું અભ્યંગ-ગધેડો-ઊંટ ઉપર સ્વારી વગેરે જો જણાય તો તે અશુભ આણનારૂં થાય છે. જો સ્વપ્નમાં જાગ્રતની પેરે અભિનવસૃષ્ટિ ઉપજતી હોત અને સ્વપ્ન કેવળ વિપર્યય જ્ઞાનમાત્ર ન હોત તો શ્રુતિ તેનું કાર્ય વર્ણવત. અને વિદ્વાનોએ પણ તેવું કહ્યું હોત. પણ તેવું નથી. ક્વચિત્ સપ્તમ ધાતુનો સાવ પ્રબોધ થતાં જોવામાં આવે છે પણ તે સ્ત્રી દર્શનનું કાર્ય છે, સ્ત્રીનું કાર્ય નથી! ઉપરાંત ભાવિ શુભાશુભનું આવેદન સ્વપ્નાવસ્થા કેવળ વિપર્યયજ્ઞાનમયી છે એમ જ સૂચવે છે-પદાર્થમયી નથી. અને આથી સ્વપ્ન કેવળ વિપર્યય જ્ઞાનમાત્ર છે એ જ સિદ્ધ થાય છે. ॥ ૪ ॥

સ્વપ્નની સૃષ્ટિનો કર્તા જીવ જ કેમ ન હોય? કેમકે જીવ પણ છેવટે તો ઈશ્વરનો અંશ છે ને? અને ઈશ્વરાંશ હોઈને તેનામાં પણ જ્ઞાન અને ઐશ્વર્ય હોવું ઘટે છે! આથી સ્વપ્ન સૃષ્ટિના કર્તા તરીકે જીવને માનીએ તો શો વાંધો? આ પ્રશ્નનો જવાબ વાળતાં કહે છે:—

## पराभिध्यानात्तु तिरोहितं ततोह्यस्य बन्धविपर्ययौ ॥ ૫ ॥

જીવાત્મા ઈશ્વર સમાન ગુણોવાળો છે. तु=કિન્તુ तिरोहित=એ જ્ઞાન ઐશ્વર્ય આચ્છાદિત-છુપાયેલું-ઘેરાયેલું-હોય છે આથી पराभिध्यानात्=પરમાત્માનાં તીન ધ્યાનથી તે પ્રકટ થાય છે हि=કેમકે ततः=તે પરમાત્માથી જ अस्य=એના જીવના=बन्धविपर्ययौ=બન્ધ અને મોક્ષ થાય છે

જીવ અને શિવ જરૂર એક હોઇને શિવના સમસ્ત ઐશ્વર્ય વગેરેનો એ વારસદાર છે, પણ તે તો પ્રબુદ્ધ અવસ્થામાં. સંસારાવસ્થામાં એનું સમસ્ત ઐશ્વર્ય તિરોહિત થયેલું હોય છે. આથી એ પ્રકટ અવસ્થામાં હોતું નથી. પરમાત્માના પરમપ્રેમથી અને તીવ્રતમ દયાએ એનાં આવરણ તૂટતાં એનું ગુમાવેલું ઐશ્વર્ય તેને પુનઃ પ્રાપ્ત થઈ શકે છે. પ્રભુની આરાધના વિના સ્વયં તે પ્રકટતું નથી. કેમકે જીવનું અનાદિસિદ્ધ બંધન અને તેમાંથી મુક્તિ પરમાત્માને અધીન છે. તેના સ્વરૂપના અભાનમાં બંધ, સ્વરૂપના ભાનમાં મોક્ષ છે. અને આથી ઈશ્વરની શરણીમાં આવવા માટે મુમુક્ષુએ તેની ધ્યાનમયી તીવ્રતમ ભક્તિ કરવી ઘટે. શ્રુતિનો બોલ છે કે-**ज्ञात्वादेवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैः जन्ममृत्युप्रहाणिः। तस्याभिध्यानात् तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवलं आप्तकामः**-દેવને જાણીને સર્વપાશોનો નાશ થાય છે, ક્લેશો ક્ષીણ થતાં જન્મમૃત્યુની હાનિ થાય છે. તેના અભિધ્યાનથી ત્રીજા દેહનો ભેદ થતાં સમસ્ત ઐશ્વર્ય મળે છે, કેવળ-આપ્તકામી થાય છે. (શ્વે૦ ૧-૧૧) આથી સ્વપ્નસૃષ્ટિનો કર્તા જીવ હોઈ શકતો નથી. ॥ ૫ ॥

જીવાત્માના ઈશ્વરીય ઐશ્વર્યનાં તિરોધાન કેમ થયાં? તો જવાબ વાળે છે કેઃ-

## देहयोगात् वा सोऽपि ॥ ६ ॥

वा=જીવ શિવની અન્યતાનો વ્યાવર્તક આ वा=શબ્દ છે. જીવ અને શિવ મૂળમાં એક છે છતાં सः તે તિરોભાવ-ઐશ્વર્યનો તિરોભાવ अपि=પણ देहयोगात्=દેહના યોગે જ જીવને થાય છે.

પરમાત્માનો અંશ હોવા છતાં પણ જીવનો ઐશ્વર્યભાવ તિરોહિત થાય છે તેમાં માત્ર એક જ કારણ છે અને તે એનો દેહ સાથેનો સંબંધ. દેહમાં ખૂંચી બેઠેલો જીવ પોતાની શિવતાનું સતત વિસ્મરણ પામે છે. દેહ સાથે દેહમાંની બીજી બધીય સામગ્રી સમજી લેવી ઘટે છે. આમ મૂળમાં આત્મા અનાત્માના અવિવેકને લઇને અનાત્મનિષ્ઠ જીવાત્માના જ્ઞાન ઐશ્વર્યનો તિરોભાવ થાય છે. અજ્ઞાનનો પણ મહિમા છે ને? શિવને જીવ બનાવીને જ અવિદ્યા અટકતી નથી-તેને પૂરેપૂરો દીનહીન પણ બનાવે છે. ઉપરાંત ઐશ્વર્યાદિ તિરસ્કૃત થયેલું હોઇને શિવ કરતાં જીવ જુદો છે એમ કેમ ન માનવું ઘટે આવો કોઈ પૂર્વપક્ષ ન કરે! કેમકે **अनेन जीवेनात्मना अनुप्रविश्य**-(છાં૦ ૬-૩-૨) શ્રુતિમાં જીવનો આત્મા-સ્વરૂપ

શબ્દે ઉલ્લેખ છે. ઉપરાંત તત્ત્વમસિનો ઉપદેશ પણ વિસરવાનો નથી. આથી ઇશ્વરથી જીવ અનન્ય જ છે છતાં દેહાદિના યોગે તેની મૌલિક શિવતા ઢંકાઈ જાય છે. અને આમ જીવની સ્વપ્નમાં રથાદિ સાંકલ્પિક સૃષ્ટિ છે એમ માનવું બરાબર નથી. જો એ એની સાંકલ્પિક સૃષ્ટિ હોત તો સ્વપ્ન માં કોઇ અનિષ્ટનાં દર્શન ન કરત. અનિષ્ટનો કોણ પોતા માટે સંકલ્પ કરે-? આથી એ પરાધીન છે. એ જ સંસારદશામાં ઘટે છે. આથી સ્વપ્ન માયામાત્ર છે એ જ સિદ્ધ છે. ॥૬॥

જીવાત્માની સ્વપ્નાવસ્થાનુ અત્યાર સુધી નિરૂપણ કર્યું. હવે સુષુપ્તિનું નિરૂપણ કરતાં કહે છે કે:-

**तदभावः नाडीषु तच्छ्रुतेः आत्मनि च ॥ ७ ॥**

च=આ અવ્યય અહીં સમુચ્ચયના અર્થમાં છે तदभावः=તેનો અભાવ એટલે કે સન્ધ્યની-સ્વપ્નાવસ્થાનો અભાવ એટલે કે સુષુપ્તિ; તે વખતે नाडीषु=હિતા નામની નાડીઓમા-પુરીતત્ નામની નાડીમાં અને आत्मनि च=પરમાત્મામાં જીવાત્મા સ્થિત હોય છે. કેમકે तच्छ्रुतेः=નાડી વગેરેમાં જીવાત્માનો, સુષુપ્તિમાં જીવાત્માના સ્થાન તરીકે શ્રુતિ-ઉલ્લેખ છે

સુષુપ્તિ અવસ્થા અંગે શ્રુતિ વચનો છે કે-तद् यत्रैतत् सुप्तः समस्तः सम्प्रसन्नः स्वप्नं न विजानाति आसु तदा नाडीषु सृप्तो भवति-તે આ જ્યાં સૂતેલો હોઈને સમસ્ત અને સંપ્રસન્ન હોઈને સ્વપ્નને જાણતો નથી ત્યારે આ નાડીઓમાં તે સરકી ગયેલો હોય છે. (છાં૦ ૮-૬-૩) अथ यदा सुप्तो भवति तदा न कस्यचन वेद, हिता नाम नाड्यः द्वासप्ततिसहस्राणि हृदयात् पुरीततं अभिप्रतिष्ठन्ते ताभिः प्रत्यवसृप्य पुरितति शेते-જ્યારે સૂતેલો હોય છે ત્યારે તે કશું જાણતો ન હોઈને હિતા નામની બોત્તેર હજાર નાડીઓ હૃદયમાંથી પુરીતત્ તરફ પ્રસરેલી હોય છે તે નાડીઓ દ્વારા સરકી જઈને પુરિતતમાં સુઈ જાય છે. (બૃ૦ ૨-૧-૧૯) यत्र एतत् पुरुषः स्वपिति नाम सतासोम्य । तदा सम्पन्नो भवति-જ્યાં આ પુરુષ "स्वपिति" નામનો થાય છે. હે સૌમ્ય! તે વખતે તે સત્ સાથે સંપન્ન થાય છે. (છાં૦ ૬-૮-૧) प्राज्ञेन आत्मना सम्परिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरम्-પ્રાજ્ઞ આત્માથી આલિંગત તે અંદર કે બહાર કશું જાણતો નથી. (બૃ૦ ૪-૩-૨૧) વગેરે. આ શ્રુતિ વાક્યો સુષુપ્તિમાં જીવાત્માનાં સ્થાન તરીકે નાડી, પુરીતત્ અને પરમાત્મા-આ ત્રણેનો ઉલ્લેખ કરે છે. તો આ ત્રણ સ્થાનોનો વિકલ્પ છે કે અહીં સમુચ્ચય છે?-આ છે આ શ્રુતિઓ

અગે સંશય સ્થાનોનો વિકલ્પ છે એમ પૂર્વપક્ષ છે. સમુચ્ચય છે એવો સિદ્ધાન્ત છે. તો પછી શુ પ્રાપ્ત થાય છે! વિકલ્પ જ પ્રાપ્ત થાય છે એ સ્પષ્ટ છે. નાડી, પુરીતત્ અને પરમાત્મા પરસ્પર નિરપેક્ષ છે. અને તે સૌનો અહીં એક પ્રયોજનને નિર્દેશ છે તો જેઓ પરસ્પર નિરપેક્ષ હોઇને કોઇ એકાદ કાર્યને માટે નિયુક્ત થયા હોય તો તે કાર્ય માટે તેમનો વિકલ્પ જ ગણાવો ઘટે-સમુચ્ચય નહીં! યજ્ઞ વિધામાં પુરોડાશના નિર્માણ માટે "વ્રીહિ" અને "યવ" નું વિધાન છે, તે બન્ને પરસ્પર નિરપેક્ષ છે અને આથી કયાં તો વ્રીહિમાથી કે કયા તો યવમાથી જેમ પુરોડાશ બનાવી શકાય તેમ અહીં પણ જીવાત્માના સુષુપ્તિસ્થાન માટે શ્રુતિએ કહેલાં નાડી, પુરીતત્ અને પરમાત્મા પણ અન્યોન્ય નિરપેક્ષ હોઇને વિકલ્પ કોટિમાં જ આવે

ઉપરાંત પરસ્પર નિરપેક્ષ હોઇને, તેમનુ સુષુપ્તિરૂપી એક પ્રયોજન સાધવા માટે શ્રવણ છે, એમ સમાન વિભક્તિનો નિર્દેશ પણ બતાવે છે છે. નાડી વગેરે બધાય સુષુપ્તિ સ્થાનોનો, અહીં સપ્તમી વિભક્તિમા નિર્દેશ છે नाडीषु सुप्तो भवति-નાડીઓમા સરકી જાય છે. (છાં૰ ૮-૬-૩) ઉપરાન્ત पुरीतति शेते-પુરિતતમા સુવે છે (બ૰ ૨-૧-૧૯) सता सोम्य तदा सम्पन्नो भवति સત્ સપન્ન થાય છે ત્યારે (છાં૰ ૬-૮-૧) એ શ્રુતિ ઉપરથી કદાચ કોઈ કહે કે અહીં "सता" તો તૃતીયા વિભક્તિમા છે-સાતમી વિભક્તિમા કયા છે?-તો એ દોષ નથી કેમકે અહીં પણ વાકયશેષ સપ્તમીનો જ વાચક છે વાકયશેષ છે કે सति संपद्य न विदु सति सम्पद्यामहे-સતમા મળી જતા છતા જાણતાં નથી કે અમે સતમા મળી ગયા છીએ (છા૰ ૬-૯-૧) તો અહીં સપ્તમીનો પ્રયોગ છે તેના બળે ઉપરના વાકયમા પણ તેજ છે એમ નિગતે સમજી શકાય છે

ઉપરાત જો અહીં સમુચ્ચય જ હોત તો તો એકવખતે ત્રણે જગ્યાએ જીવાત્મા સુવે છે એવો અર્થ લેવો પડત! અને એ તો અશકય છે! એકી વખતે જીવ ત્રણ સ્થાનમા સૂઈ શકતો નથી! જો વિકલ્પ લઇએ તો આ દોષમાથી ઉગરી જવાય! અને આથી નાડી, પુરીતત્ અને પરમાત્માનો વિકલ્પ જ હોવો યોગ્ય છે.

આની વિરુદ્ધ સિદ્ધાન્તી કહે છે કે આ વાત બરાબર નથી અહીં સમુચ્ચય જ છે કેમકે વિકલ્પ છે એવુ માનીએ તો શ્રુતિનો પાક્ષિક બાધ આવીને ઊભે છે. આ પાક્ષિક બાધ તો અગતિની ગતિ છે ગતિ જો

સંભવતી હોય તો તેનો આશ્રય લેવો ન્યાય્ય નથી. વ્રીહિયવની બાબતમાં તો અગતિક ગતિ છે. અહીં તેવું નથી. નાડી વગેરે પરસ્પર નિરપેક્ષપણે જીવાત્માની નિદ્રા સાધવા શક્તિમાન નથી, અને તે ત્રણે પરસ્પર સાપેક્ષ હોય તો પણ નિદ્રારૂપી પ્રયોજન સાધવાની તેમની શક્તિ અંગેની શ્રુતિ બાધિત થતી નથી.

ઉપરાંત એકસરખી વિભક્તિનો નિર્દેશ પણ કશું સિદ્ધ કરતો નથી. કેમકે પરસ્પર સાપેક્ષ વસ્તુઓનો પણ એક પ્રયોજન સાધવા એક વિભક્તિએ નિર્દેશ જોવામાં આવે છે. **कर्मणा मुच्यते, ज्ञानेन मुच्यते, प्रासादे शेते पर्य्यंके शेते**–આવા પ્રયોગોમાં કર્મ અને જ્ઞાન મોક્ષ માટે અને પ્રાસાદ તથા પલંગ સ્વાપને માટે પરસ્પર સાપેક્ષ છતાં એક વિભક્તિમાં જોવામાં આવે છે. ઉલટું તેમનો અવાન્તર વ્યાપાર સમુચ્ચયને જ દૃઢ કરે છે. જેમ જ્ઞાનની પ્રાપ્તિ માટે કર્મ સાધન છે. અને તેનું તે કર્મ પરંપરાએ જ્ઞાન સાધ્ય મોક્ષમાં પણ સાધનરૂપ થાય છે. તે જ પ્રમાણે પુરીતત્ નામના સ્થાનની પ્રાપ્તિ માટે નાડીઓ સાધનરૂપ છે. અને પરમાત્મારૂપી સ્થાનની પ્રાપ્તિ માટે પુરીતત્ એ સાધન છે. અને આથી નાડીઓ અને પુરીતત્ પણ પરમાત્માની પેરે જ તેનાં સ્થાનો તરીકે વર્ણવી શકાય છે. પરમાત્મા જીવાત્માનું સાક્ષાત્ સુષુપ્તિસ્થાન છે અને નાડીઓ અને પુરીતત્ તેમાં દ્વાર માત્ર છે. આમ અહીં દ્વાર અને દ્વારીના સંબંધે ક્રમિક સમુચ્ચય બતાવતી શ્રુતિ નાડી વગેરેને પણ સુષુપ્તિસ્થાન તરીકે ઓળખાવે છે. શ્રુતિની શરૂઆતમાં વર્ણવેલી સમસ્ત શ્રુતિઓનો આ રીતે નીરાંતે સમન્વય થાય છે. આથી નાડીઓ–પુરીતત્ અને પરમાત્માનો અહીં વિકલ્પ નથી. ઊંઘવા જતો જીવાત્મા નાડીઓ દ્વારા પુરીતત્માં અને ત્યાંથી પછી પરમાત્મામાં સરકી જાય છે. અને આથી પરમાત્મા જ જીવાત્માનું સુષુપ્તિ સ્થાન છે એ સિદ્ધાન્ત છે. ॥ ૭ ॥

આ જ વાતને દૃઢ કરતાં કહે છે કેઃ–

## अतः प्रबोधोऽस्मात् ॥ ८ ॥

અતઃ=કેમકે પરમાત્મા જ સુષુપ્તિસ્થાન છે આથી અસ્માત્=એ પરમાત્મામાંથી પ્રબોધ=જીવાત્માનો શ્રુતે કથિત પ્રબોધ ઘટી શકે છે.

સુષુપ્તિના પ્રકરણમાં પ્રશ્ન પૂછવામાં આવે છે કે–**कुतः एतद् आगात्** ક્યાંથી એ આવ્યો ? (બૃ૦ ૨–૧–૧૬) આ પ્રશ્નના જવાબમાં જીવાત્માનો પરમાત્મામાંથી પ્રબોધ શ્રુતિ દર્શાવે છે. **यथा अग्नेः क्षुद्राः स्फुलिंगाः व्युच्चर-**

न्ति परमेव पतन्माद्रात्मन. सर्वे प्राणा सर्वे लोका सर्वे देवा सर्वाणि भूतानि व्युच्चरन्ति-જેમ આગમાથી ઠણખો ક્ષુદ્ર તણખાઓ સ્ફુરે છે તે જ મુજબ આ આત્મામાથી સમસ્ત ભૂતો ઉત્પન્ન થાય છે (બૃ૦ ૨-૧-૨૦) ઉપરાત सतः आगम्य न विदुः सतः आगच्छामहे-સત્‌માથી આવતા છતા જાણતા નથી કે અમે સત્‌માથી આવીએ છીએ (છા૦ ૬-૧૦-૨) જો નાડી વગેરે ત્રણે સ્થાનોનો વિકલ્પ હોત તો પ્રબોધ પણ ત્રણેમાથી થાય છે એવુ પ્રતિવચન હોત પણ પ્રબોધ તો પરમાત્મામાથી જ થાય છે એવુ શ્રુતિકથન છે જેમાથી પ્રબોધ તે જ સુષુપ્તિસ્થાન આવો નિયમ છે પ્રબોધ પરમાત્મામાથી થાય છે અને આથી પરમાત્મા જ સુષુપ્તિ સ્થાન છે એ સિદ્ધ થાય છે ॥૮॥

નિદ્રાવસ્થાનો જીવાત્મા પરમાત્મામા લીન થઈ જાય છે તદ્રૂપ થઈ જાય છે-એમ સિદ્ધ થયુ અને આથી એક સદેહ ઉપજે છે પરમાત્મામા સુષુપ્તિકાળે મળી ગએલો જીવાત્મા જ પાછો જાગે છે કે બીજો કોઈ? કેમકે પરમાત્માને મળેલો જો પાછો આવતો હોય તો તો પછી પરમાત્માના દર્શન મિલનનો કશો અર્થ રહેતો નથી પ્રભુને મળે તે મુક્ત થાય। અને મુક્ત થયેલો જો પાછો આવે તો શાસ્ત્રો એ વચના જ ગણાય મતો નેતાન જ ગણાય। આવી શકા થતા જવાબ વાળતા કહે છે -

## स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्यः ॥ ९ ॥

तु=કિન્તુ स एव=તે જ જીવ છે તે જ જાગે છે। કેમકે એ વાત જ कर्मा०=કર્મ પ્રત્યભિજ્ઞાન શ્રુતિ કર્મ અને વિધાની વિધિઓ દ્વારા ન્યાય્ય સિદ્ધ થાય છે

અર્થાત્ સૂતેલો જીવ જ પાછો જાગે છે કોઈ બીજો જાગતો નથી અર્થાત્ શેષ કર્મનુ અનુષ્ઠાન કરતો જેનામા આવતો હોઇને, સૂતેલો જીવ જ પ્રબોધ પામે છે એ સિદ્ધ થાય છે ગઈ કાલે જે કામ અધૂરૂ મૂકીને જીવ સુવે છે તે કામ બીજે દિવસે પૂરૂ કરવા યત્ન કરતો એ જેનામા આવે છે, એકે કરેલુ અને અધૂરૂ મૂકેલુ બીજો કેવી રીતે કરી શકે?

ઉપરાત રોજ રોજ ઊંઘમાથી આવતા જીવનુ આ સ્મરણજ્ઞાન જોવામા આવે છે રાત્રે સૂઈ ગયેલો હુ સવારે જાગુ છુ જો સૂતેલા કરતા જાગતો જીવ જુદો હોત તો આ પ્રત્યભિજ્ઞાન ન હોઈ શકત। બીજાને કોઈ પોતા તરીકે ઓળખી શકતો નથી

ઉપરાત શાસ્ત્રવચન તો સ્પષ્ટપણે કહે છે કે સૂતેલો જીવ જ પાછો જાગે છે। पुन प्रतिन्याय प्रतियोनि आद्रवति बुद्धान्तायैव-વળી આત્મા

તેમ પોતપોતાની યોનિમાં જાગૃત થવા માટે દોડી જાય છે. (બ્રુ૦ ૪-૩-૧૬)
**त इहव्याघ्रो वा सिंहोवा वृकोवा कीटोवा पतंगो वा मशको वा यद् यद् भवन्ति तदाभवन्ति**-તે અહીં વાઘ કે સિંહ કે વરૂ ભૂંડ કે કીડો કે પતંગિયું કે માંકડ કે મચ્છર કે જે જે કંઈ હોય તે તે પાછો થઈ જાય છે. (છાં૦ ૬-૯-૩).

ઉપરાંત કર્મ અને વિદ્યાની વિધિઓ એને કર્મ અને વિદ્યામાં સતત પ્રયોજે છે. સૂવે એક અને જાગે બીજો એવું જો માનીએ તો આ બધીય વિધિઓનો કશો જ અર્થ ન રહે ! કરે એક અને ફળ મળે બીજાને એવું કદી સંભવતું નથી. જો એવું થાય તો શાસ્ત્રનું પ્રમાણુ કદર્થિત થાય. અને એ તો સ્વપ્ને પણ અસ્વીકાર્ય !

ઉપરાંત સુવે એક અને જાગે બીજો એમ જો વ્યવસ્થા હોત તો કરેલાંનો નાશ અને ન કરેલાંની આપત્તિરૂપી દોષ પણ અનિવાર્ય થાય ! ઉપરાંત પરમાત્મા વિષમ અને નિર્ઘૃણ પણ સિદ્ધ થાય જ ! અને આથી સૂતેલો જીવ જ જાગે છે એ જ ન્યાય છે.

સુષુપ્તિમાં પરમાત્માનું મિલન અજ્ઞાનનાશન નથી. અને આથી પ્રભુ કે સંતોને નહીં ભાંડી શકીએ, શાસ્ત્રોને ન નિન્દી શકીએ, જીવાત્માને ઘેરીને ઊભેલો અજ્ઞાનનો આડપડદો નિરાકુલ સમાધિજન્ય જ્ઞાનથી ભેદાય અને પછી જે પ્રભુમિલન થાય તે જ મિલન છે. અને આથી કોઈ દોષ નથી. આમ સુતેલો જ જીવ જાગે છે ! બીજો નહીં-એ સિદ્ધાન્ત છે. ॥ ૯ ॥

હવે જીવાત્માની મૂર્છાવસ્થાનો વિચાર કરતાં કહે છેઃ-

## मुग्धेऽर्धसंपत्तिः परिशेषात् ॥ १० ॥

મુગ્ધે=માનવ મૂર્છિત થાય તો તે વખતે **अर्धसंपत्तिः**=તે અવસ્થાને અર્ધસુષુપ્તિ જાણવી કેમકે **परिशेषात्**=વિચાર કરતાં એટલી જ બાકી રહે છે.

શરીરસ્થ જીવાત્માની લોક અને આયુર્વેદમાં પ્રસિદ્ધ એવી એક મૂર્છાવસ્થા નામની અવસ્થા પણ હોય છે. તો એ અવસ્થા જાગૃત વગેરે ત્રણમાંથી એક ગણવી કે પછી તે બીજી જ કોઈ અવસ્થા માનવી ? આ છે સંશય ! બીજી કોઈ અવસ્થાનો સ્વીકાર કરીએ તો ગૌરવ કલ્પના આવે છે. આથી ત્રણમાંથી જ તે ગમે તે એક માનવી ઘટે છે. આના જવાબમાં કહે છે કે પરિશેષને લઈને એ એક અવસ્થાન્તર જ છે ! મૂર્છાવસ્થા જાગ્રત કે સ્વપ્ન પૈકીની એક હોઈ શકતી નથી. કેમકે તેમની વચ્ચે ભેદ છે. સ્વપ્ન

અને જાગ્રતમા વિષયનુ વિજ્ઞાન હોય છે. મૂર્છામા હોતું નથી આ છે પહેલો ભેદ આથી એ સ્વપ્ન કે જાગ્રત હોઈ શકતી નથી એ મરણાવસ્થા પણ ન કહેવાય! કેમકે તેવા મૂર્છિત શરીરમા પ્રાણ અને ઉષ્મા બન્ને હોય છે મરણમા તે બે હોતા નથી ઉપરાંત એ સુષુપ્તિ પણ હોઈ શકતી નથી, મૂર્છામા કવચિત લાંબો વખત ઉચ્છ્વાસ પણ હોતો નથી એની મુખશોભા પણ વણસી જાય છે શરીર ધ્રૂજતુ પણ હોય, આંખ કવચિત ફાટી જતી પણ જોવામા આવે છે નિદ્રામા આવુ જોવામા આવતુ નથી ઉપરાંત ઊંઘમાથી તાળી પાડતા પણ એ જાગી ઉઠે મૂર્છામા ડીકણિયુ મારીએ તો પણ કદાચ નહીં જ જાગે ઉપરાંત નિદ્રા અને મૂર્છામા નિમિત્તનો પણ ભેદ હોય છે નિદ્રા પરિશ્રમે તો મૂર્છા કોઈ અસહ્ય અકસ્માતે થાય! આમ આકાર અને નિમિત્તનો ભેદ હોઈને મૂર્છા અને નિદ્રા એક નથી આ ત્રણ સિવાયની ચોથી કોઈ અવસ્થા સ્વીકૃત નથી આથી પરિશેષે મૂર્છા એ અર્ધનિદ્રા છે એમ માનવુ રહે છે નિદ્રા અને મૂર્છામા એક ધર્મ સામાન્ય છે અને તે વિશેષજ્ઞાનનો અભાવ, આકાર વગેરે વૈલક્ષણ્ય હોઇને અસ્થાપણુ, અર્થાત્ અર્ધ સંપત્તિ એટલે અર્ધ સુષુપ્તિ આમ પરિશેષવડે મૂર્છા અર્ધ સંપત્તિ છે ॥ ૧૦ ॥

આમ જીવાત્માની જાગ્રત વગેરે અવસ્થાઓનુ પ્રતિપાદન કર્યું હવે પરબ્રહ્મ પરમાત્માને તે તે અવસ્થાઓ સાથે સબંધ જ નથી એમ પ્રતિપાદિત કરે છે એવા પ્રતિપાદન પાછળ બે હેતુઓ છે એક તો જીવાત્માને પોતાના મૂળ સ્વરૂપનુ ભાન થાય બીજુ કે પરબ્રહ્મ પરમાત્મા પ્રત્યે નિરતિશય ભક્તિભાવ થાય એ ભક્તિભાવ સ્વરૂપાવસ્થિતિ માટે જબરદસ્ત ઉપાય છે. છેવટે આત્મભક્તિ આત્માના સ્વરૂપોદ્ઘાટનનુ દ્વાર જ છે ને? આથી કરૂણામય આચાર્ય ભણે છે કે –

## न स्थानतोऽपि परस्योभयलिंगं सर्वत्र ॥ ११ ॥

પરસ્ય=પુરૂષ અને પ્રકૃતિથી પર એવા પરમાત્માને સ્થાનત અપિ=સ્વરૂપ તો નહીં જ પણ સ્થાન નિમિત્તે પણ ન=સ્વપ્ન વગેરે અવસ્થાઓનો સબધ હોતો નથી હિ=કેમકે સર્વત્ર=શ્રુતિ સ્મૃતિઓ વગેરે બધે ઉભયલિંગ=ઉભયધર્મ–બાહ્ય અને આંતર બન્ને સ્થિતિ રૂપી ધર્મવાળો તેને શ્રુતિ કહે છે

અહીંથી હવે પરમાત્માના સ્વરૂપ વિવેચનનુ પ્રકરણ શરૂ થાય છે જેમ જીવને તેમ પરમાત્માને સ્વપ્નાદિ અવસ્થાઓ સ્પર્શે છે કે નહીં–આ છે સંશય તે પૈકી સ્પર્શે છે એવો પૂર્વપક્ષ છે નથી સ્પર્શતો એવો છે સિદ્ધાન્ત! તો પછી શુ પ્રાપ્ત થાય? પરમાત્માને પણ એ સ્પર્શે જ, એ જ

વાત અક્કલમાં આવે એવી છે! કેવી રીતે? તો જીવ અને શિવ બન્ને ચેતન સ્વરૂપ છે તેથી ચેતનપણાના અંશમાં બન્ને સમાનધર્મી છે. તો ચેતન જીવને જો અવસ્થાસ્પર્શ હોય તો ચેતન પરમાત્માને પણ હોવો જ જોઇએ! એક ચેતનને અવસ્થા અભડાવે અને બીજાને નહીં એવો આકસ્મિક ભેદ થવાનું કોઈ કારણ નથી. અને આથી જીવાત્માની પેરે પરમાત્માને પણ અવસ્થા સંબંધ હોવો જ ઘટે!

કદાચ કોઈ એમ કહે કે સ્વપ્નાદિ અવસ્થા સંબંધમાં કેવળ ચેતનતા જ કારણરૂપ નથી. કારણકે તેમ માનીએ તો મુક્તાત્માઓ પણ ચેતન સ્વરૂપ જ છે. અને તેમની સાથે પણ અવસ્થા સંબંધ સિદ્ધ થાય. અને જો એમ થાય તો મુક્તિનો કશો અર્થ નથી. તો પછી તે સંબંધમાં કારણ શું? તો, કારણ છે ભોગના કારણરૂપ શરીરનો સંબંધ. તે સંબંધ જેમ મુક્તને જ્ઞાનોત્તર કાળમાં નથી તેમ પરબ્રહ્મ પરમાત્માને તો ત્રણે કાળમાં નથી હોતો! शुक्रं अकायं अव्रणम् શુક્ર–કાયા વિનાનું–વ્રણ–વિનાનું (યજુ૦ ૪–૮) વગેરે શ્રુતિઓ તેનો નિષેધ કરે છે. તો પછી પરબ્રહ્મ પરમાત્માને તે અવસ્થાઓ વગેરેનો સંબંધ કેવી રીતે ઘટે? તો પૂર્વપક્ષી કહે છે કે એક રીતે સંબંધ ઘટી શકે છે. જો સ્વરૂપે તે ન ઘટતો હોય તો સ્થાને તો તે ઘટી શકે છે. અર્થાત્ સ્વતઃ ન હોય તો ઉપાધિએ તો હોઈ શકે; અને જેમ જીવાત્માનું શરીર છે તેમ જીવાત્મા સ્વયં પરમાત્માનું સ્થાન છે. છેવટે તો પરમાત્મા અંતર્યામિ છે ને? શ્રુતિ આ વાત સ્વયં કહે છેઃ—**यो विज्ञाने तिष्ठन् विज्ञानाद् अंतरः यं विज्ञानं न वेद यस्य विज्ञानं शरीरं यो विज्ञानं अंतरः यमयति एष ते आत्मा अन्तर्यामि अमृतः**—જે જીવમાં ઊભેલો હોઈને જીવની અંદર છે જેને વિજ્ઞાન=જીવ જાણતો નથી. જેનું જીવ એ શરીર છે, જે જીવને અંદરથી નિયમિત કરે છે તે આ તારો આત્મા અંતર્યામી અમૃત છે. (બૃ૦ ૩–૭–૨૨) આથી જીવાત્માને જેમ શરીરનો તેમ જીવાત્માનો પરમાત્માને અવસ્થા સંબંધ શાને ન હોય? આથી જીવની પેરે શિવને તેનો અવસ્થાઓનો સંબંધ હોવો ઘટે!

આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી કહે છે કેઃ—આ વાત બરાબર નથી. જેમ સ્વરૂપે તેમ સ્થાન નિમિત્તે પણ પરમાત્માને સ્વપ્નાદિ અવસ્થાઓ કે તેના ધર્મો અભડાવી શકતા નથી, જીવાત્મા તો કેવળ શરીરમાત્રમાં જ હોય છે. પરમાત્મા તેવો નથી. તે શરીરમાં જેમ તેમ બહાર પણ છે. જો પરબ્રહ્મ પરમાત્મા જીવની પેરે કેવળ શરીરમાત્ર ઉપાધિમાં જ પરિચ્છિન્ન હોત તો તો તેને પણ તે તે ઉપાધિનો સંબંધ નડત. પણ પરમાત્મા તો

સર્વત્ર વ્યાપ્ત છે. અને આથી જ તે અપરિચ્છિન્ન છે, શ્રુતિ કહે છે કે स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठत् दशांगुलम्–તે આ પૃથ્વીને ચોમેરથી વીંટીને દશ અંગુલ ઉપર ઊભો છે. (ऋ० ૮-૪-१७-१) तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः–તે બધાની અંદર છે અને તેજ આ બધાંની બહાર છે. (यजु० ४०-५) बहिरन्तश्च भूतानां अचरंचरमेव च (गीता० १३-१५) એવો ગીતાબોલ પણ છે. અને આથી જ્ઞાનૈક–સ્વરૂપ પરમાત્માને જેમ સ્વરૂપે તેમ સ્થાનથી પણ–જીવાત્માના સંબંધે પણ અવસ્થા સંબંધ હોતો નથી. તે તો સર્વદા સર્વત્ર તે તે અવસ્થાઓ કે તેના ધર્મથી અલિપ્ત જ છે. ॥ ૧૧ ॥

અહીં શંકા ઉઠાવી સમાધાન કરતાં કહે છે કે:–

## न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात् ॥ १२ ॥

ન=જે ઉપર કહ્યું તે બરાબર નથી કેમકે મેદાત્=સ્થાન દૃષ્ટિએ પરમાત્માનો ભેદ છે इति=આમ चेत्=જો કહેતા હો તો न=એ ઠીક નથી કેમકે प्रत्येकं=પ્રત્યેક સ્થાને अतद्वचनात्=न૧ શબ્દે ભેદ જાણવો અભેદનું વચન છે–અર્થાત અભેદનું પ્રતિપાદન છે.

ઉપર જે કહ્યું કે સ્થાનભેદે પણ પરમાત્માને અવસ્થા કે તેના ધર્મોનો સંબંધ નથી એ વાત યોગ્ય નથી. કેમકે સ્થાનભેદે ભેદ થાય છે. જેમ આકાશ વગેરેનો સ્થાનભેદે ભેદ થાય તેમ બ્રહ્મનો પણ સ્થાન-ભેદે ભેદ સુખેથી થાય! આકાશનો સ્થાનભેદે ભેદ ઘટાકાશ, મઠાકાશ વગેરે રૂપે જોવામાં આવે છે. જો સ્થાનભેદે ભેદ ન થતો હોત તો શ્રુતિએ તેના ભિન્ન ભિન્ન નામરૂપ વગેરે ન કહ્યાં હોત! કેમકે એક સત્ પદાર્થનાં નામ અને રૂપનો ભેદ સ્થાનભેદે જ થાય! અને બ્રહ્મનાં જુદાં જુદાં નામ અને રૂપનું તો શ્રુતિ સ્વયં શ્રવણ કરાવે છે. સ્થાનભેદે પરબ્રહ્મ પરમાત્મા આદિત્ય પુરુષ, અગ્નિ પુરુષ, વૈશ્વાનર વગેરે કહેવાયો છે. તો આ સ્થાન ભેદે જેમ નામરૂપનો ભેદ તેમ તેનો ધર્મ સંબંધ પણ નીશંતે થઈ શકે! જો પરમાત્માને આદિત્ય વગેરે સ્થાનના ધર્મોનો સંબંધ ન હોત તો પછી "हिरण्यश्मश्रु" "हिरण्यकेशः" વગેરે રૂપ તેમને ન મળ્યું હોત! અને તેનું–પરમાત્માનું આવું રૂપ પરમાર્થરૂપ તો હોઇ ન શકે! અને આથી જો તે તે સ્થાનના ધર્મો સાથેનો સંબંધને લઇને જો તેને તે તે રૂપ મળતું હોય તો તો પછી સ્વપ્ન વગેરે અવસ્થાનો સંબધ પણ ઘટે જ. કેમકે તેમાં ફેર શો? એક આદિત્ય વગેરે સ્થાનનો તો બીજો જીવાત્મારૂપી સ્થાનનો ધર્મ છે–અને આથી કોઈ વિશેષ નથી. આથી સ્થાનનિમિત્તો

પણ પરમાત્માને સ્વપ્ન વગેરે અવસ્થાનો સંબંધ નથી એમ માનવું કે મનાવવું એ સાહસ જ છે!

આમ પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી કહે છે કે આ વાત બરાબર નથી. કેમકે સ્થાનભેદ છે છતાં એના અભેદનું જ શ્રુતિ શ્રવણ કરાવે છે. પરમાત્મા પરબ્રહ્મ વ્યાપક છે. શ્રુતિ કહે છે કે **स ओतश्च प्रोतश्च विभुः प्रजासु**-તે વિભુ પ્રજામાં ઓતપ્રોત છે. (મહા૦ ૩૨-૮) **अव्यक्तात्तु परः पुरुषः व्यापकः अलिंग एव च**-અવ્યક્તથી પર છે પુરુષ વ્યાપક છે, અને અલિંગ જ છે. (કઠ૦ ૬-૯) **सर्वव्यापी सर्वभूतान्तरात्मा**-સર્વવ્યાપી અને સૌ ભૂતોનો અંતરાત્મા છે. (શ્વે૦ ૬-૧૧) આ સર્વવ્યાપી પરમાત્મા સ્વયં સ્થાનભેદે ભેદાતો નથી. સ્થાનભેદે સર્વવ્યાપી એકરસ પરમાત્મા ભેદાય છે એ તો સ્થૂલ દૃષ્ટિનું દર્શન છે. અને આથી તે તે સ્થાનોમાં હોવા છતાં પણ પરમાત્માનો કોઇ ભેદ નથી. જુદાં જુદાં સ્થાનમાં રહેતો છતાં તે તો એકરૂપ જ છે એમ શ્રુતિઓ તેનો અભેદ વર્ણવે છે. **तस्य एतस्य तदेव रूपं यदमुष्य रूपं यौ अमुष्य गेष्णौ तौ गेष्णौ यन्नाम तन्नाम**-તે આનું તેજરૂપ છે. જે તેનું છે તેના જે બે પર્વો છે, જે નામ છે તે જ નામ છે. (છાં૦ ૨-૭-૫) **स यश्चायं पुरुषे यश्चासावादित्ये स एकः**-તે કે જે આ પુરુષ છે અને જે પેલો સૂર્યમાં છે-તે એક છે. (તૈ૦ ૩-૧૦) **स यश्चाय मस्यां पृथिव्यां तेजोमयोऽमृतमयः पुरुषः अयमेव सः योऽयमात्मा इद अमृतं इदं ब्रह्म**-તે જે આ પૃથ્વીમાં તેજોમય અમૃતમય પુરુષ છે એ જ તે છે જે આ આત્મા છે એ અમૃત છે. એ બ્રહ્મ છે. (બૃ૦ ૨-૫-૧) વગેરે છે આ અભેદ પ્રતિપાદન કરનારી શ્રુતિઓ અને શ્રુતિ જ્યાં તેનો સર્વત્ર અભેદ કહે છે ત્યાં સ્થાનભેદે ભેદ માનવો એ યોગ્ય નથી, સ્થાનભેદે ઘોડો-Horse નામથી ભેદાય છતાં અઘોડો બની જતો નથી. અને હિરણ્યસ્મશ્ર વગેરે રૂપ પ્રતિપાદન તો આલંકારિક માત્ર છે. અરૂપનો ખ્યાલ આપવાને માટે રૂપનિષ્ઠ માનવ તેને રૂપ આપે તો તે યોગ્ય છે. પણ તેથી અરૂપ રૂપવાન થતો નથી. અનામ નામવાન થતો નથી. અને આથી સ્થાન નિમિત્તે પણ પરમાત્માને અવસ્થાઓનો સંબંધ નથી જ ॥ ૧૨ ॥

પ્રમાણાન્તરથી ઉપલી વાતને પુષ્ટ કરતાં કહે છે કેઃ-

**अपि च एवमेके ॥ १३ ॥**

अपि च=કેવળ હેતુથી જ નહીં તે ઉપરાંત પણ આ અવસ્થા સંબંધનું પ્રત્યાખ્યાન एवं=આ માની પેરે एके=અથર્વ વેદીયો આલંકારિક રીતે પહેલાં તેનો તેની સાથે સબંધ બનાવી છેવટે તેનો પ્રત્યક્ષ નિષેધ કરે છે.

અથર્વવેદના માણ્ડૂક્યઉપનિષદ્‌મા પહેલા અક્ષર પ્રકરણ ઉપાસનાની પેઠે પરમાત્માનો સ્વપ્નાદિ અવસ્થા સાથે સબંધ બતાવી પછી અંતે તેનો પ્રત્યક્ષ નિરાસ કરે છે स्वप्नस्थानोन्त प्रज्ञ =સ્વપ્ન સ્થાનીય અન્તઃપ્રજ્ઞ (મા૦ ૪) વગેરે વાક્યોમા પહેલા સ્વપ્નાદિ અવસ્થા સાથે સબંધ પ્રતિપાદિત કર્યા બાદ नान्त प्रज्ञं न बहिष्प्रज्ञं नोभयत प्रज्ञ न प્રज्ञानघन-જે નથી તો અંતઃપ્રજ્ઞ, નથી તો બાહ્યપ્રજ્ઞ, જે ઉભયત પ્રજ્ઞ નથી જે પ્રજ્ઞાનઘન નથી (મા૦ ૭) વગેરે દ્વારા સમસ્ત અવસ્થાનો સબધ ઇન્કારે છે ઉપલી શ્રુતિમા नान्त प्रज्ञ દ્વારા સ્વપ્નનો न बहिष्प्रज्ञ દ્વારા જાગ્રતનો नोभयतप्रज्ञं દ્વારા મૂર્છાનો, ને न प्रज्ञानघन દ્વારા સુષુપ્તિનો નિષેધ છે જે હોય તેનુ પ્રત્યાખ્યાન થઈ શકતુ નથી અને આરોપિતનો ઇન્કાર થઈ શકે! અને આથી આ એક આલકારિક રીતે રજૂ કરવાની શૈલીમાત્ર છે તેથી પરમાત્માને સ્થાન કે પરન્ત સ્વપ્નાદિ અવસ્થાઓ સાથે સબધ થઈ જતો નથી

આજ વાતને દૃઢ કરવા પુન કહે છે કે–

## अरूपवदेव हि तत् प्रधानत्वात् ॥ १४ ॥

આથી પણ તે પરમાત્માને સ્થાન નિમિત્તે પણ સ્વપ્ન વગેરે અવસ્થાઓ સાથે સબધ ઘટતો નથી હિ=કેમકે तत्=તે પરમાત્મા अरूपवत्=રૂપ વિનાનો જ છે એટલે કે શરીર વિનાનો જ છે એમ માનવુ ઘટે કેમકે प्रधानत्वात्=તે સ્વામી છે ઈશ્વર છે

પ્રકૃતિ અને પુરુષનો સ્વામી હોઇને અહીં પ્રધાન શબ્દ પરમાત્મ વાચક છે આગળ પણ પ્રધાન શબ્દ આજ અર્થમા સૂત્રકાર વાપરનાર છે– आनन्दादय प्रधानस्य (વેદાન્ત સૂત્ર ૩–૩–૧૧) આ સૂત્રમા

રૂપ એટલે આકાર, એટલે કે શરીર જો ભગવાનનુ કોઈ રૂપ સ્વીકારીએ તો તો તે અનીશ્વર છે એવુ સિદ્ધ થાય કેમકે જેને રૂપ હોય તે નિરપેક્ષ ઈશ્વર હોઇ શકતો નથી ઉપરાત રૂપ શુભાશુભ કર્મનુ ફળ છે પરમાત્માને શુભાશુભ કર્મ નથી કેમકે તેનો તો કર્મમા અધિકાર જ નથી! કર્માધિકાર તો જીવનો જ હોઈ શકે! કેમકે પ્રભુને કર્મ કરવામા કોઇ પ્રયોજન નથી જ્યા કર્મ જ નથી ત્યા શરીર–રૂપ હોઈ શકતુ નથી ઉપરાત શ્રુતિઓ પરમાત્માના રૂપનો સ્વય નિષેધ કરે છે अकाय–અકાય (યજુ૦ ૪ ૮) अशरीरम्=અશરીર (કઠ૦ ૨–૨૨) अशब्द मस्पर्शमरूपम व्ययम्=શબ્દ સ્પર્શ રૂપ વિનાનો અવ્યય (કઠ૦ ૨–૧૫)

दिव्यो हि अमूर्तः पुरुषः દિવ્ય અને અમૂર્ત છે તે પુરુષ. (મું૦ ૨-૧-૨) अस्थूलमनणु=અસ્થુલ અનણુ (બ૦ ૩-૮-૮) વગેરે. अपाणिपादो जवनो ग्रहीता-હાથ પગ વગરનો છતાં ઝડપી દોડવાળો અને ગૃહીતા વગેરે (શ્વે૦ ૩-૩૯) આથી શ્રુતિએ જેનો ઈન્કાર કર્યો છે તેનો સ્વીકાર કેમ થાય? ઉપરાંત सर्वकर्मा सर्वकाम सर्वगन्ध सर्वरसः સર્વકર્મા સર્વકામ સર્વગન્ધ-સર્વરસ (છાં૦ ૩-૧૪-૪) વગેરેમાં શ્રુતિએ કહેલું રૂપ નિરૂપણ તો તે પરમાત્મા સર્વશક્તિ છે, સૌનું અધિષ્ઠાન છે એમ બતાવવા કહ્યુ છે-તે રૂપવાળા છે એમ સિદ્ધ કરવા માટે નહીં અને સ્વપ્નાદિ અવસ્થા ભેદો તો રૂપવાળાને હોય, રૂપહીનને ન હોય. આથી સ્થાન નિમિત્તે પણ પરમાત્માને અવસ્થા સંબંધ નથી એ જ યોગ્ય છે. ॥ ૧૪ ॥

આમ પરમાત્મા જો રૂપહીન જ છે તો પછી શ્રુતિઓમાં પરમાત્માને લગતાં રૂપનો નિર્દેશ કરતાં વાકયોનો સમુદાય તો વ્યર્થ જ જાય ને? અને તેમ થાય તો શ્રુતિનું પાક્ષિક અપ્રમાણ્ય જ થાય! આ શંકાનું નિરાકરણ કરતા કહે છેઃ-

**प्रकाशवच्चावैयर्थ्यम् ॥ १५ ॥**

च=એ ઉપરાંત प्रकाशवत्=પ્રકાશના જેવો પરમાત્મા છે એમ સ્વીકારવામાં આવ્યુ છે. કેમ? તો अवैयर्थ्यम्=શ્રુતિના રૂપ બતાવનારાં વાકયો વ્યર્થ ન કરવા માટે

શ્રુતિઓમાં પરમાત્માનાં રૂપ દર્શાવનારાં વાકયો જરૂર છે. विश्वत श्चक्षुः उत विश्वतो मुखः विश्वतो बाहुः उत विश्वतस्पात्-ચોમેર આંખવાળો, ચોમેર હાથવાળો, ને ચોમેર પગવાળો. (ઋ૦ ૮-૩-૧૬-૩) सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्-હજારો માથાં, હજારો આંખ, અને હજારો પગવાળો છે પુરૂષ. (ઋ૦ ૮-૪-૧૭-૨) सर्वतः पाणिपादंतत् सर्वतः अक्षिशिरोमुखं। सर्वतः श्रुतिमत्लोके-ચોમેર પાણી અને પગવાળું, ચારે કોર આંખ-માથું-મોંવાળું અને ચોમેરથી સનવાળું તે જ્ઞેયતત્ત્વ છે. (શ્વે૦ ૩-૧૬) વગેરે, રૂપ પ્રતિપાદન કરનારાં વાકયો છે. આવાં વાકયો નિર્વિષય ન થાય તેથી પરમકારણ સ્વરૂપ પરમાત્માને પ્રકાશ જેવો સ્વીકારવામાં આવે છે. જેમ સૂર્ય કે ચંદ્રનો પ્રકાશ સર્વત્ર વ્યાપક હોવા છતાં તે તે પદાર્થના સંબંધે તે તે પદાર્થની આકારના પામતો જાણે દેખાય છે અને તે દ્વારા વ્યવહારની સરળતા સધાય છે તેમ સર્વવ્યાપી પરમાત્મા પણ સર્વવ્યાપી હોઈને તે તે પદાર્થના સંબંધે જાણે તે તે પદાર્થના આકારવાળો સ્વીકારવામાં આવે છે. અને બોધની સરળતા માટે

શ્રુતિ તેનો સ્વીકાર કરે છે. પણ વસ્તુતઃ પરબ્રહ્મ પરમાત્મા રૂપવાન છે એવું સ્વીકારતી નથી. ॥ ૧૫ ॥

પરબ્રહ્મ પરમાત્માનો પ્રકાશ સ્વરૂપ-ભૌતિક પ્રકાશ સ્વરૂપ નથી તો પછી તેને પ્રકાશ તુલ્ય કેમ સ્વીકાર્યો ? તો કહે છે –

**आह च तन्मात्रम् ॥ १६ ॥**

ચ=કારણ કે તન્માત્રમ્=તે પ્રકાશ માત્ર છે માત્ર શબ્દ ધર્મ ધર્મી ભાવનો વ્યવચ્છેદ કરે છે એમ આહ=વેદનો મંત્ર કહે છે –

બ્રહ્મ પ્રકાશ સ્વરૂપ છે એમ વેદમંત્ર સાક્ષાત્ કહે છે.–ध्रुवं ज्योतिर्निहित दृशये कं मनोजविष्ठं पतयत्स्वन्तः=સૌના દર્શન માટે અહીં ધ્રુવ જ્યોતિ વિશ્વમાં–છે વગેરે. (ऋ० ૪–૫–૧૧–૫) મંત્રો આ વાત સ્પષ્ટ કરે છે. આમ પ્રકાશ અને સત્યસ્વરૂપ બ્રહ્મનું, રૂપદર્શક વાકયોને સાર્થક કરવા પૂરતું પ્રકાશની સાથે સમાનત્વ–તુલ્યત્વ બતાવ્યુ છે. આથી કોઈ વિરોધ નથી. અર્થાત્ જ કેવળ ચેતનરૂપી પ્રકાશ આત્મા-પરમાત્માનું સ્વરૂપ છે. અને આથી પ્રકાશ સાથે તેને તુલ્ય બતાવે તો કોઈ વાંધો ન હોઈ શકે ! ॥ ૧૬ ॥

મંત્રને શ્રુતિ અને સ્મૃતિની પણ સંમતિ છે એમ દર્શાવતાં કહે છેઃ–

**दर्शयति चाथो अपि स्मर्यते ॥ १७ ॥**

ચ=ઉપરાંત શ્રુતિ दर्शयति=પરબ્રહ્મ પ્રકાશમાત્ર છે એમ પ્રતિપાદન કરે છે. अथो= અને વળી स्मर्यतेऽपि=સ્મૃતિ પણ એમાં સંમત છે

કેવળ મંત્ર જ નહીં ઉપનિષત્‌ની શ્રુતિ પણ પરબ્રહ્મ પરમાત્મા પ્રકાશમાત્ર છે એમ કહે છે तत् शुभ्रं ज्योतिषा ज्योतिः–તે જ્યોતિઓની પણ શુભ્ર જ્યોતિ (મું૦ ૨–૨–૯) यदत परो दिवो ज्योतिः–જે આ દ્યુથી પર જ્યોતિ છે. (છાં૦ ૩–૧૪–૭) पर ज्योतिरूपसंपद्य–પરમ જ્યોતિઓની જ્યોતિ. (બૃ૦ ૪–૪–૧૬) વગેરે છે તે શ્રુતિઓ. ઉપરાંત ज्योतिषामपि तज्ज्योतिः तमसः परमुच्यते–જ્યોતિઓની પણ તે જ્યોતિ અંધકારથી પર છે (ગીતા૦ ૧૩–૧૭) આ છે સ્મૃતિ. ॥ ૧૭ ॥

બીજી રીતે પણ આ જ વાતને સાધતાં કહે છે –

**अत एव चोपमासूर्यकादिवत् ॥ १८ ॥**

ચ=અને अत एव=આથી જ–બ્રહ્મ પ્રકાશ સ્વરૂપ છે તેથી જ उपमा=તેની ઉપમા सूर्यकादिवत्=સૂર્ય અગ્નિ વગેરેની પેરે શ્રુતિ સ્મૃતિઓમાં સ્વીકારાઈ છે.

શ્રુતિઓ પરમાત્મા પરબ્રહ્મને સૂર્ય વગેરેની ઉપમા આપે છે आदित्य वर्ण तमस परस्तात्–અધકારથી પર આદિત્યવર્ણ (યજુ૦ ૩૧–૧૮) ज्योतिरिवाधूमक –ધૂમાડા વિનાની જ્યોતિ જેવા–(કઠ૦ ૪–૧૩) यथा प्रकाशयत्येक कृत्स्न लोक इम रवि । क्षेत्र क्षेत्री तथा कृत्स्न प्रकाशयति भारत–જેમ એક સૂર્ય આ સમસ્ત લોકને પ્રકાશિત કરે છે તેમ આખા ક્ષેત્રને ક્ષેત્રજ્ઞ પ્રકાશિત કરે છે (ગીતા૦ ૧૩–૩૩) વગેરે સાદૃશ્ય જો ન હોય તો ઉપમા ઘટે નહી અને આથી સૂર્ય વગેરેની સાથેની સરખામણી પણ પરબ્રહ્મ પરમાત્મા પ્રકાશ સ્વરૂપ છે એ જ વાતને સિદ્ધ કરે છે ॥૧૮॥

સૂર્યાદિ સાથે સરખામણી એક બીજી મુશ્કેલીને નોતરે છે સૂર્યાદિ તો પરિચ્છિન્ન છે આથી તેમની સરખામણીમા ઉભેલુ બ્રહ્મ પણ પરિચ્છિન્ન જ હોવુ જોઈએ એનુ–પરમાત્માનુ સર્વભૂતોના અતરમા રહેવાપણુ તો પ્રતિબિબ દ્વારા સમજાવી શકે ! આથી તે બ્રહ્મ પરિચ્છિન્ન કેમ ન માનવુ ? જવાબ વાળતા કહે છે –

## अम्बुवत् अग्रहणात् तु न तथात्वम् ॥ १९ ॥

તુ–પરતુ अम्बुवत्–જળમા સૂર્યના પ્રતિબિંબની પેરે अग्रहणात्=બ્રહ્મનુ પ્રતિબિબ ન પકડુ હોઇને સર્વભૂતાન્તરત્વની સિદ્ધિ ન થતી હોઇને न तथात्व=સૂર્યાદિની પેરે તેનુ પરિચ્છિન્નત્વ નથી

જળ વગેરેમા સૂર્યાદિનુ પ્રતિબિબ પ્રત્યક્ષપણે પકડાય છે બ્રહ્મનુ સૌ ભૂતોમા પ્રતિબિબ હોય તો પણ પકડાતુ નથી ઉપગત બ્રહ્મનુ સર્વભૂતોમા પ્રતિબિબ નથી સ્વરૂપે સર્વભૂતોમા બ્રહ્મ રહે છે અને આ સર્વભૂતાન્તરતા પરમાત્મા અપરિચ્છિન્ન હોય તો જ સમજી શકાય ! આથી સૂર્યાદિની સાથે ઉપમિત થતુ છતા તેમની પેરે એ પરિચ્છિન્ન નથી પણ અપરિચ્છિન્ન જ છે ॥૧૯॥

અપરિચ્છિન્ન હોઇને જો બ્રહ્મ સર્વભૂતાન્તર હોય તો તો પછી તે બ્રહ્મને સર્વભૂતોનો વૃદ્ધિ હ્રાસ પણ સ્પર્શે જ સૌમા રહેલુ બ્રહ્મ સૌના વૃદ્ધિ હ્રાસથી લેપાય જ છે અને વૃદ્ધિ હ્રાસ તો વિકારો છે નિર્વિકારી બ્રહ્મને વિકારનો સ્પર્શ સમજાવી જ ન શકાય ! આથી બ્રહ્મ અપરિચ્છિન્ન છે, એમ માનવુ સયુક્તિ નથી જવાબ વાળતા કહે છે કે –

## वृद्धिह्रासभाक्त्वमन्तर्भावात् उभयसामंजस्यादेवम् ॥२०॥

પૂર્વ સૂત્રમાના तथ અને न બ ને શબ્દોનુ અહીં અનુવર્તન જાણવુ अन्तर्भावात्= પ્રાણીમાત્રમા અદર વર્તમાન હોઇને वृद्धिह्रासभाक्त्व સૌ પ્રાણીઓની વૃદ્ધિ અને હ્રાસે પરમાત્માને વૃદ્ધિ અને હ્રાસ અડતો નથી કયા મારણે ? તો उभयसामजस्यादेवम्=તેન સગી એવા બન્નેનુ ઔચિત્ય હોઇને આમ યુક્ત છે

સંગ, ગુણદોષના સ્પર્શમાં કારણરૂપ છે. જે નિઃસંગ હોય તેને ; કે દોષો અડી શકતા નથી. નિઃસંગને સ્વરંગે રંગવાનું કોઈ કને ઔરિ નથી. આકાશ પણ સામાન્ય રીતે અપરિચ્છિન્ન છે, સર્વભૂતાન્તરવ છે. તો તે આકાશ પણ પદાર્થના ગુણદોષથી લેપાતું નથી પછી જેનું નિરપેક્ષ અપરિચ્છિન્નત્વ છે-જે પરિપૂર્ણપણે નિઃસંગ છે પરબ્રહ્મ પરમાત્માને જો સર્વભૂતોના ગુણદોષ ન સ્પર્શી શકતા હોય તેમાં નવાઈ શી? જેને વૃદ્ધિ હ્રાસ લાગુ પડતા હોય તેના ઉપર જ તેમ વિક્રિયા થાય! પરમાત્મા તેવા નથી. ॥ ૨૦ ॥

આ જ વાતને સિદ્ધ કરતાં બીજો હેતુ આપે છે કેઃ–

## દર્શનાચ ॥ ૨૧ ॥

ચ=આ ઉપરાંત દર્શનાત્=શ્રુતિનું વચન પણ પરબ્રહ્મ નિર્વિકારી જ છે એ બતાવે છે.

સર્વભૂતાન્તવર્તી હોવા છતાં તે તે ભૂતોના વૃદ્ધિ હ્રાસે પરમાત્મા વૃ. કે હ્રાસિત થતો નથી એમ સ્વયં શ્રુતિ કહે છે. **न लिप्यते लोकदुःखे** **वाह्यः**-અસ્પૃષ્ટ હોઈને લોક-દુઃખથી લેપાતો નથી (ક૦ ૫-૧૧) ઉપરાં **स न साधुना कर्मणा भूयान् नो एवासाधुनान् कनीयान्**–તે સારાં કર્મે વધી જતો નથી તે જ પ્રમાણે નરસાં કર્મે નાનો થઈ જતો નથી. (બૃ ૪-૪-૨૨ અને શ્રુતિ કરતાં મોટું કોઈ પ્રમાણ નથી. તેથી વૃદ્ધિ વગેરેની માફ સ્થાન નિમિત્તે પણ પરમાત્માને સ્વપ્ન વગેરે અવસ્થાનો સંબંધ નથી એ સિદ્ધ થાય છે. ॥ ૨૧ ॥

આમ સ્થાન નિમિત્તે પણ પરબ્રહ્મ પરમાત્માનો સ્વપ્ન વગેરે અવસ્થાઓ સાથે સંબંધ નથી એમ સિદ્ધ થયું. આ ઉપરથી કોઈ રખે એમ માની લેતું કે તો પછી પરબ્રહ્મ પરમાત્મા જેવો કોઈ પદાર્થ જ નથી! આવી કોઈની માન્યતા ન થઈ જાય તે માટે તે પરબ્રહ્મ પરમાત્માનો સદ્ભાવ સૂચવતાં કહે છે કેઃ–

## प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥२२॥

हि=આ શબ્દ અવધારણના અર્થમાં છે. તેનાથી બ્રહ્મની સત્તાનો પ્રતિષેધ દૂર થાય છે च=આ અવ્યય કારણના અર્થમાં છે. प्रकृतैतावत्त्वं=પ્રકરણમાં કહેલું જે ઈયત્તા પરિચ્છિન્ન મૂર્ત અને અમૂર્ત લક્ષણ રૂપ, બ્રહ્મનાં તે ઈયત્તા પરિચ્છિન્ન રૂપનો

પ્રતિષેધ=શ્રુતિ નિષેધ કરે છે. અર્થાત્ નેતિ નેતિ શબ્દોમાં તે ઈયત્તા પરિચ્છિન્ન સ્વરૂપનો નિષેધ છે કેમકે તતઃ=તે પ્રતિષેધ દર્શાવ્યા બાદ ભૂયઃ-વળી બ્રવીતિ=મૂર્ત અને અમૂર્ત રૂપથી ભિન્ન તરીકે બ્રહ્મનો ઉપદેશ શ્રુતિ કરે છે.

બૃહદારણ્ય ઉપનિષદ્‌માં મૂર્તામૂર્ત બ્રાહ્મણ આવે છે. તેમાં **દ્વે વાવ બ્રહ્મણઃ રૂપે મૂર્તં ચ અમૂર્તં ચ**=બે છે નક્કી બ્રહ્મનાં રૂપો મૂર્ત અને અમૂર્ત (બૃ૦ ૨-૩-૧) આ રીતે શરૂ કરી પછી-**અથાતઃ આદેશો નેતિ-નેતિ**= (બૃ૦ ૨-૩-૬) આવો ઉપદેશ જોવામાં આવે છે. અહીં શ્રુતિ બ્રહ્મની સત્તાનો પ્રતિષેધ કરે છે કે તેની પ્રકૃત મૂર્તામૂર્ત સ્વરૂપતાનો પ્રતિષેધ કરે છે? "સત્તાનો," એવો પૂર્વપક્ષ છે. "પ્રકૃત મૂર્તામૂર્ત સ્વરૂપાત્મકતાનો" -એવો છે સિદ્ધાન્ત! તો પછી શું પ્રાપ્ત થાય? સત્તાનો જ પ્રતિષેધ થાય છે એમ અક્કલ કહે છે. કેવી રીતે! તો આ કારણે પ્રતિષેધનો બીજો કોઈ વિષય જ નથી! આ પ્રતિષેધ કરીએ તો તેનો વિષય તો હોવો ઘટે ને! આ પ્રતિષેધ માટે વિષય તરીકે આ પ્રકરણમાં મૂર્તામૂર્ત સ્વરૂપ બ્રહ્મ અને બ્રહ્મ સિવાય બીજું કશું જોવામાં આવતું નથી. આ મૂર્ત અને અમૂર્ત લક્ષણ બ્રહ્મ અને પરબ્રહ્મ આ બે પૈકી મૂર્તામૂર્તનો અહીં પ્રતિષેધ સાથે સંબંધ ઘટતો નથી. કેમકે તેમના નિર્દેશનો વિચ્છેદ કરી બ્રહ્મના નિરુપણની અહીં **અથાતઃ આદેશઃ** (બૃ૦ ૨-૩-૬) શબ્દથી શરૂઆત થાય છે. આદેશ એટલે સત્ય બ્રહ્મનું નિરુપણ. તે શરુ થઈ ચૂક્યું છે. ત્યારે મૂર્તામૂર્ત લક્ષણ બ્રહ્મનું નિરુપણ વિચ્છિન્ન થાય જ છે. તો તે પ્રતિષેધનો વિષય તરીકે સંબંધ ન પામે. બાકી રહ્યું પરબ્રહ્મ. એટલે એ બ્રહ્મનો જ નિષેધ અહીં આવી જાય. બ્રહ્મ મન વાણી વગેરેથી પર છે અને આથી એ ન હોય એવું સંભવે! અને આથી એનો પ્રતિષેધ જ યોગ્ય છે. **નેતિ નેતિ**-આવો અભ્યાસ-દ્વિરુક્તિ દૃઢતરતા માટે છે. પ્રતિષેધને યોગ્ય એવા મૂર્તામૂર્તના પ્રતિષેધ માટે નથી. આથી આ શ્રુતિ બ્રહ્મની સત્તાનો જ નિષેધ કરે છે. બ્રહ્મની મૂર્તામૂર્ત સ્વરૂપતાનો નિષેધ કરતી નથી.

આવો પૂર્વપક્ષ થતાં સમાધાન દે છે કે અહીં બ્રહ્મની સત્તાનો નિષેધ નથી, પણ તેની દ્વિરૂપતા-મૂર્તામૂર્ત રૂપતાનો જ નિષેધ છે. જો બ્રહ્મની સત્તાનો જ નિષેધ હોત તો તો પછી આ બ્રાહ્મણ વિભાગનો આરંભ જ વ્યર્થ થાત! લેને ગઈ પૂત ઔર ખો આઇ કસમ જેવો ઘાટ થાત! બ્રહ્મને જાણવાની ઈચ્છાથી તો આ બ્રાહ્મણ વિભાગની શરૂઆત થાય છે! તે બ્રહ્મના વિજ્ઞાનના ઉપાય તરીકે મૂર્ત અને અમૂર્ત સ્વરૂપે પ્રસરેલાં

આ જગતનો બ્રહ્મરૂપે નિર્દેશ છે જો રૂપી બ્રહ્મનો જ નિષેધ હોય તો તો આ બ્રાહ્મણનો આરંભ જ નિરર્થક થાય. જેનું જ્ઞાન દેવા માટે આ આરંભ તેનો જ જો નિષેધ હોય તો પછી જ્ઞાન કોનું? બ્રહ્મ અને મૂર્તામૂર્ત સ્વરૂપ જગત બન્નેનો જો અહીં નિષેધ હોત તો તો શૂન્યવાદનો પ્રસંગ પ્રાપ્ત થાય! આથી બ્રહ્મ સત્તાનો નિષેધ અહીં હોઈ શકતો નથી

ઉપરાંત બ્રહ્મ સત્તાનો પ્રતિબંધ અહીં હોઈ શકતો નથી કેમકે બ્રહ્મ તે બ્રવામિ-તને હું બ્રહ્મનો ઉપદેશ દઉં. (બૃ૦ ૨-૧-૧) આ રીતે તો એની શરૂઆત થાય છે! જો બ્રહ્મનો જ પ્રતિબંધ હોત તો આવો આરંભ ન ઘટે! અને ઉપક્રમનો વિરોધ હોય તો પ્રતિષેધનો કોઈ અર્થ ન રહે વળી બ્રહ્મ સત્તાનો જે ઇન્કાર કરે તેની નિન્દા કરનારી શ્રુતિ પણ છે. **असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत्**-બ્રહ્મને અસત્ જાણનારો સ્વયં અસત્ થઈ જાય છે (તૈ૦ ૭-૬) અને જેના પ્રતિપાદન માટે આ સમસ્ત પ્રપંચ છે તેનો પ્રતિષેધ હોય તો પછી શાસ્ત્રાદિ વંચક જ ગણાય! ઉપરાંત પરબ્રહ્મ પરમાત્મા મન વાણી વગેરેથી પર છે એવુ કથન તેના અલૌકિકત્વને કથનારૂ છે, તેની અભાવાત્મકતા કથનારૂ નથી. જો એમ ન હોત તો **अस्तीत्येवोपलब्धव्य**-"છે" એ રીતે જ તેનો અનુભવ કરવો રહ્યો (કઠ૦ ૭-૧૩) આવો અવધારણનો વિરોધ થાય અર્થાત્ મૂર્તઅમૂર્ત લક્ષણ બ્રહ્મ જેટલુ બ્રહ્મ નથી પણ તેનાથી પણ અધિક અને ભિન્ન એવુ પરબ્રહ્મ છે એ બતાવવુ એ નેતિ વગેરે શ્રુતિઓનો આશય છે જગદ્રૂપે પ્રસરેલા બ્રહ્મનો પ્રતિબંધ મૂળ-વસ્તુગત્યા હોનાર બ્રહ્મનો નિર્દેશ કરવા માટે યુક્ત છે જગતથી પર એવુ પરમાત્માનુ એક નિર્ગુણ સ્વરૂપ છે એ વાકયશેષમાથી જણાય છે શ્રુતિ કહે છે-**न हि एतस्मादिति नेति, अन्यत् पर अस्ति अथ नामधेयं सत्यस्य सत्यमिति**-એનાથી ભિન્ન પર કશુ નથી આથી સત્યનુ પણ સત્ય એ નામ છે (બૃ૦ ૨ ૩-૬) અને પરમાત્મા પરબ્રહ્મ તો અત્યત અને પર છે તો આ અખુટ જગત તે પરમાત્માની કોઇ અલૌકિક દિવ્ય તર્કાતીત માયા શક્તિનો વિલાસ જ છે એવુ નમ્ર હૃદયને સમજાયા વિના ન રહે અને બ્રહ્મનુ **सत्यस्य सत्य** આવુ નામ પણ બ્રહ્મનો જ પ્રતિષેધ હોય તો ઉચિત નથી અને આથી કાર્યકારણ ભેદથી ભિન્ન-મૂર્ત અને અમૂર્ત લક્ષણ જગત્=કાર્ય બ્રહ્મથી ભિન્ન અને પર એવી બ્રહ્મ સત્તા છે નથી એમ કોઈ ન માને ॥ ૨૨ ॥

આવી સર્વથી પર એવી બ્રહ્મ સત્તા જો હોય તો પછી તે દેખાતી કેમ નથી? હોય તો તો પ્રત્યક્ષ થાય ને! ઉત્તર દેતા કહે છે-

## तदव्यक्तं आह हि ॥ २३ ॥

તદ=પરબ્રહ્મ પરમાત્મા અવ્યક્ત=કરણોથી તે ન પકડાય એવા છે. હિ=કેમકે આહ-શ્રુતિ એમ કહે છે:-

અભાવને લઈને પરબ્રહ્મનું દર્શન થતું નથી એમ નથી. પણ ઇન્દ્રિયાદિની તેમને પકડવાની યોગ્યતા નથી તેથી તે દેખાતા નથી. સૂક્ષ્મતમતાને લઈને ભગવાનનું ગ્રહણ થતું નથી, અભાવને લઈને નહીં. શ્રુતિ સ્વયં કહે છે કે:-नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा-વાણી કે મન કે ચક્ષુથી મેળવવો શક્ય નથી. (કઠ૦ ૬-૧૨) यद् तद् अद्रेश्यं अग्राह्यं-જે તે અદૃશ્ય અને અગ્રાહ્ય (મું૦ ૧-૧-૬) न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैः तपसा कर्मणा वा-જે આંખે કે વાણીએ કે બીજી ઇન્દ્રિયો દ્વારા કે તપથી કે કર્મથી પકડવું શક્ય નથી. (મું૦ ૩-૧-૮) अव्यक्तोऽक्षर इत्युक्तः-અવ્યક્ત અને અક્ષર એ રીતે જણાયેલ (गीता० ૪૮-૨૧) વગેરે શ્રુતિઓ પણ તેમાં સાક્ષી પૂરે છે. આથી પરમાત્મા નથી માટે નથી દેખાતો એવું નથી. પણ છે છતાં સૂક્ષ્મતમ હોઈને આપણી ઇન્દ્રિયો વગેરેની તેને ગ્રહણ કરવાની અયોગ્યતા હોઈને તે દેખાતો નથી. ॥૨૩॥

પણ આમ જો પરમાત્મા અગ્રાહ્ય-અવ્યક્ત હોય તો પછી य इतू तदः अमृतत्वमानशुः-જેઓએ તે જાણ્યું તેઓએ અમૃતત્વ ભોગવ્યું. (ઋ૦ ૨-૩-૧૮-૨૩) तमेव विदित्वाऽमृत्युमेति-તેને જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે. (યજુ૦ ૩૧-૧૮) ब्रह्म विदाप्नोति परं-બ્રહ્મનો જાણકાર પરને પામે છે. (તૈ૦ ૨-૧) વગેરે શ્રુતિવાક્યો કુપિત થાય! જવાબ કરૂણામય સૂત્રકાર કહે છે!-

## अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥ २४ ॥

અપિ=તે પરમાત્મા અવ્યક્ત હોવા છતાં પણ સંરાધને=સંરાધન થતો દેખાય છે. રાધન=સાધન, તેમાં સં=સમ્યક્તા એટલે દીર્ઘકાળ-નિરન્તર-સત્કાર પૂર્વકના આમ ઠીક ઠીક શ્રવણ મનન સાધનો થતાં તે પરમાત્મા તેની કરુણાએ જણાય છે. અર્થાત જ સમાધિમાં તેનાં તેની દયાથી દર્શન થાય છે જ. કેમ જાણ્યું? તો-प्रत्यक्षानुमानाभ्याम्-શ્રુતિ સ્મૃતિ એમ કહે છે.

સાચું-પરમાત્મા આમ સામાન્ય રીતે અગ્રાહ્ય છે. પણ તેની પ્રસન્નતાથી જ્યારે તેના દર્શનના સાધનોમાં માનવ ચીટકી રહે છે ત્યારે

તેની કૃપાથી મળતી સમાધિ અવસ્થામાં તેનાં દર્શન થાય છે. પરમાત્માની અનુકંપા માટે કશું જ અશક્ય નથી. શ્રુતિઓ સ્વયં આ વાત કહે છે. **यमेव एष वृणुते तेन लभ्यः तस्य एष आत्मा विवृणुते तनूं स्वाम्**–જેને એ જ પસંદ કરે છે તેના વડે તે લભ્ય છે. તેની સમક્ષ આ આત્મા પોતાના સ્વરૂપનું વિવરણ કરે છે. (કઠ૦ ૨–૨૩) **ज्ञानप्रसादेन विशुद्ध सत्वः ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः**–જ્ઞાનપ્રસાદે=પરમ વૈરાગ્યે જેનું સત્વ વિશુદ્ધ થયું છે તે તેનું ધ્યાન કરે તો તે નિષ્કળને જુએ છે. (મું૦ ૩–૧–૮) **यदात्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोपमेनेह युक्तः प्रपश्यते** જેને યોગમય, દીવાની ઉપમા ઘટે છે તેવાં આત્મતત્ત્વથી બ્રહ્મતત્ત્વને જુએ છે. (શ્વે૦ ૨–૧૫) **सूक्ष्मतां चान्ववेक्षते योगेन परमात्मनः**– પરમાત્માની સૂક્ષ્મતાનું યોગ દ્વારા અવલોકન કરે (મનુ૦ ૬–૬૫) **योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम्**–તે સનાતન ભગવાનને યોગીઓ જુએ છે. (મહાભા૦ ૧૨–૪૭–૫૪) અને આમ સમાધિમાં પરમાત્માના સાક્ષાત દર્શન થતાં હોઇને શ્રુતિઓના વાક્યોનો કોપ પ્રસંગ પ્રાપ્ત થતો નથી ॥૨૪॥

મુમુક્ષુને બ્રહ્મદર્શન કેવળ સંરાધનથી જ થાય છે કે તે માટે બીજા કાંઈની પણ અપેક્ષા છે? કહે છે –

**प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्च कर्मण्यभ्यासात् ॥ २५ ॥**

च=અને તે ઉપરાત प्रकाशादिवत्=સૂત્રમાંનો આદિ શબ્દ જલનું ગ્રહણ કરે છે. અર્થાત્ જેમ પ્રકાશનો પ્રકાશ સાથે અને પાણીનો પાણી સાથે તેમ પરબ્રહ્મ સાથે સાધક મુમુક્ષુનો अवैशेष्य=અભેદભાવ અપેક્ષિત છે च=અને प्रकाश=પ્રકાશ વગેરેના જેવો અભેદાનુભવ कर्मणि=સંરાધનરૂપ કર્મમાં अभ्यासात्=પુન પુન. અનુષ્ઠાનથી થાય છે.

પ્રકાશ સાથે પ્રકાશ મળે તો જેમ એકરૂપ થઈ જાય-જળમાં જળ મળતાં જેમ તે એકરૂપ થઈ જાય તેમ બ્રહ્મમાં જીવ મળે અને તે જીવ બ્રહ્મ સાથે અભેદભાવ અનુભવે તેની અપેક્ષા રહે છે. અને આવો અભેદાનુભવ સંરાધનના તીવ્રાભ્યાસથી થાય છે. અર્થાત્ દીર્ઘકાલ, નિરન્તર-સત્કારપૂર્વકના અભ્યાસ અને પરમ વૈરાગ્યના યોગે નિર્વિકલ્પ એટલે કે અસંપ્રજ્ઞાત સમાધિમાં આવો અભેદાનુભવ છેવટને માટે થાય છે. તો ત્યાં સુધી સાધનાભ્યાસની જરૂર છે **समाधिसुषुप्तिमोक्षेषु ब्रह्मरूपता** (સાં૦ ૫–૧૧૬) આવી છે સ્મૃતિ અને આથી સંરાધનનો અભ્યાસ અને તજ્જન્ય અનુભવ બન્ને જરૂરી છે બ્રહ્મ સાથે અભેદાનુભવ જ તો ભેદસંસ્કારનો બાધક થાય અર્થાત્ સમાધિઅવસ્થા પણ સાક્ષાત્કારમાં પર્યવસાન પામવી જ જોઇએ ॥ ૨૫ ॥

અને આમ સાક્ષાત્કાર સુધી ટકેલી સમાધિથી જ્યારે અભેદાનુભૂતિ થાય ત્યારે કયા રૂપે બ્રહ્મનું દર્શન થતું હશે વારુ ? તો કહે છેઃ-

## अतोऽनन्तेन तथाहि लिंगम् ॥ २६ ॥

अत=સરાધન અભેદમાં પરિણમતાં अनन्तेन=અપરિચ્છિન્ન સ્વરૂપે બ્રહ્મનું દર્શન થાય છે. तथाहि=દાખલા તરીકે लिंगम्=મંત્રલિંગ છે-સૂચન છે.

અનન્ત એટલે કે કોઈપણ જાતના પરિચ્છેદ વિનાનું-અપરિચ્છિન્ન રૂપે પરમાત્માનું સમાધિના પ્રકર્ષમાં દર્શન થાય છે. અને એ જ યથાર્થ દર્શન છે. બ્રહ્મદર્શન અને પરિચ્છિન્ન તો વદતોવ્યાઘાત છે. મંત્ર કહે છેઃ- तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः। दिवीव चक्षुराततम्-વિષ્ણુના તે પરમપદને આકાશમાં ફેલાયલા સૂર્યની પેરે, સૂરીઓ-વિદ્વાનો સદા જુવે છે. (ऋ० ૧-૨-૭-૨૦) सूर्यो यथा सर्वलोकस्य चक्षुः (કઠ૦ ૫-૧૧) આથી નિર્વિકલ્પ સમાધિમાં જેનું અનન્તરૂપે દર્શન થાય છે એવો પરમાત્મા છે અને તે મૂર્ત અમૂર્તરૂપથી પર છે એ સિદ્ધ છે. ॥ ૨૬ ॥

અને જે બ્રહ્મનું આમ અનન્તરૂપે દર્શન થાય છે તે બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે કે જ્ઞાનાશ્રય છે? જો એ જ્ઞાનસ્વરૂપ હોય તો यो विश्वाऽभिपश्यति-જે વિશ્વને જુવે છે (ऋ० ૩-૪-૧૦-૯) यः सर्वज्ञः सर्ववित्-જે સર્વજ્ઞ અને સર્વવિત્ છે. (મું૦ ૧-૧-૯) स विश्वकृत् विश્વवित्-તે વિશ્વકૃત્-અને વિશ્વવિદ્ છે. (શ્વે૦ ૬-૧૬) सहि सर्ववित्-તે સર્વવિત્ છે. (સાં૦ ૩-૫૬) વગેરે વાક્યો તર્કયુક્ત ન થાય. ઉપરાંત જો એ પરબ્રહ્મ પરમાત્મા જ્ઞાનાશ્રય હોય તો પછી प्रज्ञानं ब्रह्म-પ્રજ્ઞાન છે બ્રહ્મ (ઐ૦ ૩-૧) सत्यं ज्ञानं अनन्तं ब्रह्म-સત્ય જ્ઞાન અનંત બ્રહ્મ. (બૃ૦ ૩-૯-૨૮) વગેરે વાક્યો કદર્થિત થાય! અને બન્ને રીતે વ્યપદેશ જ્યારે અશક્ય હોય ત્યારે કોઈ એક પ્રકારનું બ્રહ્મ નક્કી કરવું અશક્ય! અને જેનું સ્વરૂપ જ નક્કી ન થાય તેનો સ્વીકાર તો ગમાર કરે! અને આથી બ્રહ્મ ન હોવું ઘટે, એ જ યોગ્ય લાગે છે. આ દલીલનો જવાબ વાળતાં કહે છેઃ-

## उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् ॥ २७ ॥

બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે એ નિર્વિવાદ હોવાથી तु=શબ્દ આશંકાનો નિરાસ કરે છે. उभयव्यपदेशात्=બન્ને પ્રકારે નિર્દેશ હોવાથી अहिकुण्डलवत्=કુંડળાકાર નાગના જેવું બ્રહ્મ છે એમ જાણવું રહે છે.

જેમ કુંડલ સ્વરૂપે દેખાતો નાગ કુંડલ અને કુંડળવાળો એમ બન્ને રૂપે કહેવાય છે તેમ જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનાશ્રય એમ બંને રીતે કહેવાય છે. અને બન્નેય નિર્દેશ સાપેક્ષ હોઈને એકી વખતે બ્રહ્મમાં તે નથી ભજતો એમ નથી. અર્થાત્ જ્ઞાન સ્વરૂપ અને જ્ઞાનાશ્રય–ઉભય નિર્દેશે બ્રહ્મ શોભે છે. બન્ને નિર્દેશો એનામાં એકી વખતે ઘટે છે. આથી કોઇ ચિન્તા નથી. ॥ ૨૭ ॥

ઇતર દૃષ્ટાન્તે આ વાતને વધારે સ્પષ્ટ કરતાં કહે છેઃ–

## प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ॥ २८ ॥

વા=અથવા પ્રકાશાશ્રયવત્=પ્રકાશના આશ્રયરૂપ તેજની પેરે જ્ઞાનનો આશ્રય છે. બ્રહ્મ કેમકે તેજસ્ત્વાત્=તેજોમયતાની સમાનતા હોવાથી.

તેજોરૂપ છે બ્રહ્મ. શ્રુતિ કહે છે કે तेजोऽसि शुक्रममृतम् તેજ શુક્ર–અમૃત–તું છે. (યજુ૦ ૨૨–૧) येन सूर्यस्तपति तेजसेद्धः–જેનાં તેજે સળગેલો સૂર્ય તપે છે. (તૈ૦ બ્રા૦ ૩–૧૨–૯) અને તેજ તે અગ્નિ વિદ્યુત વગેરે. આ તેજ જેમ પ્રકાશ સ્વરૂપ હોવા છતાં પ્રકાશ્ય વસ્તુના સંસર્ગને લઇને પ્રકાશાશ્રય કહેવાય છે તેમ જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ જ્ઞેયના સંબંધે જ્ઞાનાશ્રય કહેવાય છે. તેનાથી ભિન્ન સમસ્ત જગત જ્ઞેય છે. અને આથી જગતના સંબંધે તે "સર્વજ્ઞ" છે. એવો શ્રુતિ નિર્દેશ યોગ્ય છે. બાકી બ્રહ્મ છે જ્ઞાનસ્વરૂપ. ॥ ૨૮ ॥

પરબ્રહ્મ પરમાત્મા જ્ઞાન સ્વરૂપ અને જ્ઞાનાશ્રય છે એ વાતને ચેતનના સાધર્મ્ય દ્વારા સ્પષ્ટ કરતાં કહે છેઃ–

## पूर्ववद्वा ॥ २९ ॥

વા=અથવા પૂર્વવત્=પૂર્વ એટલે અહીં જીવાત્મા–તે જીવાત્માની પેરે બ્રહ્મ છે એમ જાણવું.

આ સૂત્રમાં "પૂર્વ" શબ્દ દ્વારા જીવનો ઉલ્લેખ જાણવો. પરમાત્મા–પુરુષ–અને પ્રકૃતિ એ ત્રણમાં પુરુષ મધ્યમ હોવાથી તે જેમ પ્રકૃતિથી પર છે તેમ બ્રહ્મથી પૂર્વ છે. આ મધ્યમતા વેદ પણ કહે છે. तस्य भ्राता मध्यमो अस्ति अश्नः–તેનો મધ્યમ ભ્રાતા ભોક્તા છે. (ઋ૦ ૨–૩–૧૪–૧) આ જીવાત્મા મૂળમાં જ્ઞાનસ્વરૂપ હોવા છતાં જેમ બુદ્ધિ વગેરેના સંબંધ

જ્ઞાનશ્રય થાય છે તેમ સકળ જગતના સંબંધે જ્ઞાન સ્વરૂપ છતાં તે બ્રહ્મ જ્ઞાનાશ્રય પણ હોઈ શકે છે-જીવાત્મા અંગે શ્રુતિ છે કે-**एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः**-એ છે દ્રષ્ટા-સ્પૃષ્ટા-શ્રોતા-ઘ્રાતા-રસયિતા-મન્તા-બોદ્ધા-કર્તા-વિજ્ઞાનાત્મા પુરૂષ. (પ્ર૦ ૪-૯) પરમાત્મા અંગે શ્રુતિ કહે છે કે **यो विश्वाऽभिविपश्यति** (ઋ૦ ૩-૪-૧૦-૧) અને આથી બ્રહ્મને લગતો "જ્ઞાન" એવો નિર્દેશ સ્વરૂપ દૃષ્ટિએ અને જ્ઞાનાશ્રય એવો નિર્દેશ પરદૃષ્ટિએ છે એમ જાણવું જોઈએ. ॥ ૨૯ ॥

આજ વાતને દૃઢ કરતાં બીજો હેતુ દે છે કેઃ-

## प्रतिषेधाच्च ॥ ३० ॥

ચ=ઉપરાંત પ્રતિષેધાત્=ગુણ અને ગુણીભાવનો પ્રતિષેધ હોવાથી પણ બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ જ છે-મૂળમાં.

શ્રુતિ બ્રહ્મમાં ગુણ અને ગુણીભાવનો નિષેધ કરે છે.-**साक्षी चेता केवलो निर्गुणश्च**-સાક્ષી ચેતન-કેવળ અને નિર્ગુણ છે. (શ્વે૦ ૬-૧૧) અને આ પ્રતિષેધની સમક્ષ બ્રહ્મ જ્ઞાનાશ્રય હોય એમ સ્વીકારવું યોગ્ય નથી. **यो विश्वामिविपश्यति**-(ઋ૦ ૩-૪-૧૦-૧) વગેરે નિર્દેશ પરોક્ષ હોઈને ગૌણ છે-મુખ્ય નથી. મુખ્ય નિર્દેશ તો **प्रज्ञानं ब्रह्म** (ઐ૦ ૩-૧) **सत्यंज्ञानमनन्तं ब्रह्म** (તૈ૦ ૨-૧) વગેરે છે. કેમકે આ વાક્ય નિરપેક્ષ છે. આગળનાં શ્રુતિ વાક્યોને તો વિશ્વની અપેક્ષા છે. આ ઠેકાણે તો એવી કોઈ અપેક્ષા નથી. અને આથી બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાનાશ્રય નથી એ સિદ્ધ થાય છે.

અને આ ઉપરથી બ્રહ્મ આનન્દરૂપ છે એ પણ નક્કી થાય છે. બ્રહ્મ આનન્દ ગુણાશ્રય નથી એમ પણ નક્કી થાય છે. **आनन्दं ब्रह्मणो विद्वान्**-(તૈ૦ ૨-૯) વગેરે નિર્દેશ તો **आत्मनश्चेतनं**ની માફક વૈકલ્પિક છે, પારમાર્થિક નથી. જો એને પારમાર્થિક માનીએ તો **स्वर्यस्य च केवलम्**-જે કેવળ સુખસ્વરૂપ છે. (અથ૦ ૧૦-૪-૮-૧) **आनन्दरूपममृतं यद्विभाति**-આનન્દરૂપ અમૃત જે ચમકે છે. (મું૦ ૨-૨-૭) **कोह्येवान्यात् कः प्राण्यात् यद् एषः आकाशः आनन्दो न स्यात्?** કોણ શ્વાસોચ્છ્વાસ લેત, કોણ પ્રાણન કરત, જો આ આકાશ આનન્દરૂપ ન હોત તો? (તૈ૦ ૨-૭) **आनन्दो ब्रह्मेति व्यजानात्**-આનન્દને એ બ્રહ્મ છે એ જાણ્યું. (તૈ૦ ૩-૬) **विज्ञानं**

आनन्दं ब्रह्म-विज्ञान આનન્દ છે બ્રહ્મ (બૃ० ૩-૯-૨૮) વગેરે શ્રુતિઓને વિરોધ આવે આથી સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા છે અને તે આ કાર્ય કારણથી ભિન્ન-મૂર્ત અમૂર્ત રૂપથી પર છે એમ સિદ્ધ થાય છે અને તેની જ કોઈ અલૌકિક શક્તિનો આ બધો વિસ્તાર છે અને તે જ જગદ્રૂપે અને જીવરૂપે પણ કોઈક અદ્ભુત અગમ્ય રીતે ભાસે છે એ સિદ્ધ છે ॥૩૦॥

પરમાત્મા છે સૌથી પર છે સચ્ચિદાનન્દ છે એટલુ નિશ્ચિત થયુ હવે સૌથી પર એવા પરમાત્માથી પર એવુ કોઈ તત્વ નથી–"**सा काष्ठा सा परागति.**" તે કાષ્ઠા છે તે પરાગતિ છે, એમ સિદ્ધ કરવા પૂર્વપક્ષનો ઉપન્યાસ કરતા કહે છે કે –

## परमतः सेतून्मानसंबंधभेदव्यपदेशेभ्यः ॥ ३१ ॥

અતઃ=આ પરબ્રહ્મથી પર=પર કાંઈક હોવુ ઘટે છે કેમકે સેતૂન્માનસંબંધ ભેદવ્યપદેશેભ્ય -દ્વદ્વ સમાસને અંતે આવેલો વ્યપદેશ શબ્દ સમાસના પ્રત્યેક શબ્દ સાથે લેવો રહે છે અર્થાત્ સેતુ વ્યપદેશ-ઉન્માનવ્યપદેશ-સબંધ વ્યપદેશ-અને ભેદવ્યપદેશ છે

સૌથી-પર પરમાત્માથી પણ પર એવુ બીજુ કોઈ તત્વ છે કે નહીં, આ છે અહીં સશય પરમાત્માથી પર કોઈ તત્વ હોવુ જોઇએ એવો પૂર્વપક્ષ છે એનાથી પર કોઈ હોઈ શકતુ નથી એ છે સિદ્ધાન્ત. પૂર્વપક્ષ કહે છે કે પ્રભુથી પર એવુ તત્વ હોવુ જોઈએ કેમકે તે હોવુ જોઇએ તે માટે અનેક કારણો છે સૌથી પહેલુ તો એ કે સેતુ તરીકે બ્રહ્મનો નિર્દેશ શ્રુતિ સ્પષ્ટ કરે છે **अथ य आत्मा स सेतु विधृति** જે આત્મા તે સેતુ વિધરણ છે (છાં० ૮-૪-૨) અહીં આત્મા એ પરબ્રહ્મ અને લોકમા સેતુ હોય તે પારવાળો જ હોય એવુ જોવામા આવે છે અને જેવુ જોવામા આવે તેવુ જ માનવુ રહે છે આથી બ્રહ્મ પણ પારવાન હોવુ જોઈએ એટલે કે તેની પેલે પાર પણ કઈક હોવુ જ જોઇએ

ઉપગત શ્રુતિમા ઉન્માનનો પણ નિર્દેશ છે. જેમ જગતમા વસ્તુઓના માપ જોવામા આવે છે તેમ શ્રુતિ બ્રહ્મના પણ માપ બતાવે છે **पादोऽस्य विश्वाभुवनानि त्रिपादस्यामृत दिवि**-સમસ્ત પ્રાણીઓ એનો એક પગ છે એના અમૃત ત્રણ પાદો સ્વર્ગમા છે-સ્વરૂપમા છે (ऋ० ૮-૪-૧૮-૩) ઉપગત **ब्रह्मणश्च ते पाद ब्रवाणि**-બ્રહ્મનો તને પાદ કહુ (છાં० ૪-૫-૨) જે મપાય તે પરિમિત હોય છે અને તેનાથી પર બીજી વસ્તુ હોય છે

પાવલીથી મપાતા રુપીયાની પેલે પાર ઘણી ચીજો હોય છે. તેમ બ્રહ્મનાં પણ અહીં પાદરૂપી માપો બતાવ્યાં છે તો બ્રહ્મથી પણ પેલે પાર બીજું કોઇ તત્ત્વ હોવું જ જોઈએ.

સંબંધ નિર્દેશ પણ બ્રહ્મથી પર વસ્ત્વન્તરનો સાધક છે. શ્રુતિ, જીવ અને બ્રહ્મની વચ્ચે પ્રાપ્તવ્ય અને પ્રાપ્તાનો સંબંધ સ્પષ્ટ બતાવે છે. બ્રહ્મ છે પ્રાપ્તવ્ય, જીવ છે પ્રાપ્ત કરનાર; મુસાફર એક નગરને પ્રાપ્ત કરે તો તે નગરથી પેલે પાર બીજુ નગર નહીં હોય એમ ન કહેવાય. શ્રુતિ કહે છે **परंज्योतिः उपसंपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते** પરમ જ્યોતિને પામીને સ્વરૂપે આવિર્ભૂત થાય છે. ( છાં૦ ૮-૧૨-૩ )

ઉપરાંત ભેદનિર્દેશ પણ આજ વાતને સિદ્ધ કરે છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં મુમુક્ષુને જે સ્થાન મળે છે તે સ્થાન બ્રહ્મથી ભિન્ન છે એવો સાક્ષાત્ શ્રુતિનો ઉલ્લેખ છે. **तद् विद्वासो विपन्यवः जागृवांसः समिन्धते–विष्णोः यत् परमं पदम्**–જાગૃત વિદ્વાન વિપ્રો તેને સમિદ્ધ કરે છે–વિષ્ણુનું જે પરમ પદ છે–( ઋ૦ ૧-૨-૭-૩૧ ) **स तु तत् पदमाप्नोति यस्माद् भूयो न जायते**–તે પદને તે પામે છે જ્યાં ગએલા પાછા જન્મતા નથી. (ક૦ ૩-૮) **सोऽध्वनः परमाप्नोति यद् विष्णोः परमं पदम्**–તે પંથને પાર પામે છે જે વિષ્ણુનું પરમ પદ છે (ક૦ ૩-૯) છઠ્ઠી વિભક્તિ ભેદ પ્રતિપાદિત કરનારી છે. ઉપરાંત **परात् परं पुरुषमुपैति दिव्यम्**–પરથી પણ પર દિવ્ય પુરુષને પામે છે. (મું૦ ૨-૨-૮) આમ જગતના કારણ કરતાં દિવ્ય પરમ પુરુષનો ઉલ્લેખ જોવામાં આવે છે. અને શ્રુતિનો બોલ હોઈને એ નિઃશંક છે. આથી આ બધાંથી પર જેમ પરમાત્મા છે તેમ તેનાથી પણ પર કોઈ બીજું તત્વ હોવું જ ઘટે! આ છે પૂર્વપક્ષ ॥ ૩૧ ॥

આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્ત સૂત્રનું અવતરણ કરતાં આચાર્યદેવ ભણે છે કેઃ–

## सामान्यात् तु ॥ ३२ ॥

તુ=પરંતુ. આ શબ્દ પૂર્વપક્ષનો વ્યાવર્તક જાણવો. સામાન્યાત્=વિધારકપણાંની સમાનતા હોઈને બ્રહ્મને સેતુ વગેરે રૂપે વર્ણવ્યું છે. બ્રહ્મથી પર કોઈ તત્ત્વ છે એ બતાવવા નહીં.

બ્રહ્મનો સેતુ તરીકેનો નિર્દેશ લૌકિક સેતુ જેવો જાણવો ન ઘટે. જો એ રીતે સમજીએ તો લાકડાં–છો–સિમેન્ટ વગેરે રૂપની પણ બ્રહ્મને

પ્રાપ્તિ થાય જ! સેતુ તરીકેનો વ્યપદેશ જુદા જ અભિપ્રાયથી છે તેનો અભિપ્રાય છે વિધારણત્વના પ્રદર્શન પૂરતો. સેતુ અને બ્રહ્મમાં એક સમાન ધર્મ છે, અને તે વિધારણનો. જેમ લૌકિક સેતુ પાણીના પ્રવાહને તેમ આ બ્રહ્મરૂપી અલૌકિક સેતુ જગત અને તેની સમસ્ત મર્યાદાઓનો વિધારક છે બ્રહ્મનુ આ વિધારકપણુ શ્રુતિ પ્રસિદ્ધ છે अथ य आत्मा स सेतु विधृति एषा लोकाना असम्भेदाय–હવે જે આત્મા છે તે સેતુ છે વિધૃતિ છે આ લોકોની સેળભેળ ન થાય તે માટે (છા૦ ૮-૪-૧) एष सर्वेश्वरः एषः भूताधिपति एष भूतपाल एष सेतु विधरण एषा लोकाना असम्भेदाय–એ છે ભૂતાધિપતિ, એ છે ભૂતરક્ષક, એ છે વિધરણ સેતુ જેને લીધે આ લોકોની સેળભેળ થતી નથી (બૃ ૪-૪-૨૨) અને આથી બ્રહ્મ જેવો સેતુ છે-સેતુ જ છે એમ નથી આવો આ વાક્યોનો અભિપ્રાય છે આવી બ્રહ્મથી પર કોઈ તત્ત્વ નથી ॥૩૨॥

હવે બીજા "ઉન્માન"-રૂપી હેતુનો નિરાસ કરતા કહે છે –

## बुद्ध्यर्थः पादवत् ॥ ३३ ॥

बुद्ध्यर्थ –બ્રહ્મનો ઉન્માન નિર્દેશ બ્રહ્મમાં બુદ્ધિના પ્રવેશ માટે છે पादवत्=લોકમા પ્રસિદ્ધ પાદ વગેરે વ્યપદેશની માફક આ વ્યપદેશ જાણવો રહે છે

જેમ લોકવ્યવહારની સરળતા માટે રૂપિયાની ચાર પાવલીઓ વગેરે રૂપે નિર્દેશ માનવામા આવે છે તેમ ભૂલોક વગેરે બ્રહ્મનો પાદ તરીકે નિર્દેશ પણ જગતના જન્માદિના કારણરૂપ પરમ સૂક્ષ્મ પરમાત્મામા બુદ્ધિનો પ્રવેશ માટે છે પણ એવો નિર્દેશ પરમાત્માથી પર કોઈ તત્ત્વના નિર્દેશ માટે નથી સ્થૂલમાથી સૂક્ષ્મમા સચરવા માટે આ યુક્તિ સુજનજૂની જ છે આથી પાદરૂપે વર્ણન બ્રહ્મથી પર તત્ત્વને સાધતુ નથી

અનન્તને સમજવા માટે પણ તેનો સાન્ત તરીકે ઉલ્લેખ–ઉન્માનથી પ્રાપક તરીકે ઉલ્લેખ યોગ્ય નથી! તો આનો જવાબ દેતા કહે છે –

## स्थानविशेषात् प्रकाशादिवत् ३४

स्थानविशेषात्–સ્થાન વિશેષના સબધે બ્રહ્મમા પણ ભેદ તરીકે વ્યપદેશ प्रकाशादिवत्=પ્રકાશ આકાશ વગેરેની માફક થઈ શકે

પ્રકાશ અને આકાશના કોઈ માપ નથી પણ સ્થાનના સબધે જાણે તેમને માપ વળગતા હોય એમ ભાષા પ્રયોગ જોવામા આવે છે "બારી

પ્રકાશ" "ઘટાકાશ" વગેરે એ પ્રયોગો છે. તે જ પ્રમાણે તે તે સ્થાન વિષે પણ અમેય પ્રભુનાં મેય તરીકે વર્ણન ઘટે છે. બ્રહ્મના ચાર પાદો એ રીતે સમજી શકાય છે. પણ તેથી–બ્રહ્મ મેય કે મિત બની જતું નથી. એ તો અમેય–અમિત–અનન્ત જ છે. ॥ ૩૪ ॥

સંબંધ અને ભેદનો નિર્દેશ પણ પરબ્રહ્મથી પર તત્ત્વાન્તરનો સાધક નથી એ બતાવતાં કહે છે કેઃ–

## उपपत्तेश्च ॥ ३५ ॥

च=આ ઉપરાંત उपपत्तेः=જીવ અને બ્રહ્મનો અનુક્રમે પ્રાપક અને પ્રાપ્યરૂપી સંબંધ અને ભેદનો નિર્દેશ પણ ઘટી શકે છે. આથી બ્રહ્મથી પર કોઇ તત્ત્વાન્તર નથી.

પ્રાપ્ય બ્રહ્મ છે. પ્રાપ્ત કરનાર છે જીવાત્મા. તેમની વચ્ચે પ્રાપ્ય પ્રાપકભાવનો સંબંધ ઘટે છે. અને ઘટતું કહેનારી શ્રુતિ નિર્દોષ જ છે. ઉપરાંત પ્રાપ્ત કરનાર જે પ્રાપ્ત કરે તેનાથી પર બીજું કાંઇ હોવું જ જોઈએ એવો કોઇ કાયદો નથી! અને દૃષ્ટાન્ત પરિચ્છિન્ન વિષયને લગતું આપ્યું છે. અને બ્રહ્મ તો અપરિચ્છિન્ન છે, અને અપરિચ્છિન્નથી પર કાંઈ હોય એવું લાખ વર્ષે પણ સિદ્ધ નહીં થઈ શકે! ઉપરાંત ભેદ નિર્દેશ પણ અસાધક જ છે. તે, પરબ્રહ્મ પરમાત્માથી પર કોઈ તત્ત્વનો સાધક નથી. જો પરબ્રહ્મ પરમાત્માથી પર કોઈ તત્ત્વ હોય તો પૂછવું ઘટે કે તે તત્ત્વ પરમાત્માના સમાન ઐશ્વર્યવાળું છે કે તેનાથી ઓછાં ઐશ્વર્યવાળું છે? જો ન્યૂન ઐશ્વર્યવાળું હોય તો તે બ્રહ્મથી 'પર હોઈ ન શકે. સમાન ઐશ્વર્યવાળું હોય તો એ વચ્ચે તુલ્યતા હોઇને પરાપર ભાવ જ ન થઈ શકે! અને તેનાથી–પરમાત્માથી વધારે ઐશ્વર્યવાળું હોય તો શક્ય નથી કેમકે તે જ તત્ત્વ પરમાત્મા છે કે જે નિરતિશય ઐશ્વર્યશાલી હોય! ઉપરાંત षष्ठ શબ્દ સ્વરૂપનો વાચક છે, અને વસ્તુ તેના સ્વરૂપથી ભિન્ન હોતી નથી. અને ષષ્ઠીનો સંબંધ તો સમજાવી શકાય છે. आत्मनश्चैतन्यं એનો દાખલો છે. ઉપરાંત परात् परं पुरुषं उपैति दिव्यम्–(મું૦ આ શ્રુતિ સૂક્ષ્મ–પર–એવી પ્રકૃતિથી પર–સૂક્ષ્મતમ દિવ્ય પરમ પુરુષ પરમાત્માનો જ ઉલ્લેખ કરે છે. તેનાથી કોઈ ભિન્ન પુરુષનો નહીં, આથી પરબ્રહ્મ પરમાત્માથી પર કોઈ તત્ત્વાન્તર નથી એ સિદ્ધ જ છે. એ અવિચળ સિદ્ધાન્ત છે. ॥ ૩૫ ॥

આ જ વાતને બીજા હેતુ દ્વારા પુષ્ટ કરતા કહે છે કેઃ–

## तथाऽन्यप्रतिषेधात् २६

तथा=તે જ મુજબ अन्यप्रतिषेधात्=બ્રહ્મથી અન્ય ભિન્ન-બીજાનો શ્રુતિ પ્રતિષેધ કરતી હોઈને પણ બ્રહ્મથી પર બીજું કશું નથી.

શ્રુતિઓ સર્વ બ્રહ્મથી બીજા કોઈ પણ પરતત્ત્વનો નિષેધ કરે છે અને શ્રુતિ નિષિદ્ધનું કોઈ પ્રતિપાદન ન કરી શકે શ્રુતિઓ છે કે-तस्माद् ह अन्यन् न पर किञ्चनास-તેનાથી ભિન્ન પર કશુ ન હતુ (ऋ० ૮-૭-૧૭-૨) पुरुषान्नपर किंचित्-પુરુષથી પર કશુ નથી (कठ. ૩-૧૧) यस्मात् पर नापरमस्ति किंचित्-જેનાથી પર કે અપર કશુ નથી (श्वे० ૩-૯) न तस्य कश्चित् पतिरस्ति लोके-તેનો લોકમા કોઈ પતિ નથી (श्वे० ૬-૯) આથી સૌથી પર પરમાત્મા જ છે તેની પર કોઈ નથી એ નક્કી છે ॥ ૨૬ ॥

અતિદેશ કરતા કહે છે કે-

## अनेन सर्वगतत्वं आयामादिशब्देभ्यः ॥ ३७ ॥

अनन-આનાથી બ્રહ્મથી પર બીજા કોઈના પણ નિષેધથી सर्वगतत्व=સર્વત્ર-અન્તર્યામિ નિરન્તર પૂર્ણત્વ સિદ્ધ કરતુ જાણવુ કેમકે आयामादिशब्देभ्य=આયામ એટલે દીર્ઘતા એ શબ્દથી અહીં વ્યાપકત્વ જાણવુ વિભુત્વ-વ્યાપ્તિ વગેરે॥ વ્યાપક શબ્દો સૂત્રમાના આદિ શબ્દ દ્વારા સૂચિત થાય છે અર્થાત્ આયામ વગેરે શબ્દો એ સિદ્ધ કરે છે

શ્રુતિઓ પરબ્રહ્મ પરમાત્માનુ જ્યાયસ્ત્વ વિભુત્વ-વ્યાપિત્વ વગેરે સાક્ષાત્ કહે છે परो दिवा, पर एना पृथिव्या=સ્વર્ગથી પર, આ પૃથિવીથી પર (ऋ० ૮-૩-૧૭-૫) एतावानस्य महिमा अतो ज्यायाँश्च पूरुष -આવડો છે એનો મહિમા, પુરુષ તો એથી પણ મહાન છે (ऋ० ૮-૪-૧૭-૩) ज्यायान् पृथिव्या ज्यायान् अन्तरिक्षात् ज्यायान् दिवो ज्यायान् एभ्य लोकेभ्य.-પૃથ્વીથી, અન્તરિક્ષથી, આ બધા લોકથી મહાન છે (छा० ૩-૧૪-૩) ज्यायान् दिवो ज्यायान् आकाशात्-દ્યૌથી મોટો, આકાશથી મોટો છે (शत० ૧૦-૬-૩-૨) स ओत प्रोतश्च विभु प्रजासु-તે વિભુ પ્રજાઓમા ઓતપ્રોત છે (यजु० ૩૨-૮) नित्य विभु सर्वगत सुसूक्ष्मम्-નિત્ય, વિભુ, સર્વવ્યાપી, અને અતિસૂક્ષ્મ (मु० ૧-૧-૬) तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत - તે આ સૌની અંદર અને બહારની બહાર છે (यजु० ૪૦ ૫) सव यापिनमा मान क्षीरे

सर्पिरिवार्पितम्-દૂધમાં ઘીની પેરે સર્વવ્યાપી આત્માને-(શ્વે૦ ૧-૧૬) તેનેદં પૂર્ણં પુરુષેણ સર્વમ્-આ બધું તે પુરુષથી પૂર્ણ છે. (શ્વે૦ ૩-૯) વગેરે શ્રુતિઓ પણ આ અર્થની સમર્થક છે. અને આથી પરમાત્મા સર્વગત છે. ઉપરાંત પરમાત્મા જો સર્વગત ન હોય તો સમસ્ત જગતનું આંતર શાસન કે પાલન કે ધારણ પણ ન સંભવે! અને આથી શ્રુતિનો બોલ યુક્તિથી પણ સંપન્ન છે, અને આ સર્વગતત્ત્વ પરબ્રહ્મ પરમાત્મામાં જ હોઇ શકે. બીજા કોઇમાં એ હોઈ શકતું નથી. કેમકે એમ હોવું અયોગ્ય છે. અને આથી સર્વથી પર સર્વવ્યાપી પરબ્રહ્મ છે. ॥ ૩૭ ॥

આમ પરમાત્મા પરિપૂર્ણ છે, સર્વથી પર છે-એ સિદ્ધ કર્યું. હવે એ પરમાત્મા કર્મફલના પ્રદાતા છે એવું ભક્તિની અતિશયતાની સિદ્ધિ માટે વિધાન કરે છે:-

## फलमतः उपपत्तेः ॥ ३८ ॥

अत=આ સર્વથી પર સર્વગત પરમાત્મા દ્વારા फलं=શુભાશુભ કર્મનાં ઐહિક કે પારલૌકિક સુખ દુઃખાદિ ફળ મળે છે કેમકે उपपत्ते -એ જ યુક્તિયુક્ત છે

જીવાત્મા કર્મ કરે છે, અને એ કર્મનાં ફળ પણ છે એ સર્વપ્રસિદ્ધ છે, તો કર્મનાં ફળ કોણ અર્પે છે? કર્મ સ્વયં ફળ અર્પે છે કે પરમાત્મા તે તે જીવોનાં તે તે કર્મોનું ફળદાન કરે છે? કર્મ સ્વયં ફળે છે એ પૂર્વપક્ષ છે. પરમાત્મા જ ફળદાન કરે છે એ સિદ્ધાન્ત છે. પહેલાં સિદ્ધાન્તને સ્થાપી પછી પૂર્વપક્ષનું નિરસન આચાર્ય કરશે. સર્વજ્ઞ અને સર્વશક્તિ સિવાય અનન્ત કોટિ જીવોનાં કર્મની કિંમત અને ફળ કોઈ આપી ન શકે. કર્મફળદાને તે પ્રવૃત્ત થઇ શકે જે સૌનો અંતર્યામી, સર્વજ્ઞ અને સર્વશક્તિ હોય. પરમાત્મા જ તેવો છે- સૌના અંતરાશયને પૂરી રીતે તે જ જાણી શકે. આથી કર્મની કિંમત પણ તે જ ઠેરવી શકે, અને સર્વશક્તિ હોઇને તે જ તે તે કર્મનાં ફળને આપી શકે, અને ખવડાવી શકે. કર્મ જડ છે અને આથી તે સ્વયં ફળે એવી સંભાવના પણ અશક્ય છે. આથી પરબ્રહ્મ પરમાત્મા જ કર્મફલદાતા છે એ સિદ્ધ થાય છે. ॥ ૩૮ ॥

સૂક્ષ્મ વિષયના નિર્ણય માટે યુક્તિ કરતાં પણ શ્રુતિ વધારે પ્રામાણિક છે. અને કર્મફળનો વિષય અતિ સૂક્ષ્મ છે. આથી શ્રુતિ પ્રમાણે યુક્તિને સમર્થિત કરતાં કહે છે કે:-

## श्रुतत्वाच्च ॥ ३९ ॥

च=અને એ ઉપરાંત શ્રુતત્વાત=શ્રુતિનો પણ એમ હોવાને કર્મફળ પરમાત્મા જ દે છે એ સિદ્ધ થાય છે

પરબ્રહ્મ પરમાત્મા જ જીવમાત્રને કર્મફળ પહોચાડે છે એમ શ્રુતિઓ સ્વય કહે છે यदग! दाशुषेत्वमग्ने! भद्र करिष्यसि, तव इत् तत्सत्यमगिर.! હે વ્હાલા પરમાત્મન્! તુ દાતાઓનુ જે ભલુ કરશે તે તો હે સૌના પ્રાણ! તારૂ સત્યવ્રત છે (ऋ० १–१–१–६) अह दाशुषे विभजामि भोजनम्–હુ દાતાઓને ભોજન વહેંચી આપુ છુ (ऋ० ८–१–५–१) अह ददामि द्रविण हविष्मते–ત્યાગીને હુ દ્રવ્ય દઉં છુ (ऋ० ८–७–११–२) कर्माध्यक्ष (શ્વે० ६–११) વગેરે અનેક શ્રુતિકથનમા શકાને સ્થાન નથી આથી પરમાત્મા કર્મફળદાતા છે ॥ ૩૯ ॥

સિદ્ધાન્ત કહ્યો–હવે પૂર્વપક્ષની દલીલ રજૂ કરતા કહે છે કે –

## धर्मं जैमिनिः अत एव ॥ ४० ॥

अत एव–આથી જ–યુક્તિ અને શ્રુતિઓના આધારે જ धर्मं=ધર્મને કર્મફળના દાતા તરીકે जैमिनि=જૈમિનિ નામના આચાર્ય માને છે

અર્થાત્ કર્મ સ્વયમેવ ફળદાને પ્રવૃત્ત થાય છે એમા બ્રહ્મને વચમા નાખવાની કોઈ જરૂર નથી, કેમકે બ્રહ્મ ફળ અર્પે તો તે ફળદાન, કર્મની અપેક્ષા રાખે કે નહીં રાખે? જો પરબ્રહ્મ જીવાત્માના કર્મની અપેક્ષા રાખ્યા વગર જ ફળ આપતા હોય તો પછી વૈષમ્ય અને નિર્ઘૃણતારૂપી દોષ આવે જ અને એ વાતનો તો આગળ નિષેધ કર્યો જ છે, તો જો કર્મસાપેક્ષ ફળદાને પ્રવૃત્ત હોય તો બ્રહ્મ એ અગે અન્યથાસિદ્ધ થાય કેમકે અન્વય વ્યતિરેકે કર્મ જ ફળદાને સમર્થ છે ઘડો બનાવતી વખતે કુભારનો બાપ જીવતો હોય તોપણ અન્વય અને વ્યતિરેકે કુભાર જ ઘટનિર્માતા તરીકે સિદ્ધ થાય છે તેમ ફળદાન વખતે બ્રહ્મ વિદ્યમાન હોય છે છતા અન્વય અને વ્યતિરેકે કર્મનુ જ ફળદાનદાતૃત્વ સિદ્ધ કરે છે અને અહીં બ્રહ્મની કારણતાનો નિષેધ નથી નિષેધ છે તેના ફળદાતૃત્વનો કેમકે તેના વિના પણ ફળદાન ઉપર કહ્યુ તેમ સભવે છે કદાચ કર્મ ક્ષણિક હોઇને ફળ વેળાએ તે હોતુ નથી એમ જો સિદ્ધાન્તી દલીલ કરે તો તે પણ બરાબર નથી કેમકે અહીં કર્મ શબ્દ ક્રિયાસમૂહના વાચક તરીકે ગણ્યો નથી એ તો અપૂર્વના અર્થમા સ્વીકારાયો છે વૈદિક લોકો એ અપૂર્વને જ ધર્માધર્મ, પાપપુણ્ય વગેરે નામે પોકારે છે આ કર્મજન્ય જે અપૂર્વ છે તે જ કર્મફળનુ દાતા છે એમ અમે કહીએ છીએ અને

એ અપૂર્વ તો ક્ષણિક નથી દીર્ઘ-સ્થાયી છે આથી બ્રહ્મની કર્મફળદાને જરૂર નથી ઉપગત શ્રુતિઓ પણ કહે છે કે-**योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन. । स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम्**-બીજા જીવો શરીર મેળવવા યોનિપ્રપન્ન થાય છે બીજાઓ સ્થાવરને પામે છે-અને એ બધુ યથાકર્મ યથાજ્ઞાન થાય છે (क० ५-૯) **तं विद्याकर्मणी समन्वारमेते पूर्वप्रज्ञा च**-તેને વિદ્યા અને કર્મ અનુસરે છે (बृ० ૪-૪-૨) **पुण्य· पुण्येन कर्मणा भवति पापः पापेन**-પુણ્યકર્મથી પુણ્ય થાય છે પાપી પાપે (बृ० ૪-૪-૫) વગેરે, માટે કર્મ સ્વય ફળે છે બ્રહ્મને એ તસ્દી લેવાની જરૂર નથી આ છે પૂર્વપક્ષીની દલીલ ॥૪૦॥

આ દલીલને પરાસ્ત કરતા કરતા આચાર્યદેવ ભણે છે કે-

## पूर्वं तु बादरायणो हेतुव्यपदेशात् ॥ ४१ ॥

તુ=પરતુ પૂર્વં= પૂર્વ સૂત્રમા કહેલુ બ્રહ્મ ફલપ્રદાતા છે એમ बादरायण= બાદરાયણ આચાર્ય માને છે કેમ· हेतुव्यपदेशात्=હેતુ એટલે કારણ-કાર્યમાત્રના કારણ તરીકે બ્રહ્મ નિર્દિષ્ટ થયેલ છે

શ્રુતિ અને સ્મૃતિ કર્મમાત્રના કારણ તરીકે બ્રહ્મને સ્થાપે છે **एष. योनि. सर्वस्य**-એ સૌનુ કારણ છે (मा० ૬) **स कारण करणाधिपाधिपः**-તે કારણ છે જીવોનો પણ અધિપ છે (श्वे० ૬-૯) **एकोबहूना यो विदधाति कामान् तत्कारण**-એક હોવા છતા જે અનેકની ઇચ્છા પૂરી કરે છે તે કારણ- (श्वे० ૬-૧૩) **स हि सर्ववित् सर्वकर्ता**-તે સર્વવિત્ સર્વકર્તા છે (मा० ३-५૬) **मयाध्यक्षेण प्रकृति सूयते सचराचरम्। हेतुनानेन कौन्तेय जगद् विपरिवर्तते**-મારી અધ્યક્ષતામા પ્રકૃતિ સચરાચરને જન્માવે છે, અને એ કારણે હે કૌન્તેય ! જગત પરિવર્તન પામતુ રહે છે (ગીતા० ૯-૧૦) વગેરે શ્રુતિ સ્મૃતિઓ આની સાક્ષી છે અને કર્મફળ પણ કાર્ય છે કાર્યમાત્રનુ જે કારણ તે કર્મફળનુ પણ હોવુ જ જોઈએ જો એમ ન માનીએ તો અર્ધજરતીય ન્યાય આવી પડે ! ઉપરાત કર્મને જ સ્વય ફલદાતા બનાવવા જે ઉદાહરણો અપાયા તેમા પણ પરમાર્થ તો વ્યાપક છે જ કેમકે તેજ તો સૌનો પ્રશાસ્તા છે **सर्वस्येशान सर्वस्याधिपति सर्वमिद प्रशास्ति यदिदकिच**-સૌનો ઈશાન, સૌનો અધિપતિ, આ કઈ જે છે તેનુ શાસન કરે છે (बृ० ५ ૬-૧) જડચેતન કોઈ તેના શાસનનુ ઉલ્લઘન કરી શકતુ નથી વૈષમ્ય નૈર્ઘૃણ્યનો દોષ પણ બ્રહ્મને નથી જ લાગતો એ તો પહેલા જ સિદ્ધ કર્યુ છે અને આથી સર્વજ્ઞ સર્વશક્તિ સર્વકામ સર્વવ્યાપી પરબ્રહ્મ પરમાત્મા જ કર્મફળદાતા છે એ નિશક છે આ છે ભગવાન બાદરાયણાચાર્યનો મત સિદ્ધાન્તમત છે ॥ ૪૧ ॥

॥ इति तृतीयाध्यायस्य द्वितीयः पाद ॥

ॐ

# अथ तृतीयाध्याये

## ॥ तृतीयः पादः ॥

પરમાત્માની કૃપાથી પ્રિયાત્મન! અત્યાર સુધી બ્રહ્મને લગતી વિચારધારા પ્રવર્તી! હવે તે પરબ્રહ્મ પરમાત્મની ઉપાસનાને લગતી વિચારધારાનો અહીંથી પ્રારંભ થાય છે. ઉપાસના પણ હૃદયસ્થ દ્વારા પરમાત્માને લગતાં જ્ઞાન મેળવવામાં ઉપાયરૂપ થાય છે. કર્મ દ્વારા શુદ્ધ થયેલું ચિત્ત, ઉપાસના દ્વારા, ક્ષણભર નિર્મળતાને સ્થિર કરવામાં અને તે દ્વારા સમાધિને નિરંતર કરવામાં ઉપયોગી છે! વેદાન્તમાં એટલે કે ઉપનિષદોમાં અનેક પ્રકારની ઉપાસનાઓ જોવામાં આવે છે. દહરોપાસના-શાણ્ડિલ્યોપાસના-વૈશ્વાનરોપાસના વગેરે નામે તે જાણીતી છે. તો આ ઉપાસનાઓ પરસ્પર વિશિષ્ટ છે, કે અવિશિષ્ટ? આ અંગે અહીં વિચાર શરૂ થનાર છે. આ વિચારણા પણ સપ્રયોજન છે. જો બધીય ઉપાસનાઓમાં ભેદ હોય -વિશેષ હોય તો પરબ્રહ્મ પરમાત્માના ગુણોનો ઉપસંહાર ન થઈ શકે. જો અભિન્ન હોય-અવિશેષ હોય તો પરમાત્માના અનન્ત કલ્યાણી ગુણો વિષે ચોક્કસ ઉપસંહાર થઈ શકે! આનો નિર્ણય કરવાને માટે ત્રીજા અધ્યાયના ત્રીજા પાદને શરૂ કરતા, સિદ્ધાન્તનું નિરૂપણ કરતા એ સમસ્ત ઉપાસનાઓ પરસ્પર અવિશિષ્ટ છે એવુ વિધાન કરતા કહે છે કે –

### सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात् ॥ १ ॥

सर्ववेदान्तप्रत्ययम्=દશ વગેરે દશે પ્રામાણિક ઉપનિષદોમા જેનો પ્રત્યય એટલે કે વિધિ છે એવી બ્રહ્મની ઉપાસના અવિશેષ છે-એક સરખી છે-સમાન છે કેમકે चोदनाद्यविशेषात्=તેમાં વિધિ, ફળ રૂપ-નામ વગેરેનો ભેદ નથી.

સમસ્ત વેદાન્ત વિહિત દહર વગેરે ઉપાસનાઓ પરસ્પર ભિન્ન છે કે અભિન્ન છે?-એ અહીં સંશય છે. પરસ્પર ભિન્ન છે એવો પૂર્વપક્ષ છે, અને અભિન્ન છે એવો સિદ્ધાન્ત છે. પૂર્વપક્ષની છણાવટ હવે પછી કરશે આ સૂત્રમા પ્રથમ સિદ્ધાન્તનું સ્થાપન તેટલું આચાર્ય કરી લે છે.

જેમ અગ્નિહોત્ર વગેરે કર્મો અંગેની વિધિ વગેરેમાં ભેદ ન હોઈને તેઓ પરસ્પર ભિન્ન નથી તેમ વેદાન્તની ઉપાસનાઓ પણ

ભેદભિન્ન નથી કેમકે તેમા પણ વિધિ વગેરેની એકરૂપતા જ છે અભેદ જ છે "उपासीत" "वेद" "ध्यायीत" વગેરે શબ્દ પ્રયોગોમા વિધિ છે અને એ વિધાન સૌમા એક સમાન છે અને વિધિ જો અવિશિષ્ટ છે તો તેનુ વિધેય-બ્રહ્મોપાસના પણ અવિશિષ્ટ જ છે આથી સમસ્ત ઉપાસનાઓ વિધિ દૃષ્ટિએ સમાન છે

ઉપરાત ફળદૃષ્ટિએ પણ તેમા સમાનતા જ છે બ્રહ્મનો સાક્ષાત્કાર એ ઉપાસનાનુ ફળ છે અને દહરોપાસના વગેરે બધીય ઉપાસનાઓનુ છેવટે જઈને એ જ ફળશ્રુતિ કહે છે અને આ કારણે પણ સમસ્ત ઉપાસનાઓ ભિન્ન નથી

ઉપરાત તમામ ઉપાસનાઓનુ મૂળ પણ એક સરખુ જ જોવામા આવે છે દ્રવ્ય અને દેવતા જેમ યાગનુ તેમ ઉપાસનાનુ રૂપ છે ઉપાસ્ય, અને ઉપાસ્ય સર્વત્ર બ્રહ્મ જ છે આમ રૂપદૃષ્ટિએ પણ ઉપાસનાઓમા વિશેષ નથી

ઉપરાત "બ્રહ્મોપાસના" એ જાતનુ નામ પણ સર્વત્ર એક સરખુ છે "દહરોપાસના" વગેરે નામનો શો આશય છે તે આગળ સ્વય સૂત્રકાર કહેશે પણ છેવટે તો એ બધીય બ્રહ્મોપાસના જ છે આથી બ્રહ્મની ઉપાસનાઓમા પરસ્પર ભેદ નથી તે ઉપાસનાઓમા સર્વત્ર અવિશેષ જોવામા આવે છે ॥ ૧ ॥

હવે વર્ણનભેદે ઉપાસના કે વિદ્યાભેદ થતો નથી, એ બતાવતા કહે છે કે –

## भेदादितिचेन्नैकस्यामपि ॥ २ ॥

ચેત્=જો એમ કહો કે ભેદાત્=તે તે સ્થળોમા વર્ણનનો ભેદ છે તેથી ન=એકતા સિદ્ધ થતી નથી ઇતિ ન=તો એમ કહેવુ ઠીક નથી. કેમકે एकस्यां=એક વિદ્યામા अपि= પણ તે પ્રકારનો વર્ણનભેદ હોવો અનુચિત નથી

પ્રત્યેક ઉપાસનામા છેવટે તો પરબ્રહ્મ પરમાત્મા જ ઉપાસ્ય છે કેમકે તે જ જગતનુ સર્વથા કારણ સિદ્ધ થાય છે છતા અનેક શ્રુતિવાક્યોમા એક જ પરમાત્માના જુદા જુદા નામો વર્ણવ્યા છે અને તે જુદા જુદા નામોવાળા નામીમાથી જ જગતની ઉત્પત્તિ વગેરે બતાવ્યા છે જેમકે सदेव इदमग्र आसीद्-એક સત્ જ આગળ હતુ આમ પરમાત્માને સતના નામે

વર્ણવ્યો છે. તો કયાંક-"પહેલાં એક આત્મા જ હતો"-એમ આત્મ શબ્દ વાપર્યો છે. તો કોઇક ઠેકાણે "આનન્દમય" તો કોઇક ઠેકાણે "આત્મા" તો વળી બીજે ઠેકાણે રયિ અને પ્રાણ દ્વારા તો અન્ય સ્થળે અપ્રકટમાંથી પ્રકટ થતાં જગતને વર્ણવી આત્માનું વર્ણન કર્યું છે. આમ શબ્દભેદ અને ક્રમભેદ ઉપનિષદ્ વાકયોમાં જોવામાં આવે છે. તો પછી વેદ વાકયોની એકતા કેવી રીતે થાય? તો આવો પૂર્વપક્ષ થાય એ સંભવે. પણ એનું સમાધાન છે. આ સમસ્ત શ્રુતિવાકયોનો અભિપ્રાય તપાસવો જોઇએ. એ બધાંય જગતની ઉત્પત્તિ પહેલાં એક પરમતત્ત્વ તેના કારણરૂપ છે એ જ બતાવનારાં છે. પણ શબ્દભેદ કે ક્રમભેદથી તત્ત્વભેદ થઈ જતો નથી. ઉદ્દેશ્ય અને ફળની એકતા સર્વત્ર છે. અને તેથી વિવિધ શબ્દે એક જ તત્ત્વને કહ્યું હોય કે ક્રમમાં થોડો ઘણો ફેર હોય તો તેથી તત્ત્વમાં ફેર પડી જતો નથી. આ કારણે એક જ તત્ત્વના પ્રતિપાદન અર્થે વર્તતી વિદ્યાઓમાં વર્ણનભેદ જોવામાં આવે તો તે અકળામણનું કારણ નથી. આથી વેદાન્ત વાકયોની પૂરી સંગતિ છે એ જ સિદ્ધ થાય છે. ॥ ૨ ॥

આ ઠેકાણે પૂર્વપક્ષી નવી દલીલ લઈને સામો પડે છે. તે કહે છે કે:- વેદાન્ત વાકયોના ભેદે ભલે બ્રહ્મોપાસનાનો ભેદ ન હોય. પણ પ્રતિવેદાન્તે ધર્મભેદ હોય તો તો ઉપાસનાભેદ થાય જ ને? અને ધર્મભેદ છે મુંડકોપનિષદ્‌માં-**तेषामेव एतां ब्रह्मविद्यां वदेत, शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम्।** જેમણે વિધિવત્ શિરોવ્રત પાળ્યુ હોય તેમને જ આ વેદાન્ત વિદ્યા કહે. (મું૦ ૩-૨-૧૦) આ વાકયમા "**शिरोव्रत**" ને બ્રહ્મવિદ્યાનો ધર્મ ગણ્યો છે. આ ધર્મનો કઠોપનિષદ્‌વાળાઓ કે છાંદોગ્યવિદ્યાવાળાઓ સ્વીકાર કરતા નથી. અને જો શિરોવ્રત બ્રહ્મવિદ્યાનો ધર્મ હોય તો બધાંય ઉપનિષદોમાં તેનો એકધારો સ્વીકાર કરવો જ જોઈએ; પણ એવું નથી. એક ઠેકાણે "શિરોવ્રત" નું વિધાન છે. બીજે બધે નથી. આથી વેદાન્તે વિદ્યાભેદ છે એ જ સિદ્ધ થાય છે. આનો જવાબ વાળતાં કહે છે કે:-

**स्वाध्यायस्य तथात्वेन हि समाचारेऽधिकाराच्च सववच्च तन्नियमः ॥ ३ ॥**

स्वाध्यायस्य=અહીં स्व એટલે મુંડકોપનિષદ્‌ના અધ્યયનમાં જ આ ધર્મ છે એમ જાણવું જોઈએ. हि=કેમકે समाचारे=યથાશાસ્ત્ર અધ્યાપનરૂપી વ્યવહારમાં तथात्वेन= સ્વાધ્યાયના ધર્મ તરીકે તે પ્રસિદ્ધિતમ છે. अधिकारात् च=ઉપરાંત સ્વાધ્યાયના સંબધે પણ सववत् च=યજ્ઞના મંત્રની પેરે तन्नियमः=સ્વાધ્યાયમાં શિરોવ્રતનો નિયમ છે.

સિદ્ધાન્તી કહે છે કે પૂર્વપક્ષીની સમજમાં ફાંફરો છે. જો શિરોવ્રત બ્રહ્મવિદ્યાનો ધર્મ હોત તો તો ધર્મભેદ થાત. પણ શિરોવ્રત સ્વાધ્યાયનો ધર્મ છે, બ્રહ્મવિદ્યાનો નથી. આ સ્વાધ્યાયધર્મ આચારપરંપરા દ્વારા પ્રસિદ્ધ છે અને શિષ્ટાચાર પણ માન્ય રાખવો પડે ને! ઉપરાંત અધિકાર પણ શિરોવ્રતને સ્વાધ્યાય ધર્મ જ ઠેરવે છે. અધિકાર એટલે અહીં સંબંધ. કેમકે ક્વચિત્ સામાન્યના અર્થમાં વિશેષનો પણ પ્રયોગ થાય છે. અને એ સંબંધ તો સ્વાધ્યાયનો જ સમજાય છે કેમકે **नैतदचीर्णव्रतोऽधीते**- જેણે વ્રત ન કર્યું હોય તે ન ભણી શકે (મુ૦ ૩-૨-૧૧) આવો વાક્યશેષ છે. **एतत्** સર્વનામથી અને **अधीते** ક્રિયાપદ ઉપરથી આજ વાત નિર્ણીત થાય છે. **तेषामेवैतां ब्रह्मविद्यां वदेत शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम्** (મુ૦ ૩-૨-૧૦) આમાંનો બ્રહ્મવિદ્યા સાથે લાગતો સંયોગ પણ સ્વાધ્યાયની અપેક્ષાએ છે, નિરપેક્ષપણે નથી. જો એમ ન હોય તો વાક્યવિરોધ આવીને નડે! સ્વાધ્યાયનિષ્ઠ બ્રહ્મવિદ્યામાં અધિકારી અને સ્વાધ્યાયમાં શિરોવ્રત જરૂરી. આથી તેનો બ્રહ્મવિદ્યા સાથે સંયોગ સ્વાધ્યાય દ્વારા જ સંભવે. અહીં સ્વાધ્યાયનો મુંડકોપનિષદ્નું અધ્યયન એવો સંકુચિત અર્થ લેવો રહે છે. અને યજ્ઞ-મંત્રની પેરે તેનો નિયમ જાણવો જોઈએ. જેમ સર્વનામના યજ્ઞમાં મંત્રો દ્વારા દેવતાનું સ્મરણ નિયમિત થાય છે તેમ શિરોવ્રત મુંડકોપનિષદ્ના અધ્યયન માટે અહીં નિયમિત થાય છે. આ નિયમન બીજા ઉપનિષદોના અધ્યયન માટે નથી. કેમકે તેવી શ્રુતિ નથી. આમ અધ્યયનના ભેદે બ્રહ્મોપાસનાનો ભેદ અશક્ય છે. અને એવી જો કલ્પના કરીએ તો અતિપ્રસંગ આવ્યા વિના ન રહે. આથી પ્રત્યેક ઉપનિષદ્નું બ્રહ્મોપાસન એકસરખું -એકરૂપ -સમાન છે-એ નિશ્ચિત જ છે. ॥ ૩ ॥

શ્રુતિના વાક્યો દ્વારા ઉપરની વાતનું સમર્થન કરતાં કહે છે કે -

## दर्शयति च ॥ ४ ॥

ચ-અને આ ઉપરાંત दर्शयति વેદાન્તે વેદાન્તે એક જ બ્રહ્મ ઉપાસ્ય છે એવો ઉપદેશ દેતી શ્રુતિ પણ બ્રહ્મોપાસના એક-સમાન છે એ જણાવે છે.

ઉપાસ્ય બ્રહ્મ એક છે એમ અનેક ઠેકાણે શ્રુતિ સ્વયં બતાવે છે. જેમકે **न यस्य द्यावापृथिवी अनुव्यचः न सिन्धवो रजसो अन्तमानशुः नोत स्ववृष्टिं मदे अस्य युध्यत एको अन्यत् चकृषे विश्वमानुषक्** (ઋ૦ ૧-૫૨-૧૪) **युञ्जते मन उत युञ्जते धियो विप्रा विप्रस्य बृहतो विपश्चितः।**

યિ હો યા દધે વયુના વિવેક ઈન્મહી દેવસ્ય સવિતુઃ પરિષ્ટુતિઃ=(ઋ૦ ૪-૪-૨૮-૧) એતો ન્વિન્દ્રં સ્તવામ શુદ્ધં સાય: સોમ્ય તરમ્ । છન્દોગ્યા વિશ્વા યસ્ય સત્યેક ઇત્ (ઋ૦ ૬-૨-૧૮-૧૯) એકો વશી સર્વભૂતાન્તરાત્મા એક છે સૌને વશમા રાખનાર સૌ ભૂતોનો અન્તરાત્મા. (કઠ૦ ૫-૧૨) એકધા એવ અનુદ્રષ્ટવ્યમ્-એક રીતે જ સૌમાં એ ગુરુના ઉપદેશ અનુસાર જોવા યોગ્ય છે. (બૃ૦ ૪-૪-૨૦) એકોદેવઃ સર્વભૂતેષુ ગૂઢઃ એક છે તમામ ભૂતોમાં ગૂઢ (શ્વે૦ ૬-૧૩) વગેરે. ઉપરાત શાડિલ્યવિદ્યામા અને વાજસનેયી બ્રાહ્મણગ્રંથમાં એક જ ગુણવિશિષ્ટ બ્રહ્મનું ઉપાસન છે. મનોમય. પ્રાણશરીરઃ ભારૂપ સત્યસંકલ્પઃ આકાશાત્મા સર્વકર્મા સર્વકામઃ સર્વગન્ધઃ સર્વરસઃ સર્વમિદમભ્યાત્તોઽવાક્યનાદરઃ મનોમય પ્રાણરૂપી શરીરવાળો, પ્રકાશપૂર્ણ-સત્યસંકલ્પ, આકાશાત્મા, સર્વકર્મા-સર્વકામ, સર્વગન્ધ, સર્વરસ, આ બધાને ઘેરી વળેલો અબોલ અને ઉદાસીન (છાં૦ ૩-૧૪-૨) સ આત્માનં ઉપાસીત-મનોમયં પ્રાણશરીરં ભારૂપ આકાશ આત્માન કામરૂપિણં મનોજવસ સત્યસંકલ્પં સત્યધૃતિ સર્વગન્ધ સર્વરસં સર્વા અનુદિશ: પ્રભૂત સર્વમિદં અભ્યાત્ત અવાક અનાદરઃ તે મનોમય, પ્રાણશરીર પ્રકાશરૂપ, ચમકતા, કામરૂપ મનોવેગી, સત્યસંકલ્પ સત્યધૃતિ, સર્વગંધ, સર્વરસ, દરેક પ્રદિશમા પુષ્કળરૂપે વર્તતા, સૌને અંદર બહાર ઘેરીને ઉભેલા, અબોલ અને ઉદાસીન આત્માને ઉપાસે (શત૦ ૧૦-૬-૩-૨) ઉપરાત વૈશ્વાનર વિદ્યામાના ઉપાસ્યને જ શતપથ બ્રાહ્મણ પણ દર્શાવે છે -તાન હોવાચૈ તે વૈ યૂય પૃથગ વૈશ્વાનરાન્ વિદ્વાંસઃ પૃથગઘમઘસ્ત પ્રાદેશમાત્રમિવ હ વૈ દેવાઃ સુવિદિતા. અભિસંપન્ના. તથા તુ વતાન્ વક્ષ્યામિ યથા પ્રાદેશમાત્રમેવાભિસંપાદયિષ્યામિ-તેમને તેણે કહ્યુ નિશ્ચય આ તમો પૃથક્ પૃથક્ વૈશ્વાનરોને જાણતા હોઇને તમે પૃથક્ અન્ન ખાઓ છો. તમો પ્રાદેશમાત્રને જાણે જાણનાર પ્રસિદ્ધ અને સંપન્ન વિદ્વાનો છો, હુ એમને એ રીતે કહુ જેથી એમને માટે હુ પ્રાદેશમાત્ર જ સિદ્ધ કરૂ. (શત૦ ૧૦-૬-૧-૧૦) આ જ વાતને સિદ્ધ જેવી માનીને છાંદોગ્યમા કહે છે કે-યસ્ત્વેતમેવ પ્રાદેશમાત્રં અભિવિમાન આત્માનં વૈશ્વાનરં ઉપાસ્તે-જે કોઈ આમ પ્રાદેશમાત્ર અને માપેલા આત્માને વૈશ્વાનર તરીકે ઉપાસે છે- (છાં૦ ૫-૧૮-૧) આમ સર્વત્ર એક જ બ્રહ્મ ઉપાસ્ય છે અને ઉપાસ્ય જો એક છે તો તેની ઉપાસનામા અનેકત્વ ન જ હોય ! આથી સમસ્ત ઉપનિષદોમા બ્રહ્મોપાસનાઓનો ભેદ નથી ॥ ૪ ॥

બ્રહ્મોપાસનાનો અભેદ બતાવ્યો. હવે તેમાથી ફળતુ પ્રયોજન બતાવતા કહે છે -

## उपसंहारोऽर्थाभेदात् विधिशेषवत् समाने च ॥ ५ ॥

समाने=એક પ્રકારની વિદ્યામા च=જ अर्थाभेदात्=અર્થ જનમા ભેદ ન હોવાને કારણે उपसंहार=એક ઠેકાણે કહેલા ગુણોનો બીજે ઠેકાણે ઉપસહાર અધ્યાહાર્ય કરવો ઘટે છે विधिशेषवत्–વિધિશેષની પેઠે

કર્મકાંડમા પ્રયોજનનો ભેદ ન હોય તો જેમ એક શાખામા બતાવેલા યજ્ઞ વગેરેની વિધિના શેષરૂપ અગ્નિહોત્ર વગેરે કર્મોનો બીજી જગ્યાએ પણ અધ્યાહાર કરી લેવામા આવે છે તેમ ભિન્ન ભિન્ન પ્રકરણમા આવતી બ્રહ્મવિદ્યાઓમા પ્રયોજનનો જ જ્યા ભેદ નથી તો પરસ્પરની ન્યૂનતાધિકતાનો સુમેળ બેસાડી લઈ શકાય અર્થાત્ એક વિદ્યામા અધિક ગુણનો નિર્દેશ હોય તો બીજીમા તેનુ અનુસધાન કરી લેવુ ઘટે તેથી વિદ્યાઓમા ફેર નથી પડતો એક જ દર્શનમા બધુ જ કહી જ દેવુ ઘટે એવો કોઈ ગજનિયમ નથી અને આથી પરબ્રહ્મ પરમાત્મામા અનન્ત કલ્યાણી ગુણો હોઈ શકે છે–છે એક ઋષિએ તેમાના થોડાનો સાક્ષાત્કાર કર્યો હોય બીજાએ થોડા વધારેનો કર્યો હોય તો વધારાના દર્શનનો ઓછામા ઉમેરો કરી શકાય એ ન્યાય્ય જ છે ॥ ૫ ॥

આ વિષયમા સ્વય પૂર્વપક્ષ ઉઠાવી સમાધાન કરતા આચાર્ય કહે છે કે –

## अन्यथात्वं शब्दादिति चेन्नाविशेषात् ॥ ६ ॥

अन्यथात्व=ઉપસહારનુ–અધ્યાહારનુ અન્યથાપણુ એટલે અનુપસહાર–અધ્યાહારનો અભાવ–થાય છે કેવી રીતે? शब्दात्=તો તેની ઉપાસનાનુ વિધાન કરનારી શ્રુતિને લઈને इतिचेत्–આમ જો કહેતા હો તો न=એ બરાબર નથી કેમકે अविशेषात्–બ્રહ્મ અને તેના ગુણોમા વસ્તુત ભેદ નથી

કદાચ અહીં આ શકા થાય વિદ્યામાત્રમા બ્રહ્મોપાસના સમાન ભલે હોય છતા ગુણોનો ઉપસહાર યોગ્ય નથી કેમકે શ્રુતિ સ્વય "કેવળ બ્રહ્મ" ની ઉપાસનાનુ વિધાન કરે છે કેવળ બ્રહ્મની ઉપાસનાનુ વિધાન કરનારી શ્રુતિઓ–आत्मेत्येवोपासीत–આત્મા એ જ રીતે ઉપાસે (બૃ૦ ૧–૪–૭) तमेवैकं जानथ आत्मानं अन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः–તે એક આત્માને જ જાણો બીજી વાતો છાડો એ અમૃતનો સેતુ છે (મુ૦ ૨–૨–૫) આ શ્રુતિ કેવળ બ્રહ્મની ઉપાસનાનુ આમ "एव" શબ્દથી ભારપૂર્વક વિધાન કરતી હોઈને ગુણોપસહાર ન ઘટી શકે! एव શબ્દ જ આ વાત કહે છે

બ્રહ્મના ગુણનો વ્યવચ્છેદ કરનારો છે આ વચ શબ્દ બ્રહ્મને વર્ણવતા બીજા શબ્દો ગુણવાચક જ છે બીજો કોઇ તેમનો અર્થ નથી ઉપગત સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ-સાક્ષી-ચેતન-કેવળ અને નિર્ગુણ (શ્વે૦ ૬-૧૧) આ શ્રુતિ નિર્ગુણ બ્રહ્મનુ પ્રતિપાદન કરતી હોઈને બ્રહ્મવિદ્યામા ગુણના ઉપસહારનો દૃઢતમ અભાવ જ બતાવે છે બ્રહ્મમા ગુણોનુ જો દર્શન કરીએ તો બ્રહ્મ સગુણ જ થાય. અને બ્રહ્મ તો મૂળમા નિર્ગુણ છે ઉપર કહેલી શ્રુતિઓ કેવળ બ્રહ્મને જ ઉપાસવુ એમ કહેનારી છે સગુણ બ્રહ્મની ઉપાસનાનો લગભગ ઇન્કાર કરનારી છે આથી પ્રત્યેક વિદ્યામા ગુણોપસહાર ઉચિત નથી.

આવી શકા થતા સિદ્ધાન્તી કહે છે કે આ વાત ઉચિત નથી કેમકે બ્રહ્મ અને બ્રહ્મના ગુણો વસ્તુત ભિન્ન નથી! બ્રહ્મના સ્વરૂપના બોધન માટે ત તે ક્રિયાઓ રૂપી ઉપાધિથી વિશિષ્ટ કરીને તેમનો નિર્દેશ કરવામા આવે છે જેમ સૂર્ય પ્રકાશ અને તાપ સ્વરૂપ જ છે! છતા પ્રકાશ અને તપનની ક્રિયાના યોગે જગતને સૂર્ય પ્રકાશિત કરે છે તપ્ત કરે છે વગેરે વ્યવહાર થાય છે-તેમ જ્ઞાન-આનન્દ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા તે તે ક્રિયાની ઉપાધિના યોગે જ્ઞાન આનન્દ વગેરે ગુણોથી યુક્ત છે, એમ કહેવામાં આવે છે પ્રકાશ તાપ વગેરે ગુણો જેમ વસ્તુગત્યા સૂર્યથી ભિન્ન નથી તેમ જ્ઞાન આનન્દ વગેરે ગુણો પરમાર્થત બ્રહ્મભિન્ન નથી! મુમુક્ષુઓને બ્રહ્મ સ્વરૂપના પ્રબોધન માટે તે બધાય ગુણોનો ઉપસહાર હોઈ શકે છે અને એટલો જ અહીં ઉદ્દિષ્ટ અર્થ છે વચકાર થી સહિત શ્રુતિઓ આત્માને અનાત્માથી ભિન્ન બતાવવે ક્ષીણ થાય છે બ્રહ્મનો ગુણનિષેધ કરતી નથી અને આથી કેવળ નિર્ગુણ બ્રહ્મનો ઉલ્લેખ કરનારી શ્રુતિઓ પણ સગુણ બ્રહ્મનો સ્વીકાર કરીને જ આગળ વર્તે છે એમ જાણવુ સાક્ષી ચેતા કેવલો નિર્ગુણશ્ચ-સાક્ષી-ચેતન કેવળ અને નિર્ગુણ (શ્વ૦ ૬-૧૧) વગેરેમા વર્ણવેલુ નિર્ગુણપણુ પ્રાકૃતિક સ્થૂલતા વગેરે ગુણોના નિષેધ માટે છે પ્રભુના સ્વરૂપભૂત જ્ઞાનાનન્દરૂપી ગુણોના નિષેધ માટે નથી એમ જાણવુ અને આથી પ્રતિવિદ્યા ગુણોપસહાર જાણવો ઘટે એ જ યોગ્ય છે ॥ ૯ ॥

આ ઠેકાણે આ શકા થવી સભવ છે શ્રુતિના બળે ઉપસહારનુ અન્યથાપણુ ભલે ન થાય પણ ઉપક્રમના ભેદે તે થઈ શકે! છાદોગ્ય ઉપનિષદ્ના અનુયાયીઓ "સર્વ ખલુ ઇદ બ્રહ્મ"-આ બધુ સાચે જ બ્રહ્મ છે એવી શરૂઆત કરી, શાણ્ડિલ્ય વિદ્યા શરૂ કરે છે વાજસનેયી લોકો

सत्यं ब्रह्मेत्युपासीत्-સત્ય બ્રહ્મ છે એમ ઉપાસના કરવી. (શાત૦ ૧૦-૬-૩-૧) એ રીતે પઠન કરે છે. જેમ અહીં તેમ ઈતર વિદ્યાઓમાં પણ પ્રક્રમનો ભેદ છે. અને પ્રક્રમના ભેદે વિદ્યાનો ભેદ પણ સિદ્ધ થાય જ. જો એમ ન હોય તો પ્રક્રમ ભેદ થવાનું સમજાવી ન શકાય! અને વિદ્યાભેદ હોય એટલે ગુણોપસંહારનું અન્યથાપણું સ્વયમેવ સિદ્ધ થાય. आकाशो ह्येवैभ्यो ज्यायान् आकाशः परायणम्-આથી આકાશ (પરમાત્મા) જ નિશ્ચય આ સૌથી વધારે મોટા છે. પરમાત્મા જ પરમગતિ-પ્રાણીમાત્રનું પરમ આધાર-સ્થાન છે. (છાં૦ ૧-૯-૧) स एष परोवरीयान् उद्गीथः स एषोऽनन्तः-તે આ પરમાત્મા-પરોવરીયાન્-સર્વશ્રેષ્ઠ પરમાત્મા ઉદ્‌ગીથ છે. તે અનન્ત છે. (છાં૦ ૧-૯-૨) આ વાકયમાં ઉદ્‌ગીથ બ્રહ્મની પરોવરીયતા વગેરે ગુણોથી વિશિષ્ટ ઉપાસના છે. અને તે ઉપરાંત अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषः दृश्यते हिरण्यश्मश्रुः-હવે જે આ આદિત્યની અંદર સુવર્ણમય પુરુષ અધિકારીને જણાય છે તે સોનેરી દાઢી અને સોનેરી વાળવાળો હોઈને નખથી શિખ સુધી સુવર્ણમય જ છે. વગેરે (છાં૦ ૧-૬-૬) આ વાકયમાં હિરણ્યશ્મશ્રુતા વગેરે ગુણોથી વિશિષ્ટ ઉદ્‌ગીથ બ્રહ્મની ઉપાસના છે. અને આથી એ બન્ને ભિન્ન છે. અને ભિન્ન હોઇને એમાં એકબીજાના ગુણોનો ઉપસંહાર થઈ શકે નહીં. તેમ ઉપક્રમનો ભેદ હોઈને પણ એ સંભવે નહીં. આનો ઉત્તર દેતાં કહે છે:-

## न वा प्रकरणभेदात् परोवरीयस्त्वादिवत् ॥ ७ ॥

प्रकरणभेदात्वा=અને પ્રકરણ ભેદથી પણ न=ગુણોપસંહારનું અન્યથાત્વ નથી કેમકે अविशेषात्=ઉપાસ્યનો ભેદ નથી परोवरीयस्त्वादिवत्=પરોવરીયતા વગેરે ગુણોથી વિશિષ્ટ ઉદ્‌ગીથ બ્રહ્મની ઉપાસનાઓમાં ભેદ હોઇને ગુણોપસંહારનું અન્યથાત્વ છે તેમ અહીં નથી.

શાંડિલ્ય વૈશ્વાનર વગેરે ઉપાસનાઓમાં પ્રકરણ પ્રક્રમનો ભેદ હોવા છતાં પણ ભેદ નથી. કેમકે ઉપાસ્ય-બ્રહ્મ ભિન્ન નથી. તે તો નિરૂપણની શૈલી માત્રનો ભેદ છે. એટલા માત્રથી ઉપાસ્ય ભેદ ન થાય. અહીં તો તે પણ નથી. અને આવી સ્થિતિ હોઇને ઇતરેતરના ગુણોનો ઉપસંહાર જ સિદ્ધ થાય છે. તેનું અન્યથાત્વ નહીં. ઉદ્‌ગીથ બ્રહ્મોપાસનામાં તો ગુણભેદે ભેદ થયો છે. અને આથી ત્યાં ઉપક્રમ ભેદે કે ઉપાસ્યભેદે ભેદ નથી! અને આથી પ્રક્રમનો-પ્રકરણનો ભેદ હોવા છતાં સર્વત્ર બ્રહ્મોપાસનામાં ગુણોપસંહાર યોગ્ય છે એ જ સિદ્ધ થાય છે. ॥ ७ ॥

આજ વિષયમા વળી એક શકા ઉઠાવી સમાધાન દેતા કહે છે કે -

**संज्ञातश्चेत्तदुक्तमस्ति तु तदपि ॥ ८ ॥**

સૂત્રાર્થ=અનેક સંજ્ઞાઓને લઈને ગુણના ઉપસહાર નુ અન્યથાત્વ છે એમ ચેત્= જો કહો તો તે બરાબર નથી કેમકે તદુક્ત=તે બાબતમા તો જવાબ આગળ ઉપર કહી દીધો છે અસ્તિ તુ=ઉપયોગ છે તદપિ=વિદ્યાએ વિદ્યાએ તે સંજ્ઞાનુ પણ

પ્રત્યેક વિદ્યામા ઉપાસ્ય બ્રહ્મની જુદી જુદી સંજ્ઞાઓ જોવામા આવે છે ક્યાક બ્રહ્મ, તો ક્યાક વૈશ્વાનર, તો ક્યાક અક્ષર, તો ક્યાક દહર, ક્યાક બ્રહ્મયોનિ, તો ક્યાક ભૂમા, તો વળી ક્યાક બ્રહ્મને આકાશ નામે પણ ઓળખવામા આવે છે અને નામની અનેકતા ઉપાસ્યની પણ અનેકતા જ લાવે ઉપાસ્યની વિવિધતાને લઈને ઉપાસનાની અનેકતા અને તે હોય એટલે ગુણોપસંહારનુ અન્યથાપણુ સ્વયમેવ આવે ! તો આવી દલીલ વજૂદ વિનાની છે કેમકે નામોની એકતાનો અભાવ હોય તો પણ નામીની એકતા હોઈ શકે છે કોઈ પદાર્થનુ એક જ નામ હોવુ જોઈએ એવો તો કાયદો ન હોઈ શકે ! એક જ દેવદત્ત મનુષ્ય, વિદ્વાન, વાક્ચતુર-દોર-શ્રોત્રિય-પિતા-પુત્ર-જમાતા વગેરે ઘણા નામે ઓળખી શકાય છે બ્રહ્મના પણ અનેક નામો હોય વૈશ્વાનર વગેરે સંજ્ઞાઓ પરમાત્માની જ વાચક છે એ તો सर्वत्र प्रसिद्धोपदेशात् ( વે૦ ૧-૨-૧ ) સૂત્રમા સિદ્ધ કરી જ દીધુ છે વસ્તુગત્યા ગુણ-કર્મ-સ્વરૂપાદિની અપેક્ષાએ તેના જુદા જુદા નામો થઈ શકે છે અને આથી નામભેદે તત્ત્વભેદ થઈ જતો નથી અને આથી ગુણોપસંહાર જ યોગ્ય છે તેનુ અન્યથાત્વ યોગ્ય નથી ॥ ૮ ॥

વળી બીજી રીતે શકા કરતા પૂર્વપક્ષી કહે છે કે નામભેદે ભલે નામી ભેદ ન થતો, પણ સ્થાનભેદે તો સ્થાનીનો ભેદ થાય જ બ્રહ્મોપાસના ક્વચિત્ અક્ષિપાત્રમા ( આખમા ), તો વળી ક્વચિત્ સર્વત્ર ઉપદેશવામા આવે છે તો સ્થાનભેદે-સ્થાનીભેદ અને તેનાથી ઉપાસ્યભેદ અને તેથી ઉપાસના ભેદ અર્થાત્ આવી પહોચે છે અને તેમ થાય તો ગુણોપસંહારનુ અન્યથાત્વ પણ નક્કી જ છે આ શકાનો જવાબ વાળતા કહે છે -

**व्याप्तेश्च समञ्जसम् ॥ ९ ॥**

ચ=પણ તુ વ્યાપ્તે=પરમાત્માની વ્યાપકતાને લઈને સમજસ=સર્વ સ્થળોમા તેની ઉપાસનાનુ વિધાન ઉચિત છે

મુમુક્ષુઓની રૂચિભેદે બ્રહ્મનાં સ્થાનભેદની કલ્પના છે. મુમુક્ષુઓના ઉપર અનુકંપા વર્ષાવવા શ્રુતિ તે તે જીવની રૂચિ અનુસાર જ્યાં-ત્યાં બ્રહ્મોપાસના ધર્મ્ય બતાવે છે. કેમકે છેવટે તો વ્હાલા વિનાનો ઠાલી કોઇ ઠામ નથી. તે સર્વવ્યાપક છે. સૌના ઉપર એકસરખો અનુગ્રહ થાય તે માટે તેણે સર્વવ્યાપક થવાનું ઉચિત માન્યું છે. શ્રુતિ કહે છેઃ-**अव्यक्तात्तु परः पुरुषः व्यापकः अलिंग एव चः** મહત્તત્ત્વથી પ્રકૃતિ તથા પ્રકૃતિથી પુરૂષ કે જે વ્યાપક છે અને અકાર્ય છે તે ઉત્તમ છે. (કઠો૦ ૬-૮) અને વ્યાપક હોય તે તો સર્વત્ર વિદ્યમાન હોય. અને આથી સ્થાનભેદે પણ સ્થાની ભેદ નથી. આથી ઉપાસ્ય ભેદ નથી. આથી ઉપાસના ભેદ નથી. આથી ગુણોસંહારનું અન્યથાત્વ નથી. અને પરિણામે ગુણોપસંહાર જ યોગ્ય છે. ॥ ૯ ॥

હવે આ વાતનો ઉપસંહાર કરતાં કહે છે કેઃ-

## सर्वाभेदादन्यत्रेमे ॥ १० ॥

સર્વાભેદાત્=તમામ વેદાન્તોમાં બ્રહ્મની ઉપાસનાનો અભેદ હોઇને इमे=કહેવામાં આવનારા બ્રહ્મના ગુણોને अन्यत्र=એક ઠેકાણેથી બીજી જગ્યાએ ઉપસંહાર ઉચિત છે.

કર્મની પેરે ગુણોનું ધ્યાન ઉપાસનાને ઉપકૃત કરે છે. અને આથી તે ગુણોનું બ્રહ્મમાં હોવું આવશ્યક છે. તોજ ઉપાસકના ઉપર ઉપકાર થઇ શકે. તો જ્યાં જે ગુણ ન પણ બતાવ્યો હોય, બીજી વિદ્યામાંથી તે ગુણનો ત્યાં ઉપસંહાર કરી લેવો ઘટે. છેવટે તો બ્રહ્મના જ બધાય-અનન્ત ગુણો છે ને? અહીં અનુક્તનો અનુવાદ કરી લેવો એ ધર્મ્ય છે. ॥૧૦॥

તો પરમાત્માના કયા કયા તે ગુણો છે જે એક ઠેકાણે કહ્યા હોય અને બીજી જગ્યાએ તેનો ઉપસંહાર કરવાનો હોય? કહે છેઃ—

## आनन्दादयः प्रधानस्य ॥ ११ ॥

સર્વનો અભેદ હોઇને प्रधानस्य=સર્વશ્રેષ્ઠ પરમાત્માના आनन्दादयः=જ્ઞાન વગેરે કહેવાને બદલે આનન્દ વગેરે કહ્યું છે, તે બ્રહ્મ જિજ્ઞાસ્ય છે એ સિદ્ધ કરવા માટે છે. અર્થાત્ આનન્દાદિ ગુણો જ્યાં ન બતાવ્યા હોય ત્યાં પણ જાણી લેવા ઘટે છે.

તમામ વિદ્યાઓમાં પરમાત્માના અનુક્ત તમામ ગુણોનું અનુસંધાન કરી લેવું ઘટે. તો જ તે સર્વાંગ સુંદર અને પૂર્ણોપાસના ગણાય. અને

અપૂર્ણ જ્ઞાન બરાબર પણ નથી. આથી સંપૂર્ણ ફળ મેળવવા સંપૂર્ણ વૈજ્ઞાનિક સાધના-ઉપાસના થવી ઘટે. આથી આનન્દરૂપતા-વિજ્ઞાનઘનતા-સર્વવ્યાપિતા-સર્વાત્મતા વગેરે સમસ્ત બ્રહ્મગુણોનું અનુસંધાન યોગ્ય છે. ॥ ૧૧ ॥

અહીં આ શંકા જન્મે છે! જો આનન્દ વગેરે ગુણોનો ઉપાસનાઓમાં ઉપસંહાર-અનુસંધાન માનીએ તો પછી પ્રિય-શિરસ્ત્વ વગેરેનો ઉપસંહાર પણ પ્રાપ્ત થશે. કેમકે પ્રિયશિરસ્ત્વ વગેરે પણ બ્રહ્મના ગુણ તરીકે આનન્દવલ્લીમાં ઉક્ત છે. જેમકે तस्य प्रियमेव शिरः मोदो दक्षिणः पक्षः प्रमोदः उत्तरः पक्षः आनन्द आत्मा ब्रह्म पुच्छं प्रतिष्ठा । તે આનન્દમયનું પ્રિય એ જ શિર છે. મોદ જમણી પાંખ છે. પ્રમોદ ડાબી પાંખ છે. આનંદ ધડ છે, અને બ્રહ્મ પુચ્છ છે. અવલંબ છે. (તૈ૦ ૨-૫) તો એક સરખી રીતે જેનું શ્રુતિ કથન કરે છે તે પૈકી થોડાનો ઉપસંહાર અને બીજાનો અનુપસંહાર યોગ્ય નથી. આનો જવાબ વાળતાં કહે છેઃ-

## प्रियशिरस्त्वाद्यप्राप्तिरुपचयापचयौ हि ॥ १२ ॥

प्रियशिरस्त्वाद्यप्राप्ति=શિર, પક્ષ વગેરે તરીકે વિકલ્પિત પ્રિય-મોદનો બ્રહ્મોપાસનામાં પ્રાપ્તિ એટલે કે એટલે ઉપસંહાર થતો નથી हि=કેમકે उपचयापचयौ-વધઘટ છે-એટલે કે પ્રિય કરતાં મોદમાં અને મોદ કરતાં પ્રિયમાં વધારો છે. અને પ્રમોદ કરતાં મોદમાં અને મોદ કરતાં પ્રિયમાં ઘટાડો છે આ વધઘટનો निर्देश भेदे=ભેદ હોય=નાનાત્મકત્વ હોય તો સંભવે છે. અને બ્રહ્મ નાના નથી. એક છે. આથી પ્રિયશિરસ્ત્વ વગેરેની ઉપસંહતિ થતી નથી.

પ્રિય-મોદ વગેરે ગુણો બ્રહ્મના શિર પક્ષ વગેરે રૂપે વિકલ્પિત છે. આ ગુણોને બીજા ભોક્તાની અપેક્ષા હોઇને તે તેમનામાં ઉપચય અને અપચય સંભવે છે. પ્રિયની અપેક્ષાએ મોદ અને પ્રમોદમાં આનન્દનો ઉપચય-વૃદ્ધિ છે. પ્રમોદની અપેક્ષાએ મોદ અને પ્રિયમાં અપચય છે-ક્ષય છે. અને વધે ઘટે તે *બ્રહ્મના ગુણો હોઇ શકે નહીં*. નાનારૂપ વસ્તુમાં જ તે સંભવે. બ્રહ્મ તો એકાત્મ-એકસ્વરૂપ છે. નાનાત્મક અનેક સ્વરૂપ નથી. एकात्मप्रत्ययसारम्-કેવળ આત્માનુભવ ગમ્ય છે-જાતે જ જાતને જાણવાવાળો છે. (માં૦ ૭) एकधैवानुद्रष्टव्यम्-એક રીતે જ જોવા યોગ્ય છે. (બૃ૦ ૪-૪-૨૦) अनन्तरं अबाह्यम्-અનન્તર અને અબાહ્ય. (બૃ૦ ૩-૮-૮) વગેરે અનેક શ્રુતિઓ આની સાક્ષી છે. નિષ્ઠાના તારતમ્યે પ્રિયમોદાદિની તરતમતા થાય છે. આથી એ બ્રહ્મના ગુણો નથી. અને

ગુણોનો ઉપસંહાર કરવો ઘટે. "જાણે ગુણો" નો નહીં. આથી શ્રુતિકથનમાં કોઈ વિશેષ ન હોવા છતાં પ્રિયશિરસ્ત્વાદિનો ઉપસંહાર નથી. કેમકે તે ગુણો નથી. ગુણકલ્પ છે. આથી તેમની પ્રાપ્તિ નથી ॥ ૧૨ ॥

વળી પૂર્વપક્ષી શંકા ઉઠાવે છે કે જો પ્રિયશિરસ્ત્વ વગેરે ગુણોનો ઉપસંહાર ન હોય તો આનન્દાદિનો પણ બ્રહ્મોપાસનામાં સર્વત્ર ઉપસંહાર નહીં થાય. કેમકે ગુણ હોવા માત્રથી જ ઉપસંહાર થતો નથી. જેમકે ગુણ હોવા છતાં **एतं संयद्वाम इत्याचक्षते**-એ અંતરાત્મા પુરુષને "સંયદ્વામ" એમ કહે છે. (છાં૦ ૪-૧૫-૨) વગેરે દ્વારા વિહિત "સંયદ્વામતા" વગેરે ગુણોમાં તેવું જોવામાં આવતું નથી. જવાબ વાળતાં કહે છે કે:-

## इतरे तु अर्थसामान्यात् ॥ १३ ॥

तु=પરંતુ इतरे=બીજા-પ્રિય શિરસ્ત્વ વગેરેથી ભિન્ન આનન્દાદિ ગુણો अर्थसामान्यात्= પરમાત્મા રૂપ અર્થ સર્વત્ર સમાન હોવાથી તેની ઉપાસનામાં સર્વત્ર ઉપસંહૃત જાણવા

અર્થાત્ આનન્દ વગેરે બ્રહ્મગુણો બ્રહ્મની પ્રતીતિ દેનારા છે. અને આથી એ ગુણો અવર્જ્ય છે. સંયદ્ વામત્વ વગેરે ગુણો બ્રહ્મની પ્રતીતિ કારક નથી. આથી બન્નેમાં વિશેષતા છે. આથી તેમનો અન્યત્ર ઉપસંહાર નથી. આનન્દાદિ તો બ્રહ્મના સ્વરૂપભૂત છે. અને આથી તેમનો ક્યાંયે ત્યાગ થઈ શકતો નથી. આથી બ્રહ્મની પ્રતિપત્તિ માટે તે હોઈને જ્યાં જ્યાં બ્રહ્મ ત્યાં ત્યાં તે હાજર હોય છે જ. આથી તેમનો ઉપસંહાર યોગ્ય છે. ॥ ૧૩ ॥

આમ આનન્દાદિ ગુણોનો બ્રહ્મોપાસનામાં સર્વત્ર ઉપસંહાર નિશ્ચિત કર્યો. હવે એ પરમાત્મામાં પ્રકૃતિ સુધીના તમામ પદાર્થોથી "પરતા" છે અને તેનો ઉપસંહાર કરવો યોગ્ય છે.-અર્થાત્ પરમાત્મા સૌથી પર-(અલિપ્ત) અસ્પૃષ્ટ છે એ બતાવવું યોગ્ય છે. તે માટે ભૂમિકા રચતાં કહે છે:-

## आध्यानाय प्रयोजनाभावात् १४

आध्यानाय=આનન્દાદિની પેરે બ્રહ્મોપાસનામાં સર્વત્ર અનુચિંતનને માટે બ્રહ્મનાં પ્રકૃતિ વગેરે સમસ્ત પદાર્થોથી, પરત્વનુ કઠોપનિષદ્‌માં કથન છે, અર્થ વગેરે દરેકનું પરત્વ ગાવા માટે નહીં-કેમકે તેમ કરવામાં प्रयोजनाभावात्=ફળનો અભાવ છે.

કઠોપનિષદ્‌માં ઋષિ કહે છે:-**इन्द्रियेभ्यः पराः ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धिः बुद्धेरात्मा महान् परः । महतः परमव्यक्तं अव्यक्तात्**

पुरुष पर । पुरुषान्न परं किञ्चित् सा काष्ठा सा परागति । ઈન્દ્રિયોથી પર નિશ્ચય તેના વિષયો છે વિષયોથી પર નિશ્ચય મન છે મનથી પર બુદ્ધિ છે, અને બુદ્ધિથી પર તેનુ (બુદ્ધિનુ) કારણ મહત્તત્ત્વ છે મહત્તત્ત્વથી પર પ્રકૃતિ છે પ્રકૃતિથી પર પુરુષ છે પુરુષથી કોઈપણ વસ્તુ પર નથી તે હદ છે, તે પરમગતિ છે (કઠ૦ ૩-૧૦-૧૧) ઉપરની શ્રુતિમા મહાન્ આત્મા એટલે મહત્તત્ત્વ—અવ્યક્ત એટલે પ્રકૃતિ અને પુરુષ એટલે પરમાત્મા આ શ્રુતિમા અર્થથી લઈને પુરુષ સુધીના તમામ પદાર્થોનુ પરત્વ—આગળથી પાછળનાનુ પરપણુ કહ્યુ છે આ પરત્વ તે બધાય પદાર્થોનુ સમજવુ કે કેવળ એ પરમાત્માનો જ ગુણ અહીં સમજવો ? પ્રત્યેકનો એ ન સમજવો જોઈએ એવો પૂર્વપક્ષ છે એ પરત્વ કેવળ પુરુષનો જ ગુણ છે, અને તેનો જ પરમાત્મામા ઉપસંહાર કરવો જોઈએ, એવો સિદ્ધાન્ત છે યદ્યપિ પ્રત્યેક પદાર્થનુ પરત્વ અહીં કહેલુ દેખાય છે પણ તેથી તે પ્રત્યેકનુ પરત્વ સિદ્ધ કરવાનો અહીં ઈરાદો નથી કેમકે તેમ કરવામા કોઈ પ્રયોજન છે અને તે કલ્યાણની પ્રાપ્તિ ! બીજા બધા એક બીજાથી પર છે એ જાણવાનુ કોઈ ફળ નથી અને નિષ્ફળ પ્રવૃત્તિ તો અજ્ઞાની હોય—સુજ્ઞની નહીં પરમાત્માને સર્વથી પર જાણવાનુ ફળ છે શ્રુતિ કહે છે—सोऽध्वन परमाप्नोति तद्विष्णो परमं पदम्-તે સસાર માર્ગનો પાર પામે છે તે જ વિષ્ણુનુ શ્રેષ્ઠ સ્વરૂપ છે (કઠ૦ ૫-૯) આમ પ્રત્યેકને બીજાથી પર જાણવાનુ કોઈ પ્રયોજન ન હોઈને અને પરમાત્માનુ પરત્વ જાણવાનુ સીધુ ફળ હોઈને તેના—પ્રભુના ઉપાસનમા પરત્વનો ઉપસંહાર કરવો ઘટે પ્રત્યેક પદાર્થના પરત્વનો નહીં ॥ ૧૪ ॥

આજ વાતને દૃઢ કરતા બીજો હેતુ આપે છે કે—

## आत्मशब्दाच ॥ १५ ॥

च=અને આ ઉપરાન્ત आत्मशब्दात्=આત્માની ગૂઢતાને પ્રતિપાદિત કરનારા વાક્યશેષથી જાણવા મળે છે કે પરમાત્માનુ જ પરત્વ ઇષ્ટ છે

કાઠકી શ્રુતિનો વાક્યશેષ છે કે एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते-આ આત્મા બધા પ્રાણીઓમા છુપાઈને રહેલો હોવાથી બધાની નજરમા આવતો નથી (કઠ૦ ૩-૧૨) અહીં આત્મ શબ્દથી પ્રકૃત પરમાત્માનુ અનુસધાન બતાવી તેની સર્વત્ર ગૂઢતા બતાવવાનો હેતુ છે કેમ પુરુષની જ અહીં ગુઢતા બતાવી છે ? કેવળ પુરુષની જ ગૂઢતાનો ઉલ્લેખ જ એમ બતાવે છે કે અહીં પ્રકરણમા પુરુષનુ જ=પરમાત્માનુ

જ પરત્વ બતાવવું ઇષ્ટ છે. અને આથી પુરુષની ગૂઢતાનો ઉલ્લેખ "પરત્વ" પરમાત્માનું જ છે અને તેનો જ ઉપસંહાર કરવો ઘટે, એ સ્પષ્ટપણે કહે છે. આથી પરત્વરૂપી ગુણનો સર્વત્ર ઉપાસનામાં ઉપસંહાર-અનુસંધાન જ ઇષ્ટ છે. અર્થાદિનું નહીં. ॥ ૧૫ ॥

હવે અકામત્વાદિ ધર્મોનો ઉપસંહાર-પ્રભુમાં અનુસંધાન કરવા માટે કહે છે કે:–

## आत्मगृहीतिः इतरवद् उत्तरात् ॥ १६ ॥

आत्मगृहीतिः=આથર્વણ મંત્રમાં આત્મા એટલે કે પરમાત્માનું ગ્રહણ જાણવું જોઈએ કેમકે उत्तरात्=ઉત્તરનો મંત્ર એમ કહે છે इतरवत्=બીજે ઠેકાણે જેમ આત્મશબ્દથી પરમાત્માનું ગ્રહણ કરવામાં આવ્યું છે તેમ અહીં જાણવું.

અથર્વવેદમાં મંત્ર છે કે **अकामो धीरो अमृतः स्वयंभूरसेन तृप्तो न कुतश्चनोनः । तमेव विद्वान् न बिभाय मृत्योरात्मानं धीरं अजरं युवानम्**–અકામ, ધીર, અમૃત, સ્વયંભૂરસથી તૃપ્ત, કોઈ પણ દૃષ્ટિએ ઊનતા વિનાનો, ધીર, અજર, સદા યુવાન એવા આત્માને જાણીને વિદ્વાન મૃત્યુથી બ્હીતો નથી. (અથર્વ૦ ૧૦–૪–૮) ઉપલા મંત્રમાં આત્મા શબ્દનો શો અર્થ લેવો? જીવાત્મા કે પરમાત્મા? જીવાત્મા એવો પૂર્વપક્ષ છે, પરમાત્મા એવો છે સિદ્ધાન્ત. પૂર્વપક્ષનું નિરાકરણ આગળ થશે. અહીં સિદ્ધાન્તનું તેટલું નિરૂપણ છે. જેમ મંત્રાત્મક વેદથી ઇતરત્ર એટલે કે બીજે એટલે કે **तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः संभूतः** તે આ આત્મામાંથી નિશ્ચય આકાશ ઉપજ્યું. (તૈ૦ ૨–૧) **आत्मा वा इदमेकएवाग्र आसीन्नान्यत् किंचन मिषत्**–આ બધું પહેલાં કેવળ એક આત્મા જ હતું. બીજું કંઈ પણ પલકારા મારતું ન હતું. (ઐ૦ ૧–૧) **स आत्मा तत्त्वमसि**–તે આત્મા છે–તે તું છે–વગેરે ઉપનિષદ્ વાક્યોમાં આત્મ શબ્દ જગત્કારણનો વાચક હોઈને પરમાત્માના અર્થમાં છે તેમ ઉપલા આથર્વણ મંત્રમાં પણ આત્મ શબ્દ પરમાત્માનો જ વાચક છે. કેમકે તેમાં તફાવત નથી. એની પછીના મંત્રમાં આ જ આત્માને ઇન્દ્ર શબ્દે પણ કહેવામાં આવ્યો છે. **इन्द्रेण दत्ता प्रथमा शतघ्नी**–ઇન્દ્રે દીધેલી પહેલી શતઘ્ની (અથર્વ૦ ૧૦–૪–૯–૧) આ મંત્રમાં ઇન્દ્ર શબ્દ પરમેશ્વર પરબ્રહ્મનો વાચક છે. યાસ્કાચાર્ય પણ કહે છે:–**इन्द्रः इरां दृणाति इति वा, इरां ददाति इति वा, इरां दधाति इति वा** ( નિ૦ ૧૦–૧–૮ ) ઇન્દ્ર શબ્દનો પરમાત્માના અર્થમાં પ્રયોગ અનેક શ્રુતિઓ–સ્મૃતિઓમાં થયેલ છે અને આથી આત્મશબ્દ જીવાત્મા તરીકે

અહીં લેવાય એમ નથી આથી આત્મ શબ્દ અહીં પરમાત્માનો વાચક છે, અને જીવાત્માનો નથી અને એ આત્મા અકામત્વાદિ ગુણથી સંપન્ન છે ॥૧૬॥

હવે અહીં પૂર્વપક્ષ ઉઠાવી તેનું નિરાકરણ કરતા કહે છે –

## अन्वयादितिचेत् स्यादवधारणात् ॥ १७ ॥

अन्वयात्=અન્વય એટલે શબ્દ અને શબ્દાર્થનો પરસ્પર સંબંધ જીવાત્મામાં આત્મ શબ્દનો અન્વય હોવાને એ પરમાત્માનો વાચક નથી इति એમ चेत्=જો કહેનારો તો તે બરાબર નથી. કેમકે अवधारणात्='तमेव विद्वान् એ શબ્દોમાં એમ તેના વિજ્ઞાનથી જન્મ મરણના ભયના અભાવનું અવધારણ-નિશ્ચય શ્રુતિએ બતાવેલું હોઈને स्यात्-એ શબ્દનો અર્થ પરમાત્મા એવો થાય

ઉપરના મંત્રમાંનો આત્મશબ્દ પરમાત્માનો નહીં પણ જીવાત્માનો જ દ્યોતક છે કેમકે ત્યાં युवान એવું વિશેષણ છે આ શબ્દ જીવાત્મા માટે જ યોગ્ય ગણાય જીવાત્માને યુવાવસ્થા હોય-પરમાત્માને નહીં કેમકે પરમાત્મા અશરીરી હોઈને તેને કોઈ અવસ્થાનો સંબંધ જ હોઈ શકતો નથી અને ઈન્દ્ર શબ્દ પણ જીવાત્માનો વાચક છે ભગવાન પાણિનિ સ્વયં કહે છે **इन्द्रिय इन्द्रलिंग इन्द्रदृष्ट इन्द्रसृष्ट इन्द्रदत्तमितिवा**-ઈન્દ્રિય એટલે ઈન્દ્રનું ચિન્હ, ઈન્દ્રે જોયેલું, ઈન્દ્રે સર્જેલું, ઈન્દ્રે આપેલું, સેવેલું અથવા (**अष्टा०** ૪-૨-૧૩) અકામત્વ વગેરે ગુણો પણ અવસ્થાભેદે જીવાત્મામાં ઘટી શકે। તે કામનાવિદ્ધ હોય છે તેમ કામનાથી પર પણ ગણાય છે શ્રુતિ કહે છે-**तदेवसक्त सहकर्मणेति लिंग मनो यत्र निषिक्तमस्य। प्राप्यान्त कर्मणस्तस्य यत् किंचेह करोत्ययम्**-તેમાં ચોટેલો કર્મસહિત જાય છે કે જ્યાં તેનું મન સહિત લિંગ શરીર આસક્ત હોય છે જે કાંઈ અહીં કરે છે તે કર્મનું ફળ પ્રાપ્ત કરીને-આમ કામનાવિદ્ધનું દર્શન છે અને **अथ अकामयमानो योऽकामो निष्कामः आप्तकाम आत्मकाम न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन् ब्रह्माप्येति**-જે કામના રહિત, અકામ, નિષ્કામ, આપ્તકામ, અને આત્માની કામનાવાળો છે તેના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, બ્રહ્મ જ હોઈને બ્રહ્મને પામે છે (બૃ० ૪ ૪-૬) અને આથી આત્મ શબ્દે પરમાત્મનું ગ્રહણ અયોગ્ય છે

તો આ વાત યોગ્ય નથી કેમકે ત્યાં અવધારણ છે **तमेव विदित्वा न बिभाय मृत्यो**-તેને જાણીને જ મૃત્યુથી ડરતો નથી આ વાક્ય શેષમાં તેની જાણકારીથી જન્મમરણના ભયનો અભાવ જાણવામાં આવ્યો છે અને એ આત્મ શબ્દનો જીવાત્મા અર્થ લઈએ તો તે ઘટતો નથી કેમકે એ ફળશ્રુતિ પરમાત્મસાક્ષાત્કારની છે **तमेव विदित्वाऽति मृत्युमेति**-તેને

જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે. (યજુ૦ ૩૧-૧૮) આવી બીજી શ્રુતિ પણ છે. અને મંત્રોમાં પરસ્પર વિરોધી ગાન તો હોઈ શકતાં નથી. કારણ મંત્ર સર્વજ્ઞનું વચન છે. **युवानं** વિશેષણ અવસ્થાનું નહીં પણ નિરતિશય સામર્થ્યનું દ્યોતક છે. ઉપરાંત "યુવાન" શબ્દને જો અવસ્થા વાચક સમજીશું તો **अजरं** શબ્દનો અર્થ પીડાશે. ઉપરાંત શ્રુતિમાં "**अमितौजाः**" શબ્દ વાપરવામાં આવ્યો છે. અને એ શબ્દ યુવાન વિશેષણને અપરિમિત શક્તિના અર્થમાં જ નિયમિત કરે છે. બીજો મંત્ર છે કે **पुरां भिन्दुर्युवा कविः अमितौजाः अजायत । इन्द्रो विश्वस्य कर्मणः धर्त्ता वज्री पुरुष्टुतः**-યુવાન, કવિ, નગરીનો ભેદ કરનાર અમિત ઓજસવાળો, સમસ્ત કર્મોનો ધારણકર્તા વજ્રહસ્ત, વારંવાર સ્તવાયેલ ઇન્દ્ર પ્રકટ્યો.' (ઋ૦ ૧-૧-૨૧-૪) ઉપરાંત શરીર સંબંધે જ અવસ્થા સંબંધ આવે. અને બ્રહ્મને શરીર સંબંધ તો ત્રિકાળમાં પણ ઘટતો નથી! શ્રુતિઓ સ્વયં કહે છેઃ-**नैतं अहोरात्र तरतः न जरा न मृत्युः**-આ (સેતુ) ને રાતદિવસ ઓળંગી શકતા નથી. નથી તો એને જરા કે મૃત્યુ કે શોક સ્પર્શતા. (છાં૦ ૮-૪-૧) **स वा महानज आत्माऽजरोऽमरः**-તે ખરેખર આ મહાન અજ, આત્મા, અજર-ને-અમર (બૃ૦ ૪-૫-૨૫) **वेदाहमेतं अजरं पुराणम्**-મેં આ પુરુષને જાણ્યો છે કે જે અજર અને સનાતન છે. (શ્વે૦ ૩-૨૧) જીવાત્માને તો શરીર અને તેથી અવસ્થાઓ છે એ પ્રત્યક્ષ છે. ઉલટું જીવાત્મા પક્ષ **अजर** વિશેષણ બંધ બેસતું નથી. ઉપરાંત **न कुतश्चनोनः**-તે કોઈપણ દૃષ્ટિએ ઊન નથી. આ વિશેષણ પણ પરમાત્મ-પક્ષે જ સાન્વર્થ થાય. જીવાત્મા કાંઈથી ઊન-અધૂરો નથી-એવું નથી, પરમાત્મા પૂર્ણ છે. શ્રુતિ કહે છેઃ-**सत्यं अद्धा नकिरन्यस्त्वावान्**-સાચે જ તારા સિવાય બીજો સત્યનો રક્ષક નથી. (ઋ૦ ૧-૪-૧૪-૧૬) **न त्वदन्यः कश्चिदितरो न मेधया धीरतरो वरुण । स्वधावन् ।** હે વરુણ! હે સર્વવ્યાપી! તારા સિવાય કોઇ વધારે કવિ કે મેધાથી બુદ્ધિમત્તર નથી. (અથર્વ૦ ૫-૩-૧૧-૪) અને આમ આત્મશબ્દ બલાત્ પણ પરમાત્માનો જ વાચક છે એમ સિદ્ધ થાય છે. આથી આનન્દાદિ ગુણોની પેરે અકામત્વાદિ ગુણોનો પ્રભુમાં ઉપસંહાર યોગ્ય છે. ॥ ૧૭ ॥

હવે પરમાત્માનું અપૂર્વત્વ બતાવવા કહે છે કેઃ-

**कार्याख्यानादपूर्वम् ॥ १८ ॥**

कार्याख्यानात्=સમસ્ત જગત બ્રહ્મના કાર્ય તરીકે કહેવાયેલું હોઈને બ્રહ્મ अपूर्वम्=પૂર્વ વિનાનું-એટલે કે સ્વયં કારણ વિનાનું છે.

જગત્ બ્રહ્મનુ કાર્ય છે શ્રુતિઓ કહે છે-यप योनि सर्वस्य-એ સૌનુ કારણ છે (મા૦ ૬) अक्षरात् सम्भवतीह विश्वम्-અહીં બ્રહ્માડમા જે કઇ છે તે બધુ તે બ્રહ્મમાથી ઉપજે છે (મુ૦ ૧-૧-૭) सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति-આ બધુ નિશ્ચય બ્રહ્મ છે કેમકે આ બધુ તે બ્રહ્મમાથી જન્મેલુ તેમા લય પામનારૂ અને તેમા જીવનવાળુ છે (છા૦ ૩-૧૪-૧) स विश्वकृत्-તે પરમાત્મા વિશ્વકર્તા છે (શ્વે૦ ૬-૧૫) વગેરે એ રીતે બ્રહ્મને કોઇપણુ ઠેકાણે કોઈ બીજાનુ કાર્ય છે એમ કહ્યુ નથી અને આથી સ્વયભૂ બ્રહ્મ સૌના ભવનનુ કારણુ છે બ્રહ્મથી કોઇ પરતત્ત્વ નથી શ્રુતિ કહે છે -न किं. इन्द्रत्वदुत्तर હે ઇન્દ્ર! તારાથી વધારે મોટો કોઈ નથી (ઋ૦ ૩-૬-૧૯-૧) पुरुषान्न पर किंचित्-પુરુષથી કોઈપણ વસ્તુ પર નથી. તે હદ છે તે પરમગતિ છે (કઠ૦ ૩-૧૧) यस्मात् पर नापरमस्ति किञ्चित् જેનાથી નથી તો કોઇ પર, કે નથી તો કોઈપણ અપર (શ્વે૦ ૩-૯) આથી અપૂર્વ છે બ્રહ્મ આથી તેના અપૂર્વત્વનો પણ આનન્દાદિના પેઠે ઉપસહાર ધર્મ્ય છે ॥ ૧૮ ॥

હવે એના જ જેવા બીજા ગુણાન્તરનો ઉપસહાર દર્શાવે છે કે-

## समान एवं चाभेदात् ॥ १९ ॥

च=અને एव=અપૂર્વની પેરે समान=તેના સમકક્ષ અનપરત્વાદિ ગુણો બ્રહ્મોપાસનમા બધે ઉપસહત કરવા કેમકે अभेदात्=ઉપાસ્ય બ્રહ્મનો ભેદ નથી

શ્રુતિ तदेत् ब्रह्म अपूर्व अनपर अनन्तर अवाह्य। अयमात्मा ब्रह्म सर्वानुभू-તે આ બ્રહ્મ કાર્ય કે કારણુ નથી, ઘન છે, અબાહ્ય છે, આ આત્મા બ્રહ્મ છે સૌની અનુભૂતિ કરનારો (બૃ૦ ૨-૫-૧૯) આ વાકયમા અપૂર્વત્વની પેરે અપરત્વાદિ ગુણો પણ બતાવે છે તો તેનો પણ ઉપસહાર યોગ્ય છે કેમકે બ્રહ્મ તો સર્વત્ર એકરસ છે તે ભિન્ન નથી અભિન્ન ધર્મીના ધર્મો પણ ધર્મીમા સમસ્તપણે જ આવવા ઘટે માટે આ અનપરત્વાદિ સમકક્ષ ગુણોનો પણ ઉપસહાર જાણવો જોઇએ ॥ ૧૯ ॥

અહીં એક અનિષ્ટ શકા ઉઠાવતા કહે છે કે-

## सम्बन्धादेवं अन्यत्रापि ॥ २० ॥

एव=જેમ સમાન શ્રુતિમા કહેલા અનપરત્વાદિ ગુણોનો ઉપસહાર થાય છે એ જ પ્રમાણે अन्यत्रापि=શ્રુતિમા અન્યત્ર કરેલા દેશવિશેષમા નિવાસિત્વ વગેરે ગુણોનો પણ ઉપસહાર આવી જશે કેમકે सम्बधात्-ગુણગુણીભાવરૂપી સબધમા કઈ ફરક નથી

અર્થાત્ અનપરત્વાદિ સમકક્ષ ગુણોનો ઉપસંહાર જો ઈષ્ટ છે તો પછી શ્રુતિઓમાં-આકાર ઈશ્વરવાદિની શ્રુતિઓમાં 'પરમાત્મા અમુક દેશ-વિશેષમાં રહે છે વગેરેનો પણ સ્વીકાર કરવો પડશે. કેમકે તેવા ગુણો પણ ગુણી બ્રહ્મ સાથે સંબંધ ધરાવે છે. તો એક ઠેકાણે જો તેમનો સંબંધ સ્વીકારીએ તો બીજે ઠેકાણે પણ તે સ્વીકારવો જ પડે! અને આથી આદેશિકપણુ વગેરે ગુણોનો પણ ઉપસંહાર કરવો ઘટે. આ છે શંકા. ॥૨૦॥

ઉપલી અનિષ્ટ શંકાનો ઉચ્છેદ કરતાં વિધાન કરે છે કેઃ-

## न वा विशेषात् ॥ २१ ॥

વા=આ શબ્દ અનિષ્ટ શંકાનો વ્યાવર્તક છે ન=જે કહ્યું છે તે બરાબર નથી. કેમકે વિશેષાત્=વિશેષતા છે.

શ્રુતિ સિવાય બીજા કોઈ શાસ્ત્રની શક્તિ નથી કે બ્રહ્મ કે તેના ગુણોનો યથાર્થપણે ખ્યાલ આપી શકે. સર્વશ્રેષ્ઠ પ્રમાણ જ શ્રુતિ છે. શ્રુતિનો જ્યારે પૂર્ણ તાત્પર્યાર્થ સ્વીકારીએ ત્યારે છેવટે તે જે ગુણોનો ઉપસંહાર સ્વીકારે તે જ આપણે સ્વીકારવો ઘટે. દેશવિશેષમાં નિવાસ વગેરે ગુણોને શ્રુતિ છેવટના પ્રમાણિક પદાર્થ તરીકે સ્વીકારતી નથી. અને શ્રુતિ છેવટે તો નિરાકારનું જ પ્રતિપાદન કરે છે. વચ્ચે કોઈ પ્રયોજન વશાત્ તત્કાળ પૂરતી કોઈ વાતને શ્રુતિ સ્વીકારે તેથી એનો એ છેવટનો સ્વીકાર છે એમ ન મનાય! અને શ્રુતિમાં અને ઈતર શાસ્ત્રમાં એ જ તો વિશેષ છે. શ્રુતિ મૂર્ધન્ય પ્રમાણ છે. અને આથી બ્રહ્મ અને તેના ગુણોનું પ્રતિપાદન તેનું પરમ કર્તવ્ય છે. અને આથી દેશવિશેષમાં નિવાસ વગેરે બ્રહ્મગુણો છેવટના સિદ્ધ થતા નથી. ॥ ૨૧ ॥

શ્રુતિનું પ્રમાણ ટાંકતા બીજી વાતને સમર્થિત કરે છે કેઃ-

## दर्शयति च ॥ २२ ॥

ચ=અને આ ઉપરાંત દર્શયતિ=બ્રહ્મ અને તેના ગુણોના યથાર્થ પ્રતિપાદનમાં શ્રુતિનું ચઢિયાતાપણું ઋષિ બતાવે છે.

જે વેદને જાણતો નથી તે પરમાત્માને પણ સ્વરૂપે કે ગુણે જાણતો નથી એમ તિત્તિરિ નામના ઋષિ કહે છે. વેદ જ તેને જાણવાનો એક માત્ર ઉપાય છે. એમ બતાવે છે. **नावेदविन्मनुते तं बृहन्तम्**-તે વિશાળને વેદનો અજાણકાર સમજતો નથી. ( **तै० ब्रा०** ૩-૧૨-૯ ) **तं तु औपनिषदं**

પુરુષં પૃચ્છામિ-તે ઉપનિષદ્‌થી જ જાણી શકાય એવા પુરુષ અંગે તને પૂછુ છુ (બૃ૦ ૩-૯-૨૬) વેદાન્તવિજ્ઞાનસુનિશ્ચિતાર્થાઃ-વેદાન્તના શ્રવણથી જેમણે આત્મરૂપી પદાર્થનો ઠીક ઠીક નિશ્ચય કર્યો છે તે (મુ૦ ૩-૨-૬) વેદવિત્ ઋષિઓનુ વચન અન્યથા થઈ શકતુ નથી આથી શ્રુતિમા જે બતાવ્યા હોય તે જ ગુણોનો ઉપાસનામા ઉપસંહાર ઇષ્ટ છે અન્યત્ર દર્શાવેલા ગુણોનો નહીં એ સિદ્ધ છે ॥ ૨૨ ॥

ગુણાન્તરનો ઉપસંહાર બતાવતા કહે છે -

**सम्भृतिद्युव्याप्त्यपि चातः ॥ २३ ॥**

ચ=અને આ ઉપરાંત સમ્ભૃતદ્યુવ્યાપ્તી ઉત્પત્તિ-સ્થિતિ-સંહાર-શક્તિની ધારણા એટલે સંભૃતિ. સર્વત્ર વ્યાપકતા એટલે વ્યાપ્તિ આ ધારણા શક્તિ અને વ્યાપ્તિરૂપી ગુણોનો પણ બ્રહ્મોપાસનામા સર્વત્ર ઉપસંહાર જાણવો અતઃ=આ કારણે જ એટલે કે અભેદને લઈને જ

અથર્વવેદમા કહે છે -ब्रह्मज्येष्ठा सम्भृता वीर्याणि, ब्रह्माग्रे ज्येष्ठं दिवमाततान । भूतानां ब्रह्मा प्रथमो ह जज्ञे तेनार्हति ब्रह्मणा स्पर्धितुं कः-બ્રહ્મ જ્યેષ્ઠ છે વીર્યથી પૂર્ણ છે એ બ્રહ્મ સૃષ્ટિની આદિમા જ્યેષ્ઠ દ્યુલોકને વિસ્તાર્યો ભૂતોની આદિમા બ્રહ્મ પ્રકટયુ આથી એ બ્રહ્મ સાથે કોણ સ્પર્ધા કરી શકે? (अथर्व० ૧૧-૬-૨૦) ઋગ્વેદમા કહે છે-यस्मादिन्द्राद् बृहत किंचनेमृते विश्वान्यस्मिन् सम्भृताऽधि वीर्या । जठरे सोमं तन्वी सहो महो हस्ते वज्रं भरति शीर्षणि क्रतुम्-જે સૌથી મહાન ઈન્દ્ર વિના કોઈ વસ્તુ નથી એ ઈન્દ્રમા સૌ શક્તિઓ એકઠી થઈને રહે છે પેટમા અન્નોનો રાજા, અન્ન, શરીરમા મહાન બળ, હાથમા તલવાર અને મસ્તકમા જ્ઞાન રાખે છે (ऋ० ૨-૬ ૧૭-૩) ઉપલા મંત્રોમા દર્શાવેલા સંભૃતિ-વ્યાપ્તિ વગેરે ગુણો બ્રહ્મની ઉપાસનામા સર્વત્ર લેવા કે નહીં લેવા? નહીં લેવા એવો પૂર્વપક્ષ છે, લેવા એવો છે ઉત્તરપક્ષ પૂર્વપક્ષ કહે છે કે બ્રહ્મના તો અનન્ત ગુણો છે અને અનન્ત હોઇને જ જીવાત્મા માટે તે સૌનો ઉપસંહાર શક્ય નથી આથી વ્યર્થ હોઈને આ ગુણોનો ઉપસંહાર કરવો યોગ્ય નથી તો આ વાત બરાબર નથી જેનાથી જેટલા ગુણોની ઉપાસના થઇ શકે તેણે તેટલી કરવી ઘટે પણ તેથી ગુણોની સંખ્યા જો વધતી હોય તો ગભરાવાની જરૂર નથી ઉપરાંત આપણા સિવાયના બીજાઓને પણ બ્રહ્મ ઉપાસ્ય છે તો જેને જે ગુણ સૂઝે તે ગુણે તે તેની ઉપાસના કરે ઉપરાંત ગુણ સંકોચમા શોભા નથી આથી અપૂર્વત્વ વગેરની માફક ધારણા વ્યાપ્તિ વગેરે બ્રહ્મ ગુણોનો ઉપસંહાર ધર્મ્ય છે ॥ ૨૩ ॥

આ ઠેકાણે આ શંકા ઉદ્ભવે છે. અનન્તથી માંડીને તે વ્યાપ્તિ પર્યન્તના ગુણોનો ઉપસંહાર અહીં બતાવ્યો છે. તો શું તે તમામ બ્રહ્મોપાસનામાં ઉપસંહૃત થાય છે, કે તે પૈકીના જેમનો ઉલ્લેખ ત્યાં નથી ત્યાં તેમનો ઉલ્લેખ કરી લેવો ઘટે! આ શંકા થતાં ઉદાહરણપૂર્વક જવાબ વાળે છે કેઃ–

## पुरुषविद्यायामिव चेतरेषां अनाम्नानात् ॥ २४ ॥

च=અને इतरेषां=કહેલાં કરતાં બીજા ગુણોનો ઉપસંહાર પ્રત્યેક બ્રહ્મોપાસનામાં કરી લેવો ઘટે. કેમકે–अनाम्नानात्=ને ઠેકાણે તેમનું કથન ન હોઇને पुरुषविद्यायामिव= જેમ પુરુષ ઉપાસનામાં અકથિત ગુણોનો કરે છે તેમ.

એક ઠેકાણે ન કહેલા ગુણોનો બીજે પણ ઉપસંહાર કરી જ લેવો ઘટે. ન કહ્યા હોય તેથી તે ગુણોનો અભાવ થઈ જતો નથી. દૂધ પીળું છે, એટલું જ કહ્યું છે તો તે મીઠું છે એ પણ સ્વયમેવ આવી જ જાય. તેમ એક ઠેકાણે અનુક્ત હોય તોપણ તેમનો ઉપસંહાર યોગ્ય છે. જેમકે પુરુષવિદ્યામાં–જેમાં પરમાત્માની ઉપાસના છે. પુરુષવિદ્યા–વિદ્યા–ઉપાસના વગેરે શબ્દો અહીં સમાન અર્થવાળા છે. **सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्** હજારો માથાં, આંખ, પગવાળો પુરુષ છે. (ऋ૦ ૮-૪-૧૭-૬) આ સહસ્રશી નામે પ્રખ્યાત પુરુષવિદ્યા છે. એમાં વ્યાપ્તિ વગેરે ગુણોનું કથન છે. આનન્દાદિ ગુણોનું નથી. તો તે બધા જેમ બીજે નિર્દિષ્ટ હોઈને બીજે તેનો અતિદેશ થાય છે તેમ અહીં પણ જાણવું. આમ ઉક્ત અનુક્ત તમામ ગુણો તમામ ઉપાસનાઓમાં જાણી લેવા ઘટે છે. ॥ ૨૪ ॥

ઉપસંહાર યોગ્ય ગુણસમુદાય બતાવ્યો. હવે જેનો ઉપસંહાર થઈ શકે એમ નથી તેનો નિર્દેશ કરતાં કહે છે.

## वेध्यादि अर्थभेदात् ॥ २५ ॥

वेध्यादि=વેધકત્વ, ભેદકત્વ વગેરે ગુણસમુદાયનો ઉપાસનામાં ઉપસંહાર થઈ શકતો નથી. કેમકે अर्थभेदात्=ફળનો ભેદ છે.

વેદમાં=**यज्ञैरिषुः स नममानो अग्ने! वाचा शल्यॉं अशनिभि र्दिहानः। ताभिर्विध्य हृदये यातुधानान् प्रतीचो बाहून् प्रति भङ्ग्ध्येषाम्** હે અગ્ને! યજ્ઞો દ્વારા તું ઈષુ માફક નમનારો, વાણી દ્વારા શલ્યોને અને વજ્ર દ્વારા બાળતો–આ બધાથી તું યાતુધાનોને હૃદયમાં વીંધ, એમના પશ્ચિમ બાહુને ભાંગ (ऋ૦ ૮-૪-૫-૪) **अग्ने त्वचं यातुधानस्य**

भिन्धि हिंस्त्राद्यनिर्हरसा हन्त्वेनम् । प्र पर्वाणि जातवेदः शृणीहि क्रव्यात् क्रविष्णु विचिनोतु वृक्णम्-હે અગ્ને! યાતુધાનોની ચામડીને ભેદ અને હિંસ્ર અશનિ દ્વારા તું એને હણ. એના હે અગ્ને! પર્વોને કાપ. વગેરે (ઋ૦ ૮-૪-૫-૫) આવા મંત્રો પણ જોવામાં આવે છે. તો અહીં આ સંશય પ્રાપ્ત થાય છે. જેમ બ્રહ્મોપાસનામાં આનન્દત્વ વગેરેનું અનુસંધાન ધર્મ્ય છે તેમ ઉપલા મંત્રોમાં બતાવેલા શત્રુહૃદયવેધકત્વ વગેરે ગુણોનો ઉપસંહાર પણ ધર્મ્ય ગણાવો જોઈએ. કેમકે આનન્દત્વ વગેરે જેમ ગુણો છે તેમ શત્રુહૃદયવેધકત્વ વગેરે પણ ગુણો છે. તો આ વાત ઠીક નથી. ગુણદૃષ્ટિએ બંનેમાં સમાનતા છે. પણ તેમનામાં ફળ દૃષ્ટિએ ભારે ભેદ છે. એકનું ફળ બ્રહ્માનન્દની પ્રાપ્તિ છે. બીજાનું ફળ હિંસા વગેરે છે. અને આ શાસ્ત્ર તો વિવેકનું છે. મુમુક્ષુ પાપરત ન હોય! આથી બ્રહ્મને તો ગાંધીની દુકાન જેવું જાણીએ! તેમાં કસ્તુરી પણ મળે-ને ઝેરકચૂલો પણ મળે, સાકર પણ મળે, ઝેર પણ મળે. વિવેકી સાકર સ્વીકારે, ઝેર નહીં! તો વિવેકનું શાસ્ત્ર અવિવેકને નહીં સાંખે! આથી શત્રુવેધકત્વાદિનો બ્રહ્મોપાસનામાં ઉપસંહાર ઈષ્ટ નથી. ॥ ૨૫ ॥

ફળભેદ છે એમ ઉપર કહ્યું. તો એ ફળ કયું છે, તેનો વચ્ચે જ વિચાર કરતાં કહે છે કેઃ—

**हानौ तूपायनशब्दशेषत्वात् कुशाच्छन्दस्तुत्युपगानवत् तदुक्तम् ॥ २६ ॥**

तु=કલ્પનની આ શબ્દ વ્યાવૃત્તિ કરે છે हानौ=છાંદોગ્ય ઉપનિષદ્માંનો "विधूनन" શબ્દ, હાનનો અહીં અર્થ છે. हानि=હાન-પ્રહાણ-ત્યાગ વગેરે એનો અર્થ છે. કેવી રીતે? તો उपायनशब्दशेषत्वात्=ઉપાયન શબ્દની સન્નિધિ છે તેથી. कुशाच्छन्दस्तुत्युपगानवत्=જેમ કુશા વગેરે શબ્દોની, અર્થવિશેષમાં વૃત્તિ, ઔદુમ્બર્યાદિ શબ્દની સંનિધિને લઈને થાય છે તેમ तत्=તે આ उक्तम्=મીમાંસામાં કહી છે.

છાંદોગ્ય ઉપનિષત્‌ની શ્રુતિ છે કેઃ-**अश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात् प्रमुच्य । धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामि**-ઘોડો જેમ રૂંવાટીને તેમ પાપ પુણ્યને ખંખેરીને રાહુના મુખમાંથી ચન્દ્રની માફક અજ્ઞાનમાંથી છુટીને શરીરને દૂર ફેંકીને, કૃતાત્મા થયેલ હું નિશ્ચય બ્રહ્મલોકને પ્રાપ્ત થયો છું. (છાં૦ ૮-૧૩-૧) આ શ્રુતિમાં पापंविधूय શબ્દો છે. એમાં વિધૂય શબ્દનો શો અર્થ લેવો? વિધુનન એટલે ત્યાગ એવો અર્થ લેવો કે વિધુનન એટલે કંપન-ચલન એવો

અર્થ કરવો? તો "ચલન" એવો અર્થ લેવો એમ પૂર્વપક્ષ છે. ત્યાગ એવો અર્થ લેવો સિદ્ધાન્ત છે. તો શી રીતે? પૂર્વપક્ષી કહે છે કંપન-ચલન એવો જ અર્થ લેવો ઘટે છે. કેમકે એ અર્થ પ્રસિદ્ધ છે. પ્રસિદ્ધ વિરુદ્ધ કેમ જવાય? વિધૂનન કંપન એવો અર્થ સુપ્રસિદ્ધ છે. બળવાન બાધકના અભાવે એનો અર્થાન્તર કરવો યોગ્ય નથી ઉપરાંત પાણિનિમુનિ "धूञ् कम्पने" धूञ् ધાતુ કંપવાના અર્થમાં વપરાય છે, એવો એનો અર્થ બતાવે છે. તો એ સ્મૃતિ પણ આ અર્થની તરફેણ કરે છે. ત્યાગના અર્થમાં અહીં વિધૂતન શબ્દ અપ્રામાણિક લેખાય. અને સુકૃત દુષ્કૃતનું અહીં ચલન એટલે સ્વભાવથી ચલન છે. સ્થાનદૃષ્ટિએ ચલન એવો અર્થ નથી. કેમકે તે બન્ને ગુણ છે અને આથી સ્થાનાત્ સ્થાનાન્તરનો અર્થ અહીં શક્ય નથી. અને અહીં સ્વભાવ એટલે સુખ કે દુઃખરૂપ ફળનું આરંભકત્વ. સુખ દુઃખરૂપ ફળના આરંભમાંથી ચલન એટલે થોડો વખત તે ક્રિયાનો અનારંભ. આથી વિધનન શબ્દ અહીં ચલનના અર્થમાં યોગ્ય લાગે છે. હાન-ત્યાગના અર્થમાં નહીં.

આ શંકા બરાબર નથી. ચલન શબ્દ અહીં હાનના અર્થમાં જ છે. અર્થાન્તરના અર્થમાં નથી. કેમકે "ઉપાયન" શબ્દ અહીં શેષમાં છે. तत् सुकृतदुष्कृते धूनुते तस्य प्रिया ज्ञातयः सुकृतं उपयन्ति अप्रिया दुष्कृतम्- તેના પાપપુણ્ય ખંખેરાય છે. તેના પ્રિય સ્વજનો તેનાં સુકૃતને અને અપ્રિયો તેના દુષ્કૃતને પામે છે. (कौ० १-४) ઉપાયન શબ્દ (ઉપયન્તિ) અહીં ઉપાદાનના અર્થમાં છે. અને સુકૃત દુષ્કૃતનું પ્રિય અને અપ્રિય વ્યક્તિઓ દ્વારા ઉપાદાન, જો તેમનો ત્યાગ થતો હોય તો જ સંભવે! યદ્યપિ બ્રહ્મજ્ઞાનીના પાપ પુણ્યનું બીજાઓ દ્વારા સાક્ષાત સ્વીકરણ શક્ય નથી છતાં શેષ તરીકે એનું શ્રવણ હોઇને વિધૂનન શબ્દ અહીં ત્યાગના અર્થમાં જ ઘટી શકે! કદાચ આ તો કૌષિતકી બ્રાહ્મણનું વચન છે. છાંદોગ્યમાં આવું વચન નથી. તો એનો તો એ જવાબ છે કે એક ઠેકાણે જેનુ શ્રવણ તેનું અન્યત્ર ઉપનયન થઇ શકે છે. અને આથી કૌષીતકીમાં જેનું શ્રવણ તેનું છાંદોગ્યમાં અનુસંધાન થઇ શકે છે. શેષશેષીભાવ સંબંધે આ ઘટી શકે છે-એક ઠેકાણે જેનું શ્રવણ હોય તે બીજે ઠેકાણે શ્રુત શેષ તરીકે લઈ શકાય છે. એનું દૃષ્ટાન્ત कुशाच्छन्दस्तुत्युपगानवत्-આ સૂત્ર ભાગમાં છે. "कुशा वानस्पत्याः" આ વાકયમાં વનસ્પતિ એવો સામાન્ય પ્રયોગ છે. પણ કઈ વનસ્પતિનાં કુશ-સળી એનો નિર્ણય થઇ શકતો નથી. તો ભલ્લવી શાખાની આ શ્રુતિને શાટ્યાયનિ શાખા સહાય કરે છે. કે "औदुम्बर्यः कुशाः" અર્થાત્ ઊંબરાની શલાકા

એવો અર્થ નિર્ણીત કરી શકાય છે. ઉપરાંત छन्दोभिः स्तुवते એવી એક શ્રુતિ છે. અને છંદો બે જાતના છે. દેવછંદ અને અસુરછંદ. દશ અક્ષરવાળા છંદ તે દેવછંદ. નવ અક્ષરના છંદ તે અસુરછંદ. તે પૈકી કયો છંદ લેવો અને ક્યારે લેવો એનો નિર્ણય થતો નથી. તો તે ઠેકાણે પૈંગી શાખા કહે છે કે देवच्छंदांसि पूर्वाणि તો આ વાક્યથી નિર્ણય થઈ શકે છે. પહેલાં દેવછંદ હોથી સ્તુતિ કરવી અને પછીથી અસુરછંદ હોથી.

ઉપરાંત તૈત્તિરીય શાખામાં વાક્ય છે કે अतिरात्रे षोडशिनः स्तोत्रं उपाकरोति (તૈ૦ સં ૬-૬-૧૧) અહીં પણ અવિશેષે શ્રવણ હોઈને ખબર પડતી નથી-નિર્ણય થતો નથી કે કયા સ્તોત્રનું ગાન કરવું! આનો નિર્ણય બીજા કોઈ વાક્યશેષની અપેક્ષા રાખે છે. એ જ મંડિનામાં બીજે ઠેકાણે કહ્યું છે કે-समयाविषिते सूर्ये षोडशिनः स्तोत्रमुपाकरोति- (તૈ૦ મ ૬-૬-૧૧) તો "समयाविषित्ते" નો અર્થ "અર્ધ સાયંકાલે" એવો છે. તો સાયં સંધિ વખતે ષોડશીસ્તોત્ર ગાય એવો નિર્ણય મળી રહે છે.

ઉપરાંત ऋत्विजः उपगायन्ति એવું વાક્ય છે અને ऋત્વિજો તો બ્રહ્મા વગેરે અનેક હોય છે. તો બધા ઋત્વિજો અહીં લેવા કે નહીં તેનું કોઈ નિર્ણાયક નથી અને તે વાત नाध्वर्युः उपगायेत् (તૈ૦ સં૦ ૭-૩-૧) આ સંહિતાવાક્ય નિર્ણીત કરે છે જો એક ઠેકાણે જેનું શ્રવણ છે તેનું બીજે ઠેકાણે જો ઉપનયન ન હોય તો આ નિર્ણય જ ન થાય અને આ વાતને ભગવાન જૈમિનીનો ટેકો છે अपि तु वाक्यशेषः स्यात् (મીં૦ ૧૦-૮-૨) આથી અહીં જે "વિધૂનન" છે તેનો અર્થ ત્યાગ છે એ નિઃસંશય છે ॥૨૬॥

અહીં હવે બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તો તેના વડે ઉપાસકનાં પાપમાત્રનો ત્યાગ-નાશ થાય કે પાપ અને પુણ્ય-બન્નેની ક્ષતિ થાય? એનો જવાબ વાળતા કહે છે.-

## साम्पराये तर्त्तव्याभावात् तथा ह्यन्ये ॥ २७ ॥

साम्पराये=પરલોકમાં तर्त्तव्याभात्=તરવાને એટલે કે ભોગથી અતિક્રમણ કરવા યોગ્ય કોઈ પદાર્થનો અભાવ હોવાથી પુણ્ય અને પાપ બન્નેની હાનિ=નિવૃત્તિ થાય છે. એમ જાણવું-तथाहि=દાખલા તરીકે અન્ને-બીજી શાખાઓ કહે છે -

બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં પરલોકમાં તેવા ઉપાસકને ભોગવી રહેવા યોગ્ય કશું રહેતું નથી. બ્રહ્મપ્રાપ્તિથી ભિન્ન કશું જ ભોગ્ય તેવા માટે

રહેતું નથી. કેમકે એ જ તો બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય છે. શ્રુતિ કહે છે કે तस्याभिध्यानात् योजनात् तत्त्वभावात् भूयश्चान्ते विश्वमायानिवृत्तिः (શ્વે૦ ૧-૧૦) તે પરમાત્માનાં વારંવાર ચિંતનથી, તેમાં મનનાં જોડાણથી તથા ત્યારબાદ તદ્રૂપ થઈ જવાથી પ્રારબ્ધ ભોગને અંતે વિશ્વજનની માયાની નિવૃત્તિ થાય છે. जहात्येनां भुक्तभोगां अजोऽन्यः-બીજો જીવ એ અજને પ્રકૃતિને અનેકવાર ભોગવાઈ ગએલી સમજીને ત્યજી દે છે. (શ્વે૦ ૪-૫)

[illegible]

ગીતાજીનો બોલ છે કે ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा-જ્ઞાનરૂપી અગ્નિ સર્વકર્મોને ભસ્મીભૂત કરે છે. (ગીતા૦ ૪-૩૭) ઉપરાંત પાપ અને પુણ્ય ઉભયની ક્ષીણતા બીજી શાખાવાળાઓ પણ કહે છે. तथा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यं उपैति-ત્યારે તે જ્ઞાની જીવ પાપ અને પુણ્યને ખંખેરી નાંખી, નિરંજન થયેલો હોઇને ઇશ્વરની સાથે પરમ તુલ્યતા પામે છે. (મું૦ ૩-૧-૩) तत् सुकृतदुष्कृते धूनुते-તેના સુકૃત અને દુષ્કૃત ખંખેરાઈ જાય છે. (કૌ૦ ૧-૪) આથી કેવળ પાપ જ નહીં, બ્રહ્મજ્ઞાને પાપપુણ્ય બન્ને ભસ્મ થાય છે. ॥ ૨૭ ॥

જો આવો જ નિર્ણય છે તો પછી अश्व इव रोमाणि विधूय पापम्-ઘોડો જેમ રૂંવાટીને તેમ પાપને ખંખેરી નાંખીને (છાં૦ ૮-૧૩-૧) અહીં કેવળ પાપનું નિકંદન તેટલું કહેનારી શ્રુતિ અપ્રામાણિક બને! જવાબ વાળતાં કહે છેઃ-

## छन्दतः उभयाविरोधात् ॥ २८ ॥

छन्दतः=કહેનારની ઇચ્છાથી-તાત્પર્યથી છાંદોગ્ય શ્રુતિમાં "પાપ" શબ્દ પાપ અને પુણ્ય ઉભયના અર્થમાં જાણવો ઘટે છે. કેમકે उभयाविरोधात्=બન્ને શ્રુતિઓમાં અવિરોધ જ છે.

જેમ काकेभ्यः दधि रक्ष्यताम्-પ્રયોગમાં કહેનારનો આશય એકલા કાગડાથી જ દહીંનું રક્ષણ કરાવવાનો નથી પણ કાગડાની પેરે જ ઇતર પ્રાણીથી રક્ષણ કરાવવાનો છે તેમ અહીં છાંદોગ્ય શ્રુતિમાં વપરાયેલ पाप શબ્દ પાપપુણ્ય ઉભયનો કહેનારો છે. અને આમ ઉભય શ્રુતિનો વિરોધ થતો નથી. ઉપરાંત મુંડક શ્રુતિમાં તો પાપપુણ્ય બન્નેનું સ્પષ્ટ કથન છે. "तथा विद्वान् पुण्यपापे विधूय" તેમ જ્ઞાની જીવ પાપ અને પુણ્યને

ખંખેરીને-(મું૦ ૩-૧-૩) પાપ એ લોખંડની તો પુણ્ય સોનાની ગણુ બેડી જ છે. અને તે રીતે સંસારની કડીને અભંગ રાખનારી જ છે. આથી છાંદોગ્ય શ્રુતિના "પાપ" શબ્દે પાપપુણ્ય બન્ને ઉદ્દિષ્ટ છે એમ જાણવું ॥૨૮॥

તો વળી અહીં બીજી શંકા ઉદ્ભવે છે કે જો બ્રહ્મજ્ઞાનના માહાત્મ્યે પાપપુણ્ય બંને ક્ષીણુ થઈ જાય તો પછી શ્રુતિકથિત દેવયાનની ગતિ નિરર્થક થશે. કેમકે પાપ અને પુણ્ય બંને ક્ષીણુ થઈ જતાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારને અહીં જ બ્રહ્મપ્રાપ્તિ થઈ જશે! સમાધાન કરતાં કહે છેઃ-

## गतेरर्थवत्त्वं उभयथाऽन्यथा हि विरोधः ॥ २९ ॥

गतेः=બ્રહ્મોપાસકની દેવયાન પથે થતી શ્રુતિકથિત ગતિનું अर्थवत्त्वं=સાર્થકપણું છે. કેવી રીતે? તો उभयथा=બન્ને રીત સ્વીકારેલી હોઇને. અર્થાત્ ગતિમત્ અને અગતિમત્ બન્નેનો સ્વીકાર કરેલો હોઇને. તો એવો સ્વીકાર કેવી રીતે થયો! हि=કેમકે अन्यथा=બન્ને રીતે સ્વીકાર ન થાય તો विरोधः=શ્રુતિ વિરોધનો પ્રસંગ આવે!

બ્રહ્મની બે પ્રકારની ઉપાસના છે. એક ગતિમત્, બીજી અગતિમત્. જે ઉપાસનામાં કોઇક પ્રતિબંધને લઇને બ્રહ્મસાક્ષાત્કાર ન થાય તો તે ઉપાસના ગતિમત્. તેનાથી ઉલટી તે અગતિમત્ અને શ્રુતિ તમામ બ્રહ્મોપાસકોની એકસરખી ગતિ કહેતી નથી. જો તેવું શ્રુતિ કથતી હોત તો બ્રહ્મસાક્ષાત્કાર પામેલાઓનો અહીં જ બ્રહ્મલય થતાં તે શ્રુતિ નિરર્થક થાત. પણુ અગતિમત્ શ્રુતિ તો સાક્ષાત્કાર પામેલા માટે જ છે. તે સિવાયનાને માટે તો ગતિમત્ શ્રુતિ જ છે. આથી તે નિરર્થક નથી. ઉપરાંત પાપપુણ્યની હાનિ તો સાક્ષાત્કારનું ફળ છે. તેની ઉપાસનાનું ફળ નથી. અને ગતિ ઉપાસનાનું ફળ છે. પાપપુણ્યનું ફળ નથી. અને આમ ગતિમત્વ અને અગતિમત્વના પ્રકારે બંને રીતે બ્રહ્મોપાસનાનો સ્વીકાર કરતાં કોઇ દોષ રહેતો નથી. જો તેવું ન હોય તો શ્રુતિ વિરોધ જરૂર આવે. શ્રુતિ બ્રહ્મ સાક્ષાત્કાર પામેલાને માટે અહીં જ બ્રહ્મભાવ બતાવે છે. तथा विद्वान् पुण्यपापे विधूय निरंजनः परमं साम्यमुपैति–ત્યારે તે જ્ઞાની જીવ પાપ અને પુણ્યને ખંખેરી નાંખી, નિરંજન થયેલો હોઇને, ઇશ્વરની સાથે પરમ તુલ્યતા પામે છે. (મું૦ ૩-૧-૩) यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः। अथ मर्त्योऽमृतो भवति अत्र ब्रह्म समश्नुते ત્યારે એના હૃદયમાં રહેલા સૌ કામો છૂટી જાય છે ત્યારે માનવ અમૃત થાય છે અને અહીં બ્રહ્માનુભવ કરે છે. (બૃ૦ ૪-૪-૭) આમ કોઈ દોષ આવતો નથી. તેથી પુણ્ય પાપની હાનિ હોય તો પણુ બ્રહ્મોપાસકની શ્રુતિકથિત ગતિ નિરર્થક નથી, સાર્થક છે. ॥ ૨૯ ॥

જેને બ્રહ્મસાક્ષાત્કાર ન થયો હોય તેની ગતિનો સ્વીકાર પણ યોગ્ય નથી. કેમકે તેનું ફળ પ્રાપ્ત થતું નથી. જવાબ વાળતાં કહે છે કેઃ-

**उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥ ३० ॥**

उपपन्नः=અહીં સાક્ષાત્કારના અભાવે બ્રહ્મોપાસકની પરલોકમાં ગતિ થાય છે. એવો સ્વીકાર યોગ્ય છે કેમકે तल्लक्षणार्थोपलब्धेः=તેનાં કારણની પ્રાપ્તિ છે. लोकवत्=જેમ અર્થવિશેષની પ્રાપ્તિને લઈને બીજા દ્વીપકલ્પમાં ગતિનો સ્વીકાર થાય છે તેમ.

એક માણસ ભારતમાંથી આફ્રિકામાં જાય અને ત્યાંથી ઇનિર ખંડમાં જાય તો તેના ગમનનો સ્વીકાર, તેને સ્થળના અર્થવિશેષની પ્રાપ્તિથી થાય તેમ બ્રહ્મોપાસકની લોકાન્તરમાં ગતિનો સ્વીકાર પણ ફળવિશેષની પ્રાપ્તિથી થઈ શકે છે. બ્રહ્મોપાસનાનું ફળ છે બ્રહ્મ સાક્ષાત્કાર. તે અહીં થાય કે બીજે કોઈક ઠેકાણે થાય એના આગ્રહ નથી. પણ તેની પ્રાપ્તિ થાય છે એમ શ્રુતિ સ્વયં કહે છે. स सामभिः उन्नीयते ब्रह्मलोके તેઓ સામમન્ત્રોથી બ્રહ્મલોકમાં ઉપર લઈ જવાય છે. તે ત્યાં આ જીવઘન બ્રહ્મલોકથી પર સર્વશરીરામાં સ્થિત અતરાત્માને સાક્ષાત્ જુવે છે. (પ્રશ્ન૦ ૫-૫૦) અને બ્રહ્મના સાક્ષાત્કાર થતાં પાપ પુણ્યના ક્ષય થાય છે-શ્રુતિ કહે છેઃ-क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे-સૌથી પર અને સર્વશ્રેષ્ઠ આત્માનું દર્શન થતાં દ્રષ્ટાના કર્મો ક્ષીણ થઈ જાય છે. (मु० ૩-૨-૮) કર્મક્ષયે લિંગભંગ થતાં પરબ્રહ્મ પ્રાપ્તિ થાય છે. ब्रह्मविदाप्नोति परम् બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. (तै० ૨-૧) આવો શ્રુતિબોલ છે. બ્રહ્મોપાસકની દેવયાન પંથે લોકાન્તરમાં ગતિ સ્વીકૃત છે ॥ ૩૦ ॥

આ ઠેકાણે આ શંકા થાય છે. દેવયાનપંથે બ્રહ્મલોકમાં જવાય. તો ત્યાં ગએલા તમામ બ્રહ્મોપાસકોને બ્રહ્મ સાક્ષાત્કાર થાય એવો નિયમ છે કે એવો નિયમ નથી. જો નિયમ હોય તો–आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ! હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને બધા લોકો ફરી ફરી આવનારા છે પરંતુ મને પામ્યા પછી પુનર્જન્મ રહેતો નથી. (गी० ૮-૧૬) આ સ્મૃતિનો વિરોધ થાય. કેમકે પુનરાવૃત્તિ તો સાક્ષાત્કાર નહીં થાય તો જ સંભવે. જો એવો નિયમ ન હોય તો પછી तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्यादित्यं अभिजयन्ते । एतत्परायणम् एतस्मान्न पुनरावर्तन्ते-(હવે ઉત્તર માર્ગ દ્વારા) તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા, તથા વિદ્યાવડે પરબ્રહ્મને શોધીને આદિત્યલોકને પ્રાપ્ત કરે છે.

આ પરમગતિ છે. એમાંથી ફરીથી પાછા ફરતા નથી કેમકે આ હદ છે (પ્ર૦ ૧-૧૦) **ते तेषु ब्रह्मलोकेषु परा परावतां वसन्ति तेषां न पुनरावृत्तिः** તેઓ તે બ્રહ્મલોકમાં પર થઈને રહે છે. તેમની પુનરાવૃત્તિ નથી. (બૃ૦ ૬-૨-૧૫) આવી શ્રુતિઓનો વિરોધ થાય! કેમકે બ્રહ્મ સાક્ષાત્કાર થાય તો જ અપુનરાવૃત્તિ શક્ય! અને નિયમ અને અનિયમ એકીવખતે એક ઠેકાણે હોવા શક્ય નથી. આથી પ્રકારાન્તર માટે પણ વિવર નથી. આથી આગલા સૂત્રમાં કહેલી વાત બંધબેસતી નથી. આનો જવાબ વાળતાં કહે છે:-

## अनियमः सर्वेषां अविरोधः शब्दानुमानाभ्याम् ॥ ३१ ॥

सर्वेषां=દેવયાન પથ દ્વારા બ્રહ્મલોકમાં ગએલા તમામ બ્રહ્મોપાસકોને માટે अनियमः= બ્રહ્મ સાક્ષાત્કાર થાય જ એવો નિયમ નથી. अविरोधः=અને તેમાં શ્રુતિ વિરોધ નથી. કેમકે शब्दानुमानाभ्याम्=શ્રુતિ સ્મૃતિ દ્વારા તેની પ્રતિપત્તિ થાય છે.

બ્રહ્મ સાક્ષાત્કાર તો બ્રહ્મનિષ્ઠામાંથી જન્મે. કેવળ બ્રહ્મલોકમાં જવા માત્રથી નહીં. અને સાધનસંપત્તિનો પ્રકર્ષ એ સાક્ષાત્કાર માટે પ્રયોજક છે. તે લોકમાં ગમનમાત્ર નહીં. ત્યાં ગએલા પણ સાધન સંપત્તિનો પ્રકર્ષ મેળવી નિષ્ઠા ન મેળવે તો સાક્ષાત્કાર ન થાય, અને પરિણામે પુનરાવૃત્તિ થાય જ. અને આ રીતે સ્મૃતિવિરોધ નથી. ઉપરાંત શ્રુતિવિરોધ પણ નથી. કેમકે તે શ્રુતિ જેમને બ્રહ્મ સાક્ષાત્કાર થઈ ચૂકયો છે તેમને લગતી હોઈને વિરોધ જ નથી. અને આ વાત શ્રુતિ અને સ્મૃતિ બન્ને સ્પષ્ટ બતાવે છે. **अनेन प्रतिपद्यमानाः इमं मानवं आवर्तं नावर्तन्ते**-આ માર્ગે જનારા આ માનવ વમળમાં નથી આવતા. (છાં૦ ૪-૧૫-૬) આ શ્રુતિમાં "**इमं**" વિશેષણનો ઉપયોગ સૂચક છે. એ આ કલ્પમાં અનાવૃત્તિ પણ કલ્પાન્તરમાં તો આવૃત્તિ થાય છે જ એમ સૂચવે છે. નહીંતર વિશેષણની સંગતિ જ ન બેસે. જો સદાની અનાવૃત્તિ ઉદ્દિષ્ટ હોત તો પછી **इमं** એ વિશેષણની સગતિ જ ન બેસે અને કલ્પાન્તરમાં આવૃત્તિ થતી હોય તો, બ્રહ્મલોકમાં ગએલા બધાને જ બ્રહ્મસાક્ષાત્કાર થાય જ એવો નિયમ નથી, એ નિઃશંક સમજાય. કેમકે સાક્ષાત્કાર થતાં તો કલ્પાન્તરમાં પણ પુનરાવૃત્તિ નહીં જ થાય! **ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे**-તે બ્રહ્મજ્ઞાની-શરીરોમાં જીવનમુક્તિ સુખને પામેલા હોઈને, મરણકાલે ચોમેરથી-જન્મ મરણથી છૂટે છે. (મું૦ ૩-૨-૬) આવી શ્રુતિઓ, જેમને બ્રહ્મસાક્ષાત્કાર થઈ ચૂકયો છે તેમને ઉદ્દેશીને છે અને

આથી કોઈ દોષ નથી. तत्र प्राप्तविवेकस्यानावृत्तिश्रुतिः-તે પૈકી જેને વિવેક સાંપડયો છે તેની પુનરાવૃત્તિ નથી થતી કહેનારી શ્રુતિ છે. (સાં૦ ૧-૮૩) આ સ્મૃતિ પણ બ્રહ્મલોકમાં ગએલા સૌને બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે જ એવો નિયમ નથી એમ બતાવે છે, અને આથી આગલાં સૂત્રમાં કોઈ દોષ નથી. ॥ ૩૧ ॥

આ ઠેકાણે વળી એક શંકા થાય છે-બ્રહ્મોપાસનાથી બ્રહ્મલોકમાં ગએલા તમામ ઉપાસકોને બ્રહ્મસાક્ષાત્કાર થાય જ એવો જેમ નિયમ નથી, તેમ બ્રહ્મના આદેશે મુક્તાત્માઓને પણ કોઈ કાર્ય વિશેષને માટે આલોકમાં આવવું પડે તો તે કાર્ય પૂરું થતાં તેમને પુનઃ પોતાની પદવી પ્રાપ્ત થાય જ એવો નિયમ ન હોવો ઘટે. કેમકે બ્રહ્મલોકમાં ગએલા અને છતાં બ્રહ્મસાક્ષાત્કાર ન પામેલાઓ અને મુક્તાત્મામાં ફેર શો? આનો જવાબ વાળતાં કહે છે:-

## यावदधिकारमवस्थितिराधिकारकाणाम् ॥३२ ॥

आधिकारिकाणां=કોઈ એક અધિકારમાં નિયોજિતોનું यावदधिकारम्=અધિકારની સમાપ્તિ થાય ત્યાં સુધી જ अवस्थिति=અવસ્થાન થાય છે.

અર્થાત્ મુક્તાત્માઓના ઉપર પરમેશ્વરનું શાસન છે કે નહીં? જો શાસન હોય તો તે મુક્તાત્માઓ કેવી રીતે? અને શાસન ન હોય તો ઈશ્વરનું ઈશ્વરપણું કયાં? આમ ઉભયતોપાશારજ્જુ જાણે નડે છે. તો આ વાતનો આ સૂત્ર ઉત્તર વાળે છે. મુક્તાત્માઓ દ્વારા પણ પરમાત્મા ક્વચિત તેમને યોગ્ય લોકસંગ્રહનું કામ લે છે એમ માનીએ તો તેમાં મુક્તાત્માઓનું બંધન નથી આવી જતું. મુક્તાત્માઓ પરમાત્માની ઈચ્છાને અધીન થઈને તેનાં નિમિત્ત બનવા માટે ક્વચિત્ અકર્મતન્ત્ર શરીર સ્વીકારે છે. આવા મુક્તાત્માઓ આધિકારિક કહેવાય છે. ઈશ્વરની ઈચ્છા નિર્દોષ જ હોય છે. કલ્યાણકારિણી જ હોય છે. અને આથી ઈશ્વરેચ્છાને વશ થઈને તેવા જીવો અહીં આવે છે. તેમના દ્વારા જે કામ કરવાનું હોય છે તે કરાવાય છે. પણ તેથી મુક્તાત્માઓ બદ્ધાત્માઓ થઈ જતા નથી. કેમકે તેમનું આત્મજ્ઞાન તો તે વેળા પણ અનાવૃત જ હોય છે. તેમને કર્મ કરવામાં કોઈ ક્લેશ હોતો નથી. કોઈ આસક્તિ હોતી નથી. કોઈ વળગણ હોતી નથી. આથી સ્વપ્ને પણ આવા અધિકારી મુક્તાત્માઓ પાછા આવે તો પણ કદી પણ બંધાતા નથી. ઈશ્વરની ઈચ્છા અનવગાહ્ય હોય છે. અને આથી આવા મુક્તાત્માઓ કાર્યવશાત્ અહીં આવીને કાર્ય પૂરું થતાં

સુધી જ રહે છે. કાર્ય સમાપ્તિ બાદ સ્વરૂપમા જ પુનઃ અવસ્થાન પામે છે. અને આથી સિદ્ધાન્તને કશી જ હાની આવતી નથી. તેમનો આવિર્ભાવ કલેશકર્મમૂલક નથી. તેમનો તિરોભાવ પણ કલેશાદિથી પ્રેરિત હોતો નથી. આથી અહીં આવેલા આધિકારિક મુક્તાત્માઓને, અધિકાર વિસર્જન થતા સ્વપદ પ્રાપ્તિ જ થાય છે. પુરાણો અને ઇતિહાસોમા એવા અકર્મજન્ય, મહાત્માઓ, ઋષિઓ વગેરેના ઉલ્લેખ જોવામા આવે છે. ઈશ્વરની કાર્યવાહી–યોજના–વર્તન સદૈવ અનવગાહ્ય જ રહે છે. ॥ ૩૨ ॥

પ્રાસંગિક વિચાર પૂરો થયો. હવે વળી પ્રકૃત વાતને અનુસરતા કહે છે કે-

## अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यां औपसदवत् तदुक्तम् ॥ ३३ ॥

અક્ષરધિયા=અક્ષર વિદ્યામાં કહેલા અસ્થૂલત્વ વગેરેનો અવરોધ =સમસ્ત બ્રહ્મોપાસનામા, ઉપસંહાર જાણવો કેમકે સામાન્યતદ્ભાવાભ્યામ્=ઉપાસ્ય બધી સમાનના હોઈને તથા અસ્થૂલતા વગેરે તેના ધર્મો હોઈને કોની પેરે? તો ઔપસદવત્=ઔપસદ મન્ત્રોની માફક તદ્=તે આ ઉક્ત=પૂર્વમીમાંસામા કહ્યુ છે.

બૃહદારણ્યક ઉપનિષદનું વચન છે કે **एतद् वै तदक्षरं गार्गि! ब्राह्मणा अभिवदन्ति-अस्थूलमनणु**-આ નિશ્ચય તે અક્ષર છે હે ગાર્ગિ! જેને બ્રાહ્મણો કહે છે કે અસ્થૂલ-અનણુ વગેરે-(બૃ૦ ૩-૮-૮) એ જ પ્રમાણે મુણ્ડકોપનિષદ્ કહે છે કે **अथ परा यया तदक्षर अधिगम्यते यत् तद् अद्रेश्यं अग्राह्यं**-અને તે પરાવિદ્યા છે જેના વડે તે અક્ષર અવિનાશી બ્રહ્મ જણાય છે, કે જે અદૃશ્ય, અગ્રાહ્ય છે (મું૦ ૧-૧-૫) તો આ શ્રુતિઓમાં કહેલા અસ્થૂલાદિ ગુણો બધીય બ્રહ્મોપાસનામા લેવા કે બધીમા ન લેવા? ન લેવા એવો પૂર્વપક્ષ છે તો લેવા એવો ઉત્તરપક્ષ છે ન જ લેવા જોઈએ કેમકે જ્યા જે ગુણો કહ્યા હોય ત્યા તે જ લેવા ઉચિત છે. યથાશ્રુતિ વ્યવસ્થા ઉચિત છે. શ્રુતિના કથન વિના સર્વત્ર ઉપસંહાર ઉચિત નથી તો આ વાત બરાબર નથી કેમકે ઉપાસ્ય બ્રહ્મ સર્વત્ર સમાન છે. ઉપરત અસ્થૂલાદિ ગુણોને તો બ્રહ્મના ધર્મો તરીકે આ શ્રુતિઓ કહે છે. તો તે ધર્મો ધર્મીને છોડીને તો કેવી રીતે રહી શકે? અને આથી એક ઠેકાણે નિર્દિષ્ટ ગુણોનું ઇતર ઠેકાણે પણ અનુસંધાન જાણવું જોઈએ જ, નહીંતર ગુણી ગુણભાવસંબંધ જ અસિદ્ધ થાય. તૈત્તિરીય શાખામાં ઉપસદ નામની ઇષ્ટિ વિશેષોનુ વિધાન છે. અધ્વર્યુએ કરેલા પુરાડાશોથી સાધ્ય ઇષ્ટિઓને ઉપસદ

કહેવામાં આવે છે. તે ઇષ્ટિમાં પુરોડાશના પ્રદાનના અંગ તરીકે ગણાતા મંત્રો ઉદ્‌ગાતાઓ બોલે છે. તો તેમાં જેમ ઉદ્‌ગાતાઓ મંત્ર ભણે છે છતાં અધ્વર્યુઓ ત્યાં મુખ્ય હોઇને અધ્વર્યુઓ સાથે તેમનો સંબંધ ગણાય છે તેમ અહીં પણ અસ્થૂલત્વ વગેરે ગુણોનો ઉપાસ્ય બ્રહ્મ સાથે સર્વત્ર સંબંધ જાણવો જોઈએ. અને આવી વ્યવસ્થાને પૂર્વ મીમાંસાનો ટેકો છે. **ગુણમુખ્યવ્યતિક્રમે તદર્થત્વાન્મુખ્યેન વેદસંયોગઃ**-( મીં૦ ૩-૩-૯ ) આથી સર્વત્ર બ્રહ્મોપાસનામાં બધાય ગુણોનું અનુસંધાન જ ન્યાય્ય છે. ॥૩૩॥

તો પરમાત્માના આવા કેટલા ગુણો છે જેમનું સર્વત્ર ઉપાસનામાં અનુસંધાન વિહિત છે! તો કહે છે:–

## इयदामननात् ॥ ३४ ॥

इयत्=આટલા, જેટલા કહ્યા છે તેટલા ગુણોનો સમુદાય બ્રહ્મોપાસનામાં સર્વત્ર ઉપસંહાર્ય છે એમ જાણવું. કેમકે आमननात्=તેટલા ગુણો જ સર્વત્ર શ્રુતિઓમાં જોવામાં આવે છે.

આકાશના તારા વત્તા ભૂમિનાં રજઃકણ વત્તા પડતાં વરસાદનાં ફોરાં કદાચ પૂરાં ગણાય પણ પરમાત્માના અનંત-અસંખ્ય ગુણોની સંખ્યા કરવી અશકય છે. એ તો **अनन्तवान्** નામ જ છે. અને આપણે અલ્પજ્ઞ મુમુક્ષુઓ છીએ. અને આથી **आनन्दादयः प्रधानस्य**-(વે૦ સૂ૦ ૩-૩-૧૧) થી લઇને તે **अक्षरधियां त्ववरोधः**-(વે૦ સૂ૦ ૩-૩-૩૩) સુધીમાં જેટલા ગુણો જોયા તેટલા ગુણોના ઉપસંહારથી પણ આપણું કામ પતી જાય છે. સાકરનો ડુંગર હોય પણ કીડી તો તેની મૂછમાં પકડાય એટલા જ દાણા લઈ શકે અને તેટલા તેને માટે બસ છે. આપણે માટે ઉપલા સૂત્રોમાં કહેલા ગુણોનુ ચિંતન બસ છે. કેમકે આપણે માટે અતીન્દ્રિય પ્રદેશમાં શ્રુતિ પ્રમાણ છે. અને આથી શ્રુતિએ કહેલા ગુણોનો સમુદાય આપણે માટે બસ છે. ॥ ૩૪ ॥

તો આ બધા ગુણોની કયાં સતત ઉપાસના કરવી ઘટે?
જવાબ વાળતાં કહે છે કે:–

## अन्तरा भूतग्रामवत् स्वात्मनः ॥ ३५ ॥

स्वात्मन=પોતાના આત્માની अन्तरा=અંદર મુમુક્ષુએ બ્રહ્મની ઉપાસના કરવી ઘટે. भूतग्रामवत्=ભૂતગ્રામ એટલે દેહ, તેમાં પોતાના આત્માની માફક

જેમ આપણા જીવાત્માના સાક્ષાત્કાર માટે સતત શરીરની અંદર યોગ દ્વારા ઉપાસના કરવી ઘટે છે કેમકે જીવાત્મા શરીરમા વસે છે તેમ બ્રહ્મના સાક્ષાત્કાર માટે તેની પોતાના આત્મામા સતત ઉપાસના કરવી ઘટે. કેમકે જીવાત્માની પણ અંદર પરમાત્મા વસે છે જીવાત્માના દેહનિવાસ અંગે શ્રુતિબોલ છે કે त दुर्दर्श गूढमनुप्रविष्ट गुहाहितं गहरेष्ठ पुराणम् । अध्यात्मयोगाधिगमेन देव मत्वा धीरो हर्षशोकौ जहाति- દુ:ખે દર્શન કરી શકાય એવા, ઢંકાયેલ સ્થાનમા ઘૂસેલા, દુર્ગમ સ્થાનમા સ્થિતિવાળા, હૃદયગુફામા વર્તમાન, સનાતન એવા તે દેવોના દેવને અધ્યાત્મયોગની પ્રાપ્તિથી જાણીને બુદ્ધિશાળી હર્ષ અને શોકને તજે છે (કઠ૦ ૨-૧૨) પરબ્રહ્મ જીવાયતન છે એવો પણ તેજ રીતે શ્રુતિ ઉલ્લેખ છે सूर्य आत्मा जगत. तस्थुषश्च-સૂર્ય છે આત્મા સ્થાવર જગમનો (ऋ० १-८-७-१) अय अंतरात्मन् पुरुष.-જે આ અંદર આત્મા પુરુષ છે. (शत० १०-६-३-२) अंगुष्ठमात्र पुरुष मध्य आत्मनि तिष्ठति-અંગૂઠા જેવડા હૃદયમા રહેતો હોઈને અંગૂઠા જેવડો આત્મા શરીરની અંદર વર્તી રહ્યો છે (कठ० ४-१२) य आत्मनि तिष्ठन्नात्मन: अतर -જે આત્મામા રહેતો હોઈને આત્માની પણ અંદર છે (બૃ૦ ૩-૭-૩૦) જે જ્યા હોય ત્યા તેની ઉપાસના યોગ્ય શ્રુતિ કહે છે -तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा.- તેને પોતાના શરીરમા રહેલો જે ધીર પુરુષો જુએ છે (કઠ૦ ૫-૧૨) एष मे आत्मा अन्तर्हृदये-એ મારો આત્મા અંદર હૃદયમા છે (छां० ३-१४-३) परमात्माऽऽत्मनि गृह्यतेऽसौ सत्येन तपसा योऽनुपश्यति-જે સત્ય અને તપ દ્વારા એને જુએ છે તેને તે પરમાત્મા શરીરની અંદર હૃદયમા જણાવામા આવે છે (શ્વે૦ ૧-૧૫) માટે પરમાત્માની અંતરમા ઉપાસના કરવી ॥ ૩૫ ॥

શંકા ઉઠાવી સમાધાન દેતા કહે છે -

## अन्यथा भेदानुपपत्तिरिति चेन्नोपदेशांतरवत् ॥ ३६ ॥

अ यथाभेदानुपपत्ति=બીજા પ્રકારે જોવામા આવતા ઉપદેશનો ભેદ યુક્તિયુક્ત- એટલે કે પોતાના આત્માની અંદર પરબ્રહ્મ પરમાત્મા જો ઉપાસ્ય હોય તો પ્રકારાન્તરે જોવામા આવતા ઉપદેશભેદોની યુક્તિયુક્તતા જોખમાય છે इति=આમ चेत्=જો કહેતા હો તો न=એ કથન ઠીક નથી કેમકે 'उपदेशान्तरवत्=ઉપાસનાના ઉપદેશથી ભિન્ન જે કર્મોપદેશ એ કર્મોપદેશ એટલે ઉપદેશાન્તર-તેની માફક સભાવી શકે છે

મુમુક્ષુએ સર્વજ્ઞ અને સર્વશક્તિ બ્રહ્મની પોતાના આત્માની અંદર સતત ઉપાસના કરવી જોઈએ આ વાત ઠીક લાગતી નથી કેમકે જો એમ

मानीએ તો બ્રહ્મની પ્રકારાન્તરે ઉપાસનાઓ—જે શ્રુતિઓમા ઠેકઠેકાણે જોવામા આવે છે—તે ઉપદેશનો ભેદ, યુક્તિપૂર્વકનો નહીં —હે બ્રિન્ન બ્રિન્ન સ્થળે ભગવાનની અનેક પ્રકારની ઉપાસનાઓનો ઉલ્લેખ જોવામા આવે છે છાંદોગ્યની વૈશ્વાનર ઉપાસનામા—तान् होवाच एते वै खलु यूयं पृथग् इव इम आत्मानं वैश्वानरं विद्वांसोऽन्नमत्थ य स्त्वेतमेव प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेषु आत्मसु अन्नमत्ति ત્યારે તે સૌ પ્રસિદ્ધ ઋષિઓને રાજાએ કહ્યુ, "આ આપ બધા જ નિશ્ચય આ આત્માને જાણે જુદો હોય તેમ ઉપાસતા હોઈને અન્ન ખાઓ છો પરંતુ જે કોઈ આ વૈશ્વાનર આત્માને પ્રાદેશમાત્ર દ્યુલોકથી માંડી પૃથિવીપર્યંત સૌ પ્રદેશમા અભાગી ભાવની કલ્પનાથી મપાયેલા તથા અભિવિમાન—સૌ લોકમા—સૌ પ્રાણીઓમા અને સૌ આત્માઓમા અંતરાત્મા રૂપથી જણાયેલા, એમ જાણી ઉપાસે છે, તે સૌ લોકોમા સૌ—પ્રાણીઓમા અને સૌ આત્માઓમા અન્નને ખાય છે (છા૦ ૫–૧૮–૧) આમ આદિત્ય વગેરે પ્રત્યેક બ્રહ્મોપાસનાની નિન્દા કરી, દ્યૌથી લઈને તે પૃથ્વી સુધીના સમસ્ત વિવેકી શરીરમા ફળના પ્રદર્શનપૂર્વક ઉપાસનાનુ વિધાન કરી, તેના સ્વરૂપની જિજ્ઞાસા થતા શ્રુતિ કહે છે કે—तस्य ह वा एतस्य आत्मनः वैश्वानरस्य मूर्धैव सुतेजाः चक्षुः विश्वरूपः प्राणः पृथग्वर्त्मात्मा सन्देहो बहुलः बस्तिरेव रयिः पृथिव्येव पादौ તે આ નિશ્ચય પ્રસિદ્ધ વૈશ્વાનર આત્માનુ નિઃસદેહ અતિ તેજસ્વી દ્યુલોક શિર છે વિશ્વરૂપ સૂર્ય ચક્ષુ છે વિશ્વગતિ વાયુ પ્રાણ છે અનેક પદાર્થોવાળુ આકાશ પેટ છે નિશ્ચય ધનનિધિ સમુદ્ર મૂત્રાશય છે અને પૃથિવી જ પગો છે (છા૦ ૫–૧૮–૨) મુંડક ઉપનિષદમા પણ ઉપાસ્ય બ્રહ્મનુ આવુ સ્વરૂપ જ સ્પષ્ટ દર્શાવે છે કે—अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग् विवृताश्च वेदाः। वायुः प्राणो हृदय विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा એ પુરુષનુ દ્યુલોક એ માથુ છે સૂરજ અને ચાદ આખ છે દિશાઓ કાન છે તથા મનુષ્યમાત્રને માટે અધિકાર દૃષ્ટિએ ખુલ્લા મૂકાયેલા વેદો એની વાણી છે વાયુ એનો પ્રાણ છે પ્રાણીમાત્ર એનુ હૃદય છે અને પૃથિવી એના પગો છે નિઃસદેહ એ સર્વભૂતોનો અંતરાત્મા છે (મુ૦ ૨–૧–૪) તેજ મુજબ અથર્વવેદ કહે છે—यस्य भूमिः प्रमाऽन्तरिक्षमुतोदरम्। दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः. જેનો ભૂમિ પગ છે—અન્તરિક્ષ ઉદર છે—જેણે દ્યુલોકને પોતાનુ મસ્તક કર્યું છે તે જ્યેષ્ઠ બ્રહ્મને નમસ્કાર (अथर्व० १०–४–७–३२) જો આત્મામા જ બ્રહ્મોપાસના સતત કર્તવ્ય

હોય તો આ ત્રિવેણી ગણીને પ્રતીકોપાસન યુક્તિયુક્ત નહીં ગણાય! કેમકે સ્વાત્માનો પ્રદેશ અને આ પ્રદેશ ભિન્ન છે અને આથી મુમુક્ષુ માટે કેવળ આત્મામાં જ પ્રતીકોપાસના યુક્તિસંગત લાગતી નથી

તો આ વાત યોગ્ય નથી કર્મોપદેશના પ્રકારાન્તરની માફક આ પણ યુક્તિયુક્ત થઈ શકે છે અગ્નિહોત્રરૂપી કર્મ, કરનારના અધિકારના ભેદે બે પ્રકારનું થાય છે એક બાહ્ય અને બીજુ આતર તે પૈકી પ્રથમ ત્રણ આશ્રમીઓ માટે બાહ્ય અગ્નિહોમનો ઉપદેશ છે શ્રુતિ કહે છે–जायमानो वै ब्राह्मण त्रिभि ऋणवा जायते ब्रह्मचर्येण ऋषिभ्य यज्ञेन देवेभ्य प्रजया पितृभ्य एष वा अनृणो य पुत्री यज्वा ब्रह्मचारी–જન્મનાર બ્રાહ્મણ ત્રણ ઋણે ઋણવાન જન્મે છે બ્રહ્મચર્ય દ્વારા ઋષિઋણ, યજ્ઞ દ્વારા દેવઋણ, પ્રજા દ્વારા પિતૃઋણ (અદા કરે છે) તે તો ઋણ વિનાનો છે જે પુત્રવાન, યજ્ઞ કરનાર અને બ્રહ્મચારી છે (તૈ સ૦ ૬–૩–૧૦) વિરાગી ચતુર્થાશ્રમીને માટે આતર અગ્નિહોત્રનો ઉપદેશ છે સ્મૃતિ કહે છે કે–समारोपणादात्मन्यप्रतिषेध. (ન્યા૦ ૪–૧–૬૧) મનુસ્મૃતિનો બોલ છે કે–प्राजापत्या निरुप्येष्टिं सर्ववेदसदक्षिणाम्। आत्मन्यग्नीन् समारोप्य ब्राह्मण प्रव्रजेद् गृहात्–સર્વવેદ અને દક્ષિણાસહિત પ્રાજાપત્ય અગ્નિમાં ઇષ્ટિ કરી, આત્મામાં અગ્નિનુ સમારોપણ કરી, બ્રાહ્મણ ઘરમાંથી નીકળી સન્યાસી થાય, (મનુ૦ ૬–૩૮) છાંદોગ્યમાં વૈશ્વાનરના ઉપાસકો માટે કહ્યુ છે કે–उर एव वेदि लोमानि बर्हिं हृदय गार्हपत्य मन अन्वाहार्यपचन आस्य आहवनीय–હૃદય જ વેદી છે લોમ જ દર્ભ છે હૃદય ગાર્હપત્ય છે મન અન્વાહાર્યપચન છે મુખ આહવનીય છે (છાં૦ ૫–૧૮–૨) तद् यद् भक्त प्रथम आगच्छेत् तद् होमीयम्। स या प्रथमा आहुतिं जुहुयात् प्राणाय स्वाहेति प्राणस्तृप्यति–ત્યાં જે રાંધેલુ અન્ન સૌથી પહેલા આવે, તેને હોમવા યોગ્ય જાણે તે પહેલી જે આહુતિને હોમે તેને "प्राणाय स्वाहा" એમ બોલીને હોમે તેથી પ્રાણ તૃપ્ત થાય છે (છાં૦ ૫–૧૯–૧) આ રીતે ઉપક્રમ કરીને પછી अथ य एतदेव विद्वान् अग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेषु आत्मसु हुत भवति ॥ ० ॥ तद्यथा ईषीकातूल अग्नौ प्रोतप्रदूयेत एव ह अस्य सर्वे पाप्मान प्रदूयन्ते य एतदेव विद्वान अग्निहोत्र जुहोति–જે પુરુષ આ વિદ્યા ન જાણતો હોઈને અગ્નિહોત્ર હોમે છે તે જેમ કોઈ અગ્નિને બાજુએ રાખી ભસ્મમાં હોમે, તેવુ તેનુ હોમેલુ થાય છે પરતુ જે આને આમ જાણી અગ્નિહોત્ર હોમે છે તેનુ તે સર્વલોકમાં, સર્વભૂતોમાં અને સર્વ–આત્માઓમાં હોમેલુ થાય છે જે કોઇ આને આમ જાણતો હોઇને અગ્નિહોત્ર હોમે છે,

તેના સર્વપાપો અગ્નિમા નાખેલુ ઈષિકાતૂલ જેમ બળી ભસ્મ થય છે તેમ બળીને થાય છે તે જ પ્રમાણે બ્રહ્મોપાસના પણ અધિકારીભેદે ભિન્ન થઈ શકે છે તે પૈકી વિરકત મુમુક્ષુ માટે પોતાના અતરાત્મામા બ્રહ્મોપાસનાનુ વિધાન છે બાકીનાને માટે વિવિધ બીજી ઉપાસનો છે ઉપાસ્ય બ્રહ્મ એક છે છતા ગુણુ અને સ્થાનના ભેદે ઉપાસનાભેદ અને ફળભેદ હોઇ શકે છે. આથી મુમુક્ષુ માટે આતર બ્રહ્મોપાસના યુક્ત છે ॥ ૩૬ ॥

આમ મુમુક્ષુ વિરકત માટે આત્મામાં બ્રહ્મોપાસના જણાવી તો એ ઉપાસના પૂર્ણ થઈ છે એ કેમ જાણવુ ? એની અવધિ થઈ ગઈ છે એમ કયારે અને કેમ જાણવુ ? જવાબ વાળતા કહે છે –

## व्यतिहारः विंशिषन्ति हीतरवत् ॥ ३७ ॥

ઉપાસ્ય અને ઉપાસકની વ્યતિહાર=અન્યોન્યાત્મતા થાય એ ઉપાસનાની ઈતિ છે એમ જાણવુ હિ=કેમકે इतरवत्=પરસ્પરાત્મતાનુ विंशिषन्ति=ઐતરેય ઉપનિષદ્ શાખા સાક્ષાત્ પ્રતિપાદન કરે છે –

જીવ શિવની અન્યોન્યાત્મકતાની સ્વયમેવ પ્રતીતિ થાય ત્યારે જાણવું કે ઉપાસના સિદ્ધ થઈ છે આ આતર અનુભવ જ છે ઐતરેય આરણ્યકમા આવી અન્યોન્યાત્મતારૂપની પ્રતીતિનો સાક્ષાત્ ઉલ્લેખ છે योऽहं सोऽसौ, योऽसौ सोऽहम्–જે હુ તે જ તે છે જે તે તે જ હુ છુ. (ઐ૦ આ૦ ૨-૨-૪-૬) પુરુષાર્થની અહીં અવધિ છે પછી તો પરમાત્મા પ્રસાદનો પ્રદેશ શરૂ થાય છે પરસ્પરની એકાત્મકતાની પ્રતીતિ સુધી ઉપાસનાની હદ છે ત્યારબાદ પ્રભુકૃપાહી કેવલ શરૂ થાય છે શ્રુતિ સાક્ષી પૂરે છે કે–नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन । यमेव एष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्– આ આત્મા પ્રવચન કે બુદ્ધિ કે ઘણું સાભળવાથી મળે એવો નથી જેને નિશ્ચય એ આત્મા પસદ કરે તેને તે મળે. તેને માટે આ આત્મા પોતાનુ નિજ રૂપ ખોલી દે છે (મું૦ ૩-૨-૩) सम्प्राप्यैनं ऋषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः । ते सर्वगं सर्वतः प्राप्य धीराः युक्तात्मानः सर्वं एव आविशन्ति ॥ જે વિદ્વાનો આ આત્માને પ્રાપ્ત કરીને જ્ઞાનતૃપ્ત છે, જીતમના છે, રાગદ્વેષરહિત અને અત્યત શાન્ત છે તે બુદ્ધિમાનો દરેક બાજુએથી સર્વત્ર પહોચેલા આ આત્માને પ્રાપ્ત કરીને કર્મયોગમા મગ્ન ચિત્તવાળા થઈને સર્વરૂપમા જ પ્રવેશે છે (મું૦ ૩-૨-૫) આમ આત્મામા આત્માની પરમાત્મરૂપે પ્રતીતિ-અનુભૂતિ ઉપાસનાની હદ છે ॥ ૩૭ ॥

આમ સામાન્ય રીતે બ્રહ્મોપાસનામાં કયા કયા ગુણોનું ઉપસંહરણ કરવું ઘટે તે વિચાર્યું. પ્રસંગવશાત બીજા કેટલાક અર્થોનો પણ નિર્ણય થયો. હવે વિશેષપણે કેટલાક બ્રહ્મોપાસનામાં આવતા ગુણના ઉપસંહારનું ચિંતન કરવું ઘટે. કવચિત્ પ્રાસંગિક અર્થવિચારણા પણ થશે. તે પૈકી વિશેષરૂપે ગુણોપસંહારના ચિંતનનું પ્રથમ સૂત્ર અવતારિત કરતા કહે છે –

## सैव हि सत्यादयः ॥ ૩૮ ॥

હિ=કેમકે સા એવ=તે જ આ ઉપદેશેલી શાંડિલ્ય વિદ્યા જ બૃહદારણ્યકમાં કહેવામાં આવી છે તેથી સત્યાદય=છાંદોગ્યમાં કહેલા પ્રાણશરીર સત્યસંકલ્પ વગેરે ગુણોનો તથા બૃહદારણ્યકમાં સાંભળેલા સર્વેશાનત્વ વગેરે ગુણોનો પરસ્પર ઉપસંહાર કરવો યોગ્ય છે.

છાંદોગ્ય ઉપનિષદમાં શાંડિલ્ય વિદ્યા છે सर्वं खल्विदं ब्रह्म–આ બધું નિશ્ચય બ્રહ્મ છે. વગેરેથી માંડીને તે ज्यायान् एभ्यो लोकेभ्य.–એ આ લોકોથી આ ઘણો મોટો છે સુધી (છા૦ ૩-૧૪-૧-૨-૩) તેનો વિસ્તાર છે. તે જ પ્રમાણે બૃહદારણ્યકમાં "मनोमयोऽयं पुरुष भा सत्य थी માંડીને सर्वमिदं प्रशास्ति यदिदं किंच (બૃ૦ ૫-૬-૧) આવો આકાર છે તો શું બન્ને ઉપનિષદોમાં એક જ વિદ્યા છે કે બન્નેમાં જુદી જુદી વિદ્યાઓ છે? ઉપનિષદ્નો ભેદ છે એટલે વિદ્યાનો પણ હોઈ શકે છે! તો આવી શંકા થતા સમાધાન વાળે છે કે બન્ને એક જ છે, જુદી નથી. કેમકે બન્નેમાં પ્રેરણા વગેરેનો ભેદ નથી. એ ભેદ હોય તો વિદ્યાભેદ થાત પણ તેવું નથી. અને આથી ઉભય વિદ્યામાં કથિત ગુણોનું ઉભયત્ર અનુસંધાન જાણવું. વિદ્યાભેદ નથી તો પછી ગુણભેદ પણ નથી, આટલું જ નહીં શતપથમાં स आत्मानमुपासीत मनोमयं प्राणशरीरं भारूपम्–તે મનોમય ભારૂપ-પ્રાણશરીર આત્માને ઉપાસે (શત૦ ૧૦-૬-૩-૨) વગેરે રૂપે જોવા મળતી શાંડિલ્ય વિદ્યા પણ એક જ છે. કેમકે બન્નેના સમાન ન્યાય છે, ઉપનિષદ્ભેદે તો ઉપદેષ્ટવ્ય ભેદ હોઈ શકે. તેથી વિદ્યાભેદ થતો નથી ॥ ૩૮ ॥

શાંડિલ્ય વિદ્યામાં થતો ગુણોપસંહાર કહ્યો. હવે દહર વિદ્યામાં થતા ગુણોપસંહારનો ઉલ્લેખ કરતા કહે છે –

## कामादीतरत्र तत्र चायतनादिभ्य ॥ ૩૯ ॥

कामादि=સત્યકામત્વાદિ વગેરે ગુણ સમુદાયનો इतरत्र= બીજે બૃહદારણ્યકમાં तत्र च= અને છાંદોગ્યની દહરવિદ્યામાં ઉપસંહાર કરવો જોઈએ. हि=કેમકે आयतनादिभ्य= આયતનત્વાદિ સમાન ધર્મો બન્નેમાં હોઈને વિદ્યાની એકતા સમજી શકાય છે.

છાંદોગ્યમાં अथ-यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन् अन्तराकाश-હવે જે આ, આ બ્રહ્મના નગરમાં-શરીરમાં નાનું સરખું હૃદયકમલરૂપ મંદિર છે. તેની અંદર નાનું સરખું આકાશ (બ્રહ્મ) છે. (છાં૦ ૮-૧-૧) વગરથી દહર વિદ્યાની શરુઆત કરી શ્રુતિ કહે છેઃ-एष आत्माऽपहतपाप्मा....सत्यकामः सत्यसंकल्पः એ હૃદયાકાશ બ્રહ્મ, આત્મા છે. સૌ પાપથી રહિત..........સત્યકામ સત્યસંકલ્પ (છાં૦ ૮૪--૧૪) વગેરે.

તેમજ બૃહદારણ્યકમાં કહે છેઃ-स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदये आकाशस्तस्मिन् शेते सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः-તે આ મહાન આત્મા જે વિજ્ઞાનમય પ્રાણોમાં જે આ અંદર હૃદયમા આકાશ છે તેમાં સુવે છે તે સૌને વશ કરનાર સૌનો સ્વામી સૌનો અધિપતિ છે. (બૃ૦ ૪-૪-૨૨) વગેરે. તો આ બન્ને ઉપનિષદોમાં દહર વિદ્યાજ કહી છે કે કોઈ બીજી? કોઈ બીજી જ લાગે છે કેમકે બન્ને વિદ્યાઓમાં રૂપનો ભેદ છે. રૂપ ભેદ એટલે ઉપાસ્યભેદ છાંદોગ્યમાં અપહતપાપ્મત્વ વગેરે ગુણોથી વિશિષ્ટ આકાશ ઉપાસ્ય છે એમ કહે છે. બૃહદારણ્યકમાં વશિત્વ વગેરે ગુણોથી, વિશિષ્ટ આત્મા ઉપાસ્ય કહ્યો છે. અને જો ઉપાસ્યભેદ જ છે તો પછી વિદ્યાભેદ હોય જ! તો આ શંકા બરાબર નથી, અહીં રૂપભેદ જ નથી. આથી વિદ્યાભેદ માટે અવકાશ જ નથી. બન્ને વિદ્યાઓમાં હૃદયાયતનત્વ વગેરે ધર્મો સમાન છે જેમ છાંદોગ્યમાં ઉપાસ્ય બ્રહ્મના હૃદયાતનત્વ, સેતુત્વ, વિધરણત્વ, વગેરે ધર્મો બતાવ્યા છે, બૃહદારણ્યકમાં પણ તે જ છે. અને ધર્મોની જો સમાનતા હોય તો વિદ્યાઓની આપમેળે જ આવે! ઉપરાંત "આકાશ" છાંદોગ્યમાં, તો "આત્મા" બૃહદારણ્યકમાં ઉપાસ્ય છે એમ કહું તે પણ ઠીક નથી, કેમકે આકાશ શબ્દ બ્રહ્મવાચક છે એ તો પૂર્વે વિસ્તારપૂર્વક સિદ્ધ કર્યું જ છે. અને આથી બન્ને વિદ્યાઓ એક જ છે. અને આથી ઇતરેતરના ગુણોનો વિનિમય યોગ્ય છે. ॥ ૩૯ ॥

હવે આ જ વાતને લગતી એક વિશેષ વાત કહેતાં ઉચ્ચરે છે કેઃ-

**आदरादलोपः ॥ ४० ॥**

आदरात्=મુમુક્ષુ જીવે આ બ્રહ્મોપાસના પરમ આદરથી એટલે કે શ્રદ્ધા, ભક્તિ, બ્રહ્મચર્ય, તપ વગેરે પૂર્વક કરવી ઘટે. अलोपः=તેનો-ઉપાસનાનો-કદી લોપ ન હોવો ઘટે.

પરબ્રહ્મ પરમાત્માની આત્મ પ્રતીતિ પામવા મુમુક્ષુએ આ ઉપાસના દીર્ઘકાળ-નિરન્તર-સત્કારપૂર્વક કરવી ઘટે. દીર્ઘકાળ એટલે મોતની પળ

સુધી નિરન્તર એટલે જાગીએ ત્યાંથી ઊંઘની પળ સુધી સત્કાર એટલે શ્રદ્ધા, ભક્તિ, તપ–બ્રહ્મચર્ય વગેરે સાક્ષાત્કાર એ બાળખેલ નથી, માથુ આપવાની તાકાત ન હોય તો એ માર્ગે કઠિનતાનો પાર નથી આથી પૂરી તૈયારીમા–સાધનામા ખપી પણ જવાય તો વાંધો નહીં એવા કેસરિયા નિશ્ચય સાથે ઝપલાવવુ ઘટે છે શ્રુતિ કહે છે–**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत । क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति**–ઊઠો–જાગો–શ્રેષ્ઠોને પ્રાપ્ત કરી સમજો અસ્ત્રાની ધારેલી ધારા માફક જેના ઉપરથી ઓળગવુ કઠિન છે તે માર્ગને ઓળગવો કઠણ છે એમ ઓળગીને ગએલા બુદ્ધિમાનો કહે છે (કઠ૦ ૩–૧૪) શ્રુતિઓ તો અનેક ઠેકાણે આ આદરાતિશયનો ઉલ્લેખ કરે છે–જેમકે **ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते**–જેઓ અરણ્યમા તપ અને શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરે છે (છા૦ ૫–૧૦ ૧) **ये चामी अरण्ये श्रद्धा सत्यमुपासते**–જે પેલા અરણ્યમા શ્રદ્ધા અને સત્યને ઉપાસે છે (બૃ૦ ૬–૨–૧૫) વગેરે આથી ઉપાસનામા છિદ્ર ન પડવા દેવુ ઘટે **अर्थं साधयामि**–પુરૂષાર્થને સિદ્ધ કરીશનો ઉમગી નિશ્ચય અને કેસરિયા વૃત્તિ અહીં જરૂરી છે ॥ ૪૦ ॥

મુમુક્ષુઓએ આ આદરાતિશય શાને માટે રાખવો ઘટે? તો કહે છે–

**उपस्थितेऽतस्तद् वचनात् ॥ ४१ ॥**

અત=આ સત્કારપૂર્વકની બ્રહ્મોપાસનાથી ઉપસ્થિત–સાક્ષાત્કાર જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે મુમુક્ષુનો મોક્ષ સભવે છે કેમકે તદ્વચનાત્=તેવુ શ્રુતિનુ વચન છે

દીર્ઘકાળ–નિરન્તર–સત્કારપૂર્વકના બ્રહ્મોપાસનથી તેને લગતો સાક્ષાત્કાર ઉપસ્થિત થાય છે અને તે મોક્ષમા પરિણમે છે શ્રુતિનુ વચન કહે છે–**एष मे आत्मा अन्तर्हृदये, एतद्ब्रह्म, एत इतः प्रेत्य अभिसंभवितास्मि इति । यस्य स्याद् अद्धा न विचिकित्सा अस्तीति ह स्माह शाण्डिल्य**–એ મારો આત્મા છે અદર હૃદયમા છે એ બ્રહ્મ છે હુ અહીંથી મરીને એને પ્રાપ્ત થઈશ. આ જેનો ઠીક ઠીક દૃઢ સકલ્પ છે, તેની બ્રહ્મ પ્રાપ્તિમા સશય નથી, એમ નિશ્ચય પૂર્વકાલમા શાડિલ્યે કહ્યુ છે (છા૦ ૩–૧૪ ૪) આથી મુક્તિ માટે નિરતિશય સત્કાર કે આદર પૂર્વકની ઉપાસના કરવી જોઈએ. તો જ ઈષ્ટ ફળ મળે છે ॥ ૪૧ ॥

આમ ઉપાસનાથી જ્ઞાનની ઉપસ્થિતિ થાય છે, એમ કહ્યુ તો શુ ઉપાસના સાક્ષાત્ જ્ઞાન સમર્પે છે કે તે જ્ઞાનના પ્રતિબધકોને તેટલા દૂર કરે છે? અને પ્રતિબધોની નિવૃત્તિ થતા જ્ઞાન સ્વયમેવ સ્ફુરે છે? આ જિજ્ઞાસાને તોષતા કહે છે–

## तन्निर्धारणानियमः तद्दृष्टेः पृथग् हि अप्रतिबंधः फलम् ॥ ८२ ॥

तन्निर्धारणानियम=તે બ્રહ્મનું સાક્ષાત્કારાત્મક જ્ઞાન ઉપાસનાથી થાય છે એવો નિયમ નથી કેમકે तद्दृष्टे=ઉપાસનાના અભાવમાં પણ તે જોવામાં આવે છે पृथग् हि=અને જ્ઞાનથી પૃથક્ अप्रतिबन्ध=જ્ઞાનની સ્ફુર્તિમાં જે કોઈ પ્રતિબંધ હોય તેનો અભાવ फलम्=ઉપાસનાનું ફળ છે.

અર્થાત્ ઉપાસનાનું ફળ શું ? સાક્ષાત્ જ્ઞાનની પ્રાપ્તિ કે સાક્ષાત્કારાત્મક જ્ઞાનના પ્રતિબંધોની નિવૃત્તિ ? તો જ્ઞાનની પ્રાપ્તિ એ ઉપાસનાનું ફળ નથી પણ જ્ઞાનની સ્ફુર્તિની આડે આવતી દીવાલો-અંતરાયોની નિવૃત્તિ એ ફળ છે. ઉપાસનાથી ચિત્તના વિક્ષેપો દૂર થાય. વિક્ષેપરહિત ચિત્ત પ્રશાન્ત સમાધિમાં લીન થાય. પ્રસન્નતમ સમાધિઅવસ્થામાં પરમાત્માનું સાક્ષાત્ જ્ઞાન થાય. પરમાત્માનું જ્ઞાન વસ્તુતન્ત્ર છે. પરમાત્માને અધીન છે ! એ જ્ઞાનની આડખીલીઓ તેટલી ઉપાસના દૂર કરે છે. આમ જ્ઞાનને પ્રકટ થવામાં તે સચિવતા આદરે છે. અને આથી ઉપાસનાના અભાવમાં પણ યોગ્ય આંતર પરિસ્થિતિમાં પરમાત્માનું જ્ઞાન થાય છે. ઉપાસનાના અભાવે પણ વસ્તુતન્ત્રજ્ઞાન નિર્મળ હૃદયીને થાય છે એની શ્રુતિઓ સાક્ષી છે. यः सर्वज्ञः सर्वविद् यस्य एवः महिमा भुवि। दिव्ये ब्रह्मपुरे ह्येवः व्योम्न्यात्मा प्रतिष्ठितः मनोमयः प्राणशरीरनेता प्रतिष्ठितोऽन्ने हृदयं सन्निधाय। तद्विज्ञानेन परिपश्यन्ति धीराः आनन्दरूपं अमृतं यद् विभाति। જે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે. જેનો આ બધો પૃથિવી ઉપર મહિમા છે તે આત્મા નિશ્ચય અદભુત બ્રહ્મપુરમાં જે હૃદયાકાશ છે તેમાં પ્રતિષ્ઠિત છે. મનોમય અને પ્રાણને શરીરમાં દોરવનાર આ આત્મા અન્નમય શરીરમાં-હૃદયમાં પોતાનું રહેઠાણ બનાવીને રહ્યો છે. તે જે આનન્દરૂપ, અમૃત અને સૌનો પ્રકાશક છે તેને ધીર પુરુષો જ્ઞાનથી જુવે છે. (મું૰ ૨-૨-૭) આ શ્રુતિ ઉપાસના દ્વારા સાક્ષાત્ બ્રહ્મજ્ઞાન કહેતી નથી. જીવાત્માનું જ્ઞાન થયા બાદ પરમાત્માનું ભાન અહીં પ્રતિપાદિત કર્યું છે. ઉપરાંત જ્ઞાન વસ્તુતંત્ર છે. ક્રિયા તેવી નથી. ક્રિયાથી જ્ઞાન જન્મતું નથી. જ્ઞાન છે જ. તેનાં આવરણો તેટલાં ક્રિયા ભેદી શકે છે. ઉપાસના પણ માનસિક ક્રિયા છે. આથી ક્રિયા-ઉપાસનાની ક્રિયા પણ ચિત્તમાં માર્જન પૂરતી જ ઉપયોગી છે. આથી ઉપાસનાનું ફળ સાક્ષાત્ બ્રહ્મજ્ઞાન નથી. પણ પ્રતિબંધોની નિવૃત્તિ દ્વારા જ્ઞાનના પ્રાકટ્ય માટે સચિવ થવું એટલું જ તેનું ફળ છે. યોગશાસ્ત્ર કહે છે-ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च-તે ઉપરાંત

ઈશ્વર પ્રણિધાનથી આત્માનું સ્વરૂપે દર્શન અને યોગવિઘ્નોનો અભાવ પણ થાય છે. (યો૦ ૧-૨૯) ઉપરાંત व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि-चित्तविक्षेपाः तेऽन्तरायाः- વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધ ભૂમિકત્વ અને અનવસ્થિતત્વ, એ નવ ચિત્તને યોગથી દૂર લઈ જનારા હોઈને તેઓ યોગવિઘ્નો કહેવાય છે. (યો૦ ૧-૩૦) दुःखदौर्मनस्यांगमेजयत्वश्वासप्रश्वासाः विक्षेपसहभुवः-દુઃખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ, શ્વાસ, પ્રશ્વાસ, એ પાંચ વિક્ષેપ સાથે જન્મનારાં હોય છે. (યો૦ ૧-૩૧) આમ ઉપાસના પ્રતિબંધોને નિવારે છે. અને પ્રતિબંધો પ્રક્ષીણ થતાં જ્ઞાન સ્વયં વિરાજે છે. ॥ ૪૨ ॥

પ્રતિબંધની નિવૃત્તિ જો ઉપાસનાનું ફળ હોય તો પછી તે ઉપાસના જ્ઞાનનું સાધન કઈ રીતે ? કહે છેઃ-

## प्रदानवदेव तदुक्तम् ॥ ४३ ॥

પ્રદાનવદ્ एव=પ્રકારાન્તરની વ્યાવૃત્તિ એ एवનો અર્થ છે. પ્રદાન એટલે યજ્ઞની દક્ષિણા, તે યજ્ઞદક્ષિણા જેમ યજ્ઞમાંના વૈગુણ્યને દૂર કરતી હોઈને યજ્ઞરૂપી પ્રધાન કર્મનું અંગ કહેવાય છે તેમ તત્=તે ઉપાસન કર્મ उक्तम्=પ્રતિબંધને નિવૃત્ત કરતું હોઈને જ્ઞાનનું સાધન કહેવાય છે.

યજ્ઞમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણોને યજ્ઞની વેદીની બહાર જે શ્રદ્ધાપૂર્વક વસ્ત્ર હિરણ્ય વગેરે આપવામાં આવે તેને દાન કહેવામાં આવે છે. તેને દક્ષિણા પણ કહે છે. શ્રુતિ કહે છેઃ-नाकस्य पृष्ठे अधितिष्ठति-श्रितोयः पृणाति स ह देवेषु गच्छति। तस्मा आपो घृतमर्षन्ति सिन्धवः तस्मा इयं दक्षिणा पिन्वते सदा (ऋ० २-१-१०-५) दक्षिणावतामिदिमानि चित्रा दक्षिणावतां दिवि सूर्यासः। दक्षिणावन्तो अमृतंभजन्ते दक्षिणावन्तः प्रतिरन्त आयुः (ऋ० २-१-१०-६) ઉપરાંત યજ્ઞના અંતે વેદીની અંદર ઋત્વિજ વગેરેને જે સોનું વસ્ત્ર વગેરે વસ્તુઓ દેવામાં આવે તેને યજ્ઞ દક્ષિણા કહેવામાં આવે છે. શ્રુતિ કહે છે-उच्चा दिवि दक्षिणावन्ताः अस्थुर्ये अश्वदाः सह ते सूर्येण। हिरण्यदा अमृतत्वं भजन्ते वासोदाः सोम प्रतिरन्त आयुः (ऋ० ८-६-३-२) ઉપરાંત तमेव ऋर्षि तमु ब्राह्मणमाहुः यज्ञन्यं सामगामुक्थशासम्। स शुक्लस्य तन्वो वेद तिस्रो यः प्रथमो दक्षिणया रराध (ऋ० ८-६-४-६) આ ઉત્તમ દાન હોઈને એને સૂત્રમાં પ્રધાન કહ્યું છે. તે ઉત્તમ દાન જેમ યજ્ઞનું વૈગુણ્ય હણતાં

યજ્ઞરૂપી પ્રધાન કર્મનું અંગ ગણાય છે તેમ પ્રતિબંધના સમુદાયને દૂર કરતું ઉપાસના કર્મ, જ્ઞાનનું સાધન કહેવાય છે. પૂર્વમીમાંસાનું દર્શન છે કે-દીક્ષાદક્ષિણં તુ વચનાત્ પ્રધાનસ્ય (મી૦ ૩-૭-૧૧) ॥ ૪૩ ॥

આજ વાતને દૃઢ કરતાં વળી ભણે છે કે:-

**લિંગભૂયસ્ત્વાત્ તદ્ધિ બલીયસ્તદપિ ॥ ૪૪ ॥**

હિ=કેમકે તત્=તે-જ્ઞાન બલીયઃ=અત્યંત બલવાન-સુદૃઢ-નિર્બાધ-સાક્ષાત્ મોક્ષ સાધન છે એ કેમ જાણવું ? તો લિંગભૂયસ્ત્વાત=એવું જણાવનારાં લિંગ પ્રમાણોની બહુલતા છે. તદપિ=મોક્ષનું સાક્ષાત્ સાધન જ્ઞાન છે એમ પણ દર્શનાન્તરમાં કહ્યું જ છે.

જ્ઞાન મોક્ષનું સાક્ષાત્ સાધન છે એવું દર્શાવનારાં અનેક શ્રુતિ પ્રમાણો છે. સ યો હ વૈ તત્ પરં બ્રહ્મ વેદ બ્રહ્મૈવ ભવતિ-તે જે કોઈ નિશ્ચય તે સર્વોચ્ચ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે. (મું૦ ૩-૨-૯) બ્રહ્મવિદાપ્નોતિ પરમ્-બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. (તૈ૦ ૨-૧) તરતિ શોકમાત્મવિત્-આત્માને જાણનાર શોકને તરી જાય છે. (છાં૦ ૭-૧-૩) યદા ચર્મવદાકાશં વેષ્ટયિષ્યન્તિ માનવાઃ । તદા દેવમવિજ્ઞાય દુઃખસ્યાન્તો ભવિષ્યતિ-જ્યારે ચર્મની માફક આકાશને માનવો વીંટશે ત્યારે પરમાત્માને ન જાણીને દુઃખનો પણ અંત થશે (શ્વે૦ ૭-૨૦) વગેરે. આ જ્ઞાન જ્યાં સુધી અંતરમાં વિક્ષેપો હોય ત્યાં સુધી પ્રકટતું નથી. અને એ વિક્ષેપોનું માર્જન ઉપાસના કરે છે. આથી જ્ઞાનોત્પત્તિમાં પરંપરાએ ઉપાસના સાધન બને એ યોગ્ય જ છે ! દર્શનાન્તરમાં પણ મોક્ષનું સાક્ષાત્ સાધન જ્ઞાન છે એવું કહ્યું છે. જ્ઞાનાત્ મુક્તિઃ-જ્ઞાનથી જ મુક્તિની પ્રાપ્તિ થાય છે. (સાં૦ ૩-૨૩) ઉપરાંત ન ચક્ષુષા ગૃહ્યતે નાપિ વાચા નાન્યૈ દેવૈઃ તપસા કર્મણા વા । જ્ઞાનપ્રસાદેન વિશુદ્ધસત્ત્વઃ તતસ્તુ તં પશ્યતે નિષ્કલં ધ્યાયમાનઃ તે પરમાત્મા આંખથી કે વળી વાણીથી કે બીજી ઇન્દ્રિયોથી કે તપ કે બીજાં કોઈ કર્મથી નથી પકડાતા. પરંતુ જ્ઞાનની નિર્મળતાથી પ્રસન્ન અંતરવાળો જ્યારે માણસ થાય છે ત્યારે ધ્યાનયોગ આચરતો તે, તે કલારહિત/અમૃત આત્માને જુવે છે. (મું૦ ૩-૧-૮) શ્રુતિઓ પણ છે. ॥ ૪૪ ॥

આ વિષયમાં પૂર્વપક્ષ ઉઠાવતાં કહે છે:-

**પૂર્વવિકલ્પઃ પ્રકરણાત્ સ્યાત્ ક્રિયામાનસવત્ ॥ ૪૫ ॥**

પૂર્વવિકલ્પઃ=મોક્ષ અંગે, ઉપાસનાથી પૂર્વે-પહેલાં કર્મ સાથે જ્ઞાનનો વિકલ્પ સ્યાત્=પ્રાપ્ત થાય છે કેવી રીતે? તો પ્રકરણાત્=પ્રકરણને લઈને ક્રિયામાનસવત્=જેમ

બાહ્ય ક્રિયાત્મક અગ્નિહોત્રની સાથે માનસ ક્રિયાત્મક અગ્નિહોત્રનો અભ્યુદય અંગે વિકલ્પ થાય છે તે રીતે જ્ઞાનકર્મનો પણ મોક્ષ અંગે વિકલ્પ થાય.

ઈશોપનિષત્‌માં कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः-અહીં કર્મોને કરતા રહીને જ સો વર્ષ જીવવા ઈચ્છા કરે (ઈશા૦ ૨) ઇત્યાદિથી કર્મ તથા यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति-વળી જે બધા પદાર્થોને આત્મામાં જુવે છે-(ઈશા૦ ૬) વગેરે દ્વારા જ્ઞાનનું પ્રકરણ શરૂ કરી બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષનુ પ્રતિપાદન જોવામાં આવે છે કે स पर्यगात् शुक्रं अकाय मव्रणं अस्नाविरं शुद्धं अपापविद्धम्। कविर्मनीषी परिभूः स्वयंभूः याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः તે (એક આત્માને જોનાર) પ્રકાશ સ્વરૂપ બ્રહ્મને પામે છે. જે બ્રહ્મ શરીર રહિત, ઘાવરહિત, સ્નાયુરહિત છે, શુદ્ધ છે, પુણ્ય અને પાપથી ન વિંધાએલુ છે. વળી જે દ્રષ્ટા, બુદ્ધિશાળી, અધ્યક્ષ તથા સ્વયસિદ્ધ છે. જેણે જેવા હોવા જોઈએ તેવા જ પદાર્થોને અનાદિ વર્ષોથી બનાવ્યા છે. (ઈશા૦ ૮) તો સંશય એ છે કે મોક્ષપ્રાપ્તિ માટે અહીં જ્ઞાન અને કર્મનો વિકલ્પ કે પછી ઉપાસનાની પેરે કર્મ જ્ઞાનનુ અને જ્ઞાન મોક્ષનું સાધન છે અને તે રીતે ક્રમસમુચ્ચય છે? વિકલ્પ છે એવો પૂર્વપક્ષ છે. ક્રમ સમુચ્ચય છે એવો સિદ્ધાન્ત છે. તો પૂર્વપક્ષી વિકલ્પ છે એમ પ્રકરણના આધારે કહે છે જ્ઞાન અને કર્મના પ્રકરણમા મોક્ષનુ પ્રતિપાદન છે જો એ બન્નેને મોક્ષ સાથે લેવાદેવા ન હોત તો મોક્ષનુ તે પ્રકરણમા પ્રતિપાદન ન હોત, પણ છે. જ્ઞાન તો મોક્ષનુ સાક્ષાત્ સાધન છે જ એ નિર્વિવાદ છે. પણ કર્મ પણ ત્યાં સહચારી હોઈને મોક્ષનુ સાક્ષાત્ સાધન હોવું ઘટે. અને તે બન્નેનો સમુચ્ચય તો હોઈ શકે નહીં કેમકે તેમ થતાં બેમાંથી એકની વ્યર્થતા આવે જ. અને તે કરતા તો બેનો વિકલ્પ જ વધુ ઉચિત છે કવચિત્ મોક્ષનું સાધન જો જ્ઞાન છે તો કવચિત્ કર્મ હોઈ શકે તેમા કોઈ વાંધો નથી જેમ અભ્યુદય અંગે બાહ્યક્રિયાત્મક અગ્નિહોત્ર અને માનસક્રિયાત્મક અગ્નિહોત્રનો વિકલ્પ છે તેમ મોક્ષ અંગે કર્મ અને જ્ઞાનનો વિકલ્પ માનીએ તો તે યોગ્ય છે આ અગ્નિહોત્રનો વિકલ્પ શાસ્ત્રમાં સ્પષ્ટ છે કૌષીતકિ બ્રાહ્મણમા કહે છે કે –

अथातः सायंमनं प्रातर्दनं आन्तरं अग्निहोत्रमिति चाचक्षते। यावद् वै पुरुषो भाषते न तावत् प्राणितुं शक्नोति, प्राणं तदा वाचि जुहोति। यावद् वै पुरुषः प्राणिति न तावद् भाषितुं शक्नोति तद्वा प्राणे जुहोति। एते अनन्ते अमृताहुती जाग्रच्च स्वपंश्च, सतत अव्यव-

**ચિછ્વ જુહોતિ । અથ યા અન્યા આહુતય અન્તવત્યસ્તાઃ । કર્મમય્યો હિ ભવન્તિ । એતદ્દ્ધ્વૈ પૂર્વે વિદ્વાંસોઽગ્નિહોત્રં ન જુહુવાઞ્ચક્રુઃ**–આથી હવે સાયંકાલીન અને મધ્યકાલીન અગ્નિહોત્ર એમ કહે છે. જ્યાં સુધી માનવ બોલે છે ત્યાં સુધી શ્વાસોશ્વાસ લઈ શકતો નથી. ત્યારે વાણીમા એ પ્રાણને હોમે છે. જ્યાં સુધી શ્વાસોચ્છવાસ લે છે ત્યાં સુધી બોલી શકતો નથી, પ્રાણમાં ત્યારે વાણીને હોમે છે, આ જે જાગ્રત અને સ્વપ્ન છે તે અનન્ત અમૃત આહુતિ છે. તેમાં સતત અવિચ્છિન્નપણે હોમે છે. હવે જે બીજી આહુતિઓ છે તે અન્તવાન છે. કેમકે તે કર્મમયી છે. આ અગ્નિહોત્ર પૂર્વના વિદ્વાનોએ હોમ્યું નથી. (કૌ૦ ૨–૪) મનુસ્મૃતિ પણ કહે છે કેઃ–**જ્ઞાનેનૈવાપરે વિપ્રાઃ યજન્ત્યેતૈર્મખૈઃ સદા । જ્ઞાનમૂલાં ક્રિયામેષાં પશ્યન્તો જ્ઞાનચક્ષુષા**–બીજા વિપ્રો જ્ઞાનયજ્ઞ દ્વારા યજન કરે છે જ્ઞાનચક્ષુએ એઓ જ્ઞાનમયી ક્રિયા સમજે છે. (મનુ૦ ૪–૨૪) ગીતાજી કહે છે કેઃ– **દૈવમેવાપરે યજ્ઞં યોગિનઃ પર્યુપાસતે । બ્રહ્માગ્નૌ અપરે યજ્ઞં યજ્ઞેનૈવોપજુહ્વતિ**–વળી કેટલાક યોગીઓ દેવતાઓના પૂજનરૂપ યજ્ઞ કરે છે અને બીજા બ્રહ્મરૂપ અગ્નિમાં યજ્ઞવડે યજ્ઞને જ હોમે છે. (ગી૦ ૪–૨૫) આથી જ્ઞાન અને કર્મનો વિકલ્પ જ વધારે યોગ્ય લાગે છે. આ છે પૂર્વપક્ષ. ॥ ૪૫ ॥

પૂર્વપક્ષી કારણાન્તર આપતાં પોતાના પક્ષને દૃઢ કરવા કહે છે કેઃ–

## अतिदेशाच ॥ ४६ ॥

ચ=આ ઉપરાંત અતિદેશાત્=જ્ઞાનના ફળનો કર્મમાં અતિદેશ હોઇને પણ મોક્ષ અંગે જ્ઞાન અને કર્મનો વિકલ્પ યોગ્ય લાગે છે.

**યત્ સાંખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે । એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ**–જે જ્ઞાન સાંખ્યમાર્ગી (જ્ઞાની) પામે છે તે જ (કર્મ) યોગી પણ પામે છે. જે સાંખ્ય અને યોગને એક જ સમજે છે તે જ ખરું સમજે છે. (ગી૦ ૫–૫) ગીતાજીનાં આ વાકયમાં જ્ઞાનના ફળરૂપ મોક્ષનો કર્મમાં અતિદેશ કરે છે. અતિદેશ એટલે એકના ધર્મની બીજાતમાં પ્રાપ્તિ! જો જ્ઞાન અને કર્મનો વિકલ્પ ન હોત તો આ અતિદેશ સમજાવી જ ન શકાય. અને આ અતિદેશ જ્ઞાનની પેરે કર્મને પણ મોક્ષનું સાક્ષાત્ સાધન જ સૂચવે છે. આથી કોઈ વખત જ્ઞાન તો કોઈ વખત કર્મ મોક્ષનું સાધન થાય. અને આથી એ બેનો વિકલ્પ જ ઉચિત છે. આટલો થયો પૂર્વપક્ષ. ॥ ૪૬ ॥

પૂર્વપક્ષ પૂરો થયો હવે સિદ્ધાન્તનું ઉદાહરણ કરતાં કહે છેઃ–

## विद्यैव तु निर्धारणात् ॥ ४७ ॥

तु શબ્દ પૂર્વપક્ષનું વ્યાવર્તન કરે છે, એવ શબ્દ અન્ય યોગનો વ્યવચ્છેદ કરનારો છે. विद्या एव=વિદ્યા જ=જ્ઞાન જ મોક્ષનું સાધન છે, એવો નિશ્ચય કરવો ઘટે કેમકે निर्धारणात्=આવૃત્તિપૂર્વક પ્રતિપાદન કર્યું છે.

જ્ઞાન જ મોક્ષનું સાધન છે એમ અનેક શ્રુતિઓ નિશ્ચય કરાવે છે. य इत् विदुः ते अमृतत्वमानशुः-જેઓએ તે જાણ્યું તે અમૃતતત્ત્વને પામ્યા. (ऋ० २-३-१८-२३) तमेव विदित्वा अतिमृत्युमेति-તેને જાણીને જ મૃત્યુને ઓળંગી જાય છે. (यजु० ३१-१०) तमेव विद्वान् न बिभाय मृत्योः-તેને જાણીને જ મૃત્યુથી બીતા નથી. (अथर्व० १०-४-८-४४) तमेवैकं जानथ आत्मानं अन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः તે જ એક આત્માને જાણો. બીજી વાતો છોડો. કેમકે આ જ અમૃતનો સેતુ છે. (मुं० २-२-५) આ નિર્ધારણ મોક્ષ અંગે જ્ઞાન અને કર્મનો જો વિકલ્પ હોય તો કદી ન ઘટી શકે! અને શ્રૌત હોઈને તેની ઉપપત્તિ થવી જોઈએ. આથી ત્રિકાળમાં પણ કર્મ અને જ્ઞાનના મોક્ષ અંગે વિકલ્પ હોઈ શકે નહીં. પરંતુ જેમ ઉપાસના તેમ કર્મ પણ જ્ઞાનનું સાધન છે અને જ્ઞાન મોક્ષનું સાધન છે. આવો છે ક્રમ સમુચ્ચય અને "प्रकरणात्" આ હેતુની પણ અહીં સમાધિ જાણી લેવી. અતિદેશનો પણ વિરોધ નથી કેમકે સાક્ષાત્ અને પરંપરાએ ફળનો ભેદ નથી. અને એ રીતે વિરોધનો જ અભાવ છે. આથી જ્ઞાન જ મોક્ષનું સાધન છે. ॥ ૪૭ ॥

આ જ બાબતમાં બીજો હેતુ આપતાં કહે છેઃ–

## दर्शनाच्च ॥ ४८ ॥

च=ઉપરાંત दर्शनात्=લિંગ દર્શન હોઈને પણ વિદ્યા=જ્ઞાન જ મોક્ષનું સાધન છે એમ જણાય છે.

જેમ શ્રુતિપ્રમાણ તેમ લિંગપ્રમાણ પણ જ્ઞાન જ મુક્તિનું સાધન છે એમ બતાવે છે, અને આવાં લિંગો તો ઘણાં જોવામાં આવે છે. "लिंग भूयस्त्वात्"-(ब्र० ३-३-३४) માં એ પ્રમાણો આપ્યાં જ છે. આથી તેની પુનરુક્તિ કરી નથી. ॥ ૪૮ ॥

કદાચ શ્રુતિ અને લિંગ પ્રમાણોનો પ્રકરણથી બાધ થય અને તેથી વિકલ્પ સંભવે છે, એમ કહો તો તેનો જવાબ વાળતાં કહે છે કેઃ-

## श्रुत्यादिबलीयस्त्वाच्च न बाधः ॥ ४९ ॥

च=અને श्रुत्यादिबलीयस्त्वात्=આદિ શબ્દથી લિંગનો સમાવેશ જાણવો. શ્રુતિ અને લિંગ પ્રમાણો અતિ બલવાન હોઇને बाधः=પ્રકરણથી બાધ न=થતો નથી.

શ્રુતિ અને લિંગ પ્રમાણો પ્રકરણથી બલવાન છે. અને પ્રકરણ પ્રમાણ શ્રુતિ અને લિંગથી નિર્બળ છે. અને દુર્બળ સબળને કદી બાધિત ન કરી શકે. પ્રકરણ પ્રમાણ, શ્રુતિ અને લિંગની અપેક્ષાએ દુર્બળ છે, એ તો પૂર્વમીમાંસા પણ કહે **श्रुति-लिंग-वाक्य प्रकरण-स्थान-समाख्यानां समवाये पारदौर्बल्यं अर्थप्रकर्षात्**-(મી૦ ૩-૩-૧૪) આથી તેનાથી-પ્રકરણથી શ્રુતિ કે લિંગનો બાધ નથી. આથી મોક્ષ અંગે જ્ઞાન કર્મનો વિકલ્પ હોઈ શકતો નથી. ॥ ૪૯ ॥

જ્ઞાન અને કર્મનો વિકલ્પ હોઈ શકતો નથી એ બતાવતાં બીજો હેતુ આપે છે કેઃ-

## अनुबन्धादिभ्यः प्रज्ञान्तरपृथक्त्ववद् दृष्टश्च तदुक्तम् ॥૫૦॥

न શબ્દ આગલા સૂત્રમાંથી લઇ લેવો. च=અવ્યય હેતુના અર્થમાં છે. अनुबन्धादिभ्यः અનુબંધ એટલે સંબંધ "આદિ" શબ્દે સાધનભેદ અને ઇતિ કર્તવ્યતાના ભેદો જાણવા અર્થાત્ અધિકારી વિશેષના સંબંધ વગેરે કારણોને લઇને प्रज्ञान्तरपृथक्त्ववत्=પ્રજ્ઞા એટલે જ્ઞાન. બીજી પ્રજ્ઞા એટલે પ્રજ્ઞાન્તર એટલે કે ઉપાસના. તે ઉપાસનાનો જેમ ફળ-પૃથગ્ભાવ છે તેમ दृष्टः=કર્મનો પૃથગ્ભાવ જોવામાં આવે છે. સાક્ષાત્ નિશ્ચિત છે. च=આથી તેની સાથે જ્ઞાનનો વિકલ્પ સંભવી શકતો નથી. तदुक्तं=આ વાત બીજા દર્શનશાસ્ત્રે પણ કરી છે.

ઉપાસનાનું જ્ઞાનથી ભિન્ન ફળ છે. ઉપાસનાનું ફળ ચિત્તના દોષોની નિવૃત્તિ છે. શ્રુતિ કહે છેઃ-**ओमित्येवं ध्यायथात्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात्**-(મું૦ ૨-૨-૬) **पश्यन्ति क्षीणदोषाः**-ક્ષીણ થએલ દોષવાળા-જીતેન્દ્રિય પુરૂષો જુવે છે. (મું૦ ૩-૧-૫) આ લિંગ પ્રમાણ છે! જેમ ઉપાસનાનું જ્ઞાનથી ભિન્ન ફળ છે તેમ કર્મનું પણ જ્ઞાનથી ભિન્ન ફળ છે. જેમ પ્રત્યક્ષ જાણેલા પદાર્થમાં સંશયનું કે વિપર્યયનું સ્થાન નથી તેમ અનુબંધ વગેરે હેતુઓથી નિશ્ચિત થએલા આ વિષયમાં પણ સંશય, વિપર્યયને સ્થાન નથી. અને અનુબંધ એટલે અધિકારી વિશેષનો સંબંધ.

આવો સંબંધ અગ્નિહોત્રાદિ કર્મનો હોય છે. કેમકે અગ્નિહોત્રાદિ કર્મમાં વર્ણ-આશ્રમ-વય-અવસ્થા વિશેષના અભિમાની પુરુષનો જ અધિકાર છે. પુરુષમાત્ર તેમાં અધિકારી નથી. અને એવો પુરુષ-જ્યાં અધિકારી છે ત્યાં અર્થાત્ જ સાધનભેદ-ઈતિકર્તવ્યતા ભેદ વગેરે પ્રાપ્ત થાય જ. કેમકે સાધન ભેદો અને ઈતિકર્તવ્યના ભેદો પણ તેવાં કર્મોમાં આવશ્યક હોય છે. તે વિના તે કર્મ થાય જ નહીં! આ અનુબંધ વગેરેની જેમ કર્મમાં તેમ જ્ઞાનમાં અપેક્ષા હોતી નથી. કેમકે જ્ઞાન તો વસ્તુને અધીન છે, પુરુષને અધીન નથી. અને આથી જ્ઞાનથી કર્મનું ફળ ભિન્ન છે, એ નિઃશંક છે. સાધનાદિ ભેદે ફળભેદ થયા વિના રહેતો નથી. જ્ઞાનનું ફળ મોક્ષ છે. કર્મનું ફળ પ્રતિબંધક પાપોની નિવૃત્તિ છે. એ પાપને જ અશુદ્ધિ-મૃત્યુ-કિલ્બિષ વગેરે નામે શાસ્ત્રો કહે છે. શ્રુતિ સ્મૃતિઓ આને સ્પષ્ટપણે કહે છે: अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते-તે અવિદ્યાથી મોતને તરી જાય છે. અને વિદ્યાથી અમૃતને પ્રાપ્ત કરે છે. (ઈશા० ૧૧) तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् । तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते-વિપ્રને માટે તપ અને વિદ્યા બન્ને કલ્યાણકારી છે. તપ દ્વારા પાપ હણીને વિદ્યા દ્વારા અમૃતને ભોગવે છે. (મનુ० ૧૨-૧૦૪) વગેરે. તપ શબ્દ કર્માન્તરનો ઉપલક્ષક છે:-तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन-તે આને બ્રાહ્મણો વેદના અનુવચને યજ્ઞ, દાન, અને અનાશક તપ દ્વારા જાણવા ઇચ્છે છે. (બૃ० ૪-૪-૨૨) મનુસ્મૃતિ કહે છે કે-स्वाध्यायेन व्रतैः होमैः त्रैविद्येनेज्यया सुतैः। महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः આ શરીર, સ્વાધ્યાય વગેરે દ્વાર બ્રાહ્મી-બ્રાહ્મણની કરી શકાય છે. (મનુ० ૨-૨૮) 'બ્રાહ્મી" બ્રહ્મની પ્રાપ્તિ માટે યોગ્ય. "તનુ" એટલે શરીરાધ્યક્ષ જીવાત્મા. આમ જ્ઞાન અને કર્મની વચ્ચે ફળનો ભેદ હોઈને વિકલ્પ સંભવી શકે નહીં. કેમકે પ્રત્યક્ષ વિરુદ્ધ તો કેમ કાંઈ સ્વીકારાય! સાંખ્યશાસ્ત્ર કહે છે:-नियतकारणत्वान्न समुच्चयविकल्पौ-(સાં० ૩-૨૫) ઉપરાંત विवेकात् नि:शेषदुःखनिवृत्तौ कृतकृत्यो नेतरान्नेतरात् -(સાં० ૩-૮૪) આથી મોક્ષ અંગે જ્ઞાન અને કર્મનો વિકલ્પ હોઇ શકતો નથી. ॥ ૫૦ ॥

આમ મોક્ષ અંગે જ્ઞાનનો કર્મ સાથે વિકલ્પ નથી એ સિદ્ધ છે. તો ભલે એ એમ હોતું પણ જ્ઞાનનો ઉપાસના સાથે તો વિકલ્પ હોઈ શકે ને? કેમકે જ્ઞાન ઉપાસના બંન્નેમાં પ્રજ્ઞાનું સામાન્યપણું છે. જવાબ વાળતાં કહે છે.-

## न सामान्यादप्युपलब्धेः मृत्युवन्नहि लोकापत्तिः ॥ ५१ ॥

સામાન્યાદપિ=પ્રજ્ઞારૂપી સામાન્ય ધર્મને બન્ને વચ્ચે યોગ હોવા છતાં પણ ન=મોક્ષ અંગે જ્ઞાનનો ઉપાસના સાથે વિકલ્પ યોગ્ય નથી કેમકે ઉપલબ્ધેઃ=ફળની ભિન્નતા છે. જેમકે મૃત્યુવત્=અગ્નિ અને પરમાત્મારૂપી બે મૃત્યુઓમાં મૃત્યુત્વરૂપી સમાનતા હોવા છતાં કાર્યભેદ છે–તેમ જ્ઞાન ઉપાસના અંગે પણ જાણવું. એજ વાતને સ્પષ્ટ કરતાં કહે છેઃ–नहि लोकापत्ति=પરમાત્માની પેઠે અગ્નિને સર્વલોકના ઉપસંહારનો ધર્મ પ્રાપ્ત થતો નથી.

યદ્યપિ જ્ઞાન અને ઉપાસના બન્નેમાં પ્રજ્ઞારૂપી ધર્મની સમાનતા છે, છતાં મોક્ષ અંગે બેનો વિકલ્પ થઇ શકે નહીં. કેમકે બન્નેનાં ફળનો ભેદ છે. મોક્ષ જ્ઞાનનું, તો ચિત્તદોષોની નિવૃત્તિ 'ઉપાસનાનું' ફળ છે. અને ફળભેદ છે તો પછી વિકલ્પ હોઇ શકે નહીં, ઉપરાંત કોઈ એકાદ ધર્મની સમાનતા માત્રથી વિકલ્પનો આશ્રય ઉચિત નથી. કેમકે ધર્મની સમાનતા હોય તો પણ કાર્યભેદ છે. અને તે અગત્યનો છે. અગ્નિને મૃત્યુ તરીકે શ્રુતિ વર્ણવે છે. अग्नि र्वै मृत्युः । અગ્નિ નિશ્ચય મૃત્યુ છે. (બૃ૦ ૩–૨–૧૦) અને તે ઉપરાંત પરમાત્માને પણ શ્રુતિ મૃત્યુ તરીકે વર્ણવે છે. જેમકે स एष एव मृत्युः य एषः एतस्मिन् मंडले पुरुषः–તે એ આ મૃત્યુ જ છે પુરૂષ જે આ મંડળમાં છે. (શત૦ ૧૦–૫–૨–૩) આમ અગ્નિ અને પરમાત્મામાં મૃત્યુત્વરૂપી સામાન્ય ધર્મ હોવા છતાં કાર્યની એકતા નથી. અગ્નિ આંશિક દાહ કરી શકે. પરમાત્મા અગ્નિ સહિત સમસ્ત વિશ્વનો ઉપસંહાર કરી શકે! જો ધર્મની સમાનતા માત્રથી કાર્યભેદ ન હોત તો તો અગ્નિ પરમાત્માને પણ બાળી શકે, પણ એવું નથી. તો જેમ સર્વલોકના સંહાર અંગે અગ્નિ અને પરમેશ્વર વચ્ચે વિકલ્પ હોઈ શકતો નથી તેમ પ્રજ્ઞારૂપી ધર્મની સમાનતા માત્રે ઉપાસના અને જ્ઞાનનો મોક્ષ અંગે વિક થઈ શકતો નથી. આથી કર્મની જ પેરે ઉપાસના પણ જ્ઞાન સાથે વિક કરી શકતી નથી. મોક્ષ તો જ્ઞાને જ મળે. ॥ ૫૧ ॥

તો પછી છેવટે શો નિશ્ચય કરવો ? કહે છેઃ–

## परेण च शब्दस्य ताद्विध्यं भूयस्त्वात्त्वनुबन्धः ॥ ५२ ॥

પરેણ=કર્મ અને ઉપાસનાથી પર જે જ્ઞાન તે જ્ઞાન વડે મોક્ષ થાય છે એવો નિશ્ચય હોઈ શકે. ચ=કેમકે શબ્દસ્ય=શ્રુતિનું તાદ્વિધ્યં=તે રીતે વિધાયકપણું પુષ્કળ પ્રમાણમાં છે તો ભૂયસ્ત્વાત્=તેવાં વાક્યોની બહુલતા હોઇને અનુબન્ધ=મોક્ષરૂપી ફળ સાથે જ્ઞાનનો જ સંબંધ છે એમ નિશ્ચિત થાય છે.

જ્ઞાનથી જ મોક્ષ મળે છે આ બાબતમાં અનેક શ્રુતિવાકયો છે અને તેના વાકયો પુષ્કળ પ્રમાણમાં અત્યાર પહેલા દર્શાવ્યા જ છે અને શ્રુતિ આપણે માટે છેવટનું પ્રમાણ આથી જ્ઞાન જ મોક્ષ સમર્પે છે એ વાત મુમુક્ષુઓએ દૃઢતાથી હૃદયમાં ધારણ કરવી ॥ ૫૨ ॥

આમ પરજ્ઞાનથી મોક્ષ થાય છે એ સિદ્ધ કર્યું હવે એ જ્ઞાનની પરિશુદ્ધિ માટે, અસ્તિ નાસ્તિ અંગે મતમતાન્તરોનો ઉપન્યાસ કરે છે કે –

**एक आत्मनः शरीरे भावात् ॥ ५३ ॥**

આત્મનઃ=આત્માનો શરીરે–પાંચભૌતિક શરીરનો સદ્ભાવ હોય તો જ ભાવ હોઇને અને અસદ્ભાવ હોય તો અસદ્ભાવ હોઇને પરજ્ઞાનથી મોક્ષ થાય છે એમ કહેવું અયોગ્ય છે આમ એકે=વેદબાહ્ય મતવાદીઓ લવારો કરે છે

જ્ઞાનથી મોક્ષ થાય છે એ વાત જ અસંગત છે એમ વેદ બાહ્ય લોકો કહે છે મોક્ષ થતો હોય તો પણ કોનો થાય! આત્મા નામનો પદાર્થ હોય તો તેનો મોક્ષ સંભવે પણ શરીરથી ભિન્ન એવો કોઈ આત્મ પદાર્થ જ સિદ્ધ થઇ શકતો નથી શરીરના ભાવાભાવમાં આત્મા નામના પદાર્થનો ભાવાભાવ જોવામાં આવે છે તો શરીરથી ભિન્ન એવો કોઈ ચેતન પદાર્થ હોય તો મોક્ષની કલ્પના કરી શકાય ચૈતન્ય વગેરે ધર્મો શરીરના જ હોવા ઘટે છે, આત્માના નહીં કેમકે શરીર હોય તો ચેતન હોય છે શરીર નથી હોતું તો તે પણ હોતું નથી ચૈતન્ય તો પંચમહાભૂતોના સમવાયનો ઉભરો હોઇ શકે! પંચ મહાભૂતોનો મેળો થાય ત્યારે તેમનામાં ચેતનતા ઉદ્ભૂત કરવાની અપ્રકટશક્તિ પ્રકટ તેટલી થાય છે બાકી ચેતન નામની કોઈ સ્વતંત્ર અને ભૂતોથી ભિન્ન એવી સત્તા ધરાવનારી ચીજ જ નથી આથી પરમજ્ઞાનથી મોક્ષ થાય છે એ વાત જ વાહ્યાત્ લાગે છે, આ છે પૂર્વપક્ષ ॥૪૩॥

ઉપલા મતનો નિરાસ કરતા કહે છે કે –

**व्यतिरेकः तद्भावाभावित्वात् न तूपलब्धिवत् ॥ ५४ ॥**

વ્યતિરેક=શરીરથી આત્માની ભિન્નતા છે ન તુ=અભિન્નતા નથી કેમકે તદ્ભાવાભાવિત્વાત્=તેના–શરીરના ભાવે તે ચૈતન્યનો અભાવ હોવાથી વ્યતિરેકમાં દૃષ્ટાન્ત દેતા કહે છે –ઉપલબ્ધિવત્=જેમ ઉપલબ્ધિ–જ્ઞાનનો વિષયનો ભાવ હોય ત્યારે અભાવશીલતા હોવાથી વિષયથી ભિન્ન અસ્તિત્વ છે તેમ

ચૈતન્યમાત્ર છે આત્મા તે ચૈતન્ય જો શરીરનો ધર્મ હોત તો તો અવશ્ય તેનાથી તે ભિન્ન છે એમ ન સાધી શકાત પણ ચૈતન્ય શરીરનો

ધર્મ છે એ હજી સિદ્ધ થવાનું છે. કેમકે ચૈતન્ય તો શરીર હોય તો પણ હોતું નથી. મરણ વખતે મુડદારૂપે શરીર તો હોય છે, છતાં તેમાં ચેતન હોતું નથી. જો ચેતન શરીરનો ધર્મ હોત તો મૃત શરીરમાં પણ તે હોવું ઘટત. કેમકે ધર્મ ધર્મીને તજીને રહી શકે નહીં, તો પછી મદશક્તિ જેમ મદિરાનો તેમ ચૈતન્ય શરીરનો ધર્મ છે એમ કેમ માની શકાય ?

ઉપરાંત વિલક્ષણતા પણ છે. શરીરના ધર્મો કરતાં ચૈતન્યાદિમાં વૈલક્ષણ્ય પણ જોવામાં આવે છે. તે પોતાને અને બીજાઓને પણ પ્રત્યક્ષ છે. ચૈતન્ય વગેરે તો કેવળ પોતાને જ પ્રત્યક્ષ છે. આ વિલક્ષણતા શરીર અને આત્મા જુદા હોય તો જ સંભવે, એટલે કે ભિન્ન ધર્મોવાળા હોય તો જ સંભવે. સમાન ધર્મો હોય તો કદી ન સંભવે. ઉપરાંત ઉપલબ્ધિની માફક આત્મા શરીરથી વ્યતિરિક્ત છે એમ જાણવું, વિષયનું જ્ઞાન એટલે ઉપલબ્ધિ. તો તે વિષયનું જ્ઞાન તે તે વિષયના સંબંધે જન્મે છે પણ તે જ્ઞાન તે તે વિષયોથી વ્યતિરિક્ત હોય છે તેમ શરીરના સંબંધે પ્રકટ થતું ચૈતન્ય પણ તે તે શરીરથી ભિન્ન જ છે એમ જાણવું ઘટે, કેમકે અહીં પણ શરીરના ભાવે તેનું અભાવત્વ સમાન જ છે. ચૈતન્ય છે આત્મા અને એ આમ શરીરથી ભિન્ન હોઈને તેનો બંધ અને મોક્ષ બન્ને યોગ્ય છે. આથી પરમ જ્ઞાનથી આત્માનો મોક્ષ થાય છે એ વાત જ યોગ્ય છે, ન્યાય્ય છે. ॥ ૫૪ ॥

પ્રાસંગિક ગાથા પૂરી થઈ, હવે વળી સમસ્ત ઉપાસનાઓની શુદ્ધિ માટે વિચારણા શરૂ કરતાં કહે છે કેઃ-

**अंगावबद्धास्तु न शाखासु हि प्रतिवेदम् ॥ ५५ ॥**

तु=શબ્દ અંગ સાથે ન સંકળાયેલી ઉપાસનાઓનું વ્યાવર્તન કરે છે. हि=શબ્દ અવધારણના અર્થમાં છે. अंगावबद्ध=જ્યોતિષ્ટોમ વગેરે કર્મના અંગરૂપ ઉદ્દગીથ વગેરે સાથે સંકળાયેલી છે એટલે કે તેના આશ્રયે વિહિત છે. એવી ઉપાસનાઓ प्रतिवेदम्= શાખાએ શાખાએ ઉપસંહત થાય છે. शाखासु हि=તે તે શાખાઓમાં જ न=વ્યવસ્થિત નથી.

**ओमित्येतदक्षरं उद्गीथं उपासीत**-ૐ એ જે અક્ષર છે, એ અક્ષરને 'ઉદ્દગીથ' જાણે. (છાં० ૧-૧-૧) **लोकेषु पञ्चविधं सामोपासीत**-લોકોમાં પાંચ પ્રકારના સામને ઉપાસે. (છાં० ૨-૨-૧) **उक्थं उक्थमिति वै प्रजा वदन्ति तदिदमेवोक्थं इयमेव पृथिवी**-ઉક્થ ઉક્થ એમ પ્રજાઓ કહે છે. તો તે આ જ ઉક્થ છે. જે આ પૃથ્વી છે. (ए. आ. २-१-२-१-१) વગેરે

ઉપાસનાઓના વિધાન જોવામાં આવે છે તે બધીય ઉપાસનાઓ કર્મના અંગભૂત ઉદ્‌ગીથ વગેરે સાથે સંકળાયેલી છે, તો આ ઉપાસનાઓ જે શાખામાં વિહિત હોય તે શાખામાં જ અન્વિત છે કે તેમનું સર્વ શાખાઓમાં અનુવર્તન કરવું ઘટે? પોતાની શાખામાં જ ગણવી એવો પૂર્વપક્ષ છે તમામ શાખાઓમાં એ અનુવર્તે છે એવો છે સિદ્ધાન્ત પૂર્વપક્ષી કહે છે કે જે શાખામાં જે ઉપાસનાનું વિધાન હોય ત્યાં જ તે સ્રીક્રમ થવી ઘટે બીજીમાં તેમનું અનુવર્તન નહીં થાય સંનિધાનના બળે આ જ નિર્ણય થઈ શકે! સ્વશાખાની ઉપાસના જેમ સંનિહિત છે તેમ બીજી નથી તો નિકટ હોય તેનું ગ્રહણ જ ઉચિત–વ્યવહિતનું નહીં અને તેમ કરતાં શ્રુતિનો બાધ પણ આવતો નથી જો સંનિધાન શ્રુતિને સ્વાર્થમાંથી ભ્રષ્ટ કરે તો તેનો બાધ થાય. તેવું અહીં નથી શ્રુતિને તો તે પોતાના અર્થ-વિશેષમાં સ્થાપે જ છે આથી સંનિધાનના બળે કર્મના અંગભૂત ઉદ્‌ગીથાદિ ઉપાસનાઓ પોતપોતાની શાખામાં જ વ્યવસ્થિત માનવી ઘટે

આવો પૂર્વપક્ષ થતાં કહે છે કે આ વાત ઠીક નથી કેમકે **ओमित्यदक्षर उद्गीथ उपासीत–ॐ** એ જે અક્ષર છે, એ અક્ષરને 'ઉદ્‌ગીથ" જાણે, (છાં૦ ૧–૧ ૧) વગેરે શ્રુતિઓ અવિશેષે પ્રવર્તે છે, શ્રુતિ જો અવિશેષપણે પ્રવર્તતી હોય તો સંનિધાન તેને અર્થ વિશેષમાં વ્યવસ્થિત ન કરી શકે કેમકે શ્રુતિ અને સંનિધાન એ બેમાં શ્રુતિ સબળ છે, સંનિધાન દુર્બળ છે અને આથી ઉદ્‌ગીથ વગેરે ઉપાસનાઓ કે જે કર્મના અંગ તરીકે સંકળાયેલી છે તે સૌ શાખાઓની ઉદ્‌ગીથ વગેરેમાં અનુવર્તિત જાણવી જોઈએ.

શ્રુતિના સામર્થ્યે એક ઉપાસનાનો જો અન્યત્ર સંબંધ થાય તો પછી સંનિધાન કદર્થિત થાય! આથી કહે છે–

**मन्त्रादिवद्वाऽविरोधः ॥ ૬૬ ॥**

વા–અથવા મન્ત્રાદિવદ્–આદિ શબ્દે કર્મના અંગરૂપ દ્રવ્ય વગેરેનું ગ્રહણ થાય છે અન્યત્ર કહેલા મન્ત્ર દ્રવ્ય વગેરે કર્મોના અંગોનો અન્યત્ર કર્મ સંબંધ કરતાં વિરોધનો અભાવ છે તેમ અવિરોધ–તેમ અહીં વિરોધનો અભાવ જાણવો

જેમ એક ઠેકાણે કહેલા મન્ત્ર દ્રવ્ય વગેરે કર્મોના અંગોનો, કર્મ સંબંધે સંનિધાનનો વિરોધ નથી આવતો તેમ બીજી શાખાઓમાં વિહિત ઉદ્‌ગીથ વગેરે કર્મોના અંગરૂપ ઉપાસનાનો અન્યત્ર ઉદ્‌ગીથ વગેરેના

સબધમા વિરોધ થતો નથી કેમકે તેના સબધની સમાનતા છે આશ્રયરૂપ અગોની માફક તેને આશ્રિત ઉપાસનાઓનો પણ શ્રુતિ દ્વારા સબધ એક સરખો છે એક ઠેકાણે જો તેનો વિરોધ હોય તો બીજે ન હોય એ યોગ્ય નથી **यो जात. एव मनस्वान्**–જે જન્મથી જ મનસ્વી છે (ઋ૦ ૨-૬-૭-૧) વગેરે મત્રોનુ અધ્વર્યુ દ્વારા થતા કર્મમા વિનિયોગનુ વિધાન જોવામા આવે છે જેમકે **अध्वर्यवे सजनीय शस्यम्**–અધ્વર્યુના કર્મમા સજનીયનુ શાસન કરે (તૈ૦ સ૦ ૭-૫-૫-૨) આ વાકયમા અને આજ રીતે એક ઠેકાણે કહેલા દ્રવ્યાદિનો બીજે ઠેકાણે વિનિયોગ જાણવો અર્થાત્ રહસ્ય એ કે શ્રુતિ સમક્ષ સન્નિધાનનો કોઈ પત્તો નથી ॥૫૬॥

પ્રતિકર્મની અગોપાસના કરવી ઘટે–મુમુક્ષુઓએ એ કહ્યુ અને એ ન્યાયે વૈશ્વાનરાગોપાસના પણ આચરવી ઘટે · રખે કોઈ તેનુ અનુષ્ઠાન કરતુ–કેમકે તેનાથી અનર્થ પ્રાપ્ત થાય છે આથી તેનો નિષેધ કરતા કહે છે –

## भूम्नः क्रतुवज्यायस्त्वं तथा हि दर्शयति ॥ ૫૭ ॥

भूम्न=એક એક અગની ઉપાસનાની અપેક્ષાએ ભૂમાનુ અગી વૈશ્વાનરની ઉપાસનાનુ ज्यायस्त्व=સ્વરૂપે અને ફળદૃષ્ટિએ મોટાઇ–પ્રમાણિમ્તા અનુષ્ઠેયતા–જાણવી क्रतुवत्=દર્શપૂર્ણમાસ વગેરેની માફક तथा हि=તે જ રીતે दर्शयति=શ્રુતિ સ્વય તે મોટાઇ બતાવે છે

છાદોગ્ય ઉપનિષદ્‌મા **प्राचीनशाल औपमन्यव**=ઉપમન્યુનો પુત્ર પ્રાચીનશાલ (છા૦ ૫-૧૧-૧) થી શરૂ કરી કહેલી વૈશ્વાનરોપાસનામા અગોપાસના અને અગી વૈશ્વાનરની ઉપાસના એમ બને જોવામા આવે છે **औपमन्यव! कत्व आत्मानं उपास्से इति, दिवमेव भगव राजन्निति होवाच । एष वै सुतेजा आत्मा वैश्वानर यत्व आत्मानं उपास्से**–"હે ઔપમન્યવ! તુ કયા વૈશ્વાનર આત્માને ઉપાસે છે!' 'હે ભગવન્'! કેવળ દ્યુલોકને જ, હે રાજન! એમ ઉપમન્યુએ કહ્યુ " આ નિશ્ચય સુતેજા વૈશ્વાનર આત્મા છે જે આત્માને તુ ઉપાસી રહ્યો છે (છા૦ ૫-૧૨-૧) વગેરેમા અગોપાસના છે અને **तस्य ह वा एतस्य आत्मन वैश्वानरस्य मूर्धैव सुतेजा चक्षुर्विश्वरूप प्राण पृथग्वर्त्मा आत्मा सन्देह बहुल बस्तिरेव रयि पृथिव्येव पादौ**–તે આ નિશ્ચય પ્રસિદ્ધ વૈશ્વાનર આત્માનુ નિસદેહ અતિ તેજસ્વી દ્યુલોક શિર છે વિશ્વરૂપ સૂર્ય ચક્ષુ છે વિશ્વગતિ વાયુ પ્રાણ છે અનેક પદાર્થોવાળુ આકાશ પેટ છે નિશ્ચય ધનનિધિ સમુદ્ર

મૂત્રાશય છે અને પૃથિવી જ પગો છે (છા૦ ૫-૧૮-૨) વગેરેમા અગી વૈશ્વાનરની ઉપાસના છે તો શુ અહીં અગોપાસના અને અગીઉપાસના એમ બન્નેનુ વિધાન છે કે કેવળ અગીની ઉપાસનાનુ જ વિધાન છે? બન્નેનુ છે એવો છે પૂર્વપક્ષ, કેવળ અગીનુ જ છે એવો છે સિદ્ધાન્ત।

પૂર્વપક્ષી કહે છે બન્નેની ઉપાસના જ અહીં સમજી શકાય કેમકે બન્નેમા उपास्ते એવી શ્રુતિની વિધિ છે य एत एव आत्मान वैश्वानर उपास्ते मूर्धा त्वेष आत्मन इति होवाच-જે આ વૈશ્વાનર આત્માને એમ જાણે છે તે પણ-(છા૦ ૫-૧૨-૨) વગેરે અંગોમા અને यस्त्वेत एव प्रादेशमात्र अभिविमान आत्मानं वैश्वानर उपास्ते-પરંતુ જે કોઇ આ વૈશ્વાનર આત્માને પ્રાદેશમાત્ર દ્યુલોકથી પૃથિવીપર્યન્ત સૌ પ્રદેશમા અગાગિભાવની કલ્પનાથી મપાયેલા તથા અભિવિમાન-સૌ લોકમા ઉપાસે છે (છા૦ ૫-૧૮-૧) વગેરેમા, અગીમા જોવામા આવે છે બન્નેની વિધિ હોય તો પછી બન્નેનો સ્વીકાર જ યોગ્ય છે ઉપરાત ફળભેદનુ પણ શ્રવણ છે तस्मात् तव सुत प्रसुत आसुत कुले दृश्यते એથી તારા કુળમા સુત અગ્નિષ્ટોમ પ્રસુત-તથા આસુત=સોમયાગ થતા દેખાય છે (છા૦ ૫-૧૨-૧) વગેરે અગોપાસનાનુ ફળ તો स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु अन्न अत्ति-તે સૌ લોકોમા, સૌ પ્રાણીઓમા અને સૌ આત્માઓમા અન્નને ખાય છે વગેરે (છા૦ ૫-૧૮-૧) એવુ અગી વૈશ્વાનર ઉપાસનાનુ ફળ છે આમ ફળભેદ ઉપાસનાનો ભેદ હોય તો જ ન્યાય્ય ગણાય આથી બન્ને ઉપાસના જ અહીં ઉદ્દિષ્ટ છે કેવળ અગી વૈશ્વાનર ઉપાસના જ નહીં

આની દલીલ થતા સિદ્ધાન્તી કહે છે દર્શ પૂર્ણમાસ વગેરે યજ્ઞો છે તેમનો એક જ, અગપ્રધાન પ્રયોગ છે તેમના પ્રયાજ વગેરે અગોનો જુદો જુદો પ્રયોગ અભિપ્રેત નથી તે જ પ્રમાણે અગી વૈશ્વાનરની ઉપાસના જ કેવળ અખંડપણે અહીં ઉદ્દિષ્ટ છે તેનાથી ભિન્ન એવા દ્યુથી માડીને તે પૃથિવી સુધીના અગોની પૃથક્ પૃથક્ ઉપાસના ઉદ્દિષ્ટ નથી ઉપક્રમ અને ઉપસહારનુ આલોચન કરતા ભૂમારૂપ અગી વૈશ્વાનરની ઉપાસના જ અહીં પ્રધાન છે, એવુ નિર્ણીત થાય છે પ્રાચીનશાળ વગેરે છ મહાત્માઓ વૈશ્વાનરાત્મામા નિષ્ઠા ન પામ્યા અને તેની જિજ્ઞાસા થતા મહારાજા કૈકેય અશ્વપતિ પાસે ગયા અને પૂછ્યુ કે आत्मानमेव इम वैश्वानर सम्प्रति अध्येषि तमेव नो ब्रूहि-આપ નિશ્ચય આજકાલ આ વૈશ્વાનર આત્માને જાણો છો તેને જ આપ અમોને કહો (છા૦ ૫-૧૧-૬) આવો ઉપક્રમ અગી વૈશ્વાનરને લગતો જ છે એ સ્પષ્ટ છે સમસ્ત વૈશ્વાનર આત્માને

જાણવા તો તેઓ આવ્યા હતા. તેના એક એક અંગનું તો તેમને જ્ઞાન આવ્યા તે પહેલાં જ હતું. વૈશ્વાનરાત્માથી તેઓ સર્વથા અણજાણ તો હતા જ નહીં. કેમકે **औपमन्यव ! कं त्वं आत्मानं उपास्से ।** હે ઔપમન્યવ ! તું કયા વૈશ્વાનર આત્માને ઉપાસે છે. (છાં૦ ૫-૧૨-૧) વગેરે પ્રશ્નોના ઉત્તરમાં **दिवमेव भगवो राजन् । इति होवाच**-હે ભગવન્ ! કેવળ દ્યુલોકને જ હે રાજન્ ! એમ ઉપમન્યુએ કહ્યું. (છાં૦ ૫-૧૨-૧) આવા જવાબો મળે છે. જેમ ઉપક્રમ તેમ ઉપસંહાર મુખ્ય-અંગી વૈશ્વાનરાત્માને લગતો જ છે. **यस्तु एतं एवं आत्मानं प्रादेशमात्रं अभिविमानं आत्मानं वैश्वानरं उपास्ते**-પરંતુ જે કોઈ આ વૈશ્વાનર આત્માને પ્રાદેશમાત્ર દ્યુલોકથી માંડી પૃથિવી પર્યન્ત સૌ પ્રદેશમાં અંગાગી ભાવની કલ્પનાથી મપાએલા તથા અભિવિમાન-સૌ લોકમાં ઉપાસે. (છાં૦ ૫-૧૮-૧) વગેરે ઉપસંહાર છે. આમ ઉપક્રમ ઉપસંહારનું આલોચન કરતાં અંગી વૈશ્વાનરની ઉપાસનાની જ મોટાઈ અહીં સ્પષ્ટ થાય છે. ઉપરાંત **स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेषु आत्मसु अन्नमत्ति**,-તે સૌ લોકોમાં, સૌ પ્રાણીઓમાં અને સૌ આત્માઓમાં અન્નને ખાય છે. (છાં૦ ૫-૧૮-૧) આ શ્રુતિ વૈશ્વાનર આત્માની અખંડ ઉપાસનાનું નિરતિશય ફળ દર્શાવે છે. ઉપરાંત અંગોપાસનાની નિન્દા પણ શ્રુતિ સ્વયમેવ કરે છે. આથી અંગોપાસના કે ખંડોપાસના શ્રુતિને અભિપ્રેત નથી જેથી એ સ્પષ્ટ છે. શ્રુતિ કહે છે-**मूर्धा ते व्यपतिष्यद् यन्मां नागमिष्यः**-જો આપ મારી પાસે ન આવ્યા હોત તો તમારૂં માથું ધડથી જુદું થયું હોત. (છાં૦ ૫-૧૨-૨) અંગોપાસના-ખંડિત ઉપાસના જો અભિપ્રેત હોત તો આ નિન્દા કદી ન સમજાવી શકાય. પ્રત્યેક અંગોપાસનાનું ફળ પ્રદર્શન અંગી ઉપાસનાની સ્તુતિ ગાય છે. ઉપરાંત "**उपास्ते**" માં તો અનુવાદમાત્ર છે, વિધિ નથી. આથી અખંડ અંગી ઉપાસના જ ઉદ્દિષ્ટ છે. ખંડિત એક એક અંગની ઉપાસના નહીં-એ દૃઢપણે જાણવું. ॥ ૫૭ ॥

આમ ઉપાસનાને લગતો ગુણોપસંહાર વિચાર્યો. હવે તેના અનુષ્ઠાનને લગતો વિચાર કરવો ઘટે. કેમકે ઉપાસના જાણી એટલે તેના અનુષ્ઠાનને લગતી જિજ્ઞાસા સ્વયમેવ આવે. તેની શરૂઆત કરતાં પહેલાં ઉપાસનાનું નાનાત્વ=વૈવિધ્યની વ્યવસ્થા કરતાં કહે છેઃ-

**नाना शब्दादिभेदात् ॥ ५८ ॥**

शब्दादिभेदात्=વિધિ પ્રતિપાદનના વગેરેના ભેદે ઉપાસનાઓ नाना=વિવિધ છે.

सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात्-(વિ૦ ૩-૩-૧) વગેરે સૂત્રોમાં દહર, શાંડિલ્ય, વૈશ્વાનર વગેરે ઉપાસનાઓને અવિશિષ્ટ સિદ્ધ કરી છે. તે ઉપાસનાઓ અહીં વિચારનો વિષય છે. તો આ બધી ઉપાસનાઓનું નાનાપણુ-વિવિધપણું-જાણવું કે એકત્વ જાણવુ ? ઉપાસ્ય બ્રહ્મની એકતા હોવાથી ઉપાસનાઓનું પણ એકત્વ છે એમ જો પૂર્વપક્ષી કહે તો તેના જવાબમાં સિદ્ધાન્તી કહે છે કે ઉપાસનાઓ નાના-વિવિધ છે યદ્યપિ ઉપાસ્ય સૌનાં એક જ છે છતાં "उपासीत, ध्यायीत, वेद"-વગેરે વિધિ શબ્દોનો અને ઇતિકર્તવ્યતાનો ભેદ હોઇને તેમનું વૈવિધ્ય જ યોગ્ય છે. માટે ઉપાસનો વિવિધ છે. ॥ ૫૮ ॥

ઉપાસનાઓનું વૈવિધ્ય સ્થાપ્યુ હવે તેના અનુષ્ઠાનમા વિકલ્પનુ પ્રતિપાદન કરે છે

## विकल्पः अविशिष्टफलत्वात् ॥ ५९ ॥

अविशिष्टफलत्वात्=સમાનફળ હોવાથી विकल्प=ઉપાસનાના અનુષ્ઠાનમા વિકલ્પ જાણવો

તો શાડિલ્યાદિ ઉપાસનાઓનાં અનુષ્ઠાનનો સમુચ્ચય છે કે વિકલ્પ-આ છે સશય. અગ્નિહોત્ર દર્શ-પૂર્ણમાસ વગેરે કર્મો ભિન્ન હોવા છતા પણ તેમનાં અનુષ્ઠાનમા સમુચ્ચય જોવામા આવે છે તો ઉપાસના પણ કર્મ છે તો તેનો પણ સમુચ્ચય જ ઘટે આવો પૂર્વપક્ષ થતા કહે છે કે ફળમા સમાનતા હોવાથી વિકલ્પ જ ઘટે છે પરમાત્માનો સાક્ષાત્કાર તમામ ઉપાસનાઓનુ અભિન્ન ફળ છે. આથી એક ઉપાસનાએ પણ એ ફળ પૂર્ણપણે મળતુ હોઈને વિકલ્પ જ યોગ્ય છે અગ્નિહોત્ર વગેરે કર્મો તો નિત્યકર્મ છે અને તેનુ અનુષ્ઠાન ન થાય તો પ્રત્યવાયનો ભય છે અને તેથી તેમનુ સમુચ્ચયે અનુષ્ઠાન છે, તેવુ ઉપાસનામા નથી માટે વિકલ્પ જ ન્યાય્ય છે, સમુચ્ચય નહીં ॥ ૫૯ ॥

હવે કામ્ય ઉપાસનાઓમા વિશિષ્ટતા બતાવતા કહે છે -

## काम्यास्तु यथाकामं समुच्चीयेरन् नवा पूर्वहेत्वभावात् ॥६०॥

तु=શબ્દ અકામ્ય ઉપાસનાઓનો વ્યવચ્છેદ કરે છે काम्याः=બ્રહ્મસાક્ષાત્કારથી ભિન્ન તે તે ફળની કામનાવાળી ઉપાસનાઓ यथाकाम=મરજી મુજબ समुच्चीयेरन्=ભલે સમુચ્ચય પામતી वा=અથવા न=સમુચ્ચય ન પામતી કેમકે पूर्वहेत्वभावात्=આગળનો-'અવિશિષ્ટ ફળ' રૂપ હેતુ-વિકલ્પ હેતુનો એમા અભાવ છે

સાંસારિક ફળને ઉદ્દેશીને જે ઉપાસનાઓનું વિધાન હોય તે કામ્ય ઉપાસનાઓ છે. તેમનાં અનુષ્ઠાનમાં તે તે ફળની પ્રાપ્તિ ઇચ્છનારની ઇચ્છા જ નિયામક છે. તેમાં સમુચ્ચય કે વિકલ્પ નિયામક થતો નથી. કેમકે આ કામ્ય ઉપાસનાઓનું ફળ એક જાતનું નથી. ફળભેદ હોઇને તેમાં કોઈ નિયમ નથી. તેવી ઉપાસનાઓમાં ઉપાસકોની મીઠી મરજી જ નિયામક છે. ॥૬૦॥

જેમ કામ્ય ઉપાસનાઓમાં તેમ અંગોપાસનામાં અનુષ્ઠાનનો અનિયમ બતાવવો રહે છે, કેમકે બન્નેમાં સમાનતા છે. તેનું વિધાન કરતાં પહેલાં પૂર્વપક્ષ કહે છે કેઃ–

## અંગેષુ યથાશ્રયભાવઃ ॥ ૬૧ ॥

અંગેષુ=કર્માંગ ઉપાસનાઓમાં યથાશ્રયભાવ=જેવો ઉપાસનાના આશ્રયરૂપ પ્રધાન કર્મોરૂપ ઉદ્‌ગીથ વગેરેનું અનુષ્ઠાન છે તેવાં જ અનુષ્ઠાનનો સદ્‌ભાવ જાણવો.

કર્મનાં અંગરૂપે સંકળાયેલી ઉપાસનાઓ અંગે અહીં સંશય છે. જેમ કામ્ય તેમ અંગોપાસનાના વિષયમાં પણ અનુષ્ઠાન અંગે અનિયમ છે કે તેમના અનુષ્ઠાન અંગે કોઈ નિયમ છે? નિયમ છે એવો પૂર્વપક્ષ છે. નિયમ નથી એવો સિદ્ધાન્ત છે. પૂર્વપક્ષી કહે છે કે નિયમ હોવો ઘટે છે કેમકે ઉદ્‌ગીથ વગેરે ઉપાસનાઓ પ્રધાન કર્મોના અંગોને આશ્રયે છે અને કર્મનાં અંગોરૂપ હોઇને તે બધીનો સમુચ્ચય કરીને કરવી જોઇએ. તેમાં વિકલ્પ હોઈ શકે નહીં. આશ્રિત હોય છતાં આશ્રયને અધીન ન હોય એ યોગ્ય નથી. આથી કર્માંગની પેરે ઉપાસનાઓનો પણ સમુચ્ચ કરી આચરવાનો નિયમ હોવો જ જોઇએ. ॥ ૬૧ ॥

આજ વાતમાં બીજો હેતુ આપતાં કહે છેઃ–

## શિષ્ટેશ્ચ ॥ ૬૨ ॥

શિષ્ટેઃ=શ્રુતિનું શાસન હોઇને ચ=પણ યથાશ્રયભાવ જાણવો જોઇએ.

જેમ ઉદ્‌ગીથ વગેરે કર્મોના અંગનું અનુશાસન છે તેમ તેના આશ્રયે રહેલી ઉપાસનાઓનું પણ ઓમિત્યેતદક્ષરં ઉદ્‌ગીથં ઉપાસીત-ૐ એ જે અક્ષર છે, એ અક્ષરને ઉદ્‌ગીથ જાણે. (છાં૦ ૧-૧-૧) વગેરે શ્રુતિમાં શાસન છે. જો શ્રુતિના શાસનમાં ફેર નથી તો અનુષ્ઠાનની બાબતમાં ફેર ઘટતો નથી. માટે કર્માંગ ઉપાસનાઓનો યથાશ્રયભાવ યોગ્ય છે. ॥ ૬૨ ॥

આ જ વિષયમાં લિંગ પ્રમાણ ટાંકતાં કહે છે કેઃ-

**समाहारात् ॥ ६३ ॥**

સમાહારાત્=સમાહરણ એટલે સમનાકરણ-કર્મમાં પડેલાં છિદ્રનું પૂરણ. એટલે સમહાર-એ સમાહારને લઈને પણ યથાશ્રયભાવ છે એમ જણાય છે.

**यः उद्गीथः स प्रणवः यः प्रणवः सः उद्गीथः-** જે ખરે ઉદ્‌ગીથ છે તે જ પ્રણવ છે, જે પ્રણવ છે તે જ ઉદ્‌ગીથ છે, (છાં૦ ૧-૫-૫) આ શ્રુતિમાં ઉદ્‌ગીથ અને પ્રણવની એકતા બતાવી પછી ફળવાક્ય શ્રુતિ દર્શાવે છે કે **होतृषदनाद्धैवापि दुरुद्गीतं अनुसमाहरति-** તેથી હોતાના સ્થાનથી પણ જે કંઈ દોષવાળું ગવાયું હોય તેને પણ તે સુધારે છે. (છાં૦ ૧-૫-૫).ઉદ્‌ગીથ ઉપાસનામાં સ્તોત્રગાન કરનાર પુરૂષ, હોતાના કર્મમાં થનાર સ્તોત્ર સંબંધી ત્રુટિનું પૂરણ કરે છે. આમ ઉદ્‌ગાનનું મહત્વ દર્શાવ્યું છે. આ સમાહાર-પૂરણથી અંગાશ્રિત ઉપાસનાઓનો સમુચ્ચય સૂચિત થાય છે. ॥ ૬૩ ॥

બીજા લિંગ પ્રમાણોનો ઉદ્ધાર કરતાં કહે છેઃ-

**गुणसाधारण्यश्रुतेश्च ॥ ६४ ॥**

ગુણસાધારણ્યશ્રુતેઃ=ગુણોની સાધારણતા બતાવનારી શ્રુતિથી ચ=પણ આ જ વાત સિદ્ધ થાય છે.

**तेनेयं त्रयी विद्या वर्तते, ओमिति आश्रावयति, ओमिति शंसति, ओमित्युद्गायति-** તેના વડે=ૐ અક્ષર વડે જ આ સમસ્ત વેદ વિદ્યા પ્રવૃત્ત થાય છે, ૐ એમ અધ્વર્યુ સંભળાવે છે. ૐ એમ હોતા સ્તુતિમન્ત્રો ભણે છે. (છાં૦ ૧-૧-૯) આ શ્રુતિમાં ઉપાસનાના ગુણરૂપ ૐ કારનો પ્રયોગ સમાન ભાવથી દર્શાવ્યો છે. એજ રીતે કર્માંગ સંબંધી ઉદ્‌ગીથ આદિ ગુણ છે તેનો પણ સમાન ભાવે શ્રુતિમાં પ્રયોગ વિહિત છે, આથી પણ ઉપાસનાઓનો તેમના આશ્રયરૂપ કર્માંગો સાથે સમુચ્ચય ઉચિત છે. ॥ ૬૪ ॥

આમ પૂર્વપક્ષ પૂરો થયો. હવે સિદ્ધાન્ત ઠેરવતાં કહે છેઃ-

**न वा तत्सहभावाश्रुतेः ॥ ६५ ॥**

વા= તત્સહભાવાશ્રુતેઃ=કર્મની સાથે તેમનો સહભાવ સમુચ્ચય બતાવનારી શ્રુતિ ન હોવાથી ન=ઉપાસનાઓનો સમુચ્ચય સિદ્ધ થતો નથી-અર્થાત્ અંગોપાસનાઓમાં યથાશ્રયભાવ નિયમિત થવો શક્ય નથી.

તે તે ઉપાસનાઓના આશ્રયભૂત ઉદ્‌ગીથ વગેરે અંગ છે. તે અંગેનો સમાહાર બતાવનારી શ્રુતિઓ છે પણ તે અંગોના સમાહારની માફક તેમની સાથે ઉપાસનાઓનો સમાહાર બતાવનારી કોઈ શ્રુતિ નથી. આથી તે તે આશ્રયોના સમુચ્ચયની માફક જ ઉપાસનાઓનો પણ સમુચ્ચય થવો જોઈએ એ સિદ્ધ થતું નથી. કેમકે ઉપાસનાઓનું ઉદ્દેશ્ય ભિન્ન છે. જે ઉદ્દેશ્યથી જે ફળને માટે યજ્ઞાદિ કર્મ કરવામાં આવે છે, તે કર્મોનાં અંગોમાં કરવામાં આવતી ઉપાસના તેનાથી ભિન્ન ઉદ્દેશ્યથી કરવામાં આવે છે. આથી અંગોની સાથે ઉપાસનાઓનો સમુચ્ચય નથી. આથી ઉપાસનાઓના અંગોની સાથે સમુચ્ચય શકય નથી. તેમનું અનુષ્ઠાન જુદું જુદું જ કરવું જોઈએ. ॥૬૫॥

આ જ વાતને દૃઢ કરતાં બીજો હેતુ આપતાં પાદની સમાપ્તિ ભણે છે કેઃ–

## दर्शनाच्च ॥ ६६ ॥

દર્શનાત્=વિદ્વાન બ્રહ્મા સર્વે ઋત્વિજોનું રક્ષણ કરે છે, એવું શ્રુતિવાક્ય હોઈને ચ=પણ ઉપાસનાઓનો સમુચ્ચય સિદ્ધ થતો નથી

*एवंविद् ह वै ब्रह्मा यज्ञं यजमानं सर्वांश्च ऋत्विजः अभिरक्षति*–નિશ્ચય આવું જાણનાર બ્રહ્મા જ યજ્ઞ, યજમાન અને સૌ ઋત્વિજોને ચોમેરથી રક્ષે છે. (છાં૰ ૪–૧૭–૧૦) આ શ્રુતિમાં વિદ્વાના મહિમાનું વર્ણન કરતાં એમ બતાવે છે કે ઉપાસનાઓનો કર્મની સાથે સમુચ્ચય થઈ શકતો નથી. કેમકે જો ઉપાસનાઓનો સર્વત્ર સમાહાર થતો હોત તો બીજો ઋત્વિજ પણ એ તત્ત્વનો જ્ઞાતા હોત અને સ્વયં પોતાનું રક્ષણ કરત. બ્રહ્મા તેના રક્ષણ માટે જરૂરી ન હોત. આથી એ જ સિદ્ધ થાય છે કે ઉપાસનાઓ તેમના આશ્રયભૂત કર્માંગ અંગોને અધીન નથી, પણ સ્વતંત્ર છે. આથી જ સમુચ્ચય ન કરતાં તેમનું અનુષ્ઠાન અલગ જ હોવું જોઈએ. ॥ ૬૬ ॥

॥ इति ब्रह्मसूत्रसाधनभाष्ये तृतीयाध्याये तृतीयपादः ॥

હરિઃ ॐ તત્સત્

ॐ

# ब्रह्मसूत्रे तृतीयाध्याये

## ॥ चतुर्थः पादः ॥

ઉપાસના જ્ઞાનનું સાધન છે એ વિચાર્યું. હવે તેના ઈતર સાધનોનો વિચાર પણ કરવો ઘટે. અને જેમ આગળ તેમ આ પાદમાં પણ પ્રસંગોપાત્ત બીજી ચર્ચા કરવી ઘટે છે. તે માટે આ ચોથા પાદની શરૂઆત છે. આ પાદની શરૂઆત સિદ્ધાન્તના સ્થાપનથી જ આચાર્ય કરે છે. જ્ઞાન અને કેવળ જ્ઞાન જ મોક્ષનું સ્વતંત્ર સાધન છે એમ સિદ્ધ કરતાં કહે છે કે–

### पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः ॥ १ ॥

अत=જે જ્ઞાનનું સાધન ઉપાસના છે, એમ આગલા પાદમાં નક્કી થયું તે જ્ઞાનથી पुरुषार्थः=પરમ પુરુષાર્થ-મોક્ષ સિદ્ધ થાય છે शब्दात=કેમકે એવું વેદોપનિષત્ શ્રુતિનું વચન છે. इति=એમ बादरायण=બાદરાયણ આચાર્ય કહે છે.

જ્ઞાન અંગે અહીં આવો સંશય થઈ શકે છે. જ્ઞાન કર્મના શેષ તરીકે મોક્ષનું સાધન છે કે સ્વતંત્રપણે એ મોક્ષનું સાધન છે? કર્મશેષ તરીકે એ સાધન છે એમ પૂર્વપક્ષ છે. પૂર્વપક્ષનું દૃષ્ટિબિન્દુ વિસ્તારપૂર્વક હવે પછી વિચારાશે અને તેનું નિરસન કરવામાં આવશે. આ સૂત્રમાં તો ફક્ત સિદ્ધાન્તીનો જ ઉલ્લેખ છે. વેદ અને ઉપનિષદોની શ્રુતિઓ સ્વતંત્રપણે જ્ઞાન મોક્ષનું સાધન છે એમ સ્પષ્ટ કહે છે. य इत् तद् विदुस्तेऽमृतत्वमानशुः– જેઓએ તે આ જાણ્યું તેમણે અમૃતત્વ ભોગવ્યું. (ऋ० २–३–१८–२३) तमेव विदित्वाऽतिमृत्युमेति તેને જાણીને જ મોતને ઓળંગી જાય છે. (यजु० ३१–१८) तमेव विद्वान् न बिभाय मृत्योः–તેને જાણીને જ મૃત્યુથી બ્હીતો નથી. (अथर्व० १०–४–८–४४) तमात्मस्थं येऽनु पश्यन्ति धीराः तेषां सुखं शाश्वतं नेतरेषाम्–તેને પોતાના શરીરમાં રહેલો જે ધીર પુરુષ જુવે છે તેવાને સદાતન સુખ મળે છે, બીજાને નહીં. (कठ० ५–१२) तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथाः–તે જાણવા યોગ્ય પુરુષને જાણો! જેથી તમને મૃત્યુ ન પીડા દે. (प्र० ६–६) तमेव एकं जानथ आत्मानं अन्यावाचो विमुञ्चथः अमृतस्य एष सेतुः–તે જ એક આત્માને જાણો. બીજી વાતો છોડો. કેમકે આ જ અમૃતનો સેતુ છે. (मुं० २–२–५) ब्रह्मविदाप्नोति

परम्–બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. (तै० २–१) य एतद् विदुः अमृताः ते भवन्ति–એ એક તત્વને તેઓ જાણે છે તેઓ અમૃત થાય છે. (શ્વે૦ ૩–૧) વગેરે છે શ્રુતિઓ. તે જ મુજબ સ્મૃતિઓ કહે છે तत्वज्ञानात् निःश्रेयसम्–(वैशे० १–१–४) तत्वज्ञानान्निःश्रेयसाधिगमः (न्याय० १–१–१) ज्ञानात् मुक्तिः (सां० ३–२३) सर्वेषामपिचैतेषां आत्मज्ञानं परं स्मृतम् । तद् हि अग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः– આ બધામાં આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે. તે જ અગ્રણી છે. સૌ વિદ્યાઓમાં, કેમકે તે અમૃતત્વની પ્રાપ્તિનું સાધન છે. (मनु० १२–८५) ને શ્રુતિ–સ્મૃતિ પ્રમાણ તો સર્વશ્રેષ્ઠ. આથી જ્ઞાન મોક્ષનું સ્વતંત્ર સાધન છે, એમ ભગવાન બાદરાયણ માને છે. ॥ ૧ ॥

આમ સિદ્ધાન્તનું નિરૂપણ કર્યું. હવે સિદ્ધાન્તના પરિમાર્જન માટે પૂર્વપક્ષનું ઉત્થાપન કરતાં કહે છેઃ–

## शेषत्वात् पुरुषार्थवादः यथान्येषु इति जैमिनिः ॥ २ ॥

यथा=જેમ अन्येषु=યજ્ઞમાં બીજા અંગોમાં ફલશ્રુતિ અર્થવાદ મનાય છે તેમ, शेषत्वात्=કર્મનું અંગ હોવાથી पुरुषार्थवादः=બ્રહ્મજ્ઞાનને પુરુષાર્થનો હેતુ તરીકે એટલે કે મોક્ષનાં સાધન તરીકે દર્શાવવું એ માત્ર અર્થવાદ છે इति=એમ जैमिनिः=જૈમિનિ આચાર્ય કહે છે.

મોક્ષનું, જ્ઞાન સ્વતંત્ર સાધન છે એમ કહેવું યોગ્ય નથી. કેમકે જ્ઞાન સ્વતંત્ર જ નથી. જ્ઞાન તો કર્મનું અંગ છે. આત્મા કર્તા છે. બ્રહ્મ દેવતા છે. અને આમ કર્તૃત્વ અને દેવતાત્વ દ્વારા એ બન્ને કર્મનાં અંગ થઈને ઉભે છે. ઉપરાંત જ્ઞાન તેનું સંસ્કારક છે. તો જેમ પ્રોક્ષણાદિ તેમ જ્ઞાન પણ સંસ્કારક હોઈને તે દ્વારા કર્મનું અંગ થાય છે. જેમ યજ્ઞમાં પુરોડાશ વગેરેનાં કારણરૂપ વ્રીહિ વગેરે પ્રોક્ષણાદિથી સુસંસ્કૃત થાય છે, એ સંસ્કાર દ્વારા કર્માંગતા પામે છે અને તેના સંસ્કાર કરનારૂં પ્રોક્ષણ વગેરે ગણાય છે અને તે દ્વારા કર્મની અંગતા પામે છે તેમ આત્મા અને બ્રહ્મ બન્ને દેહ વગેરેથી ભિન્ન હોઈને હવિને માટે યોગ્ય તરીકે જણાતાં કર્માંગતાને પ્રાપ્ત થાય છે. ન જણાય તો નહીં. આથી જ્ઞાન પણ તેમ જણાવીને તે દ્વારા કર્માંગ થાય છે. પ્રોક્ષણ વગેરે વ્રીહિ વગેરેનો સંસ્કાર કરે છે. તેમ જ્ઞાન આત્મા અને બ્રહ્મનો સંસ્કાર કરે છે કેમકે જ્યાં સુધી અધિકારી પુરુષ આત્માને દેહથી ભિન્ન અને પરલોકના સંબંધવાળો છે એમ જાણતો નથી ત્યાં સુધી વૈદિક કર્મોમાં તેની પ્રવૃત્તિ જ અશક્ય છે, અને બ્રહ્મ પણ જ્યાં સુધી તે તે દેવતારૂપે હવિને

લેનારું ન જણાય ત્યાંસુધી કર્માંગતાને પામે છે. આ આત્મા અને બ્રહ્મનું જે વિજ્ઞાન તે જ તેનો સંસ્કાર છે. અને આત્મા અને બ્રહ્મ જો સંસ્કૃત હોય તો તેમનું કર્માંગત્વ આવે જ, અને અંગો તો પ્રધાનના ફળે જ ફળવાળાં હોય અને આથી તેમનું સ્વતંત્ર ફળ નથી. અને ત્યાં શ્રુતિ સ્મૃતિઓનાં પરમ પુરૂષાર્થની પ્રાપ્તિરૂપ જે ફળવાદ છે તે અર્થવાદ છે. આવો અર્થવાદ બીજા દ્રવ્ય સંસ્કાર કર્મમાં પણ જોવામાં આવે છે. જેમકે **यस्य स्वर्णमयी जुहूर्भवति न स पापं श्लोकं शृणोति)**–तै० सं० ३–५–७–२) **यदंक्ते चक्षुरेव भ्रातृव्यस्य वृंक्ते**–(तै० सं० ६–१–१–५) **यत् प्रयाजानुयाजा इज्यन्ते वर्म वा एतद् यज्ञस्य क्रियते वर्म यजमानस्य भ्रातृव्याभिभूत्यै**–(तै० सं० २–६–१–५) આથી કર્મ જ સ્વતંત્રપણે મોક્ષનું સાધન છે. જ્ઞાન તો તેના–કર્મના શેષ અંગ તરીકે જ છે એમ જૈમિનિ આચાર્ય માને છે. ॥ ૨ ॥

અને જ્ઞાન કર્મશેષ છે એ વાતને સિદ્ધ કરવા શિષ્ટાચાર દર્શાવતાં કહે છેઃ–

## आचारदर्शनात् ॥ ३ ॥

आचारदर्शनात्=શિષ્ટાચારનાં દર્શને પણ જાણવા મળે છે કે જ્ઞાન કર્મનું અંગમાત્ર છે.

અશ્વપતિ વગેરે જ્ઞાની શિષ્ટ લોકોનો કર્માચાર શ્રુતિ દર્શાવે છે. **यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि**–હે પૂજ્નીયો! હું નિશ્ચય યજ્ઞ કરનાર છું. (છાં૦ ૫–૧૧–૫) જો જ્ઞાન કર્મશેષ ન હોત તો જ્ઞાનીઓનું કર્માચરણ શ્રુતિ નહીં બતાવત પણ બતાવે છે. અને આથી જ્ઞાન કર્મશેષ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૩ ॥

બીજો હેતુ આપતાં કહે છેઃ–

## तच्छ्रुतेः ॥ ४ ॥

तत्=કર્મશેષત્વનું श्रुतेः=પ્રતિપાદન કરનારી શ્રુતિ છે.

છાંદોગ્યની શ્રુતિ છે કે **यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्यवत्तरं भवति**–શ્રદ્ધા અને અંતરાત્મા બ્રહ્મના જ્ઞાનપૂર્વક કરે છે તે જ કર્મ વધારે સમર્થ–સમૃદ્ધ ફળવાળું થાય છે. (છાં૦ ૧–૧–૧૦) આ શ્રુતિમાં **विद्यया** એ સાધનના અર્થમાં ત્રીજી વિભક્તિ છે. અને એ

વિભક્તિ જ જ્ઞાન કર્મશેષ છે એમ પ્રત્યક્ષ સિદ્ધ કરે છે. નહીંતર ત્રીજી વિભક્તિ ન્યાય્ય નહીં થાય. આથી કર્મશેષ છે જ્ઞાન એ સિદ્ધ છે. સ્વતંત્ર સાધન નથી. ॥ ૪ ॥

બીજો હેતુ અવતરે છે કેઃ-

## समन्वारंभणात् ॥ ५ ॥

समन्वारंभणात्=સમન્વારંભણ એટલે અનુગમન. જ્ઞાનનાં કર્મ સાથે અનુગમનથી પણ ઉપલી વાત જ સિદ્ધ થાય છે.

**तं विद्याकर्मणी समन्वारभेते**-તેને તેમાં જ્ઞાન અને કર્મો અનુસરે છે. (બૃ૦ ૪-૪-૨) આ છે શ્રુતિ. જતા જીવની પાછળ આ જ્ઞાન અને કર્મનું અનુગમન જ્યાં સુધી જ્ઞાન, કર્મશેષ ન હોય ત્યાં સુધી નથી. જો જ્ઞાન સ્વતંત્ર હોત તો કર્મ સાથે તેનું અનુગમન કોઈ રીતે ઘટાવી શકાય નહીં. સ્વતંત્રપણે જ્ઞાન અંગે તેવી કલ્પના કરતાં તો કર્મના અંગ તરીકે તેવી કલ્પના વધારે યોગ્ય છે. આથી જ્ઞાન કર્મશેષ જ છે. ॥ ૫ ॥

વળી બીજું કારણ આપે છે કેઃ-

## तद्वतो विधानात् ॥ ६ ॥

तद्वतः=જ્ઞાનવાળા માટે विधानात्=કર્મનું વિધાન હોવાથી પણ જ્ઞાનનું કર્મશેષત્વ સિદ્ધ થાય છે.

શ્રુતિ, વેદાર્થનું જેને જ્ઞાન છે તેવા જ્ઞાની માટે, સ્વાધ્યાયાદિ કર્મનું વિધાન કરે છે. **आचार्यकुलाद् वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुंबे शुचौ देशे स्वाध्यायमधीयानः**=ગુરુકુળમાંથી સેવા શુશ્રૂષા આદિ કામો કરતાં બચેલા વખતમાં યથાવિધિ વેદને જાણીને, કુટુંબમાં પાછો આવીને-ગૃહમેધી થઈને, પવિત્ર દેશમાં સ્વચ્છ જગ્યાએ સ્વાધ્યાય કરતો હોઈને (છાં૦ ૮-૧૫-૧) વેદાર્થવેત્તા છેવટે બ્રહ્મવેત્તા હોવો જ ઘટે. અને આથી જો આ બ્રહ્મજ્ઞાન કર્મનું શેષ ન હોત તો બ્રહ્મજ્ઞાન માટે સ્વાધ્યાય વગેરે કર્મનું વિધાન ન કર્યું હોત, પણ કર્યું છે. અને શ્રુતિબોલ વ્યર્થ હોય નહીં. આથી જ્ઞાન કર્મશેષ છે છે એજ સિદ્ધ થાય છે. ॥ ૬ ॥

બીજી સ્ત્રીન પેશ કરતાં કહે છેઃ-

## नियमाच्च ॥ ૭ ॥

નિયમાત્=યાવજ્જીવન કર્મ કરવાનુ વેદે નિયત કર્યું હોવાથી ચ=પણ જ્ઞાનનુ કર્મશેષત્વ સિદ્ધ થાય છે

**कुर्वन्नेव कर्माणि जिजीविषेत् शतं समा** –કર્મ કરતા જ સો વરસ જીવવા ઈચ્છે છે (યજુ૦ ૪૦–૨) તથા **एतद् वै जरामर्य्यं सत्र यदग्निहोत्रं जरया वा ह्येवास्मात् मुच्यते मृत्युना वा**–એ અગ્નિહોત્ર અજર અને અમર કરનારૂ સાધન છે એનાથી જરા મૃત્યુમાથી છૂટાય છે (શત૦ ૧૨–૪–૧–૧) આવી શ્રુતિઓ પુરુષ માટે યાવજ્જીવ અગ્નિહોત્ર વગેરે કર્મનુ આચરણ નિયમિત કરે છે આ યાવદાયુ કર્માચરણ જો જ્ઞાન સ્વતત્રપણે મોક્ષનુ સાધન હોત તો ન હોઈ શકત ! કેમકે જો જ્ઞાન જ હોત તો પછી કર્મથી શુ ? –આવુ થાત કર્મનુ પણ કાઈ પ્રયોજન છે એમ કહેતા હો તે પછી તો કર્મ જ મોક્ષનુ સ્વતત્ર સાધન હો બીચારા અમગળ જ્ઞાનનુ ત્યા શુ લાગે વગરે ? આથી મોક્ષનુ સાધન કર્મ છે–જ્ઞાન નહીં એમ માનવુ જ યોગ્ય જ છે ॥ ૭ ॥

આમ સાતમા સૂત્ર સુધી પૂર્વપક્ષીની રજૂઆત કરી હવે તેનુ નિરાકરણ કરતા આચાર્યદેવ કહે છે –

## अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात् ॥ ૮ ॥

'તુ=કિન્તુ બાદરાયણસ્ય=બાદરાયણનો અધિકોપદેશાત્–કર્મમા જેટલુ આત્મજ્ઞાન જરૂરી છે તેના કરતા અધિકનો ઉપદેશ હોવાથી એવ=પહેલા સૂત્રમા કહેલો છે તેવો મત છે કેમકે તદ્દર્શનાત્=તે ઉપનિષત્ની શ્રુતિમા તેવો અધિક ઉપદેશ જોવામા આવે છે

જૈમિનિ આચાર્ય કર્મ અગે જેટલુ આત્મજ્ઞાન જરૂરી છે તેટલુ જ ઉપદેશે છે જ્યારે બાદરાયણાચાર્ય તેટલુ જ ઉપદેશતા નથી પણ તેનાથી અધિક ઉપદેશે છે જૈમિનિ આચાર્ય કર્તા–ભોક્તા–સત્ સ્વરૂપ પ્રત્યગાત્માનો શરીર વગેરેથી વ્યતિરેક અને પરલોક સાથેનો સબધ તેટલો જ દર્શાવે છે, અને જગતના જન્માદિના કારણરૂપ પરબ્રહ્મ પરમાત્માને તે તે દેવતારૂપે હવિના ભાગીદાર તરીકે ઉપદેશે છે જૈમિનિ આચાર્યનુ આ જ્ઞાન, કર્મનુ અગ થઈ શકે છે કેમકે શરીર વગેરેથી ભિન્ન અને પરલોક સાથે સબધ ધરાવતા આત્માને જાણીને એવા કર્મમા પ્રવૃત્તિ થાય તે ઉચિત છે પણ સર્વ કર્મનુ ફળ સદૈવ અનિત્ય છે **तद्यथेह कर्मचितो लोक क्षीयते**

एवममुत्र पुण्यचितो लोकः क्षीयते–તે જેમ આ લોકમાં કર્મથી જીતાયેલો લોક–ઉપભોગ્ય પદાર્થ–દેશ અગર ભૂમિભાગ, ક્ષીણ થાય છે, તે જ મુજબ તે લોકમાં પુણ્યથી જીતાએલ લોક ક્ષીણ થાય છે. (છાં૦ ૮–૧–૬) વગેરે શ્રુતિઓ આની સાક્ષી છે. અને આવાં અનિત્ય ફળના દાતા કર્મ કને નિત્ય મોક્ષરૂપી ફળની આશા રાખવી વ્યર્થ છે. અને જ્ઞાન જો કર્મનું અંગ હોય તો તેના દ્વારા મોક્ષ થાય એ વાત તો તેથી પણ વધારે નાપાયાદાર લેખાય. અને આથી જૈમિનિ આચાર્યના મતથી તુષ્ટ થઈ શકાતું નથી અને તેથી ભગવાન બાદરાયણાચાર્ય જૈમિનિના મતથી અસંતુષ્ટ હોઇને તેનાથી અદકું એવું તેનું સાધન–જીવાત્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાન ઉપદેશે છે. જીવાત્મા શરીરથી માંડીને તે પ્રકૃતિ સુધીના સમસ્ત પદાર્થોથી ભિન્ન છે. કર્તૃત્વ ભોકતૃત્વાદિ સમસ્ત સંસાર ધર્મથી અલિપ્ત છે. નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્ત સ્વભાવ છે. પરમાત્મા તેનો અંતરાત્મા છે. જગતનું સર્વથા કારણ છે. સર્વજ્ઞ–સર્વશક્તિ છે. સ્વરૂપે સચ્ચિદાનંદ છે. આવા જીવ અને શિવનું જે સાક્ષાત્ દર્શન–જ્ઞાન તે જ્ઞાન મોક્ષનું સાધન છે. આવો છે મત બાદરાયણાચાર્યનો. આવું જ્ઞાન કર્માંગ થઈ શકતું નથી. આવું જ્ઞાન ઉદય પામતાં મૂળ સહિત કર્મને જ ઉખેડી નાંખે છે. જો કર્મને નિષ્પન્ન કરતું હોત તો તે કર્માંગ થાત. પણ આ તો મૂળસહિત તેને નષ્ટ કરે છે આથી જ્ઞાન કર્માંગ નથી. આગળ "उपमर्दं च" (વે૦ ૩–૪–૧૬) સૂત્રમાં આ વાતને સ્વયં આચાર્ય કહેનાર છે. ભગવાન બાદરાયણના આ અધિક ઉપદેશનો શ્રુતિઓ સ્વયં નિર્દેશ કરે છે. आत्मनाऽऽत्मानं संविवेश–આત્મા દ્વારા આત્મામાં પ્રવેશ્યો. (યજુ૦ ૩૨–૧૧) तद् विज्ञानेन परिपश्यन्ति धीराः आनन्दरूपं अमृतं यद्विभाति–તે કે જે આનંદરૂપ અમૃત અને સૌનો પ્રકાશક છે તેને ધીર પુરૂષો જ્ઞાનથી જુવે છે. (મું ૨–૨–૭) तद् यदात्मविदो विदुः–જેઓ આત્મવેત્તા છે તેઓ જાણે છે. (મું૦ ૨–૨–૯) આમ શ્રુતિનો પણ ટેકા હોઇને પરમ પુરૂષાર્થનો વાદ અર્થવાદ નથી પણ યથાર્થવાદ ઠરે છે. આથી સૂત્રકારે पुरुषार्थोऽतः शब्दात्–(વે૦ ૩–૪–૧) આ સૂત્રમાં જે કહ્યું છે તે જ નિશ્ચિત છે. જૈમિનિ મત સ્વીકાર્ય થઈ શકતો નથી. કેમકે જૈમિનિ મતની પોષક કોઇ શ્રુતિ નથી. ॥ ૮ ॥

ઉપરાંત આચાર દર્શનને લઇને જ્ઞાન કર્મશેષ છે એમ જે કહ્યું હતું તે અંગે કહે છે કેઃ–

## तुल्यं तु दर्शनम् ॥ ९ ॥

તુ=કિન્તુ દર્શનં=શિષ્ટાચારનું દર્શન તો તુલ્યં=કર્મની પેઠે તેના ત્યાગની બાબતમાં પણ સમાન જ છે. આથી એ અકિંચિકર છે.

જ્ઞાની શિષ્ટ લોકોનો જો કેવળ કર્મગોચર આચાર જ હોત તો જ્ઞાનને કર્મશેષ તરીકે માની હોત. પણ તેમનો તે આચાર જ તેટલો નથી જોવામાં આવતો. કર્મના ત્યાગનો પણ આચાર જોવામાં આવે છે. જ્ઞાનીઓનો તો જેમ કર્મગોચર તેમ તેના ત્યાગગોચર આચાર પણ શ્રુતિ સંમત છે શ્રુતિ કહે છે एतदूह स्म वै तत्पूर्वे विद्वांसः अग्निहोत्रं न जुह्वांचक्रिरे- આ અગ્નિહોત્ર પૂર્વના વિદ્વાનોએ હોમ્યું ન હતું. (कौ० २-५) एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । एतद् ह स्म तत्पूर्वे विद्वांसः प्रजां न कामयन्ते किं प्रजया करिष्यामः येषां नोऽयमात्माऽयं लोक इति । तेहस्य पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति-સંન્યાસના લોકને ઇચ્છતા પ્રવ્રજ્યા કરે છે. આથી પૂર્વના વિદ્વાનો પ્રજાની કામના રાખતા ન હતા. આ લોક જ જ્યાં અમારો આત્મા છે તો પ્રજાને અમો શું કરીશું ? તેઓ પુત્રેષણા-વિત્તેષણા અને લોકેષણાથી પર થઈને ભિક્ષાચર્ય આચરે છે. (बृ० ४-४-२२) एतावदरे खल्वमृतत्वं इति होक्त्वा याज्ञवल्क्यः प्रवव्राज-આ શુદ્ધ અમૃતત્વ છે આટલું કહીને યાજ્ઞવલ્ક્યે સંન્યાસ લીધો. (बृ० ४-५-२५) આમ ઉભય રીતે આચારદર્શન શક્ય હોઇને જ્ઞાન કર્મશેષ હોય એ શક્ય નથી. આથી જ્ઞાન કર્મશેષ નથી એ સિદ્ધ છે. ॥ ૯ ॥

"तत्श्रुतेः" નો જવાબ વાળતાં કહે છે કેઃ-

## असार्वत्रिकी ॥ १० ॥

असार्वत्रिकी="यदेव विद्यया" (छां० १२-२०) વગેરે શ્રુતિ સર્વ વિદ્યાઓને લગતી નથી, તેથી જ્ઞાન કર્મશેષ સિદ્ધ થતું નથી.

यदेव विद्ययानी શ્રુતિ તો પ્રકૃત વિષયને લગતી છે. તમામ વિદ્યાઓને લગતી નથી. અને ત્યાં પ્રકૃત છે કર્મના અંગ સાથે સંકળાયેલી ઉદ્ગીથ વિદ્યા. ओमित्येतद् अक्षरं उद्गीथं उपासीत-એ જે અક્ષર છે, એ અક્ષરને ઉદ્ગીથ જાણો. (છાં० १-१-१) આવો ઉપક્રમ હોઇને એ આત્મ વિદ્યા નથી. આથી તે કર્મશેષ નથી. ॥૧૦॥

समन्वारंभणात्-દલીલનો જવાબ વાળતાં કહે છેઃ-

## विभागः शतवत् ॥ ११ ॥

शतवत्=સો રૂપીઆના વિભાજનની માફક विभागः તે શ્રુતિમાં કહેલો વિદ્યા અને કર્મનો વિભાગ અધિકારી ભેદે જાણવો રહે છે.

બે ચાર માણસ વચ્ચે સો રૂપીઆના વિભાજનની પેરે અહીં વિદ્યાનો વિભાગ જાણવો રહે છે. વિદ્યા બે વિભાગમાં વહેંચાય છે. પરાવિદ્યા અને અપરાવિદ્યા. બ્રહ્મ સાક્ષાત્કારાત્મક વિદ્યા પરા કહેવાય. તે સિવાયની અપરા. **तं विद्याकर्मणी समन्वारभेते**-તેને તેનાં જ્ઞાનકર્મો અનુસરે છે. (બૃ૦ ૪-૪-૨) અહીં વિદ્યા એટલે પરા વિદ્યા નથી. પણ અપરાવિદ્યા છે. કેમકે એ **इति नु कामयमानः** એવો ત્યાં ઉપસંહાર છે અને **अथ अकामयमानः** (બૃ૦ ૪-૪-૬) થી મોક્ષ માર્ગે જનારનો અધિકાર જુદો દર્શાવ્યો છે. આથી એ પરાવિદ્યા નથી. તેથી પરાવિદ્યા-કર્માંગ છે એ વાતમાં કશું તથ્ય નથી.

જેમ સો રૂપીઆનો વિભાગ કરીએ તો તેમાંના પચાસ બળદ ખરીદવામાં અને પચાસ જમીન અંગે જાય તેમ પરલોકના યાત્રી પાછળ વિદ્યા અને કર્મ વિભક્ત થઈને જાય છે. વિદ્યાવાન પાછળ વિદ્યા અને કર્મી પાછળ કર્મ અને આમ વિભાગે અનુગમન થતું હોય તે જ્ઞાન કર્માંગ છે એ સિદ્ધ થતું નથી. અને આવો વિભાગ યોગ્ય પણ છે કેમકે એ બન્નેનાં ફળ જુદાં છે. બ્રહ્મ લોકની પ્રાપ્તિ વિદ્યાનું અને સ્વર્ગલોકની પ્રાપ્તિ કર્મનું ફળ છે શ્રુતિ કહે છે-**विद्यया तदारोहन्ति यत्र कामाः परागताः। न तत्र दक्षिणायान्ति नाविद्वांसस्तपस्विनः**:-વિદ્યા દ્વારા ત્યાં ચડે છે જ્યાં કામો પરાસ્ત થાય છે. ત્યાં દક્ષિણ માર્ગે જનારા કે અવિદ્વાનો કે અતપસ્વીઓ પહોંચી શકતા નથી. (શત૦ ૧૦-૫-૪-૧૫) માટે જ્ઞાન કર્મશેષ નથી. ॥ ૧૧ ॥

**तद्वतः विधानात्**-નો જવાબ વાળતાં કહે છે.

## अध्ययनमात्रवतः ॥ १२ ॥

અધ્યયન=જેમણે વિદ્યાનું કેવળ અધ્યયન તેટલું જ કર્યું છે અનુષ્ઠાન નહીં-એવા વિદ્વાનોને લાગતું એ કથન છે એમ જાણવું.

**आचार्यकुलाद् वेदमधीत्य**-વેદનું અધ્યયન કરીને આચાર્ય કુલમાંથી (છાં૦ ૮-૧-૧) આ છાંદોગ્ય શ્રુતિમાં, બ્રહ્મજ્ઞાનીને માટે, જો સ્વાધ્યાયાદિ કર્મમાં વિધાન હોત તો તો જ્ઞાન કર્મશેષ થાત. પણ એવું વિધાન તો વેદના અર્થનું જેને જ્ઞાન છે તેને માટે જ છે. કેમકે 'अधीत्य' એવું ત્યાં વચન છે. અને અધ્યયન એટલે શબ્દાર્થનું જ્ઞાન મેળવવું એટલું જ થાય છે. વેદાર્થનું જ્ઞાન થાય તો તેમાં બ્રહ્મજ્ઞાનનો સમાવેશ થઈ જ જાય એમ યદ્યપિ કહ્યું છે છતાં વેદાર્થજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનનો તફાવત

જાણવો ઘટે શબ્દાર્થ જ્ઞાન એક વાત છે. બ્રહ્મનું અનુભવાત્મક જ્ઞાન બીજી વાત છે. વિદ્વાન છે માટે બ્રહ્મજ્ઞાની છે એ હજી સિદ્ધ થવાનું છે બ્રહ્મજ્ઞાન તો નિર્વિકલ્પ સમાધિનું ફળ છે, કેવળ શબ્દાર્થ જ્ઞાનનુ ફળ નથી આથી શબ્દાર્થ માત્રનુ જેમાં જ્ઞાન તે અપરવિદ્યા, બ્રહ્માત્મભાવનો અનુભવ તે પરાવિદ્યા છે શ્રોત્રિયતા અને બ્રહ્મનિષ્ઠતા ભિન્ન છે તો અપરવિદ્યાના વિદ્વાન માટે કર્મનું વિધાન હોય તો તેથી પરાવિદ્યાના વિદ્વાન માટે તેની કલ્પના કરવી અશક્ય—અને બ્રહ્મજ્ઞાન પરાવિદ્યા છે. આથી જ્ઞાન કર્મશેષ નથી ॥૧૨॥

## नाविशेषात् ॥ १३ ॥

अविशेषात्=વિશેષવચન ન હોવાથી न-कुर्वन्नेवेह कर्माणि ( યજુ૦ ૪૦-૨ ) વગેરે નિયમ વચનથી બ્રહ્મજ્ઞાનની કર્મશેષતા સિદ્ધ થતી નથી.

**कुर्वन्नेवेहकर्माणि**—અહીં કર્મ કરતા કરતા જ—આ સામાન્ય વચન તેટલુ જ છે. આ વચન જ્ઞાની માટે છે કે અજ્ઞાની માટે છે એ વિશેષપણે જણાતુ નથી અને એ જ્યારે નક્કી ન હોય ત્યારે જેને કર્મની અપેક્ષા હોય તેને માટે એનો નિયમ હોઈ શકે. અજ્ઞાનીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે યોગ્ય થવા કર્મની જરૂર છે જ્ઞાનીને તો બ્રહ્મજ્ઞાન થઇ ચૂકયુ હોઇને તેની અપેક્ષા જ નથી અને આથી બ્રહ્મજ્ઞાન કર્મશેષ નથી **कर्मणैव हि संसिद्धि मास्थिता जनकादयः**—જનક વગેરે કર્મથી જ પરમ સિદ્ધિને પામી ગયા (ગી૦ ૩–૨૦) આમા તો સમિદ્ધિ શબ્દ જ્ઞાનપ્રાપ્તિનો વાચક છે—મોક્ષપ્રાપ્તિનો નહીં માટે કર્મનુ જ્ઞાન શેષ નથી ॥ ૧૩ ॥

બીજુ સમાધાન દેતા કહે છે—

## स्तुतयेऽनुमतिर्वा ॥ १४ ॥

वा=અથવા स्तुतये=કર્મની સ્તુતિ માટે, अनुमति=યાવજ્જીવ કર્માનુષ્ઠાનની એમા આજ્ઞા જાણવી

આ સૂત્રમા કર્મનો ભારે ઉપકાર આચાર્ય સ્વીકારે છે જ્ઞાનનુ ફળ મોક્ષ છે. અને એ જ્ઞાન કર્મ દ્વારા જ મેળવી શકાય છે કર્મનું આચરણ, જ્ઞાનનો અરૂણોદય છે અને આથી આવાં મહા ઉપકારક કર્મોનો ત્યાગ જ્ઞાનીઓએ પણ ન કરવો ઘટે અને આથી જેમ જ્ઞાનની પ્રાપ્તિ પૂર્વે તેમ પછીથી પણ શિષ્ટાચારના પાલન માટે અને લોકસંગ્રહને માટે યાવજ્જીવ જ્ઞાનીઓ પણ કર્મનુ, આચરણ કરો એમ સુહૃદ થઇને **कुर्वन्नेवेह कर्माणि**—એ શબ્દમા અનુમતિ આપે છે ગીતાજીનો ભાવ છે

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत। कुर्याद् विद्वाँस्तथाऽसक्तः चिकीर्षुर्लोकसंग्रहम् ॥ હે ભારત! કર્મમાં આસક્ત અજ્ઞાનીઓ જેમ કામ કરે છે તેમ આસક્તરહિત થઈને લોકકલ્યાણને ઈચ્છી જ્ઞાનીએ કામ કરવું જોઈએ. (गी० ૩–૨૫) આથી જ્ઞાન કર્માંગ છે એ વાત અશ્રદ્ધેય છે. ॥ ૧૪ ॥

આ વાતને જ દૃઢ કરતાં કહે છેઃ–

## कामकारेण चैके ॥ १५ ॥

च=ઉપરાંત एके=કેટલાક વેદશાખાઓવાળા कामकारेण=જ્ઞાનીઓ માટે સ્વેચ્છાએ અગ્નિહોત્ર વગેરે કર્મનો પરિત્યાગ કહે છે.

કૌષીતકિ અને વાજસનેયી શાખાનાં અધ્યેતાઓ સ્વેચ્છાએ જ્ઞાનીઓ માટે અગ્નિહોત્રાદિ કર્મનો પરિત્યાગ દર્શાવે છે. एतत् हस्म वै तत्पूर्वे विद्वांसोऽग्निहोत्रं न जुह्वांचक्रिरे–(कौ० २–५) एतद् हस्य वै तत्पूर्वे विद्वांसः प्रजां न कामयन्ते, किं प्रजया करिष्यामः येषां नोऽयमात्माऽयं लोक इति। ते हस्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थाय भिक्षाचर्यं चरन्ति (बृ० ४–४–२२) જો જ્ઞાન કર્મશેષ હોત તો જ્ઞાનીઓનો આ સ્વેચ્છાએ કર્મત્યાગ ઘટી ન શકે! અંગીનો જ અભાવ હોય તો પછી જ્ઞાન કોનું અંગ થાય? આથી અશક્યનો સ્વીકાર ન થઈ શકે. આથી જ્ઞાન કર્મશેષ છે એ વાત અયોગ્ય છે. ॥ ૧૫ ॥

બીજી દલીલ કરતાં કહે છેઃ–

## उपमर्दं च ॥ १६ ॥

उपमर्दं=જ્ઞાનીઓના સમસ્ત કર્મો ક્ષીણ થઈ જાય છે એમ એક શાખાવાળા કહે છે તેથી च=પણ આ જ વાત સિદ્ધ થાય છે.

બ્રહ્મસાક્ષાત્કાર કર્મમાત્રનો ક્ષય કરે છે. શ્રુતિ કહે છેઃ–भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे। સૌથી પર અને સર્વશ્રેષ્ઠ આત્માનું દર્શન થતાં દ્રષ્ટાની હૃદયગ્રન્થિ ભેદાય છે. તમામ સંશયો છેદાય છે અને કર્મો ક્ષીણ થઈ જાય છે. (मुं० २–२–८) અંગીનો ક્ષય અંગ કરી શકે નહીં. આથી જ્ઞાન કર્મશેષ છે એ સાહસમાત્ર છે. ॥ ૧૬ ॥

બીજો હેતુ આપતાં કહે છે –

## ऊर्ध्वरेतस्सु च शब्दे हि ॥ १७ ॥

ऊर्ध्वरेतस्सु=અહીં સંન્યાસી એટલે ઊર્ધ્વરેતા બ્રહ્મજ્ઞાની એવા સંન્યાસીઓ માટે કર્મનો અભાવ હોઈને જ્ઞાન કર્મનું શેષ છે એ વાત અસિદ્ધ છે हि=કેમકે शब्दे=શ્રુતિમા ઊર્ધ્વરેતાઓનું પાઠ છે

ઊર્ધ્વરેતા સન્યાસીઓ કે નૈષ્ઠિક બ્રહ્મચારીઓમાં બ્રહ્મજ્ઞાન હોય છે પણ તેમને માટે કર્મ હોતા નથી. કર્મ તો બાહ્ય સામગ્રીઓથી સાધ્ય અકિંચન સંન્યાસીઓ કને કોઈ અગ્નિહોત્રાદિની સામગ્રી હોઈ શકતી નથી અને આથી તેમને માટે અગ્નિહોત્રાદિ કર્મોની સભાવના જ નથી. તો અંગીને છોડીને અંગ રહી શકે નહીં સંન્યાસીઓ જ્ઞાનનિષ્ઠ હોય છે એ તો પ્રસિદ્ધ છે. શ્રુતિ કહે છે –त्रयो धर्मस्कन्धाः । यज्ञोऽध्ययनं दानमिति प्रथमः । तप एव द्वितीयः । ब्रह्मचारी आचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्य- कुलेऽवसादयन् । सर्वे एते पुण्यलोका भवन्ति । ब्रह्मसंस्थोऽमृतत्वमेति–ધર્મરૂપી ઝાડના ત્રણ સ્કન્ધો–વિશાળ ડાળીઓ છે દેવયજ્ઞ, સ્વાધ્યાય યજ્ઞ અને દાન, આ ત્રણમા પહેલો સ્કન્ધ છે કેવળ તપ એ બીજો સ્કન્ધ છે, વિદ્યાને માટે પોતાના શરીરને તપથી અત્યંત ક્ષીણ કરતો હોઈને, ગુરુકુળમા રહેનારો, જે બ્રહ્મચારી એ ત્રીજો સ્કન્ધ છે આ બધા ગૃહસ્થ, વાનપ્રસ્થી અને બ્રહ્મચારી એ ત્રણે પુણ્યલોકવાળા થાય છે. તેમાય જે બ્રહ્મનિષ્ઠ છે તે અમૃતત્વને પામે છે (છાં૦ ૨-૨૩-૧) કર્મોને વિક્ષેપની પરંપરા નડે છે આથી તેઓ "બ્રહ્મસંસ્થ" હોઈ ન શકે સન્યાસી–જ્ઞાનનિષ્ઠામા પણ કર્મ જોવામા આવે છે એમ જો દલીલ હોય તો સાચુ તેઓમા પણ કર્મ જોવામા આવે છે પણ તે તો લીલામાત્ર છે કર્મનો આભાસમાત્ર છે આથી જ દર્શનાન્તરમા કહ્યુ છે કે–न किंचिदपि मनुशायिनः–(સાં૦ ૬–૧૨૬) અને આથી પણ કર્મનુ જ્ઞાન એ અંગ નથી ॥ ૧૭ ॥

આ ઠેકાણે જૈમિનિનો આક્ષેપ દર્શાવતા કહે છે –

## परामर्शं जैमिनिरचोदना चापवदति हि ॥ १८ ॥

जैमिनि=જૈમિનિ આચાર્ય परामर्शं=ઉપર્યુક્ત શ્રુતિમા સન્યાસ આશ્રમનો અનુવાદ માત્ર માને છે વિધિ નહી हि=કેમકે अचोदना=એમા વિધિસૂચક ક્રિયાપદનો પ્રયોગ નથી च=તે ઉપરાત अपवदति=શ્રુતિ સન્યાસનો અપવાદ–નિષેધ પણ કરે છે

સંન્યાસ આશ્રમ અનુષ્ઠેય નથી એવો જૈમિનિ મુનિનો મત છે. ગૃહસ્થાશ્રમમાં જ રહીને કર્માનુષ્ઠાન દ્વારા માનવ પરમ પુરૂષાર્થ સિદ્ધ કરી શકે છે. પૂર્વોક્ત શ્રુતિઓમાં ब्रह्मसंस्थोऽमृतत्वमेति भैक्षचर्यं चरन्तः- વગેરે શબ્દોમાં સંન્યાસનો કેવળ અનુવાદમાત્ર છે, વિધાન નથી. કેમકે તેમાં વિધિસૂચક કોઈ પ્રયોગ નથી. ઉપરાંત वीरहा वा एष देवानां योऽग्निमुद्वासयते-દેવોના વીરનો ઘાતક છે તે જે અગ્નિહોત્રનું ઉદ્વાસન કરે છે. (તૈ૦ सं० १-५-२-१) आचार्याय प्रियं धनं आहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः આચાર્યને મન ગમતી દક્ષિણા આપી પ્રજાતંતુનો છેદ ન કરીશ. (તૈ૦ ૧-૧૧) नापुत्रस्य लोकः અસ્તિ-અપુત્રની ગતિ નથી. (ઐ૦ બ્રા૦ ૭-૧૩-૧૨) વગેરે શ્રુતિઓ સંન્યાસનો સ્પષ્ટ નિષેધ પણ કરે છે. આથી સંન્યાસાશ્રમનો જ નિષેધ હોઇને, જ્ઞાન હોય છતાં પણ કર્મનો અભાવ હોવાથી જ્ઞાન કર્મનું અંગ નથી એ કહેવું જ સિદ્ધ થતું નથી એમ મહાત્મા જૈમિનિ કહે છે. ॥ ૧૮ ॥

આ આક્ષેપને હઠાવતાં સૂત્રકાર કહે છેઃ-

**अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः ॥ १९ ॥**

बादरायणः=વ્યાસદેવ કહે છે કે अनुष्ठेयं=ગૃહસ્થાશ્રમ વગેરેની માફક ઉત્તર-સંન્યાસ આશ્રમ પણ આચરણીય છે કેમકે साम्यश्रुतेः=શ્રુતિમાં તો તમામ આશ્રમો અને તેની વ્યવસ્થા સમાનરૂપથી પ્રતિપાદિત કરવામાં આવે છે.

જૈમિનિના મતને અયથાર્થ સિદ્ધ કરતાં સૂત્રકાર કહે છે ઉક્ત શ્રુતિઓમાં તમામ આશ્રમનો જ અનુવાદ છે અને અનુવાદ પણ તેનો જ થાય જે કોઇક ઠેકાણે વિહિત હોય. જેમ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમોનો ઉલ્લેખ છે તેમ સંન્યાસનો પણ ઉલ્લેખ છે. તેથી સંન્યાસી ધર્મનું પાલન પણ વિહિત જ છે. પૂર્વપક્ષે જે શ્રુતિઓને સંન્યાસનો નિષેધ કરનારી બતાવી છે તેમનો આશય જ જુદો છે. ત્યાં અગ્નિહોત્રનો ત્યાગ ન કરવા ઉપર ભાર મૂકયો છે અને એ વિધાન તેમને જ લાગુ પડે જે એ અગ્નિહોત્ર વગેરેના અધિકારી હોય અને એટલું બતાવવું જ ત્યાં ઇષ્ટ છે. તે જ પ્રમાણે પ્રજાતન્તુનો અવિચ્છેદ પણ રાગીને માટે જ વિહિત છે, વિરાગી માટે નહીં. વિરક્ત માટે તો તત્કાળ સંન્યાસ લેવાનું શ્રુત વિધાન કરે છે. શ્રુતિબોલ છે કે यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्-જે દિવસે વૈરાગ્ય થાય તે જ દિવસે સંન્યસ્ત લે. આથી સંન્યાસાશ્રમ છે. અને સંન્યાસીનો પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર હોઇને જ્ઞાન કર્માંગ નથી એ જ સિદ્ધ થાય છે. ॥ ૧૯ ॥

## विधिर्वा धारणवत् ॥ २० ॥

वा=અથવા धारणवत्=જેમ સમિધા ધારણ સબંધી વાકયમા ઉપર ધારણ " ની ક્રિયાને અનુવાદ ન માનતા વિધિ માની છે તેમ विधि=ઉક્ત મત્રોમા પણ અન્ય આશ્રમોની વિધિ જ માનવી જોઈએ, અનુવાદ નહી

તત્તિરીય સહિતામા શ્રુતિ છે કે अधस्तात् समिधं धारयन् अनुद्रवेत् उपरि हि देवेभ्यो धारयति (तै० सं०)-'સ્રુગ દડની નીચે સમિધા ધારણ કરીને અનુદ્રવણ કરે, કિન્તુ દેવતાઓને માટે ઉપર ધારણ કરે " આ શ્રુતિમા સ્રુગ દડ નીચે સમિધા ધારણની વિધિ સાથે એક વાકયતાની પ્રતીતિ થતા " ઉપર ધારણ"ની ક્રિયા અપૂર્વ હોઇને તેને વિધિ માનવામા આવી છે, તેમ શ્રુતિમા ચારે આશ્રમોનુ સાકેતિક વર્ણન છે-અને તેને અનુવાદ ન માનતા વિધિ જ માની લેવી ઘટે પૂર્વમીમાસા કહે છે-विधिस्तु धारणेऽपूर्वत्वात्-(मीं० ३-४-१५) બીજી શ્રુતિમા આશ્રમોનુ વિધાન કરનાર સ્પષ્ટ વચનો સાપડે છે જેમકે ब्रह्मचर्यं परिसमाप्य गृहीभवेद् गृहीभूत्वा वनीभवेत् वनीभूत्वा प्रव्रजेत् गृहाद् वा वनाद् वा। यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्-બ્રહ્મચર્યને સમાપ્ત કરી ગૃહસ્થ થાય, ગૃહી થયા બાદ વની થાય વાનપ્રસ્થી થઈ સન્યાસી થાય, ને આથી ભિન્ન બ્રહ્મચર્યમાથી વા ગૃહસ્થાશ્રમમાથી વા વાનપ્રસ્થમાથી જ અગર તો જે દિવસે વૈરાગ્ય તે દિવસથી જ સન્યાસ લે (जाबा० उप० ४) કર્મત્યાગનો નિષેધ કરનારી શ્રુતિ કર્માસક્ત માનવ માટે છે, વિરક્ત માટે નહીં આથી કેવળ જ્ઞાનથી જ મોક્ષની સિદ્ધિ થાય છે એ સિદ્ધ છે ॥ ૨૦ ॥

વળી અહીં શકા ઉઠાવી સમાધાન દેતા કહે છે-

## स्तुतिमात्रमुपादानादिति चेन्नापूर्वत्वात् ॥ २१ ॥

विधिर्धारणवत् આટલા ભાગનુ આગલા સૂત્રમાથી અનુવર્તન કરવુ स्तुतिमात्र-માત્ર શબ્દથી વિધિનુ વ્યાવર્તન જાણવુ प्रव्रजन्ति શ બ્દમા કેવળ પ્રવ્રજનોક્તની સ્તુતિમાત્ર છે કેમકે उपादानात्=ગ્રહણ કરેલ છે इतिचेत्=આમ જો કહેતા હો તો न=એ ઠીક નથી કેમકે अपूर्वत्वात् પ્રમાણાન્તરથી ન જણાતુ હોઇને ધારણની પેરે એ વિધિ છે એમ કહેવુ સુસગત છે

एतमेव प्रव्राजिनो लोकमिच्छन्त: प्रव्रजन्ति-આ લોકની ઇચ્છાથી જ સન્યસ્ત લે છે (बृ० ४ ४-२२) આ વાકયમા પણ प्रव्रजन्ति મા પરિવ્રાજ્યાશ્રમની વિધિ જ માનવી જોઇએ તેની અહીં ચર્ચા જાણવી प्रव्रजन्ति મા

વિધિ નથી, પણ સ્તુતિમાત્ર છે એમા બ્રહ્મલોકની સ્તુતિ જ જોવામા આવે છે કેમકે-एतमेव प्रव्राजिनः लोकं इच्छन्त.-એવો શબ્દપ્રયોગ છે બ્રહ્મલોક જ તો એવો છે કે જેને પ્રાપ્ત કરવા માટે સર્વસ્વનો ત્યાગ કરીને વિમલ જીવો સન્યસ્ત સ્વીકારે છે આ જાતની એમા બ્રહ્મલોકની સ્તુતિ જ પ્રકૃત હોઇને ઘટે છે માટે परिव्रजन्तिમા વિધિ નથી આવો પૂર્વપક્ષ થતા સિદ્ધાન્તી કહે છે કે આ બરાબર નથી કેમકે અપૂર્વત્વને લઇને અહી વિધિ સભવે છે જેમ धारयतिમા તેમ प्रव्रजन्तिમા પણ અપૂર્વપણુ હોઇને વિધિ સુસગત છે આથી એ સ્તુતિ નથી પણ વિધિ છે એમ જ માનવુ ઘટે આથી સન્યાસાશ્રમ પણ વિહિત છે ॥ ૨૧ ॥

ઉપગત બીજો હેતુ કહે છે કે-

**भावशब्दाच्च ॥ २२ ॥**

भावशब्दात्=ભાવ એટલે ક્રિયા. તેની શ્રુતિ હોઇને च=પણ प्रव्रजन्ति એ धारयति ની પેરે વિધિ છે એમ નિશ્ચિત થાય છે

મહર્ષિ યાજ્ઞવલ્કયની અંતિમ અવસ્થામા શ્રુતિ પ્રવ્રજ્યા દર્શાવે છે-**एतावदरे खलु अमृतत्व इति होक्त्वा याज्ञवल्क्य प्रवव्राज (બૃ૦ ૪-૫-૧૫)** જો પ્રવ્રજ્યા વિધિ ન હોત તો શ્રુતિ તેનુ કથન ન કરત આથી प्रव्रजन्ति ધારણની પેઠે વિધિ જ છે

અહીં શકા ઉઠાવી સમાધાન દે છે કે-

**पारिप्लवार्था इति चेन्न विशेषितत्वात् ॥ २३ ॥**

परिप्लवार्था=યજ્ઞની રાત્રિઓમા જે નાના પ્રકારની આખ્યયિકાઓ કહેવામા આવે છે તેને પરિપ્લવ કહેવામા આવે છે તેમના જેમ જ મૈત્રેયી યાજ્ઞવલ્કય વગેરેના સવાદરૂપી કથાઓ છે इति चेत्=આમ જો કહેતા હોય તો न=એ ઠીક નથી કેમકે विशेषितत्वात्= વિશિષ્ટ કરીને એમનુ પ્રતિપાદન કર્યુ છે

પૂર્વપક્ષી કહે છે કે ઉપનિષદ્મા આવતી યાજ્ઞવલ્કય વગેરેની કથાઓ તો મનોરજન માત્રને માટે હોઇને પરિપ્લવ જેવી છે તેના ઉપરથી પારિવ્રાજ્યનુ વિધાન દોહવુ એ બરાબર નથી યાગની રાત્રિઓમા યજમાન વગેરેના મનોરજન માટે અધ્વર્યુ જે કથા કરે છે તેને પારિપ્લવ કહે છે એ મનોરજન માત્ર છે તેમ ઉપનિષદ્ની કથાઓ પણ મનોરજની છે અને તેમ હોઇને તેમનુ પ્રામાણ્ય સ્વીકાર્ય કેમ હોય ? તો પૂર્વપક્ષની

આ વાત ઠીક નથી. કેમકે પારિપ્લવ કથાઓ વિશિષ્ટ છે. શ્રુતિ સ્વયં તેમને વિશેષિત્ કરે છે. મનુર્વૈવસ્વતો રાજા-વગેરે શૈલીથી પારિપ્લવ કથાઓ વિશિષ્ટ છે, ઉપનિષત્ કથાઓ તેવી કથાઓથી કેવળ ભિન્ન છે. પારિપ્લવ કથાઓ જો મનોરંજન માટે છે તો ઉપનિષત્‌ની સંવાદ કથાઓ બ્રહ્મવિદ્યાના ઉપદેશ માટે છે. પારિપ્લવ કથાઓ સ્વાર્થે પ્રામાણ્ય વિનાની છે. આ ઉપનિષત્ કથાઓ સ્વાર્થે પ્રામાણ્યવાળી છે, ગૂઢ ગુરુગત બ્રહ્મબોધ સરળતાથી શિષ્ય હૃદયમાં સંક્રાન્ત કરનારી એ તો કળા છે. આથી એમાં વિધિ છે. આથી ચતુર્થ આશ્રમ છે. અને એ આશ્રમમાં જ્ઞાન હોય છે અને કર્મ હોતાં નથી. આથી જ્ઞાન કર્મશેષ છે એ વાત અસિદ્ધ છે. ॥૨૩॥

પણ આમ જ્ઞાન, કર્મશેષ ન સિદ્ધ થતાં પૂર્વપક્ષી પૂછે છે કે ભલે કર્મનું જ્ઞાન અંગ ન હોય પણ તેથી સિદ્ધાન્તી! તું શું કહેવા માંગે છે? કહે છે સિદ્ધાન્તી કે:-

## तथा चैकवाक्यतोपबन्धात् ॥ २४ ॥

तथा च=અને તેમ થતાં જ્ઞાન કર્મનું અંગ નથી એમ સિદ્ધ થતાં एकवाक्यतोपबन्धात्=ઉપબંધ=સંબંધ પરમ પુરુષાર્થની પ્રાપ્તિના સાધનરૂપે શ્રુતિઓની એકવાક્યતા રૂપ સંબંધથી જ્ઞાન સ્વતન્ત્ર પરમપુરુષાર્થની સિદ્ધિનું સાધન છે એ સિદ્ધ થાય છે.

यः इत् तद् विदुः तेऽमृतत्वमानशुः (ऋ० २-३-१८-२३) વગેરે જેટલી પરમ પુરુષાર્થની પ્રાપ્તિને લગતી સાધન શ્રુતિઓ છે તે બધીની એકવાક્યતા થાય છે. અને તે એકવાક્યતાના સંબંધે જ્ઞાન જ સ્વતંત્રપણે જ્ઞાનનું સાધન સિદ્ધ થાય છે. અને આમ આચાર્યવર્ય બાદરાયણનો મત જ શ્રદ્ધેય અને અનુષ્ઠેય થાય છે. આથી મોક્ષનું સાધન-સ્વતંત્ર સાધન છે જ્ઞાન એ વિધિવાદ છે. ॥ ૨૪ ॥

સિદ્ધને જ વધુ સમર્થિત કરતાં કહે છેઃ-

## अत एव चाग्नीन्धनादि-अनपेक्षा ॥ २५ ॥

अतः एव च=અને આથી જ-અર્થાત્ જ્ઞાન જ મોક્ષપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન હોવાથી તેને જ્ઞાનને अग्नीन्धनाद्यनपेक्षा=અગ્ન્યાધાન એટલે અગ્નીન્ધન-અગ્નિહોત્ર દર્શ પૂર્ણમાસ વગેરે કર્મસમુદાયનો આદિથી સંગ્રહ જાણવો તે અગ્ન્યાધાન વગેરેની અપેક્ષા નથી.

જ્ઞાનને જો મોક્ષ માટે કર્મની અપેક્ષા હોત તો જ્ઞાનનું સ્વાતંત્ર્ય હણાત. અને છની શક્તિએ તો પોતાનું સ્વાતંત્ર્ય કોણ તજવા તૈયાર હોય! અને

મોક્ષ અંગે તો જ્ઞાનનું પૂર્ણ સ્વાતંત્ર્ય છે શ્રુતિ સ્મૃતિ તર્ક વગેરે એના સાક્ષી છે એ પ્રત્યક્ષ છે આથી જ્ઞાનને કર્મની મોક્ષ અંગે કોઈ ઠેકાણે કે અપેક્ષા નથી જ્ઞાન જ ત્યાં તો સર્વતંત્ર છે ॥ ૨૫ ॥

તો આ ઠેકાણે પૂર્વપક્ષી બીજી શંકા રજૂ કરે છે જ્ઞાનને મોક્ષ અંગે કર્મની ભલે અપેક્ષા ન હો પણ તેને પોતાની-જ્ઞાનની ઉત્પત્તિ માટે કર્માપેક્ષા હોય કે નહીં? સમાધાન દેતા સૂત્રકાર કહે છે –

## सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥ २६ ॥

ચ=આ ઉપરાંત સર્વાપેક્ષા=જ્ઞાનને પોતાની ઉત્પત્તિ માટે સમસ્ત વર્ણાશ્રમને ઉચિત કર્મોની આવશ્યકતા છે કેમકે યજ્ઞાદિશ્રુતેઃ=યજ્ઞ વગેરે કર્મો બ્રહ્મવિદ્યામાં કારણરૂપ છે એમ બતાવનારી શ્રુતિઓ છે અશ્વવત્=જેમ ઘોડો, પોતાની યોગ્યતા અનુસાર સવારીના કામમાં લેવામાં આવે છે-મહેલ ઉપર ચડવાના કામ માટે નહીં તેમ કર્મ, વિદ્યા જ્ઞાનની ઉત્પત્તિ માટે અપેક્ષિત છે, મોક્ષને માટે નહીં

જ્ઞાનને પોતાની ઉત્પત્તિ માટે કર્મની અપેક્ષા છે કે નહીં એ અહીં સંશય છે નથી એવો પૂર્વપક્ષ છે છે એવો સિદ્ધાન્ત છે જ્ઞાનને સ્વોત્પત્તિ માટે કર્માપેક્ષા ન હોઈ શકે કેમકે જ્ઞાન પ્રમાણજન્ય છે જ્ઞાન પ્રમાણરૂપ અંતઃકરણથી ઉપજે છે, કર્મથી નહીં તો જ્ઞાનને કર્મની અપેક્ષા રહેતી નથી પટ જન્મે તો માટીની તેમાં શી અપેક્ષા? અને સ્વાર્થસિદ્ધિ માટે જ્ઞાન તો સ્વતંત્ર છે આથી જ્ઞાનને કર્મની અપેક્ષા નથી આવો છે પૂર્વપક્ષ

ત્યારે સિદ્ધાન્તી વ્યવસ્થા કરતા કહે છે કે આ વાત બરાબર નથી જ્ઞાનને સ્વોત્પત્તિ માટે તમામ વર્ણાશ્રમના ઉચિત કર્મોની ઘોડાની પેરે અપેક્ષા રહે છે પ્રમાણ પણ પ્રતિબદ્ધ હોય તો જ્ઞાન ઉપજાવવા સમર્થ થતું નથી પ્રમાણ-જ્ઞાનનું સાધન છે અંતઃકરણ તે જો મેલું હોય તો તેનાથી સમ્યક્ જ્ઞાન કદી ન જન્મે આ અંતઃકરણની પાપરૂપી મલિનતાને ધોવાને કર્માપેક્ષા હોય છે શાસ્ત્રીય રીતે શાસ્ત્રીય કર્મોનું અનુષ્ઠાન અંતરની અશુદ્ધિને ધુવે છે અને નિર્મલ થયેલું અંતઃકરણ જ્ઞાનોત્પત્તિ માટે સામર્થ્યવાળું થાય છે પ્રતિબંધોથી ઘેરાયેલું અપ્રસન્ન ચિત્ત જ્ઞાન જન્માવવા અશક્ત છે આથી સમસ્ત શાસ્ત્રીય કર્મોની સ્વજન્મ માટે જ્ઞાનને આવશ્યકતા છે યજ્ઞાદિશ્રુતિ સ્વયં એ દર્શાવે છે **तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसा अनाशकेन**-તે આ આત્માને બ્રાહ્મણો વેદાધ્યયન, યજ્ઞ, દાન, અને અનાશક તપ દ્વારા જાણવા ઈચ્છે છે (બૃ૦ ૪-૪-૨૨) આમ યજ્ઞ, દાન, તપથી ઉપલબ્ધ થતાં તમામ કર્મો

જ્ઞાનોત્પત્તિ માટે અપેક્ષિત છે એમ શ્રુતિ દર્શાવે છે. આથી વિવિદિષાની ઉત્પત્તિ દ્વારા જ્ઞાનની ઉત્પત્તિના સાધનરૂપ સમસ્ત વિહિત કર્મોનું આચરણ અપેક્ષિત છે. ઘોડો સવારીના કામ માટે યોગ્ય છે. અને આથી તેને સવારીના કામમાં લેવામાં આવે છે. પણ છાપરે ચડવા માટે ઘોડાની યોગ્યતા નથી. તેમ કર્મની યોગ્યતા હૃદયશુદ્ધિ દ્વારા જ્ઞાનની ઉત્પત્તિ માટે છે. મોક્ષ આપવા અર્થે નહીં. માટે તેની જેટલી યોગ્યતા છે તેટલું તેની કને કામ લેવાય, વધારે નહીં. એની યોગ્યતા જ્ઞાનને જન્માવવા માટે વિશુદ્ધિ પૂરતી છે. ॥ ૨૬ ॥

જ્ઞાનને પોતાની ઉત્પત્તિ માટે સર્વ વિહિત કર્મની અપેક્ષા છે એમ દર્શાવ્યું. હવે તેની ઉત્પત્તિ માટે અવશ્ય આચરવા યોગ્ય ઈતર વિશેષ સાધનોનું નિરૂપણ કરતાં કહે છેઃ-

**शमदमाद्युपेतः स्यात् तथापि तु तद्विधेः तदंगतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥ २७ ॥**

તુ=શબ્દ સર્વકર્મની અપેક્ષાનું અપૂર્ણપણું દર્શાવે છે तथापि=પોતાની ઉત્પત્તિ માટે જ્ઞાનને સર્વકર્મની અપેક્ષા હોવા છતાં शमदमाद्युपेतः=શમ દમ, ઉપરતિ-તિતિક્ષા-શ્રદ્ધા-સમાધાનથી યુક્ત स्यात्=મુમુક્ષુ થાય કેમકે तद्विधेः=તે બધાનું શ્રુતિમાં વિધાન છે. तदंगतया=જ્ઞાનના સાધન તરીકે तेषां=શમ દમ વગેરેનું अवश्यानुष्ठेयत्वात्=અવશ્ય અનુષ્ઠાન યોગ્યત્વ હોવાથી

અર્થાત્ જ્ઞાનની ઉત્પત્તિ માટે અગ્નિહોત્રાદિ કર્મોની અપેક્ષા છે પણ તેમનું આચરણ માત્ર જ પર્યાપ્ત નથી. આથી મુમુક્ષુ અવશ્ય શમદમાદિથી યુક્ત થાય. શમદમાદિનું વિધાન પણ શાસ્ત્રીય છે. શ્રુતિ કહે છેઃ **तस्माद् एवंवित् शान्तः दान्तः उपरतः तितिक्षुः समाहितः भूत्वा आत्मन्येवात्मानं पश्यति**-(બૃ૦ ૪-૪-૨૩) આથી એવું જાણનાર શાન્ત-દાન્ત-ઉપરત-તિતિક્ષુ અને સમાહિત થઈને આત્મામાં જ આત્માને જુવે છે. અને આમ વિધિની સમાનતા હોઈને શમદમ વગેરેનું આચરણ અત્યંત આવશ્યક છે. ઉપરાંત શમદમાદિનું આચરણ તો ઈતર કર્મ કરતાં પણ અધિક ઉપયોગી છે. કેમકે શમદમ વગેરે જ્ઞાનોત્પત્તિનાં અંતરંગ સાધનો છે. અગ્નિહોત્ર વગેરે બહિરંગ સાધનો છે. બહિરંગ કરતા પણ અંતરંગ સાધનો વધારે અપેક્ષિત છે. કેમકે કર્મ હોય તે છતાં શમદમાદિના અભાવમાં જ્ઞાન ન પણ જન્મે! કર્મ ન હોય છતાં શમાદિ હોય તો જ્ઞાન જન્મે છે! અને આથી આચાર્યો કર્મોનું અનુષ્ઠાન માત્ર દેખે છે અને શમદમાદિનું અવશ્ય

અનુષ્ઠાન ફરમાવે છે ઉપરાંત अन्तरा चापि तु तद्दृष्टे (બ્ર૦ ૩-૪-૩૬) આ સૂત્રમાં કર્મના અભાવમાં પણ જ્ઞાનની ઉત્પત્તિ આચાર્ય બતાવનાર છે અને આ ઉપરથી કર્મનો સર્વથા ત્યાગનો પ્રસંગ પણ કોઈ ઉતાવળથી ન કલ્પી લે-કેમકે શમદમાદિ સહિત કર્મને પણ શ્રુતિ સ્વયં જ્ઞાનના સાધન તરીકે દર્શાવે છે तस्यै तपो दमः कर्मेति प्रतिष्ठा वेदाः सर्वाङ्गानि, सत्यमायतनम्-તપ, દમ, અને કર્મ તેની પ્રતિષ્ઠા છે વેદ તેનાં બધાં અંગો છે, સત્ય તેનું રહેઠાણ છે (કેન૦ ૪-૮) અને આથી કર્મમાં પ્રવૃત્તિશીલ મુમુક્ષુ શમદમાદિનો પણ અવશ્ય સંચય કરે ॥ ૨૭ ॥

આમ જ્ઞાનના અંતરંગ અને બહિરંગ સાધનોનો વિચાર કર્યો હવે આહારમીમાંસા કરતાં કહે છે કે -

## सर्वान्नानुमतिः प्राणात्यये तद्दर्शनात् ॥ २८ ॥

च=અને सर्वान्नानुमति=છાંદોગ્ય અને બૃહદારણ્યકમાં જોવામાં આવતી ભક્ષ્ય અભક્ષ્ય સર્વ અન્નની અનુજ્ઞા प्राणात्यये=પ્રાણનાશનો પ્રસંગ હોય તો જાણવી કેમકે तद्दर्शनात्=તેવું શ્રુતિનું દર્શન છે

છાંદોગ્યની પ્રાણવિદ્યામાં વચન છે કે न ह वा एवंविदि किञ्चनानन्नं भवति-આવું જાણનારને અભોજ્ય કશું હોતું નથી (છા૦ ૪-૨-૧) તેજ મુજબ બૃહદારણ્યકમાં કહે છે કે न ह वा अस्य अनन्नं जग्धं भवति, न अनन्नं प्रतिगृहीतम्-એને માટે કશું ખાધેલું અનન્ન હોતું નથી કાંઈ પણ લીધેલું અનન્ન હોતું નથી (બૃ૦ ૬-૧-૧૪) આ શ્રુતિ અંગે સંશય એ છે કે અહીં પ્રાણવેત્તાને સર્વકાળ ભક્ષ્યાભક્ષ્ય બધું ખાવાની છૂટ છે કે કેવળ પ્રાણનાશના પ્રસંગે જ એવી છૂટ છે? કેમકે અહીં સામાન્ય શ્રવણ છે એનો સંકોચ કરનારું અહીં કોઈ વિશેષ શ્રુતિવાક્ય નથી! ઉપરાંત મનુમહારાજ પણ મ્હોર મારે છે કે प्राणस्यान्नमिदं सर्वं प्रजापतिरकल्पयत्। स्थावरं जङ्गमं चैव सर्वं प्राणस्य भोजनम्-આ બધાને પ્રજાપતિએ પ્રાણના અન્ન તરીકે કલ્પ્યું છે સ્થાવર અને જંગમ-બધું પ્રાણનું ભોજન છે (મનુ૦ ૫-૨૮) આમ પ્રાણતત્ત્વવેત્તાને સર્વકાળે ભક્ષ્યાભક્ષ્યની છૂટ છે એવો પૂર્વપક્ષ થતાં કહે છે કે આ અનુમતિ પ્રાણસંકટની ક્ષણપૂરતી જ જાણવી કેમકે શ્રુતિ પ્રાણસંકટ કાળે આવી છૂટ આપે છે ઉષસ્તિ ચાક્રાયણ નામના મહર્ષિએ એવી છૂટ લીધી હતી અને તે યોગ્ય છે પણ તેજ મહર્ષિએ પાણી માટે એવી છૂટ ન લીધી અને न वा अजीविष्यम् इमान् अखादन्-જો આ અન્ન હું ન ખાત તો હું જીવતો ન રહેત (છા૦ ૧-૧૦-૪)

આ દ્વારા પ્રાણસંકટ દર્શાવી वामो मे उदपानम्-પાણી તો મને સર્વત્ર ઈચ્છાલભ્ય છે ( છાં૦ ૧-૧૦-૪ ) આ દ્વારા સંકોચ પણ દર્શાવે છે, આથી શ્રુતિનો આશય સ્પષ્ટ છે પ્રાણ સંકટ આવે ત્યારે ભક્ષ્યાભક્ષ્ય સર્વની છુટ મૂકાય પણ તેથી સર્વદા સર્વકાલે તેવી છુટ ન માનવી ઘટે કેમકે તેમા વિવેક નથી ઉપરાંત અપરાધ છે સ્થાવર જંગમને પ્રાપ્ત અન્ન દર્શાવતી શ્રુતિ સ્મૃતિ તો ઉત્સર્ગ માત્ર છે તેનો અપવાદ આગળ આવશે માટે અનાપત્તિના કાળમા તો સાત્વિક-શ્રમશુદ્ધ-ખાદ્ય-શાસ્ત્રીય અન્ન જ મુમુક્ષુ માટે સ્વીકાર્ય છે ॥ ૨૮ ॥

બીજા હેતુથી આને જ પુષ્ટ કહે છે કે

अबाधाच्च ॥ २९ ॥

ચ=આ ઉપરાંત અબાધાત્=શ્રુતિની બાધાનો અભાવ હોવાથી પ્રાણાપદે જ સર્વ અન્નની અનુમતિ જાણવી રહે છે

શ્રુતિ સ્વયં જ્ઞાનની ઉત્પત્તિના સાધન તરીકે આહારશુદ્ધિનો પક્ષપાત બતાવે છે आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः-આહાર શુદ્ધિ થતા મન શુદ્ધિ, મન શુદ્ધિ થતા અટલ સ્મૃતિ, અટલ સ્મૃતિ થતા હૃદયની તમામ ગાઠોનો વિપ્રમોક્ષ-વિસર્જન થાય છે (છાં૦ ૭-૨૬-૨) આ શ્રુતિની બાધા કે પીડા તો જ ન આવે જો પ્રાણસંકટ કાળે જ ભક્ષ્યાભક્ષ્ય સર્વ અન્નની અનુમતિ હોય જો સર્વદા એવી અનુમતિ હોય તો તો અવશ્ય આ શ્રુતિવાક્ય પીડાય જ! અને આથી પ્રાણપાતના સમયે જ ભક્ષ્યાભક્ષ્ય સર્વ અન્નની અનુમતિ જાણવી-હંમેશા નહીં ॥ ૨૯ ॥

સ્મૃતિ પ્રમાણ ટાંકતા આ વાતને જ પુષ્ટ કરે છે કે-

अपि च स्मर्यते ॥ ३० ॥

અપિ ચ=અને આ ઉપરાંત સ્મર્યતે=પ્રાણ પ્રયાણે સર્વાન્નની અનુમતિ ભગવાન મનુમહારાજ પણ વિહિત કરે છે

મનુમહારાજ સ્વયં કહે છે કે जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः । आकाशमिव पङ्केन न स पापेन लिप्यते-જીવનના ઉત્ક્રમણ નજીક આવેલા માટે ગમે ત્યાથી આવેલુ અન્ન જો ખાય તો આકાશ જેમ કાદવથી તેમ પાપથી લેપાતો નથી (મનુ૦ ૧૦-૧૦૪) આ સ્મૃતિવાક્ય પણ પ્રાણાત્યયે જ ભક્ષ્યાભક્ષ્ય સર્વ અન્નની રજા આપે છે માટે સર્વદા એ છૂટ લેવાની હોઈ શકતી નથી ॥ ૩૦ ॥

ઉપરની વાતને સુપુષ્ટ કરતા મત્ર પ્રમાણ ગડે છે કે-

शब्दश्चातोऽकामकारे ॥ ३१ ॥

च=અને શબ્દ=મત્ર પણ અકામકારે=ઇચ્છાનુસાર અભક્ષ્ય ભોજનના નિષેધમા પ્રમાણ છે અત=આથી પ્રાણાત્યયે જ અભક્ષ્યભક્ષ્ય સર્વાન્નની છૂટ છે, સદા નહીં

ઉપરાત ઇચ્છાનુસાર અભક્ષ્ય ભક્ષણનો નિષેધ કરનારી શ્રુતિ પણ છે **स्तेनो हिरण्यस्य सुरा पिबंश्च गुरोस्तल्पमावसन् । ब्रह्महा चैते पतन्ति चत्वार पञ्चमश्चाचरँस्तै** -સોનુ ચોરનાર, દારુ પીનાર, ગુરુસ્ત્રી સાથે આડો સબધ રાખનાર અને બ્રાહ્મણ હત્યારો-આ ચારે પડે છે અને પાચમો તે કે જે એઓની સાથે મેળાપ રાખે છે-તે પડે છે (છા૦ ૫-૧૦-૯) આમા મદ્ય-સુરા અભક્ષ્ય છે આથી સિદ્ધ એ થાય છે કે જ્ઞાનનુ માહાત્મ્ય દર્શાવવા પૂરતુ-વિદ્વાનને માટે અભક્ષ્ય કશુ નથી એવુ વચન છે વિદ્વાની એ કેવળ સ્તુતિ છે ભક્ષ્યાભક્ષ્યનુ સર્વદા સેવન માટે અહીં વિધાન નથી જ્યા સુધી પ્રાણબાધા ઉપસ્થિત ન થાય ત્યા સુધી સ્વચ્છદાચાર ન હોઈ શકે। આથી સર્વદા અભક્ષ્યભક્ષ્ય સર્વાન્ન ભક્ષણ હોઈ ન શકે ॥ ૩૧ ॥

આમ જ્ઞાનના સાધનરૂપ આહારની મીમાસા કરી હવે જ્ઞાનના જ સાધનરૂપ આશ્રમ કર્મોનો ઉપદેશ દેતા કહે છે

विहितत्वाच्चाश्रमकर्मापि ॥ ३२ ॥

च=અને विहितत्वात्=શ્રુતિ વિહિત હોવાથી आश्रमकर्म=શુદ્ધ આહારની પેરે પોતાના આશ્રમનુ કર્મ=ફરજ अपि=પણ કરવી જોઈએ

જ્ઞાનના ગરજુએ આહારશુદ્ધિની પેરે પોતપોતાના આશ્રમકર્મ પણ કરવા જોઈએ કેમકે શ્રુતિ તેનુ વિધાન કરે છે આ શ્રુતિવિધાન આગળ બતાવ્યુ જ છે વિહિતકર્મનુ અનુષ્ઠાન કરવુ ઘટે નહીંતર વૈગુણ્ય આવે, અને જ્ઞાન નહીં ઉપજે આથી મનુમહારાજ કહે છે કે -**वेदोदित स्वक कर्म नित्य कुर्यादतन्द्रित । तद्धि कुर्वन् यथाशक्ति प्राप्नोति परमा गतिम्**-વેદમા કહેલુ નિજ કર્મ કરતો રહે વિના પ્રમાદે-શક્તિ મુજબ તે કરતો માનવ પરમગતિને પામે છે (मनु० ४-१४) ભગવાન શ્રીકૃષ્ણ કહે છે - **स्वे स्वे कर्मण्यभिरत: ससिद्धि लभते नर.**-પોતપોતાના કર્મમા અભિરત માનવ સસિદ્ધિ પામે છે (ગી૦ ૧૮-૪૫) "सर्वापेक्षा०" (વે૦ ૩-૪-૨૬) આ સૂત્રમા યજ્ઞાદિ કર્મો પોતાની ઉત્પત્તિ માટે જ્ઞાનને અપેક્ષિત છે એમ

કહ્યુ અહીં જ્ઞાનના ગમ્જુ માટે તેનુ અનુષ્ઠાન બતાવ્યુ છે–આથી કોઈ પુનરુક્તિ ન માને ॥ ૩૨ ॥

બીજા હેતુથી ઉક્ત વાતને સમર્થિત કરતા કહે છે કે –

## सहकारित्वेन च ॥ ३३ ॥

सहकारित्वेन=પ્રધાન કારણ સાથે મળીને કાર્ય કરતુ હોઇને સહકારી કારણ હોઇને च=પણ પેતા ॥ આશ્રમનુ કર્મ કરવુ ઘટે

આશ્રમ કર્મ શાસ્ત્રીય રીતે આચરતા, જ્ઞાનની પ્રતિબંધક ચિત્ત મલિનતાને દૂર કરે છે અને તે દ્વારા ચિત્તની શુદ્ધિ કરે છે શુદ્ધ થતુ ચિત્ત જ્ઞાનલાભ માટે સમર્થ છે આમ પ્રતિબંધની નિવૃત્તિ દ્વારા કર્મ જ્ઞાનોત્પત્તિમા સહકારી કારણ છે આથી જ્ઞાનના ગમ્જુએ કર્મ કરવુ ઘટે વિહિતનુ તો પ્રમાદે અનુષ્ઠાન ન પણ થાય પણ જો એ સહકારી છે એમ જાણે તો અવશ્ય તે કરે આ આશયે આ બીજા હેતુનુ અહીં નિરૂપણ છે.

વિધિ અને સહકારી કારણ તરીકે જ્ઞાનોત્પત્તિ માટે કર્તવ્ય એવું તે આશ્રમકર્મ કયુ ? ઉત્તર વાળે છે કે –

## सर्वथाऽपि त एवोभयलिंगात् ॥ ३४ ॥

सर्वथाऽपि=સર્વ પ્રકારે પણ ते=વિહિત તરીકે કે સહકારી તરીકે પણ તે एव= તે યજ્ઞ વગેરે કર્મો જ–બીજા નહીં–તેઓ ગમ્જુ માટે કર્તવ્ય છે કેમકે उभयलिंगात्= શ્રુતિ સ્મૃતિ બન્નેનુ પ્રમાણ છે

सर्वापेक्षा च यज्ञादिश्रुतेः (ब्र० ३-४-२६) આ સૂત્રમા જે યજ્ઞાદિ કર્મ વિશેષો બતાવ્યા હતા તે જ જ્ઞાનાર્થી માટે કર્તવ્ય છે કેમકે શ્રુતિ અને સ્મૃતિ બન્નેના પ્રમાણો તેમનુ જ્ઞાનોત્પત્તિમા કારણપણુ બતાવે છે यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्–દેવોએ યજ્ઞ દ્વારા યજ્ઞનુ યજન કર્યુ તે પ્રથમ ધર્મો હતા (ऋ० ८-८-१०-१६); तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन (बृ० ४-४-२२) વગેરે છે શ્રુતિ પ્રમાણો ઉપરાંત स्वाध्यायेन व्रतैः होमैः त्रैविद्येनेज्यया सुतैः महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः (मनु० २-२८) વગેરે સ્મૃતિ પ્રમાણ છે ॥ ૩૪ ॥

બીજું પ્રમાણ ટાંકતાં કહે છે કેઃ—

## अनभिभवं च दर्शयति ॥ ३५ ॥

च=ઉપરાંત अनभिभवं=અભિભવ એટલે તિરસ્કાર, તેથી ઉલટો અનભિભવ એટલે સત્કાર–આદર-તે આદર दर्शयति=શ્રુતિ બતાવે છે આથી પણ આશ્રમકર્મો કર્તવ્ય છે.

**एष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येण अनुविन्दति** જે આત્માને બ્રહ્મચર્ય વડે મેળવે છે તે આ આત્મા નાશ પામતો નથી. ( છાં૦ ૮–૪–૩ ) આવી શ્રુતિઓ આશ્રમકર્મ પ્રત્યે ભારે આદર દર્શાવે છે. અહીં બ્રહ્મચર્યથી સૂચિત છે આશ્રમકર્મ. આથી આશ્રમકર્મ કરવાં જોઈએ ॥ ૩૫ ॥

યજ્ઞાદિ આશ્રમકર્મ કરવાં ઘટે. શમદમાદિનો સંચય કરવો ઘટે. તેનું જ વધુ સ્પષ્ટીકરણ કરતાં કહે છેઃ—

## अन्तरा चापि तद्दृष्टेः ॥ ३६ ॥

अन्तराअपि=આશ્રમકર્મ વિના પણ જ્ઞાન જન્મવું ઘટે. કેમકે तद्दृष्टेः=જેમનાં યજ્ઞાદિ આશ્રમકર્મ ન હોય તેવા અનાશ્રમીઓને પણ જ્ઞાન પ્રાપ્ત થયેલું જોવામાં આવે છે.

પ્રકરણ છે યજ્ઞાદિ આશ્રમકર્મનું. તો સંશય એ છે કે જ્ઞાનની ઉત્પત્તિ માટે શમદમાદિ અવશ્ય અનુષ્ઠેય છે તેમ કર્મ પણ અવશ્ય કર્તવ્ય છે કે કેમ? વિહિત છે ઉપરાંત સહકારી છે આથી તેમનું અવશ્ય અનુષ્ઠાન હોવું ઘટે. આવું પ્રાપ્ત થતાં તેનો અહીં ઉત્તર છે, જો-શમદમાદિની પેરે કર્મ પણ અનિવાર્ય હોત તો યજ્ઞાદિ કર્મના અભાવમાં જ્ઞાન ઉપજે જ નહીં. પણ એવા પ્રસંગો શ્રુતિસ્મૃતિ ઇતિહાસ પુરાણોમાં જોવામાં આવે છે, કે જ્યાં આશ્રમકર્મોનો તો અભાવ છે છતાં જ્ઞાનનો સદ્ભાવ છે. રૈક્વ, વાચક્નવી ગાર્ગી વગેરેનાં દૃષ્ટાન્તો શ્રુતિમાં પ્રસિદ્ધ છે. અને આથી રહસ્ય એ છે કે અંતરંગ સાધનરૂપ શમદમાદિનું અનુષ્ઠાન અનિવાર્ય છે. યજ્ઞાદિ આશ્રમકર્મોનું અનુષ્ઠાન અનિવાર્ય નથી. ॥ ૩૬ ॥

સ્મૃતિ પ્રમાણ ટાંકતાં કહે છેઃ—

## अपि च स्मर्यते ॥ ३७ ॥

च=આ ઉપરાંત स्मर्यते=સ્મૃતિ પણ એની સાક્ષી છે.

જેમ શ્રુતિ તેમ સ્મૃતિ પણ આ વાતનું સમર્થન કરે છે. जप्येनैव तु संसिद्धयेत् ब्राह्मणो नात्र संशयः । कुर्यादन्यन्नवा कुर्यात् मैत्रो ब्राह्मण उच्यते-જપ દ્વારા જ બ્રાહ્મણ સિદ્ધ થાય એમાં કોઈ શંકા નથી બીજું કરો વા ન કરો બ્રાહ્મણ સૌનો મિત્ર જ હોય છે. (મનુ૦ ૨-૮૭) આથી શમદમાદિની પેરે યજ્ઞાદિ આશ્રમકર્મ અવશ્ય આચરણીય નથી ॥ ૩૭ ॥

આ જ વાતને બીજી યુક્તિથી સમર્થિત કરતાં કહે છે –

## विशेषानुग्रहश्च ॥ ३८ ॥

विशेषानुग्रहः=અનન્ય ભક્તિથી ભગવાનને શરણે જનાર આશ્રમકર્મરહિત હોય તો તેના ઉપર પણ પરમાત્માનો ખાસ અનુગ્રહ જોવામા આવે છે च=તેથી પણ સિદ્ધ થાય છે કે જ્ઞાનની ઉત્પત્તિ માટે શમદમાદિની પેરે યજ્ઞાદિ આશ્રમકર્મ અવશ્ય કરણીય નથી

જેમનો આશ્રમ કર્માદિમા અધિકાર ન હોય તેવાઓ પણ જો શમદમાદિ પૂર્વક અનન્ય ભાવે પ્રભુને શરણે જાય તો તેના ઉપર પરમાત્માની કૃપા અવશ્ય ઉતરે છે ગીતામા કહે છે –समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः। ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् । अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक्। साधुरेव स मन्तव्यः सम्यक् व्यवसितो हि सः । क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति । कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति-બધા પ્રાણીઓમા હુ અન્તરાત્મા રૂપે સરખો છુ મને કોઈ પ્રિય કે અપ્રિય નથી, પરતુ જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તેઓ મારામા છે અને હુ પણ તેમનામા છુ અત્યત દુરાચારી પણ અનન્યભાવે મને ભજે તો તે સાધુ થયો જ માનવો કેમકે તે શુભ નિશ્ચયવાળો થયો છે તે તુરત ધર્માત્મા થાય છે ને નિરતર શાતિ પામે છે હે કૌન્તેય! તુ પ્રતિજ્ઞાપૂર્વક જાણજે કે, મારો ભકત કદી નાશ પામતો નથી (ગી૦ ૧૮-૬૬) ઉપરાત પરમાત્માનો આશ્રમકર્મનિરપેક્ષ, સાક્ષાત્કારાત્મક જ્ઞાન સમર્પતો અનુગ્રહ શ્રુતિ કહે છે यमेव एष वृणुते तेनैव लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनु स्वाम्-આ આત્મા પ્રવચનથી કે બુદ્ધિની દોડથી કે ઘણા શ્રવણથી મેળવાય એવો નથી જેને નિશ્ચય એ આત્મા પસદ કરે છે તેનાથી તે મેળવાય છે તેને માટે એ આત્મા પોતાના સ્વરૂપને ખુલ્લુ કરે છે (કઠ૦ ૨-૨૩) માટે આશ્રમકર્મ અનિવાર્ય નથી ॥ ૩૮ ॥

જ્ઞાનની ઉત્પત્તિ માટે શમદમાદિનુ અનુષ્ઠાન અવશ્યમેવ શાને કરવુ ઘટે અને આશ્રમકર્મનુ અવશ્ય કેમ નહીં તો કહે છે –

## अतस्त्वितरज्ज्यायः लिंगाच्च ॥ ३९ ॥

अतः=આ આશ્રમકર્મરૂપ યજ્ઞ વગેરેથી इतरत्=બીજું શમદમાદિ ज्यायः=જ્યાયસ્ત્વ એટલે મોટાઈ એટલે અહીં અંતરંગપણું—એ શમદમાદિ જ્ઞાનનું અંતરંગ સાધન છે. અને આથી અવશ્ય અનુષ્ઠેય છે. એનું એ મોટાપણું लिंगाच्च=શ્રુતિ અને સ્મૃતિના લિંગથી નક્કી થાય છે.

યજ્ઞાદિ આશ્રમકર્મ જ્ઞાનનું બહિરંગ તો શમદમાદિ અંતરંગ સાધન છે. એ બેમાં અંતરંગ જ મુખ્ય છે. બહિરંગ ન હોય તો પણ અંતરંગ સાધનના સદ્‌ભાવમાં કાર્યની ઉત્પત્તિ થઈ શકે છે. પણ એનાથી વિપરીત થતું નથી. જપાદિનું આશ્રમકર્મની જગ્યાએ સહકારિત્વ તો યોગ્ય છે, પણ શ્રુતિ જ્ઞાનનું અંતરંગ સાધન તો શમદમાદિ છે એ સ્પષ્ટ કહે છે:— **यस्माद् एवंविच्छान्तो दान्तः उपरतः तितिक्षुः समाहितः भूत्वा आत्मन्येवात्मानं पश्यति**-(બૃ૦ ૪-૪-૨૨) ઉપરાંત શ્રૌત અને સ્માર્ત લિંગ પણ આ વાતને સમર્થિત કરે છે. ***तस्मै स विद्वान् उपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय। येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तत्त्वतो ब्रह्मविद्याम्*** તે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ, જે રીતે તેણે પોતે પરિપૂર્ણ અને સત્ય બ્રહ્મને જાણ્યું છે તે યથાર્થ રીતે તે યથાવિધિ પાસે આવેલા, વૈરાગ્યયુક્ત ચિત્તવાળા, પૂરી શાન્તિવાળા બ્રાહ્મણને ઉપદેશ કરે. (મુ૦ ૧-૨-૧૩) વગેરે શ્રૌતલિંગ છે. ઉપરાંત **अमानित्वं अदंभित्वं अहिंसा क्षान्तिः आर्जवम् । आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः। इन्द्रियार्थेषु वैराग्यं अनहंकार एव च । जन्ममृत्युजराव्याधिदुःख दोषानुदर्शनम् । असक्तिः अनभिष्वंगः पुत्रदारगृहदिषु । नित्यं च समचित्तत्वं इष्टानिष्टोपपत्तिषु । मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी। विविक्तदेशसेवित्वं अरतिर्जनसंसदि । अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् । एतज्ज्ञानमिति प्रोक्तं अज्ञानं यदतोऽन्यथा।** અમાનિત્વ-અદંભિત્વ-અહિંસા-ક્ષમા-સરળતા-આચાર્યની સેવા—શુદ્ધતા—સ્થિરતા-આત્મસંયમ-ઇન્દ્રિયોના વિષયો વિષે વૈરાગ્ય-અહંકારરહિતતા-જન્મ-મરણ-જરા-વ્યાધિ-દુઃખ તેમજ દોષોનું નિરંતર અનુસંધાન-પુત્ર સ્ત્રી-ઘરબાર વગેરેમાં વળગણ અને તન્મયતાનો અભાવ, પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિ વિષે નિત્ય સમભાવ, મારે વિષે અનન્ય ધ્યાનપૂર્વક એકનિષ્ઠ ભક્તિ, એકાન્ત સ્થળનું સેવન, જનસમુદાયમાં ભળવાનો અણગમો, આત્માને લગતા જ્ઞાન માટે નિષ્ઠા—આત્મા સિવાયના બીજા પદાર્થોના તત્ત્વજ્ઞાન માટે શાસ્ત્રદર્શન—આ બધું તે જ્ઞાન કહેવાય. એથી જે ઉલટું તે અજ્ઞાન.

(ગીતા૦ ૧૩-૭-૧૧) વગેરે સ્માર્ત લિંગ છે. અને આથી સિદ્ધાન્ત સુસ્થિર થય છે. ॥ ૩૯ ॥

આશ્રમકર્મનું પ્રકરણ છે આથી ધર્મને લગતા વિચાર વિશેષની પ્રવર્તના કરશે. અત્યારે આશ્રમને લગતી વિચાર વિશેષની પ્રવર્તના કરતાં કહે છે:–

## तद्भूतस्य तु नातद्भावः जैमिनेरपि नियतातद्रूपा-भावेभ्यः ॥ ४० ॥

तद्भूतस्य=પૂર્વ આશ્રમમાંથી ઉત્તર આશ્રમને પામેલા–નૈષ્ઠિક કે વૈખાનસ પરિવ્રાજકનો अतद्भाव=તેમાંથી અવરોહ પ્રચ્યુતિ–પતન થઇ શકે–કેમકે नियतातद्रूपाभावेभ्यः= શાસ્ત્રનો નિયમ છે તથા તે ચ્યુતિને માટે પ્રતિપાદક શાસ્ત્ર કે આચારનો અભાવ છે. जैमिनेरपि=જેમ બાદરાયણ તેમ જૈમિનિ આચાર્યનો પણ આ મત છે.

નૈષ્ઠિક બ્રહ્મચારી, વાનપ્રસ્થ કે પરિવ્રાજક–આ ત્રણે ઊર્ધ્વરેતા જીવો છે. તેમના આરોહની માફક તેમનો અવરોહ–પ્રચ્યુતિ–પુનઃ ગૃહસ્થાશ્રમ પ્રવેશ એટલે કે ઇન્દ્રિયોના ચાપલ્યે કોઇ વખત કામિની સંપર્ક થાય કે નહીં? થાય એવો પૂર્વપક્ષ છે. ન થાય એ સિદ્ધાન્ત છે. પૂર્વપક્ષી કહે છે કે જેમ સ્વર્ગે ચડેલા જીવો તેમાંથી પાછા ગબડતા જોવામાં આવે છે તેમ અહીં પણ ઊંચાથી–ઊંચા આશ્રમમાં ગયેલા ક્વચિત નીચે ગબડે!–ગબડી શકે, તો તેની સામે સિદ્ધાન્ત કહે છે કે આવું પતન ન થાય–ન થવું ઘટે. કેમકે એવો નિયમ છે. શાસ્ત્રનો નિયમ છે કે ઊંચે ચડેલો નીચે ન ગબડે! તેમ થાય તો તે પાપી ઠરે! શ્રુતિ સ્મૃતિનાં વચનો આ બાબતમાં સમર્થક છે. अत्यन्तमात्मानं आचार्यकुले अवसादयन्–આચાર્ય કુલમાં પોતાની જાતને છેવટ સુધી ક્ષીણ કરતો. (છાં૦ ૨-૨૩-૨) વગેરે શ્રુતિ લિંગ છે. आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः । भिक्षाबलि परिश्रान्तः प्रव्रजन् प्रेत्य वर्धते–એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જઈ, અગ્નિહોત્રી અને જીતેન્દ્રિય એવો ગૃહસ્થ ભિક્ષાના અન્નથી થાકીને જે પ્રવ્રજ્યા લે તે મર્યા બાદ સમૃદ્ધ થાય છે. (મનુ૦ ૬-૩૪) ઉપરાંત आचार्येणाभ्यनुज्ञातश्चतुर्णामेकमाश्रमम् आविमोक्षाच्छरीरस्य सोऽनुतिष्ठेद् यथाविधि= આચાર્યની અનુજ્ઞાથી ચારમાંથી ગમે તે એક આશ્રમમાં શરીર પડે ત્યાં સુધી વિધિપૂર્વક ચીટકી રહે. (મહા૦ ૧૨-૧૩૪-૪) આ સાક્ષાત્ સ્મૃતિ વચન છે. આવું–નીચે આવવા માટે એટલે કે પ્રચ્યુતિને અભિનન્દતું એકે વાક્ય નથી. ઉપરાંત શિષ્ટાચાર પણ નથી. આથી એ હોઈ શકે નહીં.

સ્વર્ગ તો પુણ્યક્ષયે છોડવું પડે. આથી તે દલીલ બરાબર નથી. આથી ઉત્તરોત્તર પ્રગતિશીલ જીવોનું પતન નથી–એમ જૈમિનિ તેમજ બાદરાયણ એમ બન્ને મહાત્માઓનું મંતવ્ય છે. ॥ ૪૦ ॥

ભલા! સંસ્કારનું પ્રાબલ્ય અકથ્ય હોય છે. તેને લઈને કવચિત્ ખૂબ ઊંચે ચડેલાઓ પણ પડે! તો તેમના અધિકાર મુજબ તેમને માટે પ્રાયશ્ચિત હોઈ શકે? તો કહે છેઃ–

## नाधिकारिकमपि पतनानुमानात् तद्योगात् ॥ ४१ ॥

अधिकारिकं=પૂર્વમીમાંસાના છઠ્ઠા અધ્યાયમાં નિર્ણીત પ્રાયશ્ચિત્ત न च=હોઈ શકતું નથી. કેમકે पतनानुमानात्=આ પતિત છે એવું શિષ્ટોનાં અનુમાનથી तद्योगात्=પ્રાયશ્ચિત્તના યોગનો સંભવ નથી

પૂર્વમીમાંસાના છઠ્ઠા અધ્યાયમાં અધિકારીનો નિર્ણય છે. તેમાં *अवकीर्णिपशुश्च तद्वदाधानस्याप्राप्तकालत्वात्*-(*મીમાંસા૦ ૬–૮–૨૨*) આ સૂત્રમાં જે પ્રાયશ્ચિત્તનો નિર્ણય આપ્યો છે તે નૈષ્ઠિક વગેરેના અધઃપતને પ્રાપ્ત થતું નથી. કેમકે એ પ્રાયશ્ચિત્ત ઉપકુર્વાણ બ્રહ્મચારીને લગતું છે. જે ઊંચામાં ઊંચા આશ્રમમાંથી સંસ્કારવશાત્ જો ભ્રષ્ટ જ થાય તો પતિતનું સંભવે. અતિપતિત મહાપાતકીને પ્રાયશ્ચિત પણ સંભવતું નથી આથી તેવાઓનાં પતને તો શાસ્ત્ર પણ દયા બતાવી ન શકે. ॥૪૧॥

આ બાબતમાં મતાન્તર બતાવે છે કેઃ–

## उपपूर्वमपि त्वेके भावमशनवत् तदुक्तम् ॥ ४२ ॥

उपपूर्वमपि=એને ઉપપાતક પણ માને છે एके=કેટલાક આચાર્યો. अशनवत्=ભોજનના નિયમભંગના પ્રાયશ્ચિત્તની પેરે भावं=એને પણ પ્રાયશ્ચિત છે એમ માને છે तदुक्तम्=એ વાત પણ શાસ્ત્રમાં કહી છે એમ તેઓ કહે છે.

જેમ બ્રહ્મચારી વ્રતભ્રષ્ટ થાય તો પ્રાયશ્ચિત્તનો અધિકારી થાય છે, તેમ વાનપ્રસ્થી કે સંન્યાસી પણ પ્રાયશ્ચિત્તના અધિકારી થઈ શકે છે, કેમકે તે મહાપાતક નથી પણ ઉપપાતક છે. અને ઉપપાતકનાં તો શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત વિધાનો છે. આથી અભક્ષ્ય ભક્ષણ વગેરેમાં પ્રાયશ્ચિત્તની પેરે તેનું પ્રાયશ્ચિત્ત પણ અવશ્યમેવ હોવું ઉચિત છે. *अभोज्यमन्नं नात्तव्यमात्मनः शुद्धिमिच्छता। अज्ञानभुक्तं तूत्तार्यं शोध्यं वाप्याशु शोधनैः*–આત્મશુદ્ધિનો ગરજુ અભોજ્ય અન્ન ન ખાય. અણજાણતાં ખાધેલું કાઢી નાંખવું, ચોકખું કરવું

જલદીથી તેને શોધવું-શુદ્ધ કરવું. (મનુ૦ ૧૨-૧૬૦) આજ પ્રમાણે નૈષ્ઠિકના પતન અંગે શ્રુતિબોલ છે-तान् ऋषय. अब्रुवन् पवित्रं नो धृत येनारेपस. स्यामेति। ते एतानि सूक्तान्यपश्यन्-ઋષિઓ બોલ્યા અમને પવિત્ર થવાનુ સાધન કહો જેથી અમો નિષ્પાપ થઇએ તેમણે આ સૂત્રોનુ દર્શન કર્યું. (તૈ૦ આ૦ ૨-૯) આમ ઉપક્રમ કરી यदर्वाचीनमेनो भ्रूणहत्यायास्तस्मान्मुच्यते-જે ભ્રૂણહત્યાનું તાજું પાપ છે તેમાથી મુક્ત થાય છે. (તૈ૦ આ૦ ૨-૮) આથી નૈષ્ઠિક વગેરેના પતને પણ પ્રાયશ્ચિત હોઈ શકે. આ પ્રાયશ્ચિત્ત અકામે થયેલા પાપનું છે. ઇરાદાપૂર્વક કરેલાનું નહીં-આવો પૂર્વપક્ષ હોય તોપણ દોષ નથી કેમકે બન્ને રીતે થયેલા પાપનુ પ્રાયશ્ચિત્ત છે, अकामत. कृते पापे प्रायश्चित्तं विदुर्बुधा । कामकारकृतेऽप्याहुःएके श्रुति निदर्शनात्-અજાણતા થયેલા પાપનુ પ્રાયશ્ચિત વિદ્વાનો જાણે છે. જાણી જોઈને ઈચ્છાપૂર્વક કરેલા પાપનું પણ શ્રુતિ બળે કેટલાક વિદ્વાનો પ્રાયશ્ચિત કહે છે. (મનુ. ૧૧-૪૬) ઉપરાત महापातकिनश्चैव शेषाश्चाकार्यकारिण:। तपसैव सुतप्तेन मुच्यते किल्बिषात् ततः-આ મહાપાપીઓ અને બાકીના અકર્તવ્ય કરનારાઓ સારી પેઠે કરેલા તપથી જ પાપમુક્ત થાય છે (મનુ૦ ૧૧-૨૩૯) આ શ્લોકમા તો મનુમહારાજની દયાની અવધિ છે માટે મહાપાતકનુ પણ પ્રાયશ્ચિત્ત હોવું ઘટે. ॥ ૪૨ ॥

મતાન્તર બતાવી હવે આચાર્ય પોતાની સમતિની મ્હોર મારતા કહે છે –

## बहिस्तूभयथाऽपि स्मृतेराचाराच्च ॥ ४३ ॥

तु=પરંતુ उभयथापि=બન્ને રીતે જ बहिः=તે વિદ્યાના અધિકારથી બહિષ્કૃત છે છે કેમકે સ્મૃતિ અને શિષ્ટાચાર બન્નેથી આ વાત સિદ્ધ છે

ઉચ્ચ જીવનમાથી ભ્રષ્ટેલા સન્યાસી, વાનપ્રસ્થ કે બ્રહ્મચારીઓ મહાપાતકી હો કે ઉપપાતકી હો-બન્ને રીતે જ શિષ્ટ સપ્રદાય અને વૈદિક બ્રહ્મવિદ્યાના અધિકારથી સર્વથા બહિષ્કૃત છે ભોગભાવે તેમનુ પતન છે સ્મૃતિના પ્રમાણોથી અને શિષ્ટોના આચાર વ્યવહારે પણ આ જ સિદ્ધ થાય છે આથી તેઓ બ્રહ્મવિદ્યાના અધિકારી નથી શિષ્ટો તેવા ભ્રષ્ટો સાથે યજ્ઞ-સ્વાધ્યાય-વિવાહ વગેરે સબધ પણ જારી રાખતા નથી મનુસ્મૃતિનો બોલ છે કે बालघ्नाँश्च कृतघ्नाँश्च विशुद्धानपि धर्मत. शरणागतहन्तॄँश्च स्त्रीहन्तॄँश्च न सम्विशेत्=બાલહત્યારા, કૃતઘ્ન, શરણાગતની હત્યા કરનારાઓ અને સ્ત્રી હત્યારાઓ ધર્મ દષ્ટિએ વિશુદ્ધ થયા

હોય તો પણ તેમની સાથે વ્યવહાર યોગ્ય નથી. (મનુ૦ ૧૧-૧૯૦) આવી તેવાઓનો તો શિષ્ટ સમાજ દ્વારા બહિષ્કાર જ યોગ્ય છે. ॥ ૪૩ ॥

આમ આશ્રમભ્રષ્ટનો વિદ્યાધિકાર નિષિદ્ધ થયો. હવે કર્મોના અંગભૂત ઉદ્‌ગીથ વગેરેમા યજમાન હોય છે કે કર્મ કરાવનાર ઋત્વિજ આનો વિચાર આરંભતા પૂર્વપક્ષ રજૂ કરે છે કે-

स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥ ४४ ॥

સ્વામિન =તે ઉપાસનાઓમા યજમાનનું જ કર્તૃત્વ છે. ઇતિ=એમ આત્રેય માને છે કેમકે ફલશ્રુતે =શ્રુતિઓમા યજમાનને માટે જ ફળનું વર્ણન કર્યું છે.

આત્રેય નામના આચાર્યના મતે ફળ સંબંધ યજમાનનો જ હોઈ શકે છે. આથી તેનું જ ફળ છે. શ્રુતિ કહે છે-वर्षति हास्मै वर्षयति ह य एतदेवं विद्वान् वृष्टौ पञ्चविधं सामोपास्ते-જે કોઈ આવું જાણતો હોઈને વૃષ્ટિમા પાંચ પ્રકારના સામની ઉપાસના કરે છે તેને માટે વરસાદ વરસે છે. તે વરસાદ વરસાવી પણ શકે છે. (છાં૦ ૨-૩-૨) જેમાં જેનો અધિકાર નહીં હોય તેનો તેના ફળ સાથે સંબંધ હોઈ શકે નહીં. યજમાન સાંગ કર્મનો અધિકારી છે અને એ સ્વામી છે કેમકે તે ઋત્વિજોને ખરીદે છે. તે જ ઉપાસક છે. જો આમ ન હોય તો કર્તૃત્વ ભોક્તૃત્વમા એકરૂપતા-સામાનાધિકરણ્ય ન રહે અને એ સામાનાધિકરણ્ય તો ઇષ્ટ છે. આથી સ્વામી યજમાનનું કર્માંગ ઉદ્‌ગીથ-ઉપાસનાદિમા કર્તૃત્વ છે, ઋત્વિજનું જ નહીં એમ આત્રેય નામના આચાર્ય કહે છે. ॥ ૪૪ ॥

હવે સિદ્ધાન્તીનો ઉલ્લેખ કરતાં કહે છે -

आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मै हि परिक्रीयते ॥ ४५ ॥

યજમાનમાં વિદ્યમાન હોય છે. જેમ લડે યોદ્ધાઓ પણ તેનું ફળ રાજાને ફાળે ગણાય, તેમ કરે સાક્ષાત ઋત્વિજો-પણ તેમનું કર્તૃત્વ યજમાન માટે હોઈને છેવટે તે કર્તૃત્વની જવાબદારી અને ફળ યજમાનની જ છે. બે પ્રકારનું કર્તૃત્વ છે. પ્રયોજ્યકર્તૃત્વ અને પ્રયોજકકર્તૃત્વ. ઋત્વિજોનું યોદ્ધાની પેરે પ્રયોજ્યકર્તૃત્વ છે. યજમાનનું પ્રયોજકકર્તૃત્વ છે, રાજાની પેરે અને ભોકતૃત્વ કેવળ કર્તૃત્વનું અનુમાન કરાવે, વિશિષ્ટ કર્તૃત્વનું નહીં. આથી દોષ નથી. માટે કર્માંગ ઉપાસન ઋત્વિજોનું છે એ સિદ્ધાન્ત છે. ॥ ૪૫ ॥

શ્રુતિ પ્રમાણ આપતાં કહે છે કેઃ-

**श्रुतेश्च ॥ ४६ ॥**

શ્રુતેઃ=શ્રુતિ પ્રમાણથી ચ=પણ આ વાત સિદ્ધ થાય છે.

**यां वै काञ्चन यज्ञ ऋत्विजः आशिषं आशासते इति यजमानाय एव तामाशासते इति होवाच**-યજ્ઞમાં ઋત્વિજો જે કંઈ પણ આશા સેવે છે તે યજ્ઞ માટે જ હોય છે. (શત૦ ૧-૩-૧-૨૬) ઉપરાંત **तस्माद् हैवंविद् उद्गाता ब्रूयात् कं ते काम आगायानि**-તેથી નક્કી આવું જાણનારો ઉદ્ગાતા બોલેઃ "હું તારી કઈ ઈચ્છા-કામનાનું ગાન કરું? (છાં૦ ૧-૮-૮) આ યજ્ઞકર્મમાં વર્તતા ઋત્વિજો યજમાનને મનોવાંછિત ફળની આશિષો દે છે અને તેને સંપન્ન કરવાને માટે કહે છે-આમ સ્પષ્ટ શ્રુતિ કહે છે. આ વાત, જો કર્મ યજમાન કર્તૃક હોય તો ઘટે નહીં. **कं ते काममागायानि**-આવી વાત, યજમાન કરી શકે નહીં. અને આ તો શ્રુતિબોલ છે. આથી કર્માંગ ઉપાસન ઋત્વિજોનું કર્મ છે, યજમાનનું નહીં એ સિદ્ધ થાય છે. ॥ ૪૬ ॥

પ્રાસંગિક કથા પૂરી થઈ, પુનઃ પ્રકૃતનું અનુસંધાન કરે છે. પહેલાં જ્ઞાનનું યજ્ઞ વગેરે બહિરંગ સાધન તો શમદમાદિ વગેરે અંતરંગ સાધન છે, એમ કહ્યું. હવે એ જ જ્ઞાનનું સાધનાન્તર નિરૂપિત કરતાં કહે છેઃ-

**सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥४७॥**

सहकार्यन्तरविधिः=બૃહદારણ્યકમાં બીજાં સાધનની વિધિ છે એમ જાણવું ઘટે. तृतीयं=જે આ આગળ કહેલાં સાધનાન્તરની અપેક્ષાએ ત્રીજું સાધનાન્તર છે पक्षेण= વિકલ્પે तद्वतः=પ્રજ્ઞાનાની માટે અનુષ્ઠેય છે. विध्यादिवत्=વિધિનિષેધની માફક.

બૃહદારણ્યક ઉપનિષદના કહોલ બ્રાહ્મણુની શ્રુતિ છે કે **तस्माद् ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् बाल्यं च पाण्डित्यं च निर्विद्याथ मुनिः अमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः**–આથી પાંડિત્ય ઉપરથી નિર્વેદ પામી બાલ્યભાવે રહે. બાલ્ય અને પાંડિત્ય બન્ને ઉપરથી વિરક્ત થઈ મુનિ બને; મૌન અને અમૌન બન્નેથી વિરાગી થાય કે બ્રાહ્મણુ બને છે. (બૃ૦ ૩-૫-૧) આ શ્રુતિ અંગે સંશય એ છે કે આ શ્રુતિ પાંડિત્ય વગેરે શબ્દ દ્વારા શ્રવણુ મનન વગેરે જ્ઞાનના સાધનાન્તરનું વિધાન કરે છે કે લોકસિદ્ધ પાંડિત્ય વગેરેની જ ચર્ચા કરે છે? લોકપ્રસિદ્ધિનો ત્યાગ કરી લોકમાં અપ્રસિદ્ધનો સ્વીકાર ન્યાય્ય નથી. આથી લોકસિદ્ધ પાંડિત્યનું જ અહીં નિરૂપણુ છે. આવો પૂર્વપક્ષ થતાં કહે છે કે આ વાત બરાબર નથી. જેમ યજ્ઞાદિ, જેમ શમદમાદિ તેમ અહીં શ્રવણુ મનન વગેરે સાધનાન્તરનું જ વિધાન છે. લોકસિદ્ધ પાંડિત્યનું વિધાન તો અહીં નિષ્પ્રયોજન થાય છે. કેમકે **अथ ब्राह्मणः स्यात्**–એવું અંતે વિધાન છે. બ્રાહ્મણ એટલે બ્રહ્મજ્ઞાની. જો આ બ્રહ્મજ્ઞાનના સાધનાન્તરની વિધિ ન હોય તો આ ઉપદેશ અનુચિત થાય. વિધિ ન માનીએ તો **अथ** શબ્દનું ગ્રહણુ ઘટી ન શકે. **अथ** શબ્દ આનન્તર્ય અર્થનો વાચક છે. અને એ આનન્તર્ય જ્ઞાનના સાધનોનું જ ઘટે. અને જ્ઞાનનાં સાધનો તરીકે જેમ યજ્ઞાદિ, જેમ શમદમાદિ તેમજ શ્રવણ, મનન, નિદિધ્યાસન પણુ છે. એમાં લોકસિદ્ધ પાંડિત્યનો પ્રશ્ન જ નથી, શ્રવણુ વગેરે પણુ સાધનો છે, એમ શ્રુત્યન્તર સ્પષ્ટ કહે છે. **आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यो निदिध्यासितव्यः**–(બૃ૦ ૪-૫-૬)

ઉપરાંત લોકસિદ્ધ પાંડિત્યનો અહીં પત્તો નથી. એમ તો અનેક શ્રુતિઓ સ્પષ્ટ કહે છે. **नायमात्मा प्रवचनेन लभ्यः न बहुना श्रुतेन**–આ આત્મા પ્રવચન કે બુદ્ધિ કે ઘણું સાંભળવાથી મળતો નથી. (મું૦ ૩-૨-૩) **नानुध्यायाद् बहून् शब्दान् वाचो विग्लापनं हि तत्**–બહુ શાસ્ત્રોનું ચિંતન ન કરે એ વાણીનો થાક છે. (બૃ૦ ૪-૪-૨૧) **स होवाच ऋग्वेदं भगवः अध्येमि यजुर्वेदं सामवेदमाथर्वणं चतुर्थं इतिहास पुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यं राशिं दैवं निधिं, वाकोवाक्यमेकायनं देवविद्यां सर्पदेवजनविद्यां एतद् भगवः अध्येमि । सोऽहं भगवः! मन्त्रविदेव अस्मि न आत्मवित्** તે પ્રસિદ્ધ નારદે કહ્યું. કે "ભગવન્! હું ઋગ્વેદ ભણ્યો છું. યજુર્વેદ સામવેદ, ચોથો અથર્વવેદ, પાંચમો ઇતિહાસ પુરાણ વેદોનો વેદ, વ્યાકરણુ તંત્રવિદ્યા, ગણિતવિદ્યા, વાયુ આદિ વિદ્યા, ભૂગર્ભવિદ્યા, તર્કવિદ્યા, નીતિ વિદ્યા, નૃત્યગીતવાદિત્ર વિદ્યા, પ્રકૃતિવિદ્યા, પ્રાણીવિદ્યા, શસ્ત્રાસ્ત્ર વિદ્યા, જ્યોતિવિદ્યા, સર્પવિદ્યા, શિલ્પવિદ્યા હે ભગવન્! આ બધું હું ભણ્યો

છુ તે હું ભગવાન! કેવળ હું વેદાદિ વિદ્યાનો જાણકાર છુ, આત્મવિદ્યાનો જાણકાર નથી (છા૦ ૭-૧-૨-૩) ऋचो अक्षरे परम व्योमन् यस्मिन् देवा अधिविश्वे निषेदु । यस्तन्नवेद किमृचा करिष्यति (ऋ० २-३-२१-३९) આથી અહીં શ્રવણ મનન વગેરે જ્ઞાનના સાધનો છે એ નિશ્ચિત છે

આમ જ્ઞાનના ત્રણ સાધનો છે -

યજ્ઞ વગેરે શમદમ વગેરે તથા શ્રવણ મનન વગેરે આ શ્રવણ વગેરે શમદમાદિની પેઠે જ જ્ઞાનપ્રાપ્તિનુ ઉત્તમ સાધન છે જ્ઞાન થયા બાદ શ્રવણ વગેરે માટે આગ્રહ ન હોય પણ તે પહેલા તો અવશ્ય છે જ્ઞાનોત્તર કાળનો તો મહિમા જ જુદો છે ત્યા વિધિનિષેધ પહોચતા નથી શ્રુતિ કહે છે एष नित्यो महिमा ब्राह्मणस्य न कर्मणा वर्धते नो कनीयान् । तस्यैव स्यात् त विदित्वा न लिप्यते कर्मणा पापकेन-બ્રાહ્મણનો-બ્રહ્મના જાણકારનો આ નિત્યનો મહિમા છે કે તે કર્મથી વધતો કે ઘટતો નથી તે જ પરમપદનો જાણકાર થાય તેને જાણીને પાપ કર્મથી લેપાતો નથી (બૃ૰ ૪-૩-૨૩) यथा पुष्करपलाश आप. न श्लिष्यन्ते एव एवंविदि पाप-कर्म न श्लिष्यते-જેથી એ જાણનારને, કમળપત્રને જેમ પાણી તેમ, પાપ ન ચોટે (છા ૪ ૧૪-૩) स त ह वाव न तपति किमहं साधु नाकरव किमहं पापमकरवम्-તેને કદી નિશ્ચય આ કલ્પના તપાવતી નથી કે શાને મે પુણ્ય કર્મ ન કર્યુ ? શાને મે પાપ કર્યુ ? (તૈ૦ ૨-૯) સ્મૃતિબોધ છે કે-यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते । हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते-જેનામા અહકારભાવ નથી, તે આ જગતને હણતો છતા નથી તો હણતો, નથી તો બધનમા પડતો (गी० १८ १७) તો જ્ઞાનોત્તર કાળમા વિધિનિષેધમાથી જ્ઞાનીને મળતુ સ્વાત ય શ્રુતિ સ્વય દર્શાવે છે- કે स ब्राह्मण केन स्यात्? येन स्यात् तेन ईदृश एव તે બ્રાહ્મણ કેવી રીતે થાય?-જેનાથી થાય તેનાથી પણ આવો જ થાય છે (બૃ૰ ૩-૫-૧) આમ વિધિનિષેધથી પરનો બ્રહ્માનુભવ અપે છે આથી જ્ઞાનોત્તર કાળમા સાધનોના સેવનનો આગ્રહ નથી છતા વિહિત અને નિષિદ્ધ પૈકી વિહિતનુ આચરણ યોગ્ય છે બ્રહ્મજ્ઞાની તો પરમ વિવેકી છે શ્રુતિ કહે છે आत्मक्रीड आत्मरति क्रियावान् एष ब्रह्मविदा वरिष्ठ-એ બ્રહ્મવેત્તાઓમા સર્વશ્રેષ્ઠ આત્મામા રમનારો, આત્મામા પ્રેમવાળો અને ક્રિયાવાન છે (મુ ૩-૧-૪) तेनैति ब्रह्मवित् पुण्यकृत्-(બૃ૰ ૪-૪ ૯) यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जन । स यत्प्रमाण कुरुते लोकस्तदनुवर्तते-જે જે આચરણ ઉત્તમ પુરુષો કરે છે તેનુ અનુસરણ બીજા લોકો કરે છે તે જેને પ્રમાણ બનાવે છે તેને લોક અનુસરે છે (गी० ३-२१) ॥ ४५ ॥

પૂર્વપક્ષી શકા ઉઠાવે છે કે વિધ્યાદિવત્ આમ કહેવુ અયોગ્ય છે તેમા સ્વતત્ર માટે સન્યાસ આશ્રમમા યોગ્યતા હોય તો પણ ગૃહસ્થાશ્રમમા યોગ્યતા નથી જે વિધિ વગેરેમા સ્વતત્ર હોય તે ગાર્હસ્થ્યને માટે યોગ્ય નથી કેમકે स खलु एव वर्तयन् यावदायुषम्–તે નિશ્ચય યાવદ્આયુ આમ વર્તતો હોઈને (છા૦ ૮–૧૫–૧) આવો ગ્રહસ્થાશ્રમી માટેનો શ્રુતિનો ઉપસહાર વ્યર્થ જાય આ શકાનો વિકાસ કરતા કહે છે –

## कृत्स्नभावात्तु गृहिणोपसहारः ॥ ४८ ॥

तु–પરતુ कृत्स्नभावात्–સમસ્ત જ્ઞાન સાધનોનો ગૃહસ્થાશ્રમમા પણ સભવ હોવાથી गृहिण=ગૃહાશ્રમી સાથે उपसहार=સમાપ્તિ કરવામા આવી છે.

જેમ સન્યાસીઓને માટે તેમ કેટલાક ભગવદનુકપાપાત્ર ગૃહસ્થો માટે પણ ત્રણે જ્ઞાન સાધનો સભવી શકે છે અને આ લક્ષ્યમા રાખીને જ છાદોગ્યમા ગૃહસ્થાશ્રમી સાથે જ વિદ્યાનો ઉપસહાર કર્યો છે વિધિ વગેરેમા સ્વાતન્ત્ર્ય તો જ્ઞાનને લઈને આવે છે આશ્રમ તે માટે અનિવાર્ય નથી જેમ સન્યાસીઓનુ તેમ એવા પ્રભુકૃપાપાત્ર ગૃહસ્થોનુ આચરણ પણ શિષ્ટાચાર કે લોકસગ્રહમાત્ર હોઈ શકે છે નિદિધ્યાસનનો વિરોધ કર્મની આસક્તિ સાથે છે, કર્મમાત્ર સાથે નથી માટે પૂર્વપક્ષી મક્તનો ગૃહસ્થાશ્રમને વગોવે છે સૌ આશ્રમોનુ એકાયતન તો ગૃહસ્થાશ્રમ છે ॥૪૮॥

ભલા! જ્ઞાનનુ સાક્ષાત્ સાધન છે નિદિધ્યાસન તો તેનુ જ નિયમપૂર્વક આચરણ કરવુ ઘટે ઈતર જ્ઞાન સાધનોની સાધનામા શક્તિ અને સમયનો વ્યય ન કરીએ તો? જવાબ દેતા કહે છે –

## मौनवदितरेषामप्युपदेशात् ॥ ४९ ॥

मौनवत्=મૌન એટલે નિદિધ્યાસન. તેની પેરે–इतरेषामपि=બીજા જ્ઞાનના સાધનોનુ પણ उपदेशात्=અનુશાસન હોઈને તેમનુ આચરણ કરવુ ઘટે

નિદિધ્યાસન જો જ્ઞાનનુ સાક્ષાત્ ઉપકારક હોય તો તે સિવાયના ઈતર સાધનો પરપરાએ ઉપકારક છે અને પરપરાએ જે ઉપયોગી છે તેમના વિના સાક્ષાત્ ઉપયોગી હોય તેનુ અસ્તિત્વ પણ શકાસ્પદ થાય! સાધનાન્તરની સિદ્ધિ વિના ઓછામા ઓછુ નિદિધ્યાસન સભવતુ નથી આથી નિદિધ્યાસનની પેરે ઈતર સાધનોનુ અનુષ્ઠાન પણ વિહિત છે ॥ ૪૯ ॥

આમ નિદિધ્યાસન સુધીનાં જ્ઞાન સાધનો વિચાર્યાં. હવે તે સાધનોનાં પ્રકાર વર્ણવતાં કહે છેઃ-

## अनाविष्कुर्वन्नन्वयात् ॥ ५० ॥

अनाविष्कुर्वन्=ગુરુએ બતાવેલી સાધના સરણિને કોઇ સમક્ષ પ્રકટ ન કરતાં સતત તેનાં સંપાદન માટે પરાયણ થાય. કેમકે अन्वयात्=કોઇની આગળ અપ્રકટતા પણ સાધન સંપત્તિના અંગ તરીકે અન્વિત થાય છે.

જ્યાં સુધી સાધક સાધનસિદ્ધ થઈ જ્ઞાનમય ન થાય ત્યાં સુધી ગુરૂએ ઉપદેશેલી સાધનસંપત્તિનો પ્રકાર કોઈ સમક્ષ પ્રકટ ન કરે! કેમકે **श्रेयांसि बहुविघ्नानि** હોય છે. અર્થાત્ જગત સમક્ષ સાધનાનો ભકભકાટ ન કરવો. સાધના પૂર્ણ થતાં સ્વયમેવ સિદ્ધિની સોડમ પ્રકટયા વિના નહિ રહે. આથી સાધનાનો પ્રચાર ન કરે! જાતે સિદ્ધ થશે એટલે આપમેળે તે પ્રકાશ પામ્યા વિના નહીં રહે. સૂર્ય ઢાંકયો ઢંકાતો નથી. ॥ ૫૦ ॥

## ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥ ५१ ॥

अप्रस्तुत प्रतिबन्धे=જો કોઈ પ્રતિબંધ ન જન્મે ન આવે તો ऐहिकमपि=તો આ જ જન્મમાં સાધનસંપત્તિ જ્ઞાન જન્માવે છે. કેમકે तद्दर्शनात्=કેટલાકને આ જ ભવમાં જ્ઞાન થાય છે એવું દર્શન છે.

અર્થાત્ ભાગ્યશાળી અને પરમ પુણ્યશાળી પ્રભુકૃપાપાત્ર સાધકને આ જ જન્મમાં સાધન સંપત્તિ પૂર્ણબ્રહ્મજ્ઞાની કરી શકે છે. કેમકે તેની સાધના અભંગ છે, પ્રતિબદ્ધ નથી. અંતરાયથી વેધાયેલી નથી. પ્રભુકૃપાએ અપ્રતિબદ્ધ થઇ છે. જો કોઇક બળવાન કર્મવિપાકે આ જન્મે જો સાધના પ્રતિબદ્ધ થઈ તો પછી ભાવિમાં પણ તે પ્રતિબંધ દૂર થતાં સિદ્ધ થાય છે જ. કરેલું કદી નિષ્ફળ જતું નથી. સિદ્ધિ માટે સમય નહીં સાધનની પૂર્ણતા અને સત્વ અગત્યનાં છે. આ જ જન્મમાં સિદ્ધ થયેલા ઘણાં મહાત્માઓ છે. જનકાદિ મહાત્માઓ તે જ જન્મમાં સિદ્ધિ પામ્યા હતા. વામદેવ વગેરેને બીજા જન્મમાં ગર્ભમાં રહેલા હોઈને જ જ્ઞાન થયું હતું. સાધનોનો સ્વરૂપે કોઈ ભેદ ન હોઈ ને, પ્રતિબંધ જ્ઞાનપ્રાપ્તિમાં વિલંબ અવિલંબનો નિયામક છે. આથી પ્રતિબંધની જો નિવૃત્તિ થાય તો આ જ જન્મે અને નિવૃત્તિ ન થાય તો બીજા જન્મે પણ સિદ્ધિ મળે જ. ॥ ૫૦ ॥

તો જેમ સાધનના ફળરૂપ જ્ઞાન અંગે આ ભવ કે બીજા ભવનો નિયમ છે તેવો જ્ઞાનના ફળરૂપ મોક્ષ અંગે કાંઈ નિયમ છે ખરો? કેમકે એ પણ ફળ જ છે. તેનો જવાબ વાળતાં અધ્યાય સમાપ્તિ ભણતાં આચાર્ય દેવ કહે છેઃ-

**एवं युक्तिफलानियमस्तदवस्थावधृते स्तदवस्थावधृतेः ॥ ५२ ॥**

દ્વિરુક્તિ અધ્યાયની પરિસમાપ્તિ સૂચક છે. एवं=જ્ઞાનની પેરે मुक्तिफलानियमः= જ્ઞાનના ફળરૂપ મુક્તિની બાબતમાં કોઈ ઐહિક આમુષ્મિક નિયમ નથી. કેમકે तदवस्थावधृतेः= જ્ઞાનાવસ્થામાં-તેની પ્રાપ્તિ વેળાએ-તેની પ્રાપ્તિનો નિશ્ચય થઈ જાય છે.

જ્ઞાનના ફળરૂપ મુક્તિની બાબતમાં ઐહિકતા કે આમુષ્મિકતાનો કોઈ નિયમ નથી. જે ક્ષણે જ્ઞાન તેજ ક્ષણે મુક્તિ મળી જાય છે, જ્ઞાનોત્પત્તિ અને મુક્તિની એક કાળે સ્થિતિ શ્રુતિઓ વર્ણવે છે. **यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरंजनः परमं साम्यमुपैति** જ્યારે આ વિવેકી જીવાત્મા તે સુવર્ણ વર્ણ જગત્કર્તા, સર્વત્ર પરિપૂર્ણ, વેદાદિ સમસ્ત વિદ્યાના જનક, ઈશ્વરને સાક્ષાત્ જુવે છે ત્યારે તે જ્ઞાની જીવ પાપ અને પુણ્યને ખંખેરી નાંખી, નિરંજન થયેલો હોઈને ઈશ્વરની સાથે પરમ તુલ્યતા પામે છે. (મું૦ ૩-૧-૩) આવી તો અનેક શ્રુતિઓ છે. આથી જ્ઞાનની પેરે જ્ઞાનના ફળરૂપ મુક્તિની પ્રાપ્તિ અંગે કોઈ ઐહિક આમુષ્મિક નિયમ નથી એ સિદ્ધાન્ત છે. જ્ઞાન સમકાળ જ મુક્તિ થાય છે, ॥ ૫૨ ॥

**इति ब्रह्मसूत्रसाधनभाष्ये तृतीयाध्याये चतुर्थः पादः ॥**

હરિઃ ૐ તત્સત્



# अथ ब्रह्मसूत्रसाधनभाष्ये

## चतुर्थाध्याये

### प्रथम पादः

ત્રીજા અધ્યાયમા યજ્ઞાદિથી માડીને તે નિદિધ્યાસન સુધીના જ્ઞાનની પ્રાપ્તિના સાધનોની ક્રમશ મીમાસા કરી એ બધાએ સાધનો સાક્ષાત્ કે પરપરાએ જ્ઞાનની ઉત્પત્તિ માટે ઉપયોગી હોઇને કોઇની પણ ઉપેક્ષા પાલવે એમ નથી છતા જ્ઞાનનુ સાક્ષાત્ સાધન છે-અતરગ સાધન છે નિદિધ્યાસન આ અધ્યાયમા જ્ઞાનના ફળનુ નિરૂપણ છે કેમકે હવે એ જ અવસરપ્રાપ્ત છે. આથી એ ફળમીમાસા પહેલા જ્ઞાનના અતરગ સાધનરૂપ નિદિધ્યાસનનો અભ્યાસ વિહિત છે જ્ઞાનની ઉત્પત્તિ અને ફળજનન માટે એ અત્યત ઉપયોગી છે તેનો મુમુક્ષુઓને ઉપદેશ કરતા ભગવાન સૂત્રકાર કહે છે કે –

**आवृत्तिः असकृद् उपदेशात् ॥ १ ॥**

આવૃત્તિ=સાધન માત્રનો ઉપક્રમ હોઈ સૌ સાધનોનો વારવાર અભ્યાસ ઉદ્દિષ્ટ છે છતા અહીં અતીવ ઉપયોગી અને અવ્યવહિત હોઇને નિદિધ્યાસનનો જ સબધ જાણવો તે નિદિધ્યાસનની આવૃત્તિ એટલે અભ્યાસ, જ્ઞાનનો ઉદય થાય ત્યા સુધી સતત અભ્યાસ કરવો ઘટે કેમકે असकृदुपदेशात्=વારવાર શ્રુતિએ તેનો અભ્યાસ કરવાનો ઉપદેશ આપ્યો છે

સમાધિની સીમા સુધી ફેલાયેલુ ધ્યાન એટલે નિદિધ્યાસન એવા નિદિધ્યાસનનો સતત વારવાર અભ્યાસ કરવો જોઇએ સમાધિમા પરિણત ધ્યાન જ જ્ઞાન અને તેના ફળરૂપ મોક્ષને સમર્પે છે બ્રહ્મના સાક્ષાત્કાર રૂપ જ્ઞાન સમાધિમા જ સભવે આથી ધ્યાનનો નિરતર અભ્યાસ અનિવાર્ય છે ઉપરાત स आत्मा तत्त्वमसि श्वेतकेतो! હે શ્વેતકેતુ! તે આત્મા તુ છે (છાં૦ ૬-૮-૭) આ ખડમા શ્રુતિ બ્રહ્મનિષ્ઠાનો અનેક વેળા ઉલ્લેખ કરે છે અને બ્રહ્મનિષ્ઠા સમાધિનુ જ બીજુ નામ છે આથી જ્ઞાન અને તેના ફળના ગરજુએ સતત ધ્યાનયોગ સાધવો રહ્યો સમાધિમા જ સર્વાત્મદર્શન થાય ॥ ૧ ॥

શ્રુતિ સ્મૃતિનાં લિંગોના નિરૂપણ દ્વારા ઉપલી વાતને જ દૃઢ કરતાં કહે છે કેઃ-

## लिंगाच्च ॥ २ ॥

ચ=ઉપરાંત લિંગાત્=શ્રુતિ સ્મૃતિનાં લિંગવાક્યો દ્વારા પણ વારંવાર અભ્યાસ કરવો ઘટે, એ સૂચિત થાય છે.

શ્રુતિ કહે છેઃ-यदा हि एव एतस्मिन् अदृश्ये अनात्म्ये अनिरुक्ते अनिलयने अभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयं गतो भवति (तै० २-७) આ શ્રુતિમાં પરમેશ્વરમાં અભય પ્રતિષ્ઠાને, મોક્ષના કારણરૂપ સ્પષ્ટ દર્શાવે છે. અને તે દ્વારા ધ્યાનની વારંવાર આવૃત્તિ સૂચવે છે. અભય-પ્રતિષ્ઠા-અચળ-પ્રતિષ્ઠા, નિદિધ્યાસનની દૃઢભૂમિ વિના સંભવે જ નહીં. ધ્યાનાભ્યાસના બળે જ પ્રભુમાં પ્રતિષ્ઠા થઈ શકે. ઉપરાંત ગીતાજી કહે છેઃ-तद्बुद्धयस्तदात्मानः तन्निष्ठास्तत् परायणाः । गच्छन्ति अपुनरावृत्ति ज्ञाननिर्धूतकल्मषाः-જ્ઞાન વડે ધોવાયેલા પાપવાળા, આત્મબુદ્ધિ, આત્મસ્વરૂપ, આત્મનિષ્ઠ, અને આત્મપરાયણ થયેલા હોઈને મોક્ષ પામે છે. (गी० ५-१७) આથી ધ્યાનની વારંવાર આવૃત્તિ ધર્મ્ય છે. ॥ ૨ ॥

તો જે ધ્યાનનું વિધાન છે તે ધ્યાનનો વિષય કયો? કહે છેઃ-

## आत्मेयुपगच्छन्ति ग्राहयन्ति च ॥ ३ ॥

આત્મા=પરમાત્મા નિદિધ્યાસનનો વિષય છે. इति=એમ उपगच्छन्ति=વેદવાદીઓ જાણે છે. च=અને ग्राहयन्ति च=શ્રુતિ સ્મૃતિઓ એવું જણાવે છે.

વેદવાદીઓ પરમાત્મા જ નિદિધ્યાસનનો એક માત્ર વિષય છે એમ સ્વીકારે છે. અને તે ઉપરાંત શ્રુતિ સ્મૃતિઓના પણ એ જ નિર્ણય છે. શ્રુતિ કહે છેઃ-अरा इव रथनाभौ संहता यत्र नाड्यः स एषोऽन्तश्चरते बहुधा जायमानः । ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात्-જે હૃદયમાં, રથની ચોકીમાં આરાઓની માફક શાખા ઉપશાખા નાડીઓ સહિત, પ્રધાન એકમો ને એક નાડી સંબંધ છે તે હૃદયની અંદર તે આ આત્મા અનેક પ્રકારે પ્રકટતો રહે છે. તે આત્માનું "ઓમ્" એમ આવી રીતે ધ્યાન ધરો. તમારે પાર પહોંચવા માટે જે અવિદ્યાન્ધકારથી પર છે. કલ્યાણ હો. (मुं०१-२-६) ઉપરાંત ગીતાબોલ છે કે-योगी युञ्जीत सततं आत्मानं रहसि स्थितः । एकाकी यतचित्तात्मा निराशीः

અપરિગ્રહ:-દેહ અને મનને કાબૂમા આણી વાસના અને સંગ્રહનો ત્યાગ કરીને, એકાંતમા એકલા રહેવા યોગીએ યથાવકાશ મનને એકાગ્ર કરવુ જોઇએ (ગી૦ ૯-૧૦) આથી સતત આત્મ-પરમાત્મ ધ્યાનની જ આવૃત્તિ કરવી ઘટે ॥ ૩ ॥

આત્માનુ જ ધ્યાન શાને કરવુ ઘટે? કેમકે ધ્યાન તો કોઈ મૂર્તિના કે પ્રકૃતિના કોઈ એકાદ તત્ત્વના પણ થઈ શકે છે। તો આત્મધ્યાન માટે જ શાને આગ્રહ?-

## न प्रतीके, न हि सः ॥ ४ ॥

प्रतीके=મૂર્તિ વગેરેમા કે પ્રકૃતિના કોઈ એકાદ તત્ત્વનુ ધ્યાન न=ન ઘટે हि=કેમકે स:=તે પ્રતીક न=આત્મા નથી.

મૂર્તિ કે કોઈ બીજુ પ્રતીક ધ્યાનનો વિષય ન હોવુ ઘટે કેમકે તેનુ ધ્યાન પ્રભુજ્ઞાન નહીં દઈ શકે। જેનુ ધ્યાન તેનો જ સાક્ષાત્કાર એવો નિયમ હોય છે તો પ્રતીકનુ ધ્યાન પ્રતીકનો સાક્ષાત્કાર દે પણ તેથી પરમાત્માને લગતો સાક્ષાત્કાર નહીં જન્માવી શકે। ધ્યાનની આવૃત્તિ કોઈના સ્વભાવ વિરૂદ્ધ કરી શકાતી નથી અને ખપે છે તો પરમાત્માનો સાક્ષાત્કાર આથી ધ્યાન કે બહાલ તો પ્રભુનુ જ ઘટે પ્રતીક વગેરેનો બહુ ઉપયોગ છે પણ ધ્યાનનો વિષય તો પ્રતીક દ્વારા પણ પ્રભુ જ હશે ॥ ૪ ॥

જો આમ જ છે તો પછી मनो ब्रह्मेत्युपासीत इति अध्यात्मं अथ अधिदैवत आकाशो ब्रह्मेति-"મન બ્રહ્મ છે" એમ ઉપાસે આ અધ્યાત્મ ઉપાસના છે હવે આધિદૈવિક ઉપાસના કહીએ છીએ-"આકાશ બ્રહ્મ છે" (છા૦ ૩-૧૮-૧) आदित्यो ब्रह्मेत्यादेश -"આદિત્ય બ્રહ્મ છે" આ ઉપદેશ છે (છા૦ ૩-૧૯-૧) વગેરે શ્રુતિ વાક્યોમા મન વગેરે પ્રતીકોમા બ્રહ્મ બુદ્ધિનો ઉપદેશ શા માટે? નિદિધ્યાસન, બુદ્ધિથી ભિન્ન તો કોઈ વસ્તુ નથી આથી આ શંકાનો જવાબ વાળતા કહે છે -

## ब्रह्मदृष्टिः उत्कर्षात् ॥ ५ ॥

ब्रह्मदृष्टि =મન વગેરે પ્રતીકોમા બ્રહ્મ બુદ્ધિનો ઉપદેશ તો उत्कर्षात्=બ્રહ્મ સર્વોત્કૃષ્ટ હોવાથી છે

હીનમા ઉત્કૃષ્ટની ભાવના યોગ્ય છે ઉત્કૃષ્ટમા હીનની નહીં ગામના નાયકમા જેમ રાજબુદ્ધિ વિવેકી તેમ મન વગેરે પ્રતીકોમા બ્રહ્મબુદ્ધિ

વિવેકી. કેમકે બ્રહ્મ સર્વોત્કૃષ્ટ છે. રાજાની અપેક્ષાએ પટેલ નિકૃષ્ટ ગણાય. પણ ગ્રામજનતાની અપેક્ષાએ ઉત્કૃષ્ટ હોઇને તેને રાજી કરી શકાય. તેમ પરબ્રહ્મ પરમાત્માની અપેક્ષાએ મન વગેરે પ્રતીક હીન છે. છતાં ઇતર પદાર્થોની અપેક્ષાએ એ ઉત્કૃષ્ટ હોઈ ને તેનો બ્રહ્મ તરીકે ઉપદેશ ઘટે છે. મન બીજી ઇન્દ્રિયોની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે. અધિભૂત આકાશ બીજાં ભૂતોથી ઉત્કૃષ્ટ છે. અને અધિદૈવત સૂર્ય બીજા પદાર્થોથી ઉત્કૃષ્ટ છે. બ્રહ્દ હોઇને, બ્રહ્મ જેમ બ્રહ્મ છે તેમ મન વગેરે પ્રતીકમાં પણ તેવી દૃષ્ટિ ઉચિત છે. આથી પ્રતીકમાં બ્રહ્મદૃષ્ટિ ઉત્કર્ષની દૃષ્ટિએ છે. આથી પ્રતીક બ્રહ્મ થઈ જતું નથી, એ પણ ધ્યાનમાં રહેવું ઘટે. માટે ધ્યાન તો પ્રતીકમાં પણ તેનું જ–બ્રહ્મનું જ. પ્રતીકાદિ દ્વારમાત્ર છે. દ્વારી તો પરમાત્મા જ છે. ॥૫॥

મન વગેરે પ્રતીકમાં તો બ્રહ્મદૃષ્ટિ ઉત્કર્ષની દૃષ્ટિએ ભલે હોતી, પણ કર્માંગ ઉદ્‌ગીથ વગેરેની અંદર આદિત્ય આદિ દૃષ્ટિ પાછળ શું પ્રયોજન? કહે છે:–

## आदित्यादिमतयश्चांगे उपपत्तेः ॥ ६ ॥

च=તથા आदित्यादिमतयः=આદિત્ય વગેરે બુદ્ધિ अंगे=કર્મના અંગરૂપ ઉદ્‌ગીથ વગેરેમાં સારૂપ્યની દૃષ્ટિએ ઉપદેશવામાં આવે છે કેમકે उपपत्तेः=એ ગોગ્ય છે.

य एव असौ तपति तमुद्‌गीथं उपासीत-જે આ નિશ્ચય પેલો સૂર્ય તપે છે તેને ઉદ્‌ગીથ દૃષ્ટિએ ઉપાસો. (છાં૦ ૧-૩-૧) लोकेषु पञ्चविधं सामोपासीत-લોકમાં પાંચ પ્રકારના સામને ઉપાસે. (છાં૦ ૨-૨-૧) वाचि सप्तविधं सामोपासीत-વાણીમાં સાત પ્રકારના સામની ઉપાસના કરે. (છાં૦ ૨-૮-૧) इयमेव ऋक् अग्निः साम-આ પૃથ્વી જ ઋચા છે, આ અગ્નિ જ સામ છે. (છાં૦ ૧-૬-૧) વગેરે શ્રુતિ વાકયોમાં ઉદ્‌ગીથ વગેરે કર્મનાં અંગોમાં જે સૂર્યાદિ બુદ્ધિઓ ઉપદેશવામાં આવી છે તે સારૂપ્યના કારણે જાણવી ઘટે છે કેમકે સારૂપ્ય એટલે કે સાદૃશ્ય જ એવી બુદ્ધિઓમાં નિમિત્ત છે. ॐ કારનો-ઉદ્‌ગીથનો ઉચ્ચાર આંતર અંધારાને ને ભયને દૂર કરે છે. કેમકે એ પરમાત્માનું નામ છે અને સૂર્ય પણ ઉદય પામતાં, અંધારાં તથા ભયને આસાર છે કેમકે એ પણ પરમાત્માનો મહિમા જ છે. આમ બન્ને વચ્ચે સારૂપ્ય છે. આથી તેમાં તે બુદ્ધિનો ઉપદેશ છે. બીજે પણ એ રીતે સમજી લેવું ઘટે છે. લોકમાં સારૂપ્ય નિમિત્ત એકમાં ઇતરની બુદ્ધિનો ઉપદેશ જોવામાં આવે છે. મુખમાં ચન્દ્રબુદ્ધિ, માણવકમાં અગ્નિબુદ્ધિ, પ્રસ્તરમાં યજમાનબુદ્ધિ, યૂપમાં આદિત્યબુદ્ધિ વગેરે એના

દાખવા છે અગી ઉદ્ગીથ વગેરે કર્માંગોમા પણ તે તે આદિત્યાદિ બુદ્ધિ બ્રાહ્મણના પાયા ઉપર યોગ્ય છે ॥ ૬ ॥

આમ ધ્યાન-નિદિધ્યાસનનો વિષય થયો. હવે તેની આવૃત્તિનો પ્રકાર કરવો રહે છે તે બતાવતા કહે છે –

**आसीनः सम्भवात् ॥ ७ ॥**

આસીન=બેસીને નિદિધ્યાસન કરવુ ઘટે કેમકે સમ્ભવાત=આસન ઉપર બેસનાને તે સભવી શકે.

એક ઠેકાણે બેસીને ધ્યાનાભ્યાસ કરવો ઘટે ઉભા રહીને કે ચાલતા કે ઊઘતા ઊઘતા ન કરે! કેમકે તો જ વિક્ષેપ, ચિત્ત ચાચલ્ય નિદ્રાથી તિરસ્કાર વગેરે અનુક્રમે ન સભવે બેસીને ધ્યાન ધરવામા આવા ભયો ઓછા હોય, માટે આસનસ્થ થઈ ધ્યાન ધરે ॥ ૭ ॥

બીજે હેતુ અર્પતા કહે છે –

**ध्यानाच्च ॥ ८ ॥**

ચ-ઉપરાત ધ્યાનાત=ધ્યાન હોઇને નિદિધ્યાસન બેઠા બેઠા કરવુ

ધ્યાનનો પ્રકર્ષ જ સમાધિ સુધીનુ નિદિધ્યાસન છે અને ધ્યાન ચિત્તની એકાગ્રતાથી થાય એ એકાગ્રતા બેઠેલાને સભવે આથી મુમુક્ષુ બેસીને ધ્યાન ધરે, બીજી રીતે નહીં ॥ ૮ ॥

વળી કહે છે –

**अचलत्वं चापेक्ष्य ॥ ९ ॥**

ચ=ઉપરાત અચલત્વ=સર્વાગ નિશ્ચલતાને ઉદ્દેશીને પણ મુમુક્ષુ બેઠા બેઠા ધ્યાન કરે

નિદિધ્યાસનની સિદ્ધિ માટે સર્વાગ નિશ્ચલતાની અપેક્ષા રહે છે તે વિના એ સિદ્ધ થતુ નથી અને સર્વાગ નિશ્ચલતા બેઠેલાને સભવે આથી આસન ઉપર બેસી સતત ધ્યાન ધરે ॥ ૯ ॥

વળી ઉમેરે છે કે –

**स्मरणाच्च ॥ १० ॥**

ચ=ઉપરાત સ્મરણાત આસન નિદિધ્યાસનનુ અગ છે એમ સ્મૃતિ કહે છે તેથી પણ આ સિદ્ધ છે

સમાધિ પર્યન્તનું ધ્યાન એટલે નિદિધ્યાસન. તેના અંગ તરીકે આસન છે એમ સ્મૃતિઓ કહે છે. *યમનિયમાસનપ્રાણાયામપ્રત્યાહારધારણાધ્યાનસમાધયોऽष्टावंगानि*–યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના આઠ અંગો છે. (યો૦ ૨–૨૯) ઉપશંત **शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः**–પવિત્ર સ્થાનમાં સ્થિર આસન પોતાને સારૂ પથારી–(ગી૦ ૬–૧૧) અંગીની સિદ્ધિમાં અંગ તો મુખ્ય કારણ હોય છે. આસનનું સ્વરૂપ વગેરે યોગશાસ્ત્રમાંથી જાણી લેવું ઘટે. આથી બેઠેલી અવસ્થામાં નિદિધ્યાસન કરે. ॥ ૧૦ ॥

તો કેવી જગ્યાએ બેસીને એ નિદિધ્યાસન કરે ? તો કહે છેઃ–

**यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ११ ॥**

अविशेषात्=સમાન હોઇને यत्र=જ્યાં एकाग्रता=ચિત્તની એકાગ્રતા સંભવે तत्र=ત્યાં નિદિધ્યાસન કરે !

ચિત્તની એકાગ્રતા અગત્યની છે, સ્થાન નહીં. ધ્યાતાને માટે સૌ સ્થાન સમાન છે. ચિત્તની એકાગ્રતા જ્યાં થઇ શકે ત્યાં નિદિધ્યાસન કરવું. એટલી વિશેષતા બધે જ અપેક્ષિત. આથી શ્રુતિ કહે છેઃ–**मनोऽनुकूले न तु चक्षुः पीडने**–મનપસંદ તથા જ્યાં આંખને પીડા દે એવું ન હોય એવી (શ્વેતા૦ ૨–૧૦) સ્મૃતિ પણ કહે છે કેઃ–**न स्थाननियमः चित्तप्रसादात्**- (સાં૦ ૬–૩૧) સમતા–શુચિતા–શાંતિ–સૌન્દર્ય વગેરે ચિત્તની એકાગ્રતામાં સહાયક હોઇને બધાંય સ્થાનમાં એક સરખાં અપેક્ષિત છે. આથી જ્યાં સહજપણે ચિત્તની એકાગ્રતા થઈ શકે ત્યાં નિદિધ્યાસનનો અભ્યાસ કરે. ॥ ૧૧ ॥

આવું નિદિધ્યાસન કયાં સુધી કરવું ઘટે ? જવાબ વાળતાં કહે છેઃ–

**आ प्रायणात् तत्रापि हि दृष्टम् ॥ १२ ॥**

आप्रायणात्=પ્રાયણ એટલે મરણ ત્યાં સુધી આ દ્વારા જ્યાં સુધી અજ્ઞાનનો નાશ ન થાય ત્યાં સુધી એટલે કે દીર્ઘકાળ–નિરંતર–અને સત્કારપૂર્વક નિદિધ્યાસન કરવું ઘટે. हि=કેમકે तत्रापि=એ આમનમાં પણ दृष्टम्=શ્રુતિનું દર્શન છે.

પ્રભુનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી પરમાત્માનું નિદિધ્યાસન કરવું જોઇએ. તેમાં કાળ અગત્યનો નથી, સાક્ષાત્કાર અગત્યનો છે. અને આથી સાક્ષાત્કારની પળ પર્યન્ત–અને કદાચ એ જન્મ જન્મ લંબાતી હોય તો

જન્મ જન્મ સુધી નિદિધ્યાસન કરવું ઘટે. શ્રુતિ પણ આ વાત સમર્થિત કરે છે કેઃ–स यो ह वै तद् भगवन्! मनुष्येषु प्रायणान्तं ओंकारं अभिध्यायीत–હે ભગવન્! જે કોઇ નિશ્ચય મનુષ્યોમાંથી મરણ સુધી તે ૐકારના વાચ્યનું ધ્યાન ધરે. (પ્ર૦ ૫૧) આથી સાક્ષાત્કાર થાય ત્યાં સુધીનો કાળ જાણવો, તેનાથી અધિક નહીં. માટે દર્શન પછી અભ્યાસ ન કરે. ॥ ૧૨ ॥

આમ પૂર્ણ નિદિધ્યાસન થાય તો તેનું ફળ શું? કહે છેઃ–

**तदधिगमे उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥ १३ ॥**

तदधिगमे=તે પરમાત્માનું જ્ઞાન થતાં उत्तरपूर्वाघयोः=અઘ=પાપ–ઉત્તર અઘ એટલે જ્ઞાન થયા બાદનું ક્રિયમાણ પાપ અને પૂર્વ અઘ એટલે જ્ઞાન થયા પહેલાનું અઘ–પાપ–સંચિત પાપ એટલે એ બન્નેનો अश्लेषविनाशौ=સબંધાભાવ અને પ્રધ્વંસ; ઉત્તરનો સંબંધાભાવ અને પૂર્વનો વિધ્વંસ થાય છે. કેમકે–तद्व्यपदेशात्=શ્રુતિ સ્મૃતિઓ એવું દર્શાવે છે.

પરવૈરાગ્યજન્ય નિર્બીજ સમાધિમાં પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્ દર્શન થતાં, સંચિત અને ક્રિયમાણ પાપોનો, વિનાશ અને અસંબંધ થાય છે. સંચિત અને ક્રિયમાણ પાપના નાશને લઇને તેના જન્મમરણનો પ્રબંધ અટકી જાય છે. શ્રુતિ સ્મૃતિઓ આ અવસ્થાનું માહાત્મ્ય ગાતાં થાકતાં નથી. તેને લેપ નથી એમ બતાવતાં શ્રુતિ કહે છેઃ–**यथा पुष्करपलाशे आपः न श्लिष्यन्ते एवं एवंविदि पापं कर्म न श्लिष्यते**–એ જાણનારને, કમલપત્રને જેમ પાણી તેમ, પાપ ન ચોટે. (છાં૦ ૪–૧૪–૩) **तस्यैवस्यात् पदवित् तं विदित्वा न श्लिष्यते कर्मणा पापकेन**–તે જ પદવિત્ થાય છે. તેને જાણીને પાપ કર્મથી લેપાતો નથી. (બૃ૦ ૪–૪–૨૨) આ બાબતમાં સ્મૃતિ કહે છે કેઃ–**यथैधस्तेजसा वह्निः प्राप्तं निर्दहति क्षणात्। तथा ज्ञानाग्निना पापं सर्वं दहति ब्रह्मवित्** જેમ લાકડાના તેજવાળો અગ્નિ ક્ષણવારમાં પોતાને પ્રાપ્ત થયેલાને બાળે છે, તેમ બ્રહ્મનો જાણકાર જ્ઞાનરૂપી અગ્નિથી તમામ પાપને બાળે છે. (મનુ૦ ૧૧–૨૪૬) આથી બ્રહ્મજ્ઞાને પૂર્વોત્તર પાપનો, નાશ અને અલેપ થાય છે. બ્રહ્મજ્ઞાનનું માહાત્મ્ય અજબ છે. ॥ ૧૩ ॥

અતિદેશ કરતાં કહે છેઃ–

## इतरस्यापि एवं असंश्लेषः पाते तु ॥ १४ ॥

इतरस्यापि=બીજાનું પણ એટલે કે પાપથી ભિન્ન જે પુણ્ય તેનો પણ ચૈવમ્=પાપની માફક જ પરમાત્મ જ્ઞાન થતાં અશ્લેષ અને વિનાશ થાય છે કેમકે એવો શ્રુતિ સ્મૃતિનો વ્યપદેશ છે. पाते तु=ભોગ દ્વારા પ્રારબ્ધ ક્ષય થતાં દેહપાત થતાં તો બ્રહ્મ પ્રાપ્તિ થાય છે તે આગળ કહેવામાં આવશે.

જેમ પાપનો તેમ જ સમસ્ત પુણ્યનો પણ બ્રહ્મજ્ઞાનીને અશ્લેષ અને વિનાશ થાય છે. પાપ જો લોખંડની તો પુણ્ય સોનાની પણ સાંકળ જ છે! એના સમસ્ત પાપ પુણ્ય બ્રહ્મજ્ઞાને પરવારી જાય છે. શ્રુતિ સ્વયં એ મહામહિમામયી સ્થિતિનું વર્ણન કરતાં કહે છેઃ-**भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वे संशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे**-સૌથી પર અને સર્વશ્રેષ્ઠ આત્માનું દર્શન થતાં દૃષ્ટાની હૃદયગ્રંથી ભેદાય છે. તમામ સંશયો છેદાય છે અને કર્મો ક્ષીણ થઈ જાય છે. (મુ૦ ૨-૨-૮) સ્મૃતિ કહે છેઃ-**ततः क्लेशकर्मनिवृत्तिः**-તેનાથી ક્લેશ તથા કર્મની નિવૃત્તિ થાય છે. ( યો૦ ૪-૨૦ ) ગીતાજી ઉચ્ચારે છે કે **यथैधांसि समिद्धोऽग्निः भस्मसात् कुरुतेऽर्जुन**-હે અર્જુન ! જેમ સારી પેઠે સળગેલો અગ્નિ લાકડાને બાળે છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વકર્મોને ભસ્મીભૂત કરે છે. ઉપરાંત પુણ્યપાપ ઉભયનો નાશ બતાવતાં શ્રુતિ કહે છેઃ-**यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरंजनः परमं साम्यं उपैति**-જ્યારે આ વિવેકી જીવાત્મા, તે સુવર્ણવર્ણ, જગત્કર્તા, સર્વત્ર પરિપૂર્ણ, વેદાદિ સમસ્ત વિદ્યાના જનક ઈશ્વરને સાક્ષાત્ જુવે છે ત્યારે તે જ્ઞાની જીવ પાપ અને પુણ્યને ખંખેરી નાંખી, નિરંજન થયેલો હોઈને ઈશ્વરની સાથે પરમ તુલ્યતા પામે છે. (મુ૦ ૩-૧-૩) **उभे उ ह एव एष एते तरति नैनं कृताकृते तपतः**-આ બન્નેને જ તરી જાય છે. તેને કરેલું ન કરેલું સંતાપ ઉપજાવતું નથી. (બૃ૦ ૪-૪-૨૨) આમ કર્મનો હિસાબ તેને માટે પૂરો થાય છે. અને ભાવિમાં જન્માદિને માટે સામગ્રી ન રહેતા હોઇને એને જન્મવાનું કારણ નથી. અને આથી મરવાનું કારણ નથી. આથી હવે એને મુક્તિ સિવાય કશું હોતું નથી. અને પ્રારબ્ધ ક્ષીણ થતાં તેનો મોક્ષ જ છે. આમ બ્રહ્મદર્શનથી મુક્તિ ફળે છે. આથી તે દર્શનના સાધનરૂપ નિદિધ્યાસનમાં સતત સંલગ્ન રહેવું ઘટે છે. ॥ ૧૮ ॥

બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં જ્ઞાનીનાં સંચિત અને ક્રિયમાણ કર્મો નાશ પામે છે. તેમની સાથે તેમનો કોઈ સંબંધ રહેતો નથી. તો પછી એવા બ્રહ્મજ્ઞાનીનું શરીર ટકે કેવી રીતે? કેમકે શરીરની સ્થિતિ તો કર્મફલના

ભોગને માટે જ હોય છે જો જ્ઞાન થયા બાદ તરત જ શરીર પડતુ હોય તો જ્ઞાનનો ઉપદેશક કોઈ ન રહે. સંપ્રદાયપરંપરા નાશ પામે આ પ્રશ્ન થતા કહે છે –

## अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः ॥ १५ ॥

तु=પરતુ अनारब्धकार्ये=જેમનુ ફળ ભોગરૂપી કાર્ય શરૂ ન થયુ હોય એવા पूर्वे=પૂર્વે કરેલા પુણ્યપાપ एव=જ નષ્ટ થાય છે કેમકે तदवधेः=કેમકે શ્રુતિઓમા પ્રારબ્ધ કર્મ રહે ત્યા સુધી શરીરની અવધિ નિર્ધારિત કરી છે

પૂર્વ સૂત્રોમા જે પૂર્વકૃત પાપપુણ્યનો ક્ષય બતાવ્યો છે તે કેવળ તે જ કર્મોનો જાણવો જેમના ફળદાન આરબ્ધ ન થયા હોય અર્થાત્ સચિત અવસ્થામા જ જે હોય! ચાલુ શરીરમા ભોગવવા યોગ્ય પ્રારબ્ધ કર્મનો નાશ શ્રુતિ બતાવતી નથી શ્રુતિ તો કહે છે –तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये–તેને ત્યા સુધી જ વિલબ છે જ્યા સુધી એ શરીરથી નથી છુટયો–હવે તે સદ્બ્રહ્મને પ્રાપ્ત થાય છે–આ નિશ્ચય છે (છા૦ ૬–૧૪–૨) આમ પ્રારબ્ધ કર્મનો ફળદાને ક્ષય નહીં થાય ત્યા સુધી વર્તમાન દેહ ટકે છે અર્થાત્ સચિત અને ક્રિયમાણનો નાશ થાય છે પણ તેવા જ્ઞાનીનુ શરીર પ્રારબ્ધવશાત્ ટકે છે અને આથી કોઈ પ્રશ્ન રહેતો નથી ॥ ૧૫ ॥

અહીં એક શકા ઉપસ્થિત થાય છે બ્રહ્મજ્ઞાનના માહાત્મ્યે જો સચિત ક્રિયમાણ વગેરે નષ્ટ થતા હોય તો પછી શાસ્ત્રવિહિત અગ્નિહોત્રાદિ કર્મ કોઈ પણ કરશે નહીં! અને એવા કર્મો તો સુકૃત છે નાશને માટે તો ગાડો પણ સુકૃત ન કરે શાસ્ત્રબુદ્ધિ તો ન જ કરે એમા તો કહેવુ જ શુ? અને એવા કર્મો વિહિત છે વિહિત હોઇને તેનુ આચરણ ન થાય તો શાસ્ત્ર અપ્રામાણિક થાય! અને શાસ્ત્રની અપ્રમાણિક્તા તો ઇષ્ટ નથી! આથી ઉપરનો નિયમ યોગ્ય લાગતો નથી. જવાબ વાળતા કહે છે –

## अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥ १६ ॥

तु=પરતુ अग्निहोत्रादि=અગ્નિહોત્ર વેદાનુવચન વગેરે આશ્રમકર્મ પરમાત્મજ્ઞાન થતા નાશ પામતા નથી કેમકે तत्=તે અગ્નિહોત્રાદિ કાર્યો तत्कार्यायैव=જ્ઞાનરૂપ કાર્યને માટે જ હોય છે કેમકે तद्दर्शनात् એવુ શ્રુતિ દર્શન છે

બ્રહ્મજ્ઞાનથી અગ્નિહોત્ર વગેરે આશ્રમકર્મ નાશ પામતુ નથી કેમકે જ્ઞાન તો તેમનુ કાર્ય છે શાસ્ત્રવિહિત કર્મો જો ફળદૃષ્ટિ છોડીને યથાશાસ્ત્ર

આચરવામાં આવે તો ચિત્તશુદ્ધિ દ્વારા જ્ઞાનના પ્રકટય માટે તેઓ સચિવ થાય છે. એવું પ્રકટ થવા માંડતું જ્ઞાન, જ્યાં સુધી તે કર્મ પોતાનું ફળ આપી નથી રહેતું ત્યાં સુધી, તેનો સંપૂર્ણ નાશ કરવા સમર્થ છતાં, પોતાના ઉદય માટે જવાબદાર કર્મનો નાશ કરવા શક્તિમાન થતું નથી. કેમકે વિરોધનો જ અભાવ છે. ઉપરાંત તે વખતે તે હોતું પણ નથી. તો જેની સાથે વિરોધ નથી, જે તે કાળે-કર્મકાળે હોતું નથી તે કર્મ તે જ્ઞાનથી નાશ ન પામે અને મોક્ષરૂપે ફળતું હોઇને જ્ઞાન તો સર્વોત્તમ કાર્ય છે. જે કર્મોનું જ્ઞાનરૂપી સર્વોત્તમ કાર્ય હોય તેમનું અનાચરણ ઘટતું નથી. જ્ઞાન કે જેનું સીધું અને મહા રમણીય કમનીય-ફળ મોક્ષ છે તે જ્ઞાન તો કર્મનું કાર્ય છે. શ્રુતિ કહે છે **तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसा अनाशकेन**-તે આ બ્રહ્મતત્ત્વને બ્રાહ્મણો વેદના સ્વાધ્યાયથી યજ્ઞ-દાન અને અનાશક તપથી જાણવાને ઇચ્છે છે. (બૃ૦ ૪-૪-૨૨) અને કારણ હોય તો કાર્ય અસ્તિમાં આવે. શાસ્ત્રીય કર્મનું શાસ્ત્રીય રીતે ઉચિત અનુષ્ઠાન હોય તો તેનું જ્ઞાનરૂપી ફળ મળે. આથી શાસ્ત્રના અપ્રમાણ્યરૂપી દોષ આવતો નથી. આથી ઉપલો નિર્ણય યોગ્ય છે. આથી જ્ઞાન જેનું કાર્ય છે, એવાં આશ્રમકર્મરૂપી અગ્નિહોત્રાદિનો તે સુકૃતમાં પ્રવેશ થતો નથી. કેમકે અપવાદને છોડી ઉત્સર્ગ સર્વત્ર વર્તે છે એવી શાસ્ત્રમર્યાદા છે. ॥ ૧૬ ॥

અગ્નિહોત્ર વગેરે આશ્રમ કર્મોથી ભિન્ન એવી બીજી કઈ સુકૃતિ છે જેને બ્રહ્મજ્ઞાન વિનષ્ટ કરે છે! કહે છે કેઃ–

## अतः अन्यापि ह्येकेषामुभयोः ॥ १७ ॥

अतः=અગ્નિહોત્ર વગેરે આશ્રમ કર્મોથી अन्यापि=ભિન્ન એવી સુકૃતિ પણ છે हि-કેમકે एकेषां=વાજસનેયી શાખામાં उभयोः=બન્ને કર્મોનું દર્શન જેવામાં આવે છે.

અગ્નિહોત્ર વગેરે આશ્રમકર્મો ભેદાભેદે બે પ્રકારનાં છે. પહેલું ફળની અભિસંધિ સહિત કરાતું. બીજું ફળાભિસંધિ વિના આચરાતું. ફળાનુસંધાનપૂર્વક જો અગ્નિહોત્રાદિનું આચરણ હોય તો તે સ્વર્ગરૂપી ફળ આપે છે. જો ફળાભિસંધિ વિના તેમનું આચરણ હોય તો તે ચિત્ત શુદ્ધિ દ્વારા જ્ઞાનરૂપે ફળે છે. આ બન્ને પ્રકારનાં અગ્નિહોત્ર વગેરે આશ્રમકર્મોનું વાજસનેયી શાખા ફળભેદે પ્રતિપાદન કરે છે. **तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन**-(બૃ૦ ૪-૪-૨૨) આ છે જ્ઞાનફળ. अथ ये यज्ञेन दानेन तपसा लोकान् जयन्ति-હવે જે યજ્ઞ

જ્ઞાન તપથી લોકોને જીતે છે (બૃ૦ ૨–૧૬) આ છે સ્વર્ગફળ. આ પૈકી સાધન સંપત્તિના પ્રકર્ષે જન્મતું જ્ઞાન, સ્વર્ગાદિ જેનું ફળ છે એવાં સુકૃત કર્મોનો પૂર્ણનાશ કરે છે કેમકે તેની સાથે તેનો વિરોધ છે. નિષ્કામ ભાવે થતાં સુકૃતો સાથે બ્રહ્મજ્ઞાનનો કોઇ વિરોધ નથી. ॥ ૧૭ ॥

નિષ્કામ ભાવે કરેલાં અગ્નિહોત્રાદિ કર્મો જ્ઞાનના પ્રાકટ્ય માટે સમર્થ છે એમ કહ્યું. તો તે કર્મને ઉપાસનાની અપેક્ષા છે કે કેવળ તે જ્ઞાન પ્રાકટ્ય માટે સમર્થ છે? विविदिषन्ति यज्ञेन (બૃ૦ ૪–૪–૨૨) આવી અવિશિષ્ટ શ્રુતિ હોઇને કેવળ તે કર્મ જ જ્ઞાનજનન માટે સમર્થ છે એવો પૂર્વપક્ષ થતા કહે છે:–

## यदेव विद्ययेति हि ॥ १८ ॥

हि=કેમકે છાંદોગ્યોપનિષત્ "यदेव विद्यया" (છાં૦ ૧–૧–૧૦) આવું કહે છે. इति=તેથી ઉપાસનાસહિત કર્મ જ્ઞાનરૂપી કાર્ય માટે શક્તિમાન થાય છે એમ જાણવું

**यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्यवत्तरं भवति**– નિશ્ચય જે કર્મ મનુષ્ય જ્ઞાનપૂર્વક કરે છે, શ્રદ્ધા અને અંતરાત્મા બ્રહ્મના જ્ઞાનપૂર્વક કરે છે તે જ કર્મ સૌથી વધારે સમર્થ–સમૃદ્ધ ફળવાળું થાય છે (છાં૦ ૧–૧–૧૦) આવી છે શ્રુતિ. વિદ્યા એટલે ઉપાસના. ઉપાસના યુક્ત કર્મ વધારે બળવાન થાય છે એવો એનો સ્પષ્ટ આશય છે. આથી ઉપાસના અને કર્મ ઉભયનું અનુષ્ઠાન યોગ્ય છે. એ બે મળીને જ્ઞાનરૂપી કાર્ય પ્રભવે છે. આથી જ્ઞાનની શીઘ્ર પ્રકટતા માટે મુમુક્ષુએ બન્નેનું–કર્મ અને ઉપાસના–બન્નેનું આચરણ કરવું. કર્મ–જ્ઞાન બન્નેનું આચરણ કરવું ઘટે. ॥ ૧૮ ॥

જ્ઞાનીના પ્રારબ્ધનો નાશ કેવી રીતે થાય છે?

## भोगेनत्वितरे क्षपयित्वा संपद्यते ॥ १९ ॥

इतरे=બીજાં–સચિત અને ક્રિયમાણ વિનાના બીજા પ્રારબ્ધરૂપ શુભાશુભ કર્મો तु=તો भोगेन=ઉપભોગ દ્વારા क्षपयित्वा=ક્ષીણ કરીને संपद्यते=તે જ્ઞાની પરમાત્માને પ્રાપ્ત થાય છે.

બ્રહ્મજ્ઞાનનાં સામર્થ્યે સંચિત અને ક્રિયમાણનો અસ્પર્શ થાય છે બાકી રહ્યા છે હવે પ્રારબ્ધકર્મ અને એ તો ભોગવ્યે જ છૂટકો. ભોગ દ્વારા તે કર્મોનો નાશ થતાં અંતે એવા મહાત્માને બ્રહ્મપ્રાપ્તિ થાય છે. શ્રુતિઓલ

છે કેઃ-तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये-તેને ત્યાં સુધી જ વિલંબ છે જ્યાં સુધી એ શરીરથી નથી છૂટયો-હવે તે સદ્બ્રહ્મને પ્રાપ્ત થાય છે. -આ નિશ્ચય છે. (છાં૦ ૬-૧૪૬૨) ब्रह्मैव सन् ब्रह्माप्येति-બ્રહ્મ હોઇને તે બ્રહ્મને જ પામે છે. (છાં૦ ૪-૪-૬) અને એની પ્રારબ્ધ ભોગવવાની પણ એક મહિમામયી રીત હોય છે. પ્રારબ્ધભોગે પણ એ પરમ પ્રસન્ન હોય છે. જ્ઞાનનું જ એ અવર્ણનીય માહાત્મ્ય છે. ॥ ૧૯ ॥

इति चतुर्थाध्याये

॥ प्रथमः पादः ॥



ॐ

# अथ ब्रह्मसूत्रसाधनभाष्ये

## चतुर्थाध्याये

### ॥ द्वितीयपादः ॥.

કર્મ, ઉપાસના અને જ્ઞાન આ ત્રણનું પ્રકરણ છે. કર્મ અને ઉપાસનાં જ્ઞાનનાં સાધન છે, તે બેનું સાધ્ય છે જ્ઞાન. મુક્તિ જ્ઞાનનું ફળ છે. એ મુક્તિનો વિચાર આગળ સવિસ્તર આવશે. કર્મનું પોતાનું ગણાય એવું ફળ છે તે અન્તરિક્ષ લોકની પ્રાપ્તિ છે. कर्मणा पितृलोकः (બૃ૦ ૧-૫-૧૬) એવી તો શ્રુતિ છે. સ્વર્ગલોક-પિતૃલોક-અંતરિક્ષ લોક-આ બધા સમાનાર્થક શબ્દો છે. વૈરાગ્યની ઉત્પત્તિ માટે એની વિચારણા ત્રીજા અધ્યાયના પ્રથમ પાદમાં કરી છે. દેવલોકની પ્રાપ્તિ ઉપાસનાનું સ્વતંત્ર ફળ છે. શ્રુતિ કહે છે કેઃ-विद्यया देवलोकः વિદ્યાથી દેવલોક. (બૃ૦ ૧-૫-૧૬) વિદ્યા એટલે ઉપાસના. દેવલોક-દ્યુલોક-કાર્યબ્રહ્મલોક વગેરે સમાનાર્થક શબ્દો છે. ફલત્વની સમાનતા હોઇને હવે તેની વિચારણા પ્રાપ્ત થાય છે. અને એનો આધાર જીવાત્માની શરીરમાંથી ઉત્ક્રાન્તિ ઉપર નિર્ભર છે. શરીરમાંથી સરકે નહીં ત્યાં સુધી એની ગતિ થાય નહીં. ઉપરાંત જેમ રાજા તેમ જીવ એકલો તો બહાર કદી જાય નહીં. રાજાનો જેમ રસાલો તેની સાથે હોય તેમ જતા જીવનો પણ રસાલો હોય છે. આ રસાલો તે વાગાદિ સંપત્તિ, ત્યાંથી શરૂ કરી નાડી દ્વારા બહાર નિષ્ક્રાન્તિ સુધી અને ત્યાંથી દેવલોક સુધીની ગતિ વિચારણીય છે. આથી એનો વિસ્તારપૂર્વક વિચાર કરવા માટે આ ઉત્ક્રાન્તિ પાદની શરૂઆત છે. સૌથી પહેલાં તેની વાક્સંપત્તિ નો વિચાર કરતાં કહે છે કે-

**वाङ्मनसि दर्शनात् शब्दाच ॥ १ ॥**

वाङ्=મરનારની, પહેલા, વાગિન્દ્રિય मनसि=મનમાં=ઇન્દ્રિયોના નાયક ચિત્તમાં લીન થઇ જાય છે.-સંપત્તિ થાય છે કેમકે दर्शनात्=વાણીના વ્યાપારનો અભાવ દેખાતો હોઇને च=અને તે ઉપરાંત शब्दात्=શ્રુતિનો પણ બોલ હોઇને.

શરીરમાંથી ઉત્ક્રમણ કરનાર જીવની સૌથી પ્રથમ વાગિન્દ્રિય મનમાં લીન થાય છે. અને આ વાત પ્રત્યક્ષ જોવામાં આવે છે. મરનારથી, મરવાની અણી વખતે, ઇચ્છે છતાં, બોલાતુ નથી. આ વાણીના વ્યાપારનો અભાવ

વાગિન્દ્રિયના મનમાં લયને લઇને છે. ઉપરાંત શ્રુતિ પણ આ વાત કહે છેઃ- વાણીની મનમાં સંપત્તિ દર્શાવતાં કહે છેઃ-अस्य सोम्य पुरुषस्य प्रयतः वाङ् मनसि संपद्यते मनः प्राणे, प्राणस्तेजसि तेजः परस्यां देवतायां- હે સોમ્ય ! મરી જતા આ પુરુષની વાણી મનમાં લીન થાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં (ઉદાનમાં) અને તેજ પરદેવતામાં-સદ્ બ્રહ્મમાં લીન થાય છે. (છાં० ६-८-६) આથી મરણોન્મુખની વાણી મનમાં લીન થાય છે. ॥ १ ॥

ત્યારબાદ કઈ ઇન્દ્રિય મનોમય થાય છે ? તો કહે છે.

## अत एव सर्वाण्यनु ॥ २ ॥

अत. एव=દર્શન અને શ્રુતિને લઇને જ अनु=વાણીની પાછળ પાછળ सर्वाणि= વાગ્ ઇન્દ્રિય સિવાયની બીજી ઇન્દ્રિયો પણ મનોમય જ થઇ જાય છે.

મુમુક્ષની વાણી મનમાં અસ્ત પામતાં, બાકીની ચક્ષુ વગેરે ઇન્દ્રિયો પણ વાણીને જ અનુસરે છે. અર્થાત્ બીજી બધી ઇન્દ્રિયો મનમાં લીન થાય છે. વાણીનો લય થતાં ઇતર ઇન્દ્રિયો, સરિતાઓ જેમ સમુદ્રમાં, તેમ મનમાં મળી જાય છે. આ પ્રત્યક્ષ છે. ઉપરાંત શ્રુતિ પણ કહે છે કેઃ तस्मादुपशान्ततेजाः पुनर्भवं इन्द्रियैः मनसि संपद्यमानैः-તેથી જેના શરીરનો અગ્નિ (ઉષ્મા) ઠંડો પડી જાય છે તેના મનમાં લીન થયેલ ઇન્દ્રિયો ઠંડી પડી જાય છે તે મનમાં લીન થયેલ ઇન્દ્રિયો સહિત પુનર્જન્મને પ્રાપ્ત થાય છે. (प्रश्न० ३-९) આથી ઇતર ઇન્દ્રિયો વાગિન્દ્રિય પછી મનમાં અસ્ત પામે છે. ॥ २ ॥

એ સમસ્ત ઇન્દ્રિયોથી સંપન્ન મન ક્યાં લીન થાય છે ? તો કહે છે કેઃ-

## तन्मनः प्राण उत्तरात् ॥ ३ ॥

तन्मनः=તે મન-સર્વેન્દ્રિયોથી સંપન્ન મન प्राणे=મુખ્ય પ્રાણમાં સંપન્ન થાય છે. उत्तरात्=શ્રુતિના ઉત્તરવાક્યથી આ નિર્ણીત છે.

શ્રુતિના ઉત્તરવાક્યથી નિર્ણય થાય છે કે સમસ્ત ઇન્દ્રિયોથી સંપન્ન મન પ્રાણમાં લીન થાય છે. શ્રુતિ કહે છે કે मनः प्राणे-મન પ્રાણમાં લીન થાય છે. (છાં० ६-८-६) અંતઃકરણની સાધારણ વૃત્તિ તે મુખ્ય પ્રાણ છે. તો તે વેળા ઇન્દ્રિયો સહિત મન પોતાના સંકલ્પ વિકલ્પ રૂપ અસાધારણ રૂપને તજી પ્રાણમાં ઠરે છે. ॥ ३ ॥

તો પછી તે વેળા પ્રાણ ક્યાં ઠરે છે? તો કહે છે કેઃ

## सोऽध्यक्षे तदुपगमादिभ्यः ॥ ४ ॥

સઃ=તે મુખ્ય પ્રાણ અધ્યક્ષેઃ=સર્વકરણના નાયક વિજ્ઞાનાત્મા જીવમાં સંપન્ન થાય કેમકે તદુપગમાદિભ્યઃ=જીવાત્મા પાસે આગમન, અનુગમન, અવસ્થાન વગેરે હેતુઓથી આ સિદ્ધ થાય છે.

ઇન્દ્રિયો, મન વગેરેથી સંપન્ન મુખ્ય પ્રાણ, તે વેળા, જીવાત્મામાં સંપન્ન થાય છે, આ વાત ઉપગમન-અવસ્થાન-વગેરે હેતુઓ દ્વારા નિશ્ચિત થાય છે. શ્રુતિનો બોલ છે કે મરણકાળે **एवं एव इमं आत्मानं अन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति, यत्र एतत् ऊर्ध्वोच्छ्वासी भवति**-એ જ પ્રમાણે અન્તકાળે આ આત્મામાં પહોંચે છે તમામ પ્રાણો. જ્યારે એ ઊંચા શ્વાસવાળો થાય છે. (બૃ૦ ૪-૩-૩૮) આમાં ઉપગમન, **तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति**-ઉત્ક્રમણ કરે છે. (બૃ૦ ૪-૪-૨) માં અનુગમન, **सविज्ञानो भवति**-વિજ્ઞાનવાળો થાય છે. (બૃ૦ ૪-૪-૨) માં અવસ્થાન બતાવે છે. વિજ્ઞાન એટલે સમસ્ત કરણોથી સંપન્ન બુદ્ધિ. પ્રાણ બુદ્ધિનો સાર છે. આથી બુદ્ધિસહિત તેનું અવસ્થાન છે. આમ મુખ્ય પ્રાણ જીવાત્મામાં સંપન્ન થાય છે. ॥ ૪ ॥

તો પછી પ્રાણથી સંપન્ન જીવાત્મા તે વેળા ક્યાં સંપન્ન થાય છે? તો કહે છેઃ-

## भूतेषु तच्छ्रुतेः ॥ ५ ॥

ભૂતેષુ=સ્થૂળ શરીરના બીજરૂપ પંચ સૂક્ષ્મભૂતોમાં સંપન્ન થાય છે કેમકે તત્ શ્રુતેઃ=તેવું પ્રતિપાદન કરનારી શ્રુતિ છે

જીવાત્મા તેજસહચારી પંચસૂક્ષ્મભૂતોમાં સંપન્ન થાય છે. સૂક્ષ્મભૂતોને તન્માત્રાઓ કહે છે. આવું પ્રતિપાદન કરનાર શ્રુતિબોલ છે. **'प्राणस्तेजसि'** (છાં૦ ૬-૮-૬) અર્થાત્ પ્રાણ સંપન્ન જીવાત્મા તેજઃપ્રધાન પાંચ તન્માત્રાઓમાં સંપન્ન થાય છે. ॥ ૫ ॥

આ ઠેકાણે પૂર્વપક્ષી શંકા કરે છે કેઃ-**प्राणस्तेजसि**-(છાં૦ ૬-૮-૬) આ શ્રુતિ અનુસાર એકલાં તેજસ્ તત્ત્વમાં જ પ્રાણ સંપન્ન જીવાત્માની સંપત્તિ કેમ ન માનવી? તો તેનો જવાબ વાળતાં કહે છે કેઃ-

## नैकस्मिन् दर्शयतो हि ॥ ६ ॥

एकस्मिन्=એક તેજમાં न=પ્રાણ સંપન્ન જીવાત્મા સંપન્ન થતો નથી हि=કેમકે दर्शयतः=શ્રુતિ સ્મૃતિઓ પાંચ સૂક્ષ્મભૂતોમાં તેની સંપત્તિ દર્શાવે છે.

મરણ કાળે વાગ્થી માંડીને તે પ્રાણપર્યન્તના પરિવારથી સંપન્ન જીવાત્માના સ્થૂળ દેહના બીજરૂપ પંચ સૂક્ષ્મભૂતોમાં સંપત્તિ, શ્રુતિ અને સ્મૃતિઓ દર્શાવે છે. पृथिवीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयः- પૃથ્વીમય, પાણીમય, વાયુમય, આકાશમય, તેજોમય (બૃ૦ ૪-૪-૫) વગેરે શ્રુતિઓ છે. अण्व्यो मात्राः विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः। ताभिः सार्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः-જે પાંચ સૂક્ષ્મ વિનાશી માત્રાઓ છે તેની સાથે આ બધું આનુપૂર્વિક પ્રકટ થાય છે. (મનુ૦ ૧-૨૭) આમ પંચ સૂક્ષ્મભૂતોમાં સંપત્તિ દર્શાવનારાં શ્રુતિ સ્મૃતિ વાકયો છે તો પછી એક તેજસ તત્ત્વમાં જ સંપન્ન થાય છે એમ માનવું બરાબર નથી. તેજસ્તત્ત્વ પ્રધાન છે. પણ તે તેના સહચારી ઈતર તત્ત્વોનું પણ ઉપલક્ષક છે આથી પ્રાણસંપન્ન જીવાત્મા મૃત્યુકાળે પંચતન્માત્રાઓમાં સંપત્તિ પામે છે.

ઉપરાંત બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્કય અને આર્તભાગના સંવાદમાં, મરણ વેળાએ સમસ્ત ઈન્દ્રિયોનો ઉપસંહાર થતાં क्वायं तदा पुरुषो भवति- ત્યારે આ પુરૂષ કયાં હોય છે? (બૃ૦ ૩-૨-૧૬) આ શરૂઆત કરી, જીવાત્મા કર્માશ્રયે હોય છે, એમ દર્શાવે છે કે तौ ह यदूचतुः कर्म हैव तत्प्रशंसतुः-તે એ બેએ નિશ્ચય જે કહ્યું તે કર્મ જ કહ્યું. તે બેએ જે પ્રશંસા કરી તે કર્મની જ પ્રશંસા કરી (બૃ૦ ૩-૨-૧૩) આ શ્રુતિ સૂક્ષ્મ ભૂતમાં સંપન્ન જીવાત્માનું સ્વકર્મ પ્રયુક્ત દેહાન્તરમાં ગમન બતાવનારી છે કેમકે पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन-પુણ્ય કર્મથી પુણ્યશાળી, પાપથી પાપી થાય છે. (બૃ૦ ૩-૨-૧૩) એવો ત્યાં વાકયશેષ છે ઉપરાંત तदेव सक्तः सह कर्मणैति लिंगंमनोयत्र निषिक्तमस्य-તેમાં જ ચોંટેલો, કર્મો સહિત જેમાં એનું મન ચોંટયું હોય છે ત્યાં, લિંગ શરીર જાય છે. (બૃ૦ ૪-૪-૬) એવી બીજી શ્રુતિ પણ છે. વળી વાક્થી માંડીને તે પંચ સૂક્ષ્મભુત સુધીનું છે લિંગ શરીર. તે શરીરથી સંપન્ન જીવાત્મા દેહાન્તરમાં પ્રવેશ્યા માટે સ્વકર્મથી પ્રયુક્ત થઈને ઉત્ક્રાન્તિ કરે છેઃ-આ છે રહસ્ય. ॥૬॥

તો શું આવી ઉત્ક્રાન્તિ કેવળ ઉપાસકોની જ થાય છે કે કર્મીઓની પણ? જવાબ વાળતાં કહે છેઃ-

## समानाचाऽऽसृत्युपक्रमादमृतत्वंचानुपोष्य ॥ ७ ॥

આસૃત્યુપક્રમાત=સૃતિ એટલે ગતિ: ઉપક્રમ એટલે આરંભ; લોકાન્તર ગતિના આરંભથી માંડીને બહિર્નિષ્ક્રમણની મુખ્ય નાડીમા પ્રવેશથી પહેલાં સમાના ચ=સરખી જ છે ઉપાસકો અને કર્મીઓની મરણકાલીન સંપત્તિ. ચ=કેમકે અનુપોષ્ય=શરીરને તજીને અમૃતત્વં=અર્ચિ વગેરે માર્ગ દ્વારા-બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ અમૃતત્વ ઉપાસકો પામે છે અને કર્મીઓ ધૂમાદિમાર્ગે પિતૃલોકને પામે છે.

वाङ्मनसि संपद्यते-વાણી મનમાં લીન થાય છે. (છાં૦ ૬-૮-૬) વગેરે જે આ ઉત્ક્રાન્તિની ચર્ચા છે તે જ્યાં સુધી ગતિનો સાક્ષાત્ આરંભ ન થાય ત્યાં સુધી ઉપાસક કે કર્મીઓ માટે સરખી જ હોય છે. કેમકે એમાં વિશેષનું કાંઈ કારણ નથી. ઉત્ક્રાન્તિનો અર્થ જ ગતિ થાય છે. શરીરમાંથી ઉત્ક્રાન્તિ ન થાય તે ગન્તવ્ય દેશમાં જાય કેવી રીતે? અને ગન્તવ્યના ભેદ થાય છે. કર્મીઓ ધૂમાદિ માર્ગે શરીરમાંથી બહાર નીકળી સ્વર્ગમાં સંચરે છે. બ્રહ્મોપાસકો દેવયાન માર્ગે કાર્યબ્રહ્મલોકમાં સંચરે છે. આ બન્ને ગતિઓનો સાક્ષાત્ વેદમાં ઉલ્લેખ છે. द्वे सृती अशृणवं पितॄणामहं देवानामुत मर्त्यानाम्। ताभ्यामिदं विश्वमेजत्समेति यदन्तरा पितरं मातरं च। મેં પિતરો પાસેથી બે ગતિ સાંભળી છે. એક દેવોની, બીજી માનવોની. આ હાલતું વિશ્વ તે બે દ્વારા અને તેની વચ્ચેની ગતિ દ્વારા માતાપિતાને પામે છે. (ઋ૦ ૮-૪-૧૨-૧૫) જેમ પોતાની મરજી મુજબના દેશમાં જવા ઇચ્છનાર પથિકોના ગન્તવ્યભેદે ગતિભેદ થાય છે છતાં ગતિના આરંભ પર્યંત તેને અનુકૂળ નગરમાં બહાર નીકળવાનો માર્ગ ભિન્ન હોતો નથી તેમ બ્રહ્મલોક પિતૃલોક વગેરે ગન્તવ્ય પ્રદેશના ભેદે ગતિભેદ હોવા છતાં ઉપાસકો કે કર્મીઓ જ્યા સુધી આ શરીરરૂપી નગરીમાં છે અને બહાર જવા ઉત્સુક કે તૈયાર નથી ત્યાં સુધી શરીરમાથી ઉત્ક્રાન્તિરૂપ વાણીથી માંડીને ભૂત સંપત્તિ પર્યન્તનો સંપત્તિક્રમ ભેદાતો નથી. પથિકો જેમ નગરની અંદર ચત્વર ઉપર ભેગા મળે તેમ વાગાદિ પણ શરીર નગરીના ચત્વરરૂપ હૃદયમાં ભેગા મળે છે. બહાર નિષ્ક્રમણના દ્વારરૂપ નાડીના મુખથી ઉપાસકો અને કર્મીઓની ગતિનો આરંભ થાય છે. અને બહાર નીકળવાની અનેક નાડીઓનો હૃદય સાથે સંબંધ છે. ત્યાંથી જ મરણ સમયે વાગાદિ પરિવારથી વીંટળાયેલા તમામ જીવો તેતે નાડી દ્વારા પોતપોતાના જ્ઞાનં કર્માનુસાર પ્રયાણ કરે છે. શ્રુતિ કહે છે:-शतं चैका च हृदयस्य नाड्यः तासां मूर्धानं अभिनिःसृतैका। तया ऊर्ध्वं आयन् अमृतत्वमेति विश्वङ् अन्या उत्क्रमणे भवन्ति ॥ હૃદયની નિશ્ચય એકસો એક નાડીઓ છે

તેમાંથી એક મસ્તક તરફ નીકળેલી છે. તે દ્વારા બહાર નીકળનાર પુરુષ અમૃતત્વને પામે છે. બીજી નાડીઓ ઉત્ક્રમણમાં ભિન્ન ભિન્ન ગતિઓ આપવાવાળી થાય છે. (કઠ૦ ૬-૧૬) ઉપલી શ્રુતિમાં **एका** એટલે સુષુમ્ણા નાડી **तयोर्ध्वमायन्**-આ વાક્યગુચ્છ ઉપાસકોને ઉદ્દેશીને છે. **विष्वङ् उत्क्रमणे भवन्ति**-આ કર્મી માત્રને અભિપ્રાયે છે. સુષુમણા નાડી દ્વારા બ્રહ્મોપાસકોનું બ્રહ્મલોકમાં ગમન સ્વયં આચાર્ય કહેશે. અને બ્રહ્મલોકમાં પરવરેલા ઉપાસકો માટે ભાગે બ્રહ્મસાક્ષાત્કાર પામીને અમૃતત્વ ભોગવે છે. **तत्र प्राप्तविवेकस्यानावृत्तिश्रुतिः** (સાં૦ ૧-૯૩) આવું સાંખ્ય દર્શન પણ છે, આ વાતને હૃદયમાં ધારીને જ સૂત્રમાં બ્રહ્મલોકને બદલે **अमृतत्वं**નો પ્રયોગ છે. ॥ ૭ ॥

તો બ્રહ્મલોકની પ્રાપ્તિ માટે પરવરતા જીવો જેમ સ્થૂળ શરીરનો ત્યાગ કરે છે તેમ સૂક્ષ્મ શરીરનો ત્યાગ પણ કરે છે, એમ કેમ ન માનવું? તો કહે છે કેઃ-

## तदापीतेः संसारव्यपदेशात् ॥ ८ ॥

તત્=તે લિંગ શરીર આ+અપીતેઃ=મુક્તિ સુધી ટકે છે કેમકે संसारव्यपदेशात्= શરીર હોય ત્યાં સુધી સંસારનો વ્યપદેશ હોય છે.

અહીં જીવાત્માની પ્રવ્રજ્યાના કારણરૂપ અને તેના-જીવાત્માના આશ્રયરૂપ લિંગ શરીર અંગે ચર્ચા છે. તો સંશય એ છે કે આ લિંગ શરીર સંસાર હોય ત્યાં સુધી જ ટકે છે કે તે પછી મોક્ષાવસ્થામાં પણ ટકે છે. મોક્ષમાં પણ તે ટકે છે એવો પૂર્વપક્ષ છે, સંસાર હોય ત્યાં સુધી જ ટકે છે એવો છે સિદ્ધાન્ત પક્ષ.

પૂર્વપક્ષી કહે છે કે જેમ સંસાર અવસ્થામાં તેમ મોક્ષાવસ્થામાં પણ લિંગશરીર ટકતું જ હોવું જોઈએ, કેમકે લિંગશરીર ભોગનું સાધન છે. એ સાધન જો મોક્ષ અવસ્થામાં ન હોય તો તેને તે કાળે ભોગ ન સંભવે! અને ભોગ તો સંસારની પેરે મોક્ષમાં પણ છે. શ્રુતિ કહે છે:- ***सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता***-તેને જે જાણે છે તે સર્વસાક્ષી બ્રહ્મની સાથે તમામ કામનાઓને પ્રાપ્ત થાય છે. (તૈ૦ ૨-૧) **स तत्र पर्य्येति जक्षत् क्रीडन् रममाणः स्त्रीभिः वा यानैः वा ज्ञातिभिर्वा**- કોઈ વેળા સ્ત્રી સાથે, કોઈક વેળા રથાદિ સાથે તો કદાચિત્ જાતિ-ભાઈઓ સાથે, હસતો, ખેલતો, આનંદ કરતો, આ બધું કરે છે. **(છાં૦ ૮-૧૨-૩)**

ઉપરાંત જીવાત્મા સ્વરૂપે નિષ્ક્રિય છે. તેની ક્રિયાનું નિમિત્ત છે લિંગ શરીર અને જેમ સંસારમાં તેમ મોક્ષમાં તેની-જીવની ક્રિયા હોય છે એમ શ્રુતિ દર્શાવે છે કે:-**यत्र देवाः अमृतत्वमानशानास्तृतीये धामन अध्यैरयन्त** જેમ ત્રીજા ધામમાં દેવો અમૃતત્વનો ભોગ કરતા હોઇને રહે છે. (યજુ૦ ૩૨-૧૦) **अथ ये इह आत्मानं अनुविद्य व्रजन्ति एतांश्च सत्यान् कामान् तेषां सर्वेषु लोकेषु कामचारो भवति**-જેઓ અહીં આત્માને જાણીને અને સત્યકામો પ્રાપ્ત કરીને પરવરે છે તેઓને માટે સર્વલોકમાં કામચાર-સ્વાધીન વર્તન થાય છે. (છાં૦ ૮-૧-૬) અને આથી મોક્ષાવસ્થામાં સંસારાવસ્થા પેરે લિંગશરીર રહેવું જોઇએ, આનો જવાબ આ સૂત્રમાં છે.

સુખદુઃખનો અનુભવ એટલે ભોગ અને જીવાત્માને આ પ્રકારનો ભોગ તો શરીર હોય ત્યા સુધી જ શ્રુતિ કહે છે કે હોય છે. શરીર બાદ એ હોતો નથી. શ્રુતિ કહે છે કે:-**मात्तो ह वै सशरीरः प्रियाप्रियाभ्याम्। न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपतिरहस्ति**-નિઃસંદેહ સશરીર પુરૂષ સુખદુઃખથી પકડાયેલો છે કેમકે સશરીર પુરૂષને માટે પ્રિયાપ્રિય-સુખદુઃખની નિવૃત્તિ નથી જ (છાં૦ ૮-૧૨-૧) આથી સંસારની પેરે મોક્ષમા પણ જો લિંગ શરીર રહેતુ હોય તો પછી સંસાર જ મોક્ષ નામે પંકાય છે એમ કહેવું રહે છે. અને મોક્ષમા પણ જો લિંગ શરીર રહેતું હોય તો તો પછી ભોગનો અનુભવ પણ અનિવાર્ય જ થાય-અને જો તેમ જ હોય તો પછી મોક્ષને માટે શાને ઇચ્છા કરવી? કોણ ઇચ્છા કરે? આથી મોક્ષમા લિંગ શરીર હોતુ નથી. **सोऽश्नुते सर्वान् कामान्** શ્રુતિ તો સર્વાનન્દની પ્રાપ્તિ મુક્તાત્માને થાય છે એ બતાવવા પૂરતી છે. હાથીના પગમા જેમ ઇતર પગો, તેમ બ્રહ્માનન્દમા સમસ્ત આનંદો સમાય છે, એ બતાવવુ એ શ્રુતિનુ તાત્પર્ય છે તેમા વપરાયેલ "કામ" શબ્દ મનુષ્યાદિ આનન્દનો વાચક છે. પદાર્થ વાચક નથી. ઉપરાંત **स तत्र पर्येति जक्षत्** વગેરે શ્રુતિ, બ્રહ્મજ્ઞાનના માહાત્મ્યના વર્ણન દ્વારા જીવન્મુક્તોના ઐશ્વર્યનો વિસ્તારમાત્ર બતાવે છે. સ્ત્રી વગેરે સાથે રમણના કોઈ અહીં પ્રતિપાદન નથી ઉપરાત ગતિને માટે પણ લિંગ શરીરની મોક્ષાવસ્થામા જરૂર હોતી નથી કેમકે અભિષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે ગતિ અપેક્ષિત હોય છે પરમાત્માની પ્રાપ્તિ કરતાં વધારે અભીષ્ટ કોઇ વસ્તુ જ નથી. અને તે તો મળી ચૂકી છે અને આથી ગતિની જરૂર નથી. ઉપરાંત **यत्र देवाः** શ્રુતિમાં દેવાઃ નો અર્થ ઉપાસકો એવો છે, જ્ઞાની એવો નથી. ઉપરાત મુક્તાઓને શરીર હોય છે એવું ક્યાયે સાંભળવામાં

આવ્યું નથી. તેનો શરીરાભાવ તો શ્રુતિ કહે છેઃ–**शतं मा पुरः आयसीः अरक्षन् अधः श्येनो जवसा निरदीयम्**–સેંકડો લોખંડી નગરોને ન રક્ષતો આ બાજ જેવો આત્મા તેમને વેગથી ભેદી નાંખે છે. (ऋ० ३-६-२६-१) **तथा विद्वान् नामरूपाद् विमुक्तः परात्परं पुरुषं उपैति दिव्यम्**–તેમ પરબ્રહ્મનો જાણકાર નામ અને રૂપમાંથી અત્યંત છૂટેલો હોઇને અવ્યકતથી પર એવા અદ્દભુત પરમ પુરુષ પરમાત્મામાં મળી જાય છે. (मु० ३-२-८) **ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः**–દેવને જાણીને તમામ બંધનોમાંથી મુકત થાય છે. (श्वे० २- ઉપરાંત **एवः सम्प्रसादोऽस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिः उपसंपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते स उत्तमः पुरुषः**–એ જ મુજબ, આ સમ્પ્રસાદ સુષુપ્તિ અવસ્થાને પામેલો પુરુષ–આત્મા, આ શરીરમાંથી ઊઠીને, પરમ જ્યોતિને પ્રાપ્ત કરીને નિજરૂપે પ્રકટ થાય છે. (छां० ८-१२-३) **तद् यथा अहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीत एवमेवेद शरीरं शेते । यथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव**–તે જેમ મરેલી સાપની કાંચળી ફેંકાયેલી હોઈને રાફડા ઉપર નિશ્ચેષ્ટ પડી રહે છે તેમ આ શરીર પડી રહે છે. ત્યાર બાદ આ શરીર હીન અમૃત આત્મા બ્રહ્મરૂપ જ તેજ રૂપ જ છે. (बृ० ४-४-७) આથી સંસારપર્યન્ત જ લિંગશરીર ટકે છે, મોક્ષમાં એ હોતું નથી. કાર્યબ્રહ્મલોક તો સંસારની અંદર જ આવે છે એટલે તે મોક્ષ નથી. આથી બ્રહ્મલોકની પ્રાપ્તિ માટે પ્રયાણ કરતા ઉપાસકોના સ્થૂલ શરીરનો ત્યાગ જ થાય છે, લિંગ શરીરનો ત્યાગ થતો નથી. ॥ ૮ ॥

જો મોક્ષ પર્યન્ત લિંગશરીર ટકતું હોય તો પછી એક દેહમાંથી નીકળતું અને બીજા શરીરમાં પ્રવેશતું અને વચ્ચે અટવાતું એ લિંગ શરીર કેમ દેખાતું નથી? ઉપરાંત ઘન પદાર્થોમાંથી પસાર થતું એ કેમ તેમની સાથે ટકરાતું નથી? જવાબ વાળતાં કહે છેઃ–

## सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥ ९ ॥

च=કેમકે सूक्ष्मं=તે સૂક્ષ્મશરીર સૂક્ષ્મ હોય છે, કેમ જાણ્યું ? તો તે બાબતમાં प्रमाणतः=અનુમાનથી तथोपलब्धेः=સૂક્ષ્મ તરીકે એ ઉપલબ્ધ છે.

લિંગ શરીર સૂક્ષ્મ છે. એ સૂક્ષ્મતા એટલે ઇન્દ્રિયોથી અગ્રાહ્યતા. એ સૂક્ષ્મ હોવાથી દેખાતું નથી. કેમકે લિંગ શરીરનું રૂપ અને સ્પર્શ અનુદ્દભૂત હોય છે. સ્વચ્છ હોવાથી તે ઘટ્ટ પદાર્થોથી પ્રતિહત થતું નથી. તેજ જેમ સ્વચ્છ હોઈને કાચ વગેરેથી પ્રતિહત થતું નથી તેમ લિંગશરીર પણ

સ્વચ્છ હોઇને કોઈ મૂર્તદ્રવ્યથી પ્રતિકૂળ થતું નથી. એની સૂક્ષ્મતા અનુમાનગમ્ય છે. આથી લિંગ શરીર સૂક્ષ્મતમ છે એ સિદ્ધ છે. ॥ ૯ ॥

પ્રકારાન્તરે આ જ વાતને સિદ્ધ કરતાં કહે છેઃ-

**नोपमर्देनातः ॥ १० ॥**

અતઃ=તેથી તે લિંગ શરીર સૂક્ષ્મ છે આથી ઉપમર્દેન=એ સૂક્ષ્મ શરીરના અગ્નિદાહ વગેરેના નાશે ન=તેનો નાશ થતો નથી.

સૂક્ષ્મ ભૂતોનું બનેલું આ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ હોઇને જ સૂક્ષ્મ ભૂતો દ્વારા નીપજેલા શરીરના અગ્નિ વગેરે દ્વારા નાશે, નાશ પામતું નથી. સૂક્ષ્મ શરીર દ્વારા જીવાત્મા તેમાંથી નીકળી જાય છે. આથી અગ્નિદાહાદિથી તેને કષ્ટ થતું નથી. ॥ ૧૦ ॥

લિંગ શરીરના સદ્‌ભાવમાં લોકસિદ્ધ પ્રમાણ દેતાં કહે છે કે :-

**अस्यैव चोपपत्तेरेष उष्मा ॥ ११ ॥**

અસ્યૈવ=આ સૂક્ષ્મ શરીરની જ એષ=આપણને સૌને સ્થૂળ શરીરના સંસ્પર્શે સમજાતી આ ઉષ્મા=ગરમી હોય છે કેમકે ઉપપત્તેઃ=યુક્તિ એમ સિદ્ધ કરે છે-

સ્થૂલ શરીરમાં સ્પર્શે સમજાતી જે ગરમી છે તે આ લિંગ શરીરનો ધર્મ છે. કેમકે સ્થૂળ શરીર વિદ્યમાન હોય તો પણ મૃત્યુ અવસ્થામાં તેમાં તે દેખાતી નથી. આથી સ્થૂળ શરીરનો એ ધર્મ નથી. જેનો જે ધર્મ તે હોય ત્યાં સુધી તે તેમાં હોવો જ જોઇએ, જીવાત્મા ચેતન હોઇને પ્રકૃતિ ધર્મનો તે આશ્રય હોઇ શકે નહીં. તો છેવટે સ્થૂળ શરીર અને ચેતન સિવાય કોઇ બીજાનો જ એ ઊષ્મારૂપી ધર્મ હોવો ઘટે. તે જ સ્મૃતિસિદ્ધ લિંગશરીર છે. ॥ ૧૧ ॥

આમ લિંગ શરીર ભલે રહેતું પણ મોક્ષ પર્યંત તેનું ટકવું યોગ્ય લાગતું નથી કેમકે તેની ઉત્ક્રાન્તિનો નિષેધ કર્યો છે. આવી શંકાનું સમાધાન કરતાં કહે છે-

**प्रतिषेधादिति चेन्न शारीरात् ॥ १२ ॥**

પ્રતિષેધાત્=ઉત્ક્રાન્તિનો નિષેધ હોઇને મોક્ષ સુધી લિંગ શરીર રહે છે, એ વાત યોગ્ય નથી. ઇતિ=એમ જો કહેતા હો તો ન=એ ઠીક નથી. કેમકે શારીરાત્=શારીર એટલે પ્રત્યગાત્મા-તેને લઇને ઉત્ક્રાન્તિનો પ્રતિષેધ છે, શરીરને લઇને નહીં.

કદાચ આ શંકા થાય. મરનાર પુરૂષના લિંગશરીર નામના પ્રાણોના શરીરમાંથી ઉત્ક્રાન્તિનો નિષેધ જોવામાં આવે છે કેઃ–यत्रायं पुरुषो म्रियत उदस्मात् प्राणः क्रामत्याहो नेति । नेति होवाच याज्ञवल्क्यः । अत्रैव समवनीयन्ते स उच्छ्वयति आध्मायति आध्मातो मृतः शेते–જ્યારે આ પુરુષ મરે છે ત્યારે એનામાંથી પ્રાણો ઉત્ક્રમણ કરે છે કે નહીં? ના–એમ યાજ્ઞવલ્કયે કહ્યું, અહીં જ એના પ્રાણો મળી જાય છે વગેરે. (બૃ૦ ૩–૨–૧૧) જો એ મોક્ષ પર્યન્ત ટ્હેતું હોત તો તેની ઉત્ક્રાન્તિનો શ્રુતિએ નિષેધ ન કર્યો હોત. ઉપરાંત અહીં બ્રહ્મજ્ઞાનીના પ્રાણોત્ક્રાન્તિનો પ્રતિષેધ નથી. ઉપરાંત ઉપાસકો કે કર્મીઓના પ્રાણોત્ક્રમણના પ્રતિષેધની પણ કથા નથી. જેમ આગળ स एतास्तेजोमात्राः समभ्याददानो हृदयमेवान्वक्रामति–તે આ તેજની માત્રાઓને લેતો હોઇને હૃદયમાં જ સંક્રમણ કરે છે. (બૃ૦ ૪–૪–૧) આવી શરૂઆત કરી, तेन प्रद्योतेन एष आत्मा निष्क्रामति चक्षुष्टो वा मूर्ध्नो वा अन्येभ्यः । तं उत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति–તે પ્રકાશ દ્વારા આ આત્મા આંખ–મસ્તક કે શરીરના અન્ય ભાગોમાંથી નીકળે છે. તેના ઉત્ક્રમણ સાથે પ્રાણો ઉત્ક્રમણ કરે છે. (બૃ૦ ૪–૪–૨) આ દ્વારા અજ્ઞાનીના શરીરમાંથી ઉત્ક્રાન્તિનો પ્રકાર કહી–अन्यन्नवतरं कल्याणतरं रूपं कुरुते–બીજું વધુ નવું કલ્યાણતર રૂપ ધારણ કરે છે, (બૃ૦ ૪–૪–૪) આમાં શરીરનો પરિગ્રહ વર્ણવી प्राप्यान्तं कर्मणस्तस्य यत् किंचेह करोत्ययम् । तस्माल्लोकात् पुनरेत्यस्मै लोकाय कर्मणे–અહીં જે કાંઈ કરે છે તે કર્મનુ ફળ ભોગવ્યા બાદ તે લોકમાંથી આ–લોકના કર્મના ભોગ માટે પાછો આવે છે. (બૃ૦ ૪–૪–૬) આ શબ્દો વડે પ્રકરણને પૂર્ણ કરી अथाकामयमानः यः अकामः निष्कामः आप्तकामः आत्मकामः न तस्य प्राणा: उत्क्रामन्ति ब्रह्मैव सन् ब्रह्माप्येति–હવે જે કામનારહિત છે–જે અકામ–નિષ્કામ–આપ્તકામ છે તેના પ્રાણોનું ઉત્ક્રમણ થતું નથી. બ્રહ્મ હોઇને તે બ્રહ્મને જ પામે છે. (બૃ૦ ૪–૪–૬) એ શબ્દોમાં બ્રહ્મજ્ઞાનીનું પ્રકરણ આરંભી તેની પ્રાણોત્ક્રાન્તિનો પ્રતિષેધ કરે છે. અને આમ અહીં અજ્ઞાનીના પ્રકરણની પરિસમાપ્તિ કે જ્ઞાનીના પ્રકરણની શરૂઆત જોવામાં આવતી નથી–કે જેથી આ બ્રહ્મજ્ઞાનીના પ્રાણોત્ક્રાન્તિનો પ્રતિષેધ છે એમ સમજાય! અહીં તે ઉપરાંત બીજું કોઈ ચિન્હ નથી કે જેથી તેનું પ્રકરણ કલ્પી તેના પ્રાણોત્ક્રાન્તિનો પ્રતિષેધ સમજી શકાય. આમ બ્રહ્મજ્ઞાનીથી ભિન્ન બીજા કોઇ ઉપાસકો કે કર્મીઓની પ્રાણોત્ક્રાન્તિનો અહીં પ્રતિષેધ હોઈ શકે! અને તેનો પ્રતિષેધ હોય તો લિંગ શરીરનું મોક્ષ પર્યન્ત ટકવું સિદ્ધ થતું નથી. આથી મોક્ષ પર્યન્ત તે ટકે છે એમ કહેવું યોગ્ય

નથી. આવો પૂર્વપક્ષ થતાં સિદ્ધાન્તી કહે છે કે આ વાત બરાબર નથી. સાચુ. બ્રહ્મજ્ઞાનીથી ભિન્ન જીવોની પ્રાણોત્ક્રાન્તિનો પ્રતિષેધ છે પણ તે શરીરમાંથી નહીં પણ શારીર=પ્રત્યગાત્મામાંથી છે. કેમકે अस्मात् એ સર્વનામે તેનો પરામર્શ જ ઉચિત છે. શરીરનો પરામર્શ ઉચિત નથી. કેમકે તેનું પ્રકરણ નથી. અને શારીર પ્રત્યગાત્મામાંથી પ્રાણોત્ક્રાન્તિનો પ્રતિષેધ હોય તો આમોક્ષ લિંગ શરીરનું ટકવું યોગ્ય છે. તેની પ્રતિષેધક શ્રુતિનો અભિપ્રાય એ છે કે જેમ મુમૂર્ષુ જીવને આ સ્થૂલશરીર છોડી જાય છે તેમ લિંગ શરીર છોડી જતું નથી. પરંતુ તેને વીંટળાઈને તે ઉત્ક્રમણ કરે છે. તેની સાથે જ આ શારીર જીવાત્મા સ્થૂળ શરીરમાંથી બહાર નીકળે છે. એકલો-કેવળ નહીં. ॥ ૧૨ ॥

આનું જ સમર્થન કરતાં કહે છેઃ-

## स्पष्टो ह्येकेषाम् ॥ १३ ॥

एकेषाम्=કૌષીતકિ શાખાઓવાળા स्पष्टः हि=સ્પષ્ટપણે શારીરનો પ્રાણસહિત ઉત્ક્રમ કહે છે

કૌષીતકીઓ, પ્રાણ સહિત શારીર જીવાત્માનું ઉત્ક્રમણ સ્પષ્ટ કહે છે स यदाऽस्मात् शरीरात् उत्क्रामति स ह एव एतैः सर्वैः उत्क्रामति- તે જ્યારે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરે છે, આ બધાની સાથે જ ઉત્ક્રમણ કરે છે. (कौषि० ૩-૪) જો શરીરમાંથી ઉત્ક્રાન્તિનો પ્રતિષેધ હોત તો આ વાક્ય ઉચિત ન થાત. શારીર પ્રત્યાગાત્મામાંથી તેનો સ્વીકાર કરતાં હોઇ અસંગતતા નથી. કેમકે પ્રાણસ્વરૂપ લિંગશરીરસહિત ઉત્ક્રમણમાં પ્રતિષેધનું તાત્પર્ય સ્પષ્ટ છે. ॥ ૧૩ ॥

સ્મૃતિ પ્રમાણ ટાંકતાં કહે છેઃ-

## स्मर्यते च ॥ १४ ॥

च=આ ઉપરાંત स्मर्यते=પ્રાણરૂપ લિંગશરીર સહિત શારીરનું ઉત્ક્રમણ સ્મૃતિ પણ પ્રામાણિક ઠેરવે છે.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति । शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः । गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात्-મારો જ સનાતન અંશ જીવલોકમાં જીવ થઇને પ્રકૃતિમાં રહેલ પાંચ ઇન્દ્રિયો અને મનને આકર્ષે

છે. (જીવ થયેલા મારા અંશરૂપી) ઈશ્વર જ્યારે શરીર ધારણ કરે છે અથવા છોડે છે ત્યારે જેમ વાયુ આસપાસના મંડળમાંથી ગંધ લઈ જાય છે તેમ આ (મન સાથે ઈન્દ્રિયો) ને લઈ જાય છે. (गीता० ૧૫-૭-૮) આમાં પણ શરીર જીવાત્માનું પ્રાણો સહિત ઉત્ક્રમણ બતાવ્યું હોઈને મોક્ષપર્યંત લિંગશરીરનું અવસ્થાન હોય છે એ સિદ્ધ થાય છે. માટે આમોક્ષ લિંગશરીર રહે છે એ જ યોગ્ય છે. ॥ ૧૪ ॥

પ્રાસંગિક ગાથા પૂરી થઈ. વળી પ્રકૃતનું જ અનુસરણ કરતાં કહે છે:-

## तानि परे तथा ह्याह ॥ १५ ॥

तानि=વાગાદિસંપન્ન ભૂતસૂક્ષ્મો परे=પ્રકૃતિ અને પુરુષથી પર પરબ્રહ્મમાં સંપન્ન થાય છે. हि=કેમકે तथाऽह=શ્રુતિ તેમ કહે છે.

ઉત્ક્રાન્તિ કાળે જીવાત્મા સહિત વાગાદિ ભૂતસૂક્ષ્મ સુધીનું લિંગ શરીર હૃદયાવચ્છિન્ન પરમેશ્વરમાં સંપન્ન થાય છે. શ્રુતિબોલ છે કે **तेजः परस्यां देवतायां** ( छां० ૬-૮-૬ ) આથી પરબ્રહ્મ પરમાત્મામાં તે સંપન્ન થાય છે. ॥ ૧૫ ॥

તો આ સંપત્તિ એટલે શું ? કહે છે.

## अविभागः वचनात् ॥ १६ ॥

वचनात्=શ્રુતિના દૃષ્ટાન્તવચનથી अविभागः=અવિભાગ થાય છે, એમ જાણવું જોઈએ.

સંપત્તિનો ઉલ્લેખ કર્યા બાદ તેનો અર્થ સમજાવવા માટે શ્રુતિ દૃષ્ટાંત આપે છે કે ***यथा सोम्य! मधु मधुकृतः निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणां रसान् समवहारं एकतां रसं गमयन्ति । ते यथा तत्र न विवेकं लभन्ते अमुष्याहं वृक्षस्य रसोऽस्मि अमुष्याहं वृक्षस्य रसोऽस्मीति । एवमेव खलु सोम्येमा सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति सम्पद्यामहे***-હે પ્રિયદર્શન! જેમ મધમાખીઓ મધ બનાવે છે-ભિન્ન ભિન્ન જગ્યાનાં વૃક્ષોનાં રસોને એકઠા કરીને, તેમની એકરસતા પ્રાપ્ત કરાવે છે. તે ભિન્ન ભિન્ન જગ્યાનાં વૃક્ષોના રસો જેમ તે વેળાએ એટલે કે એકરૂપતાના કાળે, આ વિવેકને પામતા નથી કે અમુક વૃક્ષનો રસ હું છું, એ મુજબ હે સોમ્ય! આ સમસ્ત પ્રજાઓ પ્રતિદિન સુષુપ્તિ અને પ્રલયકાળમાં સત

બ્રહ્મમાં લીન થાય એટલે કે સતની સાથે એકરૂપ થઈને એમ નથી જાણતી કે અમો સત્ બ્રહ્મમાં લીન થઈએ છીએ (છાં૦ ૬-૯-૧-૨) આ દૃષ્ટાન્ત દ્વારા સત્‌માં સંપન્ન જીવોનો અવિભાગ બતાવે છે. આ અવિભાગ બ્રહ્મજ્ઞાની માટે આત્યંતિક છે બીજાઓ માટે નહીં. આ ભેદગર્ભ અભેદાભાસ સંસારી અવસ્થામાં તો, પૂર્ણ અભેદભાવ મોક્ષાવસ્થામાં હોય છે.

ગતિના આરંભથી માંડીને ઉપાસકો અને કર્મીઓની ઉત્ક્રાન્તિ સમાન હોય છે ત્યારબાદ નહીં, એ વિશિષ્ટતાને વિશદ કરતાં કહે છે કે –

"तदोकोऽग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात् तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीतः शताधिकया ॥ १७ ॥

तदोकोऽग्रज्वलनं=તે પરબ્રહ્મ પરમાત્મામાં સંપન્ન લિંગશરીર સહિતના જીવાત્માનું જે ઓક એટલે કે સ્થાન એટલે કે હૃદય તે હૃદયનો અગ્રભાગ, તે અગ્રભાગનું જ્વલન એટલે પ્રદ્યોતન-પ્રકાશન થાય છે. तत्प्रकाशितद्वार=તે પ્રકાશથી પ્રકાશિત થયેલાં નિષ્ક્રમણ દ્વારવાળો हार्दानुगृहीत=હૃદયસ્થ બ્રહ્મના અનુગ્રહને પ્રાપ્ત થયેલ ઉપાસક शताधिकया= સોથી અધિક એટલે એકસો એકમી-સુષુમ્ણા નાડી દ્વારા શરીરમાંથી બહાર નીકળે છે. શાથી? તો विद्यासामर्थ्यात्=ઉપાસનના માહાત્મ્યથી तत्–शेष–गति–अनु–स्मृति–योगाच्च= તે વિદ્યાની શેષરૂપ સુષુમ્ણા નામની નાડી-ગતિ માટે શેષરૂપ પ્રિય છે તેની અનુસ્મૃતિ-અનુસ્મરણ-એ અનુસ્મરણના યોગને કારણે-અર્થાત્ તેના અનુશીલનને લઈને ત્યાંથી બહાર નીકળે છે.

શરીરમાંથી ઉત્ક્રાન્તિના સમયે લિંગશરીરયુક્ત જીવાત્મા, પરમેશ્વરમાં સંપન્ન થાય છે તે વખતે ભાવિમાં એણે જે જન્મ પામવાનો હોય તો તેના આરંભક કર્મોને લઈને, તેના હૃદયનો અગ્રભાગ પ્રકાશિત થાય છે. તે પ્રકાશ દ્વારા બહાર જવાનું દ્વાર પ્રકાશિત બને છે અને તે તે સ્થળ સાથે સંયુક્ત તે તે નાડીનું મૂળ પ્રકાશિત થાય છે. અહીં સુધી ઉપાસકો અને કર્મીઓમાં કોઈ ભેદ હોતો નથી. तस्य ह एतस्य हृदयस्याग्रं प्रद्योतेन एष आत्मा निष्क्रामति–તેના હૃદયનો અગ્રભાગ દ્યોતિત થાય છે. એ અજવાળા દ્વારા આત્મા નિષ્ક્રમણ કરે છે (બૃ૦ ૪-૪-૨) વગેરે શ્રુતિઓ આ સમાનતાની પ્રદર્શક છે. ત્યારબાદ કર્મીઓ તે તે નાડી દ્વારા, ચક્ષુ વગેરે સ્થાનો દ્વારા પોતપોતાના કર્મફલના ઉપભોગને માટે નિષ્ક્રમણ કરે છે. અને બ્રહ્મના ઉપાસકો બ્રહ્મથી અનુગ્રહીત હોઈને સુષુમ્ણા નાડી દ્વારા મૂર્ધસ્થાનમાંથી જ બ્રહ્મલોકના ઉપભોગ માટે પરવરે છે. ઉપાસનાનું એ માહાત્મ્ય છે. ઉપરાંત હૃદયમાંથી ઊર્ધ્વપ્રયાણ કરતી સુષુમ્ણા નામની નાડી છે તે અત્યંત તેજોમયી હોય છે-તાલુના મૂળને ભેદીને એ નાડી મૂર્ધામાં આવી, સૂર્ય રશ્મિઓ

સાથે એકમેક થઈ, સૂર્યમંડળમાં અનુપ્રવેશી, બ્રહ્મોપાસનના શેષ તરીકે બ્રહ્મલોકમાં ગમન માટે ઉપાસકોને માટે નિર્દિષ્ટ છે. પરમાત્માના અનુગ્રહથી તેનો તેમને અનુસ્મરણનો યોગ થાય છે. તેઓ તે નાડી દ્વારા જ મૂર્ધામાંથી નિષ્ક્રમણ કરી બ્રહ્મલોકમાં પરવરે છે. તેવા બ્રહ્મોપાસકનું બીજા કોઈ દ્વાર દ્વારા કે સ્થાનો દ્વારા નિષ્ક્રમણ થતું નથી. આ વાતનો શ્રુતિ સ્પષ્ટ નિર્દેશ કરતાં કહે છે કે-शतं चैका हृदयस्य नाड्यः तासां मूर्धानं अभिनिः सृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ् अन्या उत्क्रमेण भवन्ति- હૃદયની નિશ્ચય એકસો ને એક નાડીઓ છે. તેમાંથી એક મસ્તક તરફ નીકળેલી છે. તે દ્વારા બહાર નીકળનાર પુરુષ અમૃતત્વને પામે છે. બીજી નાડીઓ ઉત્ક્રમણમાં ભિન્ન ભિન્ન ગતિઓ આપવાવાળી થાય છે. ( છાં૦ ૮-૬-૩ ) चक्षुषो वा मूर्ध्नो वा अन्येभ्यो वा शरीरदेशेभ्यः (બૃ૦ ૪-૪-૨) આ શ્રુતિમાં "मूर्ध्नो वा" એ બ્રહ્મોપાસકને ઉદ્દેશીને નિર્દેશ છે. चक्षुषो वा વગેરે ઉલ્લેખ કર્મીમાત્રના અભિપ્રાયે છે. ઉપરાંત વાક્યશેષ છે કે तं विद्यकर्मणी समन्वारभेते (બૃ૦ ૪-૪-૨) અર્થાત્ પરમાત્માનો ઉપાસકો ઉપર અનુગ્રહ થાય છે, કર્મીઓ ઉપર નહીં. ॥૧૭॥

બ્રહ્મલોકમાં સુષુમ્ણા દ્વારા પરવરતો ઉપાસક કોને અનુસરે છે? કહે છે:-

## रश्म्यनुसारी ॥ १८ ॥

રશ્મ્યનુસારી=સુષુમ્ણા દ્વારા નિર્ગમન કરતો ઉપાસક સૂર્ય રશ્મિને અનુસરે છે.

સુષુમ્ણા દ્વારા મૂર્ધાને ભેદીને જતો આ બ્રહ્મોપાસક બ્રહ્મલોકમાં ગમન માટે સૂર્ય રશ્મિને અનુસરે છે. આ વાતનું હાર્દ બ્રહ્મવિદ્યામાં સુસ્પષ્ટ છે. अथ यत्रैतदस्मात् शरीराद् उत्क्रामति अथ एतैरेव रश्मीभिः ऊर्ध्वमाक्रमते- હવે જ્યારે એ આ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે એજ સૂર્યકિરણો દ્વારા ઉપર જાય છે. (છાં૦ ૮-૬-૫) ॥ ૧૮ ॥

આ ઠેકાણે શંકા ઉઠાવી સમાધાન દેતાં કહે છે:-

## निशि नेति चेन्न संबन्धस्य यावद्देहभावित्वात् दर्शयति च ॥ १९ ॥

નિશિ=રાતે ન=નીકળતો બ્રહ્મોપાસક સૂર્યરશ્મિને અનુસરી શકે નહીં. કેમકે ત્યારે નાડી અને રશ્મિનો સંબંધ વિચ્છિન્ન થઈ જાય છે. ઇતિ ચેત્=એમ જો કહેતા હો તો ન=એ બરાબર નથી. સંબન્ધસ્ય=નાડી અને રશ્મિનો સંબંધ યાવદ્ દેહભાવિત્વાત્= દેહ રહે ત્યાં સુધી રહે છે. ચ=અને દર્શયતિ=આ વાત શ્રુતિ બતાવે છે.

નિષ્ક્રમણનો આધાર અદૃષ્ટ ઉપર છે. આથી બ્રહ્મોપાસક કે કોઈપણ ક્યારે મરણ પામશે એ કહેવાય નહીં. તો જો બ્રહ્મોપાસક રાત્રે જાય તો તો સુષુમ્ણાનો સૂર્યરશ્મિ સાથેના સંબંધનો વિચ્છેદ થતો હોઇને રશ્મિને છવ અનુસરે છે એ વાત ઘટતી નથી. તો આ વાત બરાબર નથી કેમકે નાડી અને રશ્મિનો સંબંધ દેહ હોય ત્યાં સુધી રહે છે. અને આથી રાત્રિ કે દિવસ અગત્યના નથી છેવટે રાત્રે પણ આકાશમાં ક્યાં સુધી? પૃથ્વીનો પડછાયો પહોંચે ત્યાં સુધી જ ને? ઉપરાંત ચંદ્રકિરણો પણ છેવટે તો સૂર્યરશ્મીઓ જ છે ને? ચંદ્રમાં સૂર્યકિરણોની સ્થિતિ વેદ દર્શાવે છેઃ-अत्राह गोरमन्वत नाम त्वष्टुः अपीच्यम्। इत्था चन्द्रमसो गृहे (ऋ० १-६-७-१५) ઉપરાંત નિરૂક્ત પણ કહે છેઃ- अथाप्यस्यैको रश्मिश्चन्द्रमसं प्रति दीप्यते। तदेतेनोपेक्षितव्यम्। आदित्यतोऽस्य दीप्तिर्भवति इति-હવે એનું એક રશ્મિ ચન્દ્રમા પ્રતિ દીપે છે. તેની આપણે ઉપેક્ષા કરવી જોઇએ કેમકે એની આદિત્ય દ્વારા દીપ્તિ થાય છે. (નિ૦ ૨-૨-૨) ઉપરાંત આ વાતને સમર્થિત કરતાં શ્રુતિ કહે છે-तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं च, एवमेवैता आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुं च। अमुष्मादादित्यात् प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ता-જેમ કોઇ મોટો ફેલાયેલો રસ્તો બે ગામે જતો હોય-આ ગામે અને પેલા ગામે, તેમજ આ સૂર્યમંડળનાં કિરણો બન્ને લોકમા જાય છે, આ લોકમા અને નિશ્ચય પેલા લોકમાં-તે કિરણો પેલા આદિત્ય મંડળમાથી નીકળે છે અને આ નાડીઓમાં ફેલાઇ ગયેલા છે. તે આ નાડીઓમાથી નીકળે છે અને પેલા સૂર્યમંડળમા ફેલાય છે. (છાં૦ ૮-૬-૨) આથી રાત્રે પણ રશ્મિનાડી સંબંધ હોય છે જ. ॥ ૧૯ ॥

અતિદેશ કરતાં કહે છે-

## अतः च अयनेऽपि दक्षिणे ॥ २० ॥

અતઃ ચ=આથી જ=યાવદ્દેહભાવિ સંબંધ હોઇને જ દક્ષિણે અયને=દક્ષિણાયનમા અપિ=મરનારને પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

જેમ રાત્રે ઉત્ક્રમણ કરતા બ્રહ્મોપાસકને બ્રહ્મલોકમાં જવાને માટે સૂર્યરશ્મિનું અનુસારિત્વ ઘટે છે તેમ કૃષ્ણપક્ષ અને દક્ષિણાયન સૂર્યમા ઉત્ક્રમણ કરનારનુ પણ અનુસારિત્વ યોગ્ય છે. કેમકે નાડીરશ્મિ સંબંધનુ જ્યા સુધી દેહ હોય ત્યાં સુધી હોવું બન્નેમા સમાન છે. ॥ ૨૦ ॥

જો દક્ષિણાયનમા ઉત્ક્રમણ કરનાર બ્રહ્મોપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ માટે અનુકૂળ સૂર્યરશ્મિનુ અનુસારિત્વ ઘટતુ હોય તો પછી દક્ષિણાયન પુનરાવૃત્તિનુ કારણ અને ઉત્તરાયન અપુનરાવૃત્તિનુ કારણ કહેવાય છે તે શા માટે ? ગીતાજી –યત્રકાલે ત્વનાવૃત્તિ આવૃત્તિં ચૈવ યોગિન । પ્રયાતા યાન્તિ ત કાલ વક્ષ્યામિ ભરતર્ષભ ! જે કાળે મરણ પામેલા યોગીઓ મોક્ષ પામે છે, અને જે કાળે મરણ પામેલાઓનો પુનર્જન્મ થાય છે તે કાળ હે ભરતર્ષભ! હુ તને કહીશ (ગીતા૦ ૮–૨૩) થી માંડીને अग्नि ज्योतिरह: शुक्ल: षण्मासा उत्तरायणम् । तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जना ઉત્તરાયણના છ માસમા, શુક્લ પક્ષમા, દિવસના જ્યારે પ્રાત કાળ હોય ત્યારે જેમનુ મરણ થાય છે, તેઓ બ્રહ્મને જાણનારા મનુષ્યો (હોય) તો બ્રહ્મને પામે છે. (ગી૦ ૮–૨૪) धूमो रात्रिस्तथा कृष्ण षण्मासा दक्षिणायनम् । तत्र चान्द्रमस ज्योतिर्योगी प्राप्य निवर्तते–દક્ષિણાયનના છ માસમા, કૃષ્ણપક્ષમા, રાત્રિના જ્યારે સાયકાળ હોય ત્યારે મરનાર સ્વર્ગલોકના કર્મફળરૂપી જ્યોતિ પામી પુન જન્મ પામે છે (ગી૦ ૮–૨૫) વગેરે કહે છે, આનુ સમાધાન કરતા કહે છે –

## योगिनः प्रति च स्मर्यते स्मार्ते चैते ॥ २१ ॥

योगिन प्रति च=કેવળ પ્રાણાયામના અભ્યાસી સ્વચ્છન્દમૃત્યુ યોગીઓ અહીં યોગી તેમને માટે જ स्मर्यते=આવૃત્તિ કારણ તરીકે દક્ષિણાયન અને અનાવૃત્તિ કારણ તરીકે ઉત્તરાયણ ઉત્ક્રમણમાટે સ્મરણ છે स्मार्त च=સ્મૃતિ પ્રતિપાદ્ય છે एते=દક્ષિણાયન ઉત્તરાયણ આવે છે

બ્રહ્મસૂત્ર શ્રુત્યર્થની વિચારણા માટે છે, સ્મૃત્યર્થની વિચારણા માટે નથી સ્મૃતિ જો શ્રુતિને અનુકૂળ હોય તો તેના અર્થની પુષ્ટિ માટે તેનો સ્વીકાર ધર્મ્ય છે દક્ષિણાયન આવૃત્તિનુ અને ઉત્તરાયણ અનાવૃત્તિનુ કારણ છે એ તો સ્મૃતિ કહે છે શ્રુતિનો એ ભાવ નથી તેમા પણ આ વાત યોગીઓ માટે જ છે ઉપાસકો માટે નથી કેમકે योगी प्राप्य निवर्तते (ગી૦ ૮–૨૫) એવો ઉપસહાર છે આથી એ બન્ને ભિન્ન વિષયક હોઈને આદરપાત્ર નથી આથી બ્રહ્મોપાસક માટે ઉત્તરાયણ કે દક્ષિણાયન બ્રહ્મલોકની પ્રાપ્તિમા પ્રતિબધક નથી ॥ ૨૧ ॥

इति ब्रह्मसूत्रचतुर्थाध्याये
॥ द्वितीय पाद ॥

ॐ

## ॥ अथ चतुर्थाध्याये ॥

### ॥ तृतीय पाद ॥

આમ બીજા પાદમા ઉપાસકની ઉત્ક્રાન્તિ વિચારી હવેના પાદમા તેના ઉપાસકની બ્રહ્મલોકની પ્રાપ્તિ જેનુ ફળ છે એવી ગતિનો વિચાર પ્રાપ્ત થાય છે આથી પહેલા તેના માર્ગનુ નિર્ધારણ કરનાર સૂત્રનો આરંભ કરતા કહે છે –

**अर्चिरादिना तत्प्रथितेः ॥ १ ॥**

અર્ચિરાદિના=શરીરની બહાર સુષુમ્ણા દ્વારા નીકળી સૂર્યરશ્મિઓને અનુસરતો એવો ઉપાસકનો આત્મા અર્ચિ-વગેરે એટલે કે દેવયાન માર્ગે બ્રહ્મલોકમા જાય છે કેમ? તત્પ્રથિતેઃ=તે માર્ગ તરીકે દેવયાન માર્ગની પ્રસિદ્ધિ છે

અર્ચિમાર્ગ કહો કે દેવયાનમાર્ગ કહો વાત એક જ છે એ માર્ગે જ ઉપાસક પરવરે છે, એવુ શ્રુતિમા ઠેકઠેકાણે દર્શાવ્યુ છે એ જ માર્ગ પ્રસિદ્ધ છે શ્રુતિ કહે છે –तद् य इत्थ विदु ये चेमेऽरण्ये श्रद्धातप इत्युपासते ते अर्चिष अभिसभवन्ति अर्चिष अह अह्न आपूर्यमाणपक्ष आपूर्यमाण पक्षाद् यान् षड् उदङ् एति मासास्तान् । मासेभ्य. सवत्सर, सवत्सरात् आदित्य आदित्यात् चन्द्रमस चन्द्रमसो विद्युत तत् पुरुषोऽमानव स एतान् ब्रह्मगमयति एष देवयानपन्था.-તે અહીંથી ગએલા જીવો પૈકી જેઓ એ પંચાગ્નિ વિદ્યાને જાણે છે તથા જેઓ અરણ્યમા તપ અને શ્રદ્ધાપૂર્વક જીવ્યા છે, તેઓ અર્ચિને પામે છે અર્ચિથી આગળ દિવસને, દિવસથી શુક્લપક્ષને, શુક્લપક્ષથી જે છ માસોમાં સૂર્ય ઉત્તર તરફ ઉગે છે તે માસોને, તે માસોથી સવત્સરને, સવત્સરથી આદિત્યને, અને આદિત્યથી ચદ્રમાને, ચદ્રમાથી વિજળીને પામે છે ત્યાથી આગળ અમાનવ લોક શરુ થાય છે તે એઓને બ્રહ્મલોકમા પહોચાડે છે આ દેવયાન માર્ગ છે (છા૦ ૫-૧૦-૨) એ દેવયાન પથે જ બ્રહ્મના ઉપાસકો પરવરે છે ॥૧॥

આ ઠેકાણે આ શકા ઉપજે છે यदा वै पुरुष अस्मात् लोकात् प्रैति स वायुमागच्छति तस्मै तत्र विजिहीते यथा रथचक्रस्य खं तेन उर्ध्व आक्रमते-જ્યારે નિશ્ચય પુરુષ આલોકમાથી જાય છે ત્યારે તે વાયુમા આવે છે-તેના વડે ઉચે જાય છે (બૃ૦ ૬-૧૦-૧) આ બૃહદારણ્યક શ્રુતિમા વાયુનુ પણ અર્ચિ માર્ગે શ્રવણ છે તો વાયુનો કોની પાછળ સમાવેશ કરવો? વાયુનુ પણ શ્રવણ છે એટલે એ મિથ્યા તો હોય નહીં! આનો જવાબ વાળતા કહે છે –

## वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥ २ ॥

अब्दात्=સંવત્સરથી वायुं=વાયુલોક તરફ એમ જાણવું કેમકે अविशेषविशेषाभ्याम्=ક્યાંક સમાનભાવે તો ક્યાંક વિશેષભાવે વાયુનું વર્ણન છે.

ઉપલી શ્રુતિમાં જ્યાં વાયુનું શ્રવણ છે તેને-વાયુલોકને સંવત્સરથી ઉપર જાણવો અર્થાત્ मासेभ्यः संवत्सरं संवत्सरात् वायुं એમ જાણવું. કેમકે શ્રુતિના સામાન્ય અને વિશેષ વચનો એમ જણાવે છે-मासेभ्य संवत्सरम् संवत्सरात् आदित्यं-માસોમાંથી, સંવત્સરને-સંવત્સરથી આદિત્યને (છાં૦ ૫-૧૦-૨) આ છે સામાન્ય વચન; स वायुमागच्छति, तस्मै तत्र विजिहीते यथा रथचक्रस्य खं, तेन ऊर्ध्वं आक्रमते, स आदित्यमागच्छति-(બૃ૦ ૬-૧૦-૧) આ છે વિશેષ વચન, અને એ બન્ને સામાન્ય અને વિશેષ વાક્યોની એકવાક્યતા હોવી ઘટે. અને તે માટે સંવત્સર પછી વાયુલોકનો નિવેશ યોગ્ય છે. "मासेभ्यः देवलोकं देवलोकात् आदित्यम्-માસો દ્વારા દેવલોકમાં, દેવલોકમાંથી આદિત્યમાં (બૃ૦ ૬-૨-૧૫) આ શ્રુતિમાં વાયુલોક માટે જ देवलोक શબ્દોનો પ્રયોગ છે. ઉપરાંત માર્ગ દર્શાવનારી છાંદોગ્ય શ્રુતિમાં જો વાયુનો નિર્દેશ નથી તો તેવી જ બૃહદારણ્યક શ્રુતિમાં સંવત્સરનો ઉલ્લેખ નથી. માર્ગની એકતાના જ્ઞાન માટે બંન્નેનો બન્ને ઠેકાણે ઉપસંહાર કરી લેવો ઘટે છે. આથી સંવત્સર બાદ વાયુલોકનો નિર્દેશ જાણવો. ॥ ૨ ॥

વળી કૌષીતકિ બ્રાહ્મણોપનિષત્માં स एतं देवयानपन्थानं आपद्य अग्निलोकं आर्चिष आगच्छति; स वायुलोकं स आदित्यलोकं स वरुणलोकं स प्रजापतिलोकं स ब्रह्मलोकं-તે આ દેવયાન પથને પ્રાપ્ત કરી અર્ચિવાળા અગ્નિલોકમાં આવે છે, તે વાયુલોક, તે આદિત્યલોક, તે વરુણલોક, તે ઈન્દ્રલોક, તે પ્રજાપતિલોક (कौषीतकि० ૧-૩) દેવયાનનો નિર્દેશ કરતા वरुणलोक વધારાનો દર્શાવ્યો છે. તો માર્ગની એકતાની પ્રતિપત્તિ માટે તેનો ક્યાં સમાવેશ કરવો ? તો કહે છે-

## तडितोऽधि वरुणः संबन्धात् ॥ ३ ॥

तडित=વીજળીની अधि=ઉપર, वरुण=વરુણલોકનો સમાવેશ જાણવો કેમકે संबन्धात्=બન્નેને પરસ્પર સંબંધ છે.

જેમ પરમાત્મા તેમ પાણી પણ સૌને માટે વરણીય છે. આથી વરુણ શબ્દ પાણીવાચક છતાં પરમાત્માનો વાચક થઈ શકે છે પણ અહીં તો

પાણીવાચક જ સમજવો ઘટે. કેમકે વીજળી અને વરૂણ-પાણીને સંબંધ છે. વીજળીના, મેઘોદરમા નાદ બાદ, પાણી પૃથ્વી ઉપર પડે છે-આ સૌને જાણીતુ છે. વેદ કહે છે विद्योतते स्तनयति वर्षिष्यति वै-વિજળી થાય છે, ગર્જના થાય છે, હવે વરસશે (છાં૦ ૭-૧૧-૧) અને તેમનો પારસ્પારિક સંબધ હોઈને તેમને માટે ક્રમ દર્શાવવો શકય છે. પહેલા વિદ્યુતલોકમા અને પછી વરુણલોકમા ઉપાસક પસરે છે આવો ક્રમ શકય છે. શ્રુતિએ પણ આ સ્પષ્ટ કર્યુ જ છે आदित्यात् चन्द्रमसं चन्द्रमसो વિદ્યુત-આદિત્યથી ચન્દ્રમાને ચન્દ્રમાથી વિજળીને (છાં૦ ૫-૧૦-૨) અને વિદ્યુત પછી વરૂણલોક એમ યોજના કરી લેવી રહે છે વરૂણલોકમાથી ઈન્દ્રલોક, ત્યાથી પ્રજાપતિલોક, ત્યાથી બ્રહ્મલોક, આમ માર્ગનો ક્રમ સુસ્પષ્ટ છે ઉપરાંત ઈન્દ્ર-પ્રજાપતિ શબ્દ દ્વારા સૂર્યની નિકટમા હોનારા અને તેની રશ્મિઓ સાથે સબધ ધરાવનાર પ્રદેશ વિશેષો જાણવા બીજું કંઈ નહીં ॥ ૩ ॥

હવે અર્ચિરાદિ માર્ગમા જે અર્ચિ, અહ, પક્ષ, અયન, સવત્સર, વાયુ અને વિદ્યુત વગેરે બતાવ્યા છે તે બધા જડ છે કે ચેતન? નિર્ણય દેતા કહે છે-

## आतिवाहकास्तल्लिंगात् ॥ ४ ॥

आतिवाहिका =આ સાધકોને એક લોકમાથી બીજા લોકમા દોરી જનારા તે તે લોકના અભિમાની પુરુષો છે-કેમકે तल्लिंगात्=એવા જ લક્ષણો જોવામા આવે છે

અર્ચિ, અહ; વગેરે શબ્દો દ્વારા કહેવાતા આ બધાય તે તે નામ અને લોકોના અભિમાની દેવતાઓ અથવા માનવાકૃતિ પુરૂષો છે તેમનુ કામ એક લોકમાથી બીજા લોકમા બ્રહ્મોપાસકને પહોચાડતા કરવાનું હોય છે. આથી તેમને અતિવાહકો કહેવામા આવ્યા છે વિદ્યુતલોક સુધી આ દેવો કે માનવાકૃતિ પુરૂષો બ્રહ્મોપાસકોની એકમાથી બીજા લોકમા સ્થાનગીનુ કામ કરે છે વિદ્યુત લોકમા પહોચ્યા પછી અમાનવ પુરુષ તેવા ઉપાસકને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે આથી જ તેને અમાનવ એવુ વિશેષણ આપવામા આવે છે. આથી એ સિદ્ધ થાય છે કે વિદ્યુતલોક સુધી ઉપાસકોને પહોંચાડનારા તો દેવો કે પુરૂષો છે ત્યારબાદ અમાનવ-દિવ્ય છતા માનવઆકૃતિ ન હોય એવા પુરૂષો તેને બ્રહ્મપ્રાપ્તિ કરાવે છે ॥ ૪ ॥

આ રીતે અભિમાની દેવોને માનવાની શી જરૂર છે? તો કહે છે કે-

## ઉભય વ્યામોહાત્ તત્ સિદ્ધેઃ ॥ ૫ ॥

ઉભયવ્યામોહાત્=બંનેને મોહયુક્ત થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હોઈને તત્ સિદ્ધ– તેમને અભિમાની દેવતાઓ માનવાથી જ તેમના દ્વારા બ્રહ્મલોક સુધીની ઉપાસકની યાત્રા સિદ્ધ થઈ શકે છે

અર્ચિ વગેરે શબ્દથી કેવળ જ્યોતિ કે કોઈ લોકવિશેષ એમ સમજીએ તો એક મોટી ઉપાધિ આવે છે અને તે એ કે દોરનારો જીવ અને દોરનાર અર્ચિ વગેરે-બન્ને મોહયુક્ત થઈ જશે તે પૈકી જીવાત્મા તો તે વખતે તેવો હોય જ છે તો તેને દોરનાર અર્ચિ વગેરે પદાર્થો જડ હોય તો માર્ગ બતાવનાર અને તે માર્ગે દોરનાર કોઈ રહે જ નહીં અને આથી દેવયાન અને પિતૃયાનનુ જ્ઞાન જ અસંભવિત થાય આથી અર્ચિ વગેરે શબ્દો દ્વારા તે તે પદાર્થોના અભિમાની દેવતાઓ જ માનવા યોગ્ય છે આથી અર્ચિ વગેરે લોકોના તે તે લોકના અભિમાની દેવો જ ઉપાસકોનુ અતિ વહન કરે છે, એમ જાણવુ જોઈએ ॥ ૪ ॥

વિદ્યુત લોકથી આગળ, અમાનવ પુરુષને ભોમિયો તરીકે શ્રુતિમા દર્શાવ્યો છે તો પછી વચ્ચેના વરુણ-ઇન્દ્ર-પ્રજાપતિ-લોકના અભિમાની દેવતાઓનુ શુ કાર્ય છે? કહે છે–

## વૈદ્યુતેનૈવ તત. તચ્છ્રુતેઃ ॥ ૬ ॥

તત=ત્યાથી આગળ બ્રહ્મલોક સુધી વિદ્યુતેનૈવ=લોકમા અપ્રકટ થતો અમાનવ પુરુષ જ તેમને દોરે છે કેમકે તત્ શ્રુતે=તેવી શ્રુતિ છે

અમાનવ પુરુષ ત્યાથી તેમને બ્રહ્મલોકમા પહોચાડે છે શ્રુતિ આ કહે છે અભિમાની દેવો તેમને પોતાના લોકમાથી જતી વખતે માર્ગ તેજ્યો કરી દે છે અને આવશ્યક સહયોગ તેઓ દે છે ॥ ૬ ॥

માર્ગનુ નિર્ધારણ થયુ ઉપરાંત ઉપાસકની ગતિ નિરૂપી હવે બ્રહ્મલોકનુ નિરૂપણ કરવુ ઘટે સંશય એ છે કે આતિવહિકો ઉપાસકોને જે બ્રહ્મલોકમા પહોચાડે છે તે બ્રહ્મલોક એટલે શુ? એ કાર્ય બ્રહ્મલોક છે કે પરબ્રહ્મ પરમાત્મારૂપ અકાર્ય છે, કેમકે બ્રહ્મશબ્દનો ઉભય ઠેકાણે પ્રયોગ છે **સ સામભિ ઉન્નીયતે બ્રહ્મલોકમ્**-તે સામમ ત્રોથી બ્રહ્મલોકમા લઈ ઉપર જવાય છે (મુ૦ ૩-૨-૬) વગેરે શ્રુતિઓમા બ્રહ્મશબ્દ કાર્યબ્રહ્મલોકને લગતો છે અકાર્ય બ્રહ્મલોકને લગતો પ્રયોગ **સ ખલ્વેવં વર્તયન્ યાવદાયુષ**

ब्रह्मलोकं अभिसंपद्यते-તે નિશ્ચય આયુષ્યભર આમ વર્તતો હોઇને આત્મજ્ઞાનપૂર્વક કેવળ કર્તવ્યબુદ્ધિથી શાસ્ત્રોક્ત તમામ કર્મોને યથાસમય ઠીક ઠીક કરતો હોઇને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. (છાં૦ ૮-૧૫-૧) આ શ્રુતિમાં છે, આથી સંશય યોગ્ય છે. તો પછી કયો પક્ષ સાચો? અકાર્ય બ્રહ્મલોક એટલે કે પરમાત્માને જ પામે છે એ જ ઉચિત છે. કેમકે स एतान् ब्रह्मगमयति-તે એઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. (છાં૦ ૫-૧૦-૨) આમ અવિશિષ્ટપણે બ્રહ્મપ્રાપ્તિનો ઉપદેશ જોવામાં આવે છે. બ્રહ્મલોક શબ્દની પેરે બ્રહ્મ શબ્દ કદી પણ કાર્યબ્રહ્મલોકના અર્થમાં પ્રયોજિત થતો નથી આવો પૂર્વપક્ષ થતાં કહે છેઃ-

## कार्यं बादरिरस्य गत्युपपत्तेः ॥ ७ ॥

कार्यं=ઉપાસકને કાર્ય બ્રહ્મલોકમાં પહોંચતો કરવામાં આવે છે એમ बादरिः=નામના આચાર્ય માને છે. કેમકે अस्य=આ ઉપાસકની गत्युपपत्तेः=તેના પ્રતિ ગતિ, યુક્તિયુક્ત કરે છે.

અકાર્ય બ્રહ્મલોક એટલે તો પરમાત્મા સ્વયં. પરમાત્માનું સ્વરૂપ જ અને તે તો વ્યાપક જ હોય અને આથી તેના તરફ ગતિ જ અશક્ય! પોતાનાથી વ્યવહિત હોય તે માર્ગ દ્વારા પ્રાપ્ત કરી શકાય! પરમાત્મા ઉપાસકનો અંતર્યામી અંતરાત્મા છે. આથી આત્માથી તે આઘે નથી. તે તો આત્માનું સ્વરૂપ છે. કાર્ય બ્રહ્મલોક આલોકથી ખૂબ આઘે હોઈ શકે છે. કેમકે આ પૃથ્વી લોકથી ઉપર તે ત્રીજો લોક છે એમ વેદવચન છે- यत्र देवा अमृतमानशानास्तृतीये धामन् अध्यैरयन्त-(यजु० ૩૨-૧૦) अरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितोदिवि-કેમકે અહીંથી ત્રીજો એવો સ્વર્ગરૂપી જે બ્રહ્મલોક છે તેમાં નિશ્ચય "અર" અને "ણ્ય" નામના સમુદ્રો છે. (છાં૦ ૮-૫-૩) આમ જનાર અને ગન્તવ્ય સ્થાન વચ્ચે અંતર હોવું ઘટે. આથી અર્ચિરાદિ માર્ગે કાર્યબ્રહ્મલોકમાં જ ઉપાસકની ગતિ શક્ય છે, અકાર્ય બ્રહ્મલોકમાં નહીં એમ બાદરિ નામના આચાર્ય કહે છે. ॥ ૭ ॥

આ બાબતને જ બીજા હેતુ દ્વારા દૃઢ કરે છે કેઃ-

## विशेषितत्वाच्च ॥ ८ ॥

विशेषितत्वाच्च=અકૃતત્વાદિથી વિશેષિત હોઇને પણ કાર્યબ્રહ્મમાં જ ઉપાસકની ગતિ થાય છે એમ જાણવું ઘટે.

શ્રુતિ કહે છેઃ-तान् वैद्युतान् पुरुषो मानवः एत्य ब्रह्मलोकान् गमयति ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति તે વૈદ્યુત લોકમાં, માનવ પુરુષ

આવીને બ્રહ્મલોકમાં લઈ જાય છે તે તે બ્રહ્મલોકમાં (બૃ૦ ૬-૨-૧૫) આ શ્રુતિમાં "**ब्रह्मलोकेषु**" શબ્દમાં બહુત્વ બતાવ્યું છે. ઉપરાંત "**वसन्ति**" શબ્દ છે. આ બહુત્વ અને નિવાસનો આશ્રય પરબ્રહ્મ પરમાત્મા ઘટતો નથી. કાર્યબ્રહ્મ અંગે આ નિર્દેશ યોગ્ય હોઈ શકે છે. કાર્યબ્રહ્મદેશ, વિશેષ હોઈને તેના પેટા દેશભેદ વગેરે હોઈ શકતાં હોઈને બહુત્વ તથા નિવાસાશ્રયતા ઘટી શકે છે. **तेषां न पुनरावृत्तिः**-તેઓની પુનરાવૃત્તિ નથી. (બૃ૦ ૬-૨-૧૫) આ શ્રુતિમાં કાર્યબ્રહ્મલોકમાં પહોંચવાવાળા માટે મોક્ષની ઉક્તિ તો ત્યાં પહોંચાલાઓની તે માટેની યોગ્યતાની સૂચકમાત્ર છે. આથી કાર્યબ્રહ્મલોકમાં જ ઉપાસકની ગતિ ઉચિત છે. ॥ ૮ ॥

તો પછી **स एतान् ब्रह्मगमयति**-(છાં૦ ૫-૧૦-૨) આમ અવિશેષપણે બ્રહ્મપ્રાપ્તિનો ઉલ્લેખ કેમ કર્યો છે? જવાબ વાળતાં કહે છેઃ-

## सामीप्यात्तु तद्व्यपदेशः ॥ ९ ॥

तु=કિન્તુ सामीप्यात=નિકટતાને લઇને तद्व्यपदेशः=બ્રહ્મપ્રાપ્તિનો નિર્દેશ છે.

કાર્યબ્રહ્મલોકમાં પહોંચેલા ઉપાસકોમાંના મોટેભાગના જીવો પરમ પવિત્ર હોય છે. તેઓ વિરક્ત અને વિશુદ્ધ અંતઃકરણયુક્ત હોઈને ત્યાં ગયા બાદ પરમાત્મામાં તેઓ નિર્ભય પ્રતિષ્ઠા પામી શકે છે. તેમને બ્રહ્મદર્શન ઢૂંકડું હોય છે. આ છે કાર્યબ્રહ્મ અને પરબ્રહ્મ વચ્ચે સામીપ્ય. આનું માનસિક અનુસંધાન કરીને શ્રુતિ **स एतान् ब्रह्मगमयति**-તે એઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. (છાં૦ ૫-૧૦-૨) આમ અવિશેષે બ્રહ્મપ્રાપ્તિનો નિર્દેશ થાય છે. આથી કાર્યબ્રહ્મલોકમાં જ ઉપાસકોનું ગમન થાય છે એ યોગ્ય છે. ॥ ૯ ॥

તો કાર્યબ્રહ્મલોકમાં પહોંચેલા તે મહાત્માઓ પરબ્રહ્મદર્શન પામી ક્યારે તત્સ્વરૂપ થાય છે?-કહે છેઃ-

## कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात् ॥ १० ॥

कार्यात्यये=કાર્યબ્રહ્મલોકના ભોગને અંતે. तदध्यक्षेण=આબ્રહ્મસ્તંબાન્તલોકના અધ્યક્ષ સ્વામીની सह=સાથે (બ્રહ્મા સહિત) अतः=એનાથી परं=શ્રેષ્ઠ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થાય છે કેમકે अभिधानात्=કથન છે. અને તે મુક્તાત્માઓ થાય છે

કાર્યબ્રહ્મમાં પરવરેલા ઉપાસકો છેવટે પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતાં, બ્રહ્મલોકના ભોગનો ક્ષય થતાં, લિંગ દેહનો ભંગ થતાં, પરબ્રહ્મ પરમાત્મા-

સ્વરૂપ જ થાય છે. શ્રુતિ આની સાક્ષી છે કેઃ–अणुः पन्थाः विततः पुराणो मां स्पृष्टोऽनु वित्तो मयैव । तेन धीरा अपियन्ति ब्रह्मविदः स्वर्गं लोकमित ऊर्ध्वो विमुक्ताः–આ પુરાણ સૂક્ષ્મ પન્થ ફેલાયેલ છે. અને મને, અડયો છે. મેં જ એને મેળવ્યો છે. તેના દ્વારા વિમુક્ત ધીર બ્રહ્મવેત્તા પુરૂષો બ્રહ્મલોકમાં અહીંથી ઊર્ધ્વ જાય છે. (બૃ૦ ૪–૪–૮) ઉપરાંત ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे–તે બધા બ્રહ્મલોકમાં બ્રહ્મજ્ઞાની શરીરોમાં મરણ વખતે ચોમેરથી છુટી જાય છે. (મું૦ ૩–૨–૬) માં સ્પષ્ટપણે તેવાઓની મુક્તિ દર્શાવી છે. ઉપરાંત કાર્યબ્રહ્મલોકને પ્રાપ્ત થયેલાને ત્યારબાદ પરમાત્માના સાક્ષાત્ દર્શન થાય છે એવો શ્રુતિનો એકરાર છે. स सामभिः उन्नीयते ब्रह्मलोकं । स एतस्माज्जीवघनात् परात् परं पुरिशयं पुरुषमीक्षते–તે સામમંત્રોથી બ્રહ્મલોકમાં ઉપર લઈ જવાય છે. તે ત્યાં આ જીવઘન, બ્રહ્મલોકથી પર સર્વશરીરોમાં સ્થિત, અંતરાત્મા પરમાત્માને સાક્ષાત્ જુએ છે. (પ્ર૦ ૫–૫) અને બ્રહ્મદર્શને તો મુક્તિ જ મળે–શ્રુતિ કહે છે કેઃ–ब्रह्मविदाप्नोति परम् બ્રહ્મજ્ઞાની શ્રેષ્ઠ બ્રહ્મને પામે છે. (તૈ૦ ૨–૧) ॥ ૧૦ ॥

સ્મૃતિ પ્રમાણ ટાંકતાં કહે છેઃ–

## स्मृतेश्च ॥ ११ ॥

स्मृतेः च=સ્મૃતિ પણ આ વાતનું સમર્થન કરે છે.

સાંખ્યશાસ્ત્ર કહે છે કેઃ–तत्र प्राप्तविवेकस्यानावृत्तिश्रुतिः (સાં૦ ૧–૮૩) ઉપરાંત ગીતાબોલ છે કે–आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन । मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते–હે કૌન્તેય ! બ્રહ્મલોકથી માંડીને બધા લોકો ફરી ફરી આવનારા છે, પરંતુ મને પામ્યા પછી પુનર્જન્મ રહેતો નથી. (ગી૦ ૮–૧૬) આથી કાર્યબ્રહ્મલોકને પામે છે ઉપાસકો એ નિશ્ચય છે. ॥ ૧૧ ॥

વ્યુદાસ માટે જૈમિનિ મત દર્શાવતાં કહે છે કેઃ–

## परं जैमिनिः मुख्यत्वात् ॥ १२ ॥

परं=પરબ્રહ્મ પરમાત્મા કને બ્રહ્મોપાસકને પહોંચતો કરવામાં આવે છે એમ જૈમિનિઃ= જૈમિનિ આચાર્ય કહે છે કેમકે મુખ્યત્વાત્=બ્રહ્મશબ્દનો પરબ્રહ્મ પરમાત્મા જ મુખ્યાર્થ છે.

स एतान् ब्रह्म गमयति (છાં૦ ૫-૧૦-૨) આ શ્રુતિ ઉપાસકોની બ્રહ્મપ્રાપ્તિ બતાવે છે. બ્રહ્મ શબ્દ પરબ્રહ્મના અર્થમાં મુખ્ય છે, કાર્યબ્રહ્મના અર્થમાં નહીં. અને સામીપ્યને લઈને તે અર્થનો સ્વીકાર જ ધન્ય છે આથી પરબ્રહ્મ પરમાત્માને જ ઉપાસક પ્રાપ્ત થાય છે એવો જૈમિનિ મત છે. ॥૧૨॥

બીજા હેતુથી ઉપરની વાતને દૃઢ કરતાં કહે છે:-

## दर्शनाच्च ॥ १३ ॥

ચ=ઉપરાંત दर्शनात्=પરબ્રહ્મ પરમાત્માના અર્થમાં બ્રહ્મશબ્દનો પ્રયોગ જોવામાં આવે છે આથી પણ ઉપર્યુક્ત વાત જ સિદ્ધ થાય છે.

सत्यं ज्ञानं अनन्तं ब्रह्म-બ્રહ્મ સત્ય, જ્ઞાન, અને અનંત છે. (તૈ૦ ૨-૧) ते यदन्तरा तद् ब्रह्म-જે બન્ને નામ અને રૂપ જેની અંદર છે તે બ્રહ્મ છે. (છાં૦ ૮-૧૪-૧) विज्ञानं आनन्दं ब्रह्म-(બૃ૦ ૩-૯-૨૮) વગેરે શ્રુતિઓમાં બ્રહ્મ શબ્દ પરબ્રહ્મના અર્થમાં જ છે. સમાન ન્યાય स एतान् ब्रह्म गमयतिમાં છે. આથી એમાં પણ એ જ અર્થમાં એનો પ્રયોગ છે. આથી પરબ્રહ્મ પરમાત્મા જ બ્રહ્મનો અર્થ અહીં લેવો ઘટે છે. ॥ ૧૩ ॥

હવે આનો વ્યુદાસ કરતાં કહે છે:-

## न च कार्ये प्रतिपत्त्यभिसंधिः ॥ १४ ॥

न च=આ વાત યોગ્ય નથી જ કેમકે कार्ये=બ્રહ્મલોકમાં જ प्रतिपत्त्यभिसंधि = ઉપાસના શ્રુતિઓનું તાત્પર્ય છે, પ્રતિપત્તિ એટલે ઉપાસના અભિસન્ધિ=તાત્પર્ય.

સમસ્ત ઉપાસના શ્રુતિઓનું તાત્પર્ય બ્રહ્મલોકની પ્રાપ્તિમાં જ છે. પરબ્રહ્મની પ્રાપ્તિ માટે ઉપાસનાઓનું વિધાન ન હોઈ શકે કેમકે પરમાત્મા સર્વત્ર હાજર હોઈને તેની કને જવાના કોઈ માર્ગની અપેક્ષા જ હોઈ શકતી નથી. આથી બાદરિ મત જ યોગ્ય છે. ॥ ૧૪ ॥

स एतान् ब्रह्मगमयति શ્રુતિમાં एतान् શબ્દ છે. તો एतान् એટલે એમને તો "એમને" એટલે કોને? જવાબ વાળતાં કહે છે:-

## अप्रतीकालंबनात् नयति इति बादरायणः उभयथा दोषात् तत्क्रतुश्च ॥ १५ ॥

અપ્રતિકાલંબનાત્=પ્રકૃતિનો કોઈ અવયવ તેના આલંબને, તેને બ્રહ્મ બુદ્ધિથી ઉપાસે તેને પ્રતીકાલંબન કહેવાય. તેનાથી ભિન્નને અપ્રતીકાલંબન કે જેઓ બ્રહ્મને જ બ્રહ્મબુદ્ધિથી

ઉપાસે છે. તેઓ એતાઓને નયતિ=કાર્ય બ્રહ્મલોકમાં લઈ જાય છે. ઇતિ=આમ બાદરાયણઃ= બાદરાયણાચાર્ય માને છે ઉભયથા=બન્ને રીતે ઉપાસના કરનારાઓને જો લઈ જવાના હોય તો દોષાત્=શાસ્ત્રની અપ્રમાણિકતારૂપી દોષ આવે છે. ચ=અને તત્ક્રતુઃ=તત્ ક્રતુઃ નિ પીડાય છે.

ઉપાસકોના બે પ્રકાર. એક બ્રહ્મોપાસકો. બીજા પ્રતીક ઉપાસકો. જેઓ સર્વજ્ઞ સર્વશક્તિ પરબ્રહ્મને પરબ્રહ્મ બુદ્ધિથી ઉપાસે તે બ્રહ્મોપાસકો. જેઓ શિલાથી માંડીને તે પ્રકૃતિના કોઈ એક અવયવ સુધીના પદાર્થોમાંથી એકાદમાં બ્રહ્મબુદ્ધિ કરી ઉપાસના કરે છે તે પ્રતીકોપાસકો. તે પૈકી જે બ્રહ્મોપાસકો તેમને જ બ્રહ્મલોકમાં પ્રવેશ મળી શકે. જો બન્નેને જ લઈ જવાતા હોત તો તો શાસ્ત્રની અપ્રમાણિકતારૂપી દોષ આવે. શાસ્ત્ર પ્રકૃતિના અવયવની ઉપાસનાનો પ્રતિષેધ કરે છે. કેમકે તે અનર્થોનું કારણ થાય છે. યદ્ વાચા ઽનભ્યુદિતં યેન વાગભ્યુદ્યતે । તદેવ બ્રહ્મ ત્વં વિદ્ધિ નેદં યદિદં ઉપાસતે-જે વાણીથી નથી કહેવાતું, જેના વડે વાણી કહેવાય છે, તેને જ તું બ્રહ્મ જાણ. નહીં કે આને જેને લોકો "આ"-અર્થાત્ વાણીના વિશેષ તરીકે જાણે છે. (કઠ૦ ૧-૪) વગેરે એનું ઉદાહરણ છે. અને જો નિષિદ્ધનું આચરણ કરનાર પણ બ્રહ્મલોકમા લઈ જવાતો હોય તો તે શાસ્ત્રની અપ્રમાણિકતા જ દર્શાવે. અને એ તો અશક્ય. ઉપરાંત તત્ક્રતુ શ્રુતિ પણ કદર્થિત થાય. સ યથા કામો ભવતિ તત્ક્રતુઃ ભવતિ-તે જેવી કામનાવાળો હોય તેવા સંકલ્પવાળો થાય છે. (બૃ૦ ૪-૪-૫) ઉપરાંત ક્રતુમયઃ પુરુષઃ- સંકલ્પરૂપ નિશ્ચય પુરુષ છે. (છાં૦ ૩-૧૪-૧) આ શ્રુતિ મુજબ પણ જે બ્રહ્મક્રતુ હોય તે બ્રહ્મલોકમાં જાય-એવું સ્પષ્ટ સમજાય છે. પ્રતીકમાં બ્રહ્મબુદ્ધિથી ઉપાસના હોવા છતાં તેમાં "તત્ક્રતુત્વ" ઘટતું નથી કેમકે તેમાં બ્રહ્મ મુખ્ય નથી. ત્યાં તો પ્રતીક મુખ્ય છે. અને ઉપાસકો અમુખ્ય-ક્રતુવાળા હોઈ શકે નહીં. અને આથી બ્રહ્મોપાસકો જ કાર્યબ્રહ્મલોકને પામે છે, એમ બાદરાયણાચાર્યનો મત છે. ॥ ૧૫ ॥

આ જ વાતને બીજા હેતુથી પુષ્ટ કરતાં કહે છે:-

## વિશેષં ચ દર્શયતિ ॥ ૧૬ ॥

ચ=ઉપરાંત વિશેષં=બ્રહ્મોપાસક અને પ્રતીકોપાસકનો ભેદ પણ દર્શયતિ=શ્રુતિ બતાવે છે. આથી બ્રહ્મોપાસકને જ લઈ જાય છે એ સિદ્ધ છે.

જે ઉપાસકો દેહત્યાગ બાદ કાર્યબ્રહ્મલોકમાં પરવરે છે તેમનો બીજા ઉપાસકોથી ભેદ સ્વયં શ્રુતિ દર્શાવે છે. ये चेमे अरण्ये श्रद्धां तप इत्युपासते तेऽर्चिषं अभिसंभवति-અરણ્યમાં તપ અને શ્રદ્ધાપૂર્વક જીવ્યો છે તેઓ અર્ચિને પામે છે. (છાં૦ ૫-૧૦-૧) જો પ્રતીકોપાસકો પણ બ્રહ્મલોકમાં જ જતા હોત તો પછી આવો વિશિષ્ટ નિર્દેશ સંભવત નહીં. આથી કાર્યબ્રહ્મલોકમાં બ્રહ્મોપાસકોને જ લઈ જવામાં આવે છે એ નિર્બાધ દર્શન છે. ॥ ૧૬ ॥

इति चतुर्थाध्याये तृतीयः पादः

હરિઃ ૐ તત્સત્

ॐ

# ब्रह्मसूत्रसाधनभाष्ये

## चतुर्थाध्याये

॥चतुर्थः पादः॥

આમ આ અધ્યાયના ત્રીજા પાદમાં બ્રહ્મોપાસનાનું ફળ–અર્ચિરાદિ માર્ગે કાર્યબ્રહ્મલોકની પ્રાપ્તિ બતાવી. હવેના પાદમાં જ્ઞાનનું ફળ–અહીં જ બ્રહ્મપ્રાપ્તિ બતાવવામાં આવશે. અર્થાત્ જ્ઞાનનું ફળ મુક્તિ છે. એ મુક્તિનું નિરૂપણ ચોથા પાદનો વિષય છે.

આ મુક્તિના બે પ્રકાર છે. જીવનમુક્તિ અને વિદેહ મુક્તિ–જીવતા–સશરીરની મુક્તિ એટલે જીવન્મુક્તિ. દેહ પડયા બાદ–અશરીરિ આત્માની મુક્તિ તે વિદેહ મુક્તિ. તે બે પૈકી પણ અભ્યર્હિત હોઇને અને એ અંગે કોઇ બહુ વિવાદ ન હોઇને પહેલાં વિદેહમુક્તની ચર્ચા ઉપાડતાં કહે છેઃ–

### सम्पद्याविर्भावः स्वेन शब्दात् १

सुपद्=બ્રહ્મ સંપન્ન થઇને आविर्भाव=સ્વરૂપે પ્રકટ થાય છે, કેમકે स्वेन शब्दात्= "स्वेन" પદયુક્ત શ્રુતિનો એવો બોધ છે.

જ્ઞાનના માહાત્મ્યે આ ઉપાસક જ્યારે બ્રહ્મસંપન્ન થાય છે–બ્રહ્મનો સાક્ષાત્કાર પામે છે ત્યારે આવિર્ભૂત સ્વરૂપ થાય છે. અર્થાત્ ત્યાં સુધી તે પ્રાવૃત સ્વરૂપ–પ્રકૃતિસ્પર્શમલિન હતો. હવે બ્રહ્મસાક્ષાત્કારે તે સ્વરૂપની પ્રકટતા–નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્તાત્મભાવ–સચ્ચિદાનંદ સ્વરૂપને પામે છે। શ્રુતિ કહે છે–यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृग् एव भवति । एवं मुनेः विजानतः आत्मा भवति गौतम। જેમ નિર્મળ પાણી નિર્મળ પાણીમાં નંખાતા તેવું જ નિર્મળ થઈ જાય છે–તેમ હે ગૌતમવંશી નચિકેતા! બ્રહ્મને જાણતા મુનિનો આત્મા પણ તેવો જ–બ્રહ્મ જ થઈ જાય છે. (कठ० ४–४–६) ब्रह्मैव सन् ब्रह्माप्येति–બ્રહ્મ હોઇને બ્રહ્મને જ પામે છે. (बृ० ४–४–६) यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन–જ્યાં આગળથી, ન પહોંચીને મનસહિત વાણીઓ પાછી ફરે છે તે બ્રહ્મના આનન્દને જાણતો પુરુષ કયાંથીએ ડરતો નથી. (तै० २–९) બ્રહ્મસ્વરૂપ તે સ્વયં થાય છે. શ્રુતિ કહે છેઃ–एषः सम्प्रसादः

अस्मात् समुत्थाय परं ज्योतिः उपसंपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते (છાં૦ ૮-૧૨-૩) આમ શરીર ત્યાગબાદ પરબ્રહ્મને પ્રાપ્ત કરીને સ્વરૂપે આત્મા પ્રકટ થાય છે અને સ્વરૂપનું પ્રાકટય મુક્તિ અને તેના ગર્ભમાં રહેલા સમસ્ત અર્થનું સૂચક છે. ॥ ૧ ॥

આવો પરમ જ્યોતિને પ્રાપ્ત કરનાર જીવ મુક્ત થાય છે એમ કેમ જાણવું ?–તો કહે છેઃ–

## मुक्तः प्रतिज्ञानात् ॥ २ ॥

मुक्तः=તે મુક્ત થાય છે એ प्रतिज्ञानात्=પ્રતિજ્ઞા વચનથી જણાય છે.

જ્ઞાન મહાત્મ્યે, પ્રારબ્ધના ભોગને અંતે, આ શરીરમાંથી ઉડીને પરં જ્યોતિને પામેલો આત્મા, સ્વરૂપે પ્રકટે છે. અને તે મુક્ત થાય છે એવું પ્રતિજ્ઞા વચન છે. ઉપસંહારમાં પ્રતિજ્ઞા વચન છે કે स उत्तमः पुरुषः (છાં૦ ૮-૧૨-૩) બ્રહ્મજ્ઞાનથી પરંજ્યોતિ સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરનાર આત્મા ઉત્તમ પુરૂષ છે એવી પ્રતિજ્ઞા ઉચિત છે. પરમાત્મા સ્વયં ઉત્તમ છે. તત્સ્વરૂપને પ્રાપ્ત થયેલો ઉત્તમ જ હોય. વેદ કહે છેઃ–उद्वयं तमसः परिज्योतिः पश्यन्तः उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिः उत्तमम्–અંધકારથી પર ઉત્તમ જ્યોતિને જોતા દેવપ્રિય સૂર્ય દેવરૂપ ઉત્તમ જ્યોતિને અમો પામ્યા. (ઋ૦ ૧-૪-૮-૧૦) અને પરમાત્માની પ્રાપ્તિ એટલે જ મુક્તિ. આથી તેવો આત્મા મુક્તાત્મા જ છે એ નિશ્ચિત છે. ॥ ૨ ॥

પણ શ્રુતિમાં તો सम्प्रसादः શબ્દનો પ્રયોગ છે. આત્મ શબ્દનો નથી. સંપ્રસાદ શબ્દ તો આત્માની અવસ્થાવિશેષ બતાવે છે. તેનાથી "આત્મા" એવો અર્થ કેમ ઘટે ? તો કહે છે કેઃ–

## आत्मा प्रकरणात् ॥ ३ ॥

आत्मा=સંપ્રસાદ શબ્દ આત્માનો જ વાચક છે કેમકે प्रकरणात्=પ્રકરણ જ આત્માનું છે.

यः आत्मा अपहतपाप्मा विजरो विमृत्युः તે આત્મા પાપથી રહિત, જરાથી રહિત, મૃત્યુથી રહિત. (છાં૦ ૮-૭-૧) આ શ્રુતિ જે પ્રકરણમાં આવે છે તે પ્રકરણ પ્રત્યગાત્માનું છે. તેની અવસ્થાનું નથી. અને આથી પ્રકરણ પ્રમાણે અહીં સંપ્રસાદ શબ્દ આત્મવચન જ છે. આથી અહીં સંપ્રસાદ શબ્દ આત્મવાચક હોઈને આત્માનું જ ગ્રહણ ન્યાય્ય છે. ॥ ૩ ॥

પરમાત્માની આત્માને જે પ્રાપ્તિ થાય છે તે પ્રાપ્તિ વિભાગે કે અવિભાગે હોય છે? અર્થાત્ દેવદત્તને ગામડાની પ્રાપ્તિ થાય તેવી એ પ્રાપ્તિ છે કે નદીને સમુદ્રની પ્રાપ્તિ થાય તેવી એ પ્રાપ્તિ છે? સમાધાન દેતા કહે છે કે –

## अविभागेन तु दृष्टत्वात् ॥ ४ ॥

अविभागेन तु=આત્માને થતી બ્રહ્મપ્રાપ્તિ અવિભાગે જ થાય છે કેમકે दृष्टत्वात्=એવું દર્શન=શ્રુતિમાન છે

અર્થાત્ પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર તત્સ્વરૂપતામાં જ પરિણમે છે આત્મા અને પરમાત્માના મિલનને વચ્ચે કોઈ તડ રહેતી નથી શુદ્ધ પાણીમા જેમ પાણી તેમ આત્મા અને પરમાત્મા એકરૂપ–એકરસ–એકસ્વભાવ થઈ જાય છે અર્થાત્ મુક્તિ કાળે અને ત્યાર બાદ કોઈપણ ભેદ કે તડ નથી સાગરગંગામા ગંગા જેમ સાગર ગણાય, તેમ જીવાત્મા પરમાત્મામા મળી જાય છે શ્રુતિ કહે છે यदा पश्य. पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुष ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपाप विधूय निरंजनः परम साम्य मुपैति–જ્યારે આ વિવેકી જીવાત્મા, તે સુવર્ણવર્ણ જગતકર્તા, સર્વત્ર પરિપૂર્ણ, વેદાદિ સમસ્ત વિદ્યાના જનક, ઈશ્વરને સાક્ષાત્ જુવે છે ત્યારે તે જ્ઞાનીજીવ પાપ અને પુણ્યને ખખેરી નાખી નિરંજન થયેલો હોઈને ઈશ્વરની સાથે પરમ તુલ્યતા પામે છે (મુ૦ ૩-૧-૩) यथा नद्य स्यन्दमाना समुद्रेऽस्त गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान् नामरूपाद्विमुक्त परात् पर पुरुषमुपैति दिव्यम् । જેમ ઝરપતી નદીઓ પોતપોતાના નામરૂપને તજીને સમુદ્રમા લીન થઈ જાય છે તેમ પરબ્રહ્મનો જાણકાર નામ અને રૂપમાથી અત્યંત છૂટેલો હોઈને અવ્યક્તથી પર એવા અદ્ભુત પરમપુરુષ પરમાત્મામા મળી જાય છે (મું૦ ૩-૨-૮) ये पूर्वं देवाः ऋषयश्च तद्विदुः ते तन्मया अमृता. वै बभूवु ॥ પહેલા જે જે દેવો અને ઋષિઓએ તે આત્મતત્વને જાણ્યુ છે તે તે ઋષિઓ અને દેવો નિશ્ચય તન્મય થયા છે (શ્વે૦ ૫-૬) અને શ્રુતિ તો છેવટનુ પ્રમાણ માટે અવિભાગે જ રહે છે અર્થાત્ જ જીવ સ્વયં શિવરૂપ જ હતો અને થાય છે ॥ ૪ ॥

આમ વિદેહમુક્તિનુ પ્રકરણ સમાપ્ત થાય છે હવે જીવન્મુક્તિની ચર્ચા શરૂ થાય છે તો स्तेन શબ્દનો મહાત્મા જૈમિનિ શો અર્થ કરે છે તે બતાવતા કહે છે –

## **ब्राह्मेण जैमिनिः उपन्यासादिभ्यः ॥ ५ ॥**

ब्राह्मेण=સત્યસંકલ્પાદિ બ્રહ્મનારૂપે આત્મા પ્રકટે છે એમ જૈમિનિઃ=જૈમિનિ આચાર્ય માને છે કેમકે उपन्यासादिभ्यः-ઉપક્રમ, ઉપસંહાર અને શ્રુત્યન્તરનો એવો નિર્દેશ છે.

જેવું ઉપક્રમમાં તેવું જ ઉપસંહારમાં સત્ય સંકલ્પાદિ રૂપે પ્રત્યગાત્માનું નિરૂપણ છે. ઉપક્રમમાં કહ્યું છેઃ—**सत्यकामः सत्यसंकल्पः** (છાં૦ ૮-૭-૧) તો ઉપસંહારમાં વચન છે કે **स तत्र पर्येति जक्षत् क्रीडन् रममाणः स्त्रीभिः वा यानैः वा ज्ञातिभिः वा**-તે હસતો, ખેલતો, આનંદ કરતો, કોઈ વેળા સ્ત્રીઓ સાથે, કોઇક વેળા રથાદિ સાથે, તો કવચિત્ જાતિ ભાઈઓ સાથે (છાં૦ ૮-૧૨-૩)· શ્રુત્યન્તર તો આત્માને પરમાત્માના સત્ય સંકલ્પાદિ મળે છે એવું સ્પષ્ટ કહે છે-**तस्य सर्वेषु लोकेषु कामचारो भवति** તેમનું સૌ લોકમાં ઇચ્છાનુસાર વિચરણ થાય છે. (છાં૦ ૭-૨૫-૨) આમ ઉપક્રમ અને ઉપસંહારમાં જો આત્માનું સત્ય સંકલ્પ વગેરે રૂપ નિરૂપિત હોય તો મધ્યે-**स्वेन रूपेण संपद्यते**-માં પણ તે જ હોઈ શકે. નહીંતર પ્રકરણ વૈરૂપ્ય આવે. **स्व** શબ્દ તો પરમાત્મા માટે પણ હોઈ શકે કેમકે તે સૌનો અન્તરાત્મા છે. અને સત્ય સંકલ્પાદિરૂપ તો બ્રહ્મનું છે એ પ્રસિદ્ધ છે. આથી **स्वेन रूपेण अभिनिष्पद्यते**માં જે રૂપ છે તે બ્રહ્મરૂપ છે એમ જૈમિનિનું માનવું છે. ॥૫॥

મતાન્તર દર્શાવતાં કહે છે કેઃ—

## **चितितन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥ ६ ॥**

चितितन्मात्रेण=પોતાના ચૈતન્ય માત્ર રૂપે આત્મા વ્યક્ત થાય છે કેમકે तदात्मकत्वात्= આત્મા ચૈતન્યમાત્ર સ્વરૂપ છે इति=આમ औडुलोमि=ઔડુલોમિ નામના આચાર્યનો મત છે.

જેનું જે રૂપ હોય છેવટે તેજ રૂપે તે પ્રકટે છે. બીજાં રૂપે તે પ્રકટી શકે નહીં. પ્રકટે તો વિરોધ આવે. આત્મા કેવળ ચૈતન્યમાત્ર છે. તે તેનું સ્વરૂપ છે. શ્રુતિ કહે છે-**एवं वाऽरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघनः एव**-આ જ પ્રમાણે અનન્તર અને અબાહ્ય સંપૂર્ણ પ્રજ્ઞાનઘન જ આત્મા—(બૃ૦ ૪-૫-૧૩) **दृष्टा दृशिमात्रः**-દૃષ્ટા કેવળ ચેતન છે. (યો૦ ૨-૨૦) વગેરે સ્મૃતિ છે. તેથી **स्वेन रूपेणाभिनिष्पद्यते**નો "ચિતિ તન્માત્ર પોતાના રૂપે અભિવ્યક્તિ" એવો અર્થ છે. આ મત છે ઔડુલોમિ નામના આચાર્યનો. ॥ ૬ ॥

હવે ઉપક્ષા બન્ને મતના વિરોધનો પરિહાર ઈચ્છતાં પોતાનો મત કહે છે કે:–

## एवमपि उपन्यासात् पूर्वभावादविरोधं च द यणः ॥ ७ ॥

एवं अपि=બ્રહ્મરૂપે કે ચિતિતન્માત્રરૂપે પણ આત્માનુ પ્રાકટ્ય હોય તો પણ अविरोध= વિરોધ નથી એમ बादरायण=બાદરાયણાચાર્ય કહે છે કેમકે उपन्यासात्=શ્રુતિઓએ એવો ઉપન્યાસ કર્યો છે અને पूर्वभावात्=બ્રહ્મરૂપે અભિવ્યક્તિ ચૈતન્યમાત્ર રૂપે થતી અભિવ્યક્તિની પૂર્વભાવિની છે

ઉપક્ષા ઉભય મતોમાં કોઈપણ વિરોધ નથી બન્નેનો સમન્વય થઈ શકે છે, એમ ભગવાન બાદરાયણનો મત છે આત્માને પરમાત્માનુ દર્શન થતા પરમાત્માનું સત્યસંકલ્પાદિ ઐશ્વર્ય આત્મામાં સંક્રાન્ત થાય છે બ્રહ્મદર્શનનુ એ પૂર્વફળ છે. શ્રુતિ કહે છે जुष्ट यदा पश्यति अन्यं ईश अस्य महिमानमिति वीतशोक–અને જ્યા પોતાના બીજા પ્રિયતમ મિત્ર ઈશ્વરને જુવે છે તથા આ બધો એનો મહિમા છે એમ સાક્ષાત્ કરે છે કે તરત તે શોક રહિત થઈ જાય છે. (મુ૦ ૩–૧–૨) આમ બ્રહ્મદર્શનના માહાત્મ્યે ઐશ્વર્ય પ્રાપ્તિ થાય છે. આને જ બ્રહ્મરૂપે અભિવ્યક્તિ કહેવામાં આવે છે જ્યારે શરીરનો ત્યાગ કરી એ સ્વરૂપમા મળે છે ત્યારે તે ચિતિતન્માત્રરૂપે અભિવ્યક્ત થાય છે પહેલી જીવન્મુક્તિ તો બીજીમાં વિદેહમુક્તિ છે શ્રુતિ કહે છે –तद्यथाऽहि निर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीत एवमेवेद शरीर शेतेऽथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज-एव–તે તો જેમ રાફડા ઉપર મરેલી સાપની કાચળી ફેંકાયેલી હોઈને સૂઈ રહે છે તે જ પ્રમાણે આ શરીર સૂઈ જાય છે ત્યારબાદ આ અશરીર અમૃત આત્મા બ્રહ્મરૂપ જ હોઈને તેજરૂપ જ રહે છે – (બૃ૦ ૪–૪–૭) આમ બન્ને રીતે અવિરોધ જ છે "स्व" શબ્દનો અર્થ કરવે જૈમિનિ પક્ષ લઘુ છે ઔડુલોમી પક્ષ ગુરુ છે. एष. संप्रसाद. આ સુષુપ્તિનો જીવાત્મા (છાં૦ ૮–૧૨–૩) આ શ્રુતિ વિદેહમુક્તિનું પ્રતિપાદન કરે છે स तत्र पर्येति जक्षत्–તે ત્યા ખાતો પીતો પર્યટન કરે છે. (છાં૦ ૮–૧૨–૩) વગેરે જીવન્મુક્તિ દર્શાવે છે सत्यकाम सत्यसंकल्प (છાં૦ ૮–૧૨–૧) એ જીવન્મુક્તિને ઉદ્દેશીને છે ઉપરાત કામચાર શ્રુતિ પણ જીવન્મુક્તિનો મહિમા ગાય છે આમ બન્ને મતમાં અવિરોધ છે, એવો બાદરાયણનો મર્મ છે ॥ ૭ ॥

આ ઠેકાણે પૂર્વપક્ષી કહે છે જીવન્મુક્તિને બાહ્યો ઐશ્વર્યની પ્રાપ્તિ માની શકાય એમ નથી કેમકે એ પ્રાપ્તિ વિકલ્પ મહી શકતી નથી

सर्वभूतानि चात्मनि । समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति સૌ ભૂતોમા આત્માને અને સર્વભૂતોને આત્મામા સમાન જુવે છે તે આત્મયાજી સ્વરાજ્યને પામે છે. (મનુ० ૧૨-૯૨) આથી જીવન્મુક્ત સૌનો અધિપતિ થાય છે. ॥ ૯ ॥

હવે જીવન્મુક્તને શરીરાભિમાન હોય કે નહીં તેનુ નિર્ધારણ કરતા કહે છે –

## अभावं बादरिराह ह्येवम् ॥ १० ॥

બાદરિ=બાદરિ નામના આચાર્ય કહે છે કે અભાવ=જીવન્મુક્તને શરીરના અભિમાનનો અભાવ હોય છે હિ=કેમકે एवम्=એવુ आह=શ્રુતિ કહે છે

સામાજિક સુખદુ ખ જેને સ્પર્શે તે શરીરવાળો. જેને ન સ્પર્શે–સ્પર્શતા છતા ન સ્પર્શે તે શરીર વિનાનો. શરીરના અભિમાનમા શરીર છે અભિમાનના અભાવમા શરીર હોય તો પણ શરીર નથી જ, શ્રુતિ કહે છે કે–आत्तो वै सशरीरः प्रियाप्रियाभ्या, न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययो. अपहतिरस्ति अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशत.–કેમકે સશરીર પુરૂષને માટે પ્રિયાપ્રિય=સુખદુ ખની નિવૃત્તિ જ નથી નિશ્ચય અશરીર જ થયેલાને પ્રિયાપ્રિય સ્પર્શતા નથી (છાં० ૮-૧૨-૧) જીવન્મુક્તની અપાર પ્રસન્નતા જ તે સુખદુ ખથી પર છે એ દર્શાવે છે શ્રુતિ કહે છે–तत्र को मोह. कः शोकः एकत्वं अनुपश्यत–તે કાળે આત્માની એકતાને જોનારને કોણ મોહ અને કોણ શોક છે (યજુ० ૪૦-૭) ઉપરાત आत्मानं चेद्विजानीयात् अयमस्मीति पुरुषः । किमिच्छन्. कस्य कामाय शरीरं अनुसञ्चरेत–

વેકલ્પ એ છે કે એવા આત્માને જે જે સિદ્ધિઓ મળે છે તે આપણા જેવાની પેરે, પ્રયત્નસાક્ષેપ સંકલ્પથી થતી હોય તો તેનો કશો જ અર્થ નથી કેમકે તે તો પ્રયત્નનો મહિમા થયો! અગર જો સંકલ્પ માત્રે તે ઐશ્વર્ય મળતું હોય તો તે પણ બરાબર નથી. કેમકે તે અનુપલબ્ધિ અપ્રાપ્તિથી પરાહત છે. કોઇને પણ સંકલ્પમાત્રે કશું મળતું નથી! અને જે મળવાનું નથી તેના મોણલાં શાં? આનો જવાબ વાળતાં કહે છે:-

## संकल्पमात्रादेव तु तच्छ्रुतेः ॥ ८ ॥

तु=પણ संकल्पमात्रादेव=સંકલ્પમાત્રથી જ-પ્રયત્નની અપેક્ષા વિનાના સંકલ્પમાત્રથી જ આત્માને-જીવન્મુક્તને ઐશ્વર્ય પ્રાપ્તિ થાય છે કેમકે तत् श्रुतेः=તેવું કહેનારી શ્રુતિ છે.

સંસારી અને જીવન્મુક્તમાં અહીં જ તો તફાવત છે. જીવન્મુક્ત સત્યકામ અને સત્યસંકલ્પ હોય છે. આથી સહેજ પણ પ્રયત્નની તેને અપેક્ષા રહેતી નથી. એ બધો કારભાર તો બ્રહ્માત્માને હોય છે. આત્માના સામર્થ્ય તો અનવગાહ્ય છે. શ્રુતિ કહે છેઃ-यं यं अन्तं अभिकामो भवति यं कामं कामयते सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति तेन संपन्नो महीयते- જે જે પદાર્થને માટે તે કામનાવાળો થાય છે, જે જે પદાર્થને વાંછે છે, સંકલ્પમાત્રથી તે તેને માટે ઉપસ્થિત થાય છે. તેથી સંપન્ન તે મહિમાને અનુભવે છે. (છાં૦ ૮-૨-૧૦) આથી પૂર્વપક્ષે ચિંતા કરવાની જરૂર નથી. ॥૮॥

જીવન્મુક્તનું સત્ય સંકલ્પત્વ દર્શાવ્યું. હવે તેનું તે જ કારણે અન્યના ઉપર આધિપત્ય બતાવતાં કહે છેઃ-

## अत एव चानन्याधिपतिः ॥ ९ ॥

अत एव=સત્યસંકલ્પત્વને લઇને જ अनन्याधिपतिः=બીજા અધિપતિ વિનાનો એટલે કે સ્વરાટ્ સ્વતંત્ર થાય છે જીવન્મુક્ત.

સંકલ્પમાત્રથી દુર્લભ પદાર્થો પણ જેની સેવામાં ઉપસ્થિત થઇ શકે એવા સત્યસંકલ્પનો કોણ અધિપતિ થઇ શકે? શ્રુતિ જ તેનું સ્વરાટ્પણું સ્વાતન્ત્ર્ય અને આધિપત્ય દર્શાવે છે. स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति-તે સ્વરાટ્ થાય છે, તેનું સર્વલોકોમાં ઇચ્છાનુસાર વિચરણ થાય છે. (છાં૦ ૭-૨૫-૨) सर्वान् पाप्मनः अपहत्य सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्यं आधिपत्यं पर्यैति य एवं वेद-જે આમ જાણે છે તે સ પાપોને હણીને સમસ્ત ભૂતોમાં શ્રેષ્ઠતા અને સ્વરાજ્ય અને આધિપત્ય પામે છે. (કૌ૦ ૪-૨૦) સ્મૃતિ પણ [illegible] સર્વભૂતેષુ चात्मा

सर्वभूतानि चात्मनि । समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति સૌ ભૂતોમાં આત્માને અને સર્વભૂતોને આત્મામાં સમાન જુવે છે તે આત્મયાજી સ્વરાજ્યને પામે છે. (મનુ૦ ૧૨-૯૧) આથી જીવન્મુક્ત સૌનો અધિપતિ થાય છે. ॥ ૯ ॥

હવે જીવન્મુક્તને શરીરાભિમાન હોય કે નહીં તેનું નિર્ધારણ કરતાં કહે છેઃ-

## अभावं बादरिराह ह्येवम् ॥ १० ॥

બાદરિ=બાદરિ નામના આચાર્ય કહે છે કે અભાવં=જીવન-મુક્તને શરીરના અભિમાનનો અભાવ હોય છે હિ=કેમકે એવમ્=એવું આહ=શ્રુતિ કહે છે.

સાંસારિક સુખદુઃખ જેને સ્પર્શે તે શરીરવાળો. જેને ન સ્પર્શે-સ્પર્શતાં છતાં ન સ્પર્શે તે શરીર વિનાનો. શરીરના અભિમાનમાં શરીર છે. અભિમાનના અભાવમાં શરીર હોય તો પણ શરીર નથી જ, શ્રુતિ કહે છે કેઃ-आत्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां, न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोः अपहतिरस्ति अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः-કેમકે સશરીર પુરૂષને માટે પ્રિયાપ્રિય=સુખદુઃખની નિવૃત્તિ જ નથી. નિશ્ચય અશરીર જ થયેલાને પ્રિયાપ્રિય સ્પર્શતાં નથી. (છાં૦ ૮-૧૨-૧) જીવન્મુક્તની અપાર પ્રસન્નતા જ તે સુખદુઃખથી પર છે એ દર્શાવે છે. શ્રુતિ કહે છેઃ-तत्र को मोहः कः शोकः एकत्वं अनुपश्यतः-તે કાળે આત્માની એકતાને જોનારને કોણ મોહ અને કોણ શોક છે. (યજુ૦ ૪૦-૭) ઉપરાંત आत्मानं चेद्विजानीयात् अयमस्मीति पुरुषः । किमिच्छन्-कस्य कामाय शरीरं अनुसंज्वरेत्-જો આત્માને "આ છું, હું પુરુષ છું" એમ વિશેષપણે જાણે તે શું ઇચ્છતો હોઈને કઈ કામના માટે શરીરની પાછળ તપે ? (બૃ૦ ૪--૧૨) ઉપરાંત तद्वात्मतत्त्वं प्रसमीक्ष्य देही एकः कृतार्थो भवते वीतशोकः-પોતાના વાસ્તવરૂપનો ઠીક ઠીક સાક્ષાત્કાર કરીને કેવળ શોકરહિત બની કૃતાર્થ થાય છે. (શ્વે૦ ૨-૧૪) અસંગ હોઈને જીવન્મુક્ત સાંસારિક સુખદુઃખથી પર હોય છે. બ્રહ્મદર્શનના માહાત્મ્યે તેનું મિથ્યાજ્ઞાન નાશ પામતું હોઈને તેનું સશરીરત્વ રહેતું નથી. છેવટે તો શરીર કે અશરીર તો અભિમાનના ભાવાભાવમાં હોય છે. અને મિથ્યાજ્ઞાનના નાશે અભિમાન નિવૃત્ત જ થાય છે. આથી જીવન્મુક્તને શરીરનુ અભિમાન હોઈ શકતું નથી. એમ બાદરાયણ આચાર્ય કહે છે. ॥ ૧૦ ॥

મતમતાન્તર બતાવતાં કહે છેઃ-

## भावं जैमिनिर्विकल्पामननात् ॥ ११ ॥

भावं=જીવન્મુક્તમા શરીરના અભિમાનનો સદ્ભાવ હોય છે એમ જૈમિનિ=જૈમિનિ આચાર્ય કહે છે કેમકે विकल्पामननात्=વિકલ્પનુ કથન જોવામા આવે છે

છાંદોગ્ય ઉપનિષદ્‌મા જીવન્મુક્તનુ અનેકરૂપે વિવિધભવન બતાવ્યુ છે स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा चैव पुनश्चैकादश स्मृता । शतं च दश चैकश्च सहस्राणि च विंशतिः –તે આત્મા એક પ્રકારે હોય છે પછી પાછો પાંચ, સાત, અને નિશ્ચય નવ પ્રકારે અને વળી અગિયાર પ્રકારે થાય છે, એમ સ્મરણ કરાયુ છે તે સો અને નિશ્ચય દશ, ને એક અને નિશ્ચય વીસ હજાર રૂપે થાય છે (છા૦ ૭-૨૬-૨) આ વિવિધભવન શરીરાભિમાન વિના હોઈ શકે નહીં આમ શ્રુતિ કહે છે અને લોકમા–અનુભવ પણ એમ જ કથે છે આથી જીવન્મુક્તમા પણ શરીરાભિમાનનો સદ્ભાવ જૈમિનિ આચાર્ય જુવે છે ॥ ૧૧ ॥

પોતાનો મત ટાંકતા કહે છે –

## द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ १२ ॥

द्वादशाहवत् જેમ દ્વાદશાહ યજ્ઞનુ સત્રત્વ અને અહીનત્વ એમ બન્ને ધર્મ છે તેમ उभयविधं=જીવન્મુક્તનુ ઉભયવિધપણુ बादरायण=બાદરાયણ આચાર્ય માને છે કેમકે अतः=પૂર્વોક્ત શ્રુતિઓ બન્ને વાત જણાવે છે

જ્ઞાનની ભૂમિકા ભેદે જીવન્મુક્તના પણ બે ભેદ સ્વીકારાયા છે જે જ્ઞાનીઓ જ્ઞાનની ચોથી કે પાંચમી ભૂમિકા ઉપર હોઈને વર્તે છે તેવા જીવન્મુક્તોમા કાર્ય પૂરતુ શરીરાભિમાન હોય છે તેવાઓની અર્ચા કરવી જોઈએ तस्माद् आत्मज्ञं ह्यर्चयेद् भूतिकाम –આથી વિભૂતિ ઈચ્છનાર નિર્મલ દેહ આત્મજ્ઞને પૂજે (મુ ૩-૧-૧૦) આવો છે શ્રુતિ આદેશ પણ જે જીવન્મુક્તો જ્ઞાનની છઠ્ઠી કે સાતમી ભૂમિકામા વર્તતા હોય છે તેમનામા શરીરાભિમાન હોતુ નથી. તેવાઓને ઉદ્દેશીને कुलं पवित्रं जननी कृतार्था वसुन्धरा पुण्यवती च तेन । अपारसंवित् सुखसागरेऽस्मिन् लीनं परे ब्रह्मणि यस्य चेतः આવુ કહેવાયુ છે આમ બન્ને પ્રકારની શ્રુતિઓ જોવા મળતી હોઈને બન્ને વ્યવસ્થા યુક્તિયુક્ત છે એમ બાદરાયણાચાર્ય કહે છે દૃષ્ટાન્ત છે દ્વાદશાહ યજ્ઞનુ એ યજ્ઞ સત્ર પણ કહેવાય છે અને અહીન પણ ગણાય છે યજ્ઞના આસન-ઉપાયન વિધિ હોઈને તે સત્ર છે यजति વિધિની પ્રાપ્તિ હોઈને એને અહીન પણ કહે છે સત્રમા અનિયત સ્વા

કે ન છે અટીનમા નિયન કર્તા હોય છે આટલો તફાવત છે તો એ બન્નેની જેમ વ્યવસ્થા છે તેમ શરીરાભિમાન અને અનભિમાન બન્નેની જીવન્મુક્તમા વ્યવસ્થા છે એવો બાદરાયણનો મત છે ॥ ૧૧ ॥

તો શરીરના અભિમાનના અભાવમા જીવન્મુક્તનો પ્રારબ્ધ ભોગ કેવી રીતે સિદ્ધ થાય! તો કહે છે કે.-

## तन्वभावे सन्ध्यवदुपपत्तेः ॥ १२ ॥

તન્વભાવ=શરીર॥ અભિમાનના અભાવમા સન્ધ્યવત્-સ્વપ્નદ્રષ્ટા પુરુષની પેરે જીવન્મુક્તનો પ્રારબ્ધભોગ જાણવો કેમકે ઉપપત્તે=કેવળ મનથી તે થઈ શકે છે

સ્વપ્નના શરીરનુ અભિમાન હોતુ નથી છતા સ્વપ્નદ્રષ્ટાને જેમ મનોમાત્રથી ભોગ થાય છે તેમ શરીર અનભિમાનીનો પ્રારબ્ધ ભોગ સભવે છે કેમકે મન પણ ભોગસાધન તો છે જ ને। ॥ ૧૩ ॥

## भावे जाग्रद्वत् ॥ १४ ॥

ભાવ=શરીરનુ અભિમાન હોય ત્યારે જાગ્રદ્વત્-જાગતા પુરુષની પેર જીવન્મુક્તનો પણ પ્રારબ્ધ ભોગ જાણવો.

જાગતાવસ્થામા જેમ જીવમાત્ર બાહ્ય ઇન્દ્રિયો વગેરેથી પ્રારબ્ધ ભોગવે છે તેમ અભિમાન હોય ત્યારે જીવન્મુક્ત પણ તેજ રીતે ભોગ-પ્રારબ્ધ ભોગ અનુભવે છે તેમા તફાવત નથી ॥ ૧૩ ॥

સત્યસકલ્પત્વાદિ ઐશ્વર્ય વર્ણવ્યુ હવે જીવન્મુક્તનુ સર્વજ્ઞત્વ વર્ણવતા કહે છે કે-

## प्रदीपवदावेशस्तथा हि दर्शयति ॥ १५ ॥

પ્રદીપવત્-દીવાનો તમામ પદાર્થોમા પ્રકાશક તરીકે જે આવેશ તેની માફક આવેશ જીવન્મુક્તનો તમામ પદાર્થોમા જ્ઞાતા તરીકે આવેશ પ્રવેશ થાય છે હિ કેમકે તથા=તે રીતે દર્શયતિ=શ્રુતિ બતાવે છે

જેમ દીવો સ્થૂળ સૂક્ષ્મ, હાજર દૂર-તમામ પોતાની પ્રકાશ કક્ષામા આવેલા પદાર્થોને પ્રકાશિત કરે છે તેમ ભગવાન જીવન્મુક્ત પણ પાસેના દૂરના-સ્થૂળ સૂક્ષ્મ-સમસ્ત પદાર્થો જે જ્ઞાન દ્વારા પ્રકાશિત કરે છે અર્થાત્ સર્વજ્ઞકલ્પ થાય છે તેનુ બુદ્ધિસત્વ નિરાવરણ થઇ જતુ હોઈને વિશ્વ પ્રકાશનનુ તેનામાં રહેલુ સ્વાભાવિક સામર્થ્ય પ્રકટે છે શ્રુતિ સ્વય આ

જ્ઞાનાવેશ દર્શાવે છે **स सर्वज्ञः सर्वमेवाविवेश**–તે સર્વજ્ઞ થઈને નિઃસંદેહ બ્રહ્મમા પ્રવેશ કરે છે **न पश्यो मृत्युं पश्यति न रोग नोत दुःखम् । सर्वं हि पश्य पश्यति सर्वमाप्नाति सर्वश**.–આત્મદર્શી ન તો મૃત્યુને જુએ ન તો રોગ કે ન તો દુઃખને જુવે નિઃસન્દેહ આત્મદર્શી સર્વરૂપ આત્માને જુવે છે તે સર્વરૂપ થયેલ હોઈને સર્વરૂપ આત્માને પ્રાપ્ત થાય છે (છા૦ ૭–૨૬–૨ ) આથી જીવન્મુકત સર્વજ્ઞ પણ થાય છે ॥૧૫॥

પૂર્વપક્ષી કહે છે કે આ સર્વજ્ઞપણુ સ્વીકારી શકાય એમ નથી કેમકે બ્રહ્મને પ્રાપ્ત કરનારને બાહ્ય કે આતર જ્ઞાન હેતુ નથી એમ શ્રુતિ કહે છે **प्राज्ञेनात्मना सपरिष्वक्तः न बाह्य किंचन वेदनान्तरम्**–પ્રાજ્ઞ આત્મ વડે ભેટાયેલો ન તો કોઈ બાહ્ય કે ન તો કાઈ આતર જાણે છે (બૃ૦ ૪–૩–૨૧) જીવન્મુક્ત બ્રહ્મને પામેલો હોય છે આનો જવાબ દેતા કહે છે –

## स्वाप्ययसम्पयोरन्यतरापेक्षं आविष्कृतं हि ॥ १६ ॥

स्वाप्य=સ્વાપ્યય એટલે સુષુપ્તિ–સપત્તિ એટલે મોક્ષ તે બેમાથી ગમે તે એક અવસ્થાની અપેક્ષાએ આત્માનો આ જ્ઞાનાભાવ શ્રુતિ દર્શાવે છે हि=કેમકે आविष्कृत= પહેલા અને પાછના વાક્યોથી આ સ્પષ્ટ જોવામા આવે છે

ઉપલી શ્રુતિ જીવન્મુક્તને ઉદ્દેશીને નથી એ તો સુષુપ્ત અને મુક્તને ઉદ્દેશીને છે **यत्र सुप्त** –જ્યા સૂતેલો (બૃ૦ ૪–૩–૧૯) આ વાક્યમા સુષુપ્તિનો તો **सलिले एको द्रष्टाद्वैतोभवति**–પાણીમા એક દ્રષ્ટા અદ્વૈત થાય છે (બૃ૦ ૪–૩–૩૨) આ ઉત્તર વાક્યમા મુક્તનો ઉલ્લેખ છે અહીં અકસ્માત્ જીવન્મુક્તને કેવી રીતે સમાવવો ? આથી જીવન્મુક્તનુ સર્વજ્ઞપણુ સ્વીકારવુ ઘટે ॥ ૧૬ ॥

હવે જીવન્મુક્તના ઐશ્વર્યની ઇયત્તા દર્શાવતા કહે છે –

## जगद्व्यापारवर्जं प्रकरणात् असंनिहितत्वाच ॥ १७ ॥

જીવન્મુક્તનુ ઐશ્વર્ય जगद्व्यापारवर्जं=જગજ્જન્માદિ વ્યાપાર છોડીને બાકીનુ જાણવુ કેમકે प्रकरणात्=પ્રકરણ च=અને असंनिहितत्वात्=જગતના જન્માદિ વ્યાપારના સનિધાનનો અભાવ છે

તો આ જીવન્મુકત મહાત્માનુ ઐશ્વર્ય કેટલુ અને કેવુ હોય ? મર્યાદિત કે અમર્યાદિત ? બ્રાહ્મી ઐશ્વર્ય હોવાથી અમર્યાદિત જ હોવુ ઘટે એવો પૂર્વપક્ષ થતા કહે છે તેનુ ઐશ્વર્ય મર્યાદિત છે એ મર્યાદા તે જગતના

જન્માદિની. અર્થાત્ જીવનમુક્તનું ઐશ્વર્ય આમ અપાર હોય છે પણ જગતના જન્મ સ્થિતિ લય કરવાનું તેમનું ઐશ્વર્ય હોતું નથી. એ તો પરમાત્માનું જ હોય છે. પ્રકરણથી આ જણાય છે. જ્યાં જ્યાં જીવન્મુક્તનું પ્રકરણ છે ત્યાં ત્યાં બધેય જીવન્મુક્તને સર્વકામની પ્રાપ્તિ થાય છે, વગેરે લખ્યું છે. કયાંયે જગતના જન્માદિનું તેનામાં સામર્થ્ય આવે છે એવું જણાવ્યું નથી. જેમકે स तत्र पर्य्येति जक्षत् क्रीडन् रममाणः (છાં૦૮-૧૨-૩) વગેરે. ઉપરાંત જેમ પ્રકરણમાં નથી તેમ પ્રકરણની સંન્નિધિમાં પણ કયાંયે એવો નિર્દેશ નથી. તો જેનું કોઈ પણ પ્રકરણમાં શ્રવણ નથી કે પ્રકરણની સંન્નિધિમાં પણ શ્રવણ નથી તેની કલ્પના કરવી અપ્રમાણિક છે. આથી જગદ્વ્યાપાર વિનાનું બાકીનું બધું જીવન્મુકતનું ઐશ્વર્ય હોઈ શકે છે. ॥૧૭॥

પૂર્વપક્ષ ઉઠાવી સમાધાન કરતાં કહે છે કેઃ-

## प्रत्यक्षोपदेशादिति चेन्नाधिकारिकमण्डलस्थोक्तेः ॥ १८ ॥

प्रत्यक्षोपदेशात्=શ્રુતિના અનુશાસનથી જીવન્મુક્તનુ ઐશ્વર્ય જગદ્ વ્યાપાર વિનાનું નથી इति चेत्=એમ જો કહો તો न=એ ઠીક નથી કેમકે आधिकारिकमण्डलस्थोक्तेः=કેમકે એ ઐશ્વર્ય તો આધિકારિક વર્ગને માટે કહ્યુ છે

શ્રુતિ જ જીવન્મુકતનું નિરતિશય ઐશ્વર્ય બતાવતી હોઇને તેનું સાતિશય ઐશ્વર્ય છે એમ કહેવું બરાબર નથી, શ્રુતિ કહે છે:-स स्वराट् भवति-તે સ્વરાટ્ થાય છે (છાં૦ ૨૫-૨) सर्वेऽस्मै देवाः बलिमाहरन्ति-તેની આગળ તમામ દેવો બલિનુ આહરણ કરે છે. (તૈ૦ ૧-૫) વગેરે. જો તેનું ઐશ્વર્ય નિરતિશય ન હોય તો "સ્વરાટ" શબ્દ અને સૌ દેવો દ્વારા પૂજાકરણ ઘટે નહીં. આથી તેવાનુ ઐશ્વર્ય અસીમ જ હોય! તો આ વાત ઠીક નથી. કેમકે ઉપલી શ્રુતિઓ આધિકારિક વર્ગના ઐશ્વર્યનો ઉલ્લેખ કરે છે. એવા ઇશ્વરાદેશ અનુસાર કોઇક અધિકારને પામેલાઓનું જેવું ઐશ્વર્ય હોય તેવું જીવન્મુકતનું હોય એટલુ જ બતાવવાનો અહીં આશય છે મુકતાત્મા કરતાં તો જીવન્મુકત અધિક નથી. અને જગતનો જન્માદિનો કારભાર તો પ્રભુ કોઇ અધિકારીને પણ સોંપતો નથી. તો પછી જીવન્મુકતને તો કયાંથી સુપ્રત કરે? એ કાર્ય તો પરમાત્માની જ ગતિનું-તેનું જ. અને યોગીશ્વરનું પણ ઐશ્વર્ય મર્યાદિત જ છે. ॥ ૧૮ ॥

ઐશ્વર્ય બે પ્રકારનું-એક જ્ઞાનૈશ્વર્ય. બીજું ક્રિયૈશ્વર્ય. બ્રહ્મથી માંડીને સમસ્ત પ્રકૃતિ જ્ઞાનૈશ્વર્યનો વિષય છે. ક્રિયા ઐશ્વર્યનો વિષય, જગદ્ વ્યાપાર વિનાના પદાર્થો છે. આટલું જાણ્યુ હવે તેમા રહેલી બીજી [illegible] બતાવતાં કહે છે-

## विकारावर्ति च तथा हि स्थितिमाह ॥ १९ ॥

જીવન્મુક્તનું ઐશ્વર્ય વિકારાવર્તિ=સમસ્ત જન્ય પદાર્થોને વિષય કરનાર હોય છે. હિ=કેમકે તથા તથા=તે રીતે સ્થિતિ=પરિસ્થિતિ છે એમ આહ=શ્રુતિ કહે છે

જેમ જીવન્મુક્તનું ઐશ્વર્ય જગદ્વ્યાપાર વિનાનું છે તેમ તે ઐશ્વર્ય જન્યભાવને લગતું છે એમ પણ જાણવું. શ્રુતિ જ એમ કહે છે **स सर्वांश्च लोकान् आप्नोति सर्वांश्च भावान् यस्तमात्मानमनुविद्य विजानाति**–તે સમસ્ત લોકો અને સમસ્ત કામોને પ્રાપ્ત કરે છે, જે તે આત્માને શોધીને જાણે છે. (છાં૦ ૮-૧૨-૬) તો આ શ્રુતિનો શો અભિપ્રાય? એનો એ જ અભિપ્રાય છે કે જીવન્મુક્તનું ઐશ્વર્ય જે જન્મે છે એવા પદાર્થોને જ વિષય કરનારું છે. અર્થાત્ જીવન્મુક્ત થોડો વખત માટે પદાર્થોની શકિતને અન્યથા કરી શકે પણ તેમના સ્વરૂપને તે અન્યથા ન કરી શકે. કેમકે એ જગદ્ વ્યાપારની અંદર જ સમાવિષ્ટ થાય છે. ॥૧૯॥

પ્રમાણાન્તરથી આ વાતને દૃઢ કરતાં કહે છે કે:–

## दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ॥ २० ॥

एवं=છાંદોગ્ય શ્રુતિની માફક प्रत्यक्षानुमाने=તૈત્તિરીય શ્રુતિ એટલે પ્રત્યક્ષ, યોગશાસ્ત્ર એટલે અનુમાન, ને બન્ને જીવન્મુક્તનું ઐશ્વર્ય વિકારાન્તરવર્તી હોય છે એમ કહે છે.

જેમ છાંદોગ્ય શ્રુતિ તેમ તૈત્તિરીય શ્રુતિ, તેમ જ યોગશાસ્રરૂપી સ્મૃતિ પણ કહે છે. **अहं विश्वं भुवनं अभ्यभवां सुवर्णज्योतिः** હું સમસ્ત જગતને ઉપસંહરું છું. હું સૂર્યના જેવી સ્વપર પ્રકાશ જ્યોતિવાળો છું. (તૈ૦ ૩-૧૦) **सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च** સત્વ અને પુરૂષની ભિન્નતાનું જ્ઞાનમાત્ર જેને થાય છે તે સર્વ પદાર્થોનો અધિષ્ઠાતા થાય છે, સર્વજ્ઞતાને પામે છે. (યો૦ ૩-૪૯) આથી જીવન્મુક્તનું ઐશ્વર્ય વિકારાવર્તી છે એજ સિદ્ધ થાય છે. ॥ ૨૦॥

લિંગ પ્રમાણથી આ જ વાતને પુષ્ટ કરતાં કહે છે:–

## भोगमात्रसाम्यलिंगाच्च ॥ २१ ॥

भोगमात्रसाम्यलिंगात्=ભોગમાત્રમાં જ સમાનતારૂપ લક્ષણથી च=પણ જીવન્મુક્તનું ઐશ્વર્ય સાતિશય છે, વિકારવર્તી છે એ જ સિદ્ધ થાય છે.

જો જીવન્મુક્તનુ ઐશ્વર્ય વિકારવર્તી ન હોત તો પરબ્રહ્મ પરમાત્મા સાથે તેના ઐશ્વર્યનુ સામ્ય બતાવ્યુ હોત કેવળ સર્વ કામનાના ભોગની પ્રાપ્તિરૂપ ભોગમાત્રનુ સામ્ય ન બતાવ્યુ હોત પણ કેવળ તેટલી જ સમાનતા બતાવી છે દા ત सत्य ज्ञानं अनन्त ब्रह्म यो वेद निहित गुहाया परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता- બ્રહ્મ સત્ય, જ્ઞાન, અને અનત છે તથા હૃદય ગુફામા સૌથી શ્રેષ્ઠ હૃદયાકાશમા સ્થિત છે તેને જે જાણે છે તે સર્વસાક્ષી બ્રહ્મની સાથે તમામ કામનાઓને પ્રાપ્ત થાય છે ( તૈ૦ ૨-૧ ) જો જીવન્મુક્તનુ ઐશ્વર્ય પરબ્રહ્મના ઐશ્વર્ય જેવુ અને જેટલુ હોત તો સમસ્ત અશમા તેવુ બતાવ્યુ હોત, પણ અહીં તો એક ભોગાશમા જ સામ્ય બતાવ્યુ છે પરમાત્માનુ ઐશ્વર્ય સ્વાભાવિક છે, જીવન્મુક્તનુ તો નૈમિત્તિક છે જો કે એ વાત જુદી છે આ ભોગમાત્રમાં સમાનતા રૂપી લક્ષણ પણ જીવન્મુક્તનુ ઐશ્વર્ય વિકારવર્તી છે એમ દર્શાવે છે ॥ ૨૧ ॥

આમ જીવન્મુક્તિની ગાથા પૂરી થઇ, હવે મુક્તાત્માની પુનરાવૃત્તિ થાય કે તેની પુનરાવૃત્તિ થતી નથી ? એટલી એક વાત નિશ્ચિત કરવાની બાકી રહે છે પુનરાવૃત્તિ થાય છે એવો પૂર્વપક્ષ છે, પુનરાવૃત્તિ થતી નથી એ સિદ્ધાન્ત છે એ સિદ્ધાન્તનુ જ નિરૂપણ કરતા શાસ્ત્રની પરિસમાપ્તિ ભાખે છે કે -

**अनावृत्तिः शब्दाद् अनावृत्तिः शब्दाद् ॥ २२ ॥**

મુક્તાત્મની અનાવૃત્તિ=સસારમા આવૃત્તિ-પુનર્જન્મ થતો નથી દ્વિરુક્તિ શાસ્ત્ર સમાપ્તિ દર્શાવે છે કેમકે શબ્દાત્-શ્રુતિનો એવો બોધ છે-

મુક્તાત્માઓનુ સસારમા પુનરાવર્તન થતુ નથી કેમકે બ્રહ્મ સાક્ષાત્કારના માહાત્મ્યે પુનર્જન્મ વગેરેની જે સામગ્રી તે સામગ્રીનો જ નાશ થાય છે અને કારણનાશે કાર્યનાશ સ્વયમેવ આવે શ્રુતિઓ અને સ્મૃતિઓ આ વાત કહેતા થાકતી નથી एतद् यो वेद निहित गुहाया सोऽविद्याग्रन्थीं विकिरतीह सोम्य-જે મનુષ્ય ગુફામા રહેલા આ પુરુષને જાણે છે તે હે સૌમ્ય-અહીં જ અવિદ્યારૂપી ગાંઠને ખોલી નાખે છે (મુ૦ ૨-૧-૧૦) भिद्यते हृदयग्रन्थि छिद्यन्ते सर्वसंशया । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे-સૌથી પર અને સર્વશ્રેષ્ઠ આત્માનુ દર્શન થતા દ્રષ્ટાની હૃદયગ્રથી ભેદાય છે તમામ સશયો છેદાય છે અને કર્મો ક્ષીણ થઈ જાય છે (મુ૦ ૨-૨-૮) सर्वग्रन्थीनां विप्रमोक्ष तथा...

ગાંઠોનું વિસર્જન થાય છે. ततः क्लेशकर्मनिवृत्तिः-તેથી ક્લેશો અને કર્મની નિવૃત્તિ થાય છે. (યો૦ ૪-૩૦) ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन-જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને ભસ્મીભૂત કરે છે. (ગી૦ ૪-૩૭) અને અનાવૃત્તિ તો સાક્ષાત્ શ્રુતિ કહે છે-न च पुनरावर्तते-તે નિશ્ચય પાછો આવતો નથી. (છાં૦ ૮-૧૫-૧) स तु तत्पदमाप्नोति यस्माद् भूयो न जायते-તે નિઃસંદેહ તે પદને પામે છે કે જ્યાંથી પાછો આવી, ફરીથી જન્મતો નથી. (કઠ૦ ૩-૮) સ્મૃતિ પણ કહે છે. मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् । नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः । मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते-મને પામીને પરમસિદ્ધિને પહોંચેલા મહાત્માઓ દુઃખના પિયેર એવા અશાશ્વત પુનર્જન્મને પામતા નથી. હે કૌન્તેય! બ્રહ્મલોકથી માંડીને બધા લોકો ફરી ફરી આવનારા છે પરંતુ મને પામ્યા પછી પુનર્જન્મ રહેતો નથી. (ગી૦ ૮-૧૫-૧૬) અર્થાત્ પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્કારે સંસારની સદાય નિવૃત્તિ થાય છે. અને એનું જ નામ અનાવૃત્તિ છે.

તો પ્રિયાત્મન્! આ ઠેકાણે આ મહાગંભીર શાસ્ત્ર દીનાનુકંપી પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર અને શિષ્યાનુકંપી ભગવાન ગુરુદેવની અને સમસ્ત સંતોની કૃપાથી આ ઠેકાણે પૂરું થાય છે. પરમાત્માની આમાં અનુકંપા જ છે. માટે તો તને આગળ કરીને એક જ કહેવાનું રહે છેઃ-

यस्यान्तःप्रेरणात् शास्त्रं
प्रसादाच्च विनिर्मितम् ।
तस्मै देवाय हरये
ह्यत्प्रेरसेदं निवेद्यते ॥

इति वेदान्तसूत्रसाधनभाष्ये
चतुर्थाध्याये चतुर्थः पादः॥
હરિઃ ૐ તત્સત્

## ग

द

**प**

# બ્રહ્મસૂત્ર અંગે દાનદાતાઓની શુભ નામાવલિ

| | | રૂા. ન.પૈ. |
|---|---|---|
| ૧ | શ્રીમતી ઈન્દુમતી રમણિકલાલ (કાગળના) | ૧૮૦૦=૦૦ |
| ૨ | શ્રી ડાહ્યાભાઈ સી. મિસ્ત્રી બીલીમોરા | ૧૦૦૦=૦૦ |
| ૩ | ઈન્ટર નેશનલ કોટન કોર્પોરેશન લિ૦ | ૫૦૧=૦૦ |
| ૪ | શ્રી મનહરલાલ મટુભાઈ | ૫૦૦=૦૦ |
| ૫ | મેસર્સ ઝવેરચંદ લક્ષ્મીચંદ | ૫૦૦=૦૦ |
| ૬ | શ્રી શેઠ ચંદ્રવદન ચીમનલાલ | ૫૦૦=૦૦ |
| ૭ | શ્રી ભગવાનદાસ રતનશી | ૫૦૦=૦૦ |
| ૮ | શ્રી વિવેકાનંદ મીલ્સ લિ૦ | ૫૦૦=૦૦ |
| ૯ | શ્રી કાંતિલાલ નાથાલાલ | ૨૫૧=૦૦ |
| ૧૦ | મેસર્સ પરષોત્તમ રામજીની કું. | ૨૫૧=૦૦ |
| ૧૧ | ન્યુ કમર્શીયલ મીલ્સ લી. | ૨૫૦=૦૦ |
| ૧૨ | શ્રી રમણલાલ મોહનલાલ | ૨૫૦=૦૦ |
| ૧૩ | શ્રી રતિલાલ લલ્લુભાઈ | ૨૫૦=૦૦ |
| ૧૪ | શ્રી ચીમનલાલ ડોસાભાઈ | ૨૫૦=૦૦ |
| ૧૫ | શ્રીમતી રૂપાળીબેન કેશવલાલ | ૨૫૦=૦૦ |
| ૧૬ | શ્રીમતી કુંદનબેન કાંતિલાલ મુન્શા. | ૨૫૦=૦૦ |
| ૧૭ | કમર્શીયલ મીલ કું. અમદાવાદ | ૧૨૫=૦૦ |
| ૧૮ | તરૂણ કમર્શીયલ મીલ કું. | ૧૨૫=૦૦ |
| ૧૯ | શ્રી રતનશી પ્રાગજી | ૧૦૧=૦૦ |
| ૨૦ | શ્રીમતી સરલાબેન મરચન્ટ | ૧૦૧=૦૦ |
| ૨૧ | મે. જીવણદાસ લધાની કું. | ૧૦૦=૦૦ |
| ૨૨ | શ્રીમતી કાશીબેન પટેલ | ૩૦=૦૦ |

# પ્રા૦ શ્રી નલિન ભટ્ટના ગ્રંથો

## ૧ ગીતા વિભાગ

| | |
|---|---|
| શ્રીમદ્ભગવદ્ગીતા સાધનભાષ્ય | ૧૦=૦૦ |
| ગીતા શ્રવણ | ૧=૦૦ |
| ગીતા મનન (બે ભાગમાં) | ૪=૭૫ |
| ગીતા ધ્યાન | ૧=૦૦ |
| ગીતા વિચારધારા | ૧=૦૦ |
| સ્વાધ્યાય ગીતા | અપ્રાપ્ય |
| ગીતા સમશ્લોકી | ૦=૭૫ |
| ગીતા પત્રાવલિ | ૦=૫૦ |
| ગીતા સારણી | ૦=૨૫ |
| શ્રીમદ્ભગવદ્ગીતા વૈ. પદભાષ્ય | અપ્રાપ્ય |
| ગીતા પ્રવચન પ્રવદ | અપ્રકટ |
| ગીતા પૉકેટ સીરીઝ (૬ પુસ્તિકા) | ૨=૭૫ |

## ઉપનિષદ્ વિભાગ

| | |
|---|---|
| ઈશ-કેન ઉપનિષદ | ૦=૭૫ |
| ઉપનિષદ ચતુષ્ટય– | ૨=૫૦ |
| (માંડૂક્ય, તૈત્તિરીય ઐતરેય શ્વેતાશ્વતર) | |
| ઈશાદિ નવોપનિષદ્ | ૮=૦૦ |
| છાંદોગ્યોપનિષદ્ | ૪=૦૦ |
| બૃહદારણ્ય-ઉપનિષદ્ | અપ્રકટ |

## ૩ ભાગવત વિભાગ

| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત વિચારદર્શન | ૨=૫૦ |
| ભાગવતની ગુરુપચ્ચીસી | ૦=૬૨ |
| ભાગવતનો વિશ્વધર્મ | ૦=૫૦ |
| ભાગવતનું યોગીશ્વર દર્શન | ૧=૫૦ |
| ભાગવતની પ્રશ્નોત્તરી | ૦=૫૦ |
| સત્સંગ પત્રાવલિ | ૧=૦૦ |

## ૪ પ્રકીર્ણ

| | |
|---|---|
| પ્રભુને પંથે | ૨=૫૦ |
| પ્રસન્ન પળો | અપ્રાપ્ય |
| સ્વાધ્યાય સૌરભ | ૦=૨૦ |
| સાધના સાર | ૦=૩૫ |
| ભારતનાં અમર બાળકો | ૦= |
| નીતિશતક (સમશ્લોકી) | અપ્ર |
| વૈરાગ્યશતક | |
| અભય પત્રાવલિ | અ |
| પ્રાર્થના સંગ્રહ | |
| પત્ર સંગ્રહ | |
| તુલસી | ૦= |
| ક્રિયાયોગ | ૦= |

## ૫ દાર્શનિક વિભાગ

| | |
|---|---|
| યોગ પત્રાવલિ ૩ ભાગમાં | ૭= |
| સંક્ષિપ્ત વેદાન્ત સિદ્ધાન્ત નિરૂપણ | અપ્રા |
| વ્યાપક વેદાન્ત | ૦= |
| નારદભક્તિસૂત્ર સાધન ભાષ્ય | ૧= |
| શિક્ષણ દર્શન | અપ્ર |
| જીવન દર્શન | ૨= |
| આર્ષ દર્શન | અપ્ર |
| સાંખ્ય સંજીવની | ૧= |
| જીવન દીક્ષા | અપ્રા |
| વૈષ્ણવ જન | અપ્રા |

## ૬ કાવ્ય વિભાગ

| | |
|---|---|
| નલિની પરાગ | ૨=૦ |
| સરોજ સુરભિ | ૧=૨ |
| પદ્મ પરિમલ | ૪=૦ |

## ૭ સંસ્કૃત ગ્રંથો

| | |
|---|---|
| ईशोपनिषद् संस्कृत भाष्यम् | अप्रा |
| भाट्टस्तोत्रसंग्रहः | ,, |
| जीवनदर्शनम् | |
| वेदान्तुशासनम् | २=५० |
| साख्यप्रदीप भाष्यम् | अप्रक |
| गीतादर्शनम् (समाप्यम्) | ६=०० |
| नारदभक्तिसूत्रसाधनभाष्यम् | अप्राप्य |
| विष्णुसहस्रनामभाष्यम् | ,, |

પુસ્તકો મોકલવાનું પોસ્ટેજ જુદું જાણવું.